# વૈષ્ણવજન


વર્ષ · ૧૦ ] આગ્રન ૧૯૭૧ [ અંક : ૧


## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [ વરસ ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

'વૈષ્ણવજન'
૨-રામકૃષ્ણનગર
રાજકોટ-૨


પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરેખ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ રાજકોટ

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

(રજીસ્ટર્ડ ઓફિસ · અમદાવાદ)


૪૮૯, આશ્રમ રોડ,
નવરંગપુરા
અમદાવાદ-૯

સહકાર, ૭૧ન
ડેસરભાઇ રોડ,
રાજકોટ


ગુજરાતના ખેડુતોને જમીન વિકાસના કામ માટે
રૂ. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમાં કરેલ ધીરાણની વિગત

| | સંખ્યા | કરોડ-લાખ |
|---|---|---|
| [૧] નવા કુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩ ૩૮ |
| [૨] જુના કુવા | ૩૧,૦૯૯ | ૨ ૮૪ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૨૪,૮૯૦ | ૪૦ ૬૪ |
| [૪] ટ્રેક્ટર્સ | ૩,૧૫૩ | ૫ ૭૦ |
| [૫] અન્ય | — | ૧૪ ૪૪ |

સમગ્ર સંખ્યા ૭ ૩૧,૦૬૪

બેંકની શાખાઓ ૧૮૧

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ<br>ઉપપ્રમુખ | હરિપ્રસાદ હ. ત્રિવેદી<br>આઈ. એ. એસ. રીટાયર્ડ<br>મેનેજિંગ ડિરેક્ટર | ઉદયભાણસિંહજી<br>યુવરાજસાહેબ ઑફ પોરબંદર,<br>પ્રમુખ |

# વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ

## કેટલાક જીવ સાવ ન્યારા જ હોય છે.

સામાન્યત: જીવનમાત્ર સુખના લાલચુ હોય છે, દુ:ખ ટાળવા ઇચ્છે છે. આરામ કરું, સુખમાં રહું અને કદીયે તકલીફ ઉઠાવવી ન પડે એટલી જ એની ઇચ્છા હોય છે. પરંતુ કેટલાક જીવ સાવ ન્યારા જ હોય છે. એ દુ:ખની પરવા નથી કરતા. એમના આનંદનો સ્રોત જુદો જ હોય છે. એ આનંદના ઉન્માદમાં એવા જીવ સંસારના સુખદુ:ખની પરવા નથી કરતા. મરણ તો એમની ગણત્રીમાં જ નથી હોતું. સુખ પોતે દોડી આવીને વળગી પડ્યું તો પણ તેને ઠોકર મારીને એ આગળ વધે છે. દુનિયામાં કોઇની મદદ ન મળી તો પણ હિમ્મત નહીં ગુમાવતા પોતાના માર્ગ પર જ આગળ ધપે છે. જાણે કોઇ અદૃશ્ય સાથી એમને ધીરજ આપે છે, અને એમની દરેક પ્રકારની દેખરેખ કરી રહ્યા ન હોય! જ્યારે નિરાશાનું ઘોર અંધારું છવાઇ જાય છે ત્યારે એવા જીવોને કોણ જાણે ક્યાંથી પ્રકાશનું એક કિરણ દેખાય છે. અને તે તરફ કિરણની ધૂંધળી દિશા તરફ આગળ વધતાં અંધારું કેટલું ગહન છે તેની એને પરવા નથી હોતી. આળકને જે રીતે માનું દર્શન થતું રહે છે, ત્યાં સુધી આસપાસ વધતા સંકટો નથી દેખાતાં, અથવા દેખાય તો પણ તેમની તે પરવા નથી કરતો, તે રીતે એ જીવોને આ દુનિયાના તે પારનું અને ઇંદ્રિયોને અગોચર કોઇ આશ્વાસન મળતું રહેવાને કારણે કોઇપણ આફતમાં કૂદી પડતાં તેઓ જરાય પાછી પાની કરતાં નથી. જેને અમરપદ મળ્યું, તે ચિરંજીવ થઇ ગયો, એ જેમ મોતથી ડરતો નથી, અને કોઇપણ આફત વહોરી લે છે – બરાબર એવી જ સ્થિતિ એ જીવાત્માઓની હોય છે



# પરિભ્રમણ

'આશુતોષ'

## છેલ્લી તક

લોકસભા માટેની પાંચમી ચૂંટણીએ લોકમતનો છેલ્લો ઝબકારો બતાવી આપ્યો છે. રાજ્યોમાં કેટલીયે ફેર ચૂંટણીઓ થઈ. આયારામ અને ગયારામોએ પાટલીઓ બદલી બદલીને તેના ભૂક્કા બોલાવી દીધા. અધૂરામાં પૂરું, વડાપ્રધાન સામાજીક હિત માટે જે પગલાં લેવા માગતા હતા, તેનો વિરોધ લોકોના પ્રતિનિધિઓએ લોકસભામાં કર્યો અને વાતવાતમાં સુપ્રિમ કોર્ટના બારણાં ખખડાવી, પાર્લમેન્ટનું ગૌરવ ઘટાડી નાખ્યું. ચૂંટણી સમયનાં તકસાધુ જોડાણો એ માત્ર લોકોને છેતરવાની જાળ હતી તે ચકોર મતદારો આખા દેશમાં સમજી ગયા. સૌને એક વાતની પ્રતિતી થઈ ગઈ કે ઈન્દિરાને હરાવવા ભારતભરના મહો એકઠા મળ્યા છે એટલે નક્કી એ બાઈ જોગમાયા હોવી જોઈએ! અને સૌએ તેમને જ મત આપ્યા. ભલે આપ્યા સવા સોનો સવાલ જ હવે આવીને ઊભો છે. અને ગરીબીને હટાવવાની પ્રક્રિયા શરૂ કરવી પડશે. બેકારોને રોજી આપવી પડશે ઘર વિનાનાને ઝૂંપડું આપી દેવું પડશે ભાવો નીચા લાવવાના રહેશે ગરીબ શ્રીમંત બને તે જોવું પડશે સાથેસાથે શ્રીમંત ગરીબ ન બને તેનું ધ્યાન રાખવું પડશે ટૂંકમાં, લોકશાહી રીતરસમમાં માનતી જનતાએ સરકારને એક છેલ્લી તક આપી છે અને તેનો સદુપયોગ નહીં થાય તો લોકોનો મિજાજ તો પ્રગટ થઈ ચૂક્યો છે. તેઓ કોઈ બહાનું સ્વીકારશે નહિ–વચન પ્રમાણે બધું આપવું પડશે–ચૂંટણી વખતે મામેરામાં જે પ્રમાણે લખાવ્યું હતું,–મેનિફેસ્ટોમાં–તે આ કુંવરબાઈનું મામેરું ભરપાઈ કર્યે જ છૂટકો. સૌએ સાથે હોડ બકી છે.

## શોધો અને મળશે

અલિયાબેટ વિષે આ કોલમમાં જે લખ્યું હતું તે લેખે લાગ્યું જાણી આનંદ થાય તે સ્વાભાવિક છે. નિરાશા આશામાં ફેરવાઈ જાય અને આશા નિરાશામાં એવી આ તેલની કહાણી છે. પીળા સોનાની શોધ કદાચ સહેલી હશે પણ કાળું સોનું શોધવું દુર્ગમ છે. અલિયાબેટ પછી તાપી અને બોમ્બે હાઈ વિસ્તારો ક્રમશઃ આ દાયકામાં ચકાસવા પડશે. ખનીજ તેલની બાબતમાં ભારત પગભર થઈ જાય તો દેશનું તે પરમ સદ્ભાગ્ય. દરિયાઈ શારકામ માટે એક જુદું વ્યવસ્થા તંત્ર હવે જરૂરી બનશે-એટલું જ નહીં પણ નાણાં, સાધનસામગ્રી અને જ્ઞાનકૌશલ ઝડપથી એકઠાં કરવાની કામગીરી હાથ પર લેવી પડશે. શોધવાથી શું નથી મળતું? મૈસુરમાં પશ્ચિમ ઘાટી ઉપર ચીકમગલુર જીલ્લામાં પર્વત ઉપર ૧૮૦૦ મીટર જેટલી ઊંચાઈએ કાચું પોલાદ વિપુલ પ્રમાણમાં મળવાની શક્યતા ઊભી થઈ છે. 'કુદ્રેમુખ' શિખરમાં ન ખૂટે એટલો વિશાળ જથ્થો ભારત સરકારના ખનિજ સંશોધન નિગમે શોધી કાઢ્યો છે અને આખી દુનિયાનો એક મોટામાં મોટો નિકાસ ઉદ્યોગ વિકસી શકે તેમ છે જાપાન અને અમેરિકન નિષ્ણાતોના મદદથી. ૧૯૬૮થી અહીં પ્રાથમિક કાર્ય ચાલી રહ્યું છે સો કરોડ રૂપિયાની આ યોજના પરિપૂર્ણ બનતાં મેંગલોર બંદરેથી દર વર્ષે ૫૦ કરોડની નિકાસ થઈ શકશે. યોજના એવી છે કે પાઈપ લાઈન દ્વારા દરિયામાં પંદર માઈલ દૂર સ્ટીમરમાં અદ્યતન વૈજ્ઞાનિક પદ્ધતિ દ્વારા, લોહમિશ્રિત ભૂકો ભરવામાં આવશે. મૈસુર ઔદ્યોગિક રીતે આગળ વધેલું છે જ અને આ વિપુલ ખનીજ સંપત્તિ પર્વતમાળામાંથી મળતાં તે રાજ્ય ભારતમાં સર્વપ્રથમ સ્થાન મેળવે તો ભાગ્યે જ આશ્ચર્ય થશે. કુદરતે આ રાજ્યને છૂટે હાથે સમૃદ્ધિ આપી છે–અને તે પણ દરેક ક્ષેત્રમાં.

## હવાઈ દળના ૩૮ વર્ષ

ભારતના હવાઈદળે ૩૮ વર્ષ પૂરાં કર્યાં તેથી તેની સિદ્ધિ આપોઆપ સાબીત થતી નથી વાસ્તવમાં તો અનુભવ અને કપરી કસોટી જ હવાઈદળની કાર્યશક્તિમાં વધારો કરે છે. ભારતના ભાગલા પડ્યા ત્યારે

નિરાશ્રીતોને ઘર આંગણે ઠાલવવામાં વિમાનીદળે સારી કામગીરી બજાવી હતી. ૧૯૪૭ની કાશ્મિરની લડાઈમાં પણ વિમાનીદળની ચકાસણી થઈ. નેફામાં માઓ ટેક-રાળ પ્રદેશમાં આઠ હજાર માઈલમાં બળવાખોર આક્રમકોથી નાગરિકોને બચાવવા વિમાની દળે કામગીરી બજાવી હતી ચીનના આક્રમણ વખતે માંદા અને અશક્ત લોકોની હેરફેર માટે હવાઈદળના હેલિકોપ્ટરોએ ૧૭૦૦૦ ફૂટની ઉંચાઈએ ઉતરાણ કરી રેકર્ડ તોડયો હતો કુદરતી આફત અને વિકટ પરિસ્થિતિમાં માનવતાના કાર્ય માટે વિમાની દળે હમેશાં મદદ કરી છે ચોમાસામાં જ્યારે જ્યારે રેલ્વેમાં ભંગાણો પડે છે અને ગામડાંઓ તેમજ મુસાફરો અટવાઈ પડે છે ત્યારે તેમને મદદ પહોંચાડવા માટે વિમાની દળ તૈયાર જ હોય છે ૧૯૬૪માં ધુનુષકોડીના પ્રલય વખતે તેમજ ગયે વર્ષે ગુજરાતમાં અતિવૃષ્ટિએ હાહાકાર મચાવ્યો ત્યારે લશ્કરી વિમાની દળે પ્રશંસનીય સેવા બજાવી છે આપણા પડોશી નેપાળ તથા સિલોનને પણ ભાગ્યના ભેરૂ બનીને અણીને સમયે મદદ કરી છે સર્વે ઓફ ઈન્ડિયાને નકશા બનાવવા માટે પણ વિમાનીદળ અમૂલ્ય સેવા આપે છે અને સખ્યાબંધ ઉડ્ડયનો કરી ફીલ્મ દ્વારા ફોટો નિરીક્ષણ ઝડપી લે છે. રાજસ્થાનના રણને આગળ વધતું અટકાવી દેવામાં વિમાનીદળે ભાગ ભજવ્યો હતો અને રેતીમાં માઈલોના માઈલો સુધી રણમાં બની વનસ્પતિના છોડ વાવવામાં મદદ કરી હતી ભારતના હાલ સર્વોચ્ચ લશ્કરી સેનાપતિ પુર્વીય કમાન્ડમાં હતા ત્યારે નેફા, નાગાલેન્ડ અને બીજા પ્રદેશમાં તેમના લશ્કરના શાંતિદુતોએ કેળવણી અને ખેતી જેવા સામાજીક કાર્યો હાથ ધરીને એ પછાત પ્રદેશને આગળ લાવવા અપૂર્વ કામગીરી હાથ ધરી હતી. આજે ભારત પોતાના વિમાનો બનાવી શકે છે ભારતનું સુપર સોનિક HF 24 “મારુત” તેમજ મિગ-૧ વિમાનો હવાઈદળમાં મોટા ભાગની સ્ક્વોડ્રનો પૂરી પાડે છે જો કે લાયક વિમાનોની બાબતમાં હજુ ઘણું કરવાનું બાકી રહે છે અને અવનવી શોધો.

## અનોખો સ્વયંવર

મધ્યપ્રદેશમાં ‘જાબુઆ’ ખાતે હોળીના દિવસોમાં જે મેળો ભરાય છે તે વિશિષ્ટ છે એટલું જ નહિ પણ સાથીની પસંદગી કરવાની બાબતમાં આદિવાસી અને ભીલ જેવી કોમો સમયની સાથે નહી પરંતુ આગળ પણ જઈ શકે છે તેની પ્રતીતિ કરાવે છે આ મેળામાં ભાવિ વરરાજાઓ અને વધુઓ શ્રેષ્ઠ શણગાર સજીને આવે છે નૃત્યની મહેફીલ જામે છે. ખાણીપીણી તો હોય જ મોટા ભાગના વરરાજાઓ તેમજ સૌભાગ્યકાંક્ષિણી કન્યાઓ મેળામાં જ સાથીની પસંદગી કરી લે છે અને ત્યાંથી જ મધુરજની ગાળવા જાય છે અને થોડા સમય પછી જ્યારે પાછા ફરે છે ત્યારે રીતસર વરવધુ બનીને ઘર માંડે છે જે લાડીલાઓ અને લાડીઓ આમાં રહી જાય છે તેમનો મેળ પછી તો સામાજીક રિવાજ પ્રમાણે પૈસાની લેતી દેતી લઈને થાય છે, અને વધુને ઘરમાં લાવતા બે થી ત્રણ હજાર રૂપિયાનું ખર્ચ થાય છે આ પ્રદેશ ઘણો પછાત છે, ગરીબી અને અજ્ઞાનનું પ્રમાણ પારાવાર. ખૂનામરકી રોજનો બનાવ આર્થિક રીતે માન્યામાં ન આવે તેટલો પછાત સામ્યવાદીઓને અને માઓના ચેલાઓને માફક આવે એવો પ્રદેશ તેમાં આ ઉત્સવ એકજ આશાના કિરણ જેવો બની રહે છે વસતિ વધારો એટલી ઝડપે થાય છે કે કુટુંબ નિયોજનવાળાનું ધ્યાન ખેંચાયું નથી તે એક પ્રશ્ન બની રહે છે.

## શારદાગ્રામ

સૌરાષ્ટ્રની અજોડ શિક્ષણ સંસ્થા શારદાગ્રામને તેની કારકીર્દીની શરૂઆતમાં માથે ગણતાં ૫૦ વર્ષ પૂરાં થાય છે આ સંસ્થાના કેન્દ્રમાં શ્રી મનસુખરામભાઈ જોબનપુત્રા નામની એકજ વ્યક્તિ છે એવો વિચાર કરીએ છીએ ત્યારે આવી નમૂનેદાર વિરાટ કેળવણી સંસ્થા જે સંજોગોમાં કામ કરી છે-અને જેવી ગીર્તે કરી રહી છે તે પ્રત્યે આશ્ચર્ય પ્રગટ થયા વિના રહેતું નથી સરકાર તરફથી મદદ મળતી હોય તો પણ આવું સંગીન સંચાલન અને નક્કર પરિણામ જોવા સાંપડે નહિ સ્વચ્છતા, શિસ્ત, નિયમિતતા, આદર્શ રીતભાત, પ્રાચીન-અર્વાચીનનો સુમેળ, વિદ્યાની વ્યવહારૂ ઉપયોગિતા, નઈ તાલીમ ઈત્યાદિ એકસાથે રુચિકર સ્વરૂપમાં શાંતિનિકેતન જેવી કોઈ રડીખડી સંસ્થામાં જોવા મળે તો ! બાકી અહી આવીને બધું નજરે જોઈ

# સરકાર કે સહકાર ?

ગુરુદયાલ મલ્લિક

સ્વતંત્રતા માણસને ઇશ્વર તરફથી મળેલું એક અમૂલ્ય દાન છે. એ એનો સૂક્ષ્મ પ્રાણ છે. કોઇ માણસ પાસે કુબેર સરખું અપાર ધન હોય, પરંતુ તે ગુલામ હોય તો તેનો આત્મા ધનનો ઉપભોગ કરવા છતાં અસંતુષ્ટ રહે છે, કેમ કે, જંજીર સોનાની હોય તો યે આખરે તે જંજીર જ છે, કેમ કે તે એની સ્વતંત્રતા છીનવી લે છે.

પરંતુ સ્વતંત્રતા તો એક તલવાર જેવી છે. તેને સારી રીતે 'ચલાવતાં' આવડવું જોઇએ એક વીર પુરુષ પોતાની તલવાર કેવળ એક વિશેષ ધ્યેયની સફળતા માટે જ ચલાવે છે—એટલે કે ઉચ્ચ લક્ષ્યની વચ્ચે જે અંતરાય આવે તેને દૂર કરવા માટે એ જ રીતે સ્વતંત્રતાનો મુખ્ય ઉપયોગ વ્યક્તિના વિકાસ વચ્ચે આવતી અડચણો દૂર કરવામાં જ છે

મનુષ્યના સર્વાંગીણ વિકાસમાં તો સૌથી મોટો દુશ્મન એનું પોતાનું અજ્ઞાન અથવા અહમ્ છે કેમ કે, જ્યાં સુધી તે પોતાની ખુદીને ભસ્મ નથી કરતો ત્યાં સુધી તે ન તો ભગવાનને પામી શકે છે ન તો પ્રભુને પરિવાર—માનવજાતિ—ની સાચી સેવા કરી શકે છે

એ સાચું છે કે કોઇ વિરલ વ્યક્તિ જ—ગાંધીજી જેવી—પોતાની ખુદીને એ રીતે ભસ્મ કરી શકે છે કે તે ખુદ પોતે શૂન્ય થઇ જાય અને એ શૂન્યતામાં પોતાના આત્માને—જે પરમાત્માનો એક પરમ અંશ છે—ઓળખી શકે પરંતુ એ પણ એટલું જ સાચું છે કે તે પોતાની ખુદીને કાબૂમાં નહી રાખે તો ખુદી તેને ભસ્મ કરી દેશે એનું પરિણામ એ આવશે કે જે સ્વતંત્રતા એને પોતાની એક દીપાવલિ બનાવવામાં મદદ આપવા માટે પ્રભુ તરફથી દાનરૂપ મળી છે તે જીવનને એક દાવાનલમાં પલટી નાખશે।

એક ગુલામ, જ્યારે તે મુક્ત થઇ જાય છે, ત્યારે પ્રથમ તો તે પ્રાય એવો સ્વાર્થી થઇ જાય છે કે બીજાઓની આઝાદી ઝૂંટવવા મંડી પડે છે. પરંતુ જ્યારે એને એનું જ્ઞાન થઇ જાય છે કે એને બીજાઓ સાથે હળીમળીને રહેવાનું છે તથા એના વિના એનું જીવન વિકાસ નહી પામી શકે અને વ્યર્થ જેવું થઇ જશે, ત્યારે તે પોતાની ખુદીને બીજાની સેવાના રૂપમાં બદલી નાખે છે. એ રીતે એનામાં સહકારની ભાવના જન્મે છે.

ગુલામોની પોતાની ઇચ્છા કદી પૂર્ણ થતી નથી. તેઓ ખુદ પોતે નથી ચાલતા. એમને જ્યારે કોઇ ચલાવે છે ત્યારે ચાલે છે એ જ કારણે એમનામાં સહકારની વૃત્તિ અણુવિકસી જ રહે છે. તે દરેક બાબતમાં સરકાર તરફ જુએ—જે એના પર શાસન કરે છે. સરકારને જ એ લોકો પોતાના મા-બાપ સમજે છે પરસ્પરના ભ્રાતૃભાવથી એ લોકો પરિચિત નથી હોતા એટલા માટે ગુલામ કયા તો સરકાર સામે એકબીજાની ચાડી કરે છે અથવા પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે સરકારની ખુશામત કરે છે એમને હંમેશા પોતાની જ ચિંતા હોય છે, બીજાઓની ભલાઇનો રતીભાર પણ વિચાર આવતો નથી

આપણે ભારતવાસીઓ આજે સ્વતંત્ર છીએ. આપણે ગુલામીથી મુક્ત થઇ ચૂક્યાં છીએ. આપણે સ્વતંત્રતાનો ઉપભોગ કરતાં વીસ વરસ થવા આવ્યા છે. પરંતુ શું આપણામાં સહકાર—ભાવનાનો યોગ્ય વિકાસ થયો છે ? શું આપણે હજી ઘણી બાબતોમાં સરકાર સામે તાકીને બેસી નથી રહેતા ? બબ્બે મહિનાઓ વહી જાય પણ આપણા ગામની એક નાનકડી જરૂરિયાત—જે આપણે પરસ્પર હળીમળીને પૂરી કરી શકીએ—એમની તેમ જ આપણી તરફ તાકતી રહે છે. આપણે દરેક બાબતમાં સરકારની નજર નાખીને બેસીએ છીએ ! આ બધું ક્યાં સુધી ?

આપણે સ્વતંત્રતાનો સાત્ત્વિક રીતે ઉપભોગ કરીએ છીએ કે નહીં, એનો એક જ માપદંડ છે—અને તે એ કે આપણામાં ઉચિત સહકારની ભાવના વધી રહી છે કે નહીં ?

સહકાર કે સરકાર !

# જપાનની કવિતા વિષે

પ્રજ્ઞા ચતુર્વેદી

'કવિતા તો નિપ્પોનનો ધર્મ છે. કવિતા દ્વારા નિપ્પોનના લોકો પોતાના સ્વદેશાભિમાન, શૌર્યભાવના અને સૌંદર્યપ્રેમ કેળવે છે. કવિતા તેમના રોજિંદા જીવનની પારાશીશી છે.'

એક જપાની વિવેચક લખે છે:

'અમારી ચિત્રકળાની જેમ અમારી કવિતાને પણ અલ્પ રેખાંકની જરૂર હોય છે કવિતાના લાંબા છંદો સિવાય ટૂંકા છંદો પૈકી એક એકત્રીસ પદનો અને બીજો સત્તર પદનો એમ બે છંદો બહુ લોકપ્રિય અને પ્રચલિત છે. કવિતાની લોકપ્રિયતામાં નાત જાત કોમ કે વર્ણનો ભેદભાવ આડે આવતો નથી. છ વરસનું બાળક શાળાએ જતું થાય તે પહેલાં એને અમારા ઉત્તમ કાવ્યો શીખવી દેવામાં આવે છે. આ રૂડો પ્રતાપ છે અમારા કવિતા પાનેનો. poetry cards એમાં સો શિષ્ટ કાવ્યોનો સમાસ થતો હોય છે. એટલે કે કવિતા જાણે અમારી એક જાતની પ્રજાકીય રમતગમત છે; અને તે અમે પારણાથી માંડીને કબર સુધી રમીએ છીએ. કવિઓ નિપજાવવા સારું અમારે કાંઈ ભણતર કે વિદ્વતાની જરૂરત રહેતી નથી, કવિતા તો સ્વયંભૂ જેવી છે. ઋતુઓનાં આગમન, ચંદ્રમાની ભરતી અને ફુજી નો-યામા પર્વત પર વિહરતા બરફ જેટલી સહજ અને સુંદર છે.

અને એ કવિતા એટલે આદર્શ રૂપના સર્વ ગુણોથી સંપન્ન એવી ઉચ્ચતમ વૃત્તિઓનું નિદર્શન, અને એ નિદર્શન સઘળા ઉદાર આચાર વિચારની કૂંચી સરખું હોય. જૂની જાપાની કવિતાએ સ્વદેશપ્રેમનાં મૂળ પોષ્યાં છે અને સાર્વજનિક કલ્યાણ અર્થે વ્યક્તિના આપભોગની હંમેશાં તત્પરતા બતાવી છે.

મોટા ભાગ ! જૂનાં કાવ્યો પ્રજાજીવનની કહેવત જેવા થઈ ગયાં છે, અને જે ઘડીએ તમે એ પૈકીનું એક કાવ્ય બોલો એટલે કોઈને કાંઈ દલીલ કરવાપણું રહેતું નથી એ સ્વયંસિદ્ધ સત્ય છે, નાખી ફૂંકથીના જવાબ જેવું છે અને ઘણીવાર તો રાજનૈતિક, સામાજિક કે કૌટુંબિક વાદવિવાદોને સમાવી દેવાના ઉત્તમ સાધનરૂપ બને છે.

અમે જપાનીઓ મોટા હોઈએ કે છોટા, પણ અમારી જાતને સાહિત્યના સરળમાં સરળ રૂપ કવિતાની કડીઓમાં રેડી શકીએ છીએ. સમય ગાળવા સારુ અમે અમારા જીવનનું પ્રતિબિંબ કવિતામાં પાડવાનો પ્રેમ ધરાવીએ છીએ. અમારી બોલીમાં અમારી રીતે ગદ્યની પેઠે પદ્યમાં પણ અમારા નિત્યજીવનની પ્રેમાળ અને મળતી લાગણીઓ બતાવીએ છીએ. અમારા ઘરડાઓ ચીની સાહિત્ય, ચીની તત્ત્વજ્ઞાન અને ચીની કળાના ઉપાસક હતા અને એમાંથી પ્રેરણા પીતા.

ચીની અને અંગ્રેજી ભાષા અમારી શાળાઓમાં ફરજિયાત છે એટલે અમે એ બે ભાષાઓ લખી વાંચી શકીએ. પણ અમે પરભાષાઓ બહુ ઓછી શકતા નથી એટલે ચીની કે અંગ્રેજી ભાષામાં અમારા પોતાપણાને બોલીને પ્રગટ કરી શકતા નથી. એમ છતાં અમારું રાષ્ટ્રીય પુનરુત્થાન કરનાર તો ચીની ભાષામાં લખનાર જપાની લેખક રાઈ સાન્યોહ હતો ચીની ભાષામાં કાવ્યો રચીને આ કવિ લેખકે ઝારના વખતના રશિયા ઉપર વિજય મેળવવાનો માર્ગ અગાઉ સાફ કરેલો. એટલે એમ કહી શકાય કે ચીન દેશે આધુનિક જપાન બનાવ્યું છે અને રૂસના પંજામાંથી બચાવ્યું છે ચીની સાહિત્યે આમ અમારા ઉત્કૃષ્ટ વિચારોને જન્માવ્યા છે, પરંતુ મુખ્યત્વે કરીને ચીની ભાષાના સાહિત્યે અમને વીરરસ કવિતા આપી.

વરસમાં એકવાર નવા વર્ષના પ્રથમ દિને જપાનનો બાદશાહ નવા કાવ્યનો એક વિષય પસંદ કરી જાહેર કરે છે અને વાર્ષિક હરીફાઈ માટે એ વિષય પર એકત્રીસ પદનાં કાવ્યો પોતાની શાહી કચેરીએ મોકલવા સમસ્ત પ્રજાને નોતરે છે. આવા કાર્યક્રમને લીધે દેશમાં વસનાર કે પરદેશમાં રહેનાર

જપાનીઓને ઉત્સાહ ચડે છે. બધા લોક અજબ જેવી રંગભરતીએ અને નવીન સૌન્દર્યભાવનાએ રંગાય છે વસ્તુત મીઠાઈઓ કરનાર કંદોઈ લોક પણ નવા વર્ષની કેકમાં શાહી કાવ્ય–વિષયની ભાત પાડે છે. એ એક નૂતન ફૅશન થઇ પડે છે. કિમોનો નામના ઝભ્ભાઓની બનાવટમાં પણ એ વિષયની સૌન્દર્ય-ભાવનાઓ વિવિધ રૂપોમાં પ્રગટી નીકળે છે. લાખ જેટલા કાવ્યો આવે છે તેમાંથી ટોકિયોનું શાહી કવિતાખાતું અમુક સો જેટલાં ચાળી લે છે, એ પૈકી બાર જેટલાં છેવટની પસંદગીમાં બાકી રહે છે અને મિકાડોના મહેલના ફિનિક્ષહોલમાં કવિતોત્સવ વેળાએ ઉત્તમ કાવ્યો તરીકેની ગણતરીમાં તેઓનો સમાવેશ થાય છે. એ ગણતરી જ કદર કે ઈનામ ગણાય છે. આ ઉત્સવ રાજા અને રાણીની હાજરીમાં ઊજવાય છે બીજા કુંવરો અને કુંવરીઓ અને રાજ્યાધિકારીઓ પણ હાજર રહે છે અને એ બધા હરીફાઈમાં સામેલ થયાં હોય છે. ટાન્કા નામના ટૂંકા છંદમાં ઉત્તમ લેખકોની હરોળમાં કેટલાક રાજા અને રાણીઓના નામ મૂકી શકાય તેમ છે આમાં હાલના મિકાડોના દાદા મેઇજી તેનોહ શ્રેષ્ઠ લેખક હતા એમણે પોતે લખેલી એક લાખ જેટલી રચનાઓ ગ્રંથાકારે બહાર પાડી છે.

જપાની લોકોનો પ્રાણ કવિતામાં ખરેખરો હલમલી ઊઠે છે. કવિતાના પ્રભાવે કરીને દેવો પણ મર્ત્ય જન માટે પોતાની ઇચ્છા ફેરવે છે એમ અમારા લોક અંતઃકરણપૂર્વક માનનારા છે. ભયકારી ભૂતો અને રાક્ષસો પણ કવિતાની જાદુઈ અસર હેઠળ રોવા મંડી પડે છે! અમે એવા તો કવિતાના ભક્ત છીએ કે અમારી ભાષાનો કક્કો ઇ-રો-હા જાતે એક મનોહર કાવ્ય જેવો લાગે છે. અને અમે કેવી કવિતાભરી દુનિયામાં રહીએ છીએ તેનું આથી અમને સ્મરણ રહે છે રંગ અને સુગંધ ઊડી જાય છે. આ સંસારમાં સઘળું નશ્વર છે આજનો દિવસ ભૂતકાળના સૂનકારમાં અદૃશ્ય થાય છે. સ્વપ્નની ઝાંખી છાયા જેવું એ છે એનો અમને રજમાત્ર શોક નથી.

અમો જપાનીઓને કળા અને કવિતાનું રહસ્ય એવું છે કે આકરી પણ લાગણીભરી વિષયપસંદગી, જે ભાવદર્શન કરાવવાનું હોય તેને બિનજરૂરી એવી હકીકત છેડી દેવી, કારણ કે સત્ય એ બહારની અને છીછરી એકરૂપતા કરતાં વધુ અગે આત્માનો જ વિષય છે

*

મેવાડના ગૌરવભર્યા ઇતિહાસના, સૌથી કીર્તિશાળી, રાણા પ્રતાપની, યુવાવસ્થાનો આ પ્રસંગ છે તેના નાનાભાઇ શક્તિસિંહ સાથે, તેઓ એક દિવસ શિકારે ગયા હતા ઊંડા ઘોર નિર્જન જંગલમાં, બંને ભાઇઓ પહોંચ્યા, અને વાતવાતમાં, કોઇ નજીવા કારણે બને વચ્ચે કાંઇક કડવાશ જાગી થોડીવારમા, આ ઊર્મિલ વીર જુવાનોનો કજિયો, દ્વંદ્વ પર આવી પહોંચ્યો કુમારોએ તલવારો ખેંચી, અને એક બીજા પર પ્રહારો કરવાની તૈયારી કરી, એટલે તેમની સાથે આવેલા ચારણે, બંનેને રોકતાં કહ્યું 'જ્યારે આખા દેશ ઉપર દુશ્મનો ધૂરકી રહ્યાં છે, ત્યારે દેશના રાજકુમારો, અંદરોઅંદર લડ્યા કરે, એ શોભતુ નથી ' પણ આવેશયુક્ત રાજકુમારોએ, આ અનુભવી અને સ્વદેશપ્રેમી ચારણના વાણી પર ધ્યાન આપ્યું નહિ. ને તલવારો વીંઝવાની શરૂઆત કરી દીધી બાજી બગડી ગઇ છે, અને સંવાદના શબ્દોથી આ લડાઇ અટકાવી શકાય એમ નથી, એમ જ્યારે ચારણને જણાયું, ત્યારે તત્ક્ષણ મહાન નિશ્ચય કરી, ચારણે આ બે જુવાનો વચ્ચે ઊભા રહી, કટાર કાઢી પોતાની છાતીમાં ભોંકી દીધી, અને 'મારા મૃત્યુથી તમારા કલહનું શમન થાઓ' એમ કહી પ્રાણ છોડયા

દિલીપ ગાંધી

નિંદામાં વિટામિન અને પ્રોટીન બંને છે. નિંદા પેટી સાફ કરે છે, પાચનક્રિયા ઠીક કરે છે, બળ અને સ્ફૂર્તિ આપે છે નિંદા દરેક રોગનો ઇલાજ પણ છે. આમ સ્વાસ્થ્ય વિજ્ઞાનની એક મૂળ સ્થાપના મેં કરી દીધી છે હવે ડૉક્ટરોને માટે એક જ કાર્ય બાકી રહે છે કે એ નિંદામાં કયું અને કેટલું વિટામિન અને પ્રોટીન રહેલું છે! મારો તો મત છે કે સ્ત્રી સંબંધી નિંદામાં પ્રોટીનનું તત્ત્વ વધારે હશે, અને દારૂસંબંધી નિંદામાં વિટામિન વધુ હોવું જોઈએ.

મારી સામે જે સજ્જન બેઠા હતા તે કહી રહ્યા હતા : 'તમને ખબર છે? પેલા સ્વેટરવાળા ભાઈ દારૂ પીએ છે.'

મેં ધ્યાન ન આપ્યું એટલે એમણે ફરી કહ્યું: 'ખરેખર તે ભાઈ દારૂ પીએ છે.'

નિંદામાં જો આપણે ઉત્સાહ ન બતાવીએ તો એવી વાત કરવાવાળાને અપમાન જેવું લાગે છે. પેલા સજ્જન ત્રણ વાર એ વાત કહી ચૂક્યા હતા અને હું ચૂપ રહ્યો હતો. પણ હવે મને એમનો ચહેરો જોઈને દયા આવી.

મેં કહ્યું: 'પીવા દો.'

'પીવા દો?' તે ચકિત થઈ બોલ્યા. 'તમે કહો છો પીવા દો?'

'હા, આપણે નથી તેમના પિતા કે નથી તેના શુભચિંતક. એમના દારૂ પીવાથી આપણને કાંઈ નુકસાન થતું નથી' મેં કહ્યું.

એમને મારી વાતથી સંતોષ ન થયો. તેઓ ફરી એ જ વાતને કેન્દ્રમાં રાખી મારી સાથે લમણાં-ઝીક કરતા રહ્યા. ત્યારે મારાથી ન રહેવાયું. મેં એમને થોડાક સવાલો પૂછી નાખ્યા

'તમે ચોખા વધારે ખાઓ છો કે રોટલી? કઈ બાજુએ સૂવો છો? બૂટમાં પહેલા પગ કયો નાખો છો, ડાબો કે જમણો?'

હવે તેઓ હી....હી....કરી હસવા લાગ્યા. કહેવા લાગ્યા 'આ તો મારી પ્રાઇવેટ વાત છે. એને પેલી વાત સાથે શું સંબંધ?'

'તમારી જેમ જ પેલા ભાઈને તે શું ખાઈ-પીએ છે એ તેમની પ્રાઇવેટ વાત છે. મારે એમની સાથે એવો કશો સંબંધ નથી, તમારે હશે એમ મને લાગે છે?' મારે કહેવું પડ્યું.

આ વાતનો એ સજ્જન પુરુષે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ

વેદમાં સોમરસના ૬૦થી૬૫ શ્લોકો છે. એણે સોમરસને તો પિતા અને ઈશ્વર સુધી ગણ્યો છે, એ કહે છે : 'તમે મને અમર બનાવી દીધો છે. હવે હું પૃથ્વીને હથેળીમાં રાખી મસળી શકું છું.'

કહેવાય છે કે દારૂ પીવાથી શરીરની ચેતનાનો વિસ્તાર થાય છે. એક શ્રીમંત માણસનો એટલો બધો ચેતનાનો વિસ્તાર થઈ ગયો છે કે તેઓ રિક્ષા-વાળાને રસ્તામાં પાન ખવડાવે છે, સિગારેટ પીવરાવે છે, અને વળી ડબલ પૈસા પણ ભાડાનાં આપે છે. પીધા પછી તેઓ 'ચેતનમય' થઈ જાય છે. કયારેક કયારેક તો તેઓ રિક્ષાવાળાને બેસાડી ખુદ રિક્ષા ચલાવે છે.

આમ તો તેઓ ભલા માણસ છે. પણ મેં કોઈ એવા માણસો પણ જોયા છે. જે ભાનમાં પણ માનવી નથી થઈ શકતા માનવીપણું તેઓની પર દારૂની જેમ ઊતરે-ચડે છે, એમની માનવતાને વાઈ આવે છે સાંભળ્યું છે કે વાઈને ઉતારવાને. માટે જોડા સુંઘાડવામાં આવે છે કોઈ કોઈને વળી એનાથી ઊલટું પણ થાય છે

ખેર, મારે જે કાંઈ કહેવું છે તે કહી દઉં. વાત દારૂની નથી, મારી સામે બેઠેલાં પેલા સજ્જનની છે.

જે મારી સામે થોડે દૂર બેઠેલા બીજા કોઇના દુરાચાર પર ચિંતિત હતા હું ચિંતિત ન હતો એટલે તે સજ્જન નારાજ અને વધુ દુઃખી હતા.

'હવે તે દારૂની વાત મૂકી સ્ત્રીની વાત પર આવ્યા '...અને જુઓ, પે...લા ભાઇ...પેલા થાંભલા પાસે ઊભા છે તે...હા....તેમને અમુક સ્ત્રી સાથે અનૈતિક સંબંધ છે.

'હા, એ ખરાબ વાત કહેવાય. ખરાબ એટલા માટે કે મારે તે સ્ત્રી સાથે કશો સંબંધ નથી ' મેં કહ્યું'

મારા જવાબથી તે સજ્જન બિલકુલ નિરાશ થઈ ગયા. કદાચ વિચારતા પણ હશે કે 'આ માણસ તો પથ્થર છે. માણસોની આવી ઊંચી જાતની નિંદામાં પણ આ માણસ રસ લેતો નથી.

તે ઊઠીને ચાલ્યા ગયા, અને હું વિચારતો હતો કે લોકો સમજે છે કે બારી હવા અને પ્રકાશ માટે બનાવવામાં છે, પણ ખરેખર તો બારી જોવાને માટે જ હોય છે.

જે માણસની સ્ત્રી સંબંધી કલંક કથા તે મને કહી રહ્યો હતો તે માણસ તો ભલો, ઇમાનદાર સાચો, દયાળુ અને ત્યાગી છે. તે કદી છળ કે કાળા બજાર નથી કરતો, નથી કોઇને ઠગતો, કે લાંચ ખાતો કોઇને કશું પણ નુકસાન થાય તેવું એ કદી કરતો નથી. હા, એને એને એક સ્ત્રી સાથે મિત્રતા છે, એટલે તે માણસ ખરાબ અને અનૈતિક થઇ ગયો છે।

સાચી વાત એ છે કે જે માણસને સ્ત્રી અને પુરુષના સંબંધની વાત ખટકે છે તે ખરેખર અનૈતિકતાની નથી હોતી પણ એ હોય છે કે અરેરે, એની જગ્યાએ હું કેમ નથી. આવા લોકો 'ચૂંગી અમલદાર' જેવા માલૂમ પડે છે, જે દરેક આવતી જતી ગાડીને રોકી, અંદર જોઇ પૂછે છે: 'તેં અંદર કાંઇ છૂપાવ્યું તો નથી ને?'

*

ઉકરડામાં ઊગેલો ચંપો ને આંગણામાં પડેલો ઉકરડો એવો વિરોધાભાસ ઊભો કરે છે કે જેમાંથી માણસની જીવન વિષેની દૃષ્ટિને પારખી શકાય.

*

અત્યારે આપણા દેશમાં સ્વતંત્રતા છે પણ સ્વતંત્રતાને લગતી કેળવણી નથી આજે આપણી શાળાઓમાં કેળવણીને લગતી સ્વતંત્રતા નથી.

*

જો માણસમાં ઈશ્વરે જરાપણ અકકલ ન મૂકી હોત તો તે એક વફાદાર કૂતરા તરીકે કોઈ બેઅક્કલ શેઠાણીનો ખોળો મેળવી શક્યો હોત

*

કોઇ લોભી માણસની છેતરીને તમે પૈસા મેળવી શકો, પણ કોઈ ઉદાર માણસને તમારો કરવા માટે ગમે તેટલા પૈસા કામિયાબ બની શકે નહિ.

*

કેટલાક અંતઃકરણમય માનવીઓ, અંતઃકરણ ને ખાતર જ, અંતઃકરણને નામે, અંતઃકરણપૂર્વક અંતઃકરણનાં પાપ કરે છે.

*

તમે રમકડાં જોઇને એની આવી બેહદ પ્રશંસા શા માટે કરો છો? શું તમારે ઘેર બાળકો નથી?

*

# બાને નામે

છગનલાલ પરમાર

"તારી બાને કેટલું બધું દુઃખ થાત, બેટા, આજે જીવતી હોત તો? તારે માટે કેવાં કેવાં સ્વપ્ન એ બિચારી સેવ્યા કરતી! 'મારો બિપિન તો બહુ ડાહ્યો ને લાયક થવાનો, ખૂબ ભણીગણીને મોટો માણસ બનવાનો,' એવું એવું એ કહ્યા જ કરતી. છેક છેલ્લી ઘડીએ પણ એ જ ભલામણ : 'જો જો, મારા બિપિનને કયારેય ઓછું આવવા ન દેતા. એને ખૂબ ભણાવજો ગણાવજો, હો! મોટો માણસ બનાવજો.'

બોલતાં બોલતાં નરોત્તમદાસની આંખ છલકાઇ આવી, અવાજ તરડાઇ ગયો, છતાં એવી જ આંખે ને એવા જ અવાજે એમણે ઉમેર્યું—જાણે એ બધાંની કોઇ જીવનવિધાયક અસર બિપિન પર પાડવા માગતા હોય તેમ :

"મેં વચન આપ્યું, મોંમાં પાણી દીધું ત્યારે જ એણે શાંતિથી દેહ છોડયો. સ્વર્ગમાં બેઠી બેઠીય આપણા પર મીટ માંડી રહી હશે, તારામાં બિપિન, જે દિવેલાઇ દેખાય છે એ તારી બાનો જ વારસો છે, એ વારસાને તું દીપાવીશ તો જ એના આત્માને શાંતિ વળશે...ત્યારે બેટા, તું તો તોફાની ને રખડું થતો જાય છે.!"

બારતેર વર્ષનો બિપિન એકકાન થઇને પિતાને સાંભળી રહ્યો હતો. બોલ્યો ત્યારે તેનું યે હૈયું ભરાઇ આવેલું, સાદ ગળગળો થઇ ગયેલો : 'સમજું તો હું ય છું, બાપુજી! પણ કાંઇ ચાલતું નથી મારું. ઘણું ઘણું કરું છું મનને કાબૂમાં રાખવા, પણ એ તો કૂતરાની પૂંછડી જેવું! જરાક ઢીલું મૂકું કે વાંકું ને વાંકું!" જરા વાર રહીને : "કેવાં ભલા છો, બાપુજી, તમે! મારાં બા પણ, તમે કહો છો, બહુ જ લાયક હતાં. ત્યારે હું કેમ આવો નાલાયક નિવડયો?' અને બિપિન રડી પડયો.

બિપિનના ઉકળાટના શબ્દો સાંભળીને નરોત્તમદાસ ચમકયા. પત્નીનાં સ્મરણો જાણે જળસોત તેમના મન પર ફરી વળ્યાં. અનેક અવનવા ભાવોના મોજાં મુખ પર ઊછળવા લાગ્યાં, પણ તરત જ તેમણે આ બધાં આંદોલનો દબાવી દીધાં ને બિપિનને વહાલ કરતાં બોલ્યા :

"કોચવા નહિ, બેટા! તું તો હજી બાળક છે. છતાં આટલી કોશિશ કરે છે તો જરૂર સુધરી જઇશ તારી બા જેવો જ લાયક થવાનો. મન આડું અવળું દોડે કે તારી બાને સંભારવી. એની ઇચ્છાનું એના ગુણનું રટણ કર્યા કરવું. એટલે મન એની મેળે ઠેકાણે આવી જશે....અને બીજું, રખડુ છોકરાઓનો સંગ ન કરવો, એવાઓને સંગે આપણે પણ બગડીએ."

"સાચું કહું, બાપુજી?" બિપિને સંકોચથી છતાં નિખાલસતાથી કહ્યું : 'રખડુ હું જ છું. હું જ બીજાઓને બગાડું છું. થોડીકવાર વર્ગમાં ભણું ત્યા તો રખડવા જવાનું એવું જોર આવે કે ન પૂછો વાત. વળગાડ જ જાણે! મનને મારવા બાને ખૂબ યાદ કરું, પણ રહેવાય નહિ. પાણી પીવાની રજા પડે કે દફતર લેતોકને ભાગી છૂટું ત્યારે જ ચેન પડે. સાથે બેચાર છોકરાઓને પણ ખેંચતો જાઉં. એક ભાગેડુ બીજાનેય ભાગેડુ બનાવે."

"તે તારા માસ્તર કાંઇ કહેતા નથી?"

"માસ્તર તે ઘણુંય કહે છે ઘેર ભણાવવા આવે છે ત્યારે તમારી રોજેરોજની ભલામણ, એટલે ગીવટ પણ બહુ રાખે છે. છતાં હું ભાગી જાઉં છું એમની આંખ આંજીને. રજા કરીને ઘરે એટલે પાછો નિશાળે જાઉં ત્યારે પણ સમાનવમાં ખાડો ન રાખે."

"શું સમજાવે?"

"કહે : 'બિપિન બાપુજીને તારે માટે કેટલી બધી લાગણી ને કાળજી છે? એટલી મેં કાંય નથી જોઇ. તમારી સ્થિતિ બહુ સારી નથી, છતાં ટયુશન

રખાવ્યું છે. આજે પણ સારો ચૂકવે છે' એટલે બાપુજી, એક વાર માસ્તારને મેં એનું કારણ કહ્યું કે, 'મારી બા હતાં ને, એ બહુ સમજુ ને લાયક હતાં મને બે મહિનાનો મૂકીને ગુજરી ગયાં, પણ મરતાં મરતાં બાપુજી પાસેથી વચન લઇ લીધું— મારું બરાબર ધ્યાન રાખવાનું, મને ભણાવવા ગણાવવાનું, મને મોટો માણસ બનવાનું."

"પછી શું કહ્યું માસ્તરે ?"

'કહ્યું : 'ત્યારે તો તારે બા જેવા ખાસ લાયક થવું જોઇએ. એમની ઇચ્છા પૂરી કરવી જોઇએ. તો જ એમના આત્માને સંતોષ મળે."

"માસ્તરે બરાબર કહ્યું, બિપિન!" નરોત્તમદાસે રાહત અનુભવી.

"માસ્તર તો ભણેલા માણસ રહ્યા. આવું બધું 'સમજાવતાં આવડે' એમને તો પણ આપણા રસોઇયા મહારાજ છે ને, એ પણ મને જ્યારે ત્યારે સમજાવે છે."

"શું સમજાવે છે એ વળી ?" નરોત્તમદાસનું કુતૂહલ પરાકાષ્ઠાએ પહોંચ્યું.

"એણે મારી બાને તો ક્યાંથી જોયા હોય? એટલે એમના વિશે તો શું કહે ? પણ તમારાં વખાણ એ બહુ કરે. તમારી જ વાત માંડીને બેઠા હોય. કહે : "બાપુજી કલકત્તાથી દેશમાં પાછા આવ્યા ત્યારે ભરજુવાનીમાં, બે પૈસા ગાંઠમાં ને ખરા વેપારનો સારી પેઠે અનુભવ. એટલે માગાં ઉપર માગાં આવવા મંડયા. પણ બાપુજીની તો એક જ વાત : 'નહિ, નહિ. મારે હવે બીજું ઘર કરવું જ નથી. લોકોએ સમજાવવામાં મણા ન રાખી, પણ બાપુજી એકના બે ન થયા તે ન જ થયા એમને નહિ કોઇની સાથે લજવું કે ભાજવું. એ તો ભલા એ, ભલો એનો ધંધો, અને ભલા તમે! ચોથી ચીજ વિશે વિચાર જ—નહિ ને!'...ને એક દી તો મહારાજ કહે: 'બાપુજી તો ખરેખર દેવ જેવા, છે, હો! એમના જેવું બીજાથી ન થવાય. આ હું ઘરડો થવા આવ્યો, જ્યાં હમણાં ઘરભંગ થયો કે તરત જ બીજું ઘર કરી લીધું."

નરોત્તમદાસ ફિક્કું હસ્યા — કંઇક વિચિત્ર જેવું. ભૂતકાળની સ્મૃતિમાં તેમના મને ફરીથી જરા ડૂબકી મારી કે ચહેરા પર વિચિત્ર ભાવ તરી આવ્યા. એ ભાવ એમણે તરત રોકયા, સ્વસ્થ થયા, 'અને પોતાના શબ્દોની ધારી અસર ઉપજાવવા માગતા હોય એવી કુનેહથી વિચારી વિચારીને બોલવા લાગ્યા :

"મારી તો વાત જ જુદી છે, બિપિન! તારી બાનું શરીર ભલે ને પડી ગયું, પણ એનો આત્મા ઊડીને જાણે મારા આત્મામાં ભળી ગયો છે! એનામાં કોઇ એવી ગજબ મીઠાશ હતી કે એક વખત એની સાથે રહેનારના હૈયાને બીજે કયાંય ચેમત ન વળે...હું જનમનો દુખિયો. નાનપણમાં જ માબાપ ગુમાવી બેઠેલો, પણ મનમાં ને મનમાં મોટામોટા મનોરથોની મહેલાતો બાંધ્યા કરું. કોઇનો સાથ મળી ગયો તે આ કાઠિયાવાડ છોડયું ઝાંઝસ કરીને પહોંચ્યો કલકત્તા કામધંધો મળી ગયો. ત્યાં જ પરણ્યો. તારી બા હતી તો બંગાળણ, પણ એણે આવીને મારા જીવનમાં સ્વર્ગ ખડું કરી દીધું. તારો જન્મ થયો ત્યારે તો જાણે સાક્ષાત્ પ્રભુ પધાર્યા હોય એટલો બધો હરખ અમને થયેલો. અને તને ખરેખર પ્રભુ જેવડો મહાન બનાવી દેવો હોય એવી કલ્પનાઓ એ કર્યા કરતી. એનીશી વાત કરું ? જિંદગી આખી એની રજેરજ વાતને સંભાર્યા કરીએ, એના કહ્યા પ્રમાણે કર્યા કરીએ તો બેડો પાર થઇ જાય."

નરોત્તમદાસ ફરી લાગણીવશ થઇ ગયા, પણ તેમણે નજર તો બિપિનના મોં પર જ નોંધી રાખી. બિપિન પર અસર થતી લાગી તે વધુ નજીક આવ્યો. ભૂલ માટે ક્ષમા માગતો હોય, ગમે તે થાય તો યે હવે ભૂલ નહિ થવા દઉં, એની ખાત્રી આપતો હોય એવી નજરે પિતા તરફ તાકી રહ્યો.

નરોત્તમદાસ હર્ષનું પૂર અનુભવી રહ્યા. પોતાનો હેતુ આખરે પાર પડતો લાગ્યો. બિપિનને તેમણે પડખે લીધો ને હૈયા સરસો ચાંપ્યો, જાણે વાત્સલ્ય-રેણ રેડીને તેની સુધરવાની ભાવનાને વજ્રલેપ ન કરી દેતા હોય!

અને ખરેખર બિપિનના જીવનમાં સુધારો

થતો ગયો તે વેગભર પ્રગતિ કરી રહ્યો પિતાએ બમણા વેગથી સાથ આપ્યો એમાથી પ્રેરણા ને બળ મેળવીને બિપિન સ્વપ્નોને સિદ્ધિમા ફેરવવા મથી રહ્યો એક પછી એક પગથિયાં વટાવતો, ઝળકતી કાર્કિર્દીને વરતો એમ એ માં આવી પહોંચ્યો ગઈ કાલનો રખડુ મનોવૃત્તિવાળો વિદ્યાર્થી આજે એવો સુપ્રતિષ્ઠિત બની રહ્યો કે કોઈ કોઈ વાર કૉલેજની સભામા તેનું ખાસ પ્રવચન યોજાતુ

આવુ એક પ્રવચન એક સાજે ગોઠવવામાં આ યુ હતુ સમય થવા આ યો હતો બિપિન જવાની તૈયારી કરી રહ્યો હતો, એટલામા રમોઇયાએ તેના ખડમા આવીને અત્યત ખાનગી વાત કરતો હોય એવા ધીમા ગભીર અવાજે કહ્યુ

"બિપિનભાઈ, આશરે ૩ મરની કોઈ બ ગાળણ બાઈ આવી છે એની આખ, અવાજ, પહેરવેશ, બધુ એવુ વિચિત્ર છે કે ૮ તો એને ઓટલા પરથી કાઢી મૂકતો'તો, પણ નજીક જતાં નજરમાં નજર મળી તો એનો ચહેરો તમારા જેવો '

' કોણ છે ? પૂછયુ નહિ ? ' બિપિનને એક દમ કુતૂહલ થયુ

' વાત તો સાભળો બાઈએ પૂછયુ 'શેઠ છે ઘરમા ? મે કહ્યુ નથી' તો કહે 'શેઠના વહુ ? મે કહ્યુ 'એમને ગુજરી ગયે બાવીસ વર્ષ થઈ ગયા શેઠ ફરી પરણ્યા જ નથી પણ બિપિનભાઈ છે ઘરમાં '

'તમારુ નામ સાંભળીના જ બાઈના મોમાથી ધીમી ચીસ નીકળી પડી તીરછી આંખ સીધી થઈ ગઈ એમા હેતની સરવાણી ફૂટી સાડલાનો જેમ તેમ લટકતો છેડો સરખો કરી લીધો ધ્રૂજતા, ભાવ ભર્યા અવાજે બોલી બિ પિ ન ? શેઠનો દીકરો ? જીવે છે ? બે જ મહિનાનો મૂકીને એની મા '

"બાઈ પછી બોલી ન શકી એનો દયામણો ચહેરો જોઈને મે કહ્યુ 'ખરુ મા તો એમને એવ। મૂકીને ગુજરી ગયાં... મા તો મા હતા ! જાણે દેવતાઈ જીવ ! મરતા મરતા શેઠને ભલામણ કરતાં ગયા મારા બિપિનને જીવની જેમ જાળવજે, હો !'

' અને શેઠે શેઠાણીનુ વેણ સભારી સભારીને નાનકડા બિપિનભાઈને એવા તો જાળવ્યા કે એ જીવી ગયા નાના હતા ત્યારે તો ભારે રખડુ હતા, પણ એમને સુધારવા શેઠે જાણે ભેખ લીધો આજે બિપિનભાઈ માબાપનુ નામ ઉજાળે એવા લાયક થયા છે'

બાઇ મારો શબ્દે શબ્દ એક કાને સાભળી રહી, બરાબર સમજવા કોશિશ કરી રહી, છતાં બરાબર સમજી ન શકતી હોય એવી બાઘામકળ જેવી બની ગઈ મોં પર ન સમજાય એવા ભાવ પથરાતા જતા હતા પછી કશુક યાદ કરી રહી હોય તેમ બોલી 'ત્યારે તો તના બાપુજીનુ સ્વપ્નુ, તેને મોટો માણસ બનાવવાનુ, સાચુ પડ્યુ ! મોલાવો બિપિન ભાઈને, મારે જોવા છે'

'મે કહ્યુ બિપિનભાઈને અત્યારે સભામાં ભાષણ કરવા જવાનુ છે સમય થઈ ગયો છે, તો કહે 'ભલે ને જાય હુ વધુ વખત '

રમોઇયાનુ વાકય પૂરુ થાય એ પહેલાં તો બિપિનનુ કૌતક તેને દીવાનખડ તરફ ખેચી ગયુ જોયુ તો ચીથરેહાલ મેલીઘેલી, અર્ધભ્રમિત જેવી સ્ત્રી બિપિનને જોતાવેત બાઈની વ્યાકુળતા વધી ગઈ બાવરી બની એ બિપિનને જોઈ રહી કોઈ અપાર્થિવ મમતાનુ તેજ તેની આખમા આવી વસ્યુ લાગણીના અતિરેકથી તેની છાતી ઊછળી રહી એક મટકુ મ મારવા એની આખ તૈયાર નહોતી બિપિનને આખો ને આખો આંખોમા સમાવી લેવા તે તલસી રહી હતી

"આજી, આવો હુ બિપિન"

બિપિને આવકાર આપ્યો, પોતાની ઓળખાણ આપી, પણ બાઈની આખ તો બિપિન પર ચોટી રહી હતી

'તમે બાપુજીને ઓળખો છો ?

બાઈએ માથુ હલાવી હા પાડી

"મારાં બાને ?"

બાઇ જરા ચમકી. એની આંખ ચકળવકળ થવા લાગી. આ ઘરની હવામાં ભરેલી સુગંધ પકડી થોડી ક્ષણો પછી બોલી : "હા."

બિપિન સાવ નજીક ગયો. "મને એમની વાત કરો. બા કેવાં હતાં ? મને બે જ માસનો મૂકીને સ્વર્ગે સિધાવ્યાં. મને એમનું સુખ નથી મળ્યું." તૃષાતુર ચાતકની નજરે બિપિન તાકી રહ્યો.

"બેટા !" બાઇના વલોવાતા અંતરમાંથી ચડઘો પડ્યો, એ હમણાં ઢગલો થઈ પડશે એમ લાગ્યું. બિપિને તેના હાથને ટેકો આપ્યો. ત્યાં રસોઇયો આવ્યો બિપિન તરફ જોઇને બોલ્યો :

"તમારે સભામાં નથી જવુ ?"

બિપિને ઘડિયાળ જોઇ. કદિ સમય પર પહોંચી ગયો હતો. રાહ જોતા ને ગણગણાટ કરતા સભાજનો તેના ચક્ષુ સામે તરી આવ્યા

અટાણે, બરાબર ટાંકણે બાઇનું આવી ચડવુ ઘરચુટાણે સાપ નીકળ્યા જેવુ રસોઇયાને લાગ્યું અકળાઇને એ બોલ્યો · "માજી તો રોકાશે. તમ-તમારે જઇ આવો. માજીને હુ નાસ્તોપાણી કરાવીશ."

"હેં, માજી, તમે રોકાશો, હું પાછો આવું ત્યાં સુધી ! કલાકેકમાં તો આવી જઇશ." બિપિનના અવાજમાં ગડમથલ ભરી હતી.

"હા, બેટા ! જરૂર રોકાઈશ. તુ તારે જા, ફતેહ કર."

"પણ જરૂર રોકાજો, હો ! બા વિશે સાંભળતું મને બહુ ગમે છે. અહીં તો બાપુજી સિવાય કોઇએ એમને જોયાંયે નથી. બાપુજી કહે છે કે એ તો એક દેવતાઇ જીવ હતાં... બાપુજીના રૂડા પ્રતાપે ને બાનાં પુણ્યસ્મરણે હું મારા આગેડુ સ્વભાવને સુધારી શકયો છું."

પેલી બાઇનો ચહેરો આગેડુ સ્વભાવના નિર્દેશે એકદમ ભોંઠો પડી ગયો, કાપો તો લોહી ન નીકળે એવો. માંડ માંડ તે બોલી શકી—એના એ જ શબ્દો :

"જરૂર રોકાઇશ તું તારે જા. ફતેહ કર, બેટા !"

અને જતાં જતાં ભારે વેદના અનુભવી રહ્યો હોય તેમ બિપિન ઊપડ્યો. સાયકલને કૉલેજ તરફ મારી મૂકી. સાયકલ ઉપરથીયે તે એક બે વાર પાછળ, ઘરના ઉંબર ઉપર ઊભીને તેના તરફ તાકી રહેલી પેલી બાઇ તરફ નજર કર્યા સિવાય ન રહી શકયો.

બિપિન જોતો દેખાતો બંધ થયો કે બાઇ જરા પાછી ફરી ને એકદમ ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

આ વળી નવું નાટક ભજવાતું જોઇને રસોઇયો સ્તબ્ધ જેવો થઇ રહ્યો. આખરે તેણે સાંત્વન આપતાં કહ્યું :

"તમે બહેન, બહુ દુખિયણ લાગો છો !"

"દુખિયણ જ નહિ, પાપણી પણ" મહા-મહેનતે દબાવી રાખેલી વાત બળવો કરીને બહાર નીકળી આવી હોય એમ લાગ્યું : મનના આવેગને અંકુશમાં લેવા તે મથી રહી : "ભાઇ, એ બધી વાત હવે કયાં કહેવા બેસું ? શેઠને કહેજો ને કે બંગાળાથી એક બાઇ રખડતીરઝળતી અહીં આવી ચડી'તી. બિપિનને હેમખેમ ને લાયક જોઇને એનું પેટ ઠર્યું."

અને બાઇએ જતા રહેવા પગ ઉપાડયો.

"અરે, અરે ! એમ કયાં જાઓ છો ? શું આવ્યાં ? શું ચાલ્યાં !" મહારાજે એકદમ વચ્ચે આવીને બાઇને રોકી.

"આવી હતી તો શેઠ પાસેથી કંઇક પડાવવા—જૂના નાતાને આધારે; પણ શેઠ પાસેથી પડાવવું એટલે બિપિનના ભાગમાં ભાગ પડાવવો. હવે તો એવું ન જ કરું, ભલે ને મરી જાઉં."

રસોઇયાને બાઇ ઘેલી જેવી લાગી. જતી હોય તો છો ને જતી; નહિ તો શેઠને કયાંક નડશે એમ થયું. પણ બિપિનની લાગણી સાંભરી આવી. બાઇ બારણાં તરફ ચાલી એટલે કહ્યું :

"બિપિનભાઇ આવે પછી જજો. ત્યાં સુધી રોકાવાની તમે હા પાડી ને! બેસો, હું ચા બનાવી લાવું."

"નહિ, નહિ. હવે નહિ રોકાઉં. મારા જેવી પાપણીનો ઓછાયો પડયે બિપિનની આબરૂને બટ્ટો લાગે, એનો વિકાસ રૂંધાય એના બાપુજીએ એની બાને નામે કુનેહથી, ધીરજથી, ત્યાગથી માંડ માંડ પકવેલું મધુર ફળ કયાંક પાછું ખટાશ પકડી લે ...હું તો જઈશ જ." જાણે સ્વગત બબડતી હોય તેમ તે બોલી.

"પણ મારે શેઠને શું કહેવું ?"

"કહેજો ને કે એ બાઇ તો સ્વચ્છંદી નીકળી, ધૂની ને ઠેકાણાં વગરની લાગી. કશું કહ્યાકારવ્યા વગર એ તો ભાગી જ ગઈ—કોઇ જનમની ભાગેડુની જેમ."

અને ખરેખર દોટ મૂકીને તે ઘરનાં પગથિયાં સડસડાટ ઊતરી ગઇ, પણ પોતે ખરેખર ધૂની ને ઠેકાણા વગરની છે, એનો જાણે પુરાવો આપતી હોય તેમ તે રઘવાયા જેવી તરત જ પાછી ફરી ને બોલી:

"અને હા, શેઠને એમ પણ કહેજો ને કે, 'બાઇએ તમારી માફી માગી છે, પોતે જતી રહી એ માટે, ને પોતા વતી બિપિનને વહાલ કરવાની વિનતિ કરી છે.'....બીજું તો શું કહું ? શી જરૂર છે?"

અને આ બધુ રસોઇયો પૂરું સાંભળે, સમજે એ પહેલાં તો તે પોતાની આંખમાં ઝૂકી રહેલાં આંસુને લૂછવા પણ રોકાયા સિવાય બાવરી શી, બાવીશેક વર્ષ પહેલા ભાગી હતી તે જ ઢબે પણ જુદા જ આશયથી શેઠનું ઘર છોડી આ જે પણ ભાગી ગઇ—હમેશને માટે.



એકવા શબ્દો અને એકલું મૌન એ બંનેનો કંટાળો લગભગ સરખો હોય છે.



અરેરે, પ્રકાશ! અંધકારની પિઠિકા વિનાનું તારું રૂપ સાવ ફિક્કું લાગે છે.



સ્વપ્નમાં આનંદ ભોગવો કે આનંદને સ્વપ્નું માનો એ લગભગ એક સરખું જ લાગે છે.



હઠીલો ઉત્સાહ અને ઉત્સાહની હઠ એ બંનેનું પરિણામ અંતે શૂન્યમાં જ આવે. હઠીલો ઉત્સાહ છેવટે માણસને અશક્ત બનાવે છે ને ઉત્સાહની હઠ જગત પ્રત્યે આપણને બેદરકાર બનાવે છે.



આપણા ઉમંગનું મરી જવુ એનું નામ બીમારી પણ આપણી ઉપયોગિતાનું મરી જવું એનું નામ જીવતું મોત



જેમાંથી અંતે કાંઈક મેળવી શકાય એવું જો કોઈનું ગુમાન હોય તો તે સૌન્દર્યનું ગુમાન છે. એને લીધે માણસ ભૂતકાળની શ્રદ્ધા ગુમાવે છે ને ભાવિની જીવતી કરે છે.



ભાષા અને કલ્પનાએ સુમેળવાળું ગદ્ય જોઇને એક મિત્રે એને કવિતા કહી ત્યારે હું હસી પડયો; મને થયું કે જો આને જ કવિતા કહેવાતી હોય તો મારા જીવનની એક ક્ષણ પણ આવા ગદ્યથી વંચિત નથી.

ઇતિહાસના અભ્યાસીને તો એ વાત દીવા જેવી સ્પષ્ટ દેખાય છે કે જ્યારે સત્ય વિરુદ્ધ અસત્યને દભના માથા ઉપર ઊભું કરવામાં આવે છે ત્યારે એનું મોં એટલું વિકૃત બની જાય છે કે પ્રજા એ સહન કરી શકતી નથી ને મૂળની અસતોષી આગમાં એક વધારે ભડકાનો ઉમેરો થાય છે પછી એ જ્વાળા શમતી જ નથી ધીમે ધીમે એનું મોં પહોળું થાય છે ને એમાંથી જ્વાળામુખી ફાટી નીકળે છે

દુનિયાના દરેક દેશનો ઇતિહાસ તમે મનન–પૂર્વક વાંચી જાઓ ક્રાંતિના મૂળમાં અત્યાચારાની આંધીનું ખાતર તમને દેખાશે ગરીબ પ્રજાના ખૂનને સળગાવવા અત્યાચાર જેવી બીજી એક પણ તાત્કાલિક ઔષધિ નથી પ્રત્યેક યુગના પરિવર્તન ચક્રો આ જ રીતે ફર્યા છે ને ફરશે

સામ્રાજ્યવાદી કે મૂડીવાદીઓના ખૂની સ્વાર્થથી કોઇ પણ દેશની પ્રજા અજાણી નથી ભૂતકાળનો એ શોણિતભર્યો ઇતિહાસ આજે આંખો સામે આવીને તાંડવ કરતો હોય તેમ લાગે છે મૂડીવાદી અને જમીનદારશાહીના નિસીમ સિતમે ત્રાસેલા કામદારો અને ખેડૂતોના અંતરમાં પ્રલયની વરાળ જેવો 'લાવા' પ્રગટયો અને સ્પેન જેવી સત્તાધીશ શહેનશાહતને ગબડાવી મૂકી ઇ સ ૧૭૭૪માં અમેરિકાએ એવો જ એક સુદિન અનુભવ્યો કોલોનિયનોએ પુસ્તકો ફગાવી દીધાં વૃદ્ધોએ લાકડીનો ટેકો છોડી દીધો. સ્વાધીનતા ખાતર સ્ત્રીઓએ પ્યારાં બચ્ચાંની પણ દરકાર કરી નહિ. નવયુગના ચણાતા પાયામાં પથ્થર બની પુરાવાનું કબૂલ્યું. અસ્થિઓનાં આયુધો બનાવ્યાં અને સામ્રાજ્ય લાલચુઓની છાતી ઉપર અહોરાત્ર એક જ ધ્વનિ આવી આવીને પછડાવા લાગ્યો 'તમે માલિકો નથી, અમે ગુલામ નથી સ્વાધીનતા અમારો જીવનાદેશ છે.' ને એ રીતે પ્રજાનાં સંગઠિત બળ આગળ અમેરિકા નરમ બની ગયું

અંતરને કંપાવી મૂકે એવો મહાયજ્ઞ તો મરણિયા ફ્રાન્સે ૧૭૮૯માં શરૂ કર્યો. ખૂને ભરેલી સરિતામાં થઇને એ કારમો ઇતિહાસ ચાલ્યો જાય છે પ્રજાના કોમળ હૈયા પર થઇને અટ્ટહાસ્ય કરતો સમ્રાટ લૂઇ જાણે દેશ સમસ્તના દુર્ભાગ્યને આમંત્રતો હોય તેમ આપણી સામે ખડો થાય છે.

રશિયામાં ઝારનું ઝનૂન પણ ક્યાં કોઇનાથી ઓછું ઊતરે તેમ હતું ? સત્તાની આંધીમાં ચડેલા નિષ્ઠુર ઝારે ક્યાં જાણ્યું હતું કે રશિયામાં રાજ્યક્રાંતિ કરવામાં–સોવિયેટ સરકાર સ્થાપવામાં પોતાનો નિર્દય સૈન્યસમૂહ નહિ, પણ ચાણક્ય લેનિનનો બુદ્ધિવાદ વધારે ઉપયોગી થશે ? સાચે જ કોઇને ખબર નહોતી અને યુગપરિવર્તન કોઇને ખબર આપ્યા વિના પોતાની મેળે આવીને આસન જમાવે છે સ્વતંત્રતા એ જ રીતે આવે છે એમાં તર્કશાસ્ત્રીઓની જરૂર નથી, પ્રજા સંગઠની જરૂર છે બુદ્ધિ કર્તવ્યની સરાણે ચડે છે ત્યારે જ સ્વતંત્રતા આવે છે.

ઇતિહાસ ઉચ્ચાર છે કે જ્યારે જીવન અને મૃત્યુની જેમ કોઈ બે વિરોધી તત્ત્વોનું સંઘર્ષણ થાય છે ત્યાર એમાંથી પરિવર્તનના તિખારા પ્રસરે છે યુગપરિવર્તન એવા તિખારા ઉપર જ અવલંબિત છે. એક હાથમાં ધર્મગ્રંથ અને બીજામાં તલવારવાળી જેહાદો જગત જોઈ છે, જાણી છે, અનુભવી છે પ્રજાની ધાર્મિક લાગણીઓ ઉપર પરધર્મના પછાડા હિંદુસ્તાન જેટલા તો કોઇ બીજા દેશે ભાગ્યે જ જોયા હશે આજે હિંદુસ્તાનનો સાચો ઇતિહાસ ઘડાય છે સાચા ઇતિહાસના કિરણે ભાવિ પ્રજાને પોતાની કેડી શોધવાની તાલાવેલી હોય છે આપણને એ તાલાવેલી હોય કે ન હોય પણ આજે આપણા ઘરના કલહની ક્રૂર મશ્કરીએ આપણા સ્વમાનને દઝાડ્યું તો છે જ આત્મા જેમ જીવનની વિશિષ્ટ ફિલસૂફી તૈયાર કરી વિકાસ માર્ગે દોડે છે તેવો વૈયક્તિક વિકાસ આજે હિંદ માગી રહ્યું છે બલિદાનની ફિલસૂફી આજે આપણી સામે તૈયાર પડી છે આવેલી સ્વાધીનતાનું મનોરમ્ય દર્શન એ ફિલસૂફી ઉપર નિર્ભર છે

# નવદંપતી

ટેનિસી રાજ્યના એક નાનકડા ગામ કંબરલેંડમાં ઓનરરી મેજીસ્ટ્રેટ બનાની ઓફિસના વરંડામાં ખુરશી નાખી કોઈ ઊંડા વિચારમાં મગ્ન બેઠા હતા. એના મોંમાં પાઈપ હતી અને એક કશ લગાવી એમાંથી ધૂમાડાના ગોટેગોટા ધીમે ધીમે એવી રીતે છોડી રહ્યા હતા જાણે કે એ ધૂમ્રવર્તુળમાંથી જીવનના કોઈ ઊંડા સત્યોને શોધવાનો પ્રયત્ન કરી રહ્યા ન હોય!

સૂર્ય દિવસભરનો પ્રવાસ પૂરો કર્યા પછી ત્વરિત ગતિએ ક્ષિતિજના અતલ ઊંડાણમાં ઊતરી રહ્યો હતો. ડૂબતા સૂરજના પીળા પીળા કિરણો કંબરલેંડની ગિરિમાળાઓ પર પડી એક રમ્ય દશ્ય ખડું કરી રહ્યા હતા. એવે સમયે જસ્ટિસ બનાનીની ઓફિસ સામેની વિશાળ સડક પર એક મરઘી 'કટ કટ કટાક' કર્યે જતી હતી.

અચાનક માર્ગ ઉપર ગગડાટનો અવાજ સંભળાયો ને દૂરથી ધૂળ ઊડતી દેખાઈ. ધૂળના ગોટા હેઠા બેઠા ત્યાં તો એક બળદગાડી આવતી દેખાઈ. એ ગાડીમાં એક પુરુષ ને એક સ્ત્રી બેઠેલાં હતાં. જસ્ટિસ બનાનીની ઓફિસની પાસે આવીને ગાડું થોભ્યું. પુરુષ અને સ્ત્રી ગાડામાંથી ઊતર્યાં. પુરુષ દૂબળો, પાતળો ને લાંબો હતો. રંગ સાધારણ ને વાળ સોનેરી. મુખ ઉપર દઢ નિશ્ચય, અને ગંભીરપણાના હાવભાવ જોવાઈ રહ્યા હતા. રક્તશ્વેત મિશ્ર રંગની સ્ત્રી સીધાસાદાં વસ્ત્રોમાં સજ્જ હતી એના ચહેરા પરથી હજુ કિશોરાવસ્થાનું ભોળપણ ભૂંસાયું ન હતું, છતાં એ ભોળપણ એની ઉદાસી ઢાંકી શકતું ન હતું, કેમ જાણે એ અજ્ઞાત આકાંક્ષા અને આશાઓના ભારે બોજ તળે દબાયેલી ન હોય! એ એક એવી કળી જેવી લાગતી હતી, જે સંપૂર્ણપણે ખીલ્યા પહેલાં જ કરમાવા માંડી ન હોય!

જસ્ટિસ બનાની આ નવ આગંતુકોને ઓફિસ તરફ આવતાં જોઈને રુચેન થયા અને પોતાનો મોભો જાળવવા જોડા પહેરીને યુગલને બેસવાનો ઈશારો કર્યો.

'અમે બન્ને...'–સ્ત્રીએ વાતનો આરંભ કર્યો. એના અવાજમાં મૃદુતાનો સળવળાટ હતો – તલાક ઈચ્છીએ છીએ!' સ્ત્રીએ વાક્ય પૂરું કરતાં પુરુષ તરફ એવી નજરે જોયું : કેમ જાણે એ જાણવા માગતી ન હોયે કે આ વાત કહેવામાં એણે કશી નબળાઈ તો બતાવી નથી ને! જીભ તો ક્યાંય અચકાઈ નથી ને! અને કોઈ પક્ષપાત કે શંકાથી તો કામ નથી લીધું!

'જી હા, હવે બસ તલાક જ જોઈએ!' પુરુષે હળવેકથી માથું હલાવી સંમતિ આપી. 'અમે બન્ને હવે એક બીજા સાથે નિભાવ કરી શકીએ એમ નથી. પહાડી જીવનની કઠણાઈઓમાં તો પતિપત્નીનું જીવન ત્યારે જ સુખી અને આનંદી બની શકે છે, જ્યારે તેઓ એક બીજાની લાગણીઓનો ખ્યાલ રાખે; પરંતુ જ્યારે સ્ત્રી પુરુષનું મોં જોતાં જ બિલાડી પેઠે ઘૂરકે અને કરડી ખાવા દોડે, અથવા તો જંગલી ઘુવડની જેમ શોર કરી મૂકે ત્યારે એવી સ્ત્રી સાથે તો પુરુષનો નિભાવ થવો અશક્ય જ છે.'

'અને જ્યારે માણસ પાસે કોઈ પૈસો ન હોય, અને એ આખો દિવસ બેકાર માણસો સાથે રઝળતો રહે, અથવા ઘરમાં બેસી કલ્પનાના ઘોડા દોડાવે અને ધણીને જ નહિ, પરંતુ એના પાળેલા કૂતરાઓને પણ સ્ત્રી પોતાના પાસેથી ખવરાવે....' હવે સ્ત્રીનો બોલવાનો વારો હતો. અને તે બધી જ વાત ઘણી શાંતિથી બોલી ગઈ,

'ગુસ્સાના આવેશમાં ચાના વાસણોના ઢાંકણાં પણ રસ્તા પર ફેંકી દે ..' પુરુષે જવાબી આરોપ મૂક્યો: અને એના કૂતરાઓ ઉપર ગરમ છણછણતું પાણી રેડી દે, જેનો જોટો કંબરલેંડમાં મળવો મુશ્કેલ હોય. ફરી એવી જ રીતે રાંધવા સીધવામાં લાગી જાય–જાણે કોઈ બીના જ બની નથી. અને આખી રાત અનેક મેણાં મારી પુરુષનું દિલ ચાળણી બનાવી દે.'

'જે હમેશાં મજૂરી વસૂલ કરનારાઓ અને બીજાં સાથે લડતો – ઝઘડતો હોય અને આખા યે ઈલાકામાં પોતાની નીચતા માટે નામીચો હોય તે કોઈ રીતે સુખથી કેમ નિદ્રા લઈ શકે ?' સ્ત્રીએ હવે પોતાની સફાઈ રજૂ કરી.

ઓનરરી મેજીસ્ટ્રેટ બનાનીને હવે એમ લાગ્યું કે પોતાની ફરજ બજાવવામાં ઢીલ ન કરવી જોઈએ. બંનેને બેસવા માટે એક ખુરશી અને એક સ્ટૂલ આગળ કર્યા. પોતાની કાનૂન-પોથી ઊઘાડી એની અનુક્રમણિકા પર એક નજર નાખી અને પછી પોતાના ચશ્માના કાચ સાફસૂફ કરી ખડિયાને આમ તેમ કર્યો.

'કાનૂનની કલમોમાં એવી જાતની કોઈ ચોખવટ નથી કે આવા મામલામાં આ અદાલતને નિર્ણય આપવાનો હક છે કે નહિ? પરંતુ પ્રણાલિકાઓ અને રૂઢિને અનુરૂપ તેમ જ નીતિના સોનેરી સિદ્ધાંતો અને આવી જાતની પરિસ્થિતિ ઘણી જ અનિચ્છનીય છે અને આવી રીતે તો એક દિવસ પણ ઘર ચાલી શકે નહિ. જો એક મેજીસ્ટ્રેટ એક યુગલને લગ્નગાંઠથી જોડી શકે છે, તો એ વાત સ્પષ્ટ છે કે તેને આ સબંધને તલાકનામાથી તોડી નાખવાનો પણ અધિકાર છે.

'આ અદાલત તલાકનો ચુકાદો આપશે અને વડી અદાલત પાસેથી એની બહાલી મેળવી લેશે'

નવયુવાને આ સાંભળી પોતાના પાટલૂનના ખિસ્સામાંથી બટવો કાઢી પાંચ ડોલરની એક નોટ એમાંથી જેમ તેમ કાઢી જસ્ટિસ બનાનીના મેજ ઉપર મૂકી

'બસ, અમારી પાસે કુલ આટલી જ મૂડી છે. આ રકમ અમે એક રીંછ અને બે લોકડીના ચામડાને વેચી જમા કરી છે'

'આ અદાલતમાં તલાકની ફી પાંચ ડોલર છે.' જસ્ટિસ બનાનીએ તલાકના છાપેલા ફારમ ઉપર સ્ત્રી પુરુષના નામ ભરી પોતાની ઓફિસની મહોર લગાવી છૂટાછેડાને કાનૂની રૂપ આપી બંનેની સામે એની જાહેરાત સંભળાવી દીધી.

જસ્ટિસ બનાની આ દસ્તાવેજની નકલ પુરુષને દેવાની તૈયારીમાં હતા, ત્યારે જ અરીલાએ વાંધો લીધો: 'જજ સાહેબ, આપ હમણાં એ નકલ એરીકના હાથમાં ન દો, હજુ સુધી મામલો પૂરી રીતે પત્યો નથી. પહેલાં મને મારી મહેર મળવી જોઈએ. આ કોઈ રીત નથી કે પુરુષ સ્ત્રીને એનો હક આપ્યા વિના જ તલાક મેળવી લે''

એરીક આ માગણી સાંભળી દિગ્મૂઢ થઈ ગયો. એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે અરીલા છેક છેલ્લી ઘડીએ આવી અડચણ ઊભી કરશે

'આ સ્ત્રીઓ પણ હમેશાં કોઈને કોઈ નવી વાત કે આંટી ઊભી કરતી જ હોય છે.' મનમાં એણે વિચાર્યું.

જસ્ટિસ બનાનીને પણ લાગી આવ્યું કે ખરેખર આ મામલો વિચારણા માગે છે અને કોર્ટે આનો કોઈ નિકાલ લાવવો જોઈએ.

'જો કે કાનૂન મહેરના મામલામાં ચૂપ છે, પરંતુ સ્ત્રીના પગમાં સપાટ પણ નથી, એને માવતરે પહોંચવા કાંકરિયા અને કાંટાવાળા રસ્તેથી પસાર થવાનું છે' જસ્ટિસ બનાનીએ ઇન્સાફપૂર્વક અરીલાને સંબોધી પૂછ્યું: 'જે પરિસ્થિતિ અદાલત સમક્ષ રજૂ કરવામાં આવી છે, એને ધ્યાનમાં લેતાં મહેરના હકની પતાવટ બદલ તમને કેટલી રકમ મંજૂર છે?'

'મને મારા ભાઈને ઘેર પહોંચવા ઓછામાં ઓછા પાંચ ડોલર જોઈએ આ રકમથી હું એક ચંપલની જોડી અને કોઈ વાહનનો બંદોબસ્ત કરી શકીશ'

જસ્ટિસ બનાનીએ ડોકું હલાવતાં કહ્યું: 'સારું, આ રકમ તો ગેરવાજબી નથી. એરીક, તમને આ અદાલત તરફથી સૂચના આપવામાં આવે છે કે આ તલાકનો પરવાનો જારી કરવામાં આવે તે પહેલાં તમારે પાંચ ડોલર અરીલાને મહેર પેટે આપવી જોઈએ.'

જસ્ટિસ બનાનીનો ઉપર મુજબનો હુકમ સાંભળી એરીકના હોશ ઊડી ગયા અને ઘણાં હળવા અવાજે એટલું માંડ બોલી શક્યો: 'મ...મારા પાસે તો હવે એક્કેય ફૂટી કોડી નથી. જે કંઈ રકમ હતી તે આપને હવાલે કરી દેવામાં આવી.'

'નહિતર તમે અદાલતના હુકમનું ઉલ્લંઘન કરવાના ગુનેગાર ઠરશો' જસ્ટિસ બનાનીએ પોતાના હુકમની વધુ છણાવટ કરી

'અગર આપ મને એકાદ દિવસની મહેતલ આપો તો કોઈને કોઈ રીતે ક્યાંકથી પણ આ રકમની સગવડ કરી લઈશ મને ખબર ન હતી કે મારે રહેર ચૂકવવી પડશે' એરીકે ઘણી જ આજીજીપૂર્વક કહ્યું

'ઠીક, આ મામલાની કાર્યવાહી એક દિવસ માટે મોકૂફ રાખવામાં આવે છે અને બીજે દિવસે બન્ને જણાએ હાજર થઈ આ અદાલતના હુકમોનું પાલન કરવું પડશે' જસ્ટિસ બનાનીએ અદાલત બરખાસ્ત કરતાં કહ્યું

'આપણે હવે જલદી કાકાને ઘરે જઈ રાત પસાર કરવી જોઈએ' એરીકે છલાંગ મારી બેલગાડી ઉપર ચડી ગયો અને ઠાઠથી અરીલા પણ ગાડી ઉપર બેસી ગઈ. બેલગાડી ધૂળની ડમરી ઉડાડતી કીચૂડ કીચૂડ બોલતી બીજી વાટે ચાલી નીકળી

જસ્ટિસ બનાનીએ પોતાની પાઈપ સળગાવી અને તાજેતરમાં જ આવેલા કોઈ સાપ્તાહિક છાપાના પાના ઉથલાવવા માંડ્યાં. થોડીવારમાં જ સાંજનું અંધારું ફેલાઈ ગયું. તેમણે મીણબત્તી સળગાવી આકાશમાં ચંદ્ર નીકળી આવ્યો હતો, અને તે જમવા માટે ઊભા થયા ઘેર જતી રસ્તામાં ઝાડીઓની એક એવી જગા નજીકથી પસાર થયા, જ્યાં માણસનો પગરવ ઓછો હતો અચાનક એક બુકાનીધારી માણસ આડો પડ્યો અને એમની છાતી ઉપર રાયફલ તાકી દીધી

'બધી રકમ મારે કબજે કરી દે' બુકાનીધારીએ કહ્યું કોઈપણ જાતની ચુંચાં વગર બધી રકમ ઓકી નાખો નહિતર જાનથી હાથ ધોવા પડશે' બુકાનીધારીએ રૂવાબભેર કહ્યું

'મારી પાસે તો આ પાંચ ડૉલર છે' જસ્ટિસે પોતાના ખિસ્સામાંથી રકમ કાઢતાં કહ્યું

'એને ગડી વાળી આ રાયફલની નળીમાં ફસાવી દો.' બુકાનીધારીએ હુકમ કર્યો

'જાન બચી તો લાખો મળ્યા' જસ્ટિસે એમ સમજી ખસકવામાં જ પોતાની જાતને સલામત માની

બીજે દિવસે વળી એ જ ખળખળાડી અદાલતના દરવાજા પાસે આવી ઊભી આ વખતે જસ્ટિસ બનાની બિલકુલ તૈયાર જ બેઠા હતા, કેમ કે એ બન્નેના આગમનની કાલથી રાહ જોતા હતા. અદાલતના હુકમ મુજબ જજની હાજરીમાં એરીકે અરીલાને પાંચ ડૉલર દીધા જસ્ટિસે આ નોટને સંભાળી જોઈ. એને એવી રીતે આપવામાં આવી હતી—જાણે રાઈફલની નળીમાં ફસાવી હોય! પરંતુ જસ્ટિસે એને ખાસ મહત્વ ન આપ્યું, કેમકે બીજી નોટો પણ આવી રીતે વાળી—મચકોડી શકાય છે. અને બંનેને તલાકનામાની એક એક નકલ હાથમાં દઈ દીધી

'મારા ખ્યાલ છે કે તમે ટ્રેઈનથી ઘેર પાછા જઈ રહ્યા છો.' અરીલાએ પૂછ્યું 'અલમારીમાં જે ટીનનું બોક્સ છે એમાં રોટી રાખેલી છે, અને ચૂલા ઉપર તપેલી ભૂંજેલું માંસ છે તપેલીને ચૂલા ઉપર જ રાખવામાં આવી છે કે જેથી કૂતરાં એને અડે નહિ અને હા, રાતે ઘડિયાળને ચાવી દઈ દેજો.'

તમે કદાચ તમારા ભાઈને ઘરે જતા હશો એરીકે પૂછા કરી

'હા, હું ત્યાં જ જઈશ. પરંતુ મને ભરોસો નથી કે તેઓ મારું ત્યાં રહેવાનું પસંદ કરે હું મજબૂર છું, મારું હવે ઠેકાણું નથી જ્યાં હું જઈ શકું. રસ્તો સારો છે અને મારે હવે એ તરફ વાટ લેવી જોઈએ

'સારું, અલ્લાબેલી એ શરતે કે તું પણ મને અલ્લાબેલી કહેવું પસંદ કર. એરીકે કહ્યું, 'ને હું એ નથી સમજી શકતો કે કોઈ માણસ એટલો બધો બેરહમ હોય જે અલ્લાબેલી ન કહે!' એરીકે નિઃશ્વાસ નાખતાં કહ્યું

અરીલા બિલકુલ ખામોશ હતી એણે તલાકનામાની નકલ અને પાંચ ડૉલરની નોટ ગડી વાળી પોતાના ખિસ્સામાં નાખી દીધી.

જસ્ટિસ બનાની નોટને અરીલાના ખિસ્સામાં

અલોપ થતી જોઈ રહ્યા.

એકાએક અરીલા વિચારતંદ્રામાંથી ઝબકી અને બોલી : 'એરીક, આજની રાત તો આ જ કમરામાં ભલા માણસોની રીતે ગુજારો!'

એરીકે કંબરલેન્ડ તરફ જોયું તો સૂરજનાં આથમતા કિરણોમાં એ ગિરિમાળાઓ ઝાંખી પડેલી જોઈ અને અરીલા તરફ મો ફેરવ્યા વગર કહ્યું: 'હવે તો મને ઘર સૂનું સૂનું લાગશે, પરંતુ ઘરના લોકો પાગલ થઈ જાય અને તલાકને જ એક માત્ર ઈલાજ માની બેસે, તો એને કોણ રોકી શકે છે?'

અરીલાએ સ્ટૂલ તરફ નજર માંડી કહ્યું: 'બીજાઓને પણ તલાકની એટલી જ પડી હતી. છેવટે કોઈ કોઈને પોતાના ઘરમાં તો રાખવા માગે! હવે મારે મારા બાપના ઘર તરફ કદમ ઊપાડવા જોઈએ'

'તો પછી એ ઘડિયાળને કોઈ ચાવી નહિ દઈ શકે.'

'શું તમારો મતલબ એવો છે કે હું તમારી સાથે ગાડીમાં ચાલું અને એ ઘડિયાળમાં ચાવી ભરુ?'

આ ખડતલ આદમીના ચહેરા પરથી દેખીતી રીતે એમ તરી આવતું હતું કે એનામાં લાગણી છે જ નહિ. પરંતુ એકાએક તેણે પોતાનો હાથ લંબાવી અરીલાના નાજુક હાથ સંભાળી લીધા અને અરીલાની લાગણીઓ ફરી સરવળી ઊઠી.

'કૂતરાઓ હવે તને ક્યારેય તંગ નહિ કરે અરીલા!' એરીક બોલ્યો: 'મને હવે ભાન આવે છે કે મેં તારી સાથે ઘણો નીચ વર્તાવ કર્યો છે. 'એ ઘડિયાળને હવે તું જ ચાવી દઈ દે જે અરીલા, એ કમરો અને તારી મહોબ્બત જ મારા જીવનની સિદ્ધિ છે.'

હવે મને પણ અક્કલ આવી ગઈ છે. હવે હું પાગલપણું નહિ બતાવુ, ચાલો એરીક, મોડું થઈ રહ્યુ છે. હવે ઘરે ચાલીએ, સૂરજ આથમતા પહેલાં જ પહોંચી જઈએ.' એમ કહી બન્ને એવી રીતે ચાલી નીકળ્યા જાણે અદાલતમાં ગયા જ ન હતા!

જસ્ટિસ બનાનીએ જોયુ કે એ બન્ને એને જણાવ્યાં વગર ગાડીમાં ચડી રહ્યા છે તો એણે દખલ દીધી કે 'રિયાસત ટેનિસીના નામ પર હું તમને ચેતવણી આપું છું કે તમે રાજ્યના કાનૂનોનો ભંગ કરી રહ્યા છો અદાલતને એ જોઈને ખુશી થાય છે, કે બે હૃદયો વચ્ચેનું વૈમનસ્ય અદૃશ્ય થઈ ગયું છે, અને પરસ્પરની ગેરસમજૂતીઓ દૂર થવા પામી છે. પરંતુ અદાલતની પણ એ ફરજ છે કે રિયાસતના નૈતિક મૂલ્યો અને એના મરતબાને કાયમ રાખે. અદાલત તમને બંનેને એ યાદ અપાવે છે કે તમે બન્ને હવે ધણીધણિયાણી રહ્યાં નથી, કેમકે તમારા બન્ને વચ્ચે કાનૂની રીતે તલાક થઈ ચૂકી છે, એટલે તમને સાંસારિક જીવન માણવાનો કોઈ હક રહેતો જ નથી.'

અરીલાએ એરીકનો હાથ પકડી લીધો: 'શું હું તમને ખરેખર ગુમાવી દઈશ? જ્યારે કે હવે મને તો લગ્નજીવનની સાચી ખૂબી અને કદરનું ભાન થયું છે!' ઘણી જ વ્યાકુળતાપૂર્વક એણે આવા ઉદ્‌ગારો કાઢયા

'પરંતુ અદાલત એ વાત પર તૈયાર છે કે તલાકના હુકમનામાથી ઊભી થયેલી મુશ્કેલીઓ હટાવવા નવેસરથી તમારા નિકાહ થવા જોઈએ. ત્યારબાદ તમે તમારા નવા ગૃહજીવનનો આનંદ. માણી શકો છો, જેની ખૂબીનું તમને હવે ભાન થયું છે. આ કામ માટે અદાલતની ફી પાંચ ડોલરની હશે.' જસ્ટિસ બનાનીએ વિસ્તારથી સમજાવ્યું.

ડૂબતાને તણખલાનો સહારો મળી ગયો! અરીલાનો હાથ ઝટ દઈને પોતાના ખિસ્સામાં પડયો અને પાંચ ડોલરની નોટ કાઢી જસ્ટિસ બનાનીના મેજ પર મૂકી દીધી

બનાનીએ નવેસરથી લગ્નગ્રંથિથી જોડી દીધા. નવદંપતી લજ્જાના માર્યા લાલ લાલ થઈ રહ્યાં હતાં. આ વિધિ પતા પછી એરીકે અરીલાને ગાડીમાં બેસાડી દીધી અને પોતે બાજુમાં બેસી ગાડીને જૂના ઘર તરફ હાંકી દીધી: નવજીવનની વાટે ગાડું પસાર થઈ રહ્યું હતું.

*

# શાહનામા–એ–ફિરદૌસીનાં સ્ત્રી પાત્રો

કેતાયૂન–૫

મણિભાઇ વોરા

કેખુશરૂ પછી ઇરાનની ગાદીએ લોહરાસ્પ આવ્યો. તેનો યુવરાજ ગુસ્તાસ્પ પિતા સાથે અણુબનાવ થતાં સ્વદેશ છોડી પશ્ચિમે રૂમ દેશમાં નામ બદલી અજ્ઞાત રહેવા લાગ્યો. જેની નસોમાં ફરેદુનનું લોહી વહેતું હતું એવા રૂમના કિસરાને ત્રણ કુંવરીઓ હતી, જેમાં સૌથી મોટી તે કેતાયૂન.

ભારતની માફક પ્રાચીન રૂમમાં પણ રાજકુંવરીઓના સ્વયંવર યોજાતા. કેતાયૂનને યોગ્ય પતિ મળે તે અર્થે કિસરાએ દેશ પરદેશના મહામાનવોને નિમંત્રણ આપી કેતાયૂનનો સ્વયંવર રચ્યો.

સ્વયંવરની આગલી રીતે કેતાયૂનને સ્વપ્નું આવ્યું: 'તેણે એક સુંદર યુવાનને સભા મધ્યે જોયો અને તેના ગળામાં ફૂલહાર પહેરાવ્યો.' બીજે દિવસે સ્વયંવરના મંડપમા બેઠેલા રાજવંશી ઉમેદવારો મધ્યે કેતાયૂન આવી. સ્વપ્નમાં જોયેલો રાજકુમાર ક્યાંય નજર આવતો નથી તેથી તે હતાશ થઈને પાછી ચાલી ગઇ. મહેલમાંથી આવતું કેતાયૂનનું રુદન સાંભળી કિસરાએ સ્વયંવર સભાનું વિસર્જન કર્યું અને બીજી સભા બોલાવી જેમાં રાજકુંમારો ઉપરાંત અમીરો અને શ્રીમંતોને પણ આમંત્ર્યા. આ સભામાં રૂમના એક નાના સરદારના મહેમાન તરીકે અજ્ઞાત રહેલો શાહજાદો ગુસ્તાસ્પ આનંદ ખાતર આવ્યો. રૂમમાં તેણે પોતાનું નામ ફર્રૂખઝાદ રાખ્યું હતું. કેતાયૂન આ સભામાં આવી, ફર્રૂખઝાદને જોયો, સ્વપ્નમાં જોયેલો યુવાન તે આ જ, એમ પુલકિત હૈયે તેની નજીક ગઈ અને પુષ્પમાળા તેના ગળામાં પહેરાવી. ફર્રૂખઝાદે પોતાના તરફથી પ્રેમના પ્રતીક રૂપે કુંવરીને સુવર્ણ મુદ્રિકા આપી.

કિસરા કુંવરીની પસંદગીથી નારાજ થયો, કેમ કે પસંદ કરેલો યુવાન રાજકુંવરને બદલે સામાન્ય માણસ હતો. કિસરા રોષે ભરાયો પણ તેનો શાણો વજીર વચ્ચે પડ્યો: "સ્વયંવરનો કિ.સવ આપે જ યોજ્યો છે. કુંવરીને પોતાની સમજ મુજબ વર્તવાનો અવસર આપે જ આપ્યો છે ઇશ્વરની ઇચ્છા આમ જ હશે તે માથે ચઢાવવી જોઇએ." છતાં કિસરા તે કિસરા હતો! કેતાયૂન અને ફર્રૂખઝાદને ત્યાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. અંગ ઉપરના જૂજ આભૂષણો સિવાય કશું ય લીધા વિના કેતાયૂન ફર્રૂખઝાદ સાથે ચાલી નીકળી. ગ્રામ્ય પ્રદેશમાં જઇ, પેલા આભૂષણો વેંચી સાદું ઘર વસાવ્યું અને બન્ને સ્થિર થયા.

ફર્રૂખઝાદ શિકાર કરી લાવતો અને પતિપત્ની વનવાસી રામસીતાની માફક આનંદથી જીવન જીવવા લાગ્યાં.

કિસરાની બીજી બે કુંવરીઓ લગ્ન વયે પહોંચતાં તેના માટે રૂમના અમીરજાદાઓએ માગાં મોકલ્યાં પણ રાજાએ શરત મૂકી કે વિકરાળ જંગલી પશુઓનો વધ કરી શકે તેવા યુવાન અમીરને રાજકુંવરી મળી શકે. બે યોગ્ય યુવાનોને ફર્રૂખઝાદે સહાય કરી વિકરાળ વરુ અને અજદાને એ મારી લાવ્યો, તેનાં દાંત પોતાની પાસે રાખી, મરેલાં જાનવર પેલા યુવાનોને આપ્યા. યુવાનોએ તે વિકરાળ જાનવર પોતે માર્યાનો દાવો કરી રાજકન્યાઓને મેળવી.

કિસરાને ચોગાન ખેલવાનો ભારે શોખ હતો. એક દિવસ પોતાના સરદારો અને બે જમાઇ રાજોની સાથે એ ચોગાન ખેલતો હતો. ફર્રૂખઝાદ આ શાહી મર્દાના ખેલ જોવા ઊભો રહ્યો.-તેણે પણ ઘોડો અને ગેડી મંગાવ્યા અને રમતમાં સામેલ થયો. તેની ચોગાન ખેલવાની ઢબ અને દાવ મેળવવાની નિપુણતાથી કિસરા તો દિગ્મૂઢ થઇ ગયો. તે બોલી ઊઠ્યો 'અજબ છે આ યુવાન! માનવ રૂપે દેવ લાગે છે!" પાસે બોલાવી ઓળખાણ માગી, તેણે જણાવ્યું કે તે તો મોટી રાજકુંવરી કેતાયૂનનો પતિ ફર્રૂખઝાદ છે. ફર્રૂખઝાદે વિશેષમાં કહ્યું કે બીજી બે કુંવરીઓના

પતિ પણ તેની સહાયથી જ મળ્યા છે." સાબીતીમાં પોતે મારેલાં પ્રાણીઓના દાંત રજૂ કર્યાં આ વીરનરની બહાદૂરી અને ખેલદિલીથી કિસરા ખુશ થયો કેતાયૂનને સુયોગ્ય વર મળ્યો છે તેવા સંતોષથી આ વીરનર કોણ છે તે કેતાયૂનને પૂછ્યુ. કેતાયૂન પણ પણ ફર્રુખઝાદની ખરી હકીકત જાણતી ન હતી. કિસરાંએ બન્નેને પોતાની સાથે રાખ્યા અને ભૂતકાળના કઠોર વલણ માટે દિલગીરી બતાવી.

ફર્રુખઝાદની ખરી ઓળખ થોડા સમયમા જ મળી આવી: ઇરાનના શાહ લોહરાસ્પે પોતાના બીજા પુત્ર ઝરીરને યુવરાજ ગુસ્તાસ્પને મનાવી, સ્વદેશ તેડી લાવવા મોકલ્યો હતો તે રૂમ દેશે આવ્યો મોટાભાઇ ગુસ્તાસ્પને ફર્રુખઝાદ તરીકે શોધી કાઢ્યો અને તેને ઇરાન આવવા માટે મનાવવામાં સફળ થયો. હવે કિસરાને તેમજ કેતાયૂનને જાણ થઇ કે ફર્રુખઝાદ નામધારી યુવાન તે હકીકતે ઇરાનનો શાહજાદો ગુસ્તાસ્પ છે ! પિતાપુત્રી અને તેઓની પ્રજા ખૂબ આનંદ પામ્યાં, કિસરાએ ગુસ્તાસ્પની માફી માગી અને કેતાયૂનને અઢળક દ્રવ્ય દહેજમાં આપ્યું

શાહજાદા ઝરીર સાથે ગુસ્તાસ્પ અને કેતાયૂન શાહી ભભકાથી ઇરાન જવા વિદાય થયાં. ઇરાન પહોચતા પ્રજાએ તેમજ શાહે તેમને આવકાર આપતા ઉત્સવો યોજ્યા. વૃદ્ધ લોહરાસ્પે ગુસ્તાસ્પના મસ્તકે ઇરાની તાજ મૂક્યો. પોતે વાનપ્રસ્થ થઇ ઇશ્વર ભજનમાં મગ્ન બનવા ઇચ્છા દર્શાવી.

કેતાયૂન ઇરાની મહારાજ્યની મહારાણી બની. તેની નજર દેશને સાંસ્કૃતિ દષ્ટિએ સમૃધ્ધ બનાવવામાં લાગી રહેતી કેતાયૂન અને શાહ ગુસ્તાસ્પના સમયમાં જ ફારસી પયગમ્બર ઝરથૂસ્ત થયા (ઇ સ. પૂ. ૬૬૦ થી ૫૮૩) કેતાયૂન અને ગુસ્તાસ્પે એ પવિત્ર ઝરથુસ્તી ધર્મ સ્વીકાર્યો. સમસ્ત શાહી ખાનદાન અને અમીરોએ પણ એ ધર્મનો સ્વીકાર કર્યો. કેતાયૂને તો પોતાના બન્ને પુત્રો અસ્ફંદિયાર અને બિશુતનને આ ધર્મના પ્રચારક બનાવ્યા.

ઇરાનના સદાના શત્રુ દેશ તુરાને જૂના ધર્મને નામે ઇરાન સામે યુદ્ધ કર્યું પણ ગુસ્તાસ્પે સજ્જડ સામનો કરી તુરાની રાજા અરજાસ્પને હરાવ્યો અને ઝરથૂસ્ત ધર્મને વિના અવરોધે ફેલાવા સરળતા કરી આપી

શાહ ગુસ્તાસ્પ પ્રાચીન ફારસી ધર્મનો અશોક હતો, કોન્સ્ટેન્ટાઇન હતો અને તેની શાહજાદી કેતાયૂન રૂમ-ઇરાનના રાજવંશોને જોડનાર, ધર્મ પ્રચારક મહાન મહિલા હતી ભારત વર્ષના રામાયણની સીતા સાથે તેને સરખાવીશુ.

*

'વૃદ્ધ માણસો ચીડિયા બને છે, ડગલે પગલે તેમના મગજ ગરમ થઇ જાય છે, તેનું એક જ કારણ છે એમનો અહં હમેશાં અતૃપ્ત રહ્યા કરે છે. સંતોષાતો નથી હોતો નાના બાળકોને સહુ આપમેળે લાડ લડાવે છે, જુવાન લોકો માત્ર અરીસા સામે જુએ તોપણ તેમના મનને સંતોષ થાય છે, કિર્તિ અને પૈસાના મદમાં પ્રૌઢ માણસો જીવન સુખેથી જીવી શકે છે, ત્યારે વૃદ્ધ માણસોને આમાંનું કશું સાંપડતું નથી એમને લાડ તો કોણ કરે ? અને અરીસામાં મોં જોવાનું તો તેમને મન જ શાનું થાય ? કીર્તિ અને પૈસાની પાછળ દોડવાનું જોસ હવે તેમનામાં રહ્યું હોતું નથી. કોઈ તેમને પૂછતું પણ નથી, કોઇના પર તેઓ સત્તા ચલાવી શકતા નથી, કોઇના પર તેઓ સત્તા ચલાવી શકતા નથી, તેમ પોતે કંઈ અપૂર્વ કાર્ય પાછળ મંડ્યા છે એવો સંતોષ તેમને હોતો નથી. એ જ કારણે તેઓ સતત ચિડાયા કરે છે, બબડયા કરે છે, રોષે ભરાય છે. દુનિયાના અનેક દુઃખોના મૂળમાં તેમનામાં અતૃપ્ત રહેલો અહં એ જ મુખ્ય કારણ હોય છે.

# જીવનનું મહત્ત્વ

માણુસ બુદ્ધિમાન હોવાનો ફાંકો રાખે છે પણ એ ફાંકો તો બે વર્ષનું બાળક દીવાસળીની પેટી ગજવામાં રાખવાનો અને તેને સળગાવતાં આવડવાનો ફાંકો રાખે, તેના જેવો છે. દીવાસળીની પેટી તેની પાસે છે, અને તેને એ સળગાવતાં આવડે છે તે કરતાં વધારે મહત્ત્વની વસ્તુ દીવાસળીનો ઉપયોગ કયા કરવો તેનો વિવેક તેને છે કે નહિ તે છે; તેમ માણુસ બુદ્ધિ ધરાવે છે એટલે કે તરેહ તરેહની વૈજ્ઞાનિક માહિતી અને યુક્તિઓ જાણે છે અને શોધી શકે છે, તે કરતાં તેનો કેવો ઉપયોગ કરવો તે આવડવું તે વધારે મહત્ત્વનું છે

આજે આપણને આપણી પોતાની પ્રગતિ પ્રત્યે અહો-અહો થઈ રહ્યું છે. જોતજોતામાં કેટલું વિજ્ઞાન ખેડાયું છે, અને ઝપાટાબંધ ખેડાતું જાય છે! પંદર મિનિટમાં સૃષ્ટિમાં ભયંકર ઉલ્કાપાત મચાવી શકાય તેટલે સુધી વિજ્ઞાનનો વિકાસ થશે એવા ભણકારા વાગે છે. પુરાણોએ ભગવાનનો મહિમા ગાતા કહ્યું છે કે 'તેની ભ્રુકુટિના વિલાસમાત્રથી બ્રહ્માંડોનો પ્રલય થાય છે.' આ સિદ્ધિ તો આજે માણસના હાથમાં આવવા લાગી છે ચંદ્ર અને મંગળ, અને ગુરુ તથા શનિ સાથે યે સંપર્ક સાધવાની કળા વૈજ્ઞાનિક શોધી કાઢશે એવી એને ઉમેદ આવી છે. ભોગસિદ્ધિ અને રોગના પણ અનેક ઇલાજો શોધાઈ રહ્યાં છે, હિંસા કરવાના અને તેની સામે બચવાના પણ નવા નવા માર્ગો ખોળાય છે.

પણ રોગ, ઘસારો અને હિંસાને જીવનમાં સ્થાન જ ન મળે, ન પોતાને લાગે-ન બીજાને પહોંચે, એવી જાતના જીવનના નિયમોને શોધવા અને તેને અનુકૂળ સંસ્કૃતિને ખીલવવાની બુદ્ધિ હજુ શોધાઈ નથી.

* * *

જીવન શું કામ મળ્યું છે, તે આપણે જાણતા નથી. પણ જીવન સાથે જીવતાં રહેવાની વાસના પણ મળેલી છે એટલું જ અનુભવપૂર્વક જાણીએ છીએ. એમ પણ કહી શકાય કે માનવને જીવનની અભિલાષા સાથે ઓછામાં ઓછાં પાંચ બીજા તત્ત્વો પણ અનુભવમાં આવે છે. તે જિજ્ઞાસા, કલ્પનાશીલતા, સર્જકતા, સંકલ્પ અને શ્રદ્ધામય આશા, પ્રાણી માત્રને અણુમાગ્યા મળેલા જીવન સાથે, મનુષ્યને આ વધારાની ભેટો છે, અને શું કામ છે તે ચોક્કસપણે કહી શકતા નથી એટલે એ મનુષ્યત્વનાં સ્વભાવભૂત અંગો છે એટલું જ કહી શકાય.

જીવનની જેમ જ અણુમાગી મૂડી પણ સ્થૂળપણે અનંત નથી. એ સર્વે ખપી જાય છે. આથી, એનો અર્થ અને પ્રયોજન શોધવા કરતાં એ ખપી જાય તે પહેલાં તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવાનું અને વધારેમાં વધારે સંતોષ આપનારો નફો તેમાંથી મેળવી લેવાનું ડહાપણ ખોળવું, તેને અનુકૂળ સંજોગો નિર્માણ કરવા અને બને તો તેનો બીજાઓને પણ માર્ગ દેખાડવો એ મહત્ત્વનું છે.

એટલું તો નક્કી કહી શકાય કે આ પાંચ પ્રકારની શક્તિઓને અનિયંત્રિતપણે વહેતી મૂકવી એ માનવસુખશાંતિ કે સમાધાનનો ઉપાય નથી જ. એટલે સંયમ તો જોઈશે જ. જિજ્ઞાસા, કલ્પનાશીલતા, સર્જકતા, સંકલ્પ અને આશા, તથા તેને પરિણામે ઉત્પન્ન થતા ભોગો અને પ્રવૃત્તિઓ સર્વે પર સંયમ જોઈશે.

*

સંયમ જોઈશે એટલે વિવેક જોઈશે. કોઈક નિશ્ચિત ધોરણે શું યોગ્ય અને શું અયોગ્ય તેની પારખ અને પસંદગી કરવાની શક્તિ જોઈશે.

વળી, સંયમ અને વિવેક જોઈશે, એટલે થયેલી પારખ અને પસંદગીને અનુસરી તે રીતે વર્તવાની ટેવો પાડવી જોઈશે કેવળ બુદ્ધિથી સમજી લઈને ચાલશે નહિ.

ટેવ-પાડવા-પડવામાં મહેનત પડશે. બધું સહેલુંસટ નહિ થઈ શકે. જેમ જેમ વય વધશે, તેમ

તેમ વધારે કઠણ થતું જશે. સમજણ પ્રમાણે વર્તી ન શકવાની નબળાઈ પગલે પગલે સાલ્યા કરશે, અને એ ક્યારેય શાંતિ–સંતોષનો અનુભવ થવા નહિ દે.

માટે, સંયમ અને વિવેકપૂર્વક જીવવાની ટેવ પાડવાની મહેનત શરૂઆતથી જ કરવી–કરાવવી એને જીવનના પાયાનો નિયમ કહી શકાય. એ મહેનત કડવી ન લાગે એવી રીતે યોજવાનો ભલે પ્રયાસ થાય, પણ કડવી લાગે તોયે તેનો ઉપાય નથી.

*

આપણે ઉપર જોયું કે સામાન્યપણે માણસ જીવવા જ ઇચ્છે છે, મરવા નથી ઇચ્છતો છતાં જાણે રોગ, ઘસારો અને હિંસાને જાત પર નોતરવા અને બીજાને પહોંચાડવા એ જ જીવનનો હેતુ હોય તેમ એ વર્તતો હોય છે.

આત્મવત્ સર્વભૂતેષુ–એવો વર્તનનો નિયમ બતાવવામાં આવે છે, પણ કેટલીકવાર એ નિયમ બહુ માર્ગદર્શક થતો નથી.

વ્યસન સેવનાર બીજાનેયે વ્યસનનો ચેપ લગાડવા પ્રયત્ન કરે છે, અને પ્રેમથી કરે છે. એ પોતા જેવો અન્યને કરી જાણે'–નું પાલન કરનાર કહી શકાય ખરો. પણ તે રોગ અને ઘસારાને અ-વિરોધી કર્મ નથી

તેથી, 'સમાજના હિતાર્થે' એટલે કે બીજાને રોગ કે ઘસારો કે ઈજા ન થાય એવું વર્તન એવો નિયમ હોવો જોઇએ.

રોગ અને ઘસારો લાગ્યા પછી તેને સુધારવાના ઈલાજો શોધવા આવશ્યક હોઇ શકે, પણ એથીયે વધારે મહત્ત્વની વાત તેને નિર્માણ થતાં અટકાવવાની છે. તેમ જ હિંસાનું

પણ તે નિર્માણ કરવા પાછળ જ આપણી રાત દિવસ પ્રવૃત્તિ ચાલી રહી છે. તેને જ આપણે વિજ્ઞાન અને સુધારો માની બેઠા છીએ. એક બાજુથી વધુ ને વધુ આનંદ–ઉપભોગ માટે ફાંફાં મારીએ છીએ, તે માટે જોઇએ તેટલો મારફાડ કરીએ છીએ, અને બીજી બાજુથી કાળના મુખમાં ધસીએ છીએ અને બીજાને વેગથી ધકેલીએ છીએ. પછી એક દિવસ નિરાશા વ્યાપે અને જીવન નિરર્થક લાગે એમાં શું આશ્ચર્ય !

*

જીવન શા માટે છે તેનો નિઃશંક ઉત્તર મળવાનો હશે ત્યારે મળી રહેશે. તેને સમાધાનપૂર્વક જીવવાનો નિયમ 'સામા જીવના હિતાર્થે–જીવવું' એ છે. એટલે કે ભોગમાં સંયમ રાખવો, ભોગપ્રાપ્તિનાં સાધનો મેળવવામાં સામા જીવના હિતને અવિરોધી હોય એવો સદાચાર પાળવો, રોગ, ઘસારો અને હિંસાના કારણો દૂર કરવાના વિજ્ઞાનને ખેડવું ઇત્યાદિ.

વળી, સમાધાન માટે મનમાં એ પણ દૃઢ કરવાની જરૂર છે કે આ અણમાગ્યા જીવનનો અંત પણ આવશે જ. એ પણ અણધાર્યો અને કદાચ અણમાગ્યો હશે તેને માટે સદાયે તૈયાર રહેતાં અને સામા જીવના હિતાર્થે હસતે મોઢે સામે જઇને ય ભેટતાં શીખવું જોઇએ.

જો આ આપણે સમજીએ અને જીવનમાં ઉતારી શકીએ તો જીવન શા માટે મળે છે, નભે છે અને અંત પામે છે, તથા આ બધું કઈ દિશામાં જઇ રહ્યું છે, તેની કલ્પના કરવાનું બહુ કુતૂહલ પણ ન રહે. પૃથ્વી પૂછતી નથી કે હું શા માટે સૂર્યની આજુબાજુ ફર્યા જ કરું છું. ગુલાબ ને પારિજાતક પૂછતાં નથી કે શા માટે અમારે સવારે ખીલવું, સુગંધ ફેલાવવી અને સાંજ પડે કરમાઇ જવું પડે છે. ચકલાં પૂછતાં નથી કે શા માટે અમારે માળા બાંધવા, ઈંડાં મૂકવાં, સેવવાં અને બચ્ચાંને પાંખ ફૂટે એટલે એમને છોડી દેવાં. તેમ આપણે યે પૂછવાની જરૂર નથી કે શા માટે અમારે જીવવું, સમાજ રચવાં, સંસ્કૃતિઓ નિપજાવવી, કુરબાનીઓ આપવી, અને નીતિનિયમો જાળવવા. પોતપોતાના કર્મ બરાબર રીતે કરવામાં જ પ્રાણી માત્ર સંતોષ અનુભવે છે.

*

સ્ત્રી ઘણું ખરું વિના કારણ ફરિયાદ કરે છે, ઇરાદાપૂર્વક જૂઠું બોલે છે, દેખીતી રીતે રડે છે ને છૂપી રીતે હસે છે.

પૃષ્ઠ ૧૧ થી ચાલુ]
જનારા છક્ક થઇ જાય છે અને કબૂલ કરીને જાય છે કે જો નજરે જોયું ન હોત તો માન્યામાં ન આવત. જેની પાસે જીવનમાં કંઇપણ કરી છૂટવાની તમન્ના છે તે સિદ્ધિના કેવા સોપાન સર કરી શકે છે તે જોવા માટે શારદાગ્રામની મુલાકાત અનિવાર્ય છે. માધ્યમિક કેળવણીનું સાચું મહત્ત્વ આપણે આંકતા નથી તેથીજ ઉચ્ચ કેળવણીમાં મોટું મીંડુ આજે જોવા મળે છે. વિદ્યાપીઠના સ્નાતકની શિસ્તનું કોઇ જ ઠેકાણું નથી. કોલેજોમાં યુવાન-યુવતીઓ સ્વછંદે-કુછંદે અભ્યાસને નામે સમય ગાળે છે એટલું જ. આપણી કોલેજોએ રાષ્ટ્રને કોઈ એવા નેતાઓ, અર્થશાસ્ત્રીઓ, વૈજ્ઞાનિકો છેલ્લા દાયકામાં આપ્યા નથી. આના કારણમાં માધ્યમિક તેમજ પ્રાથમિક કેળવણી પ્રત્યેની ઘોર અપેક્ષામાં રહેલું છે. શારદાગ્રામની સુવર્ણજયંતી ઉજવાય છે ત્યારે ગુજરાતે અવશ્ય તેનું ઋણ અદા કરવા સક્રિય રીતે વિચારણા કરવી જોઈએ.

લંડનબ્રીજ

લંડનની ટેમ્સ નદી ઉપરનો વિશ્વવિખ્યાત પુલ ૧૯૬૮માં રોબર્ટ મેકુલોએ ખરીદી લીધો. આમ જોઇએ તો અમેરિકા આખો દેશ નિકાસની પેદાશ છે. એટલે સાહિત્ય, સંગીત, કલા ક્રમશ: યુરોપમાંથી નિકાસ થઇ અમેરિકા ખાતે નવું ઘર કરીને રહ્યા. શિલ્પ, સ્થાપત્ય અને પુરાણા બાંધકામનો પણ વારો આવ્યો. પુરાણો થઈ જવાથી લંડનબ્રિજ ખસેડી લેવાનું બ્રિટિશ સરકારે નક્કી કર્યું ત્યારે તેને ખરીદી લેનારો અમેરિકન મળી આવ્યો. તેણે એ પુલના ટુકડાઓ કરીને, વ્યવસ્થિત રીતે પેક કરી, અમેરિકા ખાતે ચડાવ્યા. ત્યાં ફરીથી એરિઝોના ખાતે લેઇક હાવાસુના ઉજ્જડ પ્રદેશમાં રેતીમાં તે પુલ ફરીથી ચણવામાં આવ્યો. કોલોરાડો નદીમાંથી એક બનાવટી નહેર ખોદીને તેનું પાણી પુલ નીચેથી વહેતું રહે અને જાણે ટેમ્સ નદી ઉપર લંડનબ્રિજ ઊભો હોય તેવું જોનારને લાગે તેવી વ્યવસ્થા પણ એન્જિનિયરોએ રચી

ખરેખર માનવીની ઘેલછાને કોઇ હદ નથી. માત્ર આશ્વાસન લેવા ખાતર પુરાણી ચીજ પ્રત્યે આવું લાગણીનું પ્રદર્શન બેશક દાદ માગી લે છે પરંતુ પશ્ચિમના યુરોપમાં તેમજ અમેરિકામાં-કુટુંબની અને માનવીય સંબંધોની ઇમારત કડડભૂસ કરતી પડી રહી છે અને જૂની પેઢીનો બુઝર્ગો ઉપેક્ષિત દશામાં જીવન ગાળે છે-તેમના જીવતરના ખંડેરનું સમારકામ કરવાનું કેમ કોઈને સૂઝતું નથી? જીવન જ્યારે ખંડેર બની રહ્યાં છે ત્યારે પથ્થરની ઇમારતો સંસ્કૃતિને બચાવી શકશે ખરી?

કરવેરા કે લોટરી ?

ગુજરાત રાજ્યે લોટરી પર પ્રતિબંધ મૂકીને એ અનિષ્ટને ડામવાનો પ્રયત્ન કર્યો તે ન્યાયની દેવડીએ ગેરકાયદે જાહેર કર્યો પરિણામે લોટરીઓનાં ધૂમ વેચાણ પાછાં શરૂ થયાં છે. આ એક સમજવા જેવી વાત છે લોકોને લોટરી ખરીદવી છે-ખરીદીને લખપતિ રાતોરાત બની જવું છે-લોટરી કાઢનારને ખાસ કષ્ટ વિના પૈસા મળી રહે છે એટલે શ્રી યશવંતરાવ ચવ્હાણે આ વાત સમજી લેવી ઘટે. કેન્દ્ર સરકાર શા માટે લોટરી ન કાઢે? તેમાં અજુગતું શું છે? લોકો કાંઇ દબાણને વશ થઇને ખરીદ કરતા નથી-સ્વેચ્છાએ હોંશે હોંશે ખરીદે છે. ભારતના અત્યાર સુધીના નાણાપ્રધાનો માથે હાથ ઘસતા ખુરશી ખાલી કરી ગયા છે. બસો કે ત્રણસો કરોડના કરવેરા લોકો માથે ઝીંકવા કરતા, લોટરી જ કાઢોને ચવ્હાણ સાહેબ! કોઈ નારાજ નહીં થાય. ભૂતકાળમાં પ્રાઈઝ બોન્ડ, પ્રિમિયમ પ્રાઈઝ બોન્ડ કાઢેલાં તેમાં તો પૈસા પાછા આપવાની વાત હતી આમાં તો લેવાનીજ વાત છે- પછી હરદાસ ભરી આપશે. વળી ન્યાયની અદાલત પણ લોટરી પ્રત્યે આદર રાખે તો પછી ગુજરાત સરકારની જેમ નીતિમત્તાના રક્ષક બનવાની શી જરૂર છે? કેન્દ્રની લોટરી એજન્ટો, તેમજ પોસ્ટ ઓફિસો મારફત અતિ વિશાળ પ્રમાણમાં વેંચી શકાશે. કોઇને આમાં અનિષ્ટની ગંધ આવતી હોય તો મ્હો બગાડવાની કે ચોખલિયા થવાની જરૂર નથી-વાસ્તવિકતા હમેશાં સ્વીકારી લેવી ઘટે છેવટે પૈસા ભેગા કરીને રાષ્ટ્રના હિતમાંજ વાપરવાના છે. કરવેરા નાખીને અળખામણા શીદ થવું ?

નાની મોટર

નાની મોટર હેન્રીફોર્ડ કાકા એશિયા માટે લાવી

રહ્યા છે આ દિશામાં ભારતને તકફડિયાં મારતું જોઈ તેમનું દિલ દ્રવી ગયું છે અગ્નિએશિયાના દેશો માટે નાની મોટર—સસ્તી મોટર બનાવવાનું સંયુક્ત સાહસ વિચાર્યું છે જે સાંભળીને જ હવે આપણે મોટર બનાવવાની વાત ભૂલી જવી જોઈએ તેમની યોજના એવી છે કે મોટરના જુદા જુદા ભાગ જુદા જુદા દેશોમાં બનાવવા—જેમ કે ઈન્ડોનેશિયા તૈવાન થાઈલેન્ડ મલેસિયા, સિંગાપોર ફિલિપાઈન્સ પછી એક દેશમાં તે બધા એકઠા કરવા તેને માટે કોઈ જાતની આયાત-નિકાસ કર લાગે નહિ પરિણામે આ બધા જ દેશોનો સંયુક્ત ઓર્ડર મળવાની શક્યતા આ મોટર ટકાઉ હશે—સાદી હશે અને અશિયાના દેશોને માફક આવે તેવી હશે—રૂપાળી નહી હોય વળી જે દેશમાં સારી જાતનું લાકડું પ્રાપ્ય હશે ત્યાં મોટરનું બોડી લાકડાનું બનાવી શકાશે જેમકે બર્મા આ સંયુક્ત સાહસથી જુદા જુદા સ્પેર પાર્ટસ બહુ જ સસ્તા પરવડી શકશે અને તેનું ઉત્પાદન વહેચાઈ જતાં તે તે દેશોનું અર્થ કારણ ઊંચુ આવશે ફોર્ડ કાકાની આ દરખાસ્ત સામે સંજયભાઈને શું કહેવાનું છે? વેટર આફ ઈન્ટેન્ટ' ભલે ખિસ્સામાં પડ્યા—ફોર્ડ ની દરખાસ્ત પ્રમાણે તેમાં જોડાઈ જવું શું ખોટ—આપણે શું બનાવવા માગીએ છીએ તે જ નક્કી કરી લેવાનું

કરુણાનિધિની કુશળતા

તામીલનાડુના મુખ્ય પ્રધાન કરુણાનિધિ અચ્છા અભિનેતા છે દ્રમુક પક્ષના સઘળા નેતાઓ ફીલ્મમાં કામ કરી શકે તેવા કલાકારો છે હેલ્લી ચૂંટણીએ બતાવી આપ્યું કે દ્રમુક પક્ષ ભારતમાં સૌથી મોટો વિરોધ પક્ષ જનતાની ક્ષમતા ધરાવે છે હિંદુ ભાવિકોના દેવદેવીઓને ખાસડે મારનાર, અને સરઘસના રૂપમાં તદ્દન બિભત્સ રીતે છડેચોક ફેરવનાર ઈરવામી નાયકરની પીઠ થાબડીને અને તઘલક' નામના અતિ લોકપ્રિય માસિકના મોઢે તાળું મારી તેના બહાદુર તંત્રીના વાણી સ્વાતંત્ર્યને ઘૂંટીને પી જનાર કરુણાનિધિ અનિધણી બહુમતિથી પોતે જ નહી—પોતાના સઘળા ઉમેદવારો સાથે ચૂંટાઈ આવ્યા છે તઘલક'ના બનાવે આખા દેશનું ધ્યાન ખેંચ્યું કરુણાનિધિ જેવા તામીલનાડુના એકચક્રી શાસનકર્તા સામે તંત્રી ચો' એ કલમ ઉપાડી અને ભારતમાંથી તમને બિરદાવવામાં આવ્યા છતાં કરુણાનિધિએ આખા રાષ્ટ્રના અવાજને ગુંગળાવી દીધો અને નાઈકરે કોઈ ગુન્હો કર્યો નથી—તેની માન્યતા પ્રમાણે વર્તવાનો તેને હક્ક છે—રાજાજીના વખતમાં પણ નાઈકર આવું કરતું કામરાજના વખતમાં પણ કરતુ—અને આ વખતે કાંઈ નવી નવાઈનું નથી—એમ કહીને શિક્ષક વિદ્યાર્થીને નોટી મારી બેસાડી દે તેમ જનસંઘના મહારથીઓને પણ બેસાડી દીધા ખરખર, કરુણાનિધિ અંતરાઈ કરતાં વધુ કુશળ પૂરવાર થયા છે

*

જો માણસ પૈસા પાછળ દોડે તો એ પૈસાઘેલો છે જો પૈસા સંઘરી રાખે તો એ મૂડીવાદી છે જો એ પૈસા વેડફે તો ઉડાઉ છે જો પૈસા મેળવી ન શકે તો નમાલો છે જો પૈસા માટે મહેનત ન કરે તો એ અકર્મી છે મહેનત વગર પૈસો મેળવે તો એ સમાજને ભાર રૂપ 'બેઠા બેઠો ખાનાર' છે જો આજીવન પુરુષાર્થ કરીને મોટી કમાણી કરે તો એ જિંદગીમાં ભેળવવા જેવું કંઈ મેળવ્યું નથી એવો મૂરખ છે

*

પૈસાદાર પતિ હમેશા પૈસાદાર માણસ હોય છે, પણ પૈસાદાર માણસ ઘણીવાર 'ગરીબ પતિ' હોય છે

*  *

ઈશ્વરને એક અને શેતાનને બે દીવા કરો

# રાજા હરિશ્ચન્દ્રની વાત

ડોલરરાય માંકડ

હરિશ્ચન્દ્રાખ્યાન આપણે ત્યાં જાણીતું છે અને સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રની વાત આખા ભારતવર્ષમાં પુણ્ય પવિત્ર ગણાય છે.

રાજા હરિશ્ચન્દ્રનો વિશ્વામિત્ર સાથેનો સંબંધ; દાનમાં પોતાનાં સર્વસ્વનું વિશ્વામિત્રને અર્પણ, છતાં વિશ્વામિત્ર ન સંતોષાયા તેથી એની દક્ષિણા પૂરી કરવાને પોતે ત્રણે વેચાયા તેમાં પોતે ચાંડાલને ઘેર વેચાઇને રહ્યા વગેરે એ વાર્તાના મુખ્ય બનાવો બહુ જ જાણીતા છે.

આ મૂળ વાર્તા પુરાણાન્તર્ગત છે,[1] પરંતુ બધાં પુરાણો આ વાર્તા આપતા નથી જે છેવટના પુરાણો છે તેમાં એ છે, પણ જૂના પુરાણોમાં એ વાર્તા નથી. પરંતુ તેને બદલે જૂના પુરાણમાં હરિશ્ચન્દ્રના પિતા સત્યવ્રત વિશે એક વાત આપવામાં આવે છે. એ વાત હરિશ્ચન્દ્રની વાતના મૂળ તરીકે ઉપયોગી લાગે છે માટે અહીં નીચે આપી છે.

વાયુપુરાણ સારી પેઠે જૂનું પુરાણ છે. તેમાં એ વાત આમ આવી છે. (અધ્યાય ૮૮ મો, શ્લોક ૭૮ અને પછી)

ઇક્ષ્વાકુવંશમાં (મનુવૈવસ્વત વંશમાં) ત્રય્યારુણ નામે એક રાજા થયો. (મનુથી ૨૮મી પેઢીએ) તેને સત્યવ્રત નામે એક દીકરો હતો. તે બહુ તોફાની હતો અને લગ્નવિધિના મંત્રો પૂરા થવા દેતો નહિ તે એક વખત પાણિગ્રહણના મંત્રો પૂરા થઇ રહ્યા પછી વિદર્ભની ભાર્યાને હરી ગયો. (હરિવંશમાં કોઇ એક પુરવાસીની કન્યાને તે લઇ ગયો એમ છે.) આ તેના અધર્મથી એનો પિતા એના ઉપર ગુસ્સે થયો અને તેને કહ્યું. 'તું અહીંથી જા.' સત્યવ્રતે પિતાને પૂછ્યું 'હું કયાં જઇને રહું?' ત્યારે પિતાએ ખીજમાં કહ્યું 'ચાંડાલોના વાસમાં રહે, પણ અહીંથી જા. મારે તારા જેવા કુલકલંકનું કામ નથી.' પિતાની આ આજ્ઞામાં પુરોહિત વસિષ્ઠની સંમતિ હતી. પિતાના આદેશને વશ થઇને સત્યવ્રત જતો રહ્યો અને ચાંડાળોના વાસની નજીક ઘર બાંધીને રહ્યો અને એનો પિતા વનમાં જઇ રહ્યો.

પછી તે પ્રદેશમાં બાર વર્ષનો દુકાળ પડયો. તે વખતે વિશ્વામિત્ર નામે ઋષિ પોતાના કુટુંબને તે પ્રદેશમાં રાખીને પોતે સાગરકાંઠે તપ તપતા હતા. ત્યારે દુકાળને લીધે વિશ્વામિત્રની પત્નીએ પોતાના વચલા દીકરાને, ગળે કાંઇક બાંધીને, બાકીનાનું પોષણ કરવાને માટે સો ગાયો લઇને વેચ્યો.

આમ વેચાયેલા તે પુત્રને સત્યવ્રતે છોડાવ્યો, અને વિશ્વામિત્ર પોતાના ઉપર ખુશ થશે એમ ધારીને તેણે તનું ભરણપોષણ કર્યું. (આ દીકરાને ગળે બાંધીને વેચ્યો હતો માટે એનું નામ ગાલવ પડયું)

આવી રીતે સત્યવ્રત વિશ્વામિત્રના પુત્ર ગાલવને તેમ જ વિશ્વામિત્રના કુટુંબને પાળતો હતો. તે રોજ હરણ, વરાહ પાડા વગેરેનો શિકાર કરીને વિશ્વામિત્રના આશ્રમની પાસે એનું માંસ રાંધતો અને એમનું પોષણ કરતો. આમ મનમાં અમુક વ્રત ધારણ કરીને તે બાર વર્ષ સુધી તેમની સેવા કરતો રહ્યો.

તેનો પિતા તો રાજ્ય છોડીને વનમાં ગયો હતો, તેથી અયોધ્યા નગરીને, રાજાને તેમ જ રાજકુટુંબને પુરોહિત વસિષ્ઠ રક્ષતા હતા, હવે સત્યવ્રતને કેટલાંક કારણોને લઇને વસિષ્ઠ તરફ ખૂબ રોષ હતો. જ્યારે એના પિતાએ કાઢી મૂકયો ત્યારે વસિષ્ઠે એના પિતાને વાર્યો નહોતો. વસિષ્ઠને એમ કરવાનું એક કારણ હતું. વસિષ્ઠના મનમાં એમ હતું કે

૧. આ વાત હરિવંશમાં પણ છે. અધ્યાય ૧૨ મો. વાયુમાં જ્યાં અપભ્રષ્ટ વાત છે ત્યાં હરિવંશમાંથી સુધારી લીધી છે.

પાણિગ્રહતંત્રની નિષ્ઠા સાતમે પગલે થતી જોઈએ.[1] અને એમાં આ સત્યવ્રત વિઘ્નકર્તા હતો તેથી એને દેશનિકાલ કરાય તો જ ઠીક એમ વસિષ્ઠને લાગ્યુ, પણ વસિષ્ઠના આ હેતુની સત્યવ્રતને ખબર નહોતી અને તે એના ઉપર ખૂબ ગુસ્સે થયો હતો.

આમ સત્યવ્રત વિશ્વામિત્ર કુટુંબનું પોષણ કરતો હતો. એક દિવસ કોઈ શિકાર ન મળવાથી ખાવાને કંઈ માંસ પણ નહોતું, તેથી સત્યવ્રતે વસિષ્ઠની કામધેનુ હરી તેને મારી નાખી અને એના માંસનું ભોજન પોતે કર્યું, તેમજ વિશ્વામિત્રના કુટુંબને કરાવ્યું. ત્યારે વસિષ્ઠે એના ઉપર ગુસ્સે થયા અને તેણે સત્યવ્રતને કહ્યું: 'હે ક્રુર, હે ક્રુર! તારા ઉપર ત્રણ જાતના શંકુ (દોષો) છે તે જો ન હોત તો તારી ઉપર હું હમણા જ લોઢાનો શંકુ (હથિયાર) ફેંકત. પણ તારા ઉપર ત્રણ શંકુ (એક પિતાને હેરાન કરવાનો, બીજો ગુરુની ગાયના વધનો અને ત્રીજો અપ્રોક્ષિત માંસના ઉપયોગનો) તો છે જ.' આમ તેના ઉપર ત્રણ શંકુઓ હતા તેથી તેનું નામ ત્રિશંકુ પડ્યુ આમ સત્યવ્રત ત્રિશંકુ કહેવાયો

પછી કાળે કરીને વિશ્વામિત્ર તપ કરીને પાછા આવ્યા અને બધી વાત સાભળીને સત્યવ્રત ઉપર, ખૂબ પ્રસન્ન થયા. સત્યવ્રતે એના પાસે વરદાન માગ્યુ કે, 'આપ મારા ગુરુ થાઓ'

પછી વિશ્વામિત્રે બીજા દેવો અને વસિષ્ઠના દેખતાં જ તેને રાજ્ય પાછું અપાવ્યું અને આકાશમાં નિશ્ચલ સ્થાન અપાવ્યું.[1]

આમ સત્યવ્રત ત્રિશંકુની વાત આપ્યા પછી વાયુમાં લખ્યું છે કે:

**અત્રાપ્યુદાહરન્તીમૌ શ્લોકૌ પૌરાણિકા જનાઃ**
**વિશ્વામિત્ર પ્રસાદેન ત્રિશઙ્કુ ર્દિવિ રાજતે**
**દેવૈઃ સાર્ધં મહાતેજાઽનુગ્રહાતસ્ય ધીમતઃ**
**શનૈર્યાત્યબલા રમ્યા હેમન્તે ચન્દ્રમણ્ડિતા**
**અલંકૃતા ત્રિભિ ર્ભાવૈસ્ત્રિશઙ્કુગ્રહભૂષિતા ૧૧૬**

(હજી પણ પૌરાણિકજનો આ શ્લોકો ઉદાહરે છે કે વિશ્વામિત્રના પ્રસાદથી ત્રિશંકુ આકાશમાં શોભે છે. દેવોની (તારાઓની) સાથે એ મહાતેજસ્વી, તેની કૃપાથી શોભે છે હેમન્તમાં ચંન્દ્રની ભૂષિત અબળા ધીમે ધીમે જાય છે; તે ત્રણ ભાવથી અલંકૃત છે અને ત્રિશંકુ ગ્રહથી વિભૂષિત છે)

સત્યવ્રત ત્રિશંકુની પુરાણોમાં આપેલી વાત ઉપર મુજબ છે તેમાં નીચેના મુદ્દાઓ નોંધવા લાયક છે

સત્યવ્રતનો ચાંડાળના વાસમાં વાસ, વિશ્વામિત્રના પુત્રનું વેચાણ, વિશ્વામિત્રના કુટુંબનું ભરણપોષણ, સત્યવ્રતે કરેલો વસિષ્ઠની ગાયનો વધ; અને વિશ્વામિત્રે એને આકાશમાં અપાવેલું સ્થાન; અને વસિષ્ઠ-વિશ્વામિત્ર વચ્ચે સૂચવાયેલી હરીફાઈ.

આ માંથી પહેલાં ત્રણ તત્ત્વો ઉપર હરિશ્ચન્દ્રની વાત રચાણી લાગે છે. છેલ્લા ત્રણ તત્ત્વો ઉપર રામાયણમાં આપેલી વસિષ્ઠ-વિશ્વામિત્રની વાત રચાણી લાગે છે

---

૧ વાયુમાં એમ પણ કહ્યુ છે કે સાતમું પગલું પૂરું થાય તે પહેલાં જ સત્યવ્રત કન્યાઓને ઉપાડી જતો, તેથી વસિષ્ઠને સપ્તપદીનો વિધિ સ્થાપિત કરવાની ઇચ્છા હતી વળી એમ પણ નોંધ્યું છે કે વસિષ્ઠના મનમાં એને પાછી ગાદી આપવાની ઇચ્છા હતી જ.

૧ ત્રિશંકુને વિશ્વામિત્રે આકાશમાં સ્થાન આપ્યું એનો અર્થ તો માત્ર એટલો જ કે એમણે એક પ્રકાશિત તારાનું નામ ત્રિશંકુ પાડ્યુ આજે પણ ત્રિશંકુ નામથી જાણીતો તારો આકાશમાં છે.

*

કોઈ કોઈ માણસો પૂતળાંની જેમ મૂગા અને સ્થિર બેઠેલા દેખાય છે, કોઇ કોઈ પૂતળાં માણસની જેમ ચંચળ અને બોલતાં દેખાય છે.

# મૂળ રોગની દવા જ નથી?

પરીક્ષાઓ પૂરી થઈ એટલે હવે સૌની દૃષ્ટિ આવનારા પરિણામો ઉપર કેન્દ્રિત થઇ છે, ખાસ કરીને વિદ્યાર્થીઓની, વાલીઓની અને યશ-અપયશની વચ્ચે ટીંગાઈ રહેલા અતોભ્રષ્ટ, તતોભ્રષ્ટ એવા શિક્ષકોની. પોતાનાં સંતાનો નિશાળમાં જઇને કેવુ ભણતાં હોય છે એ વિષે માબાપને સાચી ખબર જવલ્લે જ મળે છે, એના સાચા સાક્ષીઓ તો શિક્ષકો જ હોય છે ને બીજા હોય છે વિદ્યાર્થીઓ પોતે પરીક્ષાના દિવસો શિક્ષકો અને વિદ્યાર્થીઓના મગજને ચગડોળ જેવુ બનાવી મૂકે છે. આખા વર્ષની રખડપટ્ટી, ટોળ-ટપ્પાં અને બજારું મનોરંજન પાછળ ભટકતી મનોવૃત્તિમાં પરીક્ષાના પેપરો બાવળની શૂળ જેવા બનીને વિદ્યાર્થીઓની આંખોને અને અંતરને ખટકતાં રહે છે.

આખા વર્ષની એક સામટી નિરાંત આ છેલ્લા દિવસોમાં બેચેન બનીને પેપરો પર ફૂદાફૂદ કરી રહી હોય છે. શિક્ષકોના માનસિક મકોડાને પણ આજ 'નિરાંત' ઢીલા કરી નાખે છે. વાલીઓની અને શિક્ષણ-અધિકારીઓની એમ બેવડી ભીંસમાં બિચારા શિક્ષક-ને તો ભીંસાવાનું જ હોય છે

—એકલા શિક્ષકને જ, ટૂંકા પગારના ગાડાના બેલને જ, પેટે પાટા બાંધીને નૈતિક રીતે ભૂખે મરતા ટૂંકી પોતડીવાળા પંતુજીને જ

ખરાબ પરિણામના આખા દોષનો ટોપલો આ શિક્ષકને માથે જ ઊંધો વળે છે. એમાં વિદ્યાધિકારી-ઓને કાંઈ સ્નાન સૂતક જેવુ હોતું નથી. વાલીઓ તો ચોપડીઓ અને ફી આપવા સિવાય વધુ શું કરી શકે? ને બાપડા વિદ્યાર્થીઓ તો જેટલું ભણાવો એટલું જ ભણે ને! નાપાસ થાય એમાં એનો શો વાંક?

વાંક જ છે એક દાનતનો, દાસત્વની જેમ વાંકા વળી ગયેલા ગુલામ શિક્ષકોનો; આજીવન તાબેદારોની આ એક અને અનોખી એવી હડધૂત જમાતનો.

શિક્ષણખાતુ, બીજાં સરકારી ખાતાઓ જેટલું સડેલુ છે, એમ નવેસરથી નોંધવાની અહીં જરૂર હોય એમ અમે માનતા નથી, મર્યાદિત પગારોમાં એક છેડેથી બીજે છેડે વિના કારણ ફંગોળાતી આ બેજવાન વણઝારને એકથી વધુવાર અમે આ કટારોમાં સંભારી ચૂકયા છીએ; એમના દુ:ખ-દર્દોને વિસ્તાર-પૂર્વક સમજાવી ચૂકયા છીએ, એકાદ, બે માણસોના આત્મસંતોષ માટે, જિંદગીમાં વેરણછેરણ થઇ જતા આ બેનસીબ માનવીઓના બાપોકારોને પથ્થરની પછીતો પર અથડાવી ચૂકયા છીએ.

ઉદાર નિર્વાહના સાધન તરીકે નોકરીને આપણા પૂર્વજોએ 'કનિષ્ટ' કહીને તરછોડી નાખી છે, ખેતી અને વેપારના સામા પલ્લામાં એકયો નિર્વાહનો આ નપાવટ પ્રકાર, કોઇ પણ જમાનામાં આદરને પાત્ર તો નહોતો જ ગણાતો એ હકીકત છે.

અને તેમાય નોકરિયાત શિક્ષકની દશા તો આજે સમાજમાં મૂલ્ય વિનાની થઇ ગઇ છે જેની પાસેથી પ્રજા વિદ્યા અને સંસ્કારનો સર્વોત્તમ વારસો મેળવે છે એ સંસ્કાર સ્વામીને આજે અકિંચન માગણની કક્ષાનો ગણી લેવામાં આવ્યો છે. એ વિદ્યા-ગુરુને આજે ભિક્ષુઓની જમાત ભેળો બેસાડી દેવામાં આવ્યો છે. એ સંસ્કૃતિ રક્ષકને આજે પટાવાળાઓની પંગતમાં ધકેલી દેવામાં આવ્યો છે.

આજે સરકારી પગારના બેશરમ આંકડાઓ બોલે છે કે, જો માસ્તરની નોકરી કરવી હોય તો આ રીતે કરો, એમાંથી નિર્વાહ નીકળે અને ન પે નીકળે. પેટપૂરતું ખાવાની આ દુનિયામાં કયાં દરેકને જરૂર હોય છે? અને આ રીતે આજે ૧/૩ ચોખ્ખી ખોટ પડે છે આ શિક્ષણસંસ્થાઓ કાં તો 'ગુલામી' માગે છે અને નહિતર ચોવીસ કલાકનું 'પરદુ:ખ-ભંજનપદ' માગે છે! મોટા ઉહાપોહ પછી જ્યારે જ્યારે 'બટકુ' પગાર વધારો મળે છે તો તેની સાથો-સાથ નવા શિક્ષણકાર્યનો 'ભાર' પણ તૈયાર કરીને

જ આવી પહોંચ્યો હોય છે. આમ રોજ રોજ નવા ભારણને લીધે શિક્ષક નથી રહેતો કુટુંબનો કે નથી રહેતો સમાજનો. સંબોધનમાં એ 'ગુરુજી' રહ્યો છે ખરો પણ એ તો દયાની પ્રેરણામાં કે કાં તો કટાક્ષમાં. એ સિવાય બીજું કોઇ સ્થાન એને માટે આજ રહ્યું જ નથી.

દરેક ચીજનું આજે મૂલ્ય પરિવર્તન થઇ રહ્યું છે, આ આખી લોકશાહીની રચના મૂલ્ય પરિવર્તનને માટે જ થઇ છે એમ કહીએ તો કાંઇ ખોટું નથી. દરેક જૂનવાણી રસમ જેમ આજે વિચાર અને વર્તનમાં નવો આકાર મેળવી રહી છે, તેમ આજના શિક્ષણને અને શિક્ષણાચાર્યોને નવી દૃષ્ટિથી મૂલવવાનો અવસર હવે જરાય આઘો ન હોવો જોઇએ. આજની સર્જાતી દુનિયાનો સાચો કસબ એ ઇલમીના જ હાથમાં છે ને એ જ હાથો આજની આપણી સાંસ્કારિક બદશકલને ખૂબસૂરતીમાં પલટી નાખવા કામિયાબ બનશે એવી અમને પૂરેપૂરી શ્રદ્ધા છે. ઉપર ઉપરના તમામ ઉપચારો છોડીને આજના શિક્ષણતંત્રે શિક્ષણના આ મૂળરોગને જ પિછાની લેવો જોઇએ, એના ઉપચારમાં જ સંપૂર્ણ લક્ષ આપવું જોઇએ.

*

## એક પ્રસંગ

શહેરમાં જતી'તી.

જે બસમાં બેઠેલી. તે બસમાં એક ગામડિયણ વાઘરણ હશે માથે શાકનું પોટલુ ને કેડમાં છોકરું લઈને ચડી સામી બેઠકે બેઠી. પોટલું બેઠકની નીચે અડધું પડધું ગોઠવાયું તેમ ગોઠવ્યું. પછી છોકરાને ધવરાવવા લાગી ઉંઘાડી છાતીએ છોકરાને વળગાડ્યું. તદ્દન કુદરતી રીતે ઉપજેલું આ ચિત્ર હું જોઇ રહી. "ચલો. ટીકેટ. કાઢો પૈસા." કંડકટર આવ્યો. હાથમાંનું પંચ ખખડાવતો ખખડાવતો

બાઈએ ચબરકીમા વીંટેલા પૈસા કાઢ્યા. કંડકટરને હાથમાં આપ્યા.

કંડકટરે ગણી જોયા બે પૈસા ખુટતા જણાયા.

"બે પૈસા લાવ ઓછા છે." કંડકટરે ઉઘરાણી કરી

પૈસા એટલા જ હતા. (સાથે એટલા જ હોય એમ ચોખ્ખું જણાતુ હતું)

"નથી..જેટલા હતા એટલા આપ્યા છે." બાઈ બોલી. એની આંખોમાં નિર્દોષ ભાવ જણાતો હતો.

"નહિ ચાલે ચાલ, ઉતરી જા." કંડક્ટર સત્તાવાહી અવાજે બોલ્યો.

ધાવતાં બાળકને વછોડી એ ઊભી થઇ બાળકને કેડમાં લઈ પોટલું નીચેથી કાઢવા જતી હતી ત્યાં જ સામે એક મુસલમાન દાઢીવાળા બુઝર્ગ ચાચા બેઠા હતા એણે કંડકટરને પૂછયુ : 'કેટલા ખૂટે છે.'

"બે પૈસા"

"ઊભા રહો, લો એ બે પૈસા" ચાચાએ કુર્તામાંથી પાકીટ કાઢ્યું પૈસા કાઢ્યા. કંડક્ટરને આપ્યા! "બેન બેન તારે ઉતરવું હોય ત્યાં ઉતરજે" ચાચાએ વાત્સલ્યભાવ પ્રકટ કર્યો

બાઇના મોં ઉપર આભારભાવ નીતરવા લાગ્યો ભગવાનનો પ'ડ માનતી હોય એમ જણાયું.

"ચલો શાન્તિનગર" કંડકટરે ઘંટડી મારી

પોટલું માથે મૂકી બાઈ ઉતરી ગઈ. ન તો થેંક્સ.નો આભારવિધિ કર્યો. ન તો કંઈ બોલી શકી પણ એના મૌનમાં ઘણું ઘણું કહેતી ગઈ. "સાચી [ લચોજી, સાચી માનવતા આને જ કહેવાય" આ હતું એનું અંતરનું કહેણ.

બાઇ ગઈ. ચાચા પણ છેવટે ક્યાંક ઉતરી એને વર્ષો થયા ઘણા.

પણ આ દૃશ્ય મારી નજર સામે હજીએ તાદૃશ્ય છે. નથી ખસતું આઘે.

—વિમળા પટેલ

# વાણીની પ્રતિમા

વિપ્લવ વૈદ્ય

ઝેબુન્નિસા ઔરંગઝેબની પુત્રી હતી. સમ્રાટની પાંચ પુત્રીઓમાં ઝેબુન સૌથી વડી હતી. પિતાના જેવી ધર્મી હતી, પણ ધર્મઝનૂની નહોતી. એની ધાવને મુખે એ કુરાન સાંભળતી. એની ધાવે એનામાં ધર્મભાવ ઉત્પન્ન કર્યો હતો. આઠ વર્ષની વયમાં તો એણે કુરાન મોઍ કરી દીધુ હતું. કુરાન મોઢે કરવાનું સહેલું નથી, પણ આ બાળકીએ શુદ્ધ ઉચ્ચારથી કુરાન કંઠે કર્યું હતું. કુરાન કંઠે કરનારને હાફિઝની પદવી મળે છે. ઝેબુને એ વિકટ પરીક્ષા માન સહિત પસાર કરી. હાફિઝની પદવી મેળવ્યા ઉપરાંત પિતા તરફનું મોટું ઇનામ મેળવ્યું હતું. ઔરંગઝેબે પોતાની પુત્રીની હોશિયારી જોઇ તેને કેળવવા ખાસ ઉસ્તાદ રાખ્યો હતો. એ કાબેલ ઉસ્તાદ મુલ્લા સયદ અશરફના હાથ નીચે ઝેબુને થોડાં જ વર્ષોમાં ગાયનકળામાં અને કાવ્ય રચવામાં પ્રવીણતા મેળવી. એની અહીંતહીં લખેલી શએર અને રુબાઇયાત એના શિક્ષકના જાણવામાં આવતાં એણે એને ઉત્તેજી હતી.

ઝેબુનની કવિતાઓ અને ગઝલો આજે પુસ્તકાકારે ફારસી અને ઉર્દૂમાં પ્રકટ થયેલાં છે. એની અતિ સુંદર ગઝલો, 'ગઝને મખફી' નામે જળવાઇ રહી છે. પોતાના વખતમાં એ જુદાં જુદાં કાવ્યો રચતી, એ ઉપરાંત શાહના દરબારમાં જે કાવ્યો અને કવિતાઓ રચાતાં અને સમસ્યાઓ નીકળતી તેના પર ઝેબુન પૂર્તિઓ રચતી અને આમ એની કવિ લેખિની ખ્યાતિ બધે ફેલાતી.

આકીલખાન નામનો લાહોરનો સૂબો ઝેબુનનાં કાવ્યો વાંચીને તેને જોયા વગર જ તેના પર આશક થઇ પડયો. ઝેબુનની રચેલી પૂર્તિઓ અને તેની કાવ્યકૃતિઓ તેના મનને લોભાવી દેતી. સૂબાગીરી છોડીને દિલ્હી જઇ ઝેબુનને જોવાની ઇચ્છા એને થઇ ખરી, પણ જાય કેવી રીતે? એટલામાં તો ઔરંગઝેબ પોતાના કુટુંબ સહિત હવા ખાવા લાહોર આવીને વસ્યો.

આકીલખાને આ સુંદર તક હાથ ધરી. એ પણ કવિ હતો. જુદી જુદી કવિતાઓ બનાવી તેમાં પોતાનો પ્રેમ ગૂંથી એણે શાહજાદી પર મોકલવા માંડી. શાહજાદી પર એની ખાસ અસર થઇ નહિ, પણ ખરો આશક આકીલખાન પાછો હઠે એવો ન હતો. એ દરરોજ કવિતા મોકલે અને સાંજે રાજમહેલ તરફ ચકરાવો લે. અને પ્રેમીઓને ખુદા શું એક દિવસ પણ ન મિલાવે? મહેલની અગાસી પર ઝેબુન ઊભી હતી. અચાનક એની નજર નીચે એક ખૂબરૂપ જવાન પર પડી. દષ્ટોદષ્ટ મળી. એ ભાન ભૂલી. નીચે જવાન આકીલખાનનું હૃદય છટક્યું. સુંદરીને જોતાં જ એ પણ બાવરો બની ગયો. એણે આ શએર લલકાર્યો:

સુર્ખ પોશે બલબેબામ નજર મિ–આયદ

(લાલ વસ્ત્ર પહેરેલી રમણી આજ અગાસીએ મારી નજરે પડી છે.)

ઝેબુને આ સાંભળ્યું. એ પણ આકર્ષાઇ હતી, પણ યુવાનની આવી ગુસ્તાખી એને ગમી નહિ. આકીલખાને ફરી ને ફરી એ લીટી બોલવા માંડી ત્યારે ઝેબુને તેની પૂર્તિ કરતો જવાબ આપ્યો:

ન બજારી, ન બજારો, ન બજર મિ–આમદ

(જબરીથી, પૈસાથી કે રડવાથી તે આવી શકે નહિ.)

આ પછી ટૂંકમાં કહીએ તો બંને પ્રેમીઓ એક કે બીજી રીતે છૂપાંછૂપાં મળવા લાગ્યાં. પણ એવું છૂપું છાનું કયાં સુધી ટકે? શાહને ખબર પડી. કુટુંબની આબરૂ સાચવવા એ તરત જ પુત્રીને લઇ દિલ્હી ચાલ્યો આવ્યો. દિલ્હી આવતાં જ ઝેબુનને પરણાવી દેવાની તેણે ગોઠવણ કરી. શાહજાદી ઉંમર લાયક થઇ હતી એટલે તેણે પોતાની ઇચ્છા મુજબનો વર મેળવવાનું પિતા પાસેથી વચન લઇ લીધું. તે વેળાની રૂઢિ મુજબ શાહના હુકમથી સારા ખાન-

દેશના કુંવારા યુવાનોએ પોતાની છબીઓ શાહ પર મોકલી. ઝેબુને બધી છબીઓમાંથી પોતાના પ્રેમી આકીલખાનની છબી ઓળખી કાઢી અને તે પિતાને દેખાડી તેની સાથે શાદી કરવાની ઇચ્છા દર્શાવી. શાહને તેમ કરવું જ પડ્યું. આકીલખાનને શાહે જાતે પત્ર લખ્યો અને તેને શાદી માટે સત્વર આવવા કહ્યું:

નસીબના ખેલ ન્યારા છે. આકીલખાનના દુશ્મનોએ તેને લખી જણાવ્યું કે શાહે બધી વાત જાણી લીધી છે અને તમને મીઠાશથી બોલાવીને મારી નાખનાર છે. યઃ ચૂક્યું. આકીલ ડરી ગયો. શાહના પત્રનો તેણે ઉદ્ધતાઈભર્યો જવાબ આપ્યો કે 'ઝેબુન અને લાહોરની સૂબેદારી છોડી દઉં છું'.

આકીલ તે પછી છૂપે વેશે દિલ્હી આવ્યો અને છૂપી રીતે શાહજાદીને મળવા લાગ્યો. શાહને એની ખબર મળી ગઇ એ ખૂબ ગુસ્સે તો થયો હતો તેમાં આ બનાવ પછી એનો ક્રોધાગ્નિ વધારે તેજ થયો. ભયંકર વેર લેવાનો એણે નિશ્ચય કર્યો.

ઝેબુન અને આકીલ શાહી મહેલના બાગમાં હમેશ મુજબ આજ પણ મળ્યાં હતાં એટલામા શાહનાં પગલાં સંભળાયાં. ઝેબુન ચમકી થરથર ધ્રુજવા માંડી. શું કરવું ? કંઇ સૂઝ પડી નહિ પાસે જ રસોડું હતું. પકાવવા તપેલાં ચૂલા . પર હતાં. એને એક વિચાર સૂઝ્યો. એણે ખાલી પડેલા એક તપેલામાં આકીલને છૂપાવી દીધો ઉપર ઢાકણુ ઢાંકી દીધું.

શાહ આવ્યો. આવતાં ઝેબુનને તપેલા પાસે જતાં જોઇ હતી, આખા બાગમાં તપાસ કરતાં આકીલ મળ્યો નહિ એટલે એને તપેલા માટે શક ગયો દરેક તપેલામાં શું શું છે એ એણે પૂછ્યું. આકીલ જેમાં છૂપાયો હતો તે તપેલાં માટે પૂછવામાં આવતા ઝેબુને જવાબ દીધો કે 'મારે નાહવું છે તેથી એમાં પાણી ગરમ કરવા રાખ્યું છે.'

'ઓ હો હો, એમ છે!' ઔરંગઝેબે ચેષ્ટા કરી. 'ચાલો દાસીઓ, આ વાસણને ચૂલા પર ચઢાવી દો, પાણી ગરમ થઈ જાય તો મારી દીકરી નાહી લે. પછી સાંજ પડતાં ઠંડીમાં નહાશે નહિ.'

અને ધગધગતા ચૂલા ઉપર તે મોટું વાસણ મેલવામા આવ્યુ. તે બરાબર બળ્યું ત્યાં સુધી શાહ ત્યાંથી હટ્યો નહિ. આકીલે પણ પોતાની પ્યારીને ખાતર ચૂં કે ચા કર્યા વગર આખો ભુંજાઇ જઈ આશકના નામને જેબ આપી.

આ નિર્દય ઘટના પછી ઝેબુન દહાડાઓ સુધી બેભાન રહી. ખાવુંપીવું તેણે છોડી દીધું અને પ્યારાને મળવા તે પણ ચાલી ગઇ.

ઝેબુનની હાજર જવાબીની કાવ્યપૂર્તિ ફારસીના અભ્યાસીઓને ખરે જ લોભાવે છે. એ ફારસીની લિજ્જત જ કંઇ ઓર છે. થોડીક ચાખીએ:

ઝેબુન દરરોજ વસ્ત્ર પહેરી પોતાનું મુખ દર્પણમા જોતી હતી આ દર્પણ સાફ કરતાં દાસીના હાથે તૂટી ગયુ. દાસી ગભરાઇ ગઇ અને રડતી રડતી આવી શાહજાદીને કહ્યું:

અજ કજા આઇનયે ચીની શિકસ્ત.

(પેલું ચીની દર્પણ આજે તૂટી ગયું).

ઝેબુને તરત જવાબ આપ્યો:

ખૂબ શુદ કસબાબે ખુદ બીની શિકસ્ત.

(ઘણું સારું થયું-ગર્વનુ સાધન નાશ પામ્યું)

*

ઉનાળો યાદ આવે એવી શિયાળાની ઠંડી ન પડે ત્યાં સુધી ઋતુઓનાં વ્યક્તિત્વનો કશો જ અર્થ નથી.

*

જ્યારે જ્યારે મેં રૂપને કુરૂપ તરફ મોં મચકોડતું જોયું છે, ત્યારે ત્યારે મને રૂપ કુરૂપ રૂપે જ દેખાયું છે.

શિ.

“નવા ગગનની નીચે”

લેખક . શ્રી ગુલાબદાસ બ્રોકર, અશોક પ્રકાશન
૧૬૨, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ
પાનાં ૪૩૦ કિં રૂા ૧૧

પી ઈ એન ની આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભારતના પ્રતિનિધિ તરીકે શ્રી ગુલાબદાસ બ્રોકર પ્રથમવાર યુરોપયાત્રાએ ગયા ( કઈ સાલમાં તે આખા પુસ્તકમાં ક્યાંય જણાવ્યું નથી) તેનાં સ્મરણો ૧૯૬૫માં લખાતાં અને ‘કુમાર’માં ધારાવાહી સ્વરૂપે પ્રગટ થતાં ગયાં પરદેશ સૌ જતાં હોય છે પણ બધા જ લાગણીને વાચા આપી શકતા નથી પ્રસ્તુત પ્રવાસ ગ્રંથમાં શ્રી બ્રોકર મુખ્યત્વે સાહિત્યિક પ્રતિનિધિ તરીકે પ્રવાસ કર્યાની છાપ અંકિત થાય છે અને તમાં જર્મની રશિયા, ઇન્ગ્લેન્ડ, ડેન્માર્ક, પેરિસ, સ્વિટ્ઝર્લેન્ડ ઇટલી, વેનિસ, ફ્લોરન્સ અને ઈજીપ્તની મુલાકાતો આવી જાય છે યુરોપનાં સ્રીપાત્રો હેલન, ઈવા તેમજ પુરુષ પાત્રો યાદ રહી જાય તેવાં છે ભારતની છોકરી અને તે પણ દેખાવડી નહીં તેવી ‘કુંભાર’ જાતિની મગજી શાંતાને પરણતો ઈટાલિયન રાજકુમાર જેવો ‘રાય’, પેરિસમાં લેખકને ભેટી જતી અમેરિકન હબસી શિક્ષિકા સ્વિટ્ઝર્લેન્ડમાં મળતી ઈટાલિયન શિક્ષિકા, લંડનમાં ભોમિયા તરીકે સાથ આપતો અપરિચિત એન્જિનિયર – એમ લાગે છે કે કાં લેખક નસીબદાર છે અથવા યુરોપના લોકો પણ પરદેશીઓ તરફના આતિથ્ય માટે કાળજી અવશ્ય ધરાવે છે સાહિત્યકાર તરીકે લેખકે પરદેશોમાં, ટાગોર પછી ભારતીય સાહિત્ય માટે પશ્ચિમમાં કુતૂહલ નથી એ વાત જ્યાં જ્યાં જેને જેને સાંભળી ત્યાં અંતરમાં અસર કારક નીવડી તે તેમની યાત્રાનું જમા પાસું બાકી પરણેલા લેખકે SEXની જે પયોજના તેમણે જ્યાં ત્યાં કર્યા રાખી તે બોનજરૂરી લાગી શિષ્ટિનો તગડી સ્રીને બા કરતાં, અન્ય સૌ પાત્રોની લેખકે કરેલી માવજત સૌજન્યભર દૂર લાગે છે પરદેશના પ્રવાસ પુસ્તકોમાં શ્રી ગુલાબદાસનું પુસ્તક ભારતીય વાચકો માટે માર્ગ-દર્શક અને પરદેશોમાં કેમ વર્તવું તેનું દ્યોતક બની રહે તેવું સમર્થ તો છે જ કિંમત વધુ પડતી છે પણ હવે તો પ્રકાશકો એ ઘટાડશે ને ?

“અક્ષર”

(તંત્રી શ્રી વનરાજ વાર્ષિક લવાજમ રૂા ૭–૫૦
ગુજરાતી સાહિત્ય પ્રકાશક–વિક્રેતા મંડળનું મુખપત્ર)
C/O શારદા મુદ્રણાલય — અમદાવાદ-૧

આ એક નવું અને વિશિષ્ટ માસિક છે અને તેનો પ્રથમ અંક ઘણો આશાસ્પદ અને કિંમતી લાગે છે હવે ગુજરાતી સાહિત્યના પ્રકાશકો અને વિક્રેતાઓએ એક મંડળ સ્થાપીને આચારસંહિતા બનાવી છે. આ માસિકના પ્રકાશનનો હેતુ પુસ્તકો, લેખકો, વાચકો, પુસ્તકાલયો અને પ્રકાશકોની દુનિયાને આવરી લેતા લખાણો પ્રવૃત્તિઓ, અને સમાચારો પ્રસિદ્ધ કરી લોકોને વાચનાભિમુખ કરવાનો છે, અને આની સાબિતી પ્રથમ અંક આપી રહે છે ‘ગુજરાતી પ્રકાશન વ્યવસાયમાં ડોકિયું’ લેખમાં જે રસિક પ્રશ્નોત્તરી આપી છે તેનાથી સામાન્ય વાચક પુસ્તકમાં પ્રકાશન વ્યવસાય અંગે અત્યાર સુધી અજાણ એવી અનેક બાબતો જાણવા મળે છે બુક–સેલર’ બહુરૂપી શબ્દ વિષે શ્રી ન વરલાલ માલવી સરસ વાત લઈ આવ્યા છે શ્રી યશોધર મહેતા તેમના પ્રથમ પુસ્તક ‘સરી જતી રેતી’ બાબત સાહિત્ય કૃતિમાં પણ નસીબ આડે પાંદડું કેમ હોય છે તેની સ્વકથા કહે છે પ્રકાશક તરીકે મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેનો પરિચય રસપ્રદ અને માહિતીપ્રચુર છે .

‘મારા પ્રકાશકો” વિષે શ્રી ઈશ્વર પેટલીકર લેખક–પ્રકાશકના સંબંધમાં આત્મીયતાનું તત્ત્વ, તેમજ ભૂલભૂલથી પણ લેખકનું પ્રખ્યાત પુસ્તક વંચાઈ ન જાય તેનો ખ્યાલ રાખતા પ્રકાશકનો વેપારી માનસનો અસ્સો પરિચય કરાવે છે આ માસિકની ‘પ્રાસંગિક નોંધ’ સમયોચિત અતિ મૂલ્યવાન બની રહેવા સંભવ

છે. પ્રથમ અંકમાં ટોલ્સટોયની 'વૉર એન્ડ પીસ' ગુજરાતી ભાષામાં અનુવાદિત થવા પામી અને ભારત ભરની પ્રાદેશિક ભાષાઓમાં ગુજરાતીમાં જ થઈ શકી તેમાં પ્રકાશકનાં હિસ્સાનો ગૌરવપ્રદ ઉલ્લેખ ધ્યાન ખેંચતો છે. પુસ્તકના કિંમત ઘટાડા વિષેની નોંધ સૌ કોઈનું કુતૂહલ આકર્ષે તેવી છે 'અક્ષર' ઉપયોગી માસિક બની રહેશે અને અનિવાર્ય પણ

સુકાની નૂતન પુસ્તક શ્રેણીનું "કોંગ્રેસ–૨"

(ભંગાણ–જોડાણ-ભાવિ : લેખક શ્રી મોહનલાલ મહેતા (સોપાન) ૯૪, મિન્ટ રોડ, ફોર્ટ માર્કેટ પાસે મુંબઈ ૧ પાના ૧૨૦ કિં. ૧–૫૦)

ગયા અંકમાં પ્રથમ ભાગનું નિરીક્ષણ કર્યું. ત્યારપછી પ્રગટ થતાં બીજા ભાગમાં પાંચમી ચૂંટણીના પરિણામો સુધીનો ઈતિહાસ આવી જાય છે આજે હવે કોંગ્રેસના બે ટુકડાની વાતો કરવાનો કોઈ અર્થ નથી કેમકે ચૂંટણીનાં પ્રજામતે ઈન્દિરાજીની કોંગ્રેસને છાપ મારી દીધો છે પરંતુ ઈતિહાસના એક અવશેષ તરીકે કોંગ્રેસના વિભાજનનો ઈતિહાસ માત્ર રસિક નથી–રાજકારણના અભ્યાસુઓ માટે તો તેમાં ઘણો બોધ રહેલો છે. બન્ને પક્ષે કઈ કઈ ભૂલો કરી અને પરિણામે તેની અસર ચૂંટણી સમયે મતદારો ઉપર કેવી પડી તે બધી અરસપરસ સંકળાએલી પ્રક્રિયા હવે ઈતિહાસનો એક ભાગ બને છે આ બીજા ભાગમાં ઈન્દિરા–જૂથ અને સિન્ડિકેટ જૂથનાં સંપૂર્ણ ભંગાણ પ્રતિ દોરી જતાં સંઘર્ષો વર્ણવાયા છે કોંગ્રેસના ભંગાણની કથા જેટલી કરુણ છે તેટલી જ તેના ભાવિની ઝાંખી આશાસ્પદ છે ચૂંટણીના આ પરિણામો જોયા પછી, સંસ્થા કોંગ્રેસ પોતાની જાતે જ વિસર્જન નોતરે–તે તેના અને દેશના હિતમાં છે" –એવું પુસ્તકને અંતે કહેવામાં આવ્યું છે પરંતુ આ વાત સંસ્થા કોંગ્રેસ માને તે શક્ય નથી. તેમને તો પાયામાંથી સંગઠન શરૂ કરી, "પુન હરિ ૐ" કરવું છે ગુજરાતમાં આ શક્ય બને, પણ ભારતભરમાં ? હવે આ શ્રેણીમાં જે પુસ્તક પ્રગટ થવાનું છે તે "વિદેશનીતિ"–સિદ્ધાંતમાં અને વ્યવહારમાં.

---

## ચોખ્ખો હિસાબ

તીર્થયાત્રા કરતા એક સંન્યાસી મારે ત્યાં આવ્યા મારી વિનંતિથી એમણે ભોજન લીધું. બપોરના બે વાગ્યા હશે ત્યારે એમણે જણાવ્યું કે, 'એક દિવસથી વધારે વખત હું કોઈ ગામમાં રહેતો નથી, માટે જાઉં છું. સંન્યાસીની વિશેષ ઓળખાણની જરૂર નથી. આ શરીર વલસાડની બ્રાહ્મજ્ઞાતિનુ છે પણ હવે તો સમસ્ત વિશ્વનુ બન્યુ છે. સૌરાષ્ટ્ર તરફનાં ગામડાઓનુ લોકજીવન વ્યસનોથી ઘેરાતુ જોવાય છે. અહીં થી ચાર પાંચ માઈલ ઉપર કોટડા ગામ છે, જ્યાં એકસાથે તેત્રીસ વર્ષ ચાલે તેવા અખૂટ પાણીની વાવ છે તે ગામે હજારેક માણસની વસ્તી છે, ત્યાના મુખીને પૂછતાં સરકારી મહેસૂલ પાંચ હજારનું વાર્ષિક ગણવે છે. પણ વાવના ઓટલાઓ ઉપર પાંચ પાંચ સાત સાત વર્ષના બાળકોને છૂટથી બીડી પીતાં જોયા. એમના વડીલો પણ પીતા હોય તો જ આ દુર્ગુણ સંતાનોમાં ઊતરે.

' હજાર માણસે ગંચસે જણ બીડી પીતા હોય તો પૈસાની ત્રણ લેખે એક જણને દરરોજ ઓછામાં ઓછી આનાની બીડી જોઈએ. દરરોજના પાંચસે આના ત્યારે એક માસના નવસો ઉપરાત ને એક વર્ષના દસ હજાર રૂપિયા બીડીમાં ધુમાડામાં જાય !. સરકારી મહેસૂલ કરતાં ગામડાંઓમા બીડીનું મહેસૂલ બમણુ જણાય છે.

તે ગામના મુખીએ મારી ગણતરી પછી ચોકી ઊઠી જણાવ્યું હતું કે, 'બાપુ' ઘરદીઠ આઠ આનાનો દરરોજનો આ પાણીનો ખર્ચ વધારામાં ! હરિજનવાસને જાંગી વારામાં ગામ કર ! બમણાં ચા પાણી-પીવાય છે.'

આ બધાનો ચોખ્ખો હિસાબ માંડીએ તો અજ્ઞાત રીતે નાનકડા ગામડા પર કેટલો મોટો બોજો પડે છે !

—નારાયણ ગો કળસાકર

## લાંછન △ ઇન્દુલાલ ગાંધી

રાતીચોળ ચણોઠીને છેડે કાળો તલ
એ લાંછન જ એનું રૂપ—
એકલી રતાશ કાંઈ કાવ્યનો વિષય નથી
એટલે તો પ્રકૃતિએ કાળાશનું બિન્દુ આપી
ચણોઠીને કવિતાની હરોળમાં મૂકી દીધી.

કોઈ પણ શબ્દને જો—
સ્પર્શ કદી થાય નહિ લાંછનનો,
સ્પર્શ—મુગ્ધ અસ્પષ્ટતાનું
આરોપણ જો એને ન મળે
તો—શબ્દ વચ્ચે કવિતાને બેસવાનો
કોઈ અધિકાર નથી.

લાંછનની લોલુપતા વિના કોઈ કવિ
કવિતાનો સાચો સ્પર્શ પામે નહિ;
ગમે તેવો ગોરો હાથ
છૂંદણાં વિનાનો કદી શોભે નહિ

કવિ, તારા જીવનને—
લાંછન વિનાનું જો તું રાખી શકે
અમૃતનો આખો ઘડો, સામે પડ્યો હશે છતાં
એકપણ બિન્દુ એનું
તું નહિ જ ચાખી શકે.

## પ્રીતિ △ ચન્દ્રા જાડેજા

પ્રીતિને જો પિછાનવી હોય તો
એનું રૂપ આવું છે
શાશ્વતને અંતિમ છેડે ઊગેલી ઉષાની આભા,
કાજરાત્રી પૂરી થયા પછીનો કુકકુટ ધ્વનિ:
જીવનના બાહુબંધનમાં પડેલા
પ્રાણતણી એ છે કાંત ગતિ
વાસના ને પ્રેમ સેળભેળ કરી
ગૂંથે એવી એ છે રતિ
આખું અવકાશ એના આંચલનો એક છેડો
પ્રભાતના પ્હોરમાં,
ધરતીની હથેળીમાં, ભરે છે એ ફૂલમેળો
જોજનોને છેડે સોડિયું વાળી બેઠેલું મૌન—
એનો પ્રેમ સંકેત છે:

આલિંગનો મહીં ભીંસી નાખે એવી
એની શ્વાસ-સૌરભ પ્રમત્ત છે

પ્રીતિનું છે આવું રૂપ
જેની ધુમ્રલહરીઓ કદી ન દેખાય એવો
એ છે ધૂપ

## ગતિ-સ્થિતિના વિવર્ત △ ઉશનસ

તમે આવ્યા હો આ નગરી મહીં, છે વાવડ મળ્યા,
અને બંધાયેલા ચરણ મુજ ગેહે જ ટટળ્યા,
ઊભા ઊભા બત્તી મીણની પીગળે એમ પીગળ્યા,
ઝમ્યા ત્યાં ને ત્યાં શૌ ઝરણ, પણ કો ઢાળ ન ઢળ્યા,
અમારી ઈચ્છાની ધમમસ મહાવેગીલી ગતિ
અને
તમારી દીવાલો મહીં રહસ્ય આચ્છાદિત સ્થિતિ,
પરિણામે વ્હેલે વમળ-ભમરીઓ, વર્તુલો-
તણી જાદુલીલા નયનપથ આખે ઊપજતી

હું જોઉં છું આખો પથ ઘડી ઘડી
ગણઝણી ઊડે તણુ મરખો
—ઝળકતો
વીંટાળો પિચ્છુ શો ઘડીક, ઘડીમાં ઊકલી જતો
—ને પ્રમગતો
જતો પ્હોંચી હેઠાં તમ ઘર જઈ ઠેઠ અડતો
તમારી વ્હાનીને ગલીપચી કરી
ઘર ઉપર મેડી ચડી જતો
દડબડત પાછો ઊતરતો
દીઠો છે વાયુ મેં તમ સદનને આશ
ડમરી થઈને ગોળ ઘૂમતો,
ગગતો આકાશી દવ.
દવ વમગતો
વમળ-કમળો શો ઘુમરતો

છે. પ્રથમ અંકમાં ટોલ્સટોયની 'વોર એન્ડ પીસ' ગુજરાતી ભાષામાં અનુવાદિત થવા પામી અને ભારત ભરની પ્રાદેશિક ભાષાઓમાં ગુજરાતીમાં જ થઈ શકી તેમાં પ્રકાશકનો હિસ્સાનો ગૌરવપ્રદ ઉલ્લેખ ધ્યાન ખેંચતો છે. પુસ્તકના કિંમત ઘટાડા વિષેની નોંધ સૌ કોઈનું કુતૂહલ આકર્ષે તેવી છે 'અક્ષર' ઉપયોગી માસિક બની રહેશે અને અનિવાર્ય પણ.

સુકાની નૂતન પુસ્તક શ્રેણીનું "કોંગ્રેસ-૨"

(ભંગાણ–જોડાણ-ભાવિ : લેખક શ્રી મોહનલાલ મહેતા (સોપાન) ૯૪, મિન્ટ રોડ, ફોર્ટ માર્કેટ પાસે મુંબઈ ૧ પાના ૧૨૦ કિ. ૧–૫૦)

ગયા અંકમાં પ્રથમ ભાગનું નિરીક્ષણ કર્યું. ત્યારપછી પ્રગટ થતા બીજા ભાગમાં પાંચમી ચૂંટણીના પરિણામો સુધીનો ઈતિહાસ આવી જાય છે. આજે હવે કોંગ્રેસના બે ટુકડાની વાતો કરવાનો કોઈ અર્થ નથી કેમકે ચૂંટણીમાં પ્રજામતે ઈન્દિરાજીની કોંગ્રેસને છાપ મારી દીધી છે પરંતુ ઈતિહાસના એક અવશેષ તરીકે કોંગ્રેસના વિભાજનનો ઈતિહાસ માત્ર રસિક નથી–રાજકારણના અભ્યાસુઓ માટે તો તેમાં ઘણો બોધ રહેલો છે. બન્ને પક્ષે કંઈ કંઈ ભૂલો કરી અને પરિણામે તેની અસર-ચૂંટણી સમયે મતદારો ઉપર કેવી પડી તે બધી અરસપરસ સંકળાએલી પ્રક્રિયા હવે ઈતિહાસનો એક ભાગ બને છે આ બીજા ભાગમાં ઈન્દિરા–જૂથ અને નિજલિંગપ્પા જૂથના સંપૂર્ણ ભંગાણ પ્રતિ દોરી જતી સંઘર્ષો વર્ણવાયા છે કોંગ્રેસના ભંગાણની કથા જેટલી કરુણ છે તેટલી જ તેના ભાવિની ઝાંખી આશાસ્પદ છે. ચૂંટણીના આ પરિણામો જોયા પછી, સંસ્થા કોંગ્રેસ પોતાની જાતે જ વિસર્જન નોતરે-તે તેના અને દેશના હિતમાં છે." –એવું પુસ્તકને અંતે કહેવામાં આવ્યું છે પરંતુ આ વાત સંસ્થા કોંગ્રેસ માને તે શક્ય નથી. તેમને તો પાયામાંથી સંગઠન શરૂ કરી, "પુન: હરિ ૐ" કરવું છે ગુજરાતમાં આ શક્ય બને, પણ ભારતભરમાં ? હવે આ શ્રેણીમાં જે પુસ્તક પ્રગટ થવાનું છે તે "વિદેશનીતિ"–સિદ્ધાંતમાં અને વ્યવહારમાં.

---

## ચોખ્ખો હિસાબ

તીર્થયાત્રા કરતા એક સંન્યાસી મારે ત્યાં આવ્યા મારી વિનતિથી એમણે ભોજન લીધું બપોરના બે વાગ્યા હશે ત્યારે એમણે જણાવ્યું કે, ' એક દિવસથી વધારે વખત હું કોઇ ગામમાં રહેતો નથી, માટે જાઉં છું. સંન્યાસીની વિશેષ ઓળખાણની જરૂર નથી. આ શરીર વલસાડની બ્રાહ્મણજ્ઞાતિનું છે પણ હવે તો સમસ્ત વિશ્વનું બન્યું છે. સૌરાષ્ટ્ર તરફનાં ગામડાઓનું લોકજીવન વ્યસનોથી ઘેરાતું જોવાય છે અહીંથી ચાર પાંચ માઈલ ઉપર કોટડા ગામ છે, જ્યાં એકસાથે તેત્રીસ વર્ષ ચાલે તેવા અખૂટ પાણીની વાવ છે તે ગામે હજારેક માણસની વસ્તી છે, ત્યાંના મુખીને પૂછતાં સરકારી મહેસૂલ પાંચ હજારનું વાર્ષિક ગણવે છે. પણ વાવના ઓટલાઓ ઉપર પાંચ પાંચ સાત સાત વર્ષના બાળકોને છૂટથી બીડી પીતાં જોયાં. એમના વડીલો પણ પીતા હોય તો જ આ દુર્ગુણ સંતાનોમાં ઊતરે.

હજાર માણસે પાંચસે જણ બીડી પીતા હોય તો પૈસાની ત્રણ લેખે એક જણને હરરોજ ઓછામાં ઓછી આનાની બીડી જોઈએ. હરરોજના પાંચસે આના—તો એક માસના નવસો ઉપરાંત ને એક વર્ષના દસ હજાર રૂપિયા બીડીમાં ધુમાડામાં જાય ! સરકારી મહેસૂલ કરતાં ગામડાંઓમાં બીડીનું મહેસૂલ બમણું જણાય છે.

તે ગામના મુખીએ મારી ગણતરી પરથી ચોકી ઊઠી જણાવ્યું હતું કે, 'બાપુ' ઘરદીઠ આઠ આનાનો હરરોજનો આ પાણીનો ખર્ચ વધારામાં ! હરિજનવાસ ને ભંગી વાસમાં જામ કર ! બમણાં ચા પાણી પીવાય છે.'

આ બધાંનો ચોખ્ખો હિસાબ માંડીએ તો અજ્ઞાત રીતે નાનકડા ગામડા પર કેટલો મોટો બોજો પડે છે !

—નારાયણ ગો. કળસાકર

## લાંછન △ ઇન્દુલાલ ગાંધી

રાતીચોળ ચણોઠીને છેડે કાળો તલ
એ લાંછન જ એનું રૂપ–
એકલી રતાશ કાંઈ કાવ્યનો વિષય નથી:
એટલે તો પ્રકૃતિએ કાળાશનું બિન્દુ આપી
ચણોઠીને કવિતાની હરોળમાં મૂકી દીધી.

કોઈ પણ શબ્દને જો–
સ્પર્શ કદી થાય નહિ લાંછનનો,
સ્પર્શ–મુગ્ધ અસ્પષ્ટતાનું
આરોપણ જો એને ન મળે
તો–શબ્દ વચ્ચે કવિતાને બેસવાનો
કોઈ અધિકાર નથી.

લાંછનની લોલુપતા વિના કોઈ કવિ
કવિતાનો સાચો સ્પર્શ પામે નહિ;
ગમે તેવો ગોરો હાથ
છૂંદણાં વિનાનો કદી શોભે નહિ.

કવિ, તારા જીવનને–
લાછન વિનાનું જો તું રાખી શકે
અમૃતનો આખો ઘડો, સામે પડ્યો હશે છતાં
એકપણ બિન્દુ એનું
તું નહિ જ ચાખી શકે.

## પ્રીતિ △ ચન્દ્રા જાડેજા

પ્રીતિને જો પિછાનવી હોય તો
એનું રૂપ આવું છે.
શાશ્વતને અંતિમ છેડે ઊગેલી ઉષાની આભા,
કાળરાત્રી પૂરી થયા પછીનો કુકકુટ ધ્વનિ:
જીવનનાં બાહુબંધનમાં પડેલા
પ્રાણતણી એ છે ક્રાંત ગતિ
વાસના ને પ્રેમ સેળભેળ કરી
ચૂંથે એવી એ છે રતિ.
આખું અવકાશ એના આંચલનો એક છેડો
પ્રભાતના પ્હોરમાં,
ધરતીની હથેળીમાં, ભરે છે એ ફૂલમેળો.
જોજનોને છેડે સોડિયું વાળી બેઠેલું મૌન–
એનો પ્રેમ સંકેત છે:

આલિંગનો મહીં ભીંસી નાખે એવી
એની શ્વાસ-સૌરભ પ્રમત્ત છે.

પ્રીતિનું છે આવું રૂપ
જેની ધુમ્રલહરીઓ, કદી ન દેખાય એવો
એ છે ધૂપ

## ગતિ–સ્થિતિના વિવર્ત △ ઉશનસ

તમે આવ્યા હો આ નગરી મહીં: છે વાવડ મળ્યા,
અને બંધાયેલા ચરણ મુજ ગેહે જ ટટળ્યા,
ઊભા ઊભા બત્તી મીણની પીગળે એમ પીગળ્યા,
ઝમ્યા ત્યાં ને ત્યાંથી ઝરણ, પણ કો ઢાળ ન ઢળ્યા;
અમારી ઈચ્છાની ધસમસ મહાવેગીલી ગતિ
અને
તમારી દીવાલો મહીં રહસ આચ્છાદિત સ્થિતિ,
પરિણામે વ્હેણે વમળ – ભમરીઓ, વરતુલો–
તણી જાદુલીલા નયનપથ આખે ઊપજતી:

હું જોઉં છું આખો પથ ઘડી ઘડી
ઝણઝણી ઊઠે તંતુ સરખો
–રણકતો
વીંટાળો વિન્ધુ થૈ ઘડીક, ઘડીમાં ઊકલી જતો
–ને પ્રસરતો
જતો પ્હોંચી છેડો તમ ઘર જઈ ઠેઠ, અડતો
તમારી પ્હાનીને ગલીપચી કરી
ઘર ઉપર મેડી ચડી જતો.
દડબડત પાછો ઊતરતો.
દીઠો છે વાયુ મેં તમ સદનને આસ
ડમરી થઈને ગોળ ઘૂમતો,
ગગ'તો આકાશી ડવ.
ડવ વમળતો
વમળ–કમળો થૈ ઘુમરતો ..

Reg. No. G. 153

શ્રી. મલ્લિકજી કૃત
અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ .. | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.. | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા... | ૦–૧૫ |

વિશ્વમાનવ

માંસ્કૃતિક સમન્વય ઝખતું માસિક : મે: ૧૯૭૧





'કાનુડાને ભાવે ગોરસ રે' ]

[ ખોડીદાસ પરમાર

# તમસો મા જ્યોતિર્ગમય

માણસનું હૃદય જ્યારે ભાંગે છે ત્યારે જ તેને પ્રકાશની શોધ માટે ઉત્કટ પ્રેરણા થાય છે ચારે દિશામાં તેને અંધકારમાંથી બહાર નીકળવાનો રસ્તો જડતો નથી તેથી તેનું હૃદય ભાંગી જાય છે અને તે પ્રાર્થના કરે છે 'તમસો મા જ્યોતિર્ગમય'

પ્રકાશની જરા જેટલી ઝાંખી થતાં તેની પીડા ઝટ શમી જાય છે પણ આ પ્રકાશ આવ્યો કયાંથી ?

માણસના પોતાના આત્મામાંથી ! જો એમ હોય તો તે પ્રકાશ તેને સર્વદા કેમ દેખાતો નથી ? તેનું કારણ એક જ છે – સાધારણ રીતે માણસ પોતાના મનમંદિરમાં વસે છે એ મનમંદિરનાં બધાં બારણાં બંધ હોય છે એ મનમંદિર તેની સ્વાર્થસિદ્ધ કલ્પનાઓ અને ઇચ્છાઓનું બનેલું હોય છે પણ જ્યારે તે કોઈ જાતના અતિશય દુઃખથી – જેમ કે કોઈ વ્હાલાનું મૃત્યુ – થી મૂંઝાઈ જાય છે ત્યારે તેનું એક દ્વાર ખૂલી જાય છે, અને તે ખૂણામાં જ તેને પ્રકાશ દેખાય છે

પણ પોતાની મૂંઝવણની સાથે સાથે માણસ પોતાનામાં એક અદ્ભુત શાંતિ પણ અનુભવે છે અને એ શાંતિમાં જ તેના મનમંદિરનું એક દ્વાર ખૂલી જાય છે અને તે ખૂણામાં જ તેને પ્રકાશ દેખાય છે

પણ માણસની એ ગંભીર શાંતિ જ આત્માની સાથે તેની ઓળખાણ કરાવે છે તેથી જ તો મહર્ષિ રમણ – તેમના ભક્તો જેમને 'ભગવાન' કહીને સંબોધે છે – શાંતિ કેળવવાની સાધના પર અત્યંત ભાર મૂકતા તેમની મુખ્ય શીખ એક જ હતી – 'માણસ, તું મનમંદિરમાંથી બહાર આવ એમ કરશે તો જ તારા અહમ્‌નો અંત આવશે અને અહમ્‌નો અંત એટલે અનંત ! અને કેવળ અનંતમાં જ પ્રકાશ છે

ગુરુદયાલ મલ્લિક



# ત્યાગીને ભોગવ

ગુરુદયાલ મલ્લિકજી

સુદામાનાં પત્નીએ તો તેમને કૃષ્ણ પાસે યાચવા મોકલ્યા હતા. સુદામા ગયા પણ યાચવાના એક માત્ર આશયે નહીં, પણ ખાસ તો જૂના વિદ્યાર્થી મિત્રને મળવાના ઉમળકાએ. કૃષ્ણને આપવા માટે એમની પાસે હૃદયનો સ્નેહ અને ચીંથરે વીંટેલ તાંદુલ જ હતા.

સામે પક્ષે કૃષ્ણ પાસે તો કશાની યે મણા ન હતી. એ લક્ષમાં લેતાં સુદામાજીને એમની પાસે જતાં સંકોચ થતો હતો. પણ શુદ્ધ પ્રેમ આગળ બધી સંપત્તિ સામાન્ય બની જાય છે.

સુદામાજી આવ્યાની જાણ થતાં જ શ્રીકૃષ્ણ ખૂબ જ હર્ષમાં આવી જઈને તેમને સામે લેવા ગયા અને એ કૃશદેહી મિત્રને મળતાં જ ભેટી પડ્યા ને સુદામાજીનો બધો ય સંકોચ દૂર થઈ ગયો.

મિત્રપ્રેમમાં સુદામાજી એવા તો ડૂબી ગયા કે પોતે યાચવા આવ્યા છે તે જ ભૂલી ગયા અને ગોઠડી કરવા લાગ્યા. વિદ્યાર્થીકાળનાં સંભારણાં તાજાં થયાં. કૃષ્ણ કહે: 'તને સાંભરે રે?' અને સુદામાજી કહે: 'મને કેમ વીસરે રે?'

કૃષ્ણ અર્જુનનો સખાભાવ દૃષ્ટાંતરૂપ છે તો કૃષ્ણ, સુદામાનો સખાભાવ ઓછો પ્રેરક નથી.

રામે પ્રેમવશ શબરીનાં એંઠાં બોર ખાધાં તેમ કૃષ્ણે, સુદામાજીનું ચીંથરે વીંટ્યું તાંદુલ એટલા જ પ્રેમથી ખાધું!

મિત્રો મળ્યા પણ મિલનને અંતે વિરહ હોય છે. સુદામાજીને પાછા વળવું પડ્યું. પણ યાચવાનો સમય કે સૂઝ એમને મળેલાં જ નહીં! એ તો મિત્રપ્રેમને સંભારતા–અમૂલો સ્નેહનો ખજાનો લઈ તેને અવલોકતા–પાછા ફરે છે. પત્ની પૂછશે તો શું કહીશ એ તો એમને ગામને પાદરે પહોંચ્યા પછી યાદ આવ્યું ને તે સાથે એમને જવાબ મળી ગયો! સુદામાપુરીનાં રૂપરંગ જ ફરી ગયાં હતાં!

ગુરુદેવની એક કવિતામાં આવે છે કે અકિંચન યાચક પાસે રથે ચઢીને એક રાજપુરુષ આવે છે. અકિંચનના મનમાં તો તે પોતાને કંઈ આપશે એવી આશા હતી, પણ રાજપુરુષે તો રથમાંથી ઊતરી તેની પાસે હાથ લંબાવ્યો! લંબાયેલા હાથને ખાલી પાછો વાળવાનું આર્યો શીખ્યા જ નથી. અકિંચને પોતાની ઝોળીમાંથી એક દાણો અન્નનો લઈને તેને આપ્યો. અને તે એટલી ભિક્ષા લઈને ચાલ્યો ગયો.

અકિંચન ઘરે જઈને ઝોળી ખાલી કરે છે તો એમાંથી સુવર્ણનો એક દાણો નીકળે છે! અને ત્યારે તેને પશ્ચાત્તાપ થાય છે કે, અરેરે, મેં વધારે દાણા આપ્યા હોત તો કેવું સારું થાત!

ઉપલા બંને પ્રસંગોમાં: 'તેન ત્યક્તેન ભુઞ્જિથા ..' નો સંદેશ જ રહેલો છે.

'ત્યાગીને ભોગવ' એ આદેશ પ્રથમ દૃષ્ટિએ સમજાતો નથી પણ ઉપલા પ્રસંગોમાં સુદામાજીને પેલો અકિંચન, ત્યાગીને જ ભોગવતા નથી જણાતા? જેણે જેટલું ત્યાગ્યું તેટલું તેણે ભોગવ્યું!

જે એક દાણો વાવે છે તે અન્નનું એક કણસલું પામે છે. આ તો ખેતીનો ય સાદો નિયમ છે. જેની પાસે ખાવાને દાણો નથી એવો ખેડૂત પણ ચોમાસા પહેલાં ખેતર ખેડીને દેવું કરીને પણ બીના દાણા લાવી રાખવાનો ને ખેતરમાં વાવવાનો.

એટલો ત્યાગ–જે વાસ્તવમાં ત્યાગ જ નથી–જે નથી કરતો તે કશું પામતો નથી.

બી વાવ્યા પછી યે વર્ષાની જરૂર રહે છે તેમ સ્નેહવારીની અપેક્ષા રહે છે. ત્યાગનાં બી સ્નેહવારીથી જ ભીંજે છે, અને ફોળે છે, પાંગરે છે.

યાચક મોઢેથી જે કંઈ માગે છે તે તેની સાચી ઇચ્છા નથી, તે જે કંઈ આપે છે, જેટલું આપે છે, તેના પરથી જ એની માગનો અંદાજ નીકળે છે.

બહેન, ભાઈને એક રૂપિયો ચાંદલામાં આપે છે, એનો અર્થ એ થયો કે એને ભાઈ પાસેથી ત્રણ કે પાંચ જ રૂપિયાની અપેક્ષા છે. ભાઈ બહેનના પૈસા રાખતો નથી. ત્રણગણું કરીને પાછું વળે છે, અને ઈશ્વર તો બધું છે, માતા છે પિતા છે–તે તો અનેકગણું આપ્યા વિના રહે? પણ તેના દાનનું પ્રમાણ યાચકના ત્યાગ જેટલું જ રહે છે. આપણે મર્યાદિત થઈને આપણા પૂરતા ઈશ્વરને મર્યાદિત કરીએ છીએ.

છે, અને ખરેખર કરુણાનિધિ તેમની જાળમાં સપડાઈ ગયા દ્રમુકપક્ષના આ નેતાઓ એક જાહેર સમારંભમાં કેન્દ્રને ચેતવણી આપી છે કે રાજ્યોની સ્વતંત્રતાની માગણી ઉપર યોગ્ય વિચારણા નહીં થાય તો તેઓ તેમનો માર્ગ નક્કી કરી લેશે. આ ગર્ભિત ધમકીની પાછળ તેમનો આશય બંગલા દેશનું પુનરાવર્તન ગમે ત્યાં થઈ શકે છે તે બતાવવાનો છે છેલ્લી ચૂંટણીમાં શાસક કોંગ્રેસે દ્રમુક સાપને દૂધ પાયું છે અને તે હવે અજગર બનીને શાસક પક્ષને ભરડો લે તેમાં નવાઈ નથી. વાસ્તવમાં પાકિસ્તાન પણ આવાં અડપલાં વ્યાપક પ્રમાણમાં કરાવવા ઇંતેજારીથી રાહ અખત્યાર કરતું રહેશે જ. સિલોન જેવા દેશમાં એ ગુએરાવાદીઓ છૂપા વેશે જે બળવો કર્યો તેના ઉપરથી ભારતે બોધપાઠ લેવાનો છે કેરળમાં, તામીલનાડુમાં તેમજ પશ્ચિમ બંગાળમાં આ બધું બની શકે તેવી આદર્શ પરિસ્થિતિ અને વાતાવરણ તૈયાર જ છે મોગોભાઈ માઓ સહુકોઈને છૂટે હાથે મદદ કરવા તૈયાર છે જ્યાં જ્યાં અમેરિકાનો ચીન પ્રેરિત સામનો થયો છે કોરિયા, વિયેટનામ, લાઓસ ત્યાં બધે અમેરિકા જેવી મહાસત્તાને પાછા હટવું પડ્યું છે, એટલે આ ઉપખંડમાં ચીન અશાંતિ જગાવે તો લાંબા ગાળાનું ઘર્ષણ ભારતને શિરે આવી પડે.

## મેંગલોર-નવું બંદર

જેમ કંડલા મહાબંદર કચ્છને ગુજરાતને મળ્યું તેવી જ રીતે મ્હૈસુર રાજ્યને એક નવું બંદર મળી રહેશે અને તે અત્યારના જૂના બંદરથી ઉત્તરમાં પાંચ માઈલ દૂર બંધાઈ રહ્યું છે. અત્યારનું બંદર બારમાસી નથી — માત્ર આઠ માસ કામ આપે છે આયાત નિકાસ માટે આ નવા બંદરની સુવિધા સાંપડી જતાં મ્હૈસુર રાજ્યને માટે દરિયાનો રસ્તો ખુલ્લો થાય છે અને તેથી તેની આબાદીનો નવો યુગ શરૂ થાય છે વળી હસન-મેંગલોર રલ્વેલાઈન મીટરગેઈજ તેમજ બ્રોડગેઈજ દ્વારા આ બંદર સાથે સંકળાશે મેંગેનીઝ, કાચું લોખંડ તથા રાસાયણિક ખાતરની નિકાસ માટે આ બંદર આશીર્વાદ રૂપ નીવડશે કુદ્રેમુખ પર્વતમાળામાં જે અઢળક ખનીજ સમૃદ્ધિ પ્રાપ્ત થઈ છે તેની નિકાસ માટે પણ કુદરતી બંદરની જરૂર હતી અત્યારે કામકાજ ઝડપી ગતિથી ચાલી રહ્યું છે ૧૯૭૪ ના વર્ષમાં ૨૦ લાખ ટનની નિકાસથી શરૂઆત કરી, ૭૭-૭૮ સુધીમાં ૬૦ લાખ સુધી પહોંચાડવાની અત્યારે યોજના છે મોટી સ્ટીમરો લાગરી શકે તેવી ગોદીઓ બની જતાં મેંગલોરનું કિસ્મત પલટાઈ જશે અને સાથે સાથે મ્હૈસૂરનું પણ કંડલા બંદરનો પૂરતા પ્રમાણમાં ઉપયોગ થતો નથી એવી ફરિયાદ મેંગલોર માટે રહેશે નહિ અને તેથી તેના વિકાસની ઘણી ઉજ્જવળ તકો રહેલી છે વિશાખાપટ્ટમનું મહત્વ વળી બીજી રીતે વધી રહ્યું છે

## અપંગોનો પ્રશ્ન

પ્રતિ વર્ષ ૨૧ મી માર્ચને દુનિયા અપંગો માટેના દિન તરીકે ઉજવે છે અને તેમને યાદ કરે છે શારિરીક ખોડખાંપણવાળા નાગરિકોનો પ્રશ્ન દરેક દેશમાં છે તેમ આપણે ત્યાં પણ છે આંધળા, લૂલા લંગડા, બહેરા, મૂંગા હાથપગ વિનાના એમ અનેક પ્રકારની ક્ષતિઓ ધરાવતો વર્ગ સમાજમાં બહોળા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે તેમને કઈ જાતનું કામ આપવું, અને કઈ જાતનું કામ તેમની પાસેથી લઈ શકાય એ નક્કી થઈ જાય તો આ પ્રકારના દુખિયા લોકોને સમાજોપયોગી બનાવી શકાય કોઈ જાતની ખોડ ઘણીવાર તે વ્યક્તિને અસાધારણ શક્તિ બીજી રીતે આપે છે મિલ્ટન, હોમર અને બિથોવન આંધળા અથવા બહેરા હોવા છતાં અમર કવિતા અને અમર સંગીત જગતને આપતા ગયા હેલનકેલર જેવી અંધ વિદુષીએ જગતને નવી દિશા ચીંધી બતાવી છે, શ્રી વેદ મહેતા આંખે અંધ છતાં અમેરિકામાં અખબારી સૃષ્ટિમાં તંત્રીપદે કામગીરી બજાવે છે પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીને ગુજરાત સારી રીતે જાણે છે. તેવી જ રીતે હાથપગની ખોટવાળા મનુષ્યો કોઈ અજબ રીતે અન્ય કામગીરી બજાવી જાણે છે કોઈ પગ વડે લખી જાણે છે વાસ્તવમાં, જો અપંગોને તે કામ આપવામાં આવે તો તેઓ ખૂબજ કાળજી અને મનની વધુ પડતી એકાગ્રતાથી કરી શકે છે નાની વયથી જ કુદરત જેને કોઈ પ્રકારે ખોડખાંપણ આપે છે તેમના પ્રત્યે સમાજે વધુ સહાનુભૂતિ રાખવી જોઈએ અને તેમના પુનર્વસવાટને અગ્રિમતા આપવી જોઈએ



[ અનુ૰ પૃ. ૭૮

# શાહનામા-એ-ફિરદૌસીનાં સ્ત્રીપાત્રો

મણિભાઈ વોરા

હુમાય-૧

પ્રાચીન ઈરાનની રાજરાણીઓમાં હુમાય-અરદેશીરની 'પવિત્ર હુમા'-સૌથી મહાન હતી. ફાર્સમાં પરસીપોલિસની આસપાસ મળી આવતાં ખંડેરો રાણી હુમાયની બંધાવેલ ઈમારતોનાં કહેવાય છે. ઐતિહાસિક કાળમાં હુમાયે ઈરાની મહારાજ્ય ઉપર બત્રીસ વર્ષ રાજ્ય કર્યું હતું.

આજાનબાહુ શાહ બહમને (વાહુમન અર્દેશર) તેની ઉત્તરાવસ્થામાં સુંદર અને મહાબુદ્ધિમાન રાજકુમારી હુમાય સાથે લગ્ન કર્યાં લગ્ન બાદ થોડા સમયમાં બહમન શાહ ગંભીર માંદગીમાં સપડાયો. પોતાનો કાળ નજીક સમજી બહમને અમીરો સરદારોને બોલાવી સૌ સમક્ષ પોતાની ખુશી વ્યક્ત કરી કે તેના અવસાન બાદ ગર્ભવતી હુમાયનું સંતાન રાજ સત્તા હાથમાં લઈ શકે તેવડું થાય ત્યાં સુધી હુમાય રાજ્ય કરે; અને એ પ્રમાણે બન્યું.

રાજ સત્તા હાથમાં આવતાં જ હુમાયે રાજ્યનો ખજાનો બધી પ્રજામાં સરખે હિસ્સે વહેંચી દીધો. ગરીબોને સહાય કરવી, અન્યાયનું નિવારણ કરવું અને પોતાની પ્રજા સુખ શાંતિથી રહી આબાદ બને એ અર્થે હુમાય સદા કાર્યરત રહી પરિણામે દેશમાં, વિદેશમાં ઈરાનની કીર્તિ ફેલાઈ.

હુમાયના ચરિત્રમાં એક જ માત્ર નબળાઈ હતી, અને તે તેનો સત્તા માટેનો અમર્યાદ શોખ. સામ્રાજ્ઞી તરીકેનો પોતાનો અધિકાર એટલો બધો તેને પ્રિય હતો કે જ્યારે તેને પુત્ર પ્રસવ્યો ત્યારે તેણે તે બાળકને છૂપો રાખ્યો અને પ્રજામાં જાહેર કર્યું કે જન્મતાં જ બાળક મૃત્યુ પામ્યું.

અજ્ઞાત રાખેલ બાળક પુત્ર આઠ નવ માસનો થતાં તે તેના પિતા શાહ બહમન જેવો જ પરાક્રમી તેજસ્વી વીર બનશે એવાં લક્ષણ દેખાવા લાગ્યાં. હુમાયને સત્તાલોભને કારણે રાજ્યાધિકારી પુત્રની ઈર્ષા થવા લાગી અને તે બાળકને દૂર કરવાની યોજના ઘડવા લાગી.

એક ઉસ્તાદ સુથારને બોલાવી એક નાજુક હોડીના આકારની સુંદર પેટી ઘડાવી. આ પેટીને અંદરથી રૂમની કિનખાબથી વિભૂષિત કરી. તેમાં સોનું તથા ઝવેરાતની એક કોથળી મૂકી. સૂતેલા બાળકને બાવડે એક શાહી માણેક બાંધી તેને રેશમી કપડામાં લપેટી પેટીમાં પોઢાડ્યો, અને તે પેટીને અર્ધી રાતે ફરાત (યુફ્રેતિસ) નદી ઉપર તરતી મૂકવા પોતાની વિશ્વાસુ આયાને હુમાયે મોકલી, આયાએ આંસુ ભીની આંખે અને કોચવાતે દિલે તે પેટીમાં સૂતેલા બાળકુમારને તરતો મૂક્યો.

વહેલી સવારે નદીના આરા ઉપર કપડાં ધોતા એક ધોબીની નજર પ્રવાહમાં તરતી આવતી પેટી ઉપર પડી. પોતાના તરફ દેખાતી આવતી પેટીને ધોબીએ પકડી લીધી. અંદર સુંદર બાળકને જોઈ ખુશી થયો. પેટીને કપડાં વડે ઢાંકીને તુરત જ ઘેર ઉપાડી ગયો. તેની પત્ની પણ સુંદર બાળક અને પેટીમાંના સોનું તથા ઝવેરાત જોઈને હર્ષ ઘેલી થઈ ગઈ. ધોબી દંપતિનો એકનો એક પુત્ર મરી ગયો હતો. પછી તેમને કોઈ સંતાન ન હતું તેથી સંતાન સુખ માટે તલસતાં દંપતિને આ દેવદીધો પુત્ર મળતાં અતિ આનંદ થયો. અને તેને પોતાનો કરી રાખ્યો. પાણીમાંથી પ્રાપ્ત થયો હોવાથી તેનું નામ દારાબ રાખ્યું. થોડા રોજ બાદ ધોબી અને તેની પત્ની બીજા નગરમાં જઈ વસ્યાં, પેટીમાંથી મળેલ થોડું ઝવેરાત વેચી પોતાના વહાલા દત્તક પુત્ર સાથે આનંદથી રહેવા લાગ્યાં.

સમય જતાં દારાબ સુંદર કુમાર બન્યો શક્તિ બુદ્ધિ, હિંમતમાં પૂરો એવો આ કુમાર ધનુષ બાણનો શોખીન થયો. તેને ધોબીના ધંધામાં રસ હતો નહિ. ઘણી વખત પિતાનો વિરોધ કરી તેને મુંઝવણમાં પણ મૂકતો. દારાબને અશ્વ્રતા શિખવાની તીવ્ર ઈચ્છા થઈ. બિચારા ધોબીએ એક વિદ્વાન ગુરુ શોધી આપી તેની ઈચ્છા

પૂરી કરી. એક અનુભવી સુભટને ઉસ્તાદ તરીકે રાખી દારાબને તીરંદાજી અને ઘોડેસ્વારીમાં પ્રવીણ બનાવ્યો.

મોટો થતાં દારાબને ખાત્રી થઈ ગઈ કે ગરીબ ધોબી અને તેની પત્ની તેનાં ખરાં માબાપ હોઈ શકે નહિ. એક દિવસ બહાર ગયેલો ત્યારે ઘર બંધ કરી તલવાર ખેંચી ધોબણને આગ્રહ કરી પોતે કોણ છે તે પૂછ્યું. ભયભીત સ્ત્રીએ તે નદી પરથી કેવી રીતે દ્રવ્ય સાથે મળ્યો હતો તે હકીકત કહી દીધી તથા વધેલું સોનું અને ઝવેરાત પણ બતાવી દીધું. દારાબે એક મોટું શાહી માણેક પણ જોયું જે તેને બાવડે બાંધેલ હતું. ભલી સ્ત્રીએ હૃદયની લાગણી પૂર્વક કહ્યું: "દારાબ, દીકરા, અમે બન્ને માણસ તારા ખાતર જ જીવીએ છીએ." દારાબે બામોશી પકડી. પછી તો તેણે પોતા માટે એક ઉચ્ચ તોખમનો ઘોડો ખરીદ્યો અને આસપાસના ક્ષેત્રમાં શ્રેષ્ટ અશ્વસ્વાર તરીકે પંકાવા લાગ્યો.

ભલી અને શકિતશાળી રાજકર્તી હુમાયના રાજ્યમાં સમસ્ત ઈરાનમાં સર્વ પ્રકારે પ્રજા સુખ શાંતિથી રહેતી હતી. તેમાં એકવાર રૂમનું લશ્કર ઈરાન પર ચડી આવે છે એવા ખબર આવ્યા. રાણીએ અમીરો સરદારોની એક સભા બોલાવી ને આક્રમણ કરનાર રૂમનો સામનો કરવા લશ્કર તૈયાર કરવા માંડ્યું. આ લશ્કરમાં દારાબ ભરતી થયો. પૂર્ણ તૈયાર થયેલ સૈન્યની તાલિમ વ્યવસ્થા અને સંખ્યા જાણવા જોવા રાણી હુમાય મેદાન ઉપર હાજર થઈ તેણે અશ્વારૂઢ સુભટોમાં રાજકુમાર જેવા નવયુવાન દારાબને જોયો, તેના દેખાવથી હુમાયના દિલ પર અસર થઈ. પોતાનો તજી દીધેલ પુત્ર તો એ નહિ હોય! વાત્સલ્ય ભાવનો હૃદયમાં સંચાર થયો અને રાણી વિચાર કરતી થઈ ગઈ.

લશ્કરની કુચના રોજેરોજના સમાચાર આપવાનો સરદાર રશ્નાવાદને આદેશ આપી સૈન્યને રાણીએ શુભેચ્છા સાથ વિદાય આપી અને રૂમ પ્રતિ લશ્કરે પ્રયાણ કર્યું. વચ્ચે રણ આવતું હતું જેમાં થઈને રૂમનો માર્ગ જતો હતો. ઈરાની લશ્કર કુચ કરી આગળ વધતું હતું તેમાં એક દિવસ ભારે તોફાન અને વરસાદ આવી પડયા વ્યવસ્થાકાર ધરતી વિજ કડકાથી ધ્રુજી ઉઠી લશ્કરના સૈનિકો અને જાનવરોને આશ્રય સ્થાન ન હતું સિપાઈ સાલાર રશ્નાવાદે તોફાન શમે ત્યાં સુધી સૈન્યને થોભી જવા હુકમ આપ્યો. રણ પ્રદેશમાં આસપાસ ફાવે ત્યાં સૈનિકો આશ્રય મેળવી પડયા રહ્યા. દારાબે એક નાના જીર્ણ ઘુમટવાળું ખંડેર જોયું, અને તે તેની નીચે જઈ ઊંઘી ગયો. સરદાર સૈનિકોની પરિસ્થિતિ જોવા ઘૂમી રહ્યો હતો ત્યાં તેને કાને વિચિત્ર અવાજ આવ્યો:

'એ જમાના જૂના ગુંબજ, મિત્ર વગરનો રાજવી તારે આશ્રયે છે!' રશ્નાવાદ કાન દઈને ઊભો રહ્યો. ફરીથી સંભળાયું.

'એ કમાન જરા નજર ખોલ, તારી નીચે શાહબહમનનો પુત્ર સૂતો છે!'

આશ્ચર્ય ચકિત સરદાર થંભી ગયો ત્યાં ત્રીજી વાર એજ અર્થની આકાશવાણી થઈ. આસપાસ જોતાં તેની નજર જર્જરિત ઘુમટવાળા ખંડેર પર ગઈ. તરત જ માણસો મોકલી તલાશ કરાવી, અને ત્યાંથી દારાબ નીકળી આવ્યો. જેવો દારાબ તે ખંડેરમાંથી બહાર આવ્યો કે તરત જ પેલો ઘુમટ અને કમાન ધસી પડયા! દારાબના અજાયબ બચાવથી સૌ વિસ્મય પામ્યા. રશ્નાવાદે આ અનુભવમાં ઊંડો અર્થ જોયો. તેણે દારાબને પૂછતાં સર્વ હકીકત મળી રહી, શાહી જવાહીર પણ દારાબે તેને બતાવ્યું.

સરદાર રશ્નાવાદે દારાબને નવો લેબાસ, સોનાના મ્યાનવાળી તલવાર તથા અરબી અશ્વ અર્પણ કર્યાં; લશ્કરનો ઉપરી નીમ્યો. પેલા ધોબી અને તેની પત્નીને આ સ્થાને મળવા લઈ આવવા દૂતને રવાના કર્યો, પછી ઈરાની લશ્કર રૂમ તરફ ઉપડી ગયું. રૂમી લશ્કરનો ભેટો થયો, ભારે યુદ્ધ થયું, તેમાં દારાબ સિંહ જેમ વીરતાથી લડ્યો અને સેંકડો રૂમી સૈનિકોને ઠાર કર્યા. ઈરાનીઓને વિજય મળ્યો. રૂમના કિસ્રાએ પણ દારાબની વીરતાની પ્રસંશા કરી.

રૂમ પરના વિજય બાદ ઈરાની લશ્કર સ્વદેશે પાછું ફરી રહ્યું હતું ત્યાં પેલા રણના ખંડેર પાસે ધોબી દંપતિ રશ્નાવાદને મળ્યાં, તેઓએ દારાબે કહેલ હકીકતને સમર્થન આપ્યું. સરદારે તેઓને ધન્યવાદ આપી ભેટ સોગાદ સાથે વિદાય કર્યા. ઈરા-

નની હદમાં પહોંચતાં રથનાવાદે હુમાયને દારાબની સર્વહકીકતથી વાકેફ કરતો પત્ર અને સાબિતીમાં દારાબનું પેહું શાહી માણેક પણ ખાસ દૂત મારફત મોકલ્યાં વિજયના ખુશખબર અને દારાબની હકીકત અને જવાહીર જોઈ હુમાયના દિલમાં ધ્રાસ્કો લાગી આવ્યું.

પાટનગરમાં રાણીએ પૂરા દમામથી વિજયી સૈન્ય તેમજ તેના સરદારો રથનાવાદે અને દારાબનું માનપૂર્વક સ્વાગત કર્યું પોતાના પુત્રને ઓળખી કઢી માને ખોવાયેલી શાહી જવાહીરને ફરીને તેના બાજુએ હર્ષભેર બાંધ્યુ અને તેને ભેટી પડી. પોતાની ભૂલ માટે દિલગીરી વ્યક્ત કરી માતાએ પુત્રની ક્ષમા માગી

ઉદાર વીર દારાબે પોતાની માતાની એક માત્ર ભૂલને ગણી નહિ અને માતા રાણી હુમાયને પાયવંદના કરી તેની દુઆ માગી.

હુમાયે પોતાના શાહજાદા દારાબ માટે ભવ્ય રાને ઘણું કિમતી સિંહાસન તૈયાર કરાવ્યુ અને પૂરા આનંદ અને શાહી ભભકાથી તેના રાજ્યાભિષેક પાનાને હાથે કર્યો. ગાદીએ બેઠલ પુત્ર દારાબ શાહને જોઈ માતાની આંખો પ્રેમ અને મમતાથી ભરપૂર બની દરબાર ભરી રાણીએ જાહેર કર્યું કે "શાહ બહમનનો સુપુત્ર શાહ દારાબ ઈરાનનો શાહ છે. ખુદાના આશીર્વાદ ઉતરો ઈરાન પર!" સર્વત્ર આનંદ ઉત્સવ છવાઈ રહ્યો.

દારાબ શાહે (દરાયસ બીજો: ઈ. સ. પૂ ૪૨૫–'૦૫) તેના પાલક માતાપિતા ધોબી અને તેની પત્નીને ઘણું–દ્રવ્ય અને માન અર્પણ કર્યાં અને તેના આશીર્વાદ માગ્યા તેઓ પ્રસન્ન ચિત્તે આશિષ આપી ખુદાની બંદગીમાં અરણ્યવાસી થયાં.

રાણી હુમાય પણ રાજકાજમાં લાંબા સમય સુધી પ્રવીણતા દર્શાવી, બહમનશાહનું રાજ્ય વિશેષ વિસ્તૃત અને વિશેષ ગૌરવવંત કરી, સમર્થ યુવાન રાજવી સપુત દારાબશાહના હાથમાં સોંપી, પોતે કૃતકૃત્ય બની હવે તે નિવૃત્તિપરાયણ થઈ, ખુદાની બંદગીમાં, લોક સેવાના કામમાં લાગી, દરવેશનું જીવન ગાળવા લાગી.

આ પ્રમાણે રાણી હુમાયની વાતનો અંત આવે છે શરૂઆતમાં સત્તા લોભી એક માત્ર નબળાઈ સિવાય સર્વ પ્રકારે તેનું ચરિત્ર એક વીર રમણી, મહારાજ્ય પર સફળતાપૂર્વક શાસન કરનાર ગૌરવવંત નારી રત્ન તરીકે યશસ્વી બન્યુ છે

*

## ખરો સંત

એક રાજાએ જાહેરાત આપી કે મારે ગુરુ જોઈએ છે. એની પાત્રતા શી? તો પાત્રતા એ કે જેની ચાર દીવાલો, જેનું કમ્પાઉન્ડ સૌથી મોટું હોય, એ મારો ગુરુ. કેટલાક સાધુ, સન્યાસી, સંતો ને મહાત્મા આવ્યા, જ્ઞાની પંડિતો ને જટાધારી જોગીઓ આવ્યા અહીંના જોઈ રાજાએ પાસ જગ્યાને પસંદ કર્યા, અને કહ્યું કે જુઓ, નગર બહાર આ વિશાળ મેદાન છે તમને જોઈએ તેટલાં ઈંટ, સીમેન્ટ, પથ્થર પૂરાં પાડવામાં આવશે બનાવો કમ્પાઉન્ડ એક અઠવાડિયામાં કમ્પાઉન્ડ તૈયાર જોઈએ જેનું-કમ્પાઉન્ડ સૌથી મોટું હશે, એ મારો ગુરુ દરેકે પોતાની શક્તિ-મતિ મુજબ જમીન માપી. ધમધોકાર કામ શરૂ થયુ પણ એક સાધુ ઝાડ નીચે બેઠો રહ્યો રાજાએ આવીને પૂછ્યું. ભાઈ, તું કેમ ઝાડ નીચે બેઠો રહ્યો છે? તારે કમ્પાઉન્ડ તૈયાર નથી કરવુ? પેલાએ જવાબ આપ્યો કે મારા કમ્પાઉન્ડની દીવાલો ત્યાં છે, જ્યાં ક્ષિતિજ છે, જ્યાં ધરતી આસમાનને મળે છે રાજાએ એને ગુરુ બનાવ્યો જેનું કોઈ કમ્પાઉન્ડ જ નથી, એ ખરો સંત છે

—દાદા ધર્માધિકારી

# મારી પ્રિયતમા ગરીબાઇ

દુનિયામાં એવી અસંખ્ય વસ્તુઓ છે કે જેના સ્પર્શ કે દર્શન માત્રથી આપણા ગાત્ર થરીથરી ઊઠે છે, જ્યારે ખરી રીતે એ વસ્તુઓમાં એવી કશીએ ભય કરતાનું અસ્તિત્વ હોતું નથી. ઘણી વખત કોઈ હિતૈષી મિત્રને ભયંકર શત્રુ માની લઈએ છીએ, કેટલીયે 'વાર સૌંદર્ય—નીતરતી વસ્તુઓને બેડોળ અને અળખામણી માની લેવાની ધૃષ્ટતા કરીએ છીએ

આવી વિચિત્ર રીતે જ આપણા મગજ ઘડાયેલાં છે. અને તેથી જીવનના આંગણામા ચાલી આવતી પ્રિય ગરીબાઇને હમેશાં હડસેલીએ છીએ—અપમાનીએ છીએ. માંદગી અને વ્યાધિથી બીજે દરજ્જે ગરીબાઇથી ,આપણે બહુ જ ડરીએ છીએ. છતાં ગરીબાઇ એ શાપરૂપ નહિ, પણ આશીર્વાદરૂપ જ હોય છે. નિરાશાની હૂંફમાં જ આશા રમતી હોય છે.

આસીસીના સંત ફ્રાન્સિસે એ ગરીબાઇમાં જે સુંદરતા અને ગૌરવનાં દર્શન કર્યાં હતા એનો તમે કદી ખ્યાલ સુદ્ધાં કર્યો છે ? 'મારી પ્રિયતમા ગરીબાઇ' આવા શબ્દો એ હસતાં હસતાં ઉચ્ચારતો શરીર પર ચિંથરાં ચીંથરા અને ક્ષુધાને એ જીવંત રૂપ આપતો અને એ બધાંને છાતી સાથે હર્ષથી ચાંપતો

.....અને એ અગાધ પ્રેમ અને ભક્તિના બદલામાં એની પ્રિયતમા ગરીબાઇએ એને અમરતા બક્ષી. એના જીવનનો મેલ ધોઇ એ ગરીબાઇએ એના જીવનને મધુરું અને આનંદી બનાવ્યું એટલું જ નહિ, પરંતુ જગતમાં બહુ જ ઓછા જે અમરતાને વર્યા છે એવી અમરતાનો એને સ્વામી બનાવ્યો.

ઘેર ઘેર ભીખતા ગ્રીસના પેલા ભિખારી અંધ કવિ હોમર વિશે પણ તમને ઘણી વખત વિચાર આવતા હશે. એ અપૂર્વ ગાયક હતો. એના પહેલાના કે એના પછીના બધા કવિઓ કરતા એની બંસરીના સૂર કોઈ અનોખી જ સૂરાવટ જમાવે છે અને એટલા પૂરતો એ મહાન છે. સાફો નહિ, શેક્સપિયર નહિ, ટાસો નહિ, લોંગફેલો નહિ....... કોઇ જ નહિ. ઘરે ઘરે ભટકતા એ અંધ વૃદ્ધ ગાયકની જોડે કોઇ ઊભો જ રહી શકે નહિ. એની સાથે કોઇની સરખામણી શોભે જ નહિ

પણ જો એ પ્રિયતમા ગરીબાઇએ હોમરને પોતાનો પ્રિયતમ ન બનાવ્યો હોત—એટલે કે જો હોમર કોઇ ભવ્ય પ્રાસાદમાં રહેતો હોત, હજારો નોકરો એનો પડતો બોલ ઝીલવા તૈયાર હોત તો એ ઇલિયડ અને આડેસી જગતમાં જન્મ્યા જ ન હોત.

શીલરને એ જ પ્રિયતમા ગરીબાઇએ પોતાના નાના ઝૂંપડાને અને રોટલાના ટુકડાને પ્રેમથી વધાવી લેતા શિખવાડ્યું પાઇ પાઇ ભેગી કરતો—જૂની વીણાના તારો ઝંકારતો પેલો ગોલ્ડસ્મિથ ભટકતો હતો ત્યારે એની પવનમાં ઊડતી લટોમાં પોતાની આંગળીઓ ગૂંથી દેનારી એ જ પ્રિયતમા ગરીબાઇ હતી.

આથી જો કોઇ વખત તમારા આંગણામાં એ પ્રિયતમાના આગમનનો ભણકાર થાય તો જરાયે ચમકતા નહિ. દૈવકોપ તમારા પર ઊતર્યો છે એવો મિથ્યા ભ્રમ સેવતા નહિ જૂના જાળિયાંને તોડી નાખી એને અંદર પ્રવેશવા દેજો અને એના આગમનને પ્રેમથી વધાવજો હૃદયના અંતઃપુરમાં તેને પ્રવેશ કરવા દઈ સન્માનજો. —હ

*

ઉનાળો યાદ આવે એવી શિયાળાની ઠંડી ન પડે ત્યાં સુધી ઋતુઓનાં વ્યક્તિત્વનો કશો જ અર્થ નથી.

*

જ્યારે જ્યારે મેં રૂપને કુરૂપ તરફ મોં મચકોડતું જોયું છે ત્યારે ત્યારે મને રૂપ કુરૂપ રૂપે જ દેખાયું છે.

'ઓ પ્રભુ ! સૌ કોઈને તેમનું પોતાનું મૃત્યુ આપજે, એ મૃત્યુ, જે તેના પ્રેમભર્યા અને સાર્થક જીવનની પરાકાષ્ટારૂપ હોય'

'કારણ કે આપણે સૌ તો, છાલ અને પાંદડાં જ છીએ પણ દરેકમાં રહેલું મૃત્યુ જ, એની આસપાસ ફર્યા કરે છે – એ જ એનું કેન્દ્રસ્થાન છે'

જર્મન કવિ, રેઇનર મારિયા રિલ્કેની કવિતામાં મૃત્યુનો ઉલ્લેખ, આવી વિશિષ્ટ રીતે પ્રયોજાયો છે, આ મૃત્યુ, એ કોઈ મહાન જીવનના રમણીય પૂર્ણ વિરામરૂપે નહિ, પણ જેની આસપાસ, સમસ્ત જીવન ઘૂમે છે એવા ફળરૂપે કવિએ કલ્પ્યું છે

આના અનુસંધાનમાં જ, રિલ્કેના જીવનનો એક પ્રસંગ યાદ આવે છે, એના લગ્ન પછી એ આર્થિક રીતે, ખૂબ જ કપરા દિવસો વિતાવતો હતો તેના પિતાએ તેના માટે, એક બેન્કમાં નોકરી શોધી અને સૂચવ્યું કે સાંજના ભાગમાં તારું લેખનકાર્ય પણ તું ચાલુ રાખી શકશે એ વેળા રિલ્કે કહે છે

'હું મારા સાથીઓ વચ્ચે રહીને ભૂખે મરવાનું પસંદ કરીશ પણ આ પગલું નહિ લઉં, કારણ કે આ તો મૃત્યુના ગૌરવ વિનાનું મૃત્યુ છે'

ઈ સ ૧૯૦૨ થી ૧૯૦૩ના અરસામાં, રિલ્કેને પારિસમાં રહેવાનું પ્રાપ્ત થયું હતું પારિસના જીવને, રિલ્કેને પોતે બચપણમાં લશ્કરી શાળામાં ગાળેલા દિવસોની યાદ અપાવી એ કહે છે

'અહીં જીવનના નામે ઓળખાતો કોઈક સ્પષ્ટ ન કરી શકાય એવો ધોધાટ જોઈને હું ત્રાસી જાઉં છું. લશ્કરી શાળામાં પણ, બીજા બાળકોથી હું જુદો પડી જતો, અને તેઓ વચ્ચે એકલતા અનુભવતો અત્યારે હું અહીં આ આવા માણસ વચ્ચે પણ એકલો જ છું. સતત જે કંઈ મને મળે છે, એ તમામથી નફરતો જાઉં છું. મારા પરથી જ જાણે આ બધી ગાડીઓ ચાલી જાય છે, લોકો એટલી ઉતાવળે મારી આગળથી પસાર થાય છે, જાણે કે તેઓ, મારી કેવળ અવગણના નથી કરતા, પણ જ્યાં, ગંદું પાણી જમા થયું હોય, એવી જગ્યાએથી અણગમા સાથે પસાર થાય, એ રીતે ચાલ્યા જાય છે'

આવા જીવનની સમાપ્તિ, એ એને મન ગૌરવ વિનાનું મૃત્યુ હતું, મૃત્યુની તેની કલ્પના ક્ષણે ક્ષણે એક કેંદ્ર તરફ જવા ધસતા અસ્તિત્વના અણુઓનું સંધાન છે તેને મન, જીવનનો નિયમ, એ મૃત્યુનો પણ હતો એ કહે છે કે, જેમ કૂતરો, કે ઊંદર મરવા માટે પોતાનો ખાડો કે પોતાનું દર શોધે છે, એમ જ, શહેરના લોકો મરવા માટે હૉસ્પિટલ શોધે છે તેઓ કે જે અદૃશ્ય બની જાય છે, વાતાવરણમાં વિલય પામતી વરાળની માફક

મૃત્યુની આ કલ્પના, એ એક કવિની કલ્પના છે રિલ્કેની કવિતામાં મૃત્યુનો વિષય ક્યારેય, તત્ત્વચિંતનના હિરણ્મય આવરણ સાથે આવ્યો નથી એનો મૃત્યુ પ્રત્યેનો અભિગમ, જીવનના તમામ કોલાહલમાંથી શાંતિ પ્રત્યેનો અભિગમ છે

એની એક કવિતામાં એ કહે છે એ જ્યારે મૃત્યુ પામ્યો, ત્યારે અનામી તેજની માફક એ વહેંચાઈ ગયો હતો તેનું બીજ, ઝરણામાં વહેતું હતું, વૃક્ષોમાં ગાતું હતું, અને ફૂલો દ્વારા તેની સામે શાંત દૃષ્ટિએ જોતું હતું.'

જીવનના અનુભવમાંથી આ કવિને, એની કવિતા સાંપડી હતી, અને એથી જ, એનામાં ચિંતનનું ઊંડાણ, અને આયાસ વિનાની સરળતા ઊતરી આવ્યાં હતાં

*

# વકતૃત્વની કળા

તમારામાં કે મારામાં જો વકતૃત્વવૃત્તિ જન્મદત્ત જ હોય તો પછી આપણે શા માટે જાહેરમાં બોલી નથી શકતા ? કોઇ નાની મંડળીમાં મને કે તમને કહેવામાં આવે કે ભાઈ, આજે તમે પ્રાસંગિક કાંઇ બોલો, ત્યારે મનને અણગમો કેમ લાગે ? હશે? કારણ એક જ છે કે આપણે જાહેરમાં બોલવાની વૃત્તિ જ કેળવી હોતી નથી. છતાં આગ્રહ થાય ત્યારે 'હું કોઇ દિવસ જાહેરમાં બોલતો નથી' એમ કહેવાને બદલે ઝડપથી ઊભા થઇ ધીમે ધીમે વિચારો ગોઠવી બોલવા મંડી જવું જોઇએ જો કે અનુભવ વિના એમાં શ્રોતાઓને આકર્ષવા જેવું બહુ હોતું નથી છતાં સાંભળનારા ભાંગ્યુંતૂટ્યું પણ વધાવી લે છે વકતૃત્વને કળા તરીકે સંપાદન કરતા પહેલાં ટેવ તરીકે સંપાદન કરવી જોઇએ જાહેરમાં બોલવાને ટેવાયેલો વકતા અનુભવે અચ્છો કલાકાર બની શકે છે હરેકને બોલવાની પ્રેરણા તો ઇશ્વરદત્ત જ હોય, તો પછી તેને પ્રયત્નમાં શા માટે ન ફેરવી ? સહજ સાધ્ય વસ્તુઓ પણ અપ્રયત્ને અસાધ્ય જ હોય છે

કેટલાકને પોતાના વિચારોને જાહેરમાં વ્યકત કરવાની શકિતમાં સંપૂર્ણ શ્રદ્ધા હોય છે છતાં જ્યારે તે બોલવા ઊઠે છે ત્યારે તેના પગ ભેવડાઇ જતા હોય તેમ લાગે છે. છાતી પર ગભરાટનો ભાર દબાણ કરે છે ને સાદ ઘેઘરો બનતો લાગે છે આવી નબળાઇને જાહેરમાં બોલનાર માત્રને વશવર્તી રહેવું પડે છે. સભાક્ષોભનો કિલ્લો હાથ કર્યા પછી જ વકતૃત્વને વશ કરી શકાય સભાક્ષોભ શા માટે થાય છે તે વિચારતા પહેલાં તેમાંથી કેવી રીતે બચી શકાય એ વિચારવું અગત્યનું છે,

ઘણીવાર વાતાવરણ ન જમાવી શકવાના કારણે કેટલાક કુશળ વકતા પણ નિષ્ફળ જાય છે. પ્રતિષ્ઠા ને પ્રતિભા વગરનો વકતા આંખને જોવો ગમતો નથી તો કાનને સાંભળવો ક્યાંથી જ ગમે ? સાંભળનારા સ્વયંભૂવૃત્તિથી નથી સાંભળતા. સાંભળવાની વૃત્તિ તેમનામાં જાગ્રત કરવી પડે છે જેમ બધી કળામાં સાધનાની જરૂર છે તેમ વકતૃત્વકળાની ખીલવટમાં વિચારની પ્રૌઢતા, માર્મિક હાસ્ય – કટાક્ષોને વેરવાની આવડત, તેમ જ અખૂટ ધીરજની આવશ્યકતા છે મનગમતા વિષય પર જ લોકો વકતા પાસેથી સાંભળવાની ઇચ્છા તેને જોતાવેંત ધરાવે એવી યુકિત વકતાએ કરવી જોઈએ રસવૃત્તિને ઉત્તેજે એવા વિષયનું મનન અને અધ્યયન હરેક વકતાએ રાખવું આવશ્યક છે નિવૃત્તિનો સમય એવા વિષય પર પ્રભુત્વ મેળવવા માટેના પ્રયત્નમાં ગાળવો જરૂરી છે નવા દૃષ્ટિબિંદુઓથી જાણકાર રહેવું, વાંચેલું હોય તેની નોંધ ટપકાવવી આ રીતે પ્રત્યેક વિષયને પોતાનો કર્યા પછી પ્રથમ નાના મંડળોમાં તક શોધી હંમેશા ટૂંકું પણ સચોટ બોલવું વાણીના રૈવા એકધારી ને રસમય બનાવવાને આ અખતરાઓ કરવા જેવા છે

જાહેર વકતાઓને કોટના બટન ફેરવવાની ગૌણ ક્રિયા ભાષણ આપતી વખતે આપણા જોવામાં ઘણીવાર આવે છે એ શું સૂચવે છે? વકતા બોલતા પહેલા કાંઇક તૈયારી કરી લેતો જણાય છે, બોલતા બોલતા આગળ વિચારની સાંકળ ગોઠવવાની શકિતથી જ સચોટ ભાષણકાર થવાય છે આમાં કુદરતી બક્ષિસની જરૂર હશે, છતાં ટેવ અને અનુભવની જરૂર પણ એટલી જ છે. વિચાર-શકિત સાથે અવાજની સ્થિરતા ને સરળતા મેળવી હોય તો ભાષણ પ્રાણવાન બને છે

આ વિદ્યા સાધનોના વિશાળતા માગી લે છે. સાધન-સંચય વિના અનુભવ પાંગળો છે, તેમજ અનુભવ વિનાનું વકતવ્ય ભલે નિપુણ વકતા તરફથી આવતું હોય છતાં રસહીન જ નીવડે છે. આદર્શ વકતા હમેશાં સ્પષ્ટ વકતવ્યનો અનુગામી હોય છે. સ્પષ્ટતા સાચવવા અર્થે સંક્ષિપ્ત-સંચયની મુખ્ય

જરૂર છે, સાહિત્ય-સંચયથી સ્પષ્ટીકરણ ને સ્પષ્ટીકરણમાંથી અંગત અનુભવો ટાંકવાની શક્તિ વક્તામાં સાળ રીતે જન્મે છે. વાંચનમાં વિવિધતા હશે, અનુભવો નક્કર ભૂમિમાંથી ઊભા થયેલા હશે ને ઝીણામાં ઝીણી વિગતોને સાચવવાની આવડત હશે તો વક્તાનો બોલેલો એક પણ શબ્દ એળે જવાનો નથી.

પોતાનું જ્ઞાન અન્યને સોંપી દેવાની ઉત્કંઠા સૌને સહજ જ હોય છે. પંડિત જવાહરલાલ કે શ્રીમતી અરુણાના મુખમાંથી લોહીને ધગધગાવી દે એવા વહેતા જવસંત વાણીપ્રવાહને વશ થઇ સાંભળનાર એવું ઊંડે ઊંડે મનમાં વિચારતો જ હશે કે હું યે આવુ કંઇક બોલું તો કેવું સારું! અન્યનું સારું કરેલું કરવાની ટેવ પ્રેરણાવાળું માણસને લેવા જવી પડતી નથી આવી રીતે ઘણીવાર બન્યું છે જાહેરમા બોલવાની ઇચ્છા સૌને જન્મથી જ વરી હોય છે વક્તૃત્વવૃત્તિ જન્મદત્ત જ હોય છે

## જીવનનો આનંદ

મારાં એક ઓળખીતા શિક્ષિકાબહેન છે. લગભગ ત્રણ ચાર વર્ષ પહેલાની વાત છે. એક વખત તેઓ મને મિલવિસ્તારમાં સામા મળતા મને આશ્ચર્ય થયુ મે સ્વાભાવિકપણે જ પૂછ્યું: 'અહીંયાં તમે ક્યાંથી?'

'શિક્ષિકાની નોકરીમા પગાર ઓછો પડતો હતો, એટલે એ છોડી અહીની મિલમાં કલાર્ક તરીકે છું.'

હમણાં ફરી તેમનો ભેટો તેમના ઘર આગળ જ થયો. મેં પૂછ્યું: 'હવે કેમ પેલા મિલવિસ્તારમાં દેખાતા નથી? મિલ છોડી કે શું?'

'હા અને વળી શિક્ષિકા તરીકે સ્કૂલમા જોડાઈ છુ.'

'કેમ એમ કર્યું?'

'પગાર ઓછો પડયો એટલે'

એથી મને આશ્ચર્ય થયુ, આ જ બહેને વધુ પગાર માટે તો શિક્ષિકાની નોકરી એકવાર તજી દઇને મિલમાં કલાર્કની નોકરી સ્વીકારી હતી!

મારુ આશ્ચર્ય વ્યક્ત કરતા પૂછ્યુ: 'બહેન, કેમ આમ બોલો છો? શિક્ષિકા તરીકેનો તમારો પગાર કદી પણ મિલકલાર્ક કરતા વધુ હોઈ શકે નહિ!'

વધુ પૂછપરછ કરતા એ બહેને મને કહ્યુ:

'મિલના કલાર્કની નોકરી મેં સ્વીકારી એટલે મારા જીવનનો આનંદ માર્યો જવા લાગ્યો શિક્ષણના વ્યવસાયમાં મને પહેલેથી જ રસ છે, એ તમે સારી પેઠે જાણો છો એટલે મિલના થોડાક વધુ પગારમા મારો જીવનનો આનંદ હું કેવી રીતે ખરીદી શકું? ખરે, મિલ-કલાર્કની નોકરીમા રૂપિયા આના પાઈમાં મને વધુ પગાર મળતો હતો, પરંતુ બીજી બધી રીતે હું ખોટમા હતી. જીવનનો આનંદ હુ ખોઇ બેઠી હતી. એટલે એ રીતે મને ખૂબ જ ઓછો પગાર મળતો હતો, બોલો ખરું કે નહિ?'

શિવમ્ સુંદરમ્

# મેરી સ્પિરીડોનોવા

[ એક ક્રાંતિકારી રશિયન નારી ]

સ્વતંત્રતાની વેદી પર કેટલાયે વીરાત્માએ પોતાના દેહના બલિદાન આપ્યા હશે. કેટલાઓએ પોતાનાં અમૂલ્ય જીવન એને માટે ફના કર્યાં હશે. સ્વતંત્રતા માટે પ્રાણાર્પણ કરવામાં ઘણી સ્ત્રીઓએ પણ અમૂલ્ય ભાગ ભજવ્યો છે. ખાસ કરીને રશિયાના આધુનિક ઇતિહાસમાં સેંકડો પૃષ્ઠ રમણીઓની વીરતાના રંગે રંગાયા છે. રશિયન ઇતિહાસમા સુવર્ણાક્ષરે અંકિત થયેલી એ નામાવલિમાં વીર રમણી મેરી સ્પિરીડોનોવાનુ નામ અતિ ઉજ્જવલ છે. રશિયાના સ્વાતંત્ર્યનાં ઇતિહાસમાં તેના બલિદાને શહીદપદ પ્રાપ્ત કર્યું છે.

આજથી લગભગ પાસઠ વર્ષ પહેલાની એ વાત છે રશિયાના તમ્બોફ પ્રાંતમાં ભયંકર પ્રકારના જુલમો થઈ રહ્યાં હતાં એ પ્રાંતના ક્રુર હાકેમ લુજેનોવસ્કીની મનમાનતી છૂટથી તેના સિપાઈઓ પ્રજા પર આકરા જુલમો ગુજારતા. તેઓએ હજારો ખેડૂતોની કતલ કરી હતી, અસંખ્ય ખેડૂતોને જેલમાં મોકલી દેવામા આવ્યા હતા. એ સિપાઈઓને અબળાઓ પર અત્યાચાર કરતાં તેમજ લૂટતા કોઈપણ અટકાવી શકે એમ ન હતું અને આથી તેઓ દિનપ્રતિદિન પોતાનો અત્યાચાર વધારતા જતા હતા જ્યારે ક્રાંતિકારી સંસ્થાએ જોયુ કે આ અત્યાચાર અટકાવવાનો હવે કોઇ પણ ઉપાય નથી ત્યારે તેમણે પોતાના ખાસ સંમેલનમાં ઠરાવ કર્યો કે, 'જે મનુષ્યની આજ્ઞાથી આ લોહી રેડાઇ રહ્યું છે તેના લોહીથી જ પ્રજાની પિપાસા શાંત થશે.'

મેરી સ્પિરીડોનોવા તમ્બોફની ક્રાંતિકારી સમિતિમાં સભાસદ હતી. એ સમયે એની વય વીસ વર્ષની જ હતી. ચાર-પાંચ વર્ષ પહેલાં પંદર વર્ષની કુમળી વયે પણ એ જેલની મુલાકાત લઇ આવી હતી અને એનું નામ સરકારી દફતરમા કાળા અક્ષરોએ લખાઇ ગયું હતું. જ્યારે સમિતિએ ઉપરો ઠરાવ કર્યો ત્યારે એનુ હૃદય હર્ષથી ઊછળ્યુ. તે બોલી કે, 'આ ઠરાવને અમલમાં મૂકવાનો સર્વ ભાર મારા શિર પર હુ લઉં છુ આપ સર્વે આ બાબતથી નિશ્ચિત રહેજો

૧૯૦૬ માં પોલીસને સમિતિના ઠરાવની અને સ્પિરીડોનોવાના સંકલ્પની ખબર પડી સ્પિરીડોનોવાને આ વાતની જાણ થતા જ એ ચેતી ગઇ. પછી તો તે એવી ખૂબીથી વેશપલટો કરતી કે તેના અંગત મિત્રો તેને પારખી ન શકતા પોલીસે તેને પકડવાની અથાગ પણ નિષ્ફળ મહેનત કરી

લુજેનોવસ્કીના વફાદાર અંગરક્ષકને ખબર પડી ગઇ કે એક ક્રાંતિકારી સ્ત્રી તેના માલિકનું ખૂન કરવાના પ્રયત્નો કરી રહી હતી સ્પિરીડોનોવાએ લુજેનોવસ્કીનુ ખૂન કરવાના જે જે પ્રયત્નો આદર્યા તે બધા તે રક્ષકની સમયસૂચકતાથી નિષ્ફળ નીવડ્યા છતાં સ્પિરીડોનોવા નિરૂત્સાહી નહોતી થઈ. તે એક પછી એક ઉપાયો યોજ્યા જ કરતી. આમ કેટલોક સમય વીતી ગયો ૧૯૦૬ની ૧૬મી જાન્યુઆરીએ ત્રીજા વર્ગની ટિકિટ લઇને એ જરદેવનાં સ્ટેશન પર ટ્રેનની વાટ જોતી ઊભી હતી. એટલામાં લુજેનોવસ્કી એ ટ્રેન મારફતે જ બૌરીસોગ્લિબ્સ્ક જવા માટે ઊપડ્યો તેણે જોયો એણે તરત જ ત્રીજા વર્ગની ટિકિટ બદલીને બીજા વર્ગની લીધી અને ગાડી આવતા જ લુજેનોવસ્કીની પાસેના ડબામા બેસી ગઇ. બૌરીસોગ્લિબ્સ્ક સ્ટેશને પહોંચતાં જ તે બહાર નીકળીને ટ્રેનની સીડી પર ઊભી રહી નિશાળમાં ભણવા જતી હોઇ એ બાળા જેવો પોષાક પહેરી તે ઊભી ઊભી પ્લેટફોર્મનું દૃશ્ય જોતી હતી બળવાન કોસેક સિપાઇઓ અને શરીરરક્ષકો બધાને બાજુ કરી રહ્યા હતા. જ્યારે આખું પ્લેટફોર્મ ખાલી થઈ ગયુ ત્યારે લુજેનોવસ્કી ડબામથી સ્ટેશન પર ઊતર્યો અને સિપાઓની વચ્ચે ચાલવા લાગ્યો પણ એટલામાં રિવો-

ધડાકાનો અવાજ થયો અને લુજેનોવસ્કીની છાતી વીંધતી એક ગોળી આરપાર નીકળી ગઇ લુજેનોવસ્કી નીચે પડ્યો કે તરત જ સ્પિરીડોનોવા ટ્રેનમાંથી કૂદીને એની પાસે ગઇ અને બધાંના દેખતા એના પર ઉપરાઉપરી ત્રણ ગોળીઓ છોડી એની છાતી ચીરી નાખી તેણે આ કામ એટલી ત્વરાથી કર્યું કે લુજેનોવસ્કીના રક્ષકો એકબીજાના મો જોતાં જ રહી ગયા. એ પછી પાંચમી ગોળીથી એ પોતાના દેહનો અંત આણવા ઇચ્છતી હતી, પણ એની એ ઇચ્છા પૂર્ણ ન થઈ. જેવી એ પોતાના પર રિવોલ્વર છોડવા જતી હતી તેવી જ એક કોસેક અફસરે એના હાથમાંથી રિવોલ્વર ઝૂંટવી લીધી અને એનાં એ હાથ પકડી એને સખત માર માર્યો. એ બેહોશ થઇને નીચે પડી અને લુજેનોવસ્કીના સિપાઇઓ તેના પર તૂટી પડ્યા મારતા અને તેઓ થાકી ગયા ત્યારે જ એને પકડીને સ્ટેશનની બહાર લઈ ગયા બેભાન હાલતમાં એને શહેરની કોટવાલીમા પહોચાડવામાં આવી

એ કાળ-કોટડીમા તે નદન નગ્ન હાલતમાં હતી અને સિપાઈઓ વારે વારે તેને અસભ્ય શબ્દો બોલી ચીડવતા હતા. થોડા વખત પછી તેના પર ચાબૂકનો માર વરસાવવામા આવ્યો પણ આટલાથી યે સિપાઇઓને સંતોષ ન થયો એટલે તેના શરીર પર અગ્નિ સળગાવ્યો અને તેઓ તેના દેહની ચામડી ચીરવા લાગ્યા. એ વખતની એની સ્થિતિ જોઇને ભલભલાનાં હૃદય પણ કમકમી ઊઠી આવ્યું સારે. પણ દ્રઢતાની મૂર્તિરૂપ સ્પિરીડોનોવાએ આ ટલા કષ્ટો શિરપર પડ્યા છતાં પણ ક્રાંતિકારીઓનો પત્તો તેમજ એ આંદોલનને તોડી પાડવામા કોઇ પણ જાતની સહાય આપી જ નહિ. સિપાઇઓના આ અમાનુષી અત્યાચારોથી તેની એક આંખ ગઇ હતી અને તેનુ શરીર પણ અસંખ્ય ઘાથી મરણતોલ અને છિન્ન ભિન્ન થઈ ગયું હતું.

કેટલાક સમય પછી સ્પિરીડોનોવાને તમ્બોફ પહોંચાડવામાં આવી અને ફોજી અદાલત દ્વારા એના અપરાધ પર વિચાર ચાલવા લાગ્યો પંદર-સોળ દિવસ એ તમ્બોફની જેલમાં રહી. એ દરમિયાન પોતાની માતાને મળવા માટે એણે અધિકાર વર્ગ સાથે ઘણો પત્રવ્યવહાર કર્યો, ત્યારે એની માને મળવાની એને છૂટ મળી. પોતાની પ્રાણાધાર 'મરૂસીયા' ની કરૂણાવસ્થા જોઇને એ થંભી ગઇ. એ કેવું દારૂણ દશ્ય હતું ! એની એ લાડકી દીકરીના અંગમાં અસંખ્ય ઘા પડ્યા હતા અને તેમાંથી રુધિરનો પ્રવાહ વહી રહ્યો હતો. થોડા વખત સુધી એની મા દરવાજા પર ચૂપચાપ ઊભી રહી. પછી એની પાસે જઇને એને ટીકીટીકીને જોવા લાગી એની સ્થિતિ જોઇને માતાની આંખમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. મા-બેટી વચ્ચે શી વાતચીત થાય છે એ સાંભળવા માટે એક અમલદાર ઊભો હતો.

સ્પિરીડોનોવા એ સમયે ભાનમા હતી, એટલે ઘણી મુશ્કેલીથી એ ભાંગ્યા તૂટ્યા શબ્દોમાં બોલી કે 'હુ ઘણા આનંદથી મરીશ. મને દુઃખ એટલુ જ થાય છે કે હુ એ જ વખતે મારો જાન આપી ન શકતાં આ નીચ પાપીઓના હાથમાં જીવતી પકડાઈ'

ફોજી અદાલતે બંધ ઓરડામાં સ્પિરીડોનોવાનો કેસ ચલાવ્યો. દરમિયાન સ્પિરીડોનોવાની તબિયત ધીમેધીમે સ્વસ્થ થતી હતી. બેરિસ્ટરે દરખાસ્ત કરવાથી એના ઘાની તપાસ ડૉક્ટરની મારફતે થતી હતી આ ડૉક્ટરે સિપાઇઓના તેમજ લુજેનોવસ્કીના અમલદારોની પાશવતા અને નૃશંસતા પર એવો પ્રકાશ પાડ્યો કે જેથી સરકાર સાથે સંબંધ રાખનારાઓના શિર પણ લજ્જાથી નમી ગયાં.

ન્યાયાધીશે સ્પિરીડોનોવાને પ્રશ્ન કર્યો કે, 'તારે તારા બચાવ માટે કંઇ કહેવુ છે?' એના પ્રશ્નના ઉત્તરમા સ્પિરીડોનોવાએ નિર્ભયતાપૂર્વક જે નિવેદન કર્યું તે કોઇપણ દલિત દેશની હાલતનું તાદૃશ્ય વર્ણન આપે એવુ છે.

'સજ્જનો ! આ દેશ પર આપ ચાહો ત્યાં દૃષ્ટિ નાખો તો પણ આપને સંતુષ્ટ અને સુખી પ્રજા ક્યાયે નહિ મળે. જે લોકો ગરીબોને સતાવી

રહ્યા છે, જેઓની સત્તા ચોતરફ વ્યાપી રહી છે તેઓ પણ અત્યારે સુખી નથી એમની સુખશાંતિમાં વિઘ્ન કરનાર એ જ્ઞાન અને વિશ્વાસ છે કે એમનો એ વિજય ફક્ત થોડા વખતને માટે જ છે અને આ વિચાર ઉત્પન્ન થતા જ તેઓ શોકસાગરમા ગરકાવ થઇ જાય છે જેઓ આજે અન્યાય અને અત્યાચારની ચક્કીમા પિસાઇ રહ્યા છે, તેઓ પણ વખત આવતાં એકતાને માટે કોઇપણ પ્રકારે પ્રયત્નો કરશે મારા પોતાને માટે તો મને કોઈ પ્રકારનો ડર નથી મોટામા મોટી સજા તમે મને મોતની આપી શકશો પરંતુ તમે મારો આ વિચાર તો નષ્ટ નથી જ કરી શકવાના કે એક સમય એવો આવશે કે જ્યારે બધા લોકો સ્વતંત્રતાનું સુખ અનુભવશે જ્યારે સત્ય અને ધાર્મ્ય રાજ્ય પ્રવર્તશે સમાનતા સ્વતંત્રતા અને વિશ્વબંધુત્વનો ભાવ મનુષ્ય જાતિના પાકૃત જીવનમા સ્થાન લેશે આવા સુંદર ભવિષ્યના નિર્માણને માટે માત્ર મારા એક જીવનનો ત્યાગ કરવો એથી અધિક સુખ બીજુ મને કયુ હોય ? આ સિવાય મારે કઇ કહેવું નથી"

ઘણી મુશ્કેલીથી સ્પિરીડોનોવા આટલુ બોલી શકી બોલતી વખતે એને ઘણી ઉધરસ આવતી અને છાતીમાથી લોહી પડતુ એ સમયની એની સ્થિતિ ઘણી જ દયાજનક હતી સ્પિરીડોનોવાને મદદ કરવાને માટે એક કારકુન આપવામાં આવ્યો હતો આ કારકુન કેટલાક સમય પહેલાં સ્પિરીડોનોવાની સાથે જ દફતરખાનામા કામ કરતો હતો ઘણી વાર સુધી કારકુન સ્પિરીડોનોવા તરફ જોઇ રહ્યો પણ એ એને ઓળખી શકયો નહિ એણે કહ્યુ કે નહિ, આ મેરી સ્પિરીડોનોવા હોય એ બને જ નહિ આ કોઇ બીજી જ યુવતી છે

સ્પિરીડોનોવાના બેરિસ્ટર મિ તેસ્નોકોએ એનો કરતા પણ ઘણી જ જોરદાર રીતીમા ભાષણ આપ્યુ હતુ જેકોફ પ્રીનકરના પુસ્તકમા આ ભાષણ છાપ્યુ હતુ જે આ પ્રમાણે હતુ

જો આપ આપના હૃદયને પૂછશો તો જણાશે કે સ્પિરીડોનોવા જેવી તેવી વ્યક્તિ નથી, પણ રશિયાની એ દેવાંગના છે વર્ષોથી અમારા દેશ પર જોરજુલમ અને ખૂનખરાબી ચાલતી આવી છે જગતમા વીજળી તાર, ટેલિફોન વગેરે એકએકથી ચડિયાતી ચીજોની જે શોધો થયા કરી છે તે અમારા માટે તો દેશની દુર્દશા કે દારૂણ સમાચાર પહોંચાડવાના સાધન માત્ર છે અમારા દેશના વર્તમાનપત્રો જો ખરુ પૂછો તો શાહીથી છપાતા નથી પણ આવા શહીદોના ખુનથી છપાય છે દેશની વેદી પર રોજ આવાં બલિદાનો અપાયા જ કરે છે સ્પિરીડોનોવાએ લુજેનોવસ્કીના પ્રાણ લેવાનો સંકલ્પ કેમ કર્યો એ આપ સાભળી ચૂક્યા હશો એણે કહ્યુ હતુ કે, જ્યારે જુલમ હદ ઉપરાંત વધ્યો અને પ્રજાના અધિકારો પર તરાપ મારવામાં આવી ત્યારે મને લાગ્યુ કે મારુ જીવવુ મને ધિક્કારરૂપ છે જ્યારે મે જોયુ કે રશિયન ખેડૂતો દુઃખોથી પિલાઇ રહ્યા છે અને રશિયન બાલિકાનું શિયળ કોઝેક સિપાઇઓના અત્યાચારોથી લૂટાઈ રહ્યુ છે ત્યારે મે સંકલ્પ કર્યો કે ભલે મારે મારા દેહનું પણ બલિદાન આપવુ પડે પરંતુ એ દુષ્ટ લુજેનોવસ્કીને તો જીવતો ન રહેવા દઉ"

હુ ફરીથી કહુ છુ કે સ્પિરીડોનોવાએ જે કઇ કર્યું છે એ રશિયાને માટે કર્યું છે આજ ન્યાય-અન્યાયના નિર્ણય માટે આપની સંમુખ જે પ્રજા ઉપસ્થિત થઇ છે એમાંના ઘણાં લોકો પર સ્પિરીડોનોવાની માફક જ જુલમનો વરસાદ વરસ્યો છે રશિયામા જે અશાંતિ ફેલાઇ છે એનું કારણ રાજા અને પ્રજા વચ્ચેના પ્રેમનો અભાવ છે આપ આ બાલિકાની રક્ષા કરીને દેશમાં શાંતિ સ્થાપવાના ગણેશ માંડી શકો છો મારી પ્રાર્થના છે કે આપ એના દોસારોસનો વિચાર કરતાં પહેલા આ વાતોને ધ્યાનમા રાખજો"

પણ ન્યાયાધીશ પાસે તો પહેલેથી જ સરકારનો હુકમ પહોચી ગયો હતો એટલે તે પોતાની સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ ક્યાથી કરી શકે ? સ્પિરીડોનોવાને એણે પ્રાણદંડની શિક્ષા ફરમાવી

ગરિયામા આ નિર્ણય સાંભળતા જ તેની સામે સખત આક્ષેપો થવા લાગ્યા વર્તમાનપત્રોએ

પણ આ નિર્ણયની વિરુદ્ધ પ્રચંડ આંદોલન શરૂ કર્યું. તેઓએ એમ પ્રગટ કર્યું કે સ્પિરીડોનેવાને મારનારાઓને ટૂંક સમયમા યોગ્ય દંડ મળશે. બીજા દેશોએ પણ આ પ્રાણદંડની આજ્ઞાનો તિરસ્કાર કર્યો. ફ્રાંસના ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનો તથા રાજનીતિજ્ઞોની સહીઓ એક વિનંતિપત્ર ઝારને મોકલવામાં આવ્યું હતું, જેમાં પ્રસિદ્ધ નવલકાર અનાતોલ ફ્રાંસની પણ સહી હતી. આ વિનંતિપત્રની અસર એ થઇ કે રશિયાની સરકારે એને ફાંસીદંડને બદલે આજીવન દેશનિકાલની સજા કરી. જો કે આ રાહત છતાં સ્પિરીડોનેવાના બચવાની તો આશા જ ન હતી, કેમકે તેને ક્ષય લાગી ગયો હતો તેને કેટલોક સમય શાંતિમાં રાખ્યા પછી રશિયાની સરકારે તેને સાઇબીરીયા મોકલી દીધી.

સાઇબીરિયામા એને દેશનિકાલ કરવાથી આખું રશિયા ખળભળી ઊઠયું. સ્પેશિયલ ટ્રેન મારફતે એને ત્યાં મોકલવામાં આવી હતી. રસ્તામાં જ્યાં જ્યાં ટ્રેન ઊભી રહી ત્યાં ત્યાં પ્રજા તરફથી એનું ભવ્ય સ્વાગત થયું અને ક્રાંતિકારીઓની પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ થવા લાગી. સ્પિરીડોનેવા અને એના સાથીઓ કેદખાનામાં પહોંચતા ત્યાં વસતા કેદીઓએ પણ એમનું અપૂર્વ સ્વાગત કર્યું. પહેલાં તો એને ત્યાંના કેદીઓની સાથે રાખવામાં આવી, પણ પછી તેને તથા બીજી પાંચ સ્ત્રી-કેદીઓને બીજા સ્થાનમાં મોકલવામાં આવી. એ સ્થાન પર જવા માટે તેઓને દસ દિવસ સુધી બરફથી લદાયેલી જમીન પર ચાલવું પડ્યું હતું. એ નિયત કરેલા કારાગારમાં પહોંચી ને ત્યાંની ભયંકરતા દેખીને જ એ સમજી ગઇ કે કેવા દારુણ અંત માટે એને ત્યાં લાવવામાં આવી હતી

*

સ્નેહ એવી રમત છે, જેમા બે રમે છે ને બેઉ હારે છે.

*

ઝાડ પણ જીવે છે અને પશુ-પક્ષીઓ પણ જીવે છે, પરંતુ તે જ ખરેખર જીવે છે કે જેનું મન મનન વડે જીવે છે

*

ઘરજમાઈ તરીકે માથે પડેલા જમાઇથી એક ધનવાન કંટાળી ગયો હતો, અને કોઈપણ હિસાબે તેને ટાળવા માગતો હતો એક દિવસ બહારવટિયા એ જમાઇને બાન તરીકે પકડી ગયા તે પછીની આ વાતચીત છે.

ધનિક બહારવટિયાઓએ મને ખૂબજ ખરાબ ધમકી આપી છે

સાંભળનાર : શું તમારા જમાઇને મારી નાખવાની ?

ધનિક : ના, એમણે જાસાચીઠ્ઠી મોકલી છે કે રૂપિયા પાચ હજાર નહિ મૂકી જાઓ તો તમારા જમાઇને તમારે ઘેર પાછા મૂકી જાશું.

*

રાત દિવસ બંધ હોય છતાં કેદખાનું ભરેલું હોય છે, રાત દિવસ ઉઘાડું છતાં મંદિર ખાલી હોય છે.

*

'અમારો બાબો વરસનો થયો, આઠ મહિનાનો હતો ત્યારથી ચાલે છે.'

'ગજબનો ચાલનારો કહેવાય, ચાર ચાર મહિનાથી ચાલ્યા કરે છે છતાં હજી થાક્યો નથી?'

# વાતમાંથી વાત

ઇન્દુલાલ ગાંધી

નીલકંઠ : અરે, ચતુરા, ચતુરા, ક્યાં ગઈ ? કોઈ કેમ ઘરમાં દેખાતું નથી !

ચતુરા : આ રહી તમારી ચતુરા ! એવો કયો રાયજગ કરી આવ્યા છો કે આટલી બૂમો પાડવી પડે છે ?

નીલકંઠ : રાયજગની વાત નથી. મુંબઈથી મકરંદનો કાગળ આવ્યો છે. જો સાંભળ, મકરંદ લખે છે કે...

ચતુરા : એ તો બધુય લખે. એ તો રહ્યો ભમતારામ, મારે કામના ઢગલા પડ્યા છે ને તમને કાગળ વાંચવાનું સૂઝે છે. હજી તો મેં વાસી સંજવારી યે કાઢી નથી.

નીલકંઠ : કામ ન કરવું હોય એનું કામ પૂરું થાય ક્યાંથી ? પણ હશે, ચતુરા, જો મકરંદ લખે છે કે એ બિચારાની સ્થિતિ બહુ..

ચતુરા : શું કહ્યું તમે હમણાં ? કામ ન કરે એનું કામ પૂરું થાય ક્યાંથી એમજ ને ! તમારી આંખો ફૂટી ગઈ છે ? જોતા નથી આખો દિવસ કેટલું ગધ્ધાવૈતરું કરું છું તે.

નીલકંઠ : તેં સાચું કહ્યું. તું ગધ્ધાવૈતરું જ કરે છે. બીજું કાંઈ જ નહિ.

ચતુરા : એટલે શું મને જાનવર સાથે સરખાવો છો !

નીલકંઠ : મેં એવી કોઈ સરખામણી કરી નથી. તેં કહ્યું એજ મેં કહ્યું. ઘરનો એક પણ શબ્દ મેં ઉમેર્યો નથી. પેલા પુસ્તકમાં લખ્યું છે કે...

ચતુરા : પુસ્તકને તમે ઠીક યાદ કર્યું. હું તો ગળે આવી ગઈ છું તમારા ભાઈબંધોથી. જે અહીં આવે છે તે ચોપડીઓ જ માગી માગીને વાંચવા માટે લઈ જાય છે, ને પાછી આપવાનું તો નામ જ નહિ. અભેરાઈ ચિત્તળના પાદર જેવી કરી નાખી છે ..

નીલકંઠ . પુસ્તકો વાંચવા માટે હોય છે કે અભેરાઈ શણગારવા માટે ? એનો સદુપયોગ થતો હોય તો એમાં ખોટું શું છે ? ને મારા ભાઈબંધો એવા હાલીમવાલી નથી, હોં...વાંચીને ચોપડીઓ પાછી આપી જશે. તું ગભરા નહિ.

ચતુરા : લ્યો શ્રીમાન બોલ્યા 'પાછી આપી જશે' અરે ઉદારતાના અવતાર, મને કહેશો ? અત્યાર સુધીમાં કેટલી ચોપડીઓ પાછી આવી છે ?

નીલકંઠ : પાછી તો....પાછી તો ..હા એક તો આજે જ પાછી આવી છે. પણ હશે ચતુરા, એવી નાનકડી વાતને યાદ કરવાની અત્યારે જરૂર નથી...જો હું તને હમણાં શું કહેતો'તો ? હા, યાદ આવ્યું. મકરંદે એના કાગળમાં લખ્યું છે કે...

ચતુરા : જે ચોપડી પાછી આવી છે એના રૂપરંગ તમે જોયા ? મેલીદાટ થઈને પાછી આવી છે. જાણે કાગળનો ડુચો જોઈ લ્યો. આખી ચોપડી ઓળખાય એવી રહી જ નથી. કેમ જાણે ગુજરી બજારમાંથી આવી હોય !

નીલકંઠ : ઘરમાં જ્યાં એકથી વધુ વાંચનારા હોય ત્યાં એવું જ બને. આપણે એને પૂંઠું ચઢાવી દઈશું એટલે નવા જેવી થઈ જશે. હા ચતુરા, મકરંદનો કાગળ છે ને એ તને પ્રણામ લખાવે છે લખે છે કે...

ચતુરા : તમારા ભાઈબંધના પ્રણામ અને પહોંચી ગયા. ને તમે આજે આ મેલો ઝભ્ભો કેમ પહેર્યો છે ? કબાટમાં શું એકેય ધોયેલો ઝભ્ભો તમને ન મળ્યો ? કે તમારે આ મસોતું પહેરવું પડ્યું છે ? કોઈ જોશે તો એમ જ કહેશે કે ચતુરાને કપડાં ધોતાં આવડતું નથી. બહાર તમારે મારી ફજેતી કરવી છે કે કાંઈ બીજું ?

નીલકંઠ : તું તારું ગાણું ગા ગા કરે છે પણ ઘડિયાળમાં જોયુ ? ઓફિસનો વખત થવા આવ્યો છે ને મકરંદનો આ કાગળ સવારની ટપાલમાં આવ્યો હતો પણ તેં વાંચ્યો લાગતો નથી.

ચતુરા : તમને તો ખબર છે કે ચશ્મા વિના મારાથી વંચાતું નથી, ને તમેય ચશ્મા પણ કેવા અપાવ્યા છે ? જાણે ઘોડાના ડાબલા જોઈ લ્યો. ને ફ્રેમ પણ એવી છે કે નાક ઉપરથી સીડીની જેમ નીચે ઊતરી જાય છે.

નીલકંઠ : સોનેરી ફ્રેમના ચશ્મા તને શોભે તો છે.

ચતુરા : શું પથરા શોભે છે ? ચશ્મા પહેરું છું એટલે તો હું ડોશી જેવી લાગું છું.

નીલકંઠ : ચાલો હશે. નવી ફ્રેમ નખાવીશું. મકરંદ હોત તો આજે જ ફ્રેમ બદલાવી આપત. એની ચશ્માની દુકાનેથી જ આપણે આ ચશ્મા લીધા હતા નહિ ? એની ચશ્માની દુકાન બંધ થવા પછી...

ચતુરા : દુકાન ઉપાડી લેવી જ પડે ને ! આવા ચશ્મા લેવા કોઈ આવતું હશે !

નીલકંઠ : પણ ચશ્માના વેપારમાં એની નજર બહુ ચડતી ખરું ને ચતુરા !

ચતુરા : હા, એની નજર બરાબર પડતી'તી. પણ એના ચશ્મા પહેરનારની નજર ઓછી થઈ જતી હતી એનું શું ?

નીલકંઠ : હશે. પણ આજકાલ તો એ બિચારાની હાલત એટલી બધી—કાગળમાં એણે લખ્યું છે કે....

ચતુરા : પોતાના ભાઈબંધનો કાગળ વંચાવવા માટે શ્રીમાન કેટલા બધા અધીરા થઈ રહ્યા છે ! પણ મારી બેનપણીઓને મેં લખેલા કાગળપત્રો ટપાલમાં નાખ્યા કે હજી ખીસ્સામાં જ પડ્યા છે ?

નીલકંઠ : ખીસ્સામાં રહી ગયા હોય તો કયો ધરતીકંપ થઈ જવાનો છે ! તારી બહેનપણીઓ ને એના કાગળ જાય જહન્નમમાં. હું એક કલાકથી મકરંદનો કાગળ વાંચવાની માથાઝીક કરું છું તો દાદ દેતી નથી.

ચતુરા : મારી બેનપણીઓને એના કાગળ ભલે ગયા જહન્નમમાં હવે તમને ટાઢક વળી ? તમારી ધમકી ખાધા સિવાય આ ઘરમાં મારા માટે બીજું રહ્યું છે શું ? ધમકાવો જેટલી ધમકાવવી હોય તેટલી.

નીલકંઠ : તું આખો દિવસ લવલવ કર્યા કરે છે પછી શું કરું ? સહન કરવાની યે કાંઈ હદ હોય છે ?

ચતુરા : તમે કહો તો હવે મોઢું સીવીને બેસું. પછી છે કાંઈ ?

નીલકંઠ : મોઢું સીવવાનું હું કહેતો નથી પણ કોઈ જરૂરી કામ માટે તને કોઈનો કાગળ વંચાવતો હોઉં ત્યારે તારે મને નિરાંતે સાંભળવો જોઈએ જ્યારે જુઓ ત્યારે એક વાતમાંથી બીજી વાત કાઢીને ઊભી જ છે

ચતુરા : હવે નહીં બોલીએ હાંકે ?

નીલકંઠ . તું નહી બોલે તેથી હું કાંઈ મૂંગો થઈ જવાનો નથી ? મોઢામાં આંગળા નાખીને બોલાવીશ સમજી.

ચતુરા : જુઓ, તમે પણ એક વાતમાંથી બીજી વાત કાઢી કે નહિ ?

નીલકંઠ : તને એક વાતમાંથી બીજી વાત કાઢવાની ટેવ છે તો મને એકમાંથી એકવીસ વાત કાઢવાની ટેવ છે સમજી ? આ તો ક્યાં બોલું, ક્યાં બોલું ત્યાં તો ચડી હાલી છે. તમારો ઝભ્ભો મેલો કેમ છે ? તમારું પીતિયું ફાટેલું કેમ છે ? તમારી સંપલની પટી કેમ તૂટી ગઈ છે ? આવું બધું તને જ બોલતાં આવડે છે ને મને નથી આવડતું ! હું બોલીશ નહિ, પણ બોલીશને તો તારા કાનમાં તમરાં બોલી જશે સમજી ?

ચતુરા : પણ, આટલું બધું આ છે શું ? મદારીના વાંદરાની જેમ હાચિયાં કરો છો.

નીલકંઠ : હાચિયાં ન કરું તો બીજું કરું શું ? હું એક કલાકથી કરગરું છું કે મકરંદે આ કાગળમાં જે જે વાત લખી છે તે ત્યારે ધ્યાન દઇને સાંભળવી જોઇએ. એ બિચારાની જ્યારે સારી સ્થિતિ હતી ત્યારે એણે આપણા માટે કેટલું કર્યું હતું ? ને આજે જ્યારે એ મુફલિસ થઇ ગયો છે ત્યારે આપણે એના કાગળ ઉપર ધ્યાન પણ ન આપવું જોઇએ એ કેવી નાદાની કહેવાય ?

ચતુરા : પણ તમારા એ પરગજુ મિત્રે આપણા ઉપર કયા ઉપકારો કર્યા એનો ઇતિહાસ તો મને સંભળાવો.

નીલકંઠ : ત્યારે ઇતિહાસ સાંભળવો છે. તો સાંભળ. તેં અત્યાર સુધીમાં કેટલા ચશ્મા તોડ્યા યાદ છે? પંદર જોડી. એ પંદર જોડી ચશ્માની મકરંદ લઇ આવ્યો હતો કે કોઇ બીજું ?

ચતુરા : ચાલો, હું એના પરગજુપણાની નોંધ કરું છું. પંદર જોડી ચશ્માની બોલો બીજું ?

નીલકંઠ : હેંડબેગ નંગ દસ જેની તે તારી બેનપણીઓમાં લહાણી કરી હતી.

ચતુરા : જુઠું, મેં નહિ, પણ તમારા વરણાગી ભાઇબંધે લહાણી કરી હતી.

નીલકંઠ : પણ બેનપણીઓ તો તારી હતી ને?

ચતુરા : મારી બેનપણીઓમાં છૂટે હાથે રૂડી રૂપાળી ચીજોની સખાવત કરવાનું એને કહ્યુ તું કોણે ? કાગળમાં ભાઇ સાહેબે લખ્યું હશે હું ધંધા વિનાનો થઇ ગયો છું મારે નોકરી નથી હું પાઇ પાઇ માટે હેરાન થઇ ગયો છું. એ જ કે બીજું કાંઇ લખ્યું છે?

નીલકંઠ : ચતુરા !

ચતુરા : હા, બસ હા, મને બધી ખબર છે, તમારો ભાઇબંધ નોકરી વિના ભટકતો હોય તો પચાસ સો રૂપિયા મોકલી આપો ને ? કોઇને મદદ કરવાની મેં તમને ના નથી પાડી

નીલકંઠ : તું કેવું વગર વિચાર્યું બોલે છે ચતુરા ! મકરંદ મદદ માટે કોઇની પાસે લાંબો હાથ કરે એવો માણસ નથી. કાગળમાં એણે ફક્ત લખ્યું છે કે... (ઘડિયાળમાં ડંકા)

ચતુરા : ઊભા રહો હું જરાક ઘડિયાળને ચાવી દઉં. ચાવી નહિ દીધી હોય તો ડંકા બરાબર વાગશે નહિ.

નીલકંઠ : તને ડંકાનું જ્ઞાન છે પણ આ કાગળમાં શું લખ્યું છે એના પર તારું ધ્યાન જતું જ નથી.

ચતુરા : ઘરની વપરાશની ચીજો માટે મારે બરોબર ધ્યાન દેવું જોઇએ, કારણ કે હું ગૃહિણી છું. પ્રત્યેક ઘરરખ્ખુ ગૃહિણીની ફરજ છે કે...

નીલકંઠ : તને કેટલીવાર કહ્યું છતાં એકમાંથી બીજી વાત કાઢવાની ટેવ તું ભૂલતી નથી. તારા મનને તો એમ જ થતું હશે કે એક નકામો માણસ બાબક કર્યા કરે છે મારી વાતને શું તું તમાશો માની બેઠી છે ?

ચતુરા : મદારી ન હોય ને વાંદરું યે ન હોય પછી તમાશો થાય શી રીતે ?

નીલકંઠ : તો તું જ હાથમાં ડુગડુગિયું લઇને મદારી થઇ જા. એટલે હું નાચવા મંડી જાઉં. બીજો તો ઉપાય હવે રહ્યો નથી. કારણ કે મકરંદે બિચારે આ કાગળમાં લખ્યું છે કે –

(બારણુ ઉઘડવાનો અવાજ)

મકરંદ : જેણે તમને કાગળ લખ્યો છે, તે શ્રીમાન પોતે અહીં હાજર થઇ ગયા છે એટલે હવે તમારે પાણીપતનું યુદ્ધ કરવાની જરૂર નથી.

ચતુરા : અરે, કોણ ? આ તો મકરંદભાઈ? તમે અચાનક અહીં ક્યાંથી ?

નીલકંઠ : વાહ તું યે ખરો છે ! હું તારી ભાભીને કહેતો હતો કે આજ સવારની ટપાલમાં મકરંદનો કાગળ આવ્યો છે કે –

મકરંદ : હવે મૂકને પડતી એ કાગળની વાત! કેમ નીલકંઠ તું ને ચતુરા ભાભી છો તો આનંદમાં ને ? કેમ ભાભી, તમે કાંઇ બોલતા નથી ?

ચતુરા : (હસીને,) બહુ બોલવું પડયું છે એટલે મૌનવ્રત લીધુ છે.

નીલકંઠ : આજે સવારથી હું ને ચતુરા તારી જ વાત કરતા હતા : કેમ ? તારું કામકાજ કેમ ચાલે છે ? તેં કાગળમાં લખ્યું છે કે –

મકરંદ : કાગળમાં મૂકને પૂળો મારા ભાઇ, ને હેં નીલકંઠ તારે મારા કામકાજનું કેમ પૂછવું પડે છે ? શું તને મારામાં કંઇ ફેરફાર દેખાય છે ?

નીલકંઠ : ફેરફાર તો શું ? પણ હા, તારું શરીર બરાબર નથી. તું દુબળો પડી ગયો હોય એમ લાગે છે.

મકરંદ : શું તને આંખે ઓછું દેખાય છે ? હું દુબળો નથી પડી ગયો દોસ્ત, મારું વજન આઠ પૌંડ વધી ગયું છે

ચતુરા : મકરંદભાઇ, પહેલાં તો તમે મૂછો રાખતા હતા ખરું ? હવે તો બધું સફાચટ કરાવી નાખ્યું છે ?

મકરંદ : ભાભી, તમારી આંખે પણ ઝાંખપ આવી ગઇ લાગે છે. ને પહેલાં તો તમે ચશ્મા પહેરતાં હતાં ને ?

ચતુરા : હું તો પહેરતી હતી ને હજીયે પહેરું છું, પણ તમારી આંખ ઉપર પણ કેમ ચશ્મા નથી? ચશ્મા તો તમે નાનપણથી પહેરો છો ને ?

મકરંદ : મારા ચશ્માની હું તમને શી વાત કરું ભાભી, એક ફ્રેમમાં જડેલા એ બે તોપના ગોળાએ તો મારા માથે છપ્પનના પાટા પાડયા છે મારું તો ધનોતપનોત કાઢી નાંખ્યું છે એ કમબખ્ત ચશ્મ એ તો.

નીલકંઠ : હા, ચતુરા, મકરંદે એના કાગળમાં પણ આ વાત –

મકરંદ : મહેરબાની કરીને નીલકંઠ, તું અત્યારે એ કાગળની વાતને વચ્ચે ન લાવીશ. હું મારી જિંદગીના ઇતિહાસનું એક કરુણ પ્રકરણ તમને બન્નેને કહેવા માગું છુ.

નીલકંઠ : હા, ચતુરા ચશ્માને લીધે બિચારા મકરંદને માથે એવી રામકહાણી રહી ગઇ છે કે કોઇ કીધાની વાત નહિ એવું કાગળમાં લખ્યું હતું કે,

મકરંદ : હું અહીં તારી સામે હાજરા હજૂર ઊભો છું તો ય હજી તું કાગળની વાત ભૂલતો નથી ? (નિસાસો લઇ) મારે માથે તો એવી વીતી છે, એવી વીતી છે કે એનું વર્ણન થઇ શકે તેમ નથી.

ચતુરા : વર્ણન થઈ શકે તેમ નથી એટલે ? શું તમારા પર કોઇએ –

મકરંદ : બીજા કોઇએ નહિ ભાભી, પણ આ કમબખ્ત ચશ્માએ મારી ઓખાત બગાડી નાખી છે.

ચતુરા : પણ વાત શું છે એ તો કહો.

મકરંદ : વાત બીજી કાંઈ નથી. એક દિવસ હું એક જુવાન છોકરી સાથે પ્રેમમાં પડયો.

નીલકંઠ : હત્ તારીની, શું બીજે કયાંય પડવાનું ઠેકાણું નહોતું ?

મકરંદ : સાંભળ તો ખરો ભાઇ નીલકંઠ. હું મારા મકાનની બારીમાં ઊભો હતો ને એ સામેની અગાશી પર કપડાં સૂકવતી હતી, એને જોઇને હું સુધબુધ ગુમાવી બેઠો.

ચતુરા : પણ આમાં ચશ્માની વાત તો કયાંય આવી નહિ.

મકરંદ : ધીરાં પડો, ભાભી ! ધીરાં પડો, ચશ્માની વાત પણ આવશે મિઠાઈ જમતાં હોઇએ ને કાંકરો આવે એમ આવશે પછી તો ભાભી, હું એને જોઉં ને એ મને જુએ આમ અમારી દૃષ્ટિના ને દિલના તાર એક થઈ ગયા. હું એને માટે ઝૂરતો થયો, એ મારા માટે ઝૂરતી થઇ – અને પછી તો પછી તો –

નીલકંઠ : ચતુરા, આ બધી વાત મકરંદે આ કાગળમાં –

મકરંદ : હવે કોઇ રીતે તારે એ કાગળની વાત બંધ કરવી છે ? હા હું શું કહેતો તો ? હં,

યાદ આવ્યું પછી ને પછી તો અમે પરણી લીધું.

ચતુરા : હેં ? તમે પરણી લીધું ને અમને કંકોતરી પણ ન લખી ?

નીલકંઠ : કંકોતરી ક્યાંથી લખે ? ચતુરા, જો તે કાગળ વાંચ્યો હોત ને તો –

ચતુરા : ભલા થઈને હવે તમે ચૂપ રહેશો. હં મકરંદભાઈ, પછી–પછી શું થયું ?

મકરંદ : પરણ્યા પછીનો આનંદ તો તમે જાણો છો ને ભાભી ? પણ એ આનંદ મને થયો જોઈએ એના કરતાં મારી પરણેતરને વધારે થયો ને એના મા–બાપ તો મારા જેવો જમાઈ મળ્યો એ જાણીને રાજીના રેડ થઈ ગયાં.

ચતુરા : તમારા જેવો જમાઈ મળે એટલે કન્યાના મા–બાપ તો બિચારાં રાજી થાય જ ને ?

મકરંદ : પણ એનો આનંદ મને રહાવવા માટે હતો પરણીને એ મારે ઘેર આવી ને પ્રેમભીની મીઠી વાણી સાથે જ્યારે મેં એના મોઢા પરથી ઘૂમટો આપો કર્યો–આઘો કર્યો–બસ બસ મારું આવી બન્યું.

ચતુરા : મારી દેરાણી બહુ રૂપાળી હશે નહિ ?

મકરંદ : રૂપાળી ? અરે ભાભી, રૂપ તો એનાથી હજાર જોજન દૂર બેઠું હતું ને અધૂરામાં પૂરું વહુ-રાણીને એક આંખ જ ન મળે, ને આખું મોઢું શીતળાના ડાઘથી ચંદરવા જેવું લાગતું હતું.

ચતુરા : હેં આ શી વાત કરો છો ? શું પહેલા તમે એનું મોઢું જોયું જ નહોતું.

મકરંદ : એ જ વાત કરું છું ભાભી, મોઢું તો જોયું હતું, પણ ચશ્માંમાંથી જોયું હતું. ને ચશ્મા પણ કોઈના પહેરવા માગીને જૂના પુરાણા પહેર્યા હતા. તમારી જેમ પહેરવાનો શોખ જબરો એટલે જેનાં મળે તેનાં પહેરી લેતો આમ ચશ્માએ મારી જીંદગી સાથે છેતરપીંડી કરવામાં બાકી ન રાખી.

નીલકંઠ : ચતુરા, આ બધી વાત મકરંદે આ કાગળમાં –

ચતુરા . (ગુસ્સાથી) ચૂલામાં જાય તમારો કાગળ. ઊઠ્યા ત્યારથી કાગળની જ પંચાત લઈને બેઠા છો–હવે કપડાં પહેરીને ઓફિસે સિધાવો નહિતર નોકરીમાંથી પાણીચું મળી જશે. ભગવાન જાણે કેવી આદત પડી છે કે વાતમાંથી વાત કાઢવાનું ભૂલતાં જ નથી

*

ગાંધીજીને મળવા મુંબઈથી બે ચાર વિદ્યાર્થીઓ વર્ધા ગયા હતા, વિદ્યાર્થીઓ મેટ્રિકની આસપાસમાં હતાં; ગાંધીજીનો વખત લઈ તેઓ મળવા માટે આશ્રમમાં ગયા.

ગાંધીજી મળ્યા, ચાર પ્રશ્નો પૂછીને ગાંધીજીએ છેવટનો એક પ્રશ્ન કર્યો તેમાં તેમણે પરદેશનાં નદી પર્વતોના સ્થાન વિષે પૂછયુ. વિદ્યાર્થીઓએ ગોખ્યા હોય તેમ તડોતડ જવાબ આપી દીધા.

પછી બાપુએ ભારતની નદીઓનાં સ્થાન પૂછયાં. વિદ્યાર્થીઓ ચૂપ થઈ ગયા; કોઈ સાચો જવાબ આપી શકાયા નહિ.

વિદ્યાર્થીઓના શરમના માર્યા મોઢા વીલા થઈ ગયા, પણ બાપુએ હસતા હસતા કહ્યું : 'એમાં તમારો વાંક નથી, તમારા સરકાર દાતાનો છે.'

*

ખરે ઉનાળે એક મોરલાને ગહેકતો જોઈને મને કોઈ અધીરો લેણદાર યાદ આવ્યો.

# સંગીત-કલાનું શુદ્ધ સ્વરૂપ

રવીન્દ્રનાથ ટાગોર

કલાનું શક્યમાં શુદ્ધ સ્વરૂપ સંગીત છે, સૌન્દર્યનું સીધામાં સીધું અવલંબન સંગીતમાં છે સંગીતનો આત્મા અને સ્વરૂપ બન્ને સાદાં છે અને બાહ્ય ઉપાધિઓ તેમને ઓછામાં ઓછાં લાગેલાં છે આપણને એમ જ લાગે છે અનંત બ્રહ્મની સૃષ્ટિના ભિન્ન ભિન્ન રૂપોમાં જે આવિર્ભાવ થયો છે તે પણ એક મૂગું પણ પ્રત્યક્ષ દૃષ્ટિને જણાય તેવું સંગીત છે! એના એ અવિશ્રાંત, નિત્ય નિશ્ચલ ગ્રહોથી ભરપૂર સંધ્યાકાળના સમયનું આકાશ, નક્ષત્રોની અવિશ્રાંત પુનરાવૃત્તિ કર્યા કરે છે તે જાણે પોતાના પ્રથમ ઉદ્‌ગારથી આશ્ચર્યચકિત થઈને એના એ શબ્દ વારંવાર બોલી બોલીને સંપૂર્ણ અવ્યાહત આનંદ અને એકાગ્રતાથી સાંભળી રહેલા બાળકના જેવું લાગે છે! જ્યારે આષાઢ માસની ઘનઘોર રાત્રિમાં અંધકાર ગોચર પર ઘણો જ ગાઢ કરી ગયેલો હોય છે અને નિદ્રાવશ પૃથ્વીની શાંતિ પર તકલાદ કરતો વરસાદ એક પછી એક પડદાઓ નાખે છે ત્યારે વરસાદના અવાજની નીરસ પુનરુક્તિ જાણે ધ્વનિનો પોતાનો જ ગહન અંધકાર ન હોય એમ લાગે છે વૃક્ષોની ગાઢ અને પાંખી હારની છાયાનો અંધકાર ઉજ્જડ જંગલભૂમિમાં વિખરાયેલા નાના છોડવાઓના જુદા જુદા સમૂહો જાણે વિખરાયલા વાળવાળા નરનારીઓના તરતા માથા જેવા જણાય છે ભીના ઘાસ અને પૃથ્વીની ભીનાશવાળી સોડમ, ગામડાનાં ઝૂંપડાંઓની આસપાસ ભેગા થયેલા અંધકારના અસ્પષ્ટ સમૂહમાંથી ઊંચું ડોકિયું કરતું મંદિરનું શિખર — એ બધું રાત્રિમાં હૃદયમાંથી નીકળતા ભિન્ન ભિન્ન સૂરો જેવું લાગે છે અને બધાં દૃશ્યો જાણે આકાશને ભરી નાખનાર સતત વરસાદના સંગીતમાં ભળી જઈ લય પામતાં જણાય છે

તેથી કરીને સાચા કવિઓ જેઓ ઋષિ દ્રષ્ટા હોય છે તેઓ વિશ્વને સંગીતના રૂપમાં વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે

કવિઓ ભૂરા આકાશના પટ પર પ્રતિક્ષણ થતી રૂપની વિવિધતા અને રંગમિશ્રણ દર્શાવવાને તેમ જ રૂપ આલેખવાને ચિત્રકળાના સૂચકો ભાગ્યે જ વાપરે છે

આ પ્રમાણે કરવામાં કવિઓને કારણ હોય છે ચિત્રકારને ચિત્રપટ માટે પીંછી અને રંગની પેટી જોઈએ છે તેની પીંછીનો પહેલો લીટો તેનો સંપૂર્ણ ભાવ આલેખતો નથી અને જ્યારે તેનું ચિત્ર સંપૂર્ણ થાય છે ત્યારે ચિત્રકાર તો ગેરહાજર થઈ ગયેલો હોય છે ઉત્પાદક હસ્તના પ્રેમભર્યા સતત ટચકાઓ બંધ થવાથી વિધવા જેવું તે ચિત્ર એકલું જ ઊભું રહે છે

પણ ચિત્રકારની પેઠે ગાનારનાં સાધનો બાહ્ય હોતાં નથી તેનાં તો બધાં સાધનો તેની પાસે તૈયાર હોય છે તેનો સૂર તેના જીવનમાંથી આવે છે તેનો ભાવ અથવા વિચાર અને ભાવનિદર્શન બન્ને ભાઈ અને બહેનના જેવા છે ઘણીવાર તો તેઓ જોડકાંની પેઠે સાથે જ જન્મે છે સંગીતમાં હૃદય પોતાની જાતને ચોખ્ખું કરે છે વિજાતીય સાધનની અપેક્ષાને લીધે તેને અટકવું પડતું નથી

દરેક કલાને સંપૂર્ણતા માટે થોભવું પડે છે તે પ્રમાણે સંગીતને પણ પૂર્ણતા માટે થોભવું પડે છે ખરું છતાં પણ ગાન ક્રમે આખા સંગીતની સમગ્રતાની સુંદરતા તે શ્રોતાઓને ચખાડે છે સંગીતનું નિદર્શન થવા માટે શબ્દો પણ અંતરાયરૂપ થઈ પડે છે. કારણ કે વિચાર દ્વારા તેમનો અર્થ બેસાડવો પડે છે પરંતુ સંગીતને કોઈ સ્પષ્ટ અર્થ ઉપર આધાર રાખવો પડતો નથી શબ્દો જે ન દર્શાવી શકે તે સંગીત દર્શાવે છે વધારે તો શું? પણ સંગીત અને ગાનાર બંને અવિભક્ત છે જ્યારે ગાનાર જતો રહે છે ત્યારે સંગીત એની મેળે જ શમે છે એ કલા પોતાના કલાકારના આનંદ અને જીવન સાથે સનાતન સંબંધથી જડેલી છે

આ વિશ્વરૂપ સંગીત પણ તેના ગાનાર પ્રભુથી એક ક્ષણ પણ વિખૂટું નથી. તે કોઈ બાહ્ય પદાર્થમાંથી બનાવવામાં આવ્યું નથી. તેનો આનંદ જાતે અનંત રૂપો ધારણ કરી રહ્યો છે. તેના વિશાળ હૃદયનાં આંદોલનો આકાશ પર ફેલાય છે.

આ સંગીતની પ્રત્યેક લીટીના સૂરમાં પૂર્ણતા છે. જે અપૂર્ણમાં પૂર્ણતાનું ભાન કરાવે છે તે વિશ્વ-સંગીતમાંનો એક પણ સૂર છેલ્લો નથી છતાં તે દરેક અનંતને પ્રતિબિંબિત કરે છે!

આ વિશ્વની મહાન સરસતાનો અર્થ કદાચ આપણે ન સમજીએ તો પણ શું? શું તે વાજિંત્ર-ના તાર પર ફરીને પોતાના સ્પર્શથી બધા સૂરો એકદમ કઢાવનાર હસ્તના જેવું નથી? આ મહાન સરસતા એ જ સૌંદર્યની ભાષા છે. તે જગતના હૃદયમાંથી ઉદ્‌ભવતા વારને એકદમ આપણાં હૃદય જોડે પ્રેમકેલી કરે છે.

ગઇકાલે રાત્રે અંધકારમાં વ્યાપી રહેલી શાંતિમાં એકલા ઊભા રહીને સનાતન મધુર સૂરોના ગવૈયાનો અવાજ મેં સાંભળ્યો! જ્યારે હું સૂવા માટે ગયો ત્યારે નીચે પ્રમાણે છેલ્લા વિચાર સાથે મેં મારાં નેત્રો બંધ કર્યાં:

'જ્યારે હું નિદ્રામાં ભાનરહિત થઇ રહીશ ત્યારે પણ મારા નિદ્રાવશ શાંત શરીરરૂપ ક્ષેત્રમાં જીવનનું નૃત્ય ચાલ્યા જ કરશે અને આકાશના તારાઓ સાથે તે તાલબદ્ધ હશે! હૃદયમાં ધબકારા મારશે, નાડીઓમાં લોહી થડકશે, મારા શરીરમાંના અનંત સજીવ અણુઓ પ્રભુના સ્પર્શથી હાલી ઊઠની વીણાના સૂર જોડે એકસૂર થઇ ગણગણાટ કરી કંપી ઊઠશે!!

*

## આવા હતા ચાચાજી

"અરે ભાઈ મશ્કરી ના કરો. ભગવાનની કૃતિ છે. હસો નહિ."

નાકે આંગળી મૂકી, આંખમાં ગંભીરતા આણી, હસતાં બાળકોને વાર્યાં.

એક બાળક. આંખે દેખાય ઓછું. બોલતાં ફાંફા પડે. ટટાર ચાલી પણ શકે નહિ બાળક આવ્યો પ્રણામ કરવા. બાજુનાં બાળકો હસવા લાગ્યાં. મશ્કરી કરવા લાગ્યા. અંદરની વેદના એ ઉપરનું વાક્ય બોલી ગયા એ....

*

"જમે તેમ હોય. છેવટે તો ઈન્સાન છે ને."

સહવાસી, સાથીજનનો એક માત્ર પરિચય માગતા પૂછાઈ જવાયું.

સંવેદનાથી ભરપુર એ. એનું અંતર દુઃખાયું. માનવીએ પાડેલા વાડા ભગવાનના દરબારમાં મંજૂર નથી રાખ્યા. ત્યાં તો ઈન્સાન જ છે. ત્યાં નથી ભેદ. ત્યાં નથી વાડા. એક જ વાડો છે ને તે ઈન્સાન. અંતરના એ જવાબે મને મૂંગી બનાવી દીધી.

•

"કોની પ્રકૃતિ ન્યારી છે. ભગવાનના ઘરની પૂંજી છે. એનામાં એ મસ્ત હોય. ને તે સારી વાત છે. આપણે દખલગીરી પંચોચાકરી ન જોઈએ" પોતાનો પુત્ર સૌ સાથે ભળતો નથી. વ્યવહાર જેને કહેવાય તેમાં તે એમનો નથી. આ મનદુઃખ દાખવતી એક દીકરીને ઉપરનો જવાબ મળ્યો છે.

—વિમળા પટેલ

# સત્યેન્દ્રનાથ દત્ત

ચન્દ્રકાન્ત પારેખ

બંગાળના આ પ્રતિભાસંપન્ન કવિના અવસાનને જો કે લાંબો સમય થઈ ગયો છે, છતાં તેમનો અક્ષરદેહ આજે એવો ને એવો પ્રફુલ્લ અને ચેતનાભર્યો આપણી સામે હસી રહ્યો છે સત્યેન્દ્રનાથની કવિતાએ બંગાળી કવિતાસાહિત્યમાં અગત્યનો ઉમેરો કર્યો છે. લીટીએ લીટીએ ઉષાની કુમાશ અને સંધ્યાના જપો તિપુજની ગુલાબી તાજગી અંતરને ભરી દેતી લાગે છે. ચાલીસ વર્ષની વયે તેમનું અકાળ અવસાન થયું તેમના દાદા અક્ષયકુમાર એક જબ્બર રસાયણશાસ્ત્રી અને ભૂગોળવેત્તા હતા દેશને ઉપયોગમાં આવે એવા કેટલાયે વૈજ્ઞાનિક પ્રયોગો કરી એમણે નવી દિશા ઊઘાડી હતી અને આ વિષયને લગતા અનેક પુસ્તકો તેમણે લખ્યાં છે. તેમની લેખનશક્તિ ભવ્ય અને તેજસ્વી હતી, અંતરના મર્મસ્થળને સ્પર્શે તેવી તેમના કેટલાક પુસ્તકો આજે પણ બંગાળની નિશાળોમાં પાઠ્યપુસ્તકો તરીકે ઉપયોગમાં લેવાય છે હિંદુસ્તાનની ધાર્મિક દૃષ્ટિને વધુ ચોખ્ખી કરે તેવું પણ તેમણે એક પુસ્તક લખ્યું હતું તેમની શૈલી સારા સારા અંગ્રેજી લેખકોને શોભ આપે તેવી મધુર અને તેજસ્વી હતી બંગાળી સાહિત્યમાં એમના પુસ્તકોએ પણ સારો હિસ્સો આપ્યો છે. લેખક ઉપરાંત તેઓ જબરા તત્વચિંતક પણ હતા આ બધું તેઓ સત્યેન્દ્રનાથને વારસામાં આપતા ગયા અક્ષયકુમારના કીર્તિવંત જીવનમાંથી પ્રેરણા પામીને સત્યેન્દ્રનાથ એક જબ્બર લેખક અને ભાવનાવિહારી કવિ બન્યા

બંગાળમાં તે જમાને તેમની કવિતા ઊંચી પંક્તિની લેખાતી તેમના પ્રેરણા અને ઊર્મિકાવ્યોની હરોળમાં ઊભા રહી શકે એવા કાવ્યો તે વખતે બહુ થોડા લખાતાં. રવીન્દ્રનાથ ટાગોરના આ સમકાલીન કવિ પાછળ એક વખત સરકારી બંગાળ ઘેલું બન્યું હતું બંગાળમાં અત્યાર સુધીમાં થઈ ગયેલા કવિઓમાં સત્યેન્દ્રનાથનું નામ વધારે વિખ્યાતિ પામ્યું છે ટાગોરના જેટલું જ માન તે વખતે સત્યેન્દ્રનાથનું હતું. અને બંનેની કવિતામાં સામ્ય પણ છે ઊંડી વિચારશક્તિ અને ભાવમયતા એમના કાવ્યોના મુખ્ય લક્ષણો ગણાતાં તેમની શૈલી ટાગોરની શૈલી કરતાં જુદા જ પ્રકારની છે જુવાન હૃદયની કંઈ કંઈ કરી નાખવાની અફાટ અભિલાષાઓ વસંતની નવપ્રફુલ્લતા અને પ્રાણનો ધોધમાર ચેતનપ્રવાહ લીટીલીટીએ કોઈ અમુક તણખાની જેમ પ્રકાશી રહેતો તેમની કવિતા એટલે એકલાં વર્ણનો નહિ, રૂપાળી શબ્દ ગૂંથણી યે નહિ સાદા સાદા શબ્દોમાં પણ સૌંદર્ય ગૂંથવાની કળા તેમને જ વરી હતી એમ અત્યારે પણ તેમના અભ્યાસીઓ કબૂલ કરે છે કહેવાય છે કે ટાગોર સિવાય એમની કવિતશક્તિ કોઈપણ બંગાળી કવિથી ચડિયાતી છે અને તે પણ વૃત્તબંધ ને છંદોબદ્ધ કાવ્યોમાં કવિતાના અનુવાદક તરીકે પણ તેમની ખ્યાતિ સારી છે

સત્યેન્દ્રનાથને જોકે પોતાની માતૃભાષા પ્રતિ અનન્ય ભાવ અને પ્રેમ હતો, છતાં પારકી ભાષાને સ્વીકારવાના તેમણે મુદ્દલે નામરજી નથી બતાવી; તેમ જ પરભાષાની સુંદરતા અને ભાવનાને પોતાની ભાષામાં વણી લેતાં જરાપણ અચકાતા નહોતા, તેમણે વધારે પરિભ્રમણ નહોતું કર્યું છતાં એમની કલ્પનાશક્તિ આપણને કોઈ અલક્ષ્ય અને અપૂર્વ એવા મનોરમ સ્થાન પ્રતિ ખેંચી જાય છે જે જે વિષય ઉપર તેમણે કાવ્યો લખ્યાં છે તે બધામાં એમની પરિપકવ વિચારશ્રેણી અને અનુભવ પડેલા નજરે પડવાના કોઈપણ નવો વાચક એમને વાંચે કે મુગ્ધ થઈ જાય, અને પ્રેરણા તો ખૂટે જ નહિ. કેટલાક ઊગતા કવિઓએ સત્યેન્દ્રમાંથી જ પ્રેરણા પીધી છે

સત્યેન્દ્રનાથને યુરોપની અને એશિયાની ઘણીયે ભાષાઓ આવડતી અને લગભગ બધી ઉપર એમનું પ્રભુત્વ પણ સારું હતું. અને તેથી એમનું વાચન વિશાળ હતું વિશાળ વાચનને લીધે બંગાળી ભાષામાં એમણે પરસાહિત્યના અનુવાદો પણ બહોળા પ્રમાણમાં ઊતાર્યા છે પુસ્તકોનો સંગ્રહ કરવાનો એમને ભારે

શોખ હતો. એમના ઘરમાં જ્યાં જુઓ ત્યાં પુસ્તકો જ પુસ્તકો, અને રોજનો વધારો થાય તે તો જુદો જ. એ સિવાય એક જુદી લાયબ્રેરી પણ તેમને હતી ખૂબ વાંચવાથી એમની વિચાર શક્તિ ખૂબ તીવ્ર બની અને એ વિચાર શક્તિ ધીમે ધીમે તત્ત્વશોધક બની ગઈ. સત્યેન્દ્રનાથ સારા તત્ત્વચિંતક પણ ગણાવા લાગ્યા.

ઉપર કહ્યુ તેમ સત્યેન્દ્રનાથ અને ટાગોરના કવિતામાં ઘણું સામ્ય છે. બંનેની વર્ણન શક્તિ એટલી જ. જો કે શૈલીમાં ભિન્નતા છે, પણ આદર્શ જુદો નથી. એટલે મર્મગામી વધારે લાગે છે પુરાતન આર્ય-ભાવનાઓને આમ નવુ રૂપ આપવુ કેટલુ કઠિન છે તે આપણને તેમની રચનામાંથી શીખવાનું મળે છે. આ બધુ એમની ઊંડી મનનશક્તિના પરિણામરૂપે છે આપણે કલ્પના પણ ન કરીએ એવા જીવનના પ્રય-ગોમાંથી તે આપણી દૃષ્ટિ સામે કોઈ જુદી જ સૃષ્ટિ ખડી કરી દે છે નથી એમાં મુદ્દલેય આડંબર કે નથી ક્લિષ્ટતા છતાં એકનુ માધુર્ય પણ નથી સાચી કવિતા એકલો રસ કે દિલસૂઝી નથી ડહોળતી કે નથી ખોડંગતી ખોડંગતી દોડતી એમાં તો સીધુ ચણતર જોઈએ, વાસ્તવિકતા જોઈએ, લાગણીઓને હેલે ચઢાવે એવું ધીર—ગંભીર પ્રવાહદર્શન જોઈએ માત્ર શૈલી રસાળ હોય એટલુ બસ નથી આપણને વિચાર સરખો ન આવે એવી સ્વપ્નતર આવલિ જોતજોતામાં તો આપણી આસપાસ પથરાવા માંડે. સત્યેન્દ્રનાથને સ્વપ્નામાં જ રાચવુ અને જીવવુ ગમતુ એમનુ બધુ જીવન સ્વપ્નાથી જ ભરેલુ હતુ. તેમને એવુ લખવાથી ખૂબ આનંદ અને રસ પડતો આવી કવિતાઓમાં ઊર્મિનુ પ્રાધાન્ય વધારે જણાય છે. કલ્પના વિના તો એનો તાણોવાણો વણી શકાય જ નહિ

તેમનું ગદ્ય પણ ઊંચા પ્રકારનુ હતુ. બંગાળી ભાષામાં આટલુ સુંદર ગદ્ય બહુ થોડાએ લખ્યુ છે, અને જે લખ્યુ છે તેમની અને સત્યેન્દ્રનાથની રચનાનું દૃષ્ટિબિન્દુ હમેશાં જુદુ રહેતું આવ્યુ છે વૃત્તિમાં ગને વભાવીને વાચકને રસમુગ્ધ કરી દે એવુ સ્વાભ એ ગદ્ય ક્યાંક ક્યાંક એમની કવિતાઓ કરતાં પણ વધુ ઉચ્ચ પ્રકારનું લાગે છે માનવજીવનની ઉત્કટ ભાવનાશીલતાનો અહીં પરમ વિજય છે કેટલાક વિવે-ચકોએ એમના ગદ્યને આંગ્લ નવલકથાકાર રેનાલ્ડ્ઝના ગદ્ય સાથે સરખાવ્યુ છે પણ અમે એ વાતનો ઇન્કાર કરીએ છીએ સત્યેન્દ્રનાથમાં હતુ તે રેનાલ્ડ્ઝમાં કોઈ કાળે ન જ આવી શકે, કારણ કે બન્નેની દિશા જુદી, વસ્તુઓ જુદી, શૈલી જુદી, એકમાં સત્ય ઘટનાઓને એકધારી શૈલીમાં ખેંચી જવી, બીજામાં જનતા આગળ આદર્શ તરીકે મૂકાયેલી વસ્તુને ખૂબ ગંભીરતાપૂર્વક ચર્ચવી ઉત્તર—દક્ષિણ ધ્રુવનો તફાવત

સત્યેન્દ્રનાથે લખેલી 'મશોવરી' એક ઉત્તમ નવલકથા છે જોકે ઘણા લેખકોના એકત્ર બળથી એને પૂરી કરવામાં આવી હતી છતાં એમાં મુદ્દલે કચાશ નથી જણાતી. મૃત્યુ આગમન થોડા દિવસો પહેલાં તેમણે એક બીજી નવલકથા લખવા માંડી હતી પણ તે પૂરી થઈ શકી નહિ તેના કેટલાક પ્રકરણો 'પ્રવાસી'માં કટકે કટકે છપાયાં હતા ઘણું ખરુ સત્યેન્દ્રનાથ આ પત્ર દ્વારા જ પ્રકાશમાં આવ્યા હતા ને સત્યેન્દ્રનાથને લીધે 'પ્રવાસી'ને પણ જેવો તેવો લાભ નહોતો થયો પત્રની પ્રગતિ એકલા આકર્ષણ ઉપરથી નથી થતી. એમાં લેખકોનો હિસ્સો પણ હોય છે આ વાત બંગાળી પત્રકારો જેટલા પ્રમાણમાં જાણે છે એટલા પ્રમાણમાં આપણે જાગૃત થઈએ તો આપણા લેખકોની સ્થિતિમાં જબ્બર પરિવર્તન થાય અને વિકાસ વધે સત્યેન્દ્રનાથ 'પ્રવાસી'ના સારામાં સારા લેખક ગણાતા.

તેમનુ જીવન તપાસતાં જણાઈ આવે છે કે ઘણા જ શુદ્ધ આચરણવાળો એ માણસ હતા એમનો સ્વભાવ શાંત અને મળતાવડો હતો વિનયી, દયાવાન અને ખૂબ ઊંચા સંસ્કાર પામેલા સત્યેન્દ્રનાથને બંગાળ એક સંત પુરુષ તરીકે આજે પણ પિછાને છે સાદાઈ અને સ્વચ્છતા એમને વધુ પ્રિય હતાં પ્રકૃતિ જેવું અતિ પવિત્ર જીવન જીવવુ તેમને વધારે ગમતુ અને એમાં જ રાચનારો એ કુદરતનો બાળક હતો. આપણી એમને વંદના હો।

*

જે 'મિનિટો' રાખે અને કલાકોના કલાકે ગુમાવે તેનુ નામ 'કમિટી'

# શકુન્તલાની સખીઓ

અજ્ઞાત

શાકુન્તલમા વર્ણન છે ·

સ્રષ્ટાએ ચંદ્રનું બિંબ લીધું ને કોમળ લતાઓ લીધી, વેલમાંથી વૃક્ષને વળગતી પાતળી ડાંખળી લીધી, બાળકની નાજુકતા અને પુષ્પનો પરાગ લીધો, હળવાં પત્રો લીધાં અને ગજદેહનો ઢાળ લીધો, મૃગનાં નયન કટાક્ષ લીધાં અને મધુકરનાં ઝૂંડ લીધાં, સૂર્યકિરણની મગ્નતા લીધી ને મેઘનું રુદન લીધું, વાયુની અસ્થિરતા લીધી અને સસલાનો ભય લીધો, વજ્રની કઠોરતા લીધી અને મધુની મિષ્ટતા લીધી, મોરનો ગર્વ લીધો અને શુકહૃદયની કોમળતા લીધી, વાઘની ક્રૂરતા અને અગ્નિની ઉગ્રતા લીધી, હિમની શીતલતા, કોયલનો ટહુકાર, બગલાનો દંભ અને ચક્રવાકની પ્રેમપરાયણતા ય લીધાં, અને આ સર્વનો સમન્વય કરી સ્રષ્ટાએ નારીનું સર્જન કર્યું એ જેટનું 'શતપથ બ્રાહ્મણ'માં ઉલ્લખાયું છે એ બધાને મૂર્ત સ્વરૂપ આપ્યું છે કવિ કુલગુરૂ કાલિદાસે અભિજ્ઞાન શાકુન્તલમાં શકુન્તલાનું પાત્ર સર્જીને પણ નાટક ભજવાનું હોય ત્યારે માત્ર મુખ્ય પાત્રથી જ સમગ્ર વસ્તુનું નિરૂપણ થતું નથી, મૂળ પાત્રની સાથે મહત્ત્વનાં પાત્રો સંકળાયેલાં હોય છે, અને વસ્તુવિકાસમાં તેમનો ભાગ ઓછો ઉપયોગી હોતા નથી જેને 'આડ-પાત્રો' Supporting side characters આપણે કહીએ છીએ તેમના ઉપર મોટો ભાર નાખવાની કુશળતા બહુ થોડા કવિઓને વરેલી હોય છે અને આવાં પાત્રો દ્વારા વાસ્તવનો અને સૂચનનો સંયોગ એ કાલિદાસની વર્ણનશૈલીનું અનોખું લક્ષણ છે

આ પાત્રો મૂળ પાત્રની મનોવેદનાને એકદમ પારખી લે છે. પ્રધાન તત્ત્વને પકડીને તેની આસપાસ કલ્પના અને ચિરંજીવ શબ્દચિત્રો ખડાં કરી દે છે લાંબા લાંબા સંવાદો લખવા એ એક કાળે નાટ્યભૂમિની વિશિષ્ટતા રહી હતી, પરંતુ મર્મભેદી, અર્થ-ગંભીર અને થોડા શબ્દોમાં ઝણું કહી દેવામાં અભિજ્ઞાન શાકુન્તલનાં પાત્રો વિશિષ્ટ સ્થાન ભોગવે છે આ પાત્રોના સંવાદોમાં ઔચિત્ય, મીઠાશ અને સચોટપણું દેખાય છે

જરૂર પૂરતાં પાત્રો, લાઘવભરી ઉક્તિ, પાત્રોનો પ્રવેશ અને તેમનું ગમન એ બધાં એટલાં તો સ્વાભાવિકપણે રજૂ થાય છે કે આ પાત્રો પોતાની આસપાસ એક નૈસર્ગિક વાતાવરણને ખડું કરી દે છે, અને મૂળ પાત્રો કરતાં પણ આ પાત્રો વધુ રસિક બની જાય છે એક પ્રસંગને વળી લેતાં મુખ્ય પાત્રની આસપાસ આ પાત્રો ફરતાં હોય છે, પરંતુ દરેક પાત્રનો અવકાશ મર્યાદિત હોવાથી તેનો વિકાસ કરવાની કળા કઠિન હોય છે અને તેથી પ્રસંગ અને આયોજન બન્ને તત્ત્વો મહત્ત્વનાં છે પાત્રોના આયોજનનું અઘરું કામ સિદ્ધ કરવામાં કવિ કુશળ હોઈ, સંવાદની છટા, સચોટતા અને તે દ્વારા રસ—જમાવટ આ પૂરક પાત્રો કરતાં હોય છે

વાર્તાની ક્રિયાને વેગ આપવામાં પણ પૂરક પાત્રોનો ફાળો ઓછો હોતો નથી સંસ્કૃત સાહિત્યના સર્વશ્રેષ્ઠ કવિ તરીકે જેને એક કંઠે સ્વીકારવામાં આવે છે તે કાલિદાસ કથાનકનો વિકાસ કરવાનું અસાધારણ કૌશલ ધરાવે છે પાત્રોને બહેલાવવાની તેની અદ્‌ભુત શક્તિ છે દરેક પૂરક પાત્રને પોતપોતાનું વ્યક્તિત્વ આપી તે તાદૃશ બનાવે છે અને જો તે પાત્રને નાટકમાંથી કાઢી લેવામાં આવે તો આખું નાટક છિન્નરસ થઈ જાય એવું લાગ્યા વિના રહે નહિ

કાલિદાસનાં નાટકોનાં પૂરક પાત્રો, લગભગ આખા નાટકને — શરૂઆતથી માંડીને અંત સુધી ઊંચકતાં હોય છે એ પાત્રો જ જાણે કે નાટકનું મધ્યબિંદુ બની રહે છે. કેશી દાનવે ઉર્વશીની સાથે જે ચિત્રલેખાનું હરણ કર્યું, તે ચિત્રલેખા પ્રત્યેક અંકમાં ઉર્વશીની સાથે એના પડછાયાની જેમ ઊભેલી ને ઉર્વશીની પ્રત્યેક પ્રણયપ્રવૃત્તિમાં અગત્યનો ભાગ ભજવતી દેખાય છે પહેલા અંકમાં ઉર્વશીને પુરૂરવા પ્રેસેથી

ખસવું ગમતું નથી ત્યારે તે કહે છે

ઉર્વશી અરે જો, તો ખરી આ લતાની ડાળીમાં મારી વૈજયંતીમાળા ભરાઈ ગઈ, ચિત્રલેખા, એને છૂટી તો કર.

ચિત્રલેખા અરે, આ તો બહુ વિચિત્ર રીતે ભરાઈ ગઈ છે એમાંથી એને મુક્ત કરવાનું કામ મુશ્કેલ છે છતાં પ્રયત્ન કરું

આમાં વ્યંગ્યાર્થ છે, પણ એની પાછળ ઉર્વશીને મદદ કરવાની વૃત્તિ દેખાઈ આવે છે ચિત્રલેખા ઉર્વશીને પુરૂરવાને સોંપીને જ્યારે જવાની તૈયારી કરે છે ત્યારે તે પુરૂરવાને કહે છે.

ચિત્રલેખા. વસંતના અંત પછી ગ્રીષ્મઋતુમાં મારે ભગવાન સૂર્યનારાયણની પૂજાનું વ્રત છે એટલે હું જાઉં છું, પણ તમે એને સ્વર્ગ યાદ ન આવે એવું કરજો

આમ ડગલે ને પગલે ચિત્રલેખા—નાટકનું પૂરક પાત્ર હોવા છતાં જાણે કે પોતે જ મુખ્ય પાત્ર હોય એ રીતે પોતાની મહત્તા પુરવાર કરે છે

- અભિજ્ઞાન શાકુન્તલ લઈએ

આ નાટકમાં ત્રણ ઋષિઓ આવે છે— કણ્વ, દુર્વાસા અને મારીચ. દુર્વાસાનું કેવળ એક જ વાક્ય દુર્વાસાના ક્રોધી સ્વભાવનું ચિત્ર ખેંચી આપે છે કણ્વના શાર્ઙ્ગરવ અને શારદ્વત જેવા બે શિષ્યો આ નાટકનાં પૂરક પાત્રો છે આ બન્નેનાં વ્યક્તિગત લક્ષણો સ્પષ્ટ ઊપસે છે, પણ શકુન્તલાની બે પ્રિયસખીઓ 'અનસૂયા' અને 'પ્રિયંવદા'નાં પૂરક પાત્રો તો અભિજ્ઞાન શકુન્તલાની ચરિત્રનાયિકા 'શકુન્તલા' જેટલી જ અમર અને વાસ્તવિક છે.

પ્રિયંવદા અને અનસૂયા

નાની તળાવડીમાં ખિલેલા નીલકમલ જેવી શકુન્તલાનાં રૂપ સમોવડી આ સખીઓ ધીરોદાત્ત રાજા દુષ્યન્તને પણ વિમાસણમાં મૂકી દે છે કે આ ત્રણમાં મુખ્ય પાત્ર કોણ છે! 'શુદ્ધાન્તદુર્લભમિદં વપુ:' શું સુંદર એનું રૂપ! રાજાને મનનો ઉપવનની વેલીઓ એટલે જ સુંદર રાણીવાસની સ્રીઓ જ રૂપમાં સર્વોત્કૃષ્ટ એવો ભાવ છે, પણ આ ત્રણેને જોઈ તે કબૂલે છે કે 'દૂરીકૃતા ખલુ ગુણૈ: ઉદ્યાનલતા વનલતાભિ:' આ ઉપવનલતાઓને વનલતાઓ ખરેખર ગુણમાં ટપી ગઈ રૂપગુણના સમન્વયમાં આ બન્ને પૂરક પાત્રો પોતાની ચાતુરીનો પરિચય અંત સુધી બતાવે છે

રાજાને કેમ જાણ થાય કે શકુન્તલા વનકન્યા નથી, કોણ એના તાત છે? કોણ એને અહીં લાવ્યું આ એકલી ફરતી મુગ્ધાના વાલી—પિતા અને આશ્રમના માલિક કોણ અને ક્યાં છે! પૂરક પાત્રો અહીં સાર્થક છે એક નાનકડા વાક્યમાં આ રહસ્યસ્ફોટ અનસૂયા કરે છે

'હલા શકુન્તલે! ત્વત્તોઽપિ તાતકાશ્યપસ્ય
આશ્રમવૃક્ષકા પ્રિયતરા ઇતિ તર્કયામિ'

શકુન્તલા! આશ્રમનાં વૃક્ષો તારા કરતાં પણ તાત કશ્યપને વધુ પ્રિય છે, કારણ કે નવમાલિકાની કુસુમકળી જેવી કુમળી એવી તને પણ ક્યારા ભરવામાં નિયુક્ત કરી છે

ઉદ્યાનમાં વૃક્ષસિંચન કરતી સખીના આ વાક્યમાં મોગરા—ચમેલીની ઋતુ ગ્રીષ્મકાળ, શકુન્તલાની સુકુમારતા, કણ્વ ઋષિ માટે તાતનું સંબોધન, શકુન્તલાનો તેમની સાથેનો સંબંધ — અને તેમની ગેરહાજરી બધું સૂચવી દેવામાં અનસૂયા એક પૂરક પાત્ર છતાં નાટકનો ઉપાડ કરે છે પણ આ બધામાં શકુન્તલાને સુકુમારતા છે, પણ એની વય કેટલી છે એ ક્યાં? પ્રિયંવદાના પાત્રને કવિ નાટકમાં લાવવા માગે છે પ્રિયંવદાએ બાંધેલી કંચુકી અંગે ફરિયાદ કરતી શકુન્તલાને પ્રિયંવદા કહે છે 'યૌવનં ઉપાલભસ્વ, માં કિં ઉપાલભસે' તારા યૌવનને ઠપકો આપ, મને શું કામ વગોવે છે!

શકુન્તલા અવિવાહિત હશે કે કેમ એ પ્રશ્નનો પણ કવિએ પૂરક પાત્ર દ્વારા કુશળતાપૂર્વક ચતુરાઈથી ઉત્તર રજૂ કર્યો છે કેસર વૃક્ષને નવાં પાંદડાં આવ્યાં છે, નવાં પાંદડાં જાણે કૂણી આંગળીઓ હોય એવાં લાગે છે અને આ આંગળી દ્વારા જાણે બોલાવવામાં આવતી હોય એમ શકુન્તલા જણાવે છે યૌવનનો સા

પ્રિયંવદા પારખી જાય છે અને કહે છે: 'તેથી જ થોભ.' કારણ શકુન્તલા પૂછે છે અને પ્રિયંવદા ખુલાસો કરે છે: 'યાવત્ ત્વયોપગતયા લતયા સનાથ ઇવાયં કેસરવૃક્ષકઃ પ્રતિભાતિ' કારણ...નું ત્યાં ઊભી હોવાથી આ કેસરવૃક્ષ જાણે લતાયુક્ત...એ વૃક્ષ...નું વેલડી... 'સનાથ' શબ્દનો પ્રયોગ કરીને આખી ઘટનાનો ઉપાડ આ પાત્ર દ્વારા કરવામાં કૌશલ દાખવવામાં આવ્યું છે.

અને શકુન્તલાને એ કેટલું મીઠું લાગ્યું! 'અતઃ ખલુ પ્રિયંવદાસિ ત્વમ્' – સાચે જ તું પ્રિયંવદા છે–પ્રિય બોલનારી છે.

લતા અને વૃક્ષની જોડીનો સંયોગ થયો છે વનજ્યોત્સ્નાના તાજાં ફૂલોને લીધે યૌવનમાં છે અને પ્રિયંવદા શકુન્તલાના મનોભાવને રજૂ કરે છે અને શકુન્તલા કણ્વની દુહિતા–ઋષિકન્યા નથી એ આખી રહસ્યઘટનાઓ જાણે સ્ફોટ કરતી હોય એમ કહે છે. આ વનજ્યોત્સ્ના જેવી રીતે હું પણ...'આત્મનઃ અનુરુપં વરં લભેયેતિ'...મને મનગમતો પતિ મેળવું એ જ તારો ભાવ છે ને?

એકાંત સ્થાન, મદભર યૌવન, જૂઈ–મોગરાની ઋતુ અને પ્રીતભરી કેલિમાં શકુન્તલાના મનોભાવ અને અનુરૂપ વર મેળવવાની ભાવનાને પકડી લઈને જ, ભમરો જ્યારે પીડી રહ્યો હોય છે ત્યારે કોઈ રક્ષણ કરે એ સ્થિતિમાં સહસા 'દુષ્યન્ત આક્રન્દસ્વ' એમ કહીને દુષ્યન્ત શકુન્તલાને યોગ્ય વર છે એ આખી વસ્તુની રજૂઆત પણ પાત્રો જ કરી જાય છે.

યૌવનમાં સમોવડી આ બે સખીઓ યૌવન – સુલભ ઉદંડતા ભરી નથી. એ બન્ને વિનયી છે, અતિથિ સત્કાર કરનારી છે, ચતુર અને ગંભીર આકૃતિવાળા, મીઠું – પ્રિય બોલનાર પ્રભાવશાળી પુરુષ શકુન્તલાને યોગ્ય છે અને શકુન્તલા–દુષ્યન્તનો સંયોગ કરાવવામાં આ પાત્રોનો ફાળો મહત્ત્વનો બની રહે છે.

અનસૂયા માર્મિક બોલનારી છે, અને તરત જ કહે છે: 'સનાથા ઇયં ધર્મચારિણઃ' ફરી પાછો 'સનાથ' શબ્દ ઉપર ભાર આવે છે, અને કણ્વ કે જે શકુન્તલાને જીવિત સર્વસ્વ ગણે છે તે આપી દેત! એમ કહીને કણ્વની સંમતિ અને પ્રિયવરનું પ્રદાન કરવાની ભાવનાને મર્મપૂર્વક રજૂ કરે છે.

શકુન્તલા કોણ? કોની પુત્રી? કણ્વ પાસે ક્યાંથી? રાજાના મનમાં આવા અનેક પ્રશ્નો રાજા કેવી રીતે સીધે સીધી રીતે શકુન્તલાને પૂછી શકત? અહીં પૂરક પાત્રો સાંકળનું કામ બજાવે છે. આખી ઘટનાનો સ્ફોટ કરે છે: 'દૂરીભાવકાતરં મનઃ' રાજાના હૃદયની મૂંઝવણ ટાળે છે અને પ્રિયંવદા 'ધર્મચરણેઽપિ પરવશોઽયં જનઃ'. પણ 'અનુરૂપવર પ્રદાને સંકલ્પઃ' – તાત કાશ્યપનો યોગ્ય વરને આપવાનો સંકલ્પ છે એમ જણાવી રાજાનો સંદેહ દૂર કરે છે.

શકુન્તલાના હૃદયમાં જાગેલા મનોભાવને પકડીને અનુકૂળ એકાંત આપવાનું પણ પ્રિયંવદા રચે છે. રાજા વીંટીની ભેટ આપે છે અને આખા નાટકની ગૂઢ વસ્તુ પ્રિયંવદાના પાત્ર દ્વારા રજૂ થાય છે: 'તેન હિ ન અર્હતિ અંગુલિયકમ્ અંગુલિવિયોગમ્'–ખરેખર આ વીંટીને આંગળીનો વિયોગ થાય તે યોગ્ય નથી.' કેટલું બધું રહસ્ય છે આ પાત્રના ઉચ્ચારણમાં અને પ્રત્યભિજ્ઞાનની વસ્તુની ઉપયોગિતાનો કેવો સુંદર નિર્દેશ છે!

આમ આ પૂરક પાત્રો કેટલાં નજીક છે? છતાં કેટલાં દૂર છે?

*

સંત: હું આજે ખોટું બોલનારાઓ પર ભાષણ કરવાનો છું. પણ તે પહેલાં જે શ્રોતાઓ અહીં આવ્યા છે તેમને એક પ્રશ્ન પૂછી લઉં. તમારામાંથી કેટલા વિદ્વાન સાધકોએ ગીતાનો વીસમો અધ્યાય વાંચ્યો છે.

શ્રોતાઓમાંથી લગભગ તમામે આંગળી ઊંચી કરી.

સંત: આજે હું તમારા બધાં પર જ બોલવાનો છું, ગીતાના તો અઢાર જ અધ્યાય છે.

# સાચા સ્નેહ માટે

આપણે જેમને સ્વજન–પ્રિયજન માનીએ તેમની ને આપણી વચ્ચે દરેક બાબતમાં એકમતિ જ હોવી જોઇએ એવો જો આગ્રહ સેવાય તો લાખ પ્રયત્ને પણ પ્રેમ ટકી શકે નહિ. સ્વજન શું કે પરજન શું, જ્યાં દેહ, મન, આત્મા જુદાં ત્યાં વિચારવર્તનમાં ભેદ રહેવાનો જ. આ વિશ્વમાં કોઈ બે માનવી એકસરખી આકૃતિના ન મળે તો એકસરખી પ્રકૃતિનાં તો મળે જ ક્યાંથી? આપણે જો સ્નેહસંબંધ બાંધવા કે ટકાવવા માગતા હોઇએ તો સર્વ પ્રથમ આપણા સ્નેહીના આપણાથી ભિન્ન અને સ્વતંત્ર એવા વ્યક્તિત્વનો સ્વીકાર કરી લેવો જોઇએ.

ઘણીવાર એવું બને છે કે અમુક વિચારો અને અથવા રસોની બાબતમાં ઐક્ય દેખાતાં હૃદયમાં પ્રેમના ભાવો જાગી ઊઠે છે. આ ભાવો થોડો સમય સ્થિર થાય અને મતભેદ કે ભિન્ન રુચિના પ્રદર્શનનો પ્રસંગ પેદા ન થાય તો લાગણીનો–મૈત્રીનો સંબંધ એમાંથી પ્રગટી આવે છે. સ્નેહની સાથે માણસના મનમાં સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે માલિકીનો ભાવ જાગે છે. પ્રેમને કંઈક અધિકાર હોય છે ખરો, પરંતુ સ્નેહનો હક્ક અને માલિકીનો ભાવ એ તદ્દન નિરાળી બાબત છે. આ ભાવનું પ્રદર્શન વિવિધ રીતે થતું હોય છે. એ ભાવમાંથી ત્યાગ ને સ્વાર્પણ પણ પેદા થાય છે. આવા પ્રદર્શન વખતે આપણને ખાતરી થઈ જાય છે કે આપણો પ્રેમ સાચો છે, વિશુદ્ધ છે, સ્વાર્થરહિત છે, પરંતુ જ્યારે મતભેદ કે ભિન્ન રુચિ દેખાય છે ત્યારે પ્રેમનું સાચું સ્વરૂપ અથવા તો આપણા મનની સાચી સ્થિતિ પ્રગટ થયા વિના રહેતી નથી.

મતભેદ ને રુચિભેદ વખતે પણ જો આપણે ત્યાગ ને સ્નેહ જાળવી શકીએ તો પ્રેમમાં સચ્ચાઈ છે એમ જરૂર કહી શકાય, પરંતુ એવું કેટલા ઓછા લોકો કરી શકે છે? સામાન્ય માનવીઓ તો એવી સ્થિતિમાં પોતાનાં ત્યાગ, સ્વાર્પણ ને સ્નેહ માટે ખેદ ને દુઃખની લાગણી અનુભવે છે. માલિકીનો ભાવ પ્રબળ હોય તો દ્વેષ ને રોષનો ભોગ પણ તે બને છે. એ ભૂલી જાય છે કે સ્નેહીનો દેહ જુદો છે, મન જુદું છે, આત્મા જુદો છે, અરે, સંસ્કાર ને વાતાવરણ પણ જુદાં છે એટલે રુચિ ને વિચારનું જુદાપણું તદ્દન સ્વાભાવિક છે.

અલબત્ત, આવી સ્વતંત્રતા અથવા ભિન્નતાનો આપણે સ્વીકાર કરવો જોઇએ તેમ આપણી સાથે પ્રેમસંબંધ બાંધનારે પણ તેનો સ્વીકાર કરવો ઘટે. એ આપણા રુચિભેદ કે વિચારભેદને સાંખી શકે નહિ તો એના પ્રેમમાં પણ કંઈક ખામી છે એમ સમજવું જોઇએ.

આનો અર્થ એ નથી કે મતભેદ અને રુચિભેદ હોવાં જ જોઇએ અને હોય ત્યાં તેનું નિરાકરણ કરી એકતા પ્રગટ કરવાનો પ્રયાસ ન કરવો જોઈએ. પ્રેમ અને એમાંથી પ્રગટતા કર્તવ્ય માટે એકતાનું પ્રમાણ વધારવાની જરૂર છે, પરંતુ આવી એકતા માટે ખુલ્લા દિલની ચર્ચા–વિચારણા ને એકબીજાને સમજવાના પ્રયાસો સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકાર વિના સારી રીતે થઈ શકે જ નહિ એકતા આવશ્યક છે, પરંતુ તે સમજપૂર્વકની હોય, ઉપરથી લદાયેલી નહિ. એ એકતાનો જન્મ પ્રેમ ને જ્ઞાનમાંથી થવો જોઈએ, ભય ને શંકામાંથી નહિ. જો સાચા મિત્રો કે પ્રેમીઓ બનવા કે બની રહેવા માગતા હોય તે સર્વ પ્રથમ એકબીજાના સ્વતંત્ર ને નિરાળા વ્યક્તિત્વનો સ્વીકાર કરે અને પછી સ્નેહ ને સહાનુભૂતિ સાથે આંતરિક એકતાના પ્રયાસો સાધે.

વાઘ ઉપર સવારી કરનાર નીચે ઊતરી શકતો નથી.

પૃષ્ઠ ૫૨ થી ચાલુ ]

## આરબ સંઘ રાજ્ય

આરબ રાજ્યોએ ભૂતકાળમાં સંઘ રચવાનો પ્રયત્ન કરી જોયો છે. નાસેરના વખતમાં ઈજીપ્ત–સિરિયાનું જોડાણ થયું હતું પણ તે અલ્પજીવી નીવડ્યું. હવે ફરીથી ઈજીપ્ત સીરિયા અને લિબયા ત્રણે મળીને એક સંઘરાજ્ય તરીકે અસ્તિત્વમાં રહેવા માગે છે. ઈઝરાઈલ સામે દુશ્મનાવટને કારણે તેઓ નજીક આવવાનું પસંદ કરે છે. આરબરાજ્યોમાં નેતાગીરીનો અભાવ છે અને વિશેષ તો ધાર્મિક ઝનૂના તથા દ્વેષબુદ્ધિથી તેમના કાર્યોને પ્રેરણા મળતી હોય છે. પાકિસ્તાન, ઈરાન અને તુર્કી પણ આ દિશામાં વિચારી રહ્યા છે, અને તેમને ઈસ્લામી સામ્રાજ્યનું મહાસ્વપ્ન વર્ષોથી પ્રેરણા આપી રહ્યું છે. ભારતે પણ હવે આ દિશામાં હલચલ શરૂ કરી દેવી જોઈએ. ભલે કોઈ નક્કર પરિણામ તાત્કાલિક ન આવે. સિલોન, નેપાળ બર્મા, મલેશિયા જોડે આપણે ભૂતકાળમાં સાંસ્કૃતિક સંબંધો હતા અને જાવા સુમાત્રા સુધી વિસ્તરેલા હતા. આ પુરાણા સંબંધોને ફરી સ્થાપવા તેમજ આ દેશો સાથેના સાંસ્કૃતિક સંબંધોને તાજા કરવા માટે વિનિમય ખૂબ જરૂરી છે. બીજા દેશોની આંતરિક બાબતમાં ડખલ ન કરવાની ભારતની મનોવૃત્તિએ જગતમાં તેને એકલું પાડી દીધું છે. હવે આ આખી વાત ફેર વિચારણા માગે છે. થાઈલેન્ડ, કંબોડિયા, ઈન્ડોનેશિયા, સિંગાપુર સુધી ભારતની લાગવગ પહોંચવી જોઈએ. જેમ ચીનની પહોંચે છે તેમ.

## પોસ્ટ દ્વારા શિક્ષણ

મુંબઈ યુનિવર્સિટીએ સ્નાતક તેમજ અનુસ્નાતક કક્ષાઓ માટે ટપાલ દ્વારા શિક્ષણ આપવાનો કાર્યક્રમ વિચાર્યો છે તે ભારે ઉપયોગી બનશે. સવાર સાંજની કોલેજો હોવા છતાં ઘણા ઇચ્છુકો આ પદવી લઈ શકતા નથી. પોસ્ટ દ્વારા શિક્ષણનો કાર્યક્રમ પશ્ચિમના દેશોમાં ખૂબજ વ્યાપક છે. તેવી જ રીતે રેડિયોના માધ્યમદ્વારા પણ શિક્ષણ આપી શકાય છે. આ બન્ને શક્યતાઓનો વિપુલ ઉપયોગ ભારતમાં થઈ શકે તેમ છે. માત્ર કોલેજો અને શૈક્ષણિક સંસ્થાઓની વૃદ્ધિ કરવાથી જ શિક્ષણનું પ્રમાણ વધે છે એવું નથી. આ પ્રમાણને વધારવું હોય તો અન્ય માધ્યમોનો ઉપયોગ અનિવાર્ય છે મુંબઈ યુનિ.ને પગલે ગુજરાત અને સૌરાષ્ટ્ર યુનિ. પણ આ પ્રયોગ અજમાવે તેમ ઈચ્છવું રહ્યું.

## સોયુઝ–૧૦

અવકાશ કાર્યક્રમની સિદ્ધિમાં અમેરિકા અને રશિયા વચ્ચે જેમ હરીફાઈ રહેલી છે તેમ લક્ષ્યાંકની બાબતમાં પણ તેમની વચ્ચે ભેદ રહેલો છે. ચંદ્રની ધરતી ઉપર પહોંચી જવા અમેરિકાએ આધળુકિયા કર્યા અને ગમે તેટલા ખર્ચે તે સિદ્ધ કરી બતાવ્યું પરંતુ રશિયાએ તેની "લુનોખોડ" ગાડી ચંદ્ર ઉપર ઉતારીને અમેરિકાની સિદ્ધિને ઝાંખી પાડી દીધી. તેવી જ રીતે હવે અવકાશમાં સ્થાયી મથકો સ્થાપીને તેમજ તેની સાથે વ્યવહાર થઈ શકે અને આ અવકાશ મથકમાં માનવી લાંબો સમય રહીને વધુ સંશોધન કરી શકે અને અવકાશના રહસ્યો મેળવી શકે તે દિશામાં પોતાના પ્રયત્નોને સફળ બનાવવામાં રશિયા કટિબદ્ધ બન્યું છે તે સોયુઝ–૧૦ના પ્રયોગે બતાવી આપ્યું છે. અવકાશ મથકો સ્થાપીને ત્યાં પુરવઠો પહોંચતો કરી શકાય તો વિશેષ સંશોધન સ્વસ્થતાથી થઈ શકે.

## ક્રિકેટમાં સિદ્ધિ

આ વખતે વેસ્ટ ઈન્ડીઝ સામે ભારતીય ક્રિકેટ ટીમે ઘણો સારો દેખાવ કર્યો, અને રબ્બર જીતી શક્યું તે એક ઐતિહાસિક ઘટના છે. ખેલાડીઓની પસંદગી ઉપરાંત નેતાગીરી આમાં મહત્વનો ભાગ ભજવે છે. અજીત વાડેકરે સુકાની તરીકે પ્રશંસ્ય વર્તણુક રાખી અને યુવાન લોહીને પ્રતિનિધિત્વ આપવામાં સારી વિવેકબુદ્ધિ વાપરી. પરિણામે ગાવસ્કર જેવા નવલોહિયાની શક્તિનો પરચો જગતને મળ્યો. હોકીમાં વિશ્વનેતૃત્વ ભારતે ગયે વખતે ગુમાવ્યું તે આ વખતે ક્રિકેટમાં પાછું મેળવ્યું તે અવશ્ય ગૌરવપ્રદ છે. ખેલકૂદના ક્ષેત્રે અવનવી પ્રતિભાઓ જન્મ લેતી જાય છે અને "બહુરત્ના વસુંધરા"ની પ્રતીતિ કરાવી જાય છે તેવું જ રાજકીય ક્ષેત્રે અને રાષ્ટ્રના નવનિર્માણમાં પ્રતિભાના ચમકારા બતાવે એ ક્ષણની રાહ જોવી રહી.

## પ્રેમનો તંત

લેખક : શ્રી ચંદ્રવદન મહેતા
પ્રકાશક : માહિતીખાતું, ગુજરાત રાજ્ય અમદાવાદ
પાનાં ૨૫૦

પૂ. ગાંધીજીના જીવનના ચૌદ યાદગાર પ્રસંગોને શ્રી ચંદ્રવદન મહેતાએ નાટયાત્મક રૂપકોમાં રજૂ કર્યા છે. સૌથી છેલ્લા નાટક–રૂપકનું નામ છે 'પ્રેમનો તંત' જે આ પુસ્તકનું શીર્ષક બને છે. માત્ર કોઈ આજન્મ કલાકાર કે સર્જક રચી શકે તેવી સુંદર કરુણ ભાવવાહી આ જીવનકથાને આથી વધુ સારી રીતે, કલાત્મક રીતે, અને સચોટ રીતે ભાગ્યે જ અન્ય કોઈ લખી શક્યું હોત. ગાંધીજીના જીવનને ન્યાય આપવો તે એક અશક્ય પ્રયત્ન છે પણ શ્રી ચંદ્રવદન મહેતાએ આ કામગીરી હાથ ધરવામાં તેમની કારકિર્દીની શ્રેષ્ઠ પળો જીવી બતાવી છે. કદાચ પ્રસંગોને ચૂંટી કાઢવામાં જ કોઈ સાધારણ સર્જક થાપ ખાઈ ગયો હોત. જે પ્રસંગો ૨૯ થયાં છે તેમાં મૅટ્રિક અને મોહનદાસથી શરૂ કરી, 'ભાઈબહેન,' 'વિદ્યાભ્યાસ અને ભણતર,' અદાલત અને વકીલાત, સત્યાગ્રહનો ઉદ્‌ભવ, પહેલી કુચ ૧૯૧૩, 'ચંપારણ્ય ૧૯૧૭,' 'આશ્રમ સંસ્થાપન,' 'દાંડીકૂચ ૧૯૩૦,' 'હૈયાવરાળ (તમે ટળો) ૧૯૪૨,' 'અગ્નિપરીક્ષા ૧૯૪૭, જેવા નાટકોમાં ગાંધીજીના જીવનના સત્યપ્રસંગો આવી જાય છે. 'ભાઈબહેન' પ્રકરણમાં ગાંધીજીના મોટા બહેન રળિયાતબહેનને અંતરીક્ષમાંથી બોલતા બતાવી અને ચોરી કરતા બે વિદ્યાર્થીઓને શ્રોતા સમક્ષ રાખી, ગાંધીજીએ ચોરી કરેલી તે પ્રસંગ રજૂ કરવામાં ચંદ્રવદનની સર્જકતા ગજબની કરુણાભીની બની રહે છે. તેવી જ રીતે પ્રેમનો તંતમાં, ગાંધીજી અગાઉ સ્વર્ગમાં સંચરેલા જગદંબા કસ્તૂરબાને કૃષ્ણ, જરથુસ્ત્ર, બુદ્ધ, જીસસ, અરૂંધતી, મીરાબાઈ મૈત્રિયી, ચિત્રગુપ્ત, સૌ મળીને વિશિષ્ટ સ્થાન આપવા મથે છે ત્યાં ભગવદ્‌મંડળીમાં મહાત્મા મોહનદાસ આવી ચડતાં તેમનો ગૌરવયુક્ત સત્કાર થાય છે અને બા બાપુના સ્વર્ગમાં સાથે દર્શન થતાં, સ્વર્ગની વિભૂતિઓ આનંદવિભોર બને છે.

'પ્રેમનો તંત' પુસ્તકની કિંમત લખી નથી તે સૂચક છે. આવા પુસ્તકની કિંમત આંકવી એ કઠિન કાર્ય છે. પણ વાચક તો પહેલે પાનેથી જ તેની કિંમત મનમાં આંકી લે છે.

## કૃષ્ણાવતાર ખંડ–૫

શ્રી કનૈયાલાલ મુનશી : પ્રકાશક :
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાનાં. ૨૪૦ કિંમત રૂા ૪.૭૫

'કૃષ્ણાવતાર'ની કથા આગળ વધે છે તેમ તેમ શ્રી મુનશીજીની કલમે કૃષ્ણનું નવ મૂલ્યાંકન થતું જાય છે પાંચમાં ખંડમાં જાંબુવાનની પુત્રી રોહિણી તથા સત્રાજીતની પુત્રી સત્યભામા સાથે કૃષ્ણનું જીવન જોડાય છે તે વાત પ્રધાનપણે આવે છે. સ્યમંતક મણિના વાત પુસ્તકના કેન્દ્રમાં રહે છે.

પાંચમો ખંડ વિસ્તારની દષ્ટિએ વધુ જગ્યા રોકતો નથી કથાનો પ્રવાહ વહેતો રહે છે પરંતુ વિષયની જાણકારી પ્રચલિત હોવાને કારણે વસ્તુ નાવિન્ય અથવા કુતૂહલ વિશેષ રહેતાં નથી. છતાં સંવાદોની ચમત્કૃતિને લીધે વાચક કથા માણી શકે છે. હવે તો શ્રી મુનશીજી લખી ગયા છે તેટલાં જ આગળના પ્રકરણોની રાહ જોવી રહી.

## 'નવચેતન' નવલિકા અંક

તંત્રી શ્રી ચાંપશીભાઈ ઉદેશી
નારાયણનગર, સરખેજ રોડ, અમદાવાદ
પાનાં ૧૨૪ મૂલ્ય રૂા. ૧૨૫

એપ્રિલ ૧૯૭૧નો અંક નવલિકા અંક તરીકે બહાર પડયો છે. આ માસિક આ વર્ષે તેનો સુવર્ણ

મહોત્સવ ઉજવે છે, સાથે સાથે તેના વિદ્વાન તંત્રી આયુષ્યના ૮૦માં વર્ષમાં પ્રવેશે છે એમ બેવડી રીતે મહત્ત્વ ધારણ કરે છે, તે નિમિત્તે તંત્રી શ્રી તરફથી જે વાત રજૂ થઇ છે તે વાચીને ગુજરાતી ભાષાનો પ્રેમી અવશ્ય ગૌરવ અનુભવે તેવો કઠીસંઘ ઇતિહાસ અને જે વીલી સુઝીમાંથી આ માસિક બહાર નીકળ્યું છે તેની રસિક કહાણી પુરુષાર્થની ભવ્યતાને અંજલિ અર્પી રહે છે નવલિકા અંકમાં ખ્યાતનામ કલમોની પ્રસાદીમાં શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટની "ત્રીશી પછીની ગુજરાતી ટૂંકી વાર્તા," 'પેટલીકરની વાર્તાના કેટલાંક પાત્રો (જયંત શાહ), "આજની નવલિકા–ભાવકની દૃષ્ટિએ (શ્રી જશવંત મહેતા), "નવોદિતોની મર્યાદાઓ,' "નવલિકાના ઘટક તત્વો" ઇત્યાદિ ગણાવી શકાય. શ્રી ગુલાબદાસ બ્રોકર "દાંપત્ય"માં જીવનની વિદાય લેતા અને જીવનની શરૂઆત કરતા બે પાત્રોની કથા સરસ રીતે કહી જાય છે. "૨૧ હાજી મહમ્મદના બાર કલાક"માં શ્રી ચાંપશીભાઇ ગુજરાત સૌ પ્રથમ ભેખધારી તંત્રીના જીવનની કરુણતા ગુજરાત સમક્ષ પ્રથમવાર રજૂ કરી એક આંચકો આપી જાય છે અને જીવનની કેવી વિટંબણા વચ્ચે "વીસમી સદી" હાજી ચલાવતા તેનો કરુણ ખ્યાલ વાચકને આપે છે.

નવચેતનના તંત્રી તરીકે ચાંપશીભાઇની નિયમિતતા અને સિદ્ધાંતપ્રિયતા અજોડ છે. તેઓ એક 'Mission' તરીકે જ આ માસિક ચલાવે છે. પ્રજા સમક્ષ–વાચકો સમક્ષ કોઇ હીણી વસ્તુ ન ધરવી તેની ખાસ તકેદારી તેઓ રાખે છે. તેમણે નવલકથાઓ, નવલિકાઓ, નાટકો સારી સંખ્યામાં લખ્યાં છે. હમણાં હમણાં ચિંતનપ્રધાન સાહિત્ય તેઓ આપતા રહ્યા છે. આ વર્ષે સુવર્ણમહોત્સવ નિમિત્તે એક ખાસ અંક બહાર પાડવાની તેમની મહેચ્છા તે એમને અભિલાષાને અનુરૂપ બની રહેશે તેમાં શંકા નથી

*

## દુ:ખનો નાશ

મહાત્માબુદ્ધ, મહાજ્ઞાની પુરુષ, તેમને ઘણા શિષ્યો હતા. આનંદ નામના એક શિષ્યે એક વખત તેમને પૂછ્યું . "ભગવન્ ! શાસ્ત્રામાં આત્મા શબ્દ વારંવાર આવે છે.

તે આત્મા શુ છે ? તેનુ રૂપ શું છે ?

તેને જાણવાની ક્રિયા શી છે ?"

ભગવાન બુદ્ધ બોલ્યા : "વત્સ, તરસ્યા માણસને જેમ પાણીની જરૂર હોય છે, ભૂખ્યા માણસને જેમ ભોજનની જરૂર હોય છે. તેવી જ રીતે તું અત્મારે આત્માનો પ્રશ્ન પૂછે છે આ બરાબર નથી પ્રથમ તો તે દુ:ખોને જે તને દુ:ખી કરી રહ્યા છે, જેનાથી તું દુખી અને ભયભીત થઇ રહ્યો છે. તે દુઃખોથી બચવાનો પ્રયત્ન પ્રથમ કરી લે। પ્રથમ તારા દુખોને જાણ ! અને પછી તેમાંથી છૂટવાનો પ્રયત્ન કર ! દુઃખ ભલે શારીરિક હોય કે માનસિક ! અથવા બીજા અન્ય પ્રકારનુ, તેને જાણવું જોઇએ. અને પછી તેને દૂર કરવું જોઇએ. દૂર કરવામાં એ જાણવું જરૂરી છે કે દુખનું કારણ શું છે ?

જેમ તરસ્યા માણસને પોતાની તરસનો ખ્યાલ છે. અને સાથે તે એ પણ જાણે છે કે તે તરસ પાણીથી દૂર થઇ શકે છે.

ક્ષુધાપીડિત ક્ષુધાના દુઃખને પણ જાણે છે. અને સાથે જ ભોજનથી ક્ષુધાનું–ભૂખનુ દુઃખ મટે છે, એ પણ જાણે છે. આ જ જ્ઞાન છે. માટે દુખને જાણી તેને દૂર કરવાનો ઉપાય કરવા માટે જ્ઞાનની જરૂરિયાત આવશ્યકતા છે. જ્યા સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી દુખ છે. જ્યારે જ્ઞાન થશે, ત્યારે દુઃખ દૂર ભાગશે. માટે જ્ઞાન જ દુઃખને દુર કરવાનો ઉપાય છે, જ્ઞાન પ્રાપ્ત થતાં જ દુઃખ સ્વપ્ન સમાન પ્રતીત થવા માંડે છે. માટે મનુષ્યે પ્રથમ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ"

# ધરતીની કવિતા

ધરતીની કવિતા છું
એના અંતરના જે જે તાર
રણુઝણી ઊઠે છે
તેને મારી બંસરીનાં પૂરું છુ.
પણ મારી બંસરીના છિદ્ર એના ઝંકારોને
ઝીલવા સમર્થ નથી
માનવીના અંતરમાં પ્રવેશવું દુર્ગમ છે
એના દુઃખો, પરિતાપ આત્મસાત્‌ કર્યા વિના
કોઈના પ્રવેશદ્વાર ખૂલવાનાં હોતાં નથી.

ઊંચે બેઠાં બેઠાં કાંઇ તળેટીના દુ:ખનું
કોઇને ન થાય ભાન:
અંતર જ્યાં સુધી કોઇ પછડાટો ખાય નહિ,
ત્યાં સુધી પ્રગટાવી શકે નહિ
વિશ્વના કોલાહલોને શાંત કરે
એવું કોઈ મહાગાન.

કવિતાની હાટડીના
કૃત્રિમતા, દંભ કે મોટાઈનુ
કશું યે વેચાણ કદી થાતુ નથી:
કાવ્યદગ્ળ૨ મહી-કીર્તિવાંછુ કવિનુ
કોડીનુ યે મૂલ્ય ચૂકવાતુ નથી.
આ બધાંથી દૂર એવા મૌનમુગ્ધ કવિ, તને
નાદ પાડી નજીક બોલાવું છુ:
પ્રાણહીન – જ્ઞાનહીન મારો દેશ
તારા ચરણોની પાસે લાવું છું.

તારી સભામાં તો એક ખૂણે બેસી
એકતારો વગાડવા જેટલુ છે મારું કામ:
અંતરનો સ્રોત જે રુંધાઇને પડ્યો છે તેને
મુક્ત કરવાને કાજે આવજે તું
તારી બંસરીમાં કોઈ અબોલની વાણીને
મુક્ત પ્રાણે – મુક્ત કંઠે
નિત નિત ગાજે તુ.

( કવિવર રવીન્દ્રનાથ ટાગોરના એક ગીતનો ભાવાનુવાદ )

*

શ્રી [illegible]

## અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧—૦૫ |
| ગીતાંજલિ એક અધ્યયન. | ૧ ૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦ ૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |

# વૈષ્ણવજન

વર્ષ ૧૦ ] જૂન ૧૯૭૧ [ અંક : ૩

## અનુક્રમણિકા





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

૨૦મી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય, એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નરીન ગાંધી ૨, રામકૃષ્ણનગર રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ રાજકોટ

સ્ટીલ કાસ્ટિંગ્ઝ રોલ્ડ પ્રોડક્ટ્સ
રિબ્ડ ટોરસ્ટીલ
ઈ.ઓ.ટી. અને બીજાં ક્રેઈન્સ
ઈલેક્ટ્રિક આર્ક-ફર્નેસ બોડીઝ
ફાઉન્ડ્રી અને કેમિકલ
પ્લાન્ટ ઇક્વીપમેન્ટ


















મુકંદ

મુકંદ આયર્ન એ ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ કુર્લા મુંબઇ ૭૦ એએસ

2 GUJ

સિંધિયા સ્ટીમ
નેવિગેશનના જહાજો
આપનો માલ-સામાન—
ચાહે કોઈપણ પ્રકારનો—
દુનિયાના કોઈ પણ મોટા
બંદરે લઈ જાય છે
સિંધિયાના ઝડપી આધુનિક
જહાજો આપનો માલ
સુરક્ષિતપણે ઝડપથી અને
કાર્યક્ષમતાથી નિર્ધારિત
સ્થળે પહોંચાડે છે

દરિયાપારની સેવા
ભારત પાકિસ્તાન-ઇંગ્લૅંડ-યુરોપ
ભારત રશિયા
ભારત-અમેરિકા (એટલાન્ટિક અને અખાતના બંદરો)
ભારત પૂર્વ કેનેડા ગ્રેટ લેઇક્સ
ભારત પેસિફિક (પૂર્વે જઈને)
ભારત ઇજિપ્ત
ભારત-એડ્રિયાટિક-ઇસ્ટર્ન મેડિટેરેનિયન બંદરો

ભારત પશ્ચિમ એશિયા (અખાત)
કાંઠાની સેવા
ભારત પાકિસ્તાન બર્મા સિલોન

**ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ**
'સિંધિયા હાઉસ', બેલાર્ડ એસ્ટેટ મુંબઈ ૧
ટેલિફોન: ૨૬૮૧૬૧ (૧૨ લાઇન) ટેલેક્સ ૨૨૦૫
સેન્ટ્રલ બૅન્ક બિલ્ડિંગ, ૩૩, નેતાજી સુભાષ રોડ,
કલકત્તા-૧ ટેલિફોન ૨૨૫૮૭૨ (૪ લાઇન) ટેલેક્સ ૩૦૪
૧૭, બેર માર્ગ બજેરી, નવી દિલ્હી,
ટેલિફોન ૬૬૧૨૯૯, ટેલેક્સ ૭૨૨
દુનિયાના તમામ મુખ્ય બંદરોમાં એજન્ટો છે.



(સ્થાપના ૧૯૧૯)

UK
USA
USSR

# કોઈપણ જાતનો માલ- સિંધિયા લે છે પૂરી સંભાળ!

SISTA'S SSN 220-61

# નવીનતાનો ભાવ

એકવાર વરસો પહેલા મને કોઈએ કહ્યું હતુ કે જાપાનમા એક જાતનુ ફૂલ થાય છે, તેને જે જુએ અને ખબર આપે એ વ્યક્તિને ઈનામ મળતુ બધા લોકો તે દિવસે મેળામા જતા હોય એમ તે ફૂલના દર્શન કરવા જતા ઑફિસો બધ, નિશાળો બધ, બધા જ ફૂલ જોવા, પ્રકૃતિના દર્શન કરવા જતા એમની કલાકૃતિઓ પણ આ રીતે પ્રકૃતિના દર્શનથી ભરેલી હોય છે જાપાનમા કોઇ પક્ષી ઉપર કે કૂતરા ઉપર કોઇને પથરો મારતો તમે કદી નહિ જુઓ માથા ઉપર વજન લઈને જતો હમાલ જો રસ્તામા ફૂલ હશે તો તે કચરશે નહિ જરા દૂરને રસ્તેથી જશે એટલુ જ નહિ પણ વજન નીચે મૂકીને ફૂલોને બાજુએ મૂકીને પછી આગળ જશે આને તમે મૂર્તિ પૂજા કહી શકો છો પણ મૂર્તિ પૂજા તો વિચારની, આદર્શની પણ કયા નથી હોતી ?

સંસ્કૃતિનું અંદરનું રહસ્ય કેવળ ધ્યાન દ્વારા નહિ પણ સૌન્દર્ય દ્વારા, સાધના દ્વારા મળે છે

જીવનની આખર સુધી નવીનતાનો ભાવ ( Sense of Wonder ) રાખવાની જરૂર છે ગુરુદેવને એમના ૮૦ વર્ષ પૂરા થતા એક ભાઈ મળવા આવ્યા અને બોલ્યા : 'ટાગોર, તમે ૮૦ વર્ષના વૃદ્ધ થયા' Tagore you are eighty years old પણ ગુરુદેવે કહ્યુ, 'મને 'વૃદ્ધ' ન કહો એંસી વર્ષનો જુવાન કહો' Do not say 'old' But say 'eighty years young' માંદગીને બિછાને હતા, ખૂબ પીડિત હતા તો પણ વિદ્યાર્થીઓના રસોડામા બનાવેલા એક શાક વિશેની એક બહેનની વાતમા તેમણે જે રીતે રસ લીધો તે આશ્ચર્ય-મુગ્ધ કરે છે આવો રસ મનુષ્યને આનંદ તરફ લઈ જાય છે આ દૃષ્ટિએ બધી કલાઓનુ સ્થાન છે

ગુરદયાલ મલ્લિકજી



# ચિંતનની અસર

રવીન્દ્રનાથ ટાગોર

જે શહેરમાં અભિરામ દેવ-દેવીઓના ચિત્રો બનાવે છે, ત્યાં કોઈ એનું પરિચિત નથી સૌ કોઈ જાણે છે કે તે એક પરદેશી છે અને ચિત્રો દોરવાં એ તેનો ધંધો છે

તે મનમાં વિચાર કરે છે 'ધનિક હતો, પણ ધન ચાલ્યું ગયું. ચાલો, સારુ જ થયું હવે રાત દિવસ દેવતાઓનાં સ્વરૂપ વિચારું છું, દેવતાઓના પ્રસાદથી પેટ ભરું છું અને ઘેરઘેરમાં દેવતાઓની પ્રતિષ્ઠા કરું છું મારું આ ગૌરવ મારી પાસેથી કોણ છીનવી શકે તેમ છે?

એ જ વખતે દેશનો મંત્રી અવસાન પામ્યો વિદેશથી એક નવા રાજમંત્રીને રાજાએ આદર સહિત બોલાવ્યો તે દિવસે તેના ઉત્સવની ખૂબ ધામધૂમ હતી ફક્ત બે દિવસે અભિરામની પીંછી ન ચાલી શકી

નવા રાજમંત્રીને અભિરામના પિતાએ પાળી પોષીને મનુષ્ય બનાવેલો, અને એના પર પોતાના પુત્ર કરતાં પણ અધિક વિશ્વાસ મૂકેલો એ વિશ્વાસનો લાભ લઈને જ તેણે ખાતર પાડીને બાપનું સર્વસ્વ હરણ કરેલું તે આજ દેશનો રાજમંત્રી બનીને આવ્યા છે

જે ઘરમાં અભિરામ ચિત્ર દોરતો, ત્યાં એનું દેવમંદિર હતું ત્યાં જઈ હાથ જોડીને તે બોલ્યો 'આટલા માટે જ આજ સુધી પ્રત્યેક રેખામાં અને રંગના તારું આચરણ કરી રહ્યો છું? આટલા દિવસે વરદાનમાં આ અપમાન આપ્યું?

તે દિવસોમાં રથયાત્રાનો મેળો ભરાવાનો હતો દૂરદૂરના દેશથી લોકો તેના ચિત્રો ખરીદવા આવ્યા ભીડમાં એક બાળક પણ લાવલશ્કર સહિત ત્યાં આવ્યો એક ચિત્ર જુદું કરીને તે બોલ્યો 'હું ચિત્ર ખરીદી લઈશ

અભિરામે તેના અનુચરને પૂછ્યું 'કોનો પુત્ર છે?

'અમારા રાજમંત્રીનો એકનો એક પુત્ર છે!'

અભિરામે પોતાના ચિત્રને કપડાથી ઢાંકી દેતાં કહ્યું 'હું ચિત્ર નહિ વેચું'

જવાબ સાંભળીને છોકરાનો ગુસ્સો વધી ગયો ઘેર આવીને તેણે ખાધું નહિ અને મોં ચઢાવીને બેસી રહ્યો મંત્રીએ થેલી ભરીને મહોરો અભિરામને મોકલી, પણ મહોરભરી તે થેલી પાછી આવી મંત્રીએ મનોમન કહ્યું 'આટલું અભિમાન!'

અભિરામ પર જેમ જેમ દબાણ વધવા લાગ્યું, તેમ તેમ તે મનમાં વિચારવા લાગ્યો 'આ મારો વિજય'

અભિરામ રોજ સવારે સૌ પ્રથમ પોતાના ઇષ્ટદેવતાનું ચિત્ર દોરતો આ જ તેની પૂજા હતી બીજી કોઈ પૂજાની તેને ખબર નહોતી

એક દિવસ તેણે જોયું કે ચિત્ર પોતાની ઇચ્છાનુસાર નથી બનતું ન જાણે શું બદલાઈ ગયું છે? તેને કંઈ ગમતું નથી જાણે તેનો આત્મા તેને ડંખી રહ્યો છે દિવસે દિવસે તે સૂક્ષ્મ પરિવર્તન ગાઢ થતું ચાલ્યું એક દિવસ ઓચિંતો તે ચમકીને બોલ્યો 'સમજી ગયો'

આજ સ્પષ્ટપણે તે સમજી ગયો કે તેના ઇષ્ટદેવતાનું મુખ મંત્રીના મુખને મળતું થતું જતું હતું ફલકને ધરતી પર ફેંકતા તે બોલ્યો 'મંત્રીની જીત થઈ

તે જ દિવસે ચિત્ર લઈને તે મંત્રી પાસે પહોંચ્યો અને કહ્યું 'આ લો પેલું ચિત્ર, આપના પુત્રને દેજો' મંત્રીએ પૂછ્યું 'કેટલી કિંમત છે?'

અભિરામ બોલ્યો મારા દેવતાનું ધ્યાન તમે છીનવી લીધેલું આ ચિત્ર આપીને તે ધ્યાન હું પુનઃ પ્રાપ્ત કરીશ'

મંત્રી કંઈ સમજ્યો નહિ

આશુતોષ

## વનપથ હૈ પ્રિયતર

૨૭મી તારીખ, મે માસની – પંડિતજી યાદ આવી જાય છે। પંડિત નહેરુ! એમ લાગે છે કે સાહિત્યની અથવા કવિતાની સૃષ્ટિમાં આ જીવ રાચ્યો હોત – રાજકારણની પળોજણમાં ન પડ્યો હોત તો કદાચ સાહિત્યની દુનિયાની વિરાટ વિભૂતિ આપણને મળી હોત જે વસિયતનામું તેઓ લખતા ગયા છે તે જોતાં પણ લાગે છે તેમનો આત્મા અત્યંત ઊર્મિશીલ હતો, તેમનું ચિન્તન વધુ તો લાગણી અને ભાવના આવેશથી ઝણઝણી ઊઠતું ભારતવાસીઓએ અનુભવ્યું છે ગાંધીજીના સંપર્કમાં આવવાથી અને રાજકીય લડતમાં ભાગ લેવાને કારણે જવાહરલાલને જાહેરજીવનમાં ઘસડાવું પડ્યું લાગે છે વડાપ્રધાન તરીકે જે અસાધારણ લાંબો ગાળો તેમણે કાઢ્યો તેનું મૂલ્યાંકન કદાચ હવે આપણે કહી શકીએ આ દેશ સમક્ષ પડેલા પ્રશ્નો હલ કરવા જેટલું મજબૂત તેમનું હૈયું ન હતું. પ્રધાનમંડળમાં ફેરફાર કરવા જતાં તેમના હૃદયને કંઈનું કંઈ થઈ જતું ચીની આક્રમણ વખતે કૃષ્ણમેનનને વિદાય આપતાં તેઓ ખચકાતા હતા તેમની પુત્રીએ પિતાની નમ્રતાને નવું સ્પષ્ટ રીતે આવિષ્કૃત કરી છે જે અર્થમાં ઇન્દિરાજી પીઢ અને મુત્સદ્દી ગણાય તે અર્થમાં નહેરુજીને તો શિખાઉ લેખવા જોઈએ લાલ બહાદુરશાસ્ત્રી જે લોકપ્રિયતા મેળવી ગયા તે જોતા રાજકીય તખ્તા ઉપર બહુ જ વહેલા ખસી જવાની તેમને જરૂર હતી છતાં કેવળ ભારતના લોકોનો અપૂર્વ પ્રેમ તેમને રાજકીય કારકિર્દીને ચોંટી રહેવા પ્રેરણા આપતો રહ્યો, અને લોકહૃદયને આપેલા વાયદાઓ પૂરા કરવા, રોબર્ટ ફ્રોસ્ટના શબ્દોમાં, ઉત્તેજના પૂરી પાડતો રહ્યો

વનપથ હૈ પ્રિયતર ઘોર અંધેરે
ઔર ઘને ર
લેકિન વાદે હૈ જો કરને પૂરે
ઔર દૂર જાના હૈ મીલોં
સોનેસે પહલે
ઔર દૂર, મીલો, સોને મે પહલે"

અમેરિકન કવિની આ કાવ્યપંક્તિઓને સામે ટેબલ પર રાખીને નહેરુજીએ કદાચ કવિ તરીકેની તેમની તપોભ્રષ્ટ પ્રતિભાનું આશ્વાસન શોધ્યું હશે ગાઢ અગમ્ય જંગલની પગદંડીએ તેમના દિલ અને દિમાગને જકડી રાખ્યા એ જ બતાવે છે કે ભારતના વડાપ્રધાન પદ કરતા લલિતકલાનું ક્ષેત્ર ગજબનું ખીલવ્યું હોત 'Discovery of India'ના લેખક તરીકે તેમની સર્જનપ્રતિભા અછતી રહેતી નથી

## નર્મદા અને નાગાર્જુનસાગર

ગુજરાતના ગવર્નર શ્રીમન્નારાયણે તાજેતરમાં દેવાધા ણા આપતા કહ્યું હતું કે ૧૯૭૨ સુધીમાં નર્મદાના પ્રશ્ને વિવાદીનો ફેંસલો આવી જશે દેખીતી રીતે જ નર્મદાની બહેન કૃષ્ણા ઉપર નાગાર્જુનસાગર ખાતે આંધ્રમાં જે ગતિએ કામ થઈ ગયું છે તે યાદ આવી જાય છે કેમકે અહીં પણ મહારાષ્ટ્ર અને મૈસૂર બન્ને રાજ્યોએ વાંધાવચકા લીધા છે, અને ઘણા લાંબા સમયથી ત્રણે રાજ્યો વચ્ચે ઝગડો ચાલ્યા જ કરે છે ૧૪૦ કરોડ રૂપિયાની આ યોજનાનો પાયો શ્રી નહેરુએ ૧૯૫૫માં નાખ્યો હતો તેનો પ્રથમ તબક્કો હવે પૂર્ણતાને આરે પહોંચ્યો છે જેને માટે આંધ્ર ગૌરવ લઈ શકે એવી આ એક વિરાટ યોજના છે અહીં જે માટીનો બંધ બાંધવામાં આવ્યો છે તે દુનિયાભરમાં માટીકામનો ઊંચામાં ઊંચો અને લાંબામાં લાંબો છે તેમાંથી ગઢવામાં આવેલ જવાહર નહેર જળસિંચાઈ માટે દેશની સૌથી લાંબી નહેર છે જે જમણે કાંઠે ૨૩૧ માઈલ અને ડાબે કાંઠે ૨૧૮ માઈલ સુધી ડેમનાં પાણી પહોંચાડે છે જે માનવશક્તિ આ યોજના પાછળ કામે લગાડવામાં આવી છે તેનું પ્રમાણ અતિ વિશાળ છે આ ડેમ બંધાવાથી જે સરોવર રચાયું છે તે દુનિયાના માનવ

રચિત ત્રીજુ મોટુ સરોવર છે ભારતીય ઇજનેરોએ જ પોતાના બુદ્ધિકૌશલ અને ઇજનેરી જ્ઞાનનો લાભ આ યોજનાના દરેક તબક્કે આપ્યો છે આ યોજના થી ૩૬ લાખ એકર જમીનને પાણી મળતુ રહેશે, અને તેનાથી અનાજના ઉત્પાદનમાં ૧૨ લાખ ટન અને ખાંડના ઉત્પાદનમા ૫૦ હજાર ટનનો વધારો થશે જેનુ નાણાંકીય મૂલ્યાંકન એકસો કરોડ રૂપિયા થવા જાય છે ડેમના પાણીથી ચાલતા પાવરહાઉસમા ચાર લાખ કિલોવોટ વીજળી ઉત્પન્ન થાય છે

કૃષ્ણા જેવી જ અને તેવી જ શક્યતાવાળી નર્મદા નદી છે નર્મદા ઉપર આ જ રીતે બંધ બાંધીને ગુજરાતની તરસી ધરતીને પાણી આપી શકાય તેમ છે કચ્છના રણપ્રદેશ સુધી પણ નર્મદાનુ પાણી પહોંચાડી શકાય તેવી પણ એક ગણતરી છે કૃષ્ણા, ગોદાવરી કાવેરી સાથે નર્મદાનુ નામ અચૂક લોકજીભે આવીને ઊભુ રહે છે આશા એ રાખવાની રહે છે કે ગુજરાતની નવી ચુંટાએલી સરકાર આ પ્રશ્નને અગ્રિમતા આપવાનુ ન ભૂલે

## ખાતર છાંટવાની નવી શોધ

કાશ્મિર રાજ્યે ખાતરના છંટકાવની નવી રીત અખત્યાર કરી તે ખૂબ કામયાબ નીવડી છે સામાન્ય રીતે દરેક રાસાયણિક ખાતરને ખેતરની ધૂળ સાથે મિશ્રિત કરવામાં આવે છે હવે જ્યાં પાણી કાં ખૂબ ભરાઈ રહેતુ હોય અથવા પાણીનો અભાવ હોય તેવા પ્રદેશમાં આ ખાતર છોડના મૂળ સુધી પહોંચતુ નથી અને છોડ પણ તેની સંગ્રાહક શક્તિ દ્વારા આ રસાયણ ખેંચી શકતો નથી આવા કિસ્સાઓમા પાકના પાંદડા ઉપર બહારથી ખાતર મિશ્રિત પાણીનો છંટકાવ ધાર્યા પરિણામ આપી શકે છે ઘઉંના પાક ઉપર આ અખતરો ગયે વર્ષે કાશ્મિરના રવિ દ્રસિંહપરા નિરતરમાં કરવામા આવ્યો હતો અને તેથી ઘઉંનો પાક ૨૬ ટકા વધુ ઊતર્યો હતો જો કે ખાસ પ્રકારના વિમાનની મદદથી આવી રીતે છંટકાવનુ કાર્ય ઝડપથી અને મોટા વિસ્તારમા થઇ શકે તે સિવાય પણ દૈનિક મજૂરો રોકીને પીઠ ઉપર મિશ્રણની ટાંકી રાખી, સ્પ્રેયરની મદદથી ખેતરોમાં રાસાયણિક ખાતરનો છંટકાવ ઉગતા પાકને નવુ જીવન આપે છે સઘન ખાતરમાં નાઇટ્રોજન મેળવવા યુરિયા શ્રેષ્ઠ સાધન છે અને તે પાણીમાં એકદમ ભળી જાય છે તેનાથી પાકને અથવા છોડને કોઈ જ નુકસાન થતુ નથી અને તેના પીળા પડી ગએલા પાંદડાને લીલાકુંજાર બનાવી દે છે આ ખાતરથી એકર દીઠ ૯૦ થી ૧૦૦ રૂપિયાનો ફાયદો ખેડૂતને થાય છે હરિયાળી ક્રાંતિના જે અનેક પાસા છે તેમા ખાતરના વિધવિધ ઉપયોગનો સમાવેશ પણ થઇ જાય છે, અને તેમા પણ ખાતરનો ઉપયોગ ખેતી માટે આંતરિક તેમજ બાહ્ય રીતે થવાની તરકીબો શોધાણી છે તેનાથી ભારત જેવા જુદા જુદા રાજ્યોમાં ભિન્ન આબોહવાવાળા દેશ માટે એક નવી દિશા ખૂલે છે આજે ખાતરની માંગ એટલી વધી રહી છે કે તેને પહોંચી વળાતુ નથી નવાં કારખાનાઓ ઝડપભેર ઊભા થઇ રહ્યા છે તોપણ પરિસ્થિતિ સુધરતા ઘણો લાંબો સમય જોઇશે ચોથી યોજનામાં ખેતી અને તેની પેદાશો ઉપર ઠીક ઠીક ધ્યાન કેન્દ્રિત કરવામા આવ્યુ છે આવી સ્થિતિમાં ખાતરના બાહ્ય છંટકાવની શોધ ક્રાંતિકારી, જરૂરી અને આનંદદાયક ગણી શકાય

## કેરળ રાજ્યમા રામધુન

કૃષ્ણ સંપ્રદાય પશ્ચિમમાં જોર પકડતો જાય છે 'હરે રામ હરે કૃષ્ણ' ધૂન મંડળો દુનિયામા ઠેર ઠેર ઊભા થતાં જાય છે અમેરિકનો માથે મૂંડો કરાવી પાછળ ચોટલી, ગળે માળા નાખી કપાળે ભસ્મ લગાવી, પિતાંબર પહેરીને ઢોલક સાથે રામ ધૂન બોલતા હોય છે ત્યારે ભારતના વતનીની આંખે ઠંડક પ્રતિકૃત લાગે છે સેમ્યુઅલમાંથી શ્યામસુંદર બનેલા કૃષ્ણપ્રેમી પરદેશીઓ મોટો ફંડફાળો એકઠો કરી લંડનમાં છ માળનુ મંદિર પણ બાંધી શકે છે

ત્યારે આપણે ત્યાં પણ કેરળ જેવા રાજ્યમાંથી આશાસ્પદ સમાચાર મળે છે સામાન્ય રીતે નક્સલ વાદીઓના (ભાગફોડ), ખૂનામરકી તેમજ સામ્ય વાદીઓ પ્રેરિત તોફાનો અને હડતાલોની વાતો આ પ્રદેશમાંથી સાંભળવા કાન ટેવાયેલા છે ત્યારે ત્રિવે

ટ્રમમાં અભેદાશ્રમમાંથી શ્રી અભેદાનંદજી મહારાજ પ્રેરિત રામનામ પ્રચાર યાત્રા શહેરોના રાજમાર્ગ ઉપર નીકળે અને તેમાં સમાજના દરેક વર્ગના લોકો ખુશીથી જોડાય ત્યારે માનવાને કારણ રહે છે કે લોકો રાજકારણથી અને પાટલી બદલવાની પ્રક્રિયાથી વાજ આવી ગયા છે અને રામનામ દ્વારા ચિત્તની શાંતિ મેળવવા પ્રયાસ કરી રહ્યા છે. રામનામની પ્રચાર યાત્રાઓ કેરળના શહેરોના રાજમાર્ગ ઉપર નીકળે અને ત્યાંની બુદ્ધિજીવી પ્રજા તેને સ્વીકારી લે તેવુ માનવાની હિંમત કરનાર સ્વામીજીને લાખ લાખ ધન્યવાદ છે. નવાઇની વાત તો એ છે કે આવી યાત્રા મરજીદો પાસેથી પસાર થઇ છે. ત્યારે મુસ્લીમોએ નીભાવી લીધી છે એટલું નહીં પણ કહ્યું છે કે "ખુદા અથવા ઇશ્વરના સ્તવન બોલતા લોકોનું સરઘસ કાઢવું તે મોટી સિદ્ધિ છે કેમકે રાજકારણ અથવા ટ્રેઇડ યુનિયન સિવાય અન્ય કોઇ આવી હિંમત કરી શકે નહીં'." સ્વામી અભેદાનંદજીની અભિલાષા એવી છે કે માત્ર કેરળમાં જ નહીં, આખા દેશમાં રામનામ બોલતા લોકોની પ્રભાતફેરીઓ નીકળવી જોઇએ આપણે ઇશ્વરથી બહુ દૂર નીકળી ગયા છીએ. હવે તેની નજીક જવાની જરૂર છે. તો જ આ યુગમાં સાચી માનસિક શાંતિ અને સ્વસ્થતા પ્રાપ્ત થાય આ નવી પ્રવૃત્તિના સંચાલક શ્રી પી. અશોક કુમાર પ્રચાર યાત્રા કમિટિના કન્વીનર છે અને તેમનું માનવુ છે કે ઘણી મોટી સંખ્યામાં યુવાનો આમા જોડાશે કેમકે તેઓ રાજકારણની ધમાલથી ત્રાસી ઊઠયા છે. આવી યાત્રાઓમા ચાર ચાર હજાર જેટલી માનવમેદની એકત્રિત થાય છે. તેમાં સરકારી કર્મચારીઓ, વિદ્યાર્થીઓ, વેપારીઓ તેમજ મહિલાઓનો સમાવેશ થાય છે.

## રાષ્ટ્રીયકરણનો વીમો

સામાન્ય વીમાનું રાષ્ટ્રીયકરણ કરવાની પરિસ્થિતિમાં શો ફેર પડે છે તેનો અભ્યાસ કરવા રાષ્ટ્રીયકરણ પામેલી બેન્કોની કામગીરી નિહાળવી જરૂરી છે. માત્ર રાષ્ટ્રીયકરણ કરવાથી કોઇ અનિષ્ટ મટી જવાનું નથી અથવા સરકારી તિજોરી તર થઇ જવાની નથી બધો આધાર નવા માલિકોની લાયકાત, નિષ્ઠા, કાર્યશક્તિ અને પ્રામાણિકતા ઉપર રહેશે છે. ખાનગી ક્ષેત્ર અને જાહેર ક્ષેત્રની કામગીરીની સરખામણી ઉચિત ગણાશે. રેલ્વે અને ઇન્ડિયન એરલાઇન્સ અથવા એર – ઇન્ડિયાનો દાખલો બસ થઈ પડશે અત્યાર સુધી રેલ્વે નફો કરતી હતી તે હવે ખોટ કરતી થઇ છે તેવુ જ એર લાઇન્સનું છે ત્યાં પણ ખોટ છે. ગુજરાતના પોસ્ટ માસ્તર જનરલે આ જ મહિને અમરેલી ખાતે નવા મકાનનો ઉદ્દ્ઘાટન વિધિ કરતાં કહ્યું હતું કે પોસ્ટ ખાતુ વર્ષે ૭૦ થી ૮૦ કરોડ રૂપિયાની ખોટ કરે છે. પોલાદના જંગી કારખાનાઓ દુર્ગાપુર, અને ભીલાઇ તેમજ ભોપાળનું હેવી ઇલેક્ટ્રીકલ કારખાનું આ બધાં ગેરવહીવટ અને હડતાલો માટે નામચીન બન્યાં છે. જાહેરક્ષેત્રની કામગીરી વાદવાદ બોલવુ પડે તેવી નથી. એટલે સવાલ હવે મોટામા મોટો એ છે કે જેનું રાષ્ટ્રીય કરણ કરવુ હોય તેનો વીમો ઉતરાવી લેવો જરૂરી છે વીમાનુ ભલે રાષ્ટ્રીય કરણ કર્યું. શાસક કોંગ્રેસની ચૂંટણી પ્રતિજ્ઞાનો તે એક ભાગ છે. પણ જે વિચારવા જેવો પ્રશ્ન અહીં મૂકયો છે તેની પણ વિચારણા થવી ઘટે છે. રાષ્ટ્રીય કરણનો વીમો નહીં ઉતારવામાં આવે તો એ ઘેલછાનો ઉન્માદ કષ્ટદાયી નીવડશે.

## સમૂહ લગ્નો

આ વર્ષે સમૂહ લગ્નોનું પ્રમાણ શહેરોમાં ઠીક રહ્યું હવે બધી જ્ઞાતિઓ આ દિશામાં વિચારતી થઇ ગઇ છે અને વ્યક્તિઓ પણ પ્રણાલિકાના બંધનમાંથી બહાર નીકળવાનું પસંદ કરે છે. વળી પૈસાની દૃષ્ટિએ તો આમાં ફાયદો છે જ પણ લગ્ન અંગે જે લાંબી કડાકુટ અને મહેમાનોને સાચવી લેવાની જવાબદારી ઊભી થાય છે એટલું જ નહીં લગ્ન પછી ઠીક ઠીક સમય સુધી કળ ઊતરતી નથી તે પરિસ્થિતિનો સમૂહલગ્નની પ્રણાલિ દ્વારા અંત આવે છે. આજે તો એવુ છે કે જેને ઘેર લગ્ન હોય તે માણી શકવાની સ્થિતિમાં રહેતો જ નથી. તેના માથા ઉપર બોજ લટકતો હોય છે. અને કન્યાવાળાના માથા ઉપર તો તલવાર લટકતી હોય

[અનુ૦ પૃષ્ઠ ૧૧૩

# લોભને આંખો હોતી નથી

અજ્ઞાત

ગામની બહાર એક વડનું ઝાડ હતુ વડની પાસે નાનું ગણપતિનું મંદિર હતુ ગામમા બીજુ કોઈ મંદિર હતુ નહિ એટલે બધા લોકો ગણપતિના મંદિરમાં પૂજા કરવા આવતા ગામમા એક ખૂબ ગરીબ ભિખારી રહેતો હતો એ ભીખ માગી ગુજરાન ચલાવતો નાનું અમસ્તુ ગામ એટલે એને ભીખ કેટલી મળે ? નાઈલાજ થઇ મંદિરના દરવાજા ઉપર બેસી ભીખ માગવા લાગ્યા એણે વિચાર્યું અહીં ધાર્મિક લોક દર્શન કરવા આવશે એટલે મારા પૂરતી ભીખ તો મળી રહેશે'

ભિખારી આખો દિવસ મંદિરના દરવાજે બેસી રહેતો કોઈને આવતાં જોઇ 'શિવ શિવ' કરવા મંડી પડતા એ પ્રમાણે આખો દિવસ એ ગણપતિ અને શંકરનું નામ લેતો સાંજ સુધીમાં એને મળતુ બે–ચાર મૂઠી અનાજ, થોડા ઘણાં ફળફૂલ અને કોઈકવાર ચાર–છ પૈસા આટલી થોડી આવકમાંથી શી રીતે ગુજરાન ચાલે ? ભિખારી એકનો જીવ થોડો હતો ? એની છોકરીના ગુજરાનની પણ એને ચિંતા હતી એ છોકરીનું નામ કમલા હતુ કમલા બહુ ડાહી અને ચતુર છોકરી હતી પરંતુ ડહાપણ ને ચતુરાઇથી પેટની આગ થોડી ઠરે ? પેટને તો ખાવાનું જોઈએ એટલે કમલા કોઇ કોઇવાર ખાવા–પીવાની ચીજ માટે જીદ કરી એના બાપને ત્રાસ આપતી ત્યારે બિચારા ગરીબ ભિખારીનુ દિલ ઘવાતુ એની આંખમા આંસુ આવતાં, એ ઊંડી ચિંતામાં ડૂબી જતો

ઉનાળાના દિવસ હતા બપોરનો વખત ઉપર આકાશ અને નીચે ધરતી આગ ઓકતાં હતા બધે સૂમસામ હતુ એવે વખતે શંકર–પાર્વતી લોકનાં સુખદુ:ખ જોવા ધરતી ઉપર ઊતર્યા ચાલતા ચાલતાં બંને પેલા ગામમા આવ્યા ગણપતિના મંદિર પાસે નીકળ્યાં, એટલે ભિખારીએ 'જય શિવ જય શિવ' જોરથી કહેવા માડ્યુ

ભિખારીની આ દશા જોઇ પાર્વતીનું હૃદય ભરાઇ આવ્યુ એમણે શંકરને કહ્યુ 'અરે ! આ ભિખારીની તરફ તો જુઓ, બિચારો કેટલો દુ:ખી છે ! જુઓ તો, કેટલા ભાવથી તમારુ નામ ભજે છે પણ તમે પથ્થર છો પથ્થર તમે અત્યાર સુધી બિચારા ઉપર દયા ન કરી મે સાંભળ્યુ હતુ કે લોકો ઘણા પાપી થઇ ગયાં છે હવે કોઇ દેવતાની પૂજા નથી કરતુ આનો દાખલો લો તમારુ નામ બોલતાં બોલતાં બિચારાનાં કેટલા વર્ષો નીકળી ગયા તો પણ બિચારો પેટભર ભોજન પામતો નથી જ્યારે દેવતા જ આટલા કઠોર બની જાય ત્યારે લોકો શા માટે દેવતાની પૂજા કરે ?'

મહાદેવને પાર્વતીની વાત ગમી નહિ એમણે પાર્વતીને કહ્યુ 'ખરી હકીકત જાણ્યા વગર તુ લવ લવ કરે છે તું જાણી પણ નહિ શકે, કારણ કે તારુ હૃદય રહ્યુ કોમળ જવા દે એ વાત તુ ચિંતા ન કર હમણાં જ હું એવો બંદોબસ્ત કરુ છુ કે આ ભિખારીનુ દુ:ખ ટળી જાય'

આમ કહી મહાદેવ પાર્વતીની સાથે મંદિરમાં ગયા માતપિતાને આવેલાં જોઇ ગણપતિ ઊભા થઇ ગયા અને પ્રેમપૂર્વક માતપિતાને પ્રણામ કર્યા મહાદેવજીએ ગણપતિને આશીર્વાદ આપી કહ્યુ કે જો બેટા, આ ભિખારી કેટલાં વર્ષોથી તારે દરવાજે બેઠો બેઠો મારુ નામ જપે છે, પણ તે એની ઉપર હજી કૃપા કરી નહિ હવે એવો કોઇ ઉપાય કર કે જેથી એનું દુ:ખ દૂર થાય'

ગણપતિએ હાથ જોડીને કહ્યુ 'ઠીક પિતાજી, સાત દિવસમા એનુ દુ:ખ દૂર થશે એને કશેથી એક લાખ રૂપિયા મળી જશે'

એ વખતે એક વાણિયો મંદિરમાં પૂજા કરવા આવ્યો હતો એ બારણાંની પાછળ સંતાઇને મહાદેવજી અને ગણપતિની વાત સાંભળતો હતો એણે

વિચાર્યું: 'આ તો સારો લાગ આવ્યો. જરા ચાલાકીથી કામ લઉં તો સહેજમાં લાખ રૂપિયાનો માલિક બનું એમ છું.' ખૂબ ખુશ થતો એ ભિખારી પાસે ગયો ભિખારીને આજ સુધીમાં કોઇએ પ્રણામ કર્યા નહોતા કોઈ કદી પાસે બેઠું ન હતું. વાણિયાને જોઇ ભિખારીને થયું કે એ કોઇ ભલોભોળો માણસ છે. મનમાં ને મનમાં રાજી થઇ ભિખારી બોલ્યો· 'ભાઇ, તમે ઘણાં દયાળુ દેખાવ છો ભલા, મારી પાસે આવવાની શી જરૂર પડી? તમને ખબર નહિ હોય કે હું તો એક ભિખારી છું.'

વાણિયો હતો મતલબી. એટલે મીઠી મીઠી વાત કરવા માંડયો. 'તમે ભિખારી? કોણ કહે છે કે તમે ભિખારી છો? મને બરાબર ખબર છે, તમે તો એક સિદ્ધ મહાત્મા છો તમારા દર્શનથી લોકોનાં પાપ ટળે છે. રજા આપો તો કંઇક કહું'

ભિખારી બોલ્યો 'જે હોય તે કહો'

'ભલા, આખા દિવસમાં તમને કેટલી ભીખ મળે?'

'ભાઇ, માગી માગીને કેટલુ મળે? પેટના ખાડા પણ પૂરાતા નથી આશરે બેચાર મૂઠી અનાજ મળે, કોઇવાર બેચાર પૈસા પણ મળે મહામહેનતે જેમતેમ જિંદગી પસાર કરુ છું.'

'રામ રામ! તમારા જેવા મહાત્માને આવુ દુઃખ? આ ગામના તે કંઇ લોકો છે? શુ તમને થોડી પણ મદદ ન કરી શકે? તમે શી રીતે આ સહન કરો છો? મને તો તમારી ઘણી દયા આવે છે. મને એમ થાય છે કે જાણે તમારી સેવા કરું. પણ કહેતા શરમ આવે છે'

'તમે મને શી મદદ કરી શકો એમ છો?' ભિખારીએ પૂછ્યુ

'હે હે હે'!' હસતાં હસતા વાણિયો બોલ્યો 'તમારી સેવા કરવાનું મારુ ગજુ કેટલુ? પરંતુ એક વાત સાભળો. તમને સાત દિવસમાં જે કાંઇ મળે તે મને આપજો. એના બદલામા હું તમને સો રૂપિયા આપીશ'

સો રૂપિયા સાંભળતાં જ ભિખારીની ખુશાલીનો પાર ન રહ્યો. એ મનમાં વિચારવા લાગ્યો: 'જો સો રૂપિયા મળી ગયા તો તો ભવ તરી ગયા. અહી તો સાત આના પણ મળતાં નથી સો રૂપિયા જતાં કરવા જેટલી મૂર્ખતા કોણ કરે?'

ભિખારીને એની કમલા સાભરી. એ રૂપિયા લઇ ઘેર જાય અને કમલા નારાજ થઇ જાય તો? એની સલાહ પણ લેવી જોઇએ મનમાં આમ વિચાર આવતા જ એણે વાણિયાને કહ્યુ 'તમે મારી ઉપર મોટી કૃપા કરી આજે તો હું જવાબ નહિ આપી શકુ. જરા વિચારી કાલે કહીશ.'

જ્યારે વાણિયો ચાલ્યો ગયો ત્યારે ભિખારીએ કમલાને બોલાવી સઘળી હકીકત કહી ચતુર કમના તરત સમજી ગઇ કે દાળમા કંઇક કાળુ છે એણે પોતાના બાપને કહ્યું: 'વાણિયાની જાત દાદા, લાલા લોભ વિના શાના લોટે! ચાલો, કંઇ નહિ. કાલે હું એની પાસેથી ભેદ કઢાવીશ. પણ તમે વચ્ચે બોલીને બાજી બગાડતાં નહિ.'

આ બાજુ વાણિયાની સ્થિતિ કફોડી થઇ એના દિલમા ચટપટી, એટલે ઊંઘ આવે શાની? જેમ તેમ રાત કાઢી અને સવાર થયુ–ના થયુ–ત્યાં વાણિયાના જીવમાં જીવ આવ્યો. હાથ મો ધોઈ એ સીધો પહોચ્યો ભિખારીની પાસે 'કેમ, શો વિચાર કર્યો તમે?'

કમલા વાણિયાનો સામનો કરવા તૈયાર જ હતી વાણિયાની વાત સાભળતા જ એ બોલી: 'ભના, સો રૂપિયામા શુ દહાડો વળે? આટલો સસ્તો સોદો ન થાય, માફ કરો' કમલાનો જવાબ સાભળી વાણિયા ઉપર જાણે વીજળી પડી પણ લાખ રૂપિયાની લાલચ કંઇ જેવી તેવી હતી? એ બસો રૂપિયા આપવા તૈયાર થયો હવે તો કમલાનો વહેમ વધારે દૃઢ થયો એ સમજી ગઇ કે વાણિયો જરૂર કોઈ મોટા લાભને ખાતર બસો રૂપિયા આપવા તૈયાર થયો છે. એ બોલી· 'શેઠજી, આટલો સસ્તો સોદો કયાય સાંભળ્યો છે? સો, હજાર, બે હજારની શી વિસાત? તમે તો લાખનો માલ કોડીને ભાવે ખરીદવા નીકળ્યા છો.'

આ સાંભળી વાણિયો ગભરાયો. પરંતુ એણે પોતાના પ્રયત્ન છાડ્યાં નહિ. લોભથી એ આંધળો બન્યો હતો. એને લોભનુ ભૂત વળગ્યું હતું. સો, બસો, કરતાં એ પચાસ હજાર આપવા તૈયાર થયો. હવે કમલાને થયું, 'આટલા રૂપિયા કંઈ નાની રકમ ન કહેવાય. ઘર બેઠાં આવેલો લાભ જતો ન કરવો જોઈએ.' એણે વાણિયાને કહ્યું: 'સોદો મંજૂર, પણ એક શરત, રૂપિયા હમણાં જ જોખી દો.'

આ શરત મંજૂર રાખવામાં વાણિયાને કયાં વાંધો હતો? એ રાજી થતો થતો ઘેર ગયો. એ વિચારવા લાગ્યો: પચાસ હજાર રૂપિયા આપી એક લાખ લેવામાં શો વાંધો? માત્ર સાત દિવસમાં રોકડા પચાસ હજારનો લાભ! અહા, મારા નસીબનો સિતારો શું ચમકે છે?' ઘેર આવીને તરત ભિખારીને પચાસ હજાર રૂપિયા આપી દીધાં.

હવે વાણિયો રોજ ભિખારીની પાસે આવતો. એની આખા દિવસની મળેલી ભીખ એ ઘેર લઇ જતો. આ પ્રમાણે ૭ દિવસ પસાર થઈ ગયા. વાણિયાને દિલમાં ગભરાટ થવા માંડયો સાતમે દિવસે વળી ગણપતિના મંદિરમાં આવ્યો. એણે મહાદેવ–પાર્વતીને મંદિરમાં પધારેલા જોયાં ભીંતની સાથે કાન રાખી એ વાતચીત સાંભળવા લાગ્યો. પણ આ શું? એનો કાન ભીંતની સાથે ચોંટી ગયો. એણે કાન આમ તેમ ખૂબ ખેંચ્યો પણ કાન ઉખડે શાનો? ત્યારે એ જમણા હાથની મદદ લઇ કાન ઉખેડવા મહેનત કરી. આ શું? હાથ પણ ભીંત સાથે ચોંટી ગયો!

આ બાજુ મહાદેવજીએ ગણપતિને પૂછ્યું: 'બેટા, ભિખારીનો કંઇ બંદોબસ્ત કર્યો?' ગણપતિ બોલ્યા: 'હાજી, પચાસ હજાર રૂપિયા તો એને મળી ગયાં છે. બાકીના પૈસા માટે વાણિયાને ભીંત સાથે ચોંટાડી દીધો છે. આ વાણિયો મહાલોભી અને કંજૂસ છે. એણે ગરીબના એકના ચાર લઇ ઘર બંધાવ્યાં છે ગરીબનાં બચ્ચાં ભૂખે મરી ગયાં તો પણ એને ચારગણા રૂપિયા વસૂલ કરતાં દિલમાં જરાએ વસવસો ન થયો એ પ્રમાણે એણે લાખ રૂપિયા તિજોરીમાં એકઠાં કર્યાં. ગરીબની આંતરડી કકળાવી એ કદી સુખી ન થાય. હવે જયાં સુધી એ ભિખારીને બાકીના પચાસ હજાર આપશે નહિ, ત્યાં સુધી એ ભીંતને ચોંટેલો રહેશે.'

ગણપતિની વાત સાંભળી વાણિયાએ પોતાનું માથું કૂટયું. આંખમાં આંસુ ઊભરાવા લાગ્યાં જ્યારે ઘેરથી પચાસ હજાર રૂપિયા મંગાવી ભિખારીને આપ્યાં ત્યારે એ ભીંતથી છૂટયો.

*

એમ કહેવું કે નરસાનો સ્વામી ઈશ્વર છે એ કાનને કઠોર લાગે છે. પણ જો એ સારાનો સ્વામી હોય તો નરસાનો પણ એ જ. રાવણે અનહદ શક્તિ બતાવી એ પણ ઈશ્વરે બતાવવા દીધી તો જ ના? મારી દૃષ્ટિએ આ બધી તકલીફનુ મૂળ ઈશ્વરતત્વ ન સમજવામાં છે. ઈશ્વર કંઇ પુરુષ નથી, વ્યકિત નથી, એને વિશે કોઇ વિશેષણ લાગુ પાડી શકાય એમ નથી, ઇશ્વર એ પોતે જ કાયદો, કાયદાકાર અને કાજી છે. એવું આપણે જગતમાં સુસંગત રીતે જોતા નથી, પણ જ્યારે એવું કોઇ મનુષ્ય કરે છે તે વખતે આપણે એને શહેનશાહ નીરો (શેતાન) તરીકે જોઇએ છીએ. જેને આપણે ઇશ્વર તરીકે પૂજીએ છીએ તેને સારુ તો એ સ્થિતિ શોભતી છે એટલું જ નહિ પણ વાસ્તાવિક રીતે એ સ્થિતિ છે.

—ગાંધીજી

*

અજ્ઞાનીને ગરુડની પાંખો અને ઘુવડની આંખો હોય છે.

# નોકરડીનો મિજાજ

પ્રિયદર્શના પારેખ

મેડમ બોર્નેએ તારનું કવર ફાડ્યું અને તાર કાઢીને વાંચ્યો 'આજ રાત્રે નહિ ! બીમાર લફાય'

'ભારે અજબની વાત છે' એ બોલી 'બીમાર છે એ બહાનાનો અર્થ ? મે ખાવાની વસ્તુઓ બનાવી છે એનું શુ ?'

'આવુ આપણને જ થાય છે' મિસ્ટર બોર્ને બોલ્યા મેડમ બોર્નેને એક તરકીબ સૂઝી 'હવે તો મને એક જ માર્ગ દેખાય છે કાલે નોલો દપતી આવવાનાં છે – એમને આ કેક આપી દેશુ. કાલ સુધી તો એ તાજી રહેશે'

પણ બીજે દિવસે એ બત્તી સળગાવી રહી હતી ત્યાર એને બીજો તાર મળ્યો 'આવી શકાય તેમ નથી માફ કરજો નોલો'

'આની પાછળ કઈક ચાલ જ લાગે છે' મેડમ બોર્નેએ પોતાની અકળામણ અને પોતાનો ગુસ્સો પ્રગટ કરતાં કહ્યુ 'અત્યારે નવ વાગ્યે તેઓ આપણને ખબર આપે છે કેટલા વિચિત્ર છે આ લોકો ! તમે હસો છો, પણ આ કેક સાવ નકામી બની જશે'

'આપણે કાલે એને લચ વખતે ખાઈ જઈશુ

'તમને એમ લાગે છે કે મે આપણા લોકો માટ આ કેક ખરીદ કરી હતી ?'

'નહિ, બિલકુલ નહિ પણ હવે આપણે કરી પણ શુ શકીએ તેમ છીએ ? મ બોર્નેએ કહ્યુ

'બહુ સારુ આપણે આપણા પૈસા આમ જ ઉડાવી દેશુ.'

ઘરની માલિકણ હોવાથી રાત્રે એને સારી રીતે ઊઘ પણ ન આવી

બીજે દિવસે લચ વખતે નોકરાણીએ કેક ટેબલ પર રાખી દીધી કેકમાં થોડો ખાડો પડયો હતો ક્રીમ પીળુ થઈ ગયુ હતુ અને કેકના ખૂણા જરા પીળી ગયા હતા મિ બોર્નેએ આ જોયુ પણ કઈ બોલ્યા નહિ મેડમ કેક કાપવા લાગી. કેકને સરખા હિસ્સામાં વહેચતા એ બોલી તમારી નજર મોટા હિસ્સા પર છે' એણે પતિની પ્લેટમાં કેકનો અર્ધો હિસ્સો કાઢીને આપ્યો અને કહ્યુ 'ખાઓ'

મિસ્ટર બોર્નેએ પીળી ક્રીમની એક ચમચી મોઢામાં મૂકી, પણ ક્રીમને તેઓ ગળે ઊતારી શકયા નહિ. એમણે મજાક કરતાં હોય એમ કહ્યુ 'મને લાગે છે કે આ થોડી ખાટી થઈ ગઈ છે'

'એ તો સારો ભાગ છે' – મેડમ બોલી 'તમને શુ ગમે છે એ જ મને તો સમજાતુ નથી'

મિ બોર્નેએ કહ્યુ 'જરા તું ચાખી જો'

'તમે કહો તો એક નહિ, બે ચમચી ચાખી જોઉ,' એમ કહીને મેડમ બોર્નેએ ઝટઝટ બે ચમચી મોમાં નાખી દીધી અને કહ્યુ 'કેક ખરાબ નથી થઈ જરા વધુ પાકી ગઈ છે

પણ એ પછી એમણે કેક ખાધી નહિ મેડમ બોર્નેની આંખમાં આંસુ ભરાઈ રહ્યા હતાં ત્યાં મિ બોર્નેને એક વાત સૂઝી

'સાંભળ, તે ઘણા દિવસથી કુકીને કઈ આપ્યુ નથી એટલે એ કામમાં પણ બહુ ધ્યાન આપતો નથી આ કેક આપણે ખાવાને બદલે એને આપી દઈએ તો કેમ ? આપણે ખાવા માટે તો આખી જિંદગી પડી છે'

'તમે તમારો હિસ્સો તો રાખી લો' એમ કહી મેડમ બોર્નેએ કુકીને બોલાવ્યો અને કકની પ્રશસા કરતાં એમણે કહ્યુ આ કેક અમે તને આપીએ છીએ'

કુકીએ કેકની તરફ થોડી વાર જોઈને કહ્યુ 'પણ એમાં ઈંડા હશે ને ?'

'ચોક્કસ મિ બોર્નેએ કહ્યુ 'ઇંડા વિના તો સારી કેક બને જ નહિ'

'તો તો હું લઈ શકીશ નહિ. ઈંડાં મને નથી ભાવતાં'

'પણ તારી પત્ની ખાશે ?'

'મારી પત્ની પણ મારી માફક ઈંડાં પસંદ કરતી નથી. એટલા માટે જ અમારા લગ્ન થઈ શક્યાં.'

'તારાં બાળકોને આપ જે.'

'ઓ મેડમ, મોટો છોકરો છે એ બીમાર છે અને નાનો તો હજુ ખાતાં જ શીખ્યો નથી.'

'જવા દો.' મિ. બોર્નેએ કુચીને ધુત્કારતા હોય એમ કહ્યું :

હજુ સુધી મેડમ બોર્નેનો ગુસ્સો શાંત નહોતો થયો. એની નાડી જોરથી ચાલી રહી હતી. મિ. બોર્ને પોતાના કોટની બાંય તરફ જોઈ રહ્યા હતા. ત્યાં મેડમ બોર્નેને કંઈક યાદ આવ્યું અને 'આપણે પણ કેટલા દુષ્ટ છીએ.' એમ કહીને ઘંટડીનું બટન દબાવ્યું.

'લુજી–' મેડમ બોર્નેએ કહ્યું : આને ખાઈ જા. તારી કાલની પનીર બચી જશે.'

લુજી કેકને લઈ ગઈ.

'ખરેખર એ આ કેક ખાઈ જશે ? હું જરા એ જોવા માગું છું.'

'મને કંઈ વિશ્વાસ નથી બેસતો' મિ બોર્નેએ કહ્યું : 'એ એટલી બેવકૂફ નથી. એના પર પણ પેરિસની હવે થોડી અસર પડી છે.'

'હું જાણું છું. જ્યારથી એના પર દયા કરી એને આપણે એક વાર સર્કસમાં લઈ ગયાં ત્યારથી એ કામચોર થઈ ગઈ છે.'

કેકનું શું થાય છે એ જોવા મેડમ બોર્ને થોડી-વાર પછી રસોડામાં ગઈ. એ પાછી ફરી ત્યારે ગુસ્સામાં એ દાંત કચકચાવી રહી હતી.

'કેકની શી હાલત થઈ હશે એની કલ્પના કરો.'

મિ. બોર્ને સ્વયં પ્રશ્ન ચિહ્ન હોય એવી રીતે ખુરશીમાં બેસી ગયા.

'હું તો પાગલ થઈ જઈશ. કચરાની ટોપલીમાં એણે કેક નાખી દીધી, બહુ થયું હવે તો. આવા હીન લોકો માટે તમે ત્યાગ કરો. એમને ગટરમાંથી બહાર કાઢો, પણ બદલામાં એ કહે છે : 'મેડમ, હું તમારી સડેલી કેક ખાવા નથી આવી.'

થોડીવાર મેડમ બોર્ને એની ઘૃણાભરી વાણી બોલતી રહી. પછી કહ્યું : 'માત્ર આઠ દિવસની નોટિસ એને આપી દેવી છે. હું તો બસ એને કાઢી જ મૂકીશ' મેડમ બોર્નના કાન લાલચોળ થઈ ગયા હતાં. મસ્તકમાં ગુસ્સાની આગ બળતી હતી અને ચહેરો ક્રોધથી કાળો ધબ થઈ ગયો હતો

*

એક કોચવાને કહ્યું : 'છેલ્લા પચીસ વરસથી હું ગાડી ચલાવું છું–પણ કદી કોઈ ઉતારુને, રાહદારીને કે ઘોડાને મેં ક્યારેય ઇજા પહોંચાડી નથી.' એણે એનું રહસ્ય પ્રગટ કરતાં કહ્યું : 'હું લગામ હંમેશા મારા હાથમાં રાખું છું– અને એક ક્ષણ પણ ઘોડાને મુક્ત મેદાન આપતો નથી.'

આ વાત સાંભળતા જ ત્યાં હાજર રહેલાં એક મહાત્માએ તેના ચરણસ્પર્શ કર્યો. સૌ આશ્ચર્યમાં પડી ગયા ત્યારે એ મહાત્માએ ખુલાસો કર્યો : 'અસ્તિત્વની ગાડીને અકસ્માત વિના ઇશ્વર સુધી પહોંચાડવાનો માર્ગ એણે મને ચીંધ્યો છે. વાસનાના અશ્વોની લગામ આપણા હાથ-માંથી ઢીલી ન પડે તો આપણે ક્યારેય પરાજય નહિ પામીએ.'

# મુક્તિ

રવીન્દ્રનાથ ટાગોર

ઉદ્યાનના દૂરના ખૂણામાં એક વિરહિણી સ્રી રાતદિવસના ઉજાગરા કરીને માટીની મૂર્તિ તૈયાર કરી રહી છે: જે માણસની સ્મૃતિ એક વખત એના ચિત્ત-પર સ્પષ્ટ હતી એ આજે એટલી સ્પષ્ટ નથી રહી, એટલે એ મૂર્તિની આકૃતિને જેમ જેમ સંપૂર્ણ બનાવવાનો પ્રયત્ન તે કરે છે તેમ તેમ તેમા વધારે ને વધારે ફેર પડતો જાય છે યુવતીની શરમની સીમા નથી, એની આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે.

હવે એ મૂર્તિને સંપૂર્ણ બનાવવાને પ્રયત્ન નથી કરતી એ અપૂર્ણ મૂર્તિને વેદીપર શણગારીને રાખે છે એની પાસે એ એકસોએક ફૂલનો અર્ધ્ય ધરે છે સુગંધી તેલનો દીપક પ્રગટાવે છે એ દીપક સોનાનો છે, એ તેલ અત્યંત મૂલ્યવાન છે.

ધીમે ધીમે પૂજાની સામગ્રી વધતી જાય છે, ફૂલફળો વધતાં જાય છે વસ્રાલંકારો વધતા જાય છે અને આ બધુ એટલી હદ સુધી વધી જાય છે કે હવે તો મૂર્તિને પણ જોઈ શકાતી નથી બાળકોનું એક ટોળુ રમતું રમતું એની પાસે આવે છે એ બાળક કહે છે 'અમે રમશુ, અમારે રમવુ છે' યુવતી પૂછે છે 'ક્યાં રમશો?' બાળક કહે છે 'અહીં આ, આ વેદી પાસે, તમે મૂર્તિને શણગારીને રાખી છે ત્યા' યુવતી કહે છે 'ના, ત્યા કોઈથી રમાય નહિ.' બીજો બાળક કહે છે અમારે ફૂલો ચૂંટવા છે' યુવતી કહે છે 'ફૂલ ક્યા છે?' બાળક કહે 'આ વેદી પાસેના બકુલ વૃક્ષ ઉપરથી અમે ફૂલો ચૂંટીશુ' 'ના એ ફૂલોને કોઈથી અડકી શકાય નહિ.' યુવતીઓની ત્રીજો એક બાળક આવીને કહે છે 'દીવો ધરીને મને રસ્તો બતાવી જાઓ ને, હું ભૂલો પડયો છુ' યુવતી પૂછે છે, 'દીવો ક્યાં છે?' બાળક કહે છે 'આ વેદી પર તમે જે પ્રગટાવ્યો છે તે' યુવતી કહે છે 'ના, એ દીપક ત્યાથી ખસેડી શકાય નહિ'

આવી રીતે બાળકોનું એક ટોળુ ચાલ્યુ જાય છે, વળી બીજુ ટોળુ આવે છે યુવતી આ બાળ-કોનો નિર્દોષ હાસ્ય કલરવ અને રમતગમત જોઈને થોડીવાર એક મીઠી વિસ્મૃતિમાં લીન થઈ જાય છે, અને પછી ભાનમા આવે છે, ત્યારે શરમાઈ જાય છે અને એની આંખોમાંથી આંસુ વહેવા માંડે છે

મેળાના દિવસો પાસે આવે છે, પાડોશી બુઢ્ઢી આવીને કહે છે 'કેમ બેન, તું મેળો જોવા નહિ જાય?' યુવતી કહે છે, 'ના મારે ક્યાય જવુ નથી' એની બહેનપણી તારા આવીને કહે છે 'ચાલ, મેળો જોવા જઈએ—જો તો કેટના બધા લોકો મેળામા જાય છે!' યુવતી કહે છે, 'ના મારે નથી આવવુ' એક સાવ નાનુ બાળક આવીને કહે છે કે 'મને આંગળીએ વળગાડીને મેળો જોવા લઈ જાઓને!' યુવતી કહે છે 'ના, હુ આવી શકુ નહિ, અહીં જો મારી પૂજા છે પૂજા પડતી મૂકીને મારાથી કેમ આવી શકાય?'

રાતે ઊંઘમા પેલી યુવતી સમુદ્રગર્જન જેવો ધીરગંભીર અવાજ સાંભળે છે, અને સવારે જ્યારે જાગે છે ત્યારે યાત્રીઓના ગાનમાં પંખીઓનું ગાન ડૂબી ગયુ છે, એ જૂએ છે કે દેશ-પરદેશના લોકો જૂદાં જૂદાં પ્રકારના ને રંગબેરંગી વસ્રો ધારણ કરીને મેળો જોવા માટે ટોળાબંધ રીતે ત્યાથી પસાર થઈ રહ્યા છે એ આખુયે દશ્ય જોઈને એને મનમા થાય છે, 'આ શુ મારે પણ જવુ પડશે?'

પણ એના અંતરમાંથી એક બીજો અવાજ આવે છે, કે 'ના, તુ જઈ શકે નહિ અહીં આજ તારી પૂજા છે' ઊઠીને દોડતી એ વેદી તરફ જાય છે, અને ત્યા જઈને જૂએ છે તો એના આશ્ચર્યનો પાર રહેતો નથી જૂએ છે કે વેદી ઉપરથી રસ્તો થઈ ગયો છે અને એ રસ્તા પરથી લોકોના ટોળા અવિરતપણે ચાલ્યાં જાય છે

એના મનમાં એક પ્રશ્ન થાય છે કે 'આ વેદી પર મારા મનોરથની મૂર્તિ રૂપે મેં જેને શણગારીને રાખ્યો હતો એ ક્યાં?' એના અંતરમાંથી જવાબ મળે છે કે 'આ બધાં યાત્રાળુઓ ચાલ્યા જાય છે એમની વચ્ચે'

એજ વખતે એક બાળક આવીને કહે છે કે મને, મેળો જોવા લઈ જશો?" યુવતીએ કહ્યું : 'હા, હું તને લઈ જઈશ' એટલું કહીને બાળકને આંગળીએ વળગાડીને એ મેળો જોવા ચાલતી થઈ અને એક વખત જે મનુષ્યને એ પોતાની સ્મૃતિમાંથી પણ ખોઈ બેઠી હતી તે માણસને આ અનંત યાત્રીઓના સાગરમાં જઈને એણે પાછો મેળવ્યો, અને સ્મરણોનાં શૂન્ય બંધનમાંથી એણે મુક્તિ મેળવી.

*

## અપના હાથ જગન્નાથ !

એકવાર મહાત્મા ટોલ્સટોય પોતાના બંગલાની ઓસરીમાં બેઠા વાંચતા હતા ત્યાં એક યુવકે આવી દયાર્દ્ર સ્વરે કહ્યું, 'હું ખૂબ જ ગરીબ છું તમારી મદદ મેળવવા આવ્યો છું'

ટોલ્સટોયે યુવકને નખથી શીખ સુધી જોઈ લીધો હજી તો યુવાની ફુટતી હતી!

'શું તું ખૂબ જ ગરીબ છે? તારી પાસે કશું જ નથી?' ટોલ્સટોયે આશ્ચર્યથી પૂછ્યું

'એક ફૂટી બદામ પણ નથી' યુવકે એક લાંબો નિસાસો નાખ્યો

'જો મારા એક મિત્ર છે તે આંખો ખરીદવાનો ધંધો કરે છે એ આપણને વીસ હજાર રૂપિયા આપશે, તું તારી આંખો વેચી નાખ

'આંખો' યુવક ટોલ્સટોય આગળ કંઈ બોલે તે પહેલાં બોલી ઊઠ્યો 'ઠીક, આંખો વેચવાની તારી ઇચ્છા ન હોય તો કંઈ નહીં, તું તારા હાથ વેચી દે એ એમાંથી સુંદર મજાની દવાઓ બનાવશે તને એ બદલ ચાલીસ હજાર રૂપિયા મળશે તારી હાથ વેચવાની ઇચ્છા છે?'

યુવક મૌન રહ્યો

'ઠીક, એ પગ પણ ખરીદી શકશે પચાસ હજાર રૂપિયા માત્ર તને બંને પગના જ મળશે'

યુવકથી હવે ન રહેવાયું તે બોલી ઊઠ્યો 'ઓહ! તમેય ખરા છો! આવું તે કંઈ વેચાતું હશે!

'ભલા માણસ! સાચું કહું છું પૈસાદાર થવું હોય તો એક હજી રસ્તો છે તારું આખું શરીર વેચી નાખ લાખ એક રૂપિયા જેટલી રકમ તો મારો મિત્ર સહેલાઈથી તને આપી શકશે'

'એ ના બને એક લાખ શું આખી દુનિયાનું ધન મને આપે તો પણ ન વેચું'

ટોલ્સટોયે હસીને કહ્યું 'જે માણસ એક લાખ રૂપિયા લઈને પોતાનું શરીર વેચી શકે તેમ નથી, ને એમ કહે કે મારી પાસે ફૂટી બદામ પણ નથી, એ તો ભારે હસવા જેવી વાત છે મિત્ર! આ હાથ, આંખો, ચેતનવંતુ શરીર એ બધું ધનના છૂપા ખજાના સમું છે પરિશ્રમ કરવા માંડ નિરાશાને ખંખેરી નાખ, સોનું રૂપું તો શું વિસાતમાં છે? ચાંદો સૂરજ પણ તારા હાથમાં આવીને પડશે'

# માટી મરી જાય એ પહેલાં–

રતિલાલ 'અનિલ'

મારો એ મિત્ર ખરેખર ધઝી હતો. મિત્ર માટે પણ ધઝી અને અમિત્ર માટે પણ ધઝી! કારણ કે એ ખુદ પોતાને માટે પણ ધઝી હતો!

આજે મને લાગે છે કે, આ બાળકો અને ઓલિયા સંત સિવાય પોતાને માટે સરળ બનવાનું બીજાઓને કેટલું દુષ્કર છે! બાળકો અને ઓલિયાઓ પોતાને માટે સરળ છે એટલે જ સૌને માટે સરળ છે!

મારા એ મિત્ર માટે જાણે આખું જગત સહજ અને સરળ હતું! એ સહજપણે બધી વાતમાં રસ લઈ શકતો. પોતાના ભણતરમાં, ભણતરના વિષયમાં, વિષયો શીખવાડનાં અધ્યાપકોમાં, ધ્યાન ખેંચતાં અને નહીં ધ્યાન ખેંચતાં વિદ્યાર્થીઓમાં યે એને રસ! અને છતાં કશી વાતનું વળગણ નહીં. કવિતામાં રસ લઈ શકતો અને અખબારમાં આવેલી કૌતુક જગાડતી વિચિત્ર જાહેરખબરમાં યે રસ લઈ શકતો. એ અસામાન્યપણે સરળ હતો. અને છતાં એની છાપ એક તંદુરસ્ત મનના સ્વસ્થ માણસ તરીકેની જ પડતી. એ નિખાલસપણે હસી શકતો અને માંદગી વખતે સ્વસ્થતા ગુમાવ્યા વિના, ગંભીરતા ગુમાવ્યા વિના સહજ પણ રહી શકતો બહુ વહેલો માંદગીમાંથી ઊઠી જતો. એ માંદગી આહાર-વિહારના કોઈ બૂતને કારણે હોવાનું નોંધી કાઢતો ત્યારે સહજપણે સ્વીકારતો અને 'એવું હવે નહીં કરું', એવી કોઈ ગંભીર પ્રતિજ્ઞા કર્યા વિના એવી ભૂલથી સહજપણે દૂર રહેતો.

સ્વભાવનો અમીર અને વિચારે પણ અમીર હતો. ફિલસૂફીની ચર્ચામાં યે સહજપણે પ્રવેશતો, અને કશા દુરાગ્રહી પ્રતિપાદન વિના એમાંથી બહાર પણ આવી જતો.

એને તો કોઈ પોતાથી સહજપણે થઈ શકતું (લોકો ભલે એને અઘરું કહેતા હોય) એવું કામ કરવાની ઇચ્છા હતી. પણ વડીલોના અતિપ્રયાસો અને ભારે 'પહોંચ'ને પરિણામે ભણ્યા પછી બહુ ઊંચી કહેવાય એવી જવાબદારીવાળી જગ્યા મળી ગઈ. એને માટે એ કામ પણ સહજ જ હતું. પણ તંત્રની બલિહારી જ એ કે જે ધઝી હોય તેને મુશ્કેલ બનાવી દેવું! એ એક વ્યવસ્થાના ચોકઠામાં પ્રવેશ્યો હતો અને કામ કરવું સરળ હતું પણ ચોકઠાની મર્યાદામાં રહીને જાતને જાળવવાના પ્રયત્નોમાં સજાગ રહેવાનું અઘરું હતું છતાં એણે યથામતિ કરી જોવાનો નિશ્ચય કર્યો. કુટુંબીઓ બહુ ખુશ હતા. કેમ કે જવાબદારીવાળી જગ્યાનો પ્રતાપ ઘણો હતો. એથી ખુદ કુટુંબનો મોભો વધ્યો, અને કુટુંબીઓ પાસે પણ જાણીતા અજાણ્યા લોકો આવવા લાગ્યા. પોતપોતાના કામે જ તો! કુટુંબીઓને પણ એ ગમતું. એમનું મોભાનું, મોટા હોવાનું અભિમાન સંતોષાતું.

પણ અમારે મિત્રો માટે એ મિત્ર કોણ જાણે કેમ, 'સહજ' મટી ગયો. ભાગ્યે જ મળવાનું થાય. મળે ત્યારે સતત બીઝી હોવાની ફરિયાદ એના મોઢે હોય જ! મને કામ કરવા માટે નહીં, પણ 'ધઝી'માંથી 'બીઝી' બનવા માટે પગાર મળે છે – એટલો વિનોદ કરવા જેટલો એ હજી નિખાલસ હતો. ઘરે મળવા જઈએ ત્યારે પણ નિરાંતે વાત ન થાય. જરા વારમાં કોઈનો ફોન આવે, નોકર આવે, કોઈ મળવા આવે, એને કંઈ એકાએક યાદ આવી જાય, ઘરનાં માણસો પણ વચ્ચે વચ્ચે આવે ને એને કંઈક યાદ કરાવે પૂછે–એ અકળાય, વાતમાં રસ લેવા પ્રયત્ન કરે અને વિક્ષેપ પડે તો 'સોરી' કહીને હસી યે પડે.

પછી તો એની બદલી થઈ, સંબંધ છૂટ્યા જેવું જ થયું. એમાં પાંચ વર્ષ નીકળી ગયાં, અને એક દિવસ ભારે આશ્ચર્ય વચ્ચે મેં સાંભળ્યું કે એણે નોકરી છોડી દીધી છે! એના બે ત્રણ દિવસ પછી એ જાતે જ મળવા આવ્યો. પહેલો જ પ્રશ્ન કર્યો, 'તેં નોકરી છોડી દીધી!'

'હા, બીઝી થઈ ગયો હતો, હવે ફરી મારે ઈઝી થવુ છે! હુ ખુદ મારે માટે જ મુશ્કેલ થઇ ગયો હતો મારે માટે કશુ જ સહજ કે સરળ રહ્યુ નહોતુ ' કોને મળવુ કોણુ મને મળે, મારે શી વાત કરવી, શેમાં રસ લેવો, ક્યાં જવુ, કયો આનદ કરવો, કશી જ સ્વતત્રતા નહી! મારા મોભા પ્રમાણે જ આગળથી વાત થાય' અમુક ઠેકાણે તો પત્ની સાથે જ જાણે વરઘોડિયા હોઇએ એમ બની ઠનીને જવુ પડે! મોટા સાહેબ આવે ત્યારે એમને વર રાજા સમજીને જાતે સાજનિયા થઇને એમની પાછળ ફરવાનુ અને એમને રસ હોય એવી વાત કરવાની અને ગમતુ હોય એ દેખાડવાનુ!

મારે માટે હુ અપરો નહી, કેવળ 'દુષ્કર' થઇ ગયો અને નોકરી છોડી દીધી! કોઇ કોલેજમા સામાન્ય લેકચરર તરીકે જોડાવાનુ મળે તોયે મને રજ નહી થાય મારી શૈક્ષણિક યોગ્યતા તો એટલી છે જ જો કે, સગાઓને આથી બહુ માઠુ લાગ્યુ છે કેમ કે હવે એ 'મોટા માણસના સગા' મટી ગયાં છે મા-બાપ જીવ્યા ત્યા સુધી નોકરી નિભાવી, એમને આઘાત નહોતો આપવો એટલે હવે હુ મને પોતાને જ વધારે આઘાત આપવા ઇચ્છતો નથી આટલા વર્ષ હુ મરી ગયો હતો હવે હુ ધીરે ધીરે સજીવન થવા માગુ છુ!'

અને મને એ ગમ્યુ મારુ આશ્ચર્ય શમી ગયુ હુ એ 'બીઝી' બની ગયેલા 'ઈઝી' માણસને ઓળખતો હતો મને લાગ્યુ કે, આ માણસ પોતાને માટે પણ ખોવાઇ ગયો હતો તે પાછો મળશે અને એના સપર્કમાં આવનારને યે એ પાછો મળશે ખોવાઈ ગયેલો તે મળશે

'અતિ વ્યસ્ત' માણસોના ઝુડમાથી એ 'સર્જક વ્યસ્તતા'ના માણસોમાં આવી ભળ્યો એ સારુ છે હવે એ એના રસના વિષયમાં એ સઘન થશે બીઝી થવામા છિન્નભિન્ન થઇ ગયો, હવે ઈઝી થઇને પોતાના ગુમાવેલા અસ્તિત્વનો એકેએક કણને પાછો મેળવી જીવનરસથી વ્યક્તિત્વનો એક મોહામણો આકાર રચશે એનુ જીવન એક ચિત્ર બનશે. ચિત્ર કળાના આદોલનની ફેશનનુ ચિત્ર નહી, બીઝી માણસના જીવનની અમૂર્ત કળાનુ ચિત્ર નહીં, પ્રગટ માણસના પ્રગટ જીવનનુ સમજાય છતા, મોનાલિસાના સ્મિતને સમજ્યા પછી યે ઊડે ઊડે કશીક કરુણાનો ભાવ જાગ્યા કરે, ગમે એવો અવસાદ થાય-એવુ ચિત્ર બનશે

એ કહે 'સાહેબ થયા પછી મારાં કપડાં મટીને મારો યુનિફોર્મ બની ગયો! મને જોતા જ જોનારને લાગવુ જોઇએ કે હુ સાહેબ છુ' એવો ભારે કિમતનો સૂટ પહેરવાનો ગરમીમાયે બૂટ-મોજા ખરાં જ! ધમકાવવા માટે અગ્રેજી ભાષાનો ધાક સ્વીકારીને અગ્રેજીમાં જ બોલવાનુ! ચાંપ દબાયને નિયૉન લાઇટ સળગે એમ હસવાનુ ને ચાપ દબાયને લાઇટ ઓલવાય તેમ તરત ચહેરો ઓલવી નાખવાનો!

"કોઇની સાથે વાત કરતા કરતાં ફોન કરવાનો ને ફોન કરતા કરતાં વાત પણ કરવાની! વચમાં હસવાનુ યે ખરુ ઘટડી મારી પટાવાળાને પણ બોલાવવાનો ને ઇશારો કરીને ઓર્ડર કરવાનો!

'વારુ જોઇશુ, મારા ધ્યાનમાં જ છે હા, હા, કાળજીપૂર્વક જોઇશ, અનુકૂળતાએ મળજો ને'

(અનુકૂળતા હોય એ વળી સાહેબ શેનો!)

'ઠીક, ઠીક, શુ થાય છે તે જોઇશ આવા તો કેટલાયે રેડીમેઈડ શબ્દોના કટપીસ મે ગોખી રાખેલા!

'ગોખેલી ભાષા બોલુ', સાહેબનો ગણવેશ પહેરુ, સાહેબ કરી શકે એવી જ મુવમેન્ટ કરુ'! સમારભમા તારા જેવો મિત્ર મળી જાય અને સાથે બીજા ડિપાર્ટમેન્ટના સાહેબ હોય એટલે તેની સાથે વાત પણ ન થાય "પેનો શુ ધારી લેશે" એની ચિતા! એ સાહેબ જુએ નહી એમ પેલા મિત્ર સામે જોઇને હસી લેવાનુ-એટલે વાત પતી'

અને આટ આટલા માણસો મને શ્રીમાન અને સાહેબ કહે, માને-તો યે ખરેખર તો હુ મને અમિત્ર જ અનુભવતો! કોઇની ઈર્ષ્યાનુ પાત્ર તો કોઇની ખુશામતનુ પાત્ર! કોઇની ઉપેક્ષાનુ પાત્ર તો

કોઇના શરતી વહાલનુ પાત્ર ! હું અકળાઇ ગયો! મને લાગ્યુ કે, હજી મારી માટીમાં છૂટા પડી ગયેલા કણને જોડીને એક કરી શકે એવો થોડો રસ રહ્યો છે ખરો, મારી માટી સાવ મરી ગઇ નથી, મારે માત્ર એને સજીવન કરવાની છે, અને તે માટે મે નોકરી છોડી દીધી

'તને ખબર છે ને કે, શહેરમાં પેલી સોસા યટી હવે છે ત્યાં પહેલા ખેતર હતું કેવી કસવાળી જમીન! કેવો મબલખ પાક ઊતરે! ત્યાં સોસાયટી થવા લાગી કાચી માટીના માર્ગે વાહનોની દોડધામ વધી ગઇ વાહનોના પૈડાઓએ ખેતરની કસવાળી માટીને કચડી કચડીને કસહીન કરી નાખી માટીને મારીને ધૂળને જીવતી કરી!' સોસાયટીમા રહેનારને થયુ કે લાવ ગુલાબનો એક છોડ ઉછેરુ ! એ પેલા રસ્તાની ધૂળ લાવ્યા ને કૂંડામા નાખી ગુલાબની કલમ રોપી પણ ગુલાબનો છોડ ન ઉછર્યો તે ન ઉછર્યો, છેવટે મરી ગયો મરેલી માટીમા શુ ઊગે ?

'અતિવ્યસ્તાના ક્રૂર ચક્રો મારી માટીને દળી દળીને નિર્જીવ ધૂળ કરી નાખતાં હતા અને માટી સાવ મરી જાય એવો મને ભય લાગ્યો અને મે નોકરી છોડી દીધી!

'મારે અતિવ્યસ્તતાં નહી, "સર્જક વ્યસ્તતા" જોઇએ છે! વીંટીમા નગ બેસાડવા માટે એકધારો કલાકોથી મથતો જડિયો, જેઠના ભર બપોરે એક ધારો હળ ચલાવતો ખેડૂત, કોઇ એક મુદ્રા, એક આકૃતિ, ભાવ, સ વેદન મૂર્ત કરવા માટે ચિત્ર પાછળ કલાકો સુધી પીંછી લઇને કામ કરતો ચિત્રકાર, કોઇ આકાર ઉપસાવવા મથતો શિલ્પી ગાનીચામા બાત ઉપસા વવા મથતો વણકર, કાઇ પ્રેરણાને શબ્દદેહ, કાવ્યરૂપ આપવા કલાકો સુધી મથતો કવિ-એ લોકો અતિ વ્યસ્ત છે, પણ એ વ્યસ્તતા સર્જકવ્યસ્તતા છે એ કશુંક સર્જે છે પણ આ સાહેબની, અધિકારીની, શેઠની, પ્રધાનશ્રીની અતિવ્યસ્તતા માટીને ધૂળ બનાવવાની વાઝણી અતિવ્યસ્તતા છે?"

—અને લાગ્યુ કે મારી મરેલી માટી પણ ધીરે ધીરે સજીવન થતી જાય છે હુ એને બાળકની જેમ ભેટી પડયો ...કયા સુધી અમે એકબીજાને ભેટી રહ્યાં.. મૂગા મૂગા અમે કશુક ગુમાવેલું ફરી મેળવતા હતા

*

જે માણસ આપેલુ વચન પાળી ન શકે, એ માણસ કોઈ પાસેથી સાચું પામી પણ ન શકે.

તમામ માણસની કલ્પના જો સાચી પડે તો આ દુનિયામા ધુમાડા સિવાય બીજુ કાંઇ નજરે પડે જ નહિ.

*

એક ટેબલ ઉપર બેસીને સાથે ચા પીનારા મિત્રો ઘણા મળે છે પણ સાથે ઝેર પીનારો મિત્ર તો કદાચ જિંદગીમાં એકાદ મળે, કદાચ

*

ઉનાળામા ઠડો પવન-આશ્વાસન આપનારા મિત્ર જેવો, શિયાળામા તીખાબોલા માનવી જેવો અને ચોમાસામા જડમૂળથી ઉખેડીને ફેંકી દે એવો વાવાઝોડાં જેવો બનીને આવે છે

*

એક વાદળું એટલે પાણીની ઝીણી ઝરમર, બે વાદળા એટલે ધોધમાર વરસાદ, અને ત્રણ વાદળા એટલે જળપ્રલય.

*

# ઓગણીસમી સદીનો યાત્રાળુ

છ ગાધી

કવિનું અતિ વિરલ અને સ્પૃહણીય બિરદ પ્રાપ્ત કરવા છતાં નર્મદાશંકર નો યશધ્વજ તો તેનું પ્રભાતભર્યું અને સામર્થ્યવાન ગદ્ય જ ફરફરતી રાખવાનું તેણે રચેલી કવિતાનો સગ્રહ નાનોસૂનો અને નિર્માલ્ય નથી તેમ જ તેમાં આવતા વિષયો મર્યાદિત અને વર્ણનો નીરસ નથી તેની કેટલીક લીટીઓ તો ગુજરાતના પ્રેમીના હૈયા ઉપર સદાની કોતરાઈ રહેવાની આ બધુય છતાં, જે નર્મદાશંકરના દર્શન આપણને તેના ગદ્યની દરેક કડિકામા થાય છે તે નર્મદાશંકર તેના પદ્યમા કવચિત જ દેખા દે છે આ ઉપરથી એમ માની નથી બેસવાનું કે એનું પદ્ય ફ્લ્ગુ અને ચિરજીવી તત્ત્વ વગરનું છે એનો જુસ્સો એનો સ્વદેશપ્રેમ એની અડગ ટેક, એની ઊછળતી સુધારકવૃત્તિ, આ સવળાથી એનુ પદ્ય સુરપતિના ધનુષ જેમ સદાયે ઝળહળ્યા કરશે છતાં પણ તટસ્થ દૃષ્ટિએ વિચાર કરતા જણાય છે કે નર્મદાશંકરમા કવિ કરતા ગદ્યરનામી સવિશેષ વિકસેલ છે

આ દેખીતા વિરોધાભાસને સમજવા તેના સમકાલીન ગુજરાતની ઐતિહાસિક અને સાંસ્કારિક ભૂમિકા તપાસવી જરૂરી છે નરસિંહથી શરૂ થયેનો ભક્તિએ પ્રગટાવેલો કાવ્યદીપ એ સપ્રદાયના છેલ્લા છબીલા કવિ દયારામ સાથે નિર્વાણ પામે છે દયારામના અવસાન સાથે ગુજરાતી સાહિત્યનો કવિતા યુગ – નર્મદ અને દલપત જેવા સમથ કવિઓના એની પરપરા અખંડિત રાખવાના કરેલા પ્રયત્નો છતા–પૂરો થાય છે અને આવકસિત અપગ ગદ્ય, શૈશવનો ત્યાગ કરી, પોતાના પગ ઉપર સ્થિર થવા સફળ પ્રયત્ન કરે છે ઓગણીસમી સદીનો ઉતરાર્ધ એટલે ગુજરાતી ગદ્યનો ઉદયકાળ દલપતની કવિતા એ માત્રામેળથી અલકૃત સરલ ગદ્ય જ છે આ કથનથી એ સરકારમૂર્તિને સહેજ પણ ઊતારી પાડવાનો ઇરાદો નથી જે યુગમાં એ જન્મ્યા એ યુગ જ ખાસ કરીને પદ્યનો યુગ હતો દલપતરામે કે નર્મદાશકરે કવિતા રચી, તે યુગના વહેણની પ્રતિકૂળ જઈને એટલે એમની કવિતામા ગદ્યના અગોનું અસ્તિત્વ અનિવાર્ય હતુ અને ગદ્યનું વધતુ જતુ પ્રાધાન્ય સહેજ વિચાર કરતાં સમજી શકાય તેવુ છે તેવખતે અગ્રેજી કેળવણીએ સહેજ સુલભ કરેલા પરસરકાર ઝીલવા ગુજરાત તલપાપડ થઈ રહ્યુ હતુ તેની દૃષ્ટિ સારાસારનો વિવેક કરવાની શક્તિ ગુમાવી બેઠી હતી નવા ઉજાસમા જૂના પ્રકાશનું વિસ્મરણ થઇ ગયુ હતુ કૃષ્ણ અને દેવ–દેવીઓની લીલા ગાઈ ગાઈને ગુજરાત થાકયુ હતુ સ્વાતત્ર્ય માટે કરેલા છેલ્લા ભીષણ અખતરામાં મળેલી નિષ્ફળતાએ વિચાર કરતા માણસોની આંખો ઉઘાડી દીધી હતી બુદ્ધિશાળીઓને મૂક બનાવી દીધા હતા આપણી ખામીઓ, આપણુ ઉતરતાપણુ અને આપણી નિર્વીર્યતા ઇસ ૧૮૫૭ ના વરસે જેટલા નિર્દયતાથી ઉઘાડા પાડ્યાં છે તેટલા કોઈ કાળે પડ્યાં નથી આવા અદ્ભુત, ડહોળાયેલા અને વિકેટ સધિકાળે ગુજરાતમાં એક તેજસ્વી નક્ષત્ર ઉદય પામે છે પરસાહિત્યના સપર્કથી તેને સ્વભાષાનું દારિદ્ર સ્પષ્ટ સમજાય છે પરદેશીઓના પુરુષાર્થના પરિચયથી તેને સ્વબાધવોની નિર્વીર્યતાના પૂરેપૂરા દર્શન થાય છે નવીન દૃષ્ટિબિંદુઓના સઘર્ષણથી જૂના દૃષ્ટિબિંદુઓમાં તેને અધ વહેમ અને જડતાની ઝાખી થાય છે વર્તમાન કગાલિયતથી હતાશ થયેલુ તેનુ મન પ્રાચીન ભૂતકાળની ભવ્યતામા આશ્વાસન શોધે છે, પરદેશીઓ સાથે ત અને તેના દેશીઓ કેમ સગૌરવ ઊભા રહી શકે સિદ્ધરાજ અને હેમાચાર્ય માઘ અને પરશુરામનુ ગુજરાત કેમ ફરી હતુ તેવુ પ્રતાપી થાય તેનાં ઉગ્ર સ્વપ્નાઓ તેને સુખે રોટલો ખાવા કે નિરાંતે ઊંઘવા દેતાં નથી તેના અતરમા એક જ ધૂણી ધખ્યા કરે છે એ ધૂણીના અવિરત તાપમાં એ પોતાના અગત સ્વાર્થને મર્દાનગીથી હોમી દેવા રજભર પણ અચકાતો નથી

નર્મદાશંકર જેટલું સ્વયુગનું પ્રતિબિંબ બીજા કોઇ સાહિત્યકારે સાચવ્યું જાણ્યામાં નથી. નર્મદાશંકર એકલો સાહિત્યકાર નથી. તે તેના કરતાં કંઇક વિશેષ છે. તેણે સાંસ્કારિક અસ્પૃશ્યતા નથી કેળવી. તે તો લોકના હૈયા સાથે ઊછર્યો છે. નર્મદાશંકર એટલે ઓગણીસમી સદીના ગુજરાતનું સંપૂર્ણ પ્રતિબિંબ– જે જે વિચારો ગુજરાતે કર્યા, જે જે સ્વપ્નાઓ ગુજરાતે સેવ્યાં, જે જે દુઃખો ગુજરાતે સહન કર્યાં, જે જે સંસ્કારો ગુજરાતે ઝીલ્યાં તે તે બધાંયનું નિર્મળ દૃષ્ટિએ અવલોકન કરવું હોય તો તો તેનો વિપુલ ગદ્યસંગ્રહ અવલોકો. કડક વિવેચનને તેના ગદ્યમાં સનાતન સાહિત્યનાં લક્ષણો કદાચ ખોળ્યાં નહિ જડે. નર્મદાશંકરે ત્રિકાલાતીત સાહિત્ય સર્જવાનો પ્રયત્ન કર્યો જ નથી શુદ્ધ સાહિત્યની સેવા કરવાના એક માત્ર અને ઉદાત્ત આશયથી તેણે કલમ કોઇ દહાડો હાથમા નથી લીધી. કલમને તેણે પકડી હતી જનસેવાના નમ્ર કાર્ય માટે તેના ગદ્યને સાહિત્યની કસોટીએ ચઢાવવાની જરૂર નથી એનું લખાણ ...

'પ્રસંગના જોસ્સાઓની' નિશાની છે, માટે એમાંના વિચારોને ચોમાસાનું ડહોળાયેલું પાણી સમજવું

એના ગદ્યનો આપણે સાહિત્યની દૃષ્ટિએ નહિ, પણ તેનાં વ્યક્તિત્વના વિકાસની દૃષ્ટિએ વિચાર કરવાનો છે. ગુજરાતી ગદ્યને એણે નવું જોમ આપ્યું, નવીન શૈલી આપી એ બધું ય ખરૂ પણ સાહિત્ય તેને માટ ગૌણ વિષય હતો. સેવા તેને મન પ્રધાન કર્મ હતું, એના વિવિધ અને વિપુલ ગદ્ય પાછળ સત્યની શોધ કરેલો મહેનતુ યાત્રાળુ નજરે પડે છે. સમકાલીન વહેમો, કુરિવાજો અને દુર્ગુણોનો ધ્વંસ કરવા આપણે તેને અથાક પરિશ્રમ કરતો જોઇએ છીએ [સામાન્ય થઈ પડેલા છૂપા ને જાહેર વ્યભિચારથી તેનો જીવ કલેશ પામે છે એ રોગને હણવા તે બુદ્ધિવર્ધક સભા આગળ એક નિબંધ લખી ૧૮૫૫ના ઓકટોબરમાં વાંચે છે વ્યભિચારના કારણો જણાવતાં તે સહેજ પણ ખચાતો નથી

"એક બીજાને નાપસંદ પડ્યાથી, જુલમથી અને સામદામથી ભોળવાઇ ગયાથી, જાર કર્મો થાય છે....છિનાળું તથા રાંડબાજી કાંહાં રહે છે એ સંબંધી ભૂખે મરતા બૈરાઓમાં, વિજોગી સ્ત્રી–પુરુષમાં, જુવાન સ્ત્રી–પુરુષોએ એકાંત એકઠું રહેવામા, પૈસાદારના ઘરમાં, બળહીન અને છિનાળવા પુરુષોની બાયડીઓમા, બાળરાંડોમાં, વિધવા જુવાન સ્ત્રીઓમાં, નઠારી સોબતમાં અને અભણેલ અથવા નાસ્તિક અવસ્થામા ઉપર લખેલા વિકારોનો વાસ હોય છે – હું શક રાખું છું કે આપણી આજની સ્થિતિમાં સો જુવાન માટીડામાં ૭૫ ભાગ્યે જ ચોખ્ખા હશે અને સો જુવાન બાયડીઓ મધ્યે ભાગ્યે જ ૪૦ પ્રતિવ્રતા નીકળે એ રીતે વ્યભિચારે અને ઉપર ચોટકા ધશકે જોર માર્યું છે. ઊંચ કૂળની સ્ત્રીઓ ઘણુ કરીને ધણકની જ ભૂખી હોય છે, અને નીચ કૂળની પૈસાની જ તવંગરને ઘેર ગટોરગચ્છ જેવા ચાકરો શેઠાણીઓનાં કામો પુરાં પાડે છે"]

કેટલી નીડરતા! નોકરી ન કરવાનું પણ લઇ, હસતે મોઢે નિષ્કિંચનતાને વરેલા આ સમાજ સુધારકમા બીકનો છાંટો નથી જેના સમભાવ અને સહાનુભૂતિ ઉપર એનો દેહ નભે છે તેને પણ સાચું કહેતા તે અચકાતો નથી પોતાને જણાતા સત્ય માટે તે ક્રોધ વ્હોરવા તૈયાર છે મન, વાણી અને કર્મનો વ્યભિચાર તેને ઇષ્ટ નથી જે હૈયે તે હોઠે – જેઓએ જાહેર જીવનમા અમુક પણ કાળ વ્યતીત કર્યો છે તેઓને સુવિદિત છે અંતરાત્માના અવાજને ઘણીવાર ઉપેક્ષવો પડે છે અને કોઇ કોઇવાર સાવ દાબી દેવો પડે છે. નર્મદાશંકરે જો આજના દેશસેવકોની રીતિ અખત્યાર કરી હોત તો પાછળના વખતમાં જે તેને શોષવું પડ્યું તે ન પડત. પણ મુત્સદ્દીગીરી તેના લોહીમા જ ન હતી લોકમતનાં નગારા સાથે નાચવાનું તેણે માંડી વાળ્યું હતું. તેની મહત્ત્વાકાંક્ષા તો લોકમતને કેળવવાની હતી આમાં જ તેના ગદ્યની સાર્થકતા છે પોતાના આશ્રયદાતાઓને–ડાંડિયાના વાચકોને-સંબોધતાં તે કહે છે કે :-

"ઓ લોકો, એમ ન જાણશો કે હું ડાંડિયો ડમ ડમ ડમ દાંડી પીટી જ જાણું છું–રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તારામાથી અજ્ઞાન, વહેમ ને અનીતિ

કાઢી નાખવાને, દેશનું ભલું થાય તેમ કરવાને, હું થોડો ઘણો લાયક છઉં, તરેહતરેહવાર આદમીઓ જોયા છે—પંડિત સાથે, મૂરખ સાથે, નીતિમાન સાથે, અનીતિમાન સાથે, ભલા અને ડાંહ્યા-ડાગા-ડાંડીયા લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડેલો છે—પૈસાદાર અને ગરીબના ઘરમાં ફરી વળ્યો છઉં સાહેબી ને વેઠ કરી છે મતલબ કે મેં દુનિયાને સારી પેઠે ઓળખી છે હું ડાંડિયાના ભેદ પ્રપંચો જાણું છઉં (ડાંડિયાપણું કર્યું નથી) માટે ડાંડિયાઓની વાત હું બહાર કાઢીશ અને તે ઉપરથી તેઓ મને ડંડિયો કહેશે, માટે હું મારી મેળે પહેલેથી જ ડાંડિયો છઉં એમ કહું છું—ખબરદાર!"

સુધારાનો તે પુરોગામી હતો છતાં તેનાં નેત્રો દર્પણથી અંધ થઈ ગયાં ન હતાં તેને પોતાની શક્તિઓનું પૂરેપૂરું ભાન હતું એટલું જ નહિ પણ જે પ્રતિપક્ષો સાથે લડવાનું હતું તેના સામર્થ્યનો પણ તેણે પૂરેપૂરો અડસટ્ટો કાઢ્યો હતો પોતાના પક્ષને ચાનક ચડાવતાં તે કહે છે કે

ભાઈઓ, આપણે સુધારાનો ઉપદેશ કરવાને યોગ્ય નથી નથી ચોખ્ખું આપણી ભાષાનું જ્ઞાન,—સંસ્કૃતનું તો કંઈ નહિ, ગુજરાતી લિપિમાં લખાયેલા શ્લોક પણ ન વાંચી જાણું એ તો બાળબોધ લિપિના ક્યાંથી વંચાય? અંગ્રેજી પણ સાધારણ વાંચી લખી સમજી જાણીએ છીએ આપણને સંસારનો અનુભવ પણ પૂરો નથી ખરેખર સુધારાના ઉપદેશકોમાં વિદ્યા, વાચાળપણું, લખવાની છટા, તેમ ઉદ્યોગ ખંત, નિર્લોભતા, લોકાપવાદ—ભયમુક્તિ, નિસ્પૃહતા સર્વજન સાથે મળતાવડાપણું, ટેકીપણું, સ્વાત્મ-સુખદુઃખનો સ્વલ્પ વિચાર—એ સહુ સદ્ગુણો જોઈએ તે તો આપણામાં પ્રથમ થકી જ નહિ, તો તે હમણાં ક્યાંથી હોય?

પોતાની ત્રુટિઓનું તેને પૂરેપૂરું સ્મરણ છે છતાં તેથી તે નાસીપાસ થતો નથી તેનો ઉત્સાહ અદમ્ય છે તે યોદ્ધો છે, 'આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય' એ તેનો જીવનમંત્ર છે મુશ્કેલીઓથી તે હતાશ થાય તેમ નથી

'હવે આપણાથી નહિ નિભાય એમ સમજી, શું આરંભેલું કામ મૂકી દેવું? ના ના 'માથે પડી વિશ્વદેવા' રણમાં પડ્યા પછી હવે બીજું શું? મહેનત કરતાં લડતાં મરવું એ સમાન પુરુષાર્થ કિયું? મરતા લગી ઘાથી રીબાયા તો પણ શું? લીધેલું પણ મૂકવું?"

એણે ચર્ચેલા વિષયો પ્રાસંગિક છે એ નિ:સંશય છે પણ તેથી તે નિરૂપયોગી નથી બનતા વરસોના લાંબા ગાળા પછી પણ તેણે ઉઘાડાં કરેલા ગુમડાં તો ગુજરાતના શરીરને હજુ એટલી જ નિર્દયતાથી પીડી રહ્યાં છે વિધવાની સ્થિતિ હજુ તેટલી જ દયાપાત્ર છે શ્રીમંતો અને ગરીબો વચ્ચેના અવિશ્વાસ અને અંતર સહેજ પણ દૂર થયા નથી કામી ગુરુઓ અને ભોળી ભક્તાણીઓના કિસ્સા તેટલા જ બન્યા કરે છે કુસંપ ખુશામત અને વ્યભિચાર કાંઈ ઘટ્યા હોય તેવું જણાતું નથી

ગુજરાતી સાહિત્યમાં નવીન શૈલીના પ્રવર્તક તરીકે તે ભલે પૂજાતો તેનું ખરેખરું સ્થાન ગુજરાતની સંસ્કૃતિના ઇતિહાસમાં છે તે અદ્ભુત ગદ્યસ્વામી અને જુસ્સાદાર કવિનું ઋણ જેટલું ગુજરાત ઉપર છે તેટલું ગાંધીજી બાદ કરતા બીજા કોઈનું નથી તે પંડિત ન હતો શાસ્ત્રોનું તેણે સાંગોપાંગ અધ્યયન કર્યું ન હતું છતાં પણ ગુજરાતના વિચારમાં તેણે જે ફાળો આપ્યો છે તે વિરલ છે

*

ઈશ્વરને માણસ જાતને જ્યારે શિક્ષા કરવાનું મન થયું ત્યારે તેણે વકીલો પેદા કર્યા

*

આવતા જન્મની અગત્ય માટે આ જન્મમાં ઊતરાવેલા વીમાનું નામ 'ધર્મ,' અને આ વીમાની શ્રેષ્ઠ પોલીસીનું નામ 'પ્રમાણિકતા'

# સાહિત્ય અને અહિંસા

તુકારામનું એક વચન છે. તેમાં પરમેશ્વરને સંબોધીને તે કહે છે : 'તારા નામનો મહિમા તું નથી જાણતો – અમે જાણીએ છીએ.' એ જ પ્રમાણે સાહિત્યકારોનો મહિમા સાહિત્યકારો જાણતા નથી. પોતાને વિષે અભિમાન ધરાવનારા જે સાહિત્યકારો હશે, તે સાહિત્ય માટે અભિમાન તો ધરાવતા હશે; પરંતુ તેનો મહિમા તેઓ જાણતા હોતા નથી. જો તેઓ સાહિત્યનો મહિમા જાણતા હોત તો તેનું અભિમાન તેઓ ન કરત. સાહિત્યનો મહિમા વિશાળ છે.

મારા મનમાં જ્યારે હું સાહિત્યની વ્યાખ્યા કરવા જાઉં છું, – વ્યાખ્યા કરવાનો મને શોખ છે – ત્યારે હું એની વ્યાખ્યા કરું છું કે 'સાહિત્ય એટલે અહિંસા.' આવું સાંભળીને લોકો કહેશે કે આ તો ખરો ધૂની માણસ છે ! જ્યાં ત્યાં અહિંસાને લઈ આવે છે.

પરંતુ સાહિત્યકારોએ પણ એની વ્યાખ્યા એવી કરી છે કે, સર્વોત્તમ સાહિત્ય 'સૂચક' હોય છે. 'સૂચક સાહિત્ય' શા માટે સર્વોત્તમ મનાય છે ? એટલા માટે કે સાંભળનાર ઉપર તે આક્રમણ કરતું નથી. કોઈના ઉપર ઉપદેશનો પ્રહાર થવા લાગે, તો એ ગમે તેટલો હિતકર હોય તો યે તેનો સ્પર્શ શીતળ નથી લાગતો.

બાળપણમાં અમે ઈસપની નીતિકથાઓ વાંચતા કથાનું તાત્પર્ય તેની નીચે છેવટે લખેલું હોય છે તાત્પર્ય એટલે ન વાંચવાનો ભાગ, એમ અમે સમજતા હતા. જો કથાનું તાત્પર્ય થોડા શબ્દોમાં લખી શકાય, તો હું માનું છું કે કથા લખનારમાં કશી કળા જ નથી. હમણાં એનીપુરીજીએ કહ્યું કે 'ભૂદાનયજ્ઞ' એ શબ્દ કોના સાહિત્યમાં કેટલી વાર આવ્યો છે ? એ ઉપરથી લોકો હિસાબ કરે છે કે, આ સાહિત્ય ભૂદાનયજ્ઞને સહાયક છે કે નહિ ? આના સાહિત્યમાં પચાસવાર 'ભૂદાન' શબ્દ આવ્યો, પેલાના સાહિત્યમાં પાંચસો વાર આવ્યો, એવી સૂચી બનાવીને ગણતરી કરી છે !

ઉત્તમ કૃતિનું લક્ષણ આવું છે : જેમ રામચંદ્રજીને જોઈને અનેક લોકોએ પોતપોતાની ભાવના અનુસાર અનેક કલ્પનાઓ કરી હતી, તેમ જે બોધથી અનેકવિધ તાત્પર્યો નીકળતા હોય તે જ સાહિત્ય-બોધ છે. કાયદાના ગ્રંથોમાં આનાથી તદ્દન ઊલટી વાત હોય છે. એક વાક્યમાંથી એક જ અર્થ નીકળવો જોઈએ, બીજો નહિ. જો વાક્યમાંથી બે અર્થ નીકળતા હોય તો વકીલોની કમબખ્તી થાય, પરંતુ સાહિત્યનો સ્વભાવ એનાથી બિલકુલ ઊલટો છે. ગીતા–ઉત્તમ સાહિત્ય છે. રામાયણ ઉત્તમ સાહિત્ય છે, કારણ કે બન્નેના તાત્પર્યોની બાબતમાં મતભેદ છે. જો સાહિત્યના તાત્પર્ય અંગે મતભેદ ન હોય અને તાત્પર્ય નિશ્ચિત કહી શકાય એમ હોય, તો એ સાહિત્યમાં સાહિત્ય-શક્તિ ઓછી પ્રગટ થાય છે.

ઈશ્વરના પ્રેમની બાબતમાં ભક્તજનો કહે છે કે, એ પ્રેમ અહેતુક હોય છે, એમાં હેતુ હોતો નથી. પ્રેમ કરવો એ ઈશ્વરનો સ્વભાવ છે. એ જ રીતે સાહિત્યમાં પણ કશો હેતુ હોતો નથી. સાહિત્ય એ એક સ્વયંભૂ વસ્તુ છે. પરંતુ હેતુ રાખવાથી જે નથી સધાતું તે સાહિત્યમાં હેતું રાખ્યા વિના પણ સધાય છે, એ સાહિત્યની ખૂબી છે. ગીતા પણ મને એ જ માટે પ્રિય છે કે એ હેતુ ન રાખવાનું શીખવે છે. એ એક એવો ગ્રંથ છે, જે એટલે સુધી કહેવાનું સાહસ કરે છે કે, નિષ્ફળ કાર્ય કરો. નિષ્ફળ કાર્ય કરવાની પ્રેરણા આપનારો આવો બીજો કોઈ ગ્રંથ દુનિયામાં મેં ક્યાંય જોયો નથી. પરંતુ સાથોસાથ ગીતા એ પણ બરાબર જાણે છે કે, જેણે ફળની આશા છોડી, એને અનંત ફળ મળે છે.

મેં સાહિત્યની જે વ્યાખ્યા કરી એમાં પણ આ જ વિશેષતા છે. સાહિત્યમાં એવી શક્તિ છે કે એનાથી શ્રમનો શ્રમ બની જાય છે. શ્રમ વિનાં મહત્ત્વની કોઈ વસ્તુ બનતી નથી; પરંતુ સાહિત્યમાં તો શ્રમને શ્રમનું રૂપ પ્રાપ્ત થાય છે. બીજી વસ્તુઓમાં માણસને આરામની પણ જરૂર રહે છે. ત્યાં શ્રમ અને આરામ પરસ્પર વિરોધી હોય છે. માણસ જ્યારે શ્રમથી થાકે છે ત્યારે તે આરામ લે છે અને જ્યારે આરામથી થાકે છે–

આરામનો પણ થાક ચડતો હોય છે—ત્યારે તે શ્રમ કરવા મંડી પડે છે. પરંતુ સાહિત્યની એવી ખૂબી છે કે, એમાં શ્રમની સાથોસાથ શમ ચાલે છે. ચોવીસે કલાક કામ અને ચોવીસે કલાક આરામ, એ છે સાહિત્યની ખૂબી. ચિત્ત ઉપર સાહિત્યનો કશો બોજ પડતો નથી.

સાહિત્ય-સેવનનો થાક ન લાગવો જોઈએ. આપણે સુંદર, મધુર સંગીત સાંભળીએ છીએ ત્યારે આપણે 'હવે બસ !' એમ નથી કહેતા. જ્યાં 'હવે બસ !' આવે, ત્યાં સમજવું જોઈએ કે, એ ચીજ માણસને થકવનારી છે. સાહિત્યને માટે પણ 'હવે બસ' આવ્યું, ત્યાં સમજવું જોઈએ કે સાહિત્યની શક્તિ ઓછી પડી, એ પૂરેપૂરી પ્રગટ થઈ નથી.

સાહિત્યની એક વ્યાખ્યા એવી છે કે એનું પરિણામ હંમેશા અનુકૂળ જ આવે છે. પરંતુ આવું તો ત્યારે જ થઈ શકે જ્યારે—પ્રતિક્ષણ નવો અર્થ આપવાની એનામાં શક્તિ હોય. જેને દૂધ પ્રિય હોય છે—તેને ગાય પ્રિય હોય છે; પરંતુ દૂધ વિનાની ગાય પ્રિય નથી હોતી. જેને દૂધ પ્રિય નથી, તેને દૂધ દેનારી ગાય પણ પ્રિય નથી હોતી. પરંતુ જે જોઈએ તે આપે એવી કોઈ કામધેનુ હોય તો તે સૌને હંમેશા પ્રિય થઈ પડે છે. એમાંથી પોતાની ઈચ્છા અનુસાર ઘણું ઘણું મળી શકે.

ઉત્તમ સાહિત્યિક શબ્દ સ્વલ્પાક્ષર હોય છે ખૂબ પાણી નાખીને તેને ફેલાવી દેવામાં આવતો નથી. સ્વલ્પાક્ષર એટલે થોડામાં ઝાઝું સૂચવેલું હોય, વળી એનામાં અનાક્રમણશીલતા હોય છે, જેથી સહેજે બોધ મળે. માણસ બોધ લેવા ચાહે તો લઈ શકે છે, અને ન લેવા ચાહે તો ન પણ લે. દરેક વખતે બોધ દેવાતો હોય તો તો મુશ્કેલી ઊભી થાય. તેથી જ્યારે બોધ લેવાની ઈચ્છા થાય ત્યારે તે લઈ શકે છે. સમયાનુકૂળ બોધ મળે કે ન મળે, તોયે જે પ્રિય લાગે તે જ સારું સાહિત્ય છે.

એકવાર હું બીમાર પડયો, ત્યારે હું કોઈ કોઈ વાર રામનું નામ લેતો હતો અને કોઈ કોઈવાર મારી માનું નામ લેતો હતો. તે વખતે મારી મા કંઈ જીવતી ન હતી. હું મનમાં વિચારવા લાગ્યો કે, જે મા જીવતી નથી અને મને ગમે તેટલી પીડા થતી હોય એ મટાડી શકે એમ નથી એવી માનો મારે શો ઉપયોગ ? આમ હોવા છતાં મેં એ શબ્દનો ઉપયોગ કર્યો. મા મરણ પામી હોય તોયે 'મા' શબ્દ ઉચ્ચારવાથી એના પુત્રને માંદગીમાં સારું લાગે છે અને એ શબ્દથી જ તેની ઈચ્છા હોય તે પૂરી થાય છે. આપણા દેશમાં લોકો અનિચ્છાએ પણ કવિ બને છે. એ શબ્દો અનેકવિધ પ્રેરણા આપનારા હોય છે તેથી માણસ ઇચ્છે કે ન ઇચ્છે તોયે તે કવિ બની જાય છે.

મારો ખ્યાલ એવો છે કે, ભારતીય ભાષાઓની સરખામણીમાં દુનિયાની બીજી ભાષાઓમાં કાવ્યશક્તિ ઓછી છે. હા, અરબી અને લેટિનમાં છે. સંસ્કૃતમાં તો આ શક્તિ ઘણી જ વધારે છે. કારણ કે એ ભાષા ઠીક ઠીક પ્રાચીન કાળમાં નિર્માણ થઈ છે. તેથી માણસ જેવું સ્પષ્ટ રીતે વિચારે છે તેવું તે સમયે નહોતો વિચારતો, અસ્પષ્ટ રીતે વિચારતો હતો. માણસ અસ્પષ્ટ રીતે વિચારે છે, ત્યારે તે ઘણું વધારે વિચારે છે. સ્પષ્ટ વિચારે છે, ત્યારે વિશિષ્ટતા આવી જાય છે અને વ્યાપકતા ઓછી થઈ જાય છે. જેમકે સ્વપ્નમાં સ્પષ્ટતા નથી હોતી પરંતુ સ્વપ્નમાં જે વિવિધતા હોય છે, તે દુનિયામાં જે વિવિધતા છે એનાથી પણ વધારે હોય છે. સૃષ્ટિમાં જે કંઈ છે તે બધું સ્વપ્નમાં છે અને સૃષ્ટિમાં જે નથી તે પણ સ્વપ્નમાં છે સ્વપ્નના પેટમાં જાગૃતિ હોય છે. કવિની આખી સૃષ્ટિ સ્વપ્નમાં હોય છે. તેનું ચિંતન સૂક્ષ્મ, અવ્યક્ત અને તેથી અસ્પષ્ટ હોય છે.

કવિનું ચિંતન હંમેશાં અસ્પષ્ટ હોય છે. એના કાવ્યના ઊંડાણને એ પોતે જ જાણતો નથી. તેના ઉપર પરસ્પર વિરોધી ભાષ્ય કરી શકાય. જો કોઈ કવિ પોતાના કાવ્ય પર ભાષ્ય લખે તો હું એનાથી બિલકુલ વિરુદ્ધ ભાષ્ય લખી શકું, અને સંભવ છે કે લોકો મારું ભાષ્ય કબૂલ કરે અને કદાચ તે પોતે પણ કબૂલ કરે ! કવિને જે સૂઝે છે તે એના સ્પષ્ટ ચિંતનથી બહારની વસ્તુ છે. કોઈ વસ્તુ તેને પ્રાપ્ત થાય છે. તે કંઇ બનાવતો નથી કે કંઇ રચતો નથી. સહજ રીતે

તેને વસ્તુ મળી જાય છે, તેને એની ઝાંખી થાય છે કવિને ક્રાંતદર્શી કહ્યો છે કવિ ક્રાંતદર્શી. કેટલાક લોકો એનો એવો અર્થ કરે છે કે, કવિ દૂરનું જુએ છે હા, એવો અર્થ પણ થઈ શકે, પરંતુ એનો એક અર્થ એવો પણ છે કે, કવિ બહુ જ અસ્પષ્ટ જુએ છે જે સ્પષ્ટ વસ્તુ હોય, તેને તો સૌ કોઈ જુએ છે પશુ પણ જુએ છે પશુનો અર્થ પણ એવો થાય છે કે, જે જુએ છે તે પશુ છે 'પશ્યતિ ઋતિ પશુ' ' જે જુએ છે, વગર જોયે જેને ભરોસો પડતો નથી, ચિંતનથી એકે વાત જેના માન્યામાં આવતી નથી, વળી કહે છે કે, સાબિતી આપો આમ સાબિતીથી જ માનનારા કેટલાક લોકો હોય છે એ જ પશુત્વ છે કવિમાં પશુત્વ હોતું નથી, તેથી એની વાણીમાં વિવિધ દર્શન હોય છે.

*

## એકમેક

બપોરે નર્મદાના પૂરનો પ્રવાહ ઝડપભેર માઝા મૂકી ભરુચ નગરમા ઘૂસી રહ્યો હતો ચોફેર જળરાશિના તાડવ વચ્ચે લોકોએ આશ્રય માટે નાસ ભાગ આદરી દીધી કશુ જ નહી બચે એવા ખ્યાલે જેનાથી જેટલુ લેવાય તેટલુ લઇ આબાલવૃદ્ધો છાપરા ઓ ઉપર જઇ ભરાયા કુદરતના પ્રકોપમા વધારો કરતી ઝરમરની પજવણી ચાલુ હતી કયાયે દમ ખાવાવારો વરતાતો ન હોતો માત્ર કૃપા હતી પ્રભાતની તે જાગતા ચેતવેલા

ઢળતી સાજના ઝરમર અટકી પણ પૂર ઓસર્યા નહીં સહેજ ઉચાટની હૂફે ધીમો કોલાહલ જાગ્યો વર્ષોના પોળના સહવાસ પછી ઘણા તો આજે આફતમા એકમેકની ઓળખ પામ્યા સમ દુખિયા દિલાસા માટે તલપી રહ્યા

સાજની વાળુવેળા થતા સહુની ચિતાનો વિષય હતો ભૂખ ઓચિતી નાસભાગમા કોઈકે જ રાધેલુ કે કાચુ ધાન સાથે લીધુ હશે મોટેરાઓ તો કાલની ઉજળી આશે મન મનાવી રહ્યા, પણ ભૂલકાઓનુ શુ ?

એક છાપરે એક મહિલાએ ભીજાયેલી પોટલીમાથી ભાખરી છોડી ભૂલકા વીટળાઇ વળ્યા તે જોઇ બાજુના છાપરે બાળકોમા સળવળાટ જાગ્યો માતાપિતાની લાચાર આખો ચૂપકી સૂચવી રહી પેલી મહિલા પરિસ્થિતિ પામી ગઈ તે ધીમેથી નજીક આવી બોલી 'લ્યો, ખાઓ મા, તમારા નસીબે આટલુ ય લેવુ સૂઝયુ હશે !'

પડોશી મહિલાએ વળતા વિવેકની સૂઝ દાખવીને વળતો વ્યવહાર કર્યો, "બેન, તમારો બચુડો ટાઢે ભરાય તેમ છે, લ્યો, આ કપડા '

હૈયાહૂફે આભારવશતામા એકમેક નજરો ઢાળી ગયા

માણેકલાલ પટેલ

# સંસ્કૃતિ

નરોત્તમ પલાણ

જગતના દરેક ચિંતનશીલ માનવીએ સંસ્કૃતિ વિશે પોતાના વિચારો વ્યક્ત કર્યા છે અને એ વિચારો તે પછીના યુગ માટે સંસ્કૃતિનું મહામોલું ધન બનતા રહ્યા છે

સંસ્કૃતિ વિષયક વિચારોનું આવું એક મૂલ્યવાન ધન પ્રસિદ્ધ માનવવંશશાસ્ત્રી શ્રી બ્રોનિસ્લાવ મેલિનોવસ્કીના લખાણોમાં મળે છે જેનો 'સંસ્કૃતિ' નામથી પૂજ્ય રા બ આઠવલે સાહેબે અનુવાદ કરી આપણને ખરે જ, ધન્ય બનાવ્યા છે

આ નાનકડા પુસ્તકમાં મેલિનો૦ પોતાની આગવી વિશિષ્ટતાથી સંસ્કૃતિ ઉપર પ્રકાશ ફેંકે છે પહેલી વાત એ કે સંસ્કૃતિ અને સભ્યતા બે સમાનાર્થ શબ્દો નથી પણ સંસ્કૃતિ એટલે 'મનને સંસ્કારિત કરતી બધી આચારવિચાર પરંપરા' જ્યારે સભ્યતા એટલે ઇન્દ્રિયોથી ભોગ્ય એવા બધા ભૌતિક સુધારાઓ' મતલબ કે 'સંસ્કૃતિની વિકસિત અવસ્થા તે સભ્યતા' એવું તેઓ માને છે

એમના આ વિચારને વધારે સ્પષ્ટતાથી સમજીએ તો આપણી નજર સામે દેખાતી દરેક 'વસ્તુ' માનવીના મનમાં વિચાર રૂપે પ્રથમ જન્મેલી આ જે માનસિક જન્મ તે સંસ્કૃતિ અને માનસિકમાંથી તેણે ભૌતિક રૂપ ધારણ કર્યું તે સભ્યતા લોથલ અને રંગપુરના ખોદકામમાંથી મળેલાં માટીનાં રમકડાં દેખીતી રીતે સભ્યતા છે પણ એના બનાવનારની હોશિયારી આવડત-કલાસૂઝ તે સંસ્કૃતિ છે લલિત કલાઓમાંથી કાવ્યને આપણે સંસ્કૃતિ કહી શકીએ જ્યારે શિલ્પ સભ્યતા છે અર્થાત્ ભૌતિક સ્વરૂપે પરિણત થયેલી સંસ્કૃતિ છે

જંગલી અવસ્થામાંથી માનવી પોતાના જીવન અર્થે એક પછી એક નીતિનિયમને અપનાવતો ચાલ્યો અને ઉત્તરોત્તર વધુ સમૃદ્ધ જીવન જીવવા લાગ્યો આ નીતિનિયમો અથવા મૂલ્યો તે તેણે ઊભી કરેલી સંસ્કૃતિ છે

પણ માત્ર મૂલ્યો જ સંસ્કૃતિ નથી, તેમાં ધીરે ધીરે પ્રવેશેલું ધર્મ યાને તત્ત્વજ્ઞાનનું ભાન–બ્રહ્મ, જગત અને જીવ વિશે તેણે ઊભી કરેલી વિચારણા, તત્ત્વવિદ્યા, માન્યતાઓ–રૂઢિઓ, વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના ભાવનામય સંબંધો અને બૌદ્ધિક સાહસો–આ સૌ અંગો મળીને સંસ્કૃતિ સર્જાય છે

'ધર્મ' તત્ત્વ માણસના જીવનમાં કેન્દ્ર સ્થાને રહેલું છે પૃથ્વી ઉપર તેણે જે સૌથી મહાન સિદ્ધ કર્યું છે તે આ 'ધર્મ' છે અનેક માણસોએ યુગો સુધી કરેલા માનસિક શ્રમનો એ અતિ મૂલ્યવાન સંગ્રહ છે શરીરના અવયવોનું જ્ઞાન, શ્વાસ અને પછી આત્મા જેવા તત્ત્વનું સ્થાપન આજે આપણે જે સહજમાં સમજી જઈએ છીએ તેમ હસ્તગત થયેલું નથી વિચારોની શૃંખલા ઘડવી અને તેને પાછી ભાષામાં ઢાળવી તે એક મહાન સાંસ્કૃતિક કાર્ય છે મેલિનો૦ એટલે જ કહે છે કે, 'સંસ્કૃતિ એ એક સાચી અને અસાધારણ વસ્તુ છે'

તત્ત્વવિદ્યા, જેની પાછળ ખાસ કરીને માનવીની બુદ્ધિ કામે લાગેલી છે તે પણ સંસ્કૃતિનું આવશ્યક અંગ છે એક માન્યતા એવી છે કે માણસને સ્હેજ સૂઝ ઉઘડી કે પહેલું જ કામ એણે પોતાની આજુબાજુ નજરે ચડતા 'આકારો'ને પૂજવાનું કર્યું પશુ, પંખી, વૃક્ષ, લતા, પથ્થર, ડુંગર, નદી વગેરેને એ પૂજવા લાગ્યો ઘણા પ્રાચીન સમાજો આવો આકારબદ્ધ એક એક પદાર્થ લઈ પોતાની ટોળીનું એને 'ગણચિહ્ન' બનાવતા દા ત 'મયૂર' આજે ભારતનું ગણચિહ્ન ગણી શકાય જો કે આજે 'મયૂર'મા આપણને જે જે અર્થ કે ભાવના અભિપ્રેત છે તેટલી કક્ષાના અર્થ કે ભાવના ત્યારે શક્ય નથી પણ માણસે પોતાની સામેના પશુ, પંખીને પોતાની

ટોળીને ઓળખવાનાં ચિહ્ન તરીકે સ્વીકાર્યું, એવા ચિહ્નને પવિત્ર માની તેની પૂજાઅર્ચના આદરી. આ 'આકાર પૂજા'માંથી જ જતે દહાડે તેણે વિધવિધ આકારોની કલ્પના કરી અને યંત્ર શોધી કાઢયું. ગયા કાલનું તંત્ર એના આડાઅવળા ક્રમમાં થઈ યંત્રમાં પરિણમ્યું.

આ તંત્રવિદ્યા મેલિનો૦ કહે છે. તેમ ઘણા ધર્મો — સંપ્રદાયોનું એક અંગ પણ મનાય છે. આપણે ત્યાં ભારતમાં તો તાન્ત્રિકોનો એક ખાસ પંથ પણ પ્રચારમાં છે.

માણસની આગેકૂચમાં પલટાતી ઋતુઓએ વારેવારે વિઘ્ન નાખવા માંડ્યું. અનેક અનુભવો પછી માણસ તેને સમજ્યો અને 'આમ થાય તો આમ' તથા 'તેમ થાય તો તેમ' એવી અમુક આચારસંહિતાઓ ઘડી કાઢી, એ આચારસંહિતાઓ જતે દહાડે રુઢિ કહેવાણી. આ રુઢિઓ આપણા સમાજને મળેલો સાંસ્કૃતિક વારસો છે. આ રુઢિઓ પ્રકૃતિની સાથે તથા માણસ-માણસ વચ્ચે તાલ મેળવવા માટે ઉપયોગમાં આવતી આવશ્યક સમજૂતીઓ છે. માણસ રુઢિએ કરીને પોતાના કરમ સાથે, ટોળી સાથે સંપથી રહેતા લાગ્યો. આપણે કહેવું હોય તો કહી શકીએ કે આ રુઢિઓ નાના પાયા પરનું અવિકસિત રાજ્ય બંધારણ છે. 'સમાજ' રુઢિઓને કારણે શકય બન્યો છે આથી રુઢિ પણ સંસ્કૃતિનું એક અંગ બની રહે છે

વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો સંબંધ આપણને આજે કદીય વિચાર નહિ આવે કે આ 'સંબંધો'-ની શોધ સંસ્કૃતિનુ આવશ્યક પરિબળ છે! પતિ-પત્ની, માતા-પિતા, ભાઇ-બહેન, પુત્ર-પુત્રી અને એવા સંબંધો માણસે કેવી રીતે પ્રસ્થાપિત કર્યા હશે? આને આ કહેવાય અને તેથી આની સાથે આમ વર્તન થાય એવુ જે એક શાસ્ત્ર ઇન્સાને ખડું કરી દીધું તેમાં માનવ સંસ્કૃતિની ચરમ સીમા સમાયેલી છે। એક બીજા વચ્ચે સ્થાપિત થયેલા આ સંબંધને કારણે જ આજ માનવજાત ટકી રહી છે. સંસ્કૃતિનો વિરોધ કરનાર ઉદ્દ્ડવાદીઓને આપણે કેવી રીતે સમજાવી શકીએ કે સંસ્કૃતિ તો તમારા લોહીમાં ભરી પડી છે! એના વિના તમે એક ડગલું પણ ન ભરી શકો એવી એ અતિ આત્મસાત — જીવન સાથે એક થઇ ગયલી વસ્તુ છે. સગપણ મેલિનો૦ કહે છે તેમ "માનવવંશના સાતત્યની જરૂરિયાત અર્થે સંસ્કૃતિની એક વ્યાપક યોજના" છે

બૌદ્ધિક સાહસો-જેને લઇને ભૌતિકશાસ્ત્રની તમામ શોધો સભરી-પણ સંસ્કૃતિનું એક લક્ષણ છે. માણસે પોતાના જીવનની એક પછી એક જરૂરિયાત પૂરી કરવા માટે સતત પ્રયત્નો કર્યા છે. જરૂરિયાત અને તેની પૂર્તિ અર્થે ઊભી થયેલી વસ્તુ વચ્ચે એક અથાક શ્રમ પડેલો છે. એ શ્રમનું પ્રેરક બળ છે માણસની ખોપરીમાં રહેલું બૌદ્ધિક સાહસ. માણસે અવનવા અખતરા કર્યા છે, એ એની નિષ્ફળતામાંથી પણ અનેકગણુ શીખ્યો છે. પરિણામે આજ તે સૃષ્ટિનો સ્વામી છે એને આ 'સ્વામીત્વ' અપાવનાર છે સંસ્કૃતિ.

આમ મેલિનો૦ પોતાના નિબંધમાં સંસ્કૃતિની ખૂબ મૂલગામી વ્યાખ્યા આપે છે. અને એમ કરીને ઉપર કહ્યું તેમ-સંસ્કૃતિના ધનમાં જ અગત્યનો ઉમેરો કરે છે.

*

આ આખું જગત અને પ્રકૃતિના બનેલા આ જગતમાંનો હરેક પદાર્થ પ્રભુના નિવાસ અર્થે જ સર્જાયેલો છે; અર્થાત્ એનો જ છે એમ સમજી પ્રત્યેક પદાર્થ અને કર્મ એને સમપર્ણ કરી ભોગવો અને એમાં જ આનંદ લો. ધન પ્રત્યે પણ આવી જ ઉદાત્ત ભાવના કેળવો.

. મનુષ્યનુ સો વર્ષનુ પૂર્ણ આયુષ્ય આવી રીતે કર્મ કરતાં કરતાં ભોગવવાની ઇચ્છા રાખો અને ભોગવો. એ રીતે જ તમે મૃત્યુને અભય બનીને ભેટી શકશો; અન્યથા નહિ. આવાં નિષ્કામ કર્મ મનુષ્યને બંધન-રૂપ નથી નીવડતાં.

—યજુર્વેદ

# માનવેન્દ્રનું આગમન

આજથી પાંચ હજાર વર્ષ પહેલાં બરોબર પચીક હજાર વર્ષ પહેલાં આમ બન્યું છે.

આજે જે સૂર્ય-ચન્દ્ર ઊગે છે તે જ સૂર્ય-ચન્દ્ર ત્યારે પણ ઊગતા હતા, આકાશના તારાઓ અને નક્ષત્રમંડળો પણ આના આ જ હતાં આભના ચંદરવાની ગૂંથણી આજે છે એનાથી જરાયે અનોખી નહોતી.

માત્ર અનોખું હતું ત્યારનું રાજકીય વાતાવરણ એ રૈઢિયાળ રાજકારણે ત્યારે ચારેકોર ભય ફેલાવ્યો હતો: જાણે આખી દુનિયા ઉપર એકલો ભય જ સાર્વભૌમ બનીને ઘૂમતો હતો આ ભયને લીધે પ્રજાએ પોતાની વ્યક્તિગત વિશિષ્ટતા ગુમાવી હતી. ગમે તેવા અન્યાયની સામે પણ કોઇની જબાન ઉપડતી નહોતી; નજર નોંધાતી નહોતી, ઊંચો શ્વાસ લઇ શકાતો નહોતો.

જાણે ગોકુલ-મથુરાની આ હતવીર્ય પ્રજા કોઈના આગમનની રાહ જોઇ રહી હતી. ચાતક જે આતુરતાથી વરસાદની વાટ જુએ છે, મીન જે આતુરતાથી પ્રકાશની વાટ જુએ છે, એવી ગજબનાક આતુરતા પ્રજાની આંખોમા સ્પષ્ટ દેખાઇ આવતી હતી.

નેસનો ગોવાળ, ગામડાનો ખેડૂત અને નગરનો વેપારી, સૌની પીઠ પર એક જુલમી રાજકર્તાના લોખંડી પંજાની પાંચે આંગળીઓ ઊઠેલી હતી. હરિયાળાં ખેતરોની હિલોળા લેતી ધાન્ય-સમૃદ્ધિનો એ સરમુખત્યાર હતો. દૂધથી ફાટું ફાટું થતાં આંચળવાળી કામધેનુઓના ધણનો તે એક અને આપખુદ માલિક હતો. ગામેગામની સંપત્તિઓને નગરના મહાજનોની હવેલીઓમાં ઠાલવતી હજારો વણઝારોનો તે શાસનકર્તા સ્વામી હતો.

આકાશનો ઇશ્વર તો પરચો દેખાડે ત્યારે, પણ પૃથ્વીવાસીઓને તો તેની શક્તિ અને સાર્વભૌમનાનો પરચો રોજ ને રોજ મળી રહેતો. તેની સામે વિરોધનો અક્ષર સુદ્ધાં ઉચ્ચારનારની જીભ ખેંચી કાઢવા તૈયાર રહેતા અસંખ્ય મલ્લરાજો તેના અખાડામાં પડ્યા પડ્યા કઢાયેલ દૂધનાં કડાયાં ખાલી કરતાં હતાં! માતા પિતાને તેણે ઠાર માર્યાં હતા. સગા સંબંધીઓને તેણે વિના કસૂરે કેદમાં પૂર્યાં હતાં. મિત્રો તેના ખુશામતિયાઓ બનીને જ જીવી શકયા હતા. એવો એ હતો કંસ—આપખુદ શાહીવાદનો પુરાતન પ્રતિનિધિ

તે સૌથી ડરતો માટે સૌને ડારતો; તેનું જાલિમ હૃદય ગોવર્ધનના પથ્થરોમાં, યમુનાના તરંગોમાં, વનનાં વૃક્ષોમાં અને આકાશની અગાધતામાં કિરતારના કોપની આગાહી સર્વદા સાંભળ્યા કરતું.

તેને કોઇનો વિશ્વાસ નહોતો, પોતાની જાતનો પણ નહિ! વૃદ્ધોને તો તેણે ક્યારનાય ઠેકાણે પાડ્યા હતા. સમોવડિયાઓને તેણે તુરંગની દીવાલો પાછળ ધકેલી દીધા હતા, હવે બાકી રહી હતી એક માસૂમ ઊગતી પ્રજા, તેના પ્રત્યે તેની ક્રૂર અને વહેમીલી આંખ સદા ખેંચાયેલી રહેતી.

ત્યાં એક ગુપ્તચરે આવી એના કાનમાં સમાચાર ફૂંક્યા કે હમણાં જ બહેન દેવકીને પુત્ર પ્રસવ થયો. આ સાંભળી એનાં ભવાં ખેંચાયાં વર્ષો પહેલાની એક જ્યોતિષીની ભવિષ્યવાણી તેના હૃદયને ધણધણાવી રહી 'ચેત, સવેળા ચેત! દેવકીનો આ આઠમો બાળક તારું નિકંદન કાઢશે,' ક્ષણભર ઝોકું ખાઈ ગયેલ એનો હળાહળ શાહીવાદ વિષધરની જેમ અંતરમાંથી ફૂંફાડો મારતો બેઠો થયો. બહેન દેવકીના પહેલાં સાત સંતાનોને મસળી નાખનાર એના ખૂની હાથ આ આઠમાને પણ રગદોળી નાખવા તૈયાર થયા.

ભિખારી રાંક દેવકી! જનમ ધરીને જેણે સુખનું સ્વપ્ન કદી જોયું નહોતું એવા છતે આધારે

નિરાધાર બનેલી દેવકીએ આ દયાહીન બાંધવને ખોળા પાથરી પાથરીને વીનવ્યો: 'હું અત્યાર સુધી તો કાંઈ નથી બોલી વીરા! પણ હવે આ એક છોકરાને જીવવા દે: તારી બહેન છુ એમ ગણીને નહિ, પણ એક નિસંતાન નારી ગણીને મારા ખોળાને આ વખતે ખાલી કરવો રહેવા દે ભાઇ!'

પણ કંસને કાળજું કયાં હતું? એની આંખો લોહીની નદીઓ જેવા દેખાઇ ગઇ હતી આવી લાખ લાખ વિનવણીઓ સાભળીને એના કાન બહેરા થઇ ગયા હતા, એના કઠણ કલેજા પર પેલી ભવિષ્યવાણી આવી આવીને પછડાતી હતી 'આ જ બાળક, દેવકી તું આજ આઠમુ સતાન તારો સહાર કરશે દયા રાખીશ તો તારી રાજધાનીનો દાટોવાટો નીકળી જશે.'

'દૂર ખસ!' ભાઇને વીંટળાઇ વળેલી દેવકીને પગથી દૂર ફેંકવાની વ્યર્થ કોશિશ કરતા ક્રૂર કંસ રાજે ત્રાડ મારી 'દૂર ખસ વસુદેવ અને એના વંશજોનો મને રજમાત્ર પણ ભરોસો નથી દીર્ઘ દૃષ્ટિ રાજ્યકર્તાઓને માનવ હૃદયની સુવાળી લાગણીઓ સાથે સતાકૂકડી રમવી પોષાય જ નહિ'

મહાજન અને મલ્લમંડળ સ્તબ્ધ બનીને આ નાટક જોતાં હતા, સ્વાર્થ અને સામ્રાજ્યને ખાતર જેણે પોતાના માતા – પિતાને પણ સહારી નાખ્યા હતા તેને બહેન – બનેવીની માયા કેટલી?

પણ ત્યા તો કાળચોઘડિયુ ફરી ગયુ કંસની સહારલીલા અટકી ગઇ આકાશમાં મંડાયેલા મેઘા ડમ્મરે કંસના માથા ઉપર વીજળી ત્રાટકી ભૂકો થયો, જલપ્રલયે ધરતીના પાપને ધમરોળી નાખ્યુ અને આ બધા ઉત્પાત વચ્ચે ભગવાન કૃષ્ણચન્દ્રનું મધુર અને મંગલ સ્મિત નાચી રહ્યુ

જેના આગમનની પ્રજા આતુરતાપૂર્વક રાહ જોઇ રહી હતી તે માનવેન્દ્ર આજે પ્રત્યેક માનવીના હૈયામા પ્રવેશ મેળવી ચૂકયો હતો, આજે એક એક નગરમ ફિરો ઢોલ, શરણાઇ અને તાંસાના અવાજોથી આનંદમા ગરકાવ બન્યાં હતા

આજે ધરતી પરથી શાહીવાદનો સમૂળો નાશ થયો હતો અને એ સ્થાને લોકનાયક કૃષ્ણચંદ્રે પ્રજામા પ્રેમ અને વિશ્વાસનુ સનાતન સામ્રાજ્ય સ્થાપ્યુ હતું

*

## દરેક પોતાનો ધર્મ વિચારે

ઉપકારના બદલાની અપેક્ષા ન રાખવા પર જેટલો ભાર મુકાય છે તેટલો ભાર બદલો વાળી આપવા ઉપર મુકાતો હોય તો કેવુ સારુ? ઉપકારનો બદલો માગવાથી મન બગડે છે, સબધ બગડે છે, ખરે વખતે કરેલી લાખ રૂપિયાની કિંમતી મદદ કોડીની બની જાય છે એ બધુ ખરું, પરંતુ જે લોકો ઉપકારને ભૂલી જાય છે, એનો બદલો ચૂકવવાની શક્તિ ન હોય કે એવા સંયોગો ન હોય ત્યારે આભારનો ભાવ પણ રાખતા નથી, તે લોકો સ્વાર્થી બની જાય છે અને સમાજને ટકાવવા તથા વિકસાવવા માટે સહકારનુ જે એક ચક્ર ચાલી રહ્યુ છે તેમા બાધા નાખે છે 'ઉપકાર કરો ત્યારે બદલાની અપેક્ષા વિના કરજો' એમ સામાન્ય રીતે કહેવાય એ યોગ્ય છે, કોઇ એવી અપેક્ષા રાખી દુખી થતો હોય ત્યારે તટસ્થતાથી તેના વિચારદોષને ઊઘાડો પાડવામા આવે તેમા યે કશુ ખોટુ નથી પરંતુ ઉપકાર ગ્રહણ કરનાર પોતે જ સામે ઊભો રહી બદલો લેવાનો દોષ સમજાવવા બેસે તે તો યોગ્ય નથી જ એનો ધર્મ તો બદલો ચૂકવવાનો જ છે ભોગ ભાગના વ્યવહારમા ઉપકાર કરનારે બદલાની વાત તે ઉચ્ચારી હોતી નથી તે સાચુ છે, એ જ રીતે ઉપકાર ગ્રહણ કરનારે પણ એમ કહ્યુ હોતુ નથી કે તે કોઈ પણ સ્વરૂપમા બદલો આપશે નહિ અને આભારનો ભાવ પણ અનુભવશે નહિ આવી સ્થિતિમા બને પક્ષ સજ્જનને શોભે એમ વર્તે – એટલે કે ઉપકાર કરનાર બદલાની આશા રાખે નહિ ને ઉપકાર ગ્રહણ કરનાર તે ચૂકવ્યા વિના જંપે નહિ તો જ સસારના વ્યવહારમા સરળતા આવે ને માનવીના ચિત્તને શાંતિ પ્રાપ્ત થાય —યાત્રી

ગુજરાત–સૌરાષ્ટ્ર પાસે એનું પોતાનું કહી શકાય એવું શાસ્ત્રીય સંગીત નથી ને નૃત્ય પણ નથી, એવા પરપ્રાંતીય પ્રચારને, જુઠ્ઠા હોબાળાનો જવાબ આપવાનો વખત હવે આવી પહોંચ્યો છે

મણિપુરી નૃત્યની મુલાયમ મુદ્રાઓ અને કથકના અંગમરોડો જોઈને એને દેવાંશી માનવા સુધીના અહોભાવમાં ધસડાઈ ગયેલા આપણે–આપણી શેરીઓને તો ક્યારેય સંભારી જ નથી ગરબા, ગરબી કે રાસડાની વચ્ચે, મોતીના દોરાની જેમ પરોવાઈ રહેતું સળંગ નૃત્ય આપણને યાદ આવતું નથી ઘર ઘરમાં, જીવન–વ્યવહારમાં, આનંદ અને શોકમાં એક સરખું ઓતપ્રોત થયેલું આ નૃત્ય આપણે પર-પ્રાંતીય મોહમાં સાવ વિસારે જ પાડી દીધું છે

નૃત્યના પ્રાચીન ઐતિહાસિક પ્રમાણોની વચ્ચે પણ ગુજરાત–સૌરાષ્ટ્ર તો હમેશાં ગુંથાયેલું જ રહ્યું છે આસામ પ્રાંતને અને ગુજરાતને પ્રાચીન કાળથી સંબંધ છે દ્વારિકાના રાજા શ્રી કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધે કામરૂપ (આસામ)માં આવેલ શોણિતપુર (તેજપુર)ના રાજા બાણાસુરની કન્યા ઉષાનું હરણ કરી તેની સાથે લગ્ન કર્યું હતું

એ રીતે ભારતના છેક પૂર્વના પ્રદેશને છેક પશ્ચિમના પ્રદેશ સાથે સંબંધ બંધાયો હતો સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ આ લગ્ન ફાયદાકારક નીવડ્યું ઉષા પાર્વતી પાસેથી લાસ્યનર્તનની શિક્ષા પામી હતી તેણે દ્વારિકામાં આવી એ નર્તન ત્યાંની ગોપકન્યાઓને શિખવ્યું હતું અને ત્યાંથી તે અન્ય પ્રદેશમાં વિસ્તાર પામ્યું હતું એમ નાટ્યશાસ્ત્રના પ્રણેતા ભરતમુનિથી માંડી સંગીત રત્નાકરના કર્તા પછીના લેખકો પણ કહે છે

મહાભારતના કાળથી તે છેક સોળમી સદીના શ્રીકંઠ કવિના સમય સુધી સૌરાષ્ટ્ર લાસ્યનર્તન માટે વિખ્યાત હતું એમ લાગે છે મણિપુર અને સૌરાષ્ટ્ર વચ્ચે આધુનિક કાળમાં પણ કાંઈક સંબંધ નજરે પડે છે મણિપુરી સ્ત્રીઓ કથ્થાઈ રંગની 'મેખલા' પહેરે છે સૌરાષ્ટ્રની આહીર સ્ત્રીઓ પણ આવા રંગનું અને મણિપુરી મેખલાને મળતી ઢબે કપડું પહેરે છે મણિપુરી વેશભૂષામાં વપરાતાં દર્પણો અને સૌરાષ્ટ્રમાં વપરાતાં દર્પણો ને આભલામાં પણ સાંસ્કૃતિક સામ્ય ડોકિયાં કરતું દેખાય છે અને ગઈકાલની હારયોતમા ગુર્જરીની જેમ, ગુજરાતની આધુનિકતાએ પણ મણિપુરી નર્તનને જેટલું અપનાવ્યું છે એટલું અન્ય કોઈપણ પ્રાંતે અપનાવ્યું નથી.

–ને નૃત્યની ઊંડી સમજણ સાથે એકરસ બનાવેલા આ પહેરવેશની સાથે અલંકારોનું ઔચિત્ય પણ એટલું જ સ્વીકારાયું હતું હાથમાં ઝીણી, કેવળ નાજુકતાનો દેખાવ કરનારી બંગડીઓ નહોતી, પણ રાસડાના સ્વરો સાથે રણઝણી ઊઠે એવા તાકાતદાર ઘૂઘરી જડિત ઘરેણાં હતાં, પગમાં રૂપાનાં કડલાં અને કાંબીઓ હતાં, ને પ્રત્યેક ઠમકાની સાથે પરસ્પર અથડાઈને રણકતો સ્વર પૂરાવતાં

આંગળીમાં અણવટ અને વીંછીઆ હતાં, તેનો અવાજ જાણે કે અલંકારોની સુરાવટમાં એકરૂપ બની જતો માથે પહેરાતી દામણી, કાને હીંચતી પાંદડીઓ અને કંઠમાં હીંગળાના વિવિધ હારોની કરામત પાછળ પણ જીવનના નૃત્યની, નાચનાર, જોનાર બંનેને મસ્ત બનાવે એવી દૃષ્ટિ હતી

આજ એ લોક-સમુદાયના પુરુષવર્ગનાં ઘેરદાર કેડિયામાં પણ જુક્તિ રહેલી છે કૃષ્ણના વાઘાનો જ એ અંગો અવશેષ છે ગરબીનૃત્ય વખતે એ કેડિયાં પણ ઝૂલતાં જાય છે પાઘડીના છૂટાં છોગાં અને નાડીના, ઘૂંટણ નીચે લબકતાં નવરંગી ફૂમતાં પણ એ રાસડાનાં રૂપાળાં અંગો હતાં

આ નૃત્ય માટે અને કંઠની હલક માટે શાસ્ત્રોક્ત પદ્ધતિ હોય છે ખરી પણ એ શીખવા

માટે શાળાઓ નથી હોતી. એ નૃત્ય-સંગીતની તમામ ઝીણામાં ઝીણી ખૂબીઓ એના રસિકો અજવાળી રાતના શેરી-સમારંભોમાંથી જ વીણી લે છે ને શીખી લે છે. બીજા પ્રાંતોની જેમ આ કલા અ.પણે ત્યાં ખર્ચાળ નથી બની ગઈ એના વેશ પરિધાન માટે કપડાંની જુદી જોડની જોગવાઈ આપણને કયારે-ય વિચારવી પડી નથી.

જીવનની દરેક પળ જાણે નૃત્યથી જ ભરેલી છે; ને જાણે જીવન એજ નૃત્ય છે એવી સનાતન સમજણ સાથે સૌરાષ્ટ્રનું લોકજીવન એકરસ બની ગયું છે.

ગામડાંઓમાંથી ફરતું ફરતું નૃત્યનું આ સ્વરૂપ આજે શહેરોમાં આવ્યું છે ખરું, પણ નૃત્યની જૂની ફુદડીઓ અને જૂના ઢાળો એમાં સચવાયા છે. વેશ પરિધાનમાં પણ હજી જૂના અંશો કાયમી સ્થાન જાળવી રહ્યાં છે.

—તે ગઈકાલનો 'જંગલી' ગણાતો આ નારી-પહેરવેશ આજે 'ફેશન' તરીકે પાછો આવ્યો છે એ બતાવે છે કે ગુજરાત-સૌરાષ્ટ્ર પોતાની સાચી સમજણ તરફ પાછું વળ્યું છે

*

પૃ૪: ૯૧થી ચાલુ

છે. ખરા અર્થમાં લગ્નની વિધિ શાસ્ત્રીય રીતે પતાવી, આનંદમંગળથી લગ્ન પતાવવા માટે સમૂહલગ્નની યોજના આવકાર્ય છે. અને એ સમય દૂર નથી જ્યારે જ્ઞાતિનું વર્તુળ મોટું બનીને આખા ગામમા થનારા લગ્નોનું સમૂહ આયોજન કરવું પડે! લગ્નગાળો આવી પડે છે ત્યારે વ્યક્તિગત રીતે જે ખર્ચો થાય છે તેનો અંદાજ મૂકવામાં આવે તો કેન્દ્રના બજેટના આંકડાને શરમાવું પડે. વળી વ્યક્તિગત લગ્નો એક-સામટાં થાય ત્યારે ગોરમહારાજો, રસોયાઓ, અને ચીજવસ્તુઓ પૈસા દેતાં મળતી નથી. સૂચન તો એમ કરવાનું મન થાય છે કે દરેક ગામમાં એક લગ્નમંદિર હોવું જોઈએ જ્યાં સૌ કોઈ સમૂહમાં અથવા છૂટક રીતે લગ્ન ઉજવી શકે. વધતી જતી વસતિ તેમજ વધતા જતા લગ્નોનું પ્રમાણ જોતા આવું કોઈ સમાજવાદી ઢબનું ક્રાંતિકારી પગલું હવે અનિવાર્ય જણાય છે.

ચવ્હાણ સાહેબનું બજેટ

શ્રી. ચવ્હાણ સાહેબનું બજેટ ક્રાંતિકારી બની શકયું નથી. અલબત્ત શ્રીમંતોની શ્રીમંતાઈ તેઓ અવશ્ય ઓછી કરી શકશે પણ તેનો લાભ ગરીબોને મળવાનો નથી. 'સંપત્તિ હટાવ' જેવું કાંઈક બને તેથી ગરીબી હટી જવાની નથી. કરવેરા કોઈને ગમતા નથી અને ૨૨૦ કરોડના કરવેરા પછી પણ બજેટમાં લગભગ તેટલી જ ખાધ રહે છે. ભારતના દરેક નાણા પ્રધાનના નસીબે કરવેરા નાખવા માટે નવી ચીજ વસ્તુઓનું સંશોધન કરવાનું રહે છે. કૃષિ સંપત્તિ ઉપર સીધા કરવેરા પડયા નથી તેનાથી એક મોટું ક્ષેત્ર વણ સ્પર્શ્યું રહી ગયુ છે જો કે ટ્રેકટરો જેવા સાધનો ઉપર આબકારી જકાત આવી પડી છે. ધનિક વર્ગ પાસેથી સંપત્તિ વેરા દ્વારા વધુ વસુલાત શકય બનાવાઈ છે. કર ચોરી અટકાવવાની વાતો થઈ છે. પ્રતિ વર્ષે આવું થાય છે. જ્યાં સુધી ભારતને કોઈ જન્મ-સિદ્ધ અર્થશાસ્ત્રી નહીં મળે ત્યાં સુધી ભારતનો આર્થિક કોયડો ઉકેલાવાનો નથી જર્મનીને બીજા વિશ્વયુદ્ધમાંથી બેઠું કરનાર અર્થશાસ્ત્રી સાંપડી ગયો. આ તો નસીબની બલિહારી છે-ક્ષિતિજે આવો કોઈ વિરલ જીવ ચમકી જાય તો દેશનો ઉદ્ધાર થાય. બાકી ગૃહપ્રધાનને નાણાંમંત્રી બનાવો, અથવા વિદેશ-મંત્રીને સંરક્ષણ પ્રધાન બનાવો તેથી પરિસ્થિતિમાં ફેર પડે નહીં- 'એકેડેમિક' રીતે બધું ચાલ્યા કરે. સવાલ બેજાનો છે. તેનું ઉત્પાદન તો નથી થઈ શકતું પણ શોધવાથી મળશે?

# આનંદનો આધાર

'આ વિશ્વ આનદમાંથી જન્મ્યુ છે, આનંદમાં જ તે વિલસે છે અને અંતે આનદમાં લય પામવાનું છે' એવુ સૂત્ર સાંભળતાં આપણા જીવનમાં આનદની જે ઝંખના પેદા થાય છે તેનું વર્ણન કરવુ મુશ્કેલ છે તત્ત્વવેત્તાઓએ સમગ્ર વિશ્વ માટે ઉચ્ચારેલું એ સૂત્ર સાચુ હોય કે ન હોય, પરતુ આપણા પોતાના જીવન માટે તો આપણે એવી જ સ્થિતિની ઈચ્છા રાખીએ તે સ્વાભાવિક છે. વર્તમાન જિંદગીનો આરંભ ક્યારે થયો તે આપણે જાણીએ છીએ, પરંતુ તે વખતે આનદનો અનુભવ થયેલો કે નહિ તે આપણે જાણતા નથી આ જિંદગીનો અંત ક્યારે આવશે તેની આપણને ખબર નથી, પરંતુ એ અંત આનદની પરાકાષ્ટા રૂપ હોય અને જો ફરી જન્મ લેવાનું અનિવાર્ય હોય તો એ જન્મ પણ આનદમય બની રહે એમ આપણે ઈચ્છીશુ.

જીવન અને મૃત્યુના બે છેડાની વચ્ચે જે જીવન વહી રહ્યુ છે તે સંબંધમાં કેવળ ઈચ્છા, ઝંખના, ભાવના કે ખ્યાલથી નહિ, પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ આપણે વિચાર કરવો પડશે, કારણ કે નિરંતર વહેતી એ જિંદગીનો પ્રતિ પળે આપણને પરિચય થાય છે અને તેમાં સુખનું અને દુ:ખનું, આનદનું અને શોકનુ, શાંતિનું અને અશાંતિનું, પ્રસન્નતાનું અને વિષાદનું કેટલું પ્રમાણ રહે છે તેનું ભાન પણ આપણે ધરાવીએ છીએ. પહેલી જ ક્ષણે આપણને ખાતરી થાય છે કે આ વિશ્વ, જેનો હું એક અંશ છુ તે આનંદમાં જ વિલસતું હોય એવુ દેખાતું નથી, અહીં તો પેલા તત્ત્વવેત્તાઓનાં સૂત્રોની સાથે એવાં સૂત્રો પણ રોજ સાંભળવા મળે છે કે 'આ સંસારમાં દુ:ખ સિવાય કશુ છે જ નહિ, જેને તમે સુખ સમજો છો તે ક્ષણભંગુર છે ને તેથી ભ્રામક છે, ઇંદ્રિયસુખ ઇંદ્રધનુના રંગો જેવુ ક્ષણિક છે, એમાં લોભાશો નહિ એ તરફ ખેંચાશો નહિ' કોઈ વળી એમ કહે કે 'આ જિંદગીની ચાદર સુખ અને દુ:ખના — આનંદ અને શોકના તાણાવાણાથી વણેલી છે. જેમ પ્રકાશ અને અંધકાર, રાત અને દિવસ, જળ અને સ્થળ એમ સુખ અને દુ:ખ જીવનનો તથા જગતનો ક્રમ છે — કુદરતનો નિયમ છે, એમાંથી છૂટવાનો પ્રયાસ મિથ્યા છે, માટે એને તમે સહન કરી લો'

આવાં સૂત્રોથી ક્યારેક મન મૂંઝાઈ જાય છે અને ક્યારેક તે તરફ બેદરકાર પણ થઈ જાય છે, પરંતુ વિવેકશીલ માનવી આ બધા સૂત્રોની સાથે પોતાના જીવન—અનુભવને જોડીને જો જ્ઞાનપૂર્વકની તપાસ આદરે તો સુખ — દુ:ખનો અને આનંદ—શોકનો મર્મ એને સમજાયા વિના રહે નહિ પહેલી જ તકે એ એટલુ જોઈ શકે કે આનંદ, અને આનંદ સિવાય કશુ જ નહિ, સુખ, અને સુખ સિવાય કશાની હસ્તી નહિ એવી સ્થિતિની તો કેવળ કલ્પના જ આવી શકે છે જિંદગીની ચાદર સુખદુ:ખના તાણાવાણાથી ભલે વણાયેલી હોય, પરંતુ પેલી ચાદરમાં તાણાવાણાનું પ્રમાણ જળવાયેલુ રહે છે અને જે તાણો છે તે વાણો થતો નથી ને જે વાણો છે તે તાણો બનતો નથી એવી સ્થિતિ જિંદગીના સુખદુ:ખની નથી એમાં સુખદુ:ખનુ પ્રમાણ પ્રત્યેક ક્ષણે પલટાતું રહે છે એટલું જ નહિ, પરંતુ જે સુખરૂપ દેખાય છે તે દુ:ખરૂપ અને દુ:ખરૂપ જણાતું હોય તે સુખરૂપ પણ બન્યા જ કરે છે

આમાંથી એવો વિચાર પ્રગટે છે કે આ સુખ શુ છે, દુ:ખ શુ છે, એ ક્યાંથી જન્મે છે, એ થી રીતે પરિવર્તન પામે છે, એના પર માનવીનો કોઈ કાબૂ છે કે નહિ? અને પછી એક બાજુ સનાતન ને શાશ્વત સત્યોનું જ્ઞાન લાધે છે ને બીજી બાજુ વ્યવહારુ સત્યોનો પણ પરિચય થાય છે સુખદુ:ખનો અનુભવ મન કરે છે એમ સમજવામાં લગીરે વાર લાગતી નથી આ મનથી પર જે છે તે નથી સુખનો અનુભવ કરતું, નથી દુ:ખનો, અથવા તો એમ કહેવાય કે પરમ સુખ અને પરમ આનંદની જે કલ્પના કરવામાં આવી છે તે એની જ સાથે સંબંધ ધરાવે છે, પરંતુ તે 'એ'

શું છે ? એનો ને મનનો શો સંબંધ છે, જે શરીર એણે મેળવ્યું છે કે એને મળ્યું છે જે મન એમાં બેઠું છે અને દશે દિશામાં ઘૂમી રહ્યું છે તે બધાં પરસ્પર જોડાયેલાં છે કે જુદાં જ છે ? એની વિદાય પછી શરીર રહે છે ખરું, પરંતુ ધૂળ–પથ્થર કરતાં યે એની હાલત બૂરી થાય છે, પેલું મન નાશ પામે છે કે 'એ'ની સાથે જાય છે ?

મતિ મૂંઝાઈ જાય એવી આ બાબત છે, પણ એટલું સમજાય છે કે શરીરની લાચારીનો કોઈ પાર નથી, જ્યારે મન 'કંઈક' છે ને બધું ચલાવે છે–અનુભવ કરે છે આ મનની પાછળ જે તત્ત્વ પડેલું છે તે મનથી જુદું છે અને નથી તત્ત્વત જુદું, કારણ કે મનથી એ મુક્ત થઈ શકે છે અને મન પોતાની મેળે એનાથી મુક્ત થઈ શકતું નથી, છતાં જ્યાં સુધી મન જડાયેલું છે – જોડાયેલું છે ત્યાં સુધી તે એક હોય એવું લાગે છે ઉપમા આપવાનું મુશ્કેલ છે, પરંતુ પ્રકાશમાં જેમ અંધકારના અંશો ભળેલા હોય છે તેના જેવું છે પ્રકાશનો આપણને પરિચય છે એ ઓછી વસો શા માટે હોય છે ? પૂર્ણ પ્રકાશ–પ્રકાશ સિવાય કંઈ જ નહિ–તેનો આપણને અનુભવ નથી, પરંતુ પ્રકાશની હસ્તી પરથી તેની આપણે કલ્પના કરી શકીએ છીએ આત્મા ને મનનું કદાચ એવું હશે તત્ત્વત આનંદમય અવસ્થા આ આત્માની અને સુખદુખ–હર્ષશોકની સ્થિતિ તે આ મનની પણ આ મન એટલે જેની આસપાસ ને અંદર આત્મા વ્યાપેલો છે તે

સામાન્ય છતાં સમજદાર માનવી આવી તત્ત્વશોધનમાં પડયા વિના એટલું સમજી જાય છે કે આ જીવનમાં કેવળ સુખ શક્ય નથી ને કેવળ દુખ હોતું નથી સુખ–દુખ બંનેની હસ્તી હોવા છતાં તનું પ્રમાણ ઓછુંવત્તું કરી શકાય છે અને તે જ છે આ જીવનનો પુરૂષાર્થ સામાન્ય માનવીઓના વર્ગો તો અનેક છે પરંતુ તેમને જો બે ભાગમાં વહેંચીએ તો એમ કહી શકાય કે એક વર્ગ સુખના કારણો શોધી તેને વધારે છે અને એ રીતે દુખને ઓછું કરે છે, દુખનો અને સુખનો અનુભવ શા કારણે થાય છે તે જોવા તરફ એની દૃષ્ટિ જતી નથી, સુખ અને દુખનો આધાર શો છે તેનો વિચાર પણ એ કરતો નથી. આ વર્ગ આખી જિંદગી સુખ માટે મથે છે, કયારેક સફળ થાય છે, કયારેક નિષ્ફળ જાય છે, એના સુખદુખમાં બહારનાં તત્ત્વો કેટલા પ્રમાણમાં ભાગ ભજવે છે તે કયારેક એ સમજે છે ને કયારેક સમજતો નથી, પોતાના પ્રયાસો છતાં સુખનું પ્રમાણ વધે નહિ ત્યારે એ કોઈકને અને છેવટ પોતાના પ્રારબ્ધને દોષ દઈ શાંતિ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરે છે.

આ કરતાં જે વધુ સમજદાર છે તે સુખદુખનો આધાર શોધવા તરફ વળે છે કયા પ્રકારનું સુખ કેટલા સમય સુધી ટકી શકે છે તેની પણ એ તપાસ કરે છે જે સુખનો આધાર અસ્થિર હોય તે સુખ સત્વર ખસી જાય અને જેનો આધાર મજબૂત હોય તે વધુ સમય ટકે એવું જ્ઞાન એ મેળવે છે એને ધીમે ધીમે એમ સમજાય છે કે આહાર–વિહારનું સુખ સામાન્ય પ્રકારનું અને ઓછી આવરદાવાળું છે આ રીતે સ્થૂળમાંથી એ સૂક્ષ્મ તરફ ગતિ કરે છે કશાકનું દર્શન, ચિંતન, મનન જ્યારે એના ચિત્તને આનંદથી ભરી દે છે ત્યારે એને એમ સમજાય છે કે સુખનો આધાર જો કોઈ વ્યકિત કે વસ્તુ ન હોય અથવા તો એ વ્યકિત ને વસ્તુ સાથ લેપાયા વિન–જોડાયા વિના સુખપ્રાપ્તિ થાય તો તે વધુ ઊંડે સુધી જાય છે ને વધુ સમય સુધી ટકે છે કુદરતનો, કલાનો, ભકિતના સંશોધનનો આનંદ આ પ્રકારનો હોય છે આ માનવીમાં સમજદારીની સાથે જો જ્ઞાન પણ પ્રગટ તો પેલા તત્ત્વવેત્તાઓની નજરે એ સુખ–દુખની પરીક્ષા કરવાનો અને એમાંથી એ શોધી કાઢવાનો કે વ્યકિત અને વસ્તુ સાથે લેપાયા વિના દર્શન, ચિંતન મનન દ્વારા જે આનંદ પ્રાપ્ત થાય છે તેમાં પણ સૂક્ષ્મરૂપે વ્યકિત અને વસ્તુનો આધાર રહેલો છે સુંદર કોઈ કુદરતી દશ્ય, ઉત્તમ કોઈ કલાકૃતિ, ભકિતભાવ જગે તેવી કોઈ પૂજ્ય વ્યકિત સંશોધન દ્વારા કંઈક પ્રાપ્ત કરવાની ઇચ્છા–એ બધું પલટાઈ શકે છે આપણી આંખ સામેથી ખસી જઈ શકે છે નથી ખસતા એક આપણે જ અને આનંદ તો અંતે ત્યાંથી જ પ્રગટે છે

આવા માનવીની આંખ આગળથી પ્રથમ સુખનાં સ્થૂળ સાધનો ખરી જાય છે, પછી સૂક્ષ્મ સાધનોની પણ જરૂર રહેતી નથી. સ્થૂળ અને સૂક્ષ્મ સાધનોથી ભરેલું આ વિશ્વ એની આસપાસ રમતું હોવા છતાં એના આનંદનો આધાર તો તે પછી એ પોતે જ બની જાય છે. એને ખાતરી થાય છે કે જેને તે સુખ અને આનંદ માનતો હતો તે ખરેખર તો અંદરથી જ પ્રગટતાં હતાં, અરે, એ પોતે જ એ હતો ! આરંભમાં એને પોતાને જાગૃત કરવા બહારનાં તત્ત્વોની જરૂર પડતી હતી, હવે એ સ્વયમ્ જાગૃત રહે છે. તત્ત્વવેત્તાઓનું પેલું વાક્ય—આ વિશ્વ આનંદમાંથી જન્મ્યું છે, આનંદમાં વિલસે છે ને આનંદમાં જ તે લય પામશે, તે ઉચ્ચાર્યા વિના એની અનુભૂતિ દ્વારા નિરંતર આનંદમય અવસ્થામાં રહે છે.

*

# ગધેડા ડાહ્યા........

એક રાજા હતો. એણે એક વાયુશાસ્ત્રીને હવામાનના વરતારા ભાખવા માટે મોટો પગાર આપી રોકયો હતો. રાજાને એક વખત શિકારે જવાનું મન થયું. એ જે જંગલમાં જવાનો હતો એની નજીકમાં એક ખૂબસૂરત શાહજાદી રહેતી હતી. રાજા એના પ્રેમમાં હતો અને એટલે ત્યાંથી પસાર થતી વખતે પોતાનાં સારાંમાં સારાં વસ્ત્રો પહેરીને જવાનું રાજાએ વિચાર્યું. એણે પેલા વાયુશાસ્ત્રીને બોલાવીને પૂછયું: 'આજે વરસાદ તો નહિ પડે ને?'

વાયુશાસ્ત્રીએ ગણતરી કરીને કહ્યું: 'મહારાજ, આજે વરસાદનું એક ટીપું પણ પડે એવો સંભવ નથી.'

રાજા તો બનીઠનીને ઘોડા પર સવાર થયો. રસ્તામાં એને એક કુંભાર મળ્યો. એ પોતાની ગધેડાની પીઠ પર માટી લાદીને લઇ જતો હતો. રાજાને જોઇ એણે કહ્યું: 'મહારાજ, આપ આમ સારાં વસ્ત્રો સજીને જાવ છો તો ખરા, પણ થોડા જ વખતમાં ધોધમાર વરસાદ તૂટી પડશે. માટે આપ પાછા વળો એવી મારી અરજ છે.'

રાજાએ કહ્યુ: 'મારા રાજ્યના નિષ્ણાત વાયુશાસ્ત્રીએ મને કહ્યું છે કે આજે એક ટીપું પણ વરસાદ નહિ પડે.'

આમ કહી રાજાએ તો ઘોડો મારી મૂકયો. થોડી જ વારમાં ધોધમાર વરસાદ પડયો અને ખૂબ હાસ્યજનક હાલતમાં રાજા પેલી શાહજાદીના મહેલ પાસેથી પસાર થયો. શાહજાદી તો રાજાના હાલહવાલ જોઇ હસીહસીને બેવડ વળી ગઈ.

રાજાએ રાજધાનીમાં આવીને તરત જ પેલા વાયુશાસ્ત્રીને બરતરફ કર્યો અને પેલા કુંભારને બોલાવી એને એ પદ સંભાળી લેવાનું કહ્યું.

કુંભારે કહ્યું: 'મહારાજ, ઋતુના ફેરફાર વિશે હું કંઇ જ જાણતો નથી. હું તો એ માટે મારા આ ગધેડાના કાન પર નજર નાખી જોઇ લઉં છું. વરસાદ આવવાનો હોય ત્યારે એના કાન નીચા વળી જાય છે. જેમ વરસાદ ધોધમાર પડવાનો હોય તેમ કાન વધુ નીચા નમતા જાય છે.'

રાજાએ આ સાંભળીને કુંભારને બદલે એના ગધેડાની વાયુશાસ્ત્રી તરીકે નિમણૂક કરી.

અને આ રીતે એ રાજાના રાજ્યમાં ઉચ્ચ અધિકારપદે અનેક ગધેડાઓની નિમણૂક થઇ!



# સંસ્કૃતિ અને માનવતા

કેદારનાથજી

આપણે દુઃખી શાથી છીએ અને સુખી કેવી રીતે થવાય એ પ્રશ્નોનો સંતોષકારક જવાબ આપી શકીએ તો આ ઘણી મુસીબતોનો ઉકેલ નીકળે

આપણે કેવળ પોતાનાં સુખનો જ વિચાર કરીએ છીએ. માનવધર્મની સાવ પ્રાથમિક વાત હજી આપણે જાણતા નથી કે આપણું જીવન આપણાં એકલાનું નથી. આપણું જીવન માનવ-સુખ માટે છે કેવળ આપણી પોતાની ક્ષુદ્ર વાસનાઓ સંતોષીને પોતાના દેહને સુખી કરવા માટે નથી, પણ માનવ ધર્મથી વર્તી બધાને સુખી થયેલા જોવા માટે છે. તે માટે મોહ, લાલસા, પ્રતિષ્ઠા, લોભ, મત્સર વગેરેથી પ્રાપ્ત થનારાં સુખોને આપણે ત્યાજ્ય ગણવાં જોઈએ એટલા માટે જ આપણે સદ્‌ગુણયુક્ત થવાની જરૂર છે સદ્‌ગુણી બીજાઓ સાથે સમરસ થઈને તેમના સુખદુઃખનો વિચાર કરે છે પોતે દુઃખ અને મુસીબતોનો સામનો કરી બીજાને સુખી કરવાનો પ્રયત્ન કર છે, તેમની સાથે સહાનુભૂતિપૂર્વક વર્તે છે આ આત્મભાવમાં જ સર્વ સુખનો ભંડાર છે

જાણી જોઈને કોઈ દુઃખ સહન કરવા તૈયાર નથી થતુ, પરંતુ લોભને લીધે લાલચને લીધે લંપટતાને લીધે, અજ્ઞાનને કારણે તેઓ દુઃખ સહન કરે છે અને બીજાને પણ દુઃખ આપે છે. આપણામાં સંયમ, વિવેક, પુરુષાર્થ, પ્રેમ, દયા વગેરે નથી માટે દુઃખ ટાળી શકતા નથી. આપણે આપણી જાતને બહુ જ્ઞાની સમજીએ છીએ, પણ વર્તન તો અજ્ઞાન પ્રાણીની માફક કરીએ છીએ જેમ માછલી માછીમારના કાંટાનું ભક્ષ્ય બને છે તેમ આપણે લાલસાના પંજામાં સપડાઈએ છીએ માટે જ જ્ઞાની અને સંતપુરુષોએ કહ્યુ છે કે કોઈ પણ કર્મ કરતાં પહેલાં આગળપાછળનો વિચાર કરવો અનુભવોનો ઉપયોગ નહિ કરવાથી ફસાઈ જવાય છે આશાતુરપણાથી કંઈ કર્મ કરવુ અને પાછળથી તેને માટે બહુ સમય સુધી પશ્ચાત્તાપ કરવો, એ કંઈ માનવીનું લક્ષણ નથી. ડોક્ટરને ત્યા વારવાર જવુ પણ જીભ પર કાબૂ નહિ રાખવો એ માનવીનું લક્ષણ નથી. આજે આપણે પ્રાથમિક, ઈન્દ્રિયજન્ય સુખની પાછળ લાગ્યા છીએ આ આપણો સ્વભાવ બન્યો છે, પરંતુ તેમાં આપણું કલ્યાણ નથી દીવાના પ્રકાશ તરફ સ્વાભાવિક રીતે પતંગિયુ આકર્ષાય છે પણ તેમાં તેનુ હિત નથી

ખોરાક પચે તો તેનું લોહી બને છે, પણ જો એ પચે નહિ તો વિકૃતિ ઉત્પન્ન થાય છે ખાવાની લાલચમાં જઠરાગ્નિનો વિચાર ન કરીએ તો અનિષ્ટ પરિણામો ભોગવવાં પડે કુદરતનો નિયમ કોઈ એક વ્યક્તિ માટે નહિ બદલાય, પણ વ્યક્તિ પોતાનો નિયમ બદલી શકે તેમ છે. તે માટે તેણે પોતાની શક્તિ જાગ્રત કરવી જોઈએ—તેનો વિકાસ સાધવો જોઈએ જ્ઞાનથી, વિવેકથી, યોજનાથી, યુક્તિથી લોકો સુખી થાય છે તાત્કાલિક તે સાચુ સુખ નથી સુખ તો ચિરંજીવી હોવુ જોઈએ એવા સુખથી કોઈનું યે બૂરુ સંભવી ન શકે, પરંતુ આપણે તો ઈન્દ્રિયજન્ય તાત્કાલિક સુખની પાછળ દોડીએ છીએ અને કેટલીક વાર આપણે સુખી થવા બીજાને હાનિ પહોંચાડીએ છીએ, આપણા કોઈ પણ કર્મથી બીજાને નુકસાન ન થવુ જોઈએ. તેથી જ આપણે વિવેકી બનવાની જરૂર છે કંજૂસ બનવા, લોભી થવા, સ્વાર્થી બનવાને માટે વિવેકી થવાની જરૂર નથી. આજે આપણી સદ્‌વૃત્તિઓને પોષણ આપી તેની વૃદ્ધિ કરવાની અને અસદ્‌વૃત્તિઓને ઉત્તરોત્તર ક્ષીણ કરવાની જરૂર છે

આપણને વારસામા મળેલી માનવતા અધિક ને અધિક ખિલવવી એમાં જ આપણી સાચી ઉન્નતિ છે. જેમ કોઈ પણ પુસ્તકની પ્રથમ આવૃત્તિ કરતાં પાછળની આવૃત્તિઓ અધિક ને અધિક શુદ્ધ હોય છે તેમ એ વારસાગત માનવતાની વૃદ્ધિ અને શુદ્ધિ કરીને જ આ જિંદગી છોડવાની છે દરેક સામાન્ય સ્થિતિના પિતાને એમ લાગશે કે મે જેવી રીતે ગરીબાઈમા દિવસો ગુજાર્યા છે તેવી રીતે મારાં સંતાનો

ન ગુજારે તો સારું. દરેક જણ પોતાના સુખની કલ્પના મુજબ ઇચ્છે છે કે મારાં કરતાં મારી પેઢી વધુ સુખી થાય. આ જ વિચારસરણી આપણને માનવતાની બાબતમાં, શીલ, ચારિત્ર્ય અને સદ્ગુણોની બાબતમાં અપનાવવી જોઈએ. જો તેમ ન કરીએ તો સમજવું કે આપણને બહારનો ભપકો પ્રિય છે–ધનદોલત પ્રિય છે.

માનવસુખ માટે આપણું જીવન છે. માનવતાનો વારસો વૃદ્ધિગત કરવો તે આપણી ફરજ છે. આપણે હજુ જીવદશામાં છીએ, મનુષ્ય બન્યા નથી. અપમાન થાય છતાં જાન બચાવવાનો પ્રયત્ન કરીએ તે આપણી જીવદશા છે. આપણું શરીર માનવનું છે, પણ મન હજી માનવનું બન્યું નથી. આપણામાં પ્રકૃતિધર્મ છે જેને આપણે વિકૃત બનાવ્યો છે. કદાચ પ્રકૃતિધર્મ પ્રમાણે જ વર્તતાં હોત તો આજના જેવી દુઃખદ સ્થિતિ ન થાત; પરંતુ આપણે તો બુદ્ધિ ચલાવીને સુખ વધારવાના પ્રયત્નો કર્યા છે. કુદરતી ધર્મ–પ્રકૃતિધર્મ પ્રમાણે આપણે અન્ય પ્રાણીઓની માફક ભૂખ લાગે ત્યારે જ ખાતાં હોત તો ઠીક હતું, પણ આપણે તો ભૂખ ન લાગે તો પણ સ્વાદિષ્ટ વાનીઓ બનાવીને આરોગીએ છીએ. ઠંડીથી રક્ષણ કરવા કે લાજ ઢાંકવા કપડાંની જરૂર છે; જ્યારે આજે તો મોટે ભાગે આપણે ફેશનના ગુલામો બન્યા છીએ. આરોગ્ય, શક્તિ અને પુષ્ટિ માટે અન્નની જરૂર છે, શીત, ઉષ્ણતા અને લજ્જાના નિવારણ માટે કપડાંની જરૂર છે. આ રીતે વિચારીશું તો જણાશે કે દરેક ઇન્દ્રિયજન્ય સુખની બાબતમાં ઘણો ભાગ વિકૃતિનો છે. સંપત્તિ પ્રાપ્ત કરવામાં દોષ નથી, પણ લોભવૃત્તિથી જોઈએ તેના કરતાં વધુ સંપત્તિ ભેગી કરવી તેમાં જરૂર દોષ છે, પ્રકૃતિ અને વિકૃતિ છોડીને જે સ્થિતિ આવે તે સ્થિતિ માનવતાની સ્થિતિ છે. પ્રકૃતિધર્મને સંયમમાં લાવવો, વિકૃતિનો નાશ કરવો અને પોતાની સંસ્કૃતિ નિર્માણ કરવી તેનું નામ માનવતા. ભૂખ લાગે તે પ્રકૃતિ છે, બીજાને ટળવળતા જોવા છતાં ખાવું તે વિકૃતિ છે અને બધાને વહેંચીને ખાવું તેમાં સંસ્કૃતિ છે. કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર માટે કર્તવ્ય કરવાં અને તેને માટે જે સંસ્કારો જોઈએ તે પ્રાપ્ત કરવા તેનું નામ સંસ્કૃતિ છે

મનુષ્યને સંસ્કાર આપીને સુધારવાનો છે. જન્મતઃ તો તે પશુના જેવો છે. આથી જ આપણામાં યજ્ઞોપવિત દીક્ષા આપવાનો સંસ્કાર છે. બાળકને શીખવવામાં આવે છે કે:

> सत्यं वद धर्मं चर। मातृदेवो भव।
> पितृदेवो भव। अतिथि देवो भव।

આ માનવ–સંસ્કૃતિ છે. બીજાં પશુપક્ષી માતાપિતાને ક્યાં માને છે? તે તો જરા શક્તિ આવે કે ઊડી જાય છે. માનવને કૃત કર્મ, કૃત ઉપકારનું સ્મરણ રહે છે, તેથી જ કૃતજ્ઞતા મહાન સદ્ગુણ છે અને કૃતઘ્નતા મોટો દોષ છે.

કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે પ્રકૃતિગત છે. તેમને વધારાય તો નહિ જ. અને પ્રકૃતિની માફક ચલાય પણ નહિ. તેમને સંયમમાં લાવી તેને ક્ષીણ કરી સંસ્કૃતિમય જીવન ગાળવું જોઈએ. વાચા આપી છે તેથી અપશબ્દ બોલવો તે તો પ્રકૃતિની વિકૃતિ છે, પણ પ્રિય, સત્ય અને મધુર વાણી બોલવી તે સંસ્કૃતિ છે.

આપણે આપણાં દરેક વર્તનમાં સતેજ હોઈશું, જાગ્રત હોઈશું તો પ્રકૃતિને કાબૂમાં રાખી, વિકૃતિમાંથી છૂટી, સંસ્કૃતિ તરફ જઈશું. માનવ–જન્મ તપ માટે છે. ઉન્નત થવા માટે જે સહન કરવું પડે તેનું નામ તપ. ભોગને વશ થવું તે વિકૃતિ, એનું નિયમન કરવું તે સંસ્કૃતિ અને માનવતાના ગૌરવ સિવાય મનુષ્યોચિત્ સુખ પ્રાપ્ત થઈ શકતું નથી.

*

જે ચાલે છે તેને જ ગોથું આવે છે, ને જેને ગોથું આવે છે તેને જ સાચો માર્ગ મળે છે. બાકી જે ચાલતો જ નથી, એનામાં અને જડ–શિલામાં કાંઈ ફેર ગણી શકાય નહિ.

*

યોગ્ય શબ્દ અને લગભગ યોગ્ય શબ્દ વચ્ચે જેટલો તફાવત છે તેટલો આકાશી વીજળી અને આગિયા વચ્ચેનો ભેદ છે.

શિ.

'ઉજળાં ઓહાણ'

લેખક : શ્રી. ખોડીદાસ ભા. પરમાર
પ્રકાશક : ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ
અમદાવાદ. પાના ૧૬૭ મૂલ્ય રૂા. ૨–૫૦

ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ તરફથી આપણા લોકસાહિત્યના જાણકાર અભ્યાસીઓ પાસેથી કોઇ અને કોઇ પ્રકાશન થતું રહે છે. આવી લોકકથા માળાનું આ નવમું પુસ્તક છે અગાઉ શ્રી. પુષ્કર ચંદરવાકર, રોશન ભટ્ટ, જોરાવરસિંહ જાદવ, દુલેરાય કારાણી, મનુભાઇ જોધાણી, જયમલ પરમારની કૃતિઓ રજૂ થઇ છે. શ્રી ખોડીદાસ પરમાર કલાકાર છે. ચિત્રકલાના પણ કલમના કસબી બનવાનું સદ્ભાગ્ય તેમને સાંપડ્યું છે. તેમની પાસે તળપદી ભાષાનો વૈભવ હોવાથી લોકસાહિત્યના કોઇ વિષયને તેઓ બહેકાવી શકે છે અને અદકેરા રંગ પૂરી શકે છે. અહીં તેમની ૨૦ કૃતિઓ રજૂ થઇ છે. આજની નવલિકાના આધુનિક સ્વરૂપ પાછળ આ કથાઓને રાખી શકાય તેમ નથી. આ કૃતિઓને માણવા 'સમાનધર્મ'ની ભાવના જોઇએ. કેમ કે આ વાર્તાની માંડણી સાચી બનેલી વાતો ઉપરથી થઇ છે. એટલે કે આ વાર્તાઓ લોક-ઇતિહાસનો જીવંત આવિષ્કાર છે. 'કાળો ગોર' અને 'આમાં માસ્તરનો એકડો નથી' આ બન્ને વાર્તાના પાત્રો સમાજમાં આજે પણ મળી આવવાના. 'રળિયાત' અને 'જળસમાધ' તથા 'દેરાણી-જેઠાણીનું જોડું' માં જે નારી પાત્રો ઝળકી જાય છે તે અપવાદ તરીકે સમાજમાં ચોક્કસ અસ્તિત્વ ધરાવે છે. 'વખતસંગ મારાજ' જેવા રાજવી જૂની પેઢીએ પોતાની સગી આંખે જોયા છે. "ગાવડી દીધી છે ગોતી"માં એક નહીં બબ્બે માણસની શ્રદ્ધા ભાગ ભજવે છે. 'મૂઠીમાં મોત' એક તેજસ્વી કાઠી રાજમાતાને આબેહૂબ ગૌરવભરી શૈલીમાં રજૂ કરે છે. 'પીસગાડું'ના માંશંકર આજે પણ લગ્નગાળામાં દેખા દે છે ખરા. 'ગલેઠાની મોકાણ' એક વ્યંગકૃતિ છે.

શ્રી ખોડીદાસની બળુકી ભાષાશૈલી આ વાર્તાઓને આસ્વાદ્ય બનાવવામાં મહત્ત્વનો ફાળો આપે છે. થોડાંક દૃષ્ટાન્તો જોઇએ :

"ભર ભાદરવાની ગળાડૂબ મોસમમાં લાડીની પીંગાપોતી ધરતીમાં ધાનેભર્યા મોલ પાકે લળુંબઝળુંબ લળી પડ્યા."

"નવાગામના દાનશંગ મુખીને આંગણે માલઢોરની ધીંહટ બોલે. જોટડિયુંનું જેરબંધ ઘૂમતું વલોણું તેથી ઘરમાં ઘીદૂધના ઢામ પડ્યાં પડ્યાં હાંફ્યાં કરે."

"વૈશાખી પૂનમ વળોટી તોય ટવરૂક ટવરૂક વિવાઉ રહ્યો તે જેઠનાં ઝાંપા સુધી ગામમાં ઢોલ ધડૂક્યા કર્યા."

"આંખ્યમાં આંજી હોય તો બરાબર સમાઇ જાય તેવી સવળોટી ભાઇબીજ આથમણી દશ્યની કોરકંધારે મરકી ઊઠી."

"એઇની નજરૂંના અમિયલ એંધાણુતીરે હૃદય સોંસરવટ વીંધ જ પાડી દીધું !"

"લીલુંડા નેવનવાળી ગિરમા અકાબીડ વનરા. ધૂંચાવળ ભરી એ વનરાની વચાળે બેચાર હરિયાળી ડુંગરડી. એ ડુંગરડીની ધારોડી માથે રાણી રૂખમાઇનું ખેતર"

શ્રી ખોડીદાસ પરમાર પાસે જ્યારે આવી સબળ ભાષા છે ત્યારે કથાવસ્તુ માટે તેમણે આકરી તાવણી રાખવાની જરૂર છે જેથી વાર્તાતત્ત્વ પાંખુ ન લાગે.

હરિજન લોકકવિઓ અને તેમનાં પદો

લેખક : શ્રી દલપત શ્રીમાળી
પ્રકાશન : ગુજરાત સરકાર માહિતી ખાતા તરફથી
પાનાં. ૧૨૫

"લોકજીભે રમતા-ભમતા અને કોઈ ખર્યા પાનના ઢેયામાં ઢબુરાઇ રહેલા નામી–અનામી' હરિજન સારસ્વતોને શોધી શોધીને, તેમની કૃતિઓ સાથે રજૂ

કરવાનો એક ભગીરથ પ્રયત્ન લેખકે આ ગ્રંથમાં કર્યો છે. છૂતાછૂતનો ભોગ બનેલ સમાજ પોતાનું અલાયદું વિશિષ્ટ અસ્તિત્વ જાળવી શક્યો છે અને તેમનામાં સવર્ણ હિંદુઓની સમાંતર સંસ્કૃતિની આછેરી ઝલક દેખાય છે જેનો પરિચય અહીં પ્રાપ્ત થાય છે. અહીં જે સંત લોકકવિઓ રજૂ થયા છે તે આ પ્રમાણે :

(૧) અગમનો આરાધક પંડિત દેવાયત (૨) સંતોની મુકુટમણી રતનીબાઇ (૩) રમતો જોગી સંત ત્રીકમ (૪) બ્રહ્મનો ભોગી ભીમ (૫) દાસી જીવણ (૬) ગેબી વાણીનો ગાયક ડુંગરપુરી (૭) અસતના અંચળા ઉતારતો કવિ બલરાજ (૮) સવદાસ (૯) ખરો ગેડિયો (૧૦) મોતી (૧૧) કવિ મેઘુ (૧૨) ભવાની (૧૩) ખીમરો કોટવાળ (૧૪) લખીરામ (૧૫) મેઘધારુ (૧૬) કવિ નાકર. આમાંના કેટલાક હરિજનોના બ્રાહ્મણ ગોર હતા અને તેમણે આ સંત વાણીમા જે સૂક્ષ્મ જ્ઞાન ઠાલવ્યુ છે તે બુદ્ધિજીવી સમાજનું પણ માન મુકાવે તેવુ સચોટ અને સંપૂર્ણ છે. આ ગીતો, છંદો, કવિતો, આરજા ઇત્યાદી રચીને હરિજન સમાજમાં બ્રાહ્મણે એ સર્જક તરીકેનું સ્થાન શોભાવ્યુ છે

આમુખમાં શ્રી કે. કા શાસ્ત્રીએ યોગ્ય કહ્યું છે : "ભારતવર્ષના જ નહિ, પૃથ્વી ઉપરના અનેક દેશોના ઈતિહાસને ઉખેળતાં એમા સંતો, ભક્તો, ઓલિયાઓની વાણીમાંથી ઝરતા ઉચ્ચ કોટિના ભક્તિભાવને માટે નથી કોઇ તાલીમની જરૂર પડી કે નથી કોઇના પ્રબળ ઉપદેશની જરૂર પડી : એઓએ સ્વયંભૂ રીતે વાણીનો પ્રવાહ વહાવે રાખ્યો છે, અને એમાંથી મહાકવિઓની પ્રતિભામાથી પણ ન નીકળે તેવો સુમધુર ઉચ્ચકોટિની કવિતાનો પ્રવાહ મળ્યો છે. અહી રજૂ કરવામાં આવેલા સંતો આ કોટિના ભક્ત કવિઓ છે ...એમની આ પ્રસાદી કોઇ સ્થળે ગ્રંથસ્થ થએલી જાણવામાં આવી નથી લોકોની જીભ ઉપર રમતી ભમતી એ વાણી ટપકાવવામાં આવી છે...આવા સંગ્રહ ઘરઘર અને ભક્તેભક્ત રખડીને, સમજાવીને સ્વસ્થ બનાવીને લોકમુખેથી એકઠા કરવાના હોય છે."

થોડા નમૂનાઓ આસ્વાદીએ :—

ભવાની :

હૈયાનાં કોરાં કાગળ લાવો
એમાં સહી કરીએ રે
નહીં આલમમાં, નહીં અકબરમાં,
નહીં પીરમાં પરચો,
નહી ચંદ્રમાં, નહીં સૂરજમાં,
ન્યારા નિરંજનને નિરખો.

કવિ મેઘુ ।

ગાડરનો પટકાર, ગઢ કોટ ન હઠાવે,
પાગૈયાની સેજ, અસી સુખ ન પાવે;
સોમણ વેળુ પીલીએ, ટીપું તેલ ન આવે,
નાખ્યાં તીર કમાનથી, વાળ્યાં હાથ ન આવે.

મોતી

"મોતી કહે : મલકમાં કંજુસ વાળે નહીં કાંય,
જનમીને આ જગતમાં ભારે મારે લોય
ભારે મારે લોય, લેખાય તરણાની તોલે
ડા'યામા દેખાય નહિ, બેસી ઠોરાં વચ્ચે બોલે
જનમતા જનેતાએ ભાંગ્યો, મૂએ ભાગ્યો લોય"

સવો

"સવો કહે સંસારમાં સમજે એને સંતાપ
ભાઈ સગો ભૂંડુ બોલે પૂરવ જનમનાં પાપ
પૂરણ મળિયાં પાપ, લખેલુ પૂરવના લેખે
સારા માણહનુ માપ તોડાવે, જૂઠો કાઢે જવાબ"

ડુંગરપુરી

દીપક વિનાના મંદિર કૈસા,
કૈસા ત્રાટીકું તાળા- રે
ક્રિયા વિનના જોગી કૈસા,
જૈસા સમદર ખારા રે
અંધા આરસી કું કયા રે,
કયા કરે મૂરખ માલા રે,

પુસ્તકનો મોટો ભાગ કવિ નાકરની આરજાઓથી ભરપૂર છે. જે જમાનામાં કેળવણી અને ભણતરની કોઇ સગવડ ન હતી તેવા સમયમાં જે જ્ઞાન, દીર્ઘદૃષ્ટિ અને જ્યોતિષશાસ્ત્રની જાણકારી આ કવિઓએ કેળવી બતાવી છે તે આશ્ચર્યજનક છે.

શ્રી. મશ્લિકલ્ટ કૃત
અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાધીગુરુ | ૧–૨૫ |
| ગીતાજલિ એક અધ્યયન | ૧ ૨૫ |
| ગાધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦–૧૫ |



[સિદ્ધાર્થનું તપ. ખોડીદાસ પરમાર]

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : જુલાઈ ૧૯૭૧

# વૈષ્ણવજન

વર્ષ ૧૦ ] જુલાઇ ૧૯૭૨ [ અંક : ૧

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

૫ દ મી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિનાથી ગ્રાહક થઇ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ એમ માનવું નહિ

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ મન નાટ્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વાર્ષિક] ૮ રૂપિયા
પરદેશમાં ... શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ રાજકોટ

## ચરણોની દાસી

પ્રાણનાથ, મારું કેવું સદ્ભાગ્ય કે દિવસે હમેશા હું તમારા જ ચરણકમળમાં રહું છું! અને રાત્રે પણ જ્યારે આપ ઊંઘી જાઓ છો ત્યારે પણ આપના જ ચરણો પાસે રહું છું

જ્યારે દિવસે આપ વિશ્વકર્માના મંદિરે જાવ છો ત્યારે ત્યાં પણ હું આપની સાથે આવું છું અને જ્યારે આપ રાધાકૃષ્ણના મંદિરે પ્રવેશ કરો છો ત્યાં પણ હું આપની સાથે આવું છું પણ ત્યારે મને અતિશય દુઃખ થાય છે કારણ કે આપ મને મંદિરની અંદર નથી લઈ જતા હું એટલી બધી અપવિત્ર છું? તો પણ તરત જ મારા મનને મનાવી લઉં છું કે, હું ભલે મંદિરની બહાર રહું, પણ હું છું તો આપની જ ને? વહેલીમોડી હું ફરી આપના ચરણોમાં આવી જઈશ કેમ કે આપે મને એક વાર અપનાવી લીધી છે

પણ પ્રાણનાથ, આપ મને વારંવાર કેમ એકલી મૂકી જાવ છો? વિરહ-વેદનાનો મીઠો સ્વાદ ચખાડવા? પ્રેમને દિલથી દિપાવવા? જેથી મને આપનું સ્મરણ સતત સ્વચ્છ અને સાત્ત્વિક રહે? આપની લીલા કોણ સમજી શકે પ્રાણનાથ?

પ્રાણનાથ, જ્યારે આપ આરામગૃહમાં હો છો કે પૂજાગૃહમાં, ત્યારે બહાર હું એક ચોકીદારની જેમ ટટ્ટાર ઊભી રહું છું જેથી કોઈ અંદર આવીને તમને હેરાન ન કરે એવી નજીવી સેવાને પણ હું મારું અહોભાગ્ય માનું છું

પણ પ્રાણનાથ, હું મેવાડની મીરાની જેમ મસ્તાની ક્યારે થઈશ? રાત-દિવસ આપના ચરણોમાં ક્યારે રહી શકીશ જેથી એક પળ માટે પણ હું આપથી જુદી ન પડી શકું?

પણ મને સંતોષ છે કે-જો કે હું મીરાની જેમ મસ્તાની નથી તો યે મસ્તાની મીરા જેવી જ હું એક તમારા જેવા ભક્તની નમ્ર દાસી છું

પણ પ્રાણનાથ તમે મારું નામ પણ એક વાર ન પૂછ્યું? નામ કહી દઉં? – નહીં તો વખતે આપ મને ભૂલી જશો, કારણ કે આપના તો અનેક ભક્તો છે

હું આપના ચરણોની દાસી– પાદુકા ચાખડી

ગુરુદયાલ મલ્લિકજી



# જિંદગીનું અમૃત

ખલિલ જિબ્રાન

એક દિવસ મહાસાગરના તટ ઉપર એક મનુષ્યનું શબ પડ્યું હતું તેની ચારે બાજુ પરવાળાનો ઢગલો પડયો હતો તે ઢગપર બેઠેલી ચાર સુવર્ણરંગી સાગરકન્યાઓ એ શબ તરફ ખૂબ ધ્યાનથી જોઈ રહી હતી તેમની નીલાભ આંખોમા આશ્ચર્ય તરવરે પડતું હતું તેઓ તે માનવીના મૃત્યુ વિષે અનેક પ્રકારની અટકળો કરી રહી હતી

એકે કહ્યું સાગરનાં તરંગો જ્યારે ભૂખથી ક્રોધાયમાન હશે ત્યારે આ માનવી ભૂલથી અહીં આવી ચડયો હોવો જોઈએ'

બીજી બોલી 'નહી રે! આ મનુષ્ય જે દેવોનો ઉત્તરાધિકારી કહેવાય છે તે કોઇ ભીષણ યુદ્ધમા ગયો હશે યુદ્ધમાં અસખ્ય માનવોનુ લોહી રેડાયુ અને સાગર પણ લાલ બની ગયો આ માનવ પણ યુદ્ધનો જ ભોગ બનેલ છે'

ત્રીજીએ જણાવ્યુ યુદ્ધ એટલે શુ તે હુ જાણતી નથી પરતુ મે સાભળ્યુ છે કે ભૂમિ પર વિજય પ્રાપ્ત કરીને, સાગર પર વિજય મેળવવા માનવે નવા શસ્ત્રાસ્ત્રોની શોધ કરી આ જાણીને સાગરસ્વામી વરુણને ખૂબ ક્રોધ ચડયો અને તેમણે સહાર કરવાની ધમકી આપી આથી તેમને પ્રસન્ન કરવા માટે માનવીએ માનવીનુ બલિદાન આપવુ પડયુ આ મનુષ્ય પણ એમાંનો એક બલિ છે '

ચોથી વિચારીને બોલી ખરેખર, મહાન વરુણદેવ નિષ્ઠુર હૃદયના છે' હુ જો સાગર-સ્વામીની હોત તો આવુ લોહીભીનુ બલિદાન કદી સ્વીકારત નહી ચાલો આપણે તેની પૂરી તપાસ કરીને તેના વિષે થોડુ જાણી લઇએ'

ત્યારે સાગર કન્યાઓએ મૃત માનવીનાં કપડાં અને ખિસ્સા તપાસવા માડયુ ત્યારે તેના હૃદય નજીક ચોટેલ કપડામાંથી એક કાગળ મળી આવ્યો એક તે લઇને વાચવા માડ્યો તેમાં લખ્યુ હતુ

'પ્રિય! અડધી રાત વીતી ચૂકી છે ઊંઘ આવી નહિ મન ઉદ્વિગ્ન થયુ છે મારે એક માત્ર સાંત્વન છે મારા નયનોમાંથી અવિરત રીતે અશ્રુપ્રવાહ મને યાદ છે, તમે જતી વખતે મને આશ્વાસન આપતાં કહ્યું હતું કે આંસુઓનો વિશ્વાસ હોવો જોઇએ દરેક માનવી એક દિવસ જરૂર પાછો આવશે '

કાંઇ સમજણ પડતી નથી, શુ લખુ ? સહનશક્તિ ગુમ થઇ છે બાકી રહ્યા છે, માત્ર આંસુઓ અને તે પણ હવે સુકાવા લાગ્યા છે મને યાદ આવે છે એ મધુર ક્ષણ જ્યારે આપણાં હૃદય એક થયાં હતા અને આપણાં શરીર જેમાં આત્માનો વાસ છે તે પણ થોડા સમયમાં એક થનાર હતા એ જ સમયે રાષ્ટ્ર-રક્ષાના નામે યુદ્ધનો પોકાર થયો અને કર્તવ્ય પાલન અર્થે તમે ચાલ્યા ગયા મને સમજ પડતી નથી એ કર્તવ્ય કયુ છે, જે અસખ્ય નારીઓને વિધવા, માતાઓને નિસતાન તથા બાળકોને અનાથ બનાવે છે! કેવી છે એ દેશભક્તિ, જે બીજા દેશના વિનાશથી તૃપ્ત બને છે! આવા કર્તવ્ય પ્રતિ મને તિરસ્કાર આવે છે જે ગામોના શાંત અને નિર્દોષ માનવોનો સહાર કરીને સશક્ત માણસોની રક્ષા કરે છે'

શાંતિપ્રિય દેશોમાંથી શાંતિને નિર્વાસિત બનાવવાનું નામ જો કર્તવ્ય હોય અને મનુષ્યોની એકતા અને શુભ પ્રવૃત્તિઓને છિન્નભિન્ન બનાવવાના કૃત્યને દેશભક્તિ કહેવામા આવતી હોય તો હુ એ બનેને દૂરથી જ નમસ્કાર કરીશ ખેર જવા દો એ વાત પ્રિય, પ્રેમે મને આંધળી બનાવી દીધી છે તમારા વિયોગે મારુ સર્વસ્વ લૂટી લીધુ છે મારી વાતો તમારા માર્ગમા અવરોધક નહી બને એ પ્રાર્થના છે એ જ અંતિમ નિવેદન છે પ્રેમ આ જીવનમાં તમને મારી પાસે નહી લાવી શકતા તો એ જ પ્રેમ આવતા જન્મમા આપણુ મિલન જરૂર કરાવશે '

સાગર કન્યાઓએ એકબીજા તરફ શૂન્ય દૃષ્ટિએ જોયુ, પત્ર જ્યાં હતો ત્યાં મૂકી દીધો અને મૌન વેદના સાથે ચૂપચાપ ત્યાંથી ચાલી ગઇ થોડે દૂર જતા એક બોલી વાસ્તવિક રીતે માનવીનું હૃદય વરુણના હૃદય કરતા વધુ કઠોર છે

# પરિભ્રમણ

'આશુતોષ'

## મેઘ, આષાઢ અને કાલિદાસ

મનુષ્યના રૂપમાં ચરતા મૃગ સિવાય ભારતમાં તો શું, દુનિયામાં એવો જીવ ભાગ્યે જ હશે જે કાલિદાસની ભાષા સમજતો થયા પછી આષાઢી મેઘને જોઈ યાદ ન કરે! અને વાસ્તવમાં કાલિદાસ સિવાય બીજા કોઇની સ્મૃતિ આ દિવસોમાં મનમા ઊડતી નથી. "અષાઢના પ્રથમ દિવસે" એ ત્રણ શબ્દોમા જગતનો કોઈ કવિ ન મૂકી શકે એટલી અર્થઘનતા, ચિત્રની તાદૃશ્યતા અને વાતાવરણની ઋજુતાને મૂર્ત કર્યાં છે પ્રકૃતિના કવિઓની ખોટ વિશ્વને કોઇ કાળે પડી નથી પરંતુ જે દૃષ્ટિથી કાલિદાસ પ્રકૃતિને શબ્દસ્થ કરે છે તેમા પ્રકૃતિની સાથોસાથ કવિની નીજી પ્રતિભા અગ્રાહ્ય ગૂઢતાને આત્મસાત કરે છે. મેઘાડંબર ભવ્ય હોય, રમણીય હોય તથા વિશેષ માનવીના સહોદર તરીકે તેની સાર્થકતા જેમ યક્ષને સમજાય છે તેવી જ રીતે ઉજ્જૈન નગરીની નૃત્યના ઠમકા લેતી સુંદરીને પણ મનમાં ઠરી જાય છે કેમકે તેના થાકેલા પાયલ પર મેઘબિંદુનો સ્પર્શ થાય છે ત્યારે તેના આભારવશ નયનમાં કવિની પ્રતિભા કવિતાને સદેહે ઉતારે છે અને તેથી જ આજે ચોમેર કાલિદાસ જાણે પ્રકૃતિમાંથી બેઠો થનો નજરે પડે છે. વિરહીઓ અને પ્રેમીઓ તેને સ્વાર્થકાજે ભલે યાદ કરે પણ તે સિવાય એકમેકથી દોઢ હજાર માઇલને અંતરે વસતો ગુજરાતી અને બંગાળી બાબુ એક જ સાથે અને એકજ ક્ષણે અટલાં વર્ષો પછી પણ મેઘના પ્રથમ દર્શનને અંજલિ આપવા કાલિદાસના જ અમરશબ્દો મુખરિત કરે છે. અરે, આશ્ચર્યની અવધિ તો ત્યાં છે કે આ બધી જ કવિતા સહસ્રાર્ધ પહેલાં જ જાણે કે રચાઇ છે – મહાકાલની સ્વારીએ તેની તાજગીને કે તેના ચિરંતન યૌવનને જરા સરખી આંચ આવવા દીધી નથી. આષાઢ કાલિદાસનો છે અને રહેવાનો છે.

## ગંદા વસવાટો

ગંદા વસવાટો સામાજીક અનિષ્ટોનું મૂળ છે. ઝૂંપડાઓમાં રહેનારા અને ફૂટપાથ પર સૂઇ રહેનારો વર્ગ મોટાં શહેરોમાં કૂદકે ને ભૂસકે વધી રહ્યો છે મદ્રાસમાંથી ગંદી બસ્તીઓ નાબૂદ કરવાની એક મહત્વાકાંક્ષી યોજના તામીલનાડુ સરકારે ઘડી કાઢી છે. પરંતુ દિલ્હી સિવાય કોઇ સ્થળે તેને સફળતા સાંપડી નથી અમદાવાદ હવે આ રીતે વધુ વરવુ બનતું જાય છે કેમકે અમદાવાદમાં આજીવિકાઅર્થે ઉત્તર ગુજરાત, મારવાડ, રાજસ્થાન ઇત્યાદિ પ્રદેશોમાંથી નીચલા સ્તરના શ્રમજીવીઓ વધુ પ્રમાણમાં આવી રહ્યા છે અને જ્યાં ત્યાં ધામા નાખી ગમે તેમ પડ્યા રહે છે રોટલો હોવા છતાં ઓટલા વિનાના આ માનવીઓ નગરપાલિકા તેમજ રાજ્ય સરકાર માટે એક પડકાર સમાન છે. કામ કરવાનો હક્ક તેઓ માગે છે. પેટિયુ રળવા ગમે તે કામ તેઓ કરશે અને તેથી જ ગંદી વસાહતોનું પ્રમાણ માત્ર સાબરમતીને કાંઠે જ નહી, અમદાવાદના ભદ્ર ગણાતા લત્તાઓમા વધી રહ્યું છે, અને આધુનિક ઢબે વિકસી રહેલી કર્ણાવતી નગરીના ભવ્ય પ્રસાદો ને મનોરમ્ય આવાસો વચ્ચે આંખના કણાની માફક ખૂચી રહેલ છે.

અને ત્યારે દિલ્હી નગરપાલિકાની D D. A નજર સમક્ષ આવી જાય છે. ભારતની રાજધાનીમાં આવાજ ફુટ પ્રશ્નોએ માઝા મૂકી હતી. આગ તુકોનો ધસારો કલ્પનાતીત બનતો જતો હતો અને ત્યાં પણ જોનપુરી ગરીબ વસ્તીએ જ્યાં ત્યાં ઝૂંપડાઓની વસાહતો ઊભી કરી દીધી હતી. કેવળ માનવતાની દૃષ્ટિએ આનો ઉપાય શોધવા દિલ્હીએ બાથ ભીડી અને પરિણામે પંડિત નહેરૂજીએ આપેલ પાંચ કરોડ રૂપિયાના ફરતા ભંડોળથી શરૂ કરી "દિલ્હી ડેવલોપમેન્ટ ઓથોરિટી" અસ્તિત્વમા આવી. તેણે વળતર આપીને દિલ્હી અને આસપાસની ૩૫૦૦૦ એકર

જેટલી જમીન મેળવી લીધી છે અને વળતર તરીકે ૫૫ કરોડ ચૂકવ્યા છે આમાંથી અઢાર હજાર એકર જમીનમાં રહેણાક મકાનો, ઔદ્યોગિક સસ્થાઓ અને વસાહતો, આનદ માટે વિહાર ધામો બનશે

૪૫૦૦ એકર ઝૂપડાવાસીઓ અને આશ્રય વિહોણા માટે, ૪૦૦૦એકર સરકારી તેમજ અર્ધસરકારી સસ્થાઓને બાગનામાં ઉદ્યાન, બગીચા, વૃક્ષારોપણ તેમજ બાગાયત પ્રવૃત્તિઓ થશે રહેણાક વિસ્તારમા ઝૂપડાવાસીઓ માટે પચાસ હજાર પ્લોટ, અ પ વ્યક્તિઓ અને સોસાયટી ગ્રુપવાળા માટે ૨૫ ૦૦ પ્લોટ, ઔદ્યોગિક એકમોને ચાર હજાર પ્લોટ તથા ધધાકીય હેતુઓ માટે બે હજાર પ્લોટ નિયત કરવામા આવ્યા છે જુદી જુદી આવક ધરાવતા વર્ગો માટે તૈયાર મકાનોની વહેચણીનું ધોરણ પણ ધોરણે અપનાવવામાં આવ્યુ છે મધ્યમવર્ગના લોકો જેમની વાર્ષિક આવક ૭૫૦૦/૧૮૦૦૦ વચ્ચે છે તેમને માટે ૧૨૫/૧૫૦ ચોરસવારમાં પચીસહજારની કિમતના વસવાટો બનશે તૈયાર ફ્લેટ ભાડે તેમજ વેચાતા મળી શકે ૭ હજારથી નીચની આવકવાળા માટે ૪૦/૮૦ ચોરસવારના પ્લોટમા ૧૨ ૦૦/૧૫૦૦૦ ની કિમતના મકાનો બનશે વાર્ષિક ૨૪૦૦ સુધીની આવકવાળા નોકરિયાત માટે ૩૦ ચોરસવારમાં ૩૦૦ રૂ ની કિમતના આવાસો બનશે જેમાં જમીનની કિમત સહિત રૂ ૧૧૦૦ની મદદ તેમને મેળવી આપવામાં આવશે તદ્દન આધુનિક અને ભદ્ર લત્તામા ઉચ્ચ વર્ગના લોકો સાથે આ લોકો પણ વસી શકશે અને સમાજવાદની દિશામાં પ્રથમ પગલુ ભર્યુ ગણાશે હવે ઝૂપડામા રહેનારા તેમજ ખુલ્લામા સૂઈ રહેનારા માટે એક એક ઓરડાના વસવાટો ભાડે મળશે ૨૫ ચોરસવારમાં થનારા બાધકામમાં બધી સગવડો આમેજ થશે ૪૬૦૦૦ કુટુબોને તો નવા મકાનામા બદલી નાખવામાં આવ્યા છે ૩૮૦૦ રહેણાક મકાનો ૧૦ કરોડના ખર્ચે બનાવવામાં આવ્યા છે આ ઉપરાંત સમગ્ર દિલ્હી શહેરને નવો ઉઠાવ આપવા ઠેકઠેકાણે વિશાળ બગીચાઓ ઉદ્યાનો ફુવારાઓ, રોશનીથી ઝળહળા રહેતી યમુના નદી કાઠાની વીથિકાઓ, કેવળ પુષ્પોથી શોભતા ઉદ્યાનો, ખૂલ્લાં મેદાનોથી આજે રાજધાની નવા રૂપરગ ધારણ કરે છે બે હજાર એકરમાં પાચ લાખ ભાતભાતના વૃક્ષો રોપવામા આવ્યા છે બાગબગીચાઓ ૩૫૦ એકર જમીન રોકે છે એક પછી એક ગીચ વિસ્તારો સાફ થઇ રહ્યા છે અને ત્યાં આજે નયનાભિરામ દૃશ્યાવલિ નજરે પડે છે અમદાવાદની ગદી વસ્તીઓના ફોટા દૈનિકોમા જોયા એટલે થયુ કે નગરી કર્ણાવતીને દિલ્હીના જગમોહન જેવો શિલ્પી કેમ ન મળે? અમદાવાદની નગરપાલિકા ભારતની શ્રેષ્ઠમાંહેની એક છે

## સૌને ખપે છે, બ્રોડગેઇજ

પુના—મીરજ અને મીરજ—કોલ્હાપુરના ૨૦૭ કિલો મિટર લબાઈના મિટર ગેઇજ રેલ માર્ગને તાજેતરમા બ્રોડગેઇજમા ફેરવવાની ૧૯૬૪મા શરૂ થએલી યોજના પૂરી થવા આવી છે ૨૦ વીસ કરોડના ખર્ચે દક્ષિણ મહારાષ્ટ્રને આ લાભ મળ્યો છે હવે સાગલી સતારા મીરજ કોલ્હાપુર એકજ લાઇન ઉપર આવી ગયા છે બે કરોડ રૂપિયાને ખર્ચે મિરજ સ્ટેશનને નવો અવતાર મળ્યો છે અને તે ભારતના ત્રણ સ્ટેશનો માંહેનું એક છે જ્યાથી બ્રોડ મિટર અને નેરો ગેઈજની રેલ્વેઓ પસાર થય છે હવે આ બધો વિસ્તાર મુબઇ સાથે સીધી રીતે સકળાઈ જતાં આ પ્રદેશના શહેરો, ગામો અને પ્રજા માટે એક નવી તક ઉઘડે છે તેઓ બધા મુબઇ સાથે સીધો વ્યવહાર કરતા થઇ જશે ખાસ કરીને દૂધ શાકભાજી જેવી દૈનિક જરૂરિયાતની ચીજો પુષ્કળ પ્રમાણમા મુબઇ આવતી થશે અને અત્યારે જે આયાત ઉત્તર માથી થાય છે તે હવે દક્ષિણ મહારાષ્ટ્રમાંથી થશે પુના મીરજ મીટર ગેઇજ લાઇન લશ્કરી જરૂરિયાત માટે ૧૮૮૮માં નાખવામાં આવી હતી આજે ૮૦ વર્ષે તેનો પુનરોદ્ધાર થાય છે સૌરાષ્ટ્રને પણ હવે બ્રોડ ગેઇજ મળવાની છે અને તે રાજકોટ સુધી લબાશે ત્યારે મુબઇથી બેઠેલો મુસાફર હેરફેર વિના રાજકોટ ઊતરશે ત્યારે તેને પોતાને નવાઇ લાગશે જ જો જેમના જમાનામા આ વાતની નવાઇ નથી જે થાય

[ અનુ૦ પૃ ૧૫૬

# શાળાઓમાં ધાર્મિક કેળવણી

રાજાજી

જેનાથી વિદ્યાર્થીઓમાં આધ્યાત્મિક ભાવના ને કર્તવ્યબુદ્ધિ પેદા થાય તે કેળવણીનું એક મહત્ત્વપૂર્ણ અંગ છે આજે કેળવણીના આ અંગને સદ્‌ગુણોની ઉપેક્ષા થઇ રહી છે બાળકોનું શિક્ષણ એવા પ્રકારનું હોવું જોઇએ કે તેઓ અસભ્ય વ્યવહાર અને અનુચિત આચરણની ઘૃણા કરે અને ખરાબ વિચારોની નિંદા કરે જેવી રીતે આપણે ગંદા ભોજનથી દૂર ભાગીએ છીએ, તેવી રીતે તેઓ જાતે જ ગંદા વિચારોથી દૂર ભાગે આપણે ભૌતિક લાભ અને ધનને જ એટલું બધું મહત્ત્વ આપીએ છીએ કે તે ધર્મથી ઊંચું સ્થાન લઇ રહ્યાં છે એના પરિણામે આપણે સતત અધઃપતનની દિશામાં જઇ રહ્યા છીએ પચાસ કરોડ માણસો કેવળ ભૌતિક લાભોની પાછળ ગાંડા બની રહ્યા છે અને કોઇ પણ શ્રેષ્ઠ વ્યક્તિ તેમને સારો માર્ગ બતાવવા માટે નથી ભારતનું આ ચિત્ર મને ભયભીત કરી રહ્યું છે હું આજેય બેઇમાનીમાં, લાલચમાં અને એવા અપરાધોમાં રચ્યાપચ્યા રહેલા માણસોનો મોટો વર્ગ જોઈ રહ્યો છું (જેના આંકડા પોલીસ પાસે નથી, પણ બધા લોકો એ જાણે છે) અને એમાં આવનારા સમાજની નિરાશ સ્થિતિની છાયા જોઇ રહ્યો છું

પ્રજાને ચારિત્ર્યશીલ અને કાર્યક્ષમ બનાવીશું, તો જ આપણી રાષ્ટ્રીય યોજનાઓ સફળ થઇ શકશે ચારિત્ર્યશીલ પ્રજાને જ જીવનનાં મૂલ્યોની સાચી સમજ હોય છે, એ જ કર્તવ્યનિષ્ઠ હોય છે અને અપ્રામાણિકતા ને નીચતાની ઘૃણા કરે છે જે મૂડી આપણે વિદેશી સરકારો પાસેથી લઇએ છીએ, તેને માટે તો સાદું વ્યાજ આપવું પડે છે પણ એનાથી ચારિત્ર્યને જે હાનિ પહોંચે છે તેનો વિચાર કરવામાં આવશે, તો જણાશે કે આપણે ચક્રવૃદ્ધિ વ્યાજ આપી રહ્યા છીએ આપણા દેશની ઉન્નતિ માટે આપણે જે યોજનાઓ ઘડી રહ્યા છીએ તેનો પાયો ગંદુ કાદવથી સડી રહ્યો છે કારણ કે આ યોજનાઓ દ્વારા આપણે આધિભૌતિક સુખરૂપ મિષ્ટાન્ન તો આપીએ છીએ, પણ તેના ઝેરને દૂર કરી શકે એવા આધ્યાત્મિક ઉદ્દેશરૂપ ઔષધો નથી બનાવી આપતા

આપણે શાળાની કેળવણીને વ્યાપક બનાવવા ઇચ્છીએ છીએ સાથે સાથે ધાર્મિક કેળવણીને પણ વ્યાપક બનાવવી જોઇએ આ યુગમાં વિદ્યાર્થીઓને શાળામાં તેમની વંશપરંપરાને અનુરૂપ ધાર્મિક કેળવણી આપવાની વ્યવસ્થા થાય, તો જ તેમને ધર્મશીલ–પ્રમાણિક બનાવી શકાય

જ્યારે કોઇ કહે છે કે ધાર્મિક ક્રિયાઓ કેવળ અંધપરંપરા છે અને તેમાં કોઇ હેતુમત્તા નથી, ત્યારે આપણે લોકો એમ કહીએ છીએ કે, આ ધાર્મિક ક્રિયાઓના મૂળમાં જે પરંપરા છે અને ધર્મતત્ત્વ છે, તે એક પ્રકારનું રૂપક અને ધર્મની તેને અનુરૂપ કલ્પના જ છે પરંતુ ધર્મને રૂપક ગણવું એ કંઇ શ્રદ્ધા નથી ઊલટું તે પણ એક પ્રકારની અશ્રદ્ધા જ છે આ રીતે આધિભૌતિકવાદ ને ધર્મનો સમન્વય કરવો રોચક તો છે, પણ એમાં મોટો ખતરો રહેલો છે જો ઇસુ ખ્રિસ્ત તેમનું જીવન અને મૃત્યુ એક મોહક રૂપક જ હોય, તો ખ્રિસ્તી ધર્મનું શું અસ્તિત્વ રહેશે? બુદ્ધને જો દિવ્ય પુરુષ તરીકે ન માનવામાં આવે તો બુદ્ધધર્મમાંથી કઇ પ્રેરણા મળી શકે? મહમદને જો પયગંબર તરીકે સ્વીકારવામાં ન આવે, તો ઇસ્લામ ધર્મની કલ્યાણકારી શક્તિ ક્યાં રહેશે?

ધર્મોપદેશનો જો કોઇ દિવ્ય વ્યક્તિ સાથે સંબંધ ન રહે, તો તેમાં સંજીવનશક્તિ રહેતી નથી. પૂર્વોપાર્જિત વેગ ઉપર જ ધર્મનીતિ કેટલાક સમય માટે ચાલી શકે છે એ વેગ જ્યારે ખતમ થઇ જશે, ત્યારે એની ગતિ પણ રોકાઇ જશે અને સ્વાર્થવૃત્તિઓ જ બાકી રહી જશે રાષ્ટ્રીય પ્રગતિ અને વિકાસ માટે એ જરૂરી માનું છું કે સરકારે યોગ્ય નાનપણમાં જ બાળકોને ધાર્મિક કેળવણી આપ

વામાં આવે. એ વિના આપણે ડાર્વિનના મત પ્રમાણે વાંદરાના જ વંશજો બની રહીશું, માનવ નહીં બની શકીએ અને જંગલી પ્રાણીઓની માફક ઝઘડતા રહીશું.

એ શક્ય છે કે મારા વિચારોને પ્રત્યાઘાતી અને પ્રગતિવિરોધી ગણવામાં આવે અને મારી વાત સાંભળી–ન સાંભળી કરી દેવાય હું સ્વાતંત્ર્યયુદ્ધના મારા સાથીઓને આ ફરક ચીમકી આપું છું કે આપણે જો શાળાઓના અભ્યાસક્રમમાં બાળકો માટે ધાર્મિક કેળવણીનો પ્રબંધ નહિ કરીએ, તો આપણે આપણી જાતને ખાડામાં ઉતારીશું. આપણે જો રાષ્ટ્રીય ચારિત્ર્યનો નાશ ન કરવો હોય, તો આપણે શાળાના પ્રત્યેક વિદ્યાર્થીને ધર્મ પ્રતિ શ્રદ્ધાવાળો અને કૌટુંબિક ધર્મ ક્રિયાઓનો પાલનકર્તા બનાવવો પડશે અને આ વાત અસાધ્ય નથી.

આધુનિક ભૌતિક વિજ્ઞાન અને ખગોળશાસ્ત્ર વિશ્વની વિશાળતા અને વિવિધતા પ્રત્યે આપણા દિલમાં આશ્ચર્યમુગ્ધતા અને આદરભાવ પેદા કરે છે. ઉચ્ચ શિક્ષણ મેળવતા વિદ્યાર્થીઓમાં ધર્મભાવના જાગૃત કરવા માટે આ બન્ને વિજ્ઞાનો સહાયરૂપ થઈ શકે છે અને તેમની મદદ લેવી પણ જોઈએ. વિજ્ઞાનનો એક સમયે એવો દાવો હતો કે તેણે ધર્મ ઉપર વિજય મેળવી લીધો છે, પરંતુ આજે તો એ ધર્મનો એક સાથી છે અને વિજ્ઞાનના ભૌતિક વિજયનો ઉન્માદ હવે દૂર થયો છે. ઉચ્ચ વિજ્ઞાન હવે અધ્યાત્મમય અને ઉપનિષદોની માફક રહસ્યમય બની રહ્યું છે.

પરંતુ નાનપણમાં જ વિદ્યાર્થીઓની પારિવારિક ધર્મશ્રદ્ધાને સુરક્ષિત રાખવામાં આવે અને ધર્મમાં તેમને દૃઢ બનાવવામાં આવે, તો જ વિજ્ઞાન લાભદાયી સિદ્ધ થાય માનવસમાજ જ્યાં જ્યાં સંસ્કૃત બન્યો છે, ત્યાં તેનો યશ ધર્મને જ મળે છે; કારણ કે એની સભ્યતાનું મૂળ ઝરણું ધર્મ જ છે. એટલા માટે આ હકીકતની ક્યારેય ઉપેક્ષા ન થવી જોઈએ. જે વેગના બળ ઉપર આજનો માનવસમાજ ગતિશીલ છે, તેની ઉપેક્ષા કરીને પણ આ સમાજયંત્ર ચાલતું રહેશે, એવો ભ્રમ આપણે કદી ન રાખવો જોઈએ.

*

શીખોના ધર્મગુરુ ગુરુ નાનક નાના હતા ત્યારની આ વાત છે. એક વાર નાનક પોતાની માતા સાથે વિશ.પા નદી પર સ્નાન કરવા ગયા હતા, ત્યારે ત્યાંના ઘાટ પર કેટલાક બ્રાહ્મણોને તર્પણ કરતા જોયા. એ જોઇ નાનક પણ એ બ્રાહ્મણોનુ અનુકરણ કરવા લાગ્યા. બ્રાહ્મણોની વિરુદ્ધ દિશામાં મોં કરી એ જમીન ઉપર પાણી ઉડાવવા લાગ્યા. નાના બાળકની આ રમત જોઇ એક બ્રાહ્મણે હસતાં હસતાં નાનકને પૂછયુ: 'છોકરા, ગાંડાની માફક આમ પાણી ઉછાળી તે તું કોને આપે છે?'

'તમે કોને પાણી આપો છો?' નાનકે સાગો સવાલ પૂછયો.

'અમે તો અમારા પિતૃઓને આ પાણી આપી રહ્યા છીએ.' બ્રાહ્મણે ગંભીરતાથી જવાબ આપ્યો.

'તો હું મારા ખેતરને પાણી પાઈ રહ્યો છું.'

'ગાંડા ક્યાંનો!' એ બ્રાહ્મણ હસતાં હસતાં બોલ્યો, 'તારું ખેતર અહીંથી બે ગાઉ દૂર છે અને અહીં તુ પાણી ઉડાડે છે તે તારા ખેતર સુધી ક્યાંથી પહોંચવાનુ હતું?'

'અરે વાહ!' નાના નાનક બોલી ઊઠયા: 'તમે અહીં જે પાણી ઉછાળો છો તે જો પરલોકમાં તમારા પિતૃઓ સુધી પહોંચતું હોય તો મારું પાણી અહીંથી બે ગાઉ દૂર આવેલા મારા ખેતર સુધી કાં ન પહોંચે?'

# વિશાળ હૃદય બનાવીએ

પ્રભાકર

ઘણા દિવસોથી એક વાત મારી સમજમાં નથી આવતી એ વાત એ છે કે શા માટે એક જ વ્યક્તિ વિષે બે વ્યક્તિઓ બિલકુલ પરસ્પર વિરોધી અભિપ્રાય ધરાવતી હોય છે? એક તેને દેવતા માને છે, બીજા દાનવ અને જેટલું મહાન વ્યક્તિત્વ હોય છે, એટલો જ આ વિરોધ તીવ્ર હોય છે ગાંધીજીને યુગપુરુષ, અવતાર અને પ્રભુ માનનારા લોકો પણ છે, તો નડખોર, ધર્મઘાતી અને વાણિયો માનનાર લોકો પણ છે અને બન્ને દૃષ્ટિકોણવાળા પોતપોતાના અભિપ્રાય માટે દૃઢ અને પ્રમાણિક હોય છે આ વાત વ્યક્તિઓની જેમ સંસ્થાઓને લાગુ પડે છે એક વ્યક્તિ અમુક સંસ્થાને લોકકલ્યાણકારી માને છે બીજી તેને જ સ્વાર્થનું કારખાનું માને છે અને એમ પણ નથી કે બન્ને પાસે પુરાવા ન હોય બન્ને પૂરતા પુરાવા રજૂ કરે છે પણ આ બન્નેનો વિશ્વાસ, જો એ કોરી ભાવુકતા કે અંધશ્રદ્ધા ન હોય તો, આ રીતે પરસ્પર વિરોધી દૃષ્ટિકોણમાં વહેંચાઈને તૂટી જાય છે દલીલના પુરાવાનો આધાર લઈએ તો જે ચીજ ખરાબ છે, તે સારી પણ જણાય છે અને એથી ઊલટું પણ

એનું એક કારણ એ છે કે આ સૃષ્ટિની પ્રત્યેક ચીજ, વ્યક્તિ હોય કે સંસ્થા એક સારા-નરસાનું મિશ્રણ છે કોઈ એક જ પક્ષને જુએ છે, કોઈ બીજાને માની લો કે એક અડધી ભરેલી શીશી મેજ પર છે એ જોઈને આશાવાદી કહેશે અડધી તો અડધી, પણ ભરેલી તો છે ને જ્યારે નિરાશાવાદી કહેશે શું કામની અડધી તો ખાલી છે! ચીજ શીશી એક જ છે જોનાર બે છે અને બન્નેની દૃષ્ટિ પરસ્પર વિરોધી છે

મોટે ભાગે આવો અભિપ્રાયવિરોધ યા મતભેદ ગેરસમજૂતી અને ભ્રમપૂર્ણ ધારણાઓને કારણે હોય છે આ ભ્રમ કેટલેક અંશે તો વ્યક્તિ યા સંસ્થા ઓ જાણે-અજાણે પોતાની આસપાસ ફેલાવે છે કેટલાક એને જુએ છે તો કેટલાક એને તોલે છે માર્ક ટ્વેને પોતાની ડાયરીમાં એક જગ્યાએ એક સરસ વાત કરી છે કે દરેક માણસ ચંદ્ર જેવો છે તે પોતાનો અજવાળિયો ભાગ જ દુનિયાને બતાવે છે, અંધારો ભાગ છુપાવી રાખે છે અસલ વાત તો એ છે કે ન તો અજવાળાને ઢંઢેરો પીટવો પડે છે કે હું પ્રકાશવાન છું અને ન તો અંધારું છુપાયેલું રહે છે ચંદ્રનું પોત અમાવાસ્યાએ ઉઘાડું પડી જાય છે અને આગિયો ગમે તટલો ઝીણો કેમ ન હોય, અંધારામાં એકદમ પ્રકાશી ઊઠે છે

જેમ દરેક લેખક પોતાના નાના જીવનમાં તીવ્રમાં તીવ્ર વિરોધ-ગાળો સુદ્ધાં, અને સહૃદયોની સાચી પ્રશંસાય મેળવે છે તેમ મેં પણ બન્ને મેળવ્યાં છે પણ હું બન્નેમાં માનતો નથી મને લાગે છે કે ગાળોના રૂપમાં ગાળો દેનારનું મેલું હૃદય ઉઘાડું પડી ગયું છે અને પ્રશંસાના રૂપમાં એ જ અંતરની પારદર્શિતા અને ઉજ્જ્વળતા પ્રતિબિંબિત થઈ રહી છે નિંદા-સ્તુતિથી અછૂત થઈને, લેખકે યા કોઈ પણ માણસે જીવવાનું છે અને આત્મશોધન કરવાનું છે અન્યથા વિકાસ નથી

વધારે આશ્ચર્ય તો ત્યારે થાય છે કે જેઓ ગઈ કાલે નિંદા કરતા હતા, તેઓ આજે સ્તુતિ કરી રહ્યા છે યા જેઓ ગઈ કાલ સુધી ભક્ત હતા, મિત્ર હતા, તેઓ આજે કટ્ટરમાં કટ્ટર શત્રુ બની ગયા છે આમાં પણ બે વર્ગ છે કેટલાક સાચેસાચ પ્રમાણિક મતભેદથી વિરોધી થાય છે યા એમની ગેરસમજૂતીઓ દૂર થતાં તેઓ માન આપે છે પણ એવા લોકોનો પણ એક વર્ગ છે કે જે કેવળ ભૌતિક (આર્થિક, સામાજિક યા રાજકીય) સ્વાર્થ માટે આજે એકના મિત્ર તો કાલે બીજાના અને પરમ દિવસે ત્રીજાના બની જાય છે આવા લોકોની મૈત્રી વેશ્યાવૃત્તિ જેવી

છે આ લોકો હમેશાં ઊગતા સૂરજને નમસ્કાર કરે છે, કૃતજ્ઞતાને હરામ કહે છે આ લોકો સ્વાભિમાન હીન હોય છે અને આજે પોતાના અખબારમાં 'અમુક'ની વિરુદ્ધ સત્યને વિકૃત કરી ગમે તે લખી નાખે છે, તો કાલે એના જ મિત્રો યા શિષ્યોને કહેતા ફરે છે, 'સાહેબ, 'તેઓ' અમારા પત્રમાં લખતા કેમ નથી ? તેઓ તો અચ્છા લેખક છે, વગેરે પરમાત્મા આવા બે જીભવાળા ને વિશ્વાસઘાતક પ્રથમવંદનીયો (દુર્જન પ્રથમ વન્દેત્)થી મને બચાવે આવા કૂટનીતિજ્ઞોનું હૃદયપરિવર્તન થતું જ નથી કેમકે એમને હૃદય જેવું કંઈ હોતું જ નથી પણ એવા ઉગ્ર-મનસ્વીઓને હું માન આપું છું કે જેઓ ખરાને ખરું અને ખોટાને ખોટું કહેવાનું ચૂકતા નથી

દરેક વ્યક્તિ અપૂર્ણ છે આપણી પણ કેટલીક નબળાઈઓ છે, તેનો સ્વીકાર કરીને શા માટે આપણે આગળ ન વધીએ ? એ નબળાઈઓને કચડી નાખીને એવું વિશાળ હૃદય બનાવીએ કે જેમાં 'જો તોકુ કાંટા બુવે, તાહિ બોય તુ ફૂલ' સમાઈ શકે

*

## સાદાઈમાં કલા

જીવન સાથે કળા મળી જાય, તો જ તે સાચી કળા ગણાય આજે તો જીવનનો વિચાર કરવામાં આવતો જ નથી ઘણા માબાપો પોતાના બાળકોનાં જીવનનો વિચાર કરતા નથી કારણ એ છે કે તેમનું પોતાનું જ જીવન કળામય એટલે વ્યવસ્થિત નથી બાળકો મોટાં થાય છે પણ ઊછરતાં નથી જંગલના વગડાઉ ઝાડ માફક ફેલાય છે એટલે તેનાથી કશો લાભ થતો નથી, પણ કોઈ જતા-આવતાને અડચણ રૂપ બને છે ફક્ત તેનાં લાકડાં બાળવાના કામમાં આવે છે એવું જ વિચારહીન અવ્યવસ્થિત જીવનનું પણ છે

માણસે એવી રીતે જીવવું જોઈએ કે તેનું વર્તન જોઈને લોકો તેનું અનુકરણ કરે, તો તેથી જગતને લાભ જ થાય અને એવી રીતે જે આચરે તે આચાર્ય તેનું આચરણ બીજાને માર્ગદર્શક બને છે, એટલે પુરુષરૂપ બની જાય છે એટલા માટે જ ઉપનિષદનું વચન છે કે 'સત્યં વદ ધર્મં ચર' સત્ય બોલ અને ધર્મનું આચરણ કર ધર્મની વાતો કરવાથી ધર્મ થતો નથી પણ તે પ્રમાણે આચરીએ તો ધર્મ થાય છે જેમ ખોરાક બોલાય નહિ પણ ખવાય ખોરાક વિષે ગમે તેટલું બોલીએ તેથી કંઈ શરીરને તૃપ્તિ નહીં થાય એ જ પ્રમાણે ધર્મ વિષે ગમે તેટલું બોલીએ લખીએ તોય આત્માની તૃપ્તિ નહિ થાય તે તો આચરણથી જ થઈ શકશે

કેટલાક લોકો એવું માનતા લાગે છે કે કપડું ઇસ્ત્રી વિનાનું સાવ ફાટેલું કરચલીઓવાળું, નાનું-મોટું મેલું ગમે તેવું હોય, તોય પહેરીને ફરે તે માણસ સાદો છે ખરી રીતે આવો માણસ સાદો નથી પણ અવ્યવસ્થિત અને મૂર્ખ છે સાદાઈ તો એ છે કે જે ચીજ જે પ્રકારે જે સ્થળે રાખવી જોઈએ તે પ્રકારે અને તે સ્થાને રાખે

ત્યારે કોઈ પ્રશ્ન કરશે કે સાદાઈમાં કળાનું સ્થાન ખરું કે નહિ ? સાદાઈમાં કળા ભારોભાર હોય કપડાં વ્યવસ્થિત પહેરે ફાટેલાં હોય તો સાંધીને પહેરે, બટન બરાબર હોય, મોટું કે નાનું મવેતુ ન હોય પણ જોઈએ તેટલું જ હોય, તો તેમાં કળા નથી એમ કોણ કહેશે ? કપડાં ગડાબંધ હોય, તેનો વાંધો નથી પણ તે ગડી કામ [ ] ઘરૂપ થાય તો સાદાઈ ગઈ એમ જાણવું

—રવિશંકર મહારાજ

# રસ્કિન અને ગાંધી

ફીરોઝ દાવર

સચા મહાપુરુષો અને સંતો વચ્ચે ઘણું નદી પણ આશ્ચર્યજનક રહેતું જણાય છે, અને એક બીજા પ્રત્યે તેઓને પરસ્પર માન અને પ્રેમ રહે છે ગાંધીજી ઉપર અનેક સતપુરુષોથી અસર પડી હતી જેવા કે ટોલ્સ્ટોય, થોરો, રાજચંદ્ર, ગોખલે વગેરે. પરંતુ સર્વોદયની ભાવના કેળવવામાં અને દરિદ્રનારાયણની સેવા પાછળ જીવન સમર્પવામાં જો કોઈ પણ મહાપુરુષ તરફથી સૌથી વધુ પ્રેરણા ગાંધીજીને મળી હોય, તો તે રસ્કિન તરફથી હતી

જોન રસ્કિન ધનવાન હતા પરંતુ પોતાનું ધન એમણે સમાજ—સેવામાં ધરી દીધું, અને પોતે પોતાના ગ્રંથોથી થતી ઊપજ ઉપર જ ગુજરો કરતા રસ્કિન દ્રવ્યોપાર્જનની વિરુદ્ધ નહોતા, પણ ધનને એક 'ટ્રસ્ટ' સમાન ગણતા ધનવાન પુરુષે એ ધન લોકહિતમા વાપરવુ જોઇએ એવો તેઓ આગ્રહ રાખતા, અને ધન–સંચય કર્યા પછી સમાજના ઉત્કર્ષ માટે અપરિગ્રહ કરવો, એવો તેઓ ઉપદેશ કરતા. ગાંધીજીની પેઠે રસ્કિને પણ અનેક "સત્યના પ્રયોગો" કર્યા હતા 'સેંટ જ્યોર્જ ગિલ્ડ" નામનો એક આશ્રમ પણ તેમણે સ્થાપ્યો હતો તેના સભ્યોને ભારે પરિશ્રમ કરવો પડતો અને જુગાર વગેરે બદફેલથી દૂર રહેવાની તેમને સખત તાકીદ હતી. રસ્કિનની કેટલીક વિચિત્રતાઓને કારણે આ આશ્રમ લાંબો વખત ટકી શક્યો નહી

રસ્કિન શ્રીમંતોનો સામનો કરી હમેશ નિર્ધનોનો પક્ષ લેતા તેમ કરવામા ભગવાન ઇશુ તરફથી બાઇબલમા નોંધાયેલા તેમના વચનો દ્વારા તેમને પ્રેરણા મળી હતી તેમનું એવું તો સમાજમા પાંચ ટકા શ્રીમંત અને પંચાણુ ટકા નિર્ધન તેમને જણાયા શરીરમા એક બાજુ જો લોહીનું દબાણ વધી જાય તો બીજી તરફ લકવાનો ભય રહે છે. સમાજશરીરનુ પણ તેમ જ છે દ્રવ્યની અસમાન વહેંચણીથી એક બાજુ ભોગવિલાસ અને બીજી બાજુ ભૂખમરો રહે છે સમાજ તો ગરીબ રહે છે કે, તેનું ઉત્પાદન અતિ ઘણું છે અને તે કારણે દેશમા દોલતની પણ રેલમછેલ છે. પણ આ મગરૂરી ફજૂલ છે, કેમ કે, એ ધનના ધણીઓ માત્ર થોડા જ હોય છે. ત્યારે પ્રજાનો મોટો ભાગ તો ગરીબીમાં જ સબડે છે.

માટે રસ્કિનને ઉત્પાદનથી અંજાઇ જવાને બદલે ધનની સમાન વહેંચણી ઉપર ભાર મૂક્યો વળી શ્રીમંતો તો શેરના ડિવિડન્ડ, ઘરનાં ભાડાં અને મૂડી ઉપરના વ્યાજના પ્રતાપે વધુ ને વધુ શ્રીમંત થતા જાય છે ત્યારે એક ગરીબ મજૂર માંડ માંડ પોતાનું પૂરું કરે છે અને તમાં જો એકાદ સારો માઠો પ્રસંગ આવે અથવા તો એકાદ બીમારીમા તે સપડાય, તો તેની ટૂંક બચત પણ તમામ સાફ થઇ જાય છે અને તે આફતરૂપી ચક્કીમા પિસાઇ જાય છે. માટે દેશની દોલત થોડાક ધનિકોના હાથમાં રહે તે કરતાં સમસ્ત સમાજ સુખી અને સંતોષી રહે એવી રસ્કિનની સર્વોદયની ભાવના હતી Wealth (દોલત) ઉપર રસ્કિને ગમત કરી કહ્યુ કે, તે સમાજનુ Weal (હિત) સાધનારી હોવી જોઇએ જો તે તેમ ન કરી શકે તો તે Wealth નહિ પણ Illth અથવા સમાજને નુકસાનકર્તા ગણાવી શકાય

રસ્કિનના સમયમાં જે પુરુષો સ્ત્રીઓ અને બાળકો મિલમા કામ કરતાં, તેઓનુ મિલમાલિકો તરફથી પુષ્કળ શોષણ થતુ અને તેઓને લાંબા વખત સુધી તન તોડી નાખે એવી કાળી મજૂરી કરવી પડતી. રસ્કિને પોતાના 'Unto This Last" નામના ખૂબ જાણીતા પુસ્તકમા સમજાવ્યુ કે કારખાનું એક લિમિટેડ કંપની નહી પણ એક કુટુંબ સમાન હોવુ જોઇએ, અને મિલમાલિક તથા મજૂરોએ કૌટુંબિક ભાવનાથી પ્રેરાઇને કામ કરવુ જોઇએ રસ્કિનના મત પ્રમાણે, મજૂર એક સ્વાયત્ત વ્યક્તિ (End) છે, સાધન (Means) નથી, મજૂર એક આત્મા છે, યંત્ર નથી, અને યંત્રની પેઠે તેની પાસે સતત કામ લેવુ જોઇએ

નહીં. મજૂર કેટલેક અંશે સ્વતંત્ર છે, ગુલામ નથી અને ગુલામની પેઠે બળજબરીથી તેને કચડી નાખવામાં માનવતા નથી. એક વાર જો પ્રેમ અને સહાનુભૂતિથી એક મજૂરનું દિલ જિતાયું, તો તે સ્વેચ્છાથી જ વધુ કામ કરશે અને શેઠનો પડ્યો બોલ ઝીલી લેશે. રસ્કિને ઉપદેશ કર્યો કે, મજૂરોને નોકરો નહીં પણ ભાગીદાર ગણવા જોઈએ, અને જો મિલ નફો કરે તો 'બોનસ' રૂપે તે નફામાં મજૂરનો યોગ્ય હિસ્સો રહેવો જોઇએ. મિલની નોકરીમાં વૃદ્ધ થનાર મજૂરને પેનશન મળવું જોઈએ કે જેથી તેનું ઘડપણ સુખશાંતિથી પસાર થાય.

આજે મજૂરોને જે સગવડો મળે છે, તેનું તો સ્વપ્ન પણ રસ્કિનના કાળમા જોવાયુ નહોતું. આજે મજૂરનો વીમો ઉતારવામાં આવે છે અને તેના હપ્તાઓ ( *premiums* ) મિલમાલિક ભરે છે. મજૂરનું જો અચાનક અવસાન થાય, તો તેના નિરાધાર કુટુંબને વીમાની રકમથી મોટો ટેકો મળી રહે છે. આજે મજૂરના પગારમાંથી અમુક ટકા કાપી તેમાંથી "પ્રોવિડન્ડ ફંડ" ભેગું કરી છૂટા થતા મજૂરને આપવામાં આવે છે, અને તેનાથી તેની ઉત્તરાવસ્થામાં તેને સારી મદદ મળે છે. આજે જાણીતી મિલોમાં મજૂરો માટે રહેવાની ચાલ, બીમારી માટે દુગ્ણાલય, સ્ત્રીમજૂરો માટે પ્રસૂતિગૃહ, નાનાં બાળકો માટે ઘોડિયાખાતું વગેરે અનેક સગવડો જોવામાં આવે છે. એ સૌનો ખ્યાલ કદાચ રસ્કિનને પણ ન હોય; તોપણ રસ્કિને રચેલી ભૂમિકા ઉપર આ આધુનિક અનુકૂળતાઓનો અમલ ઉઠાવવાનું શક્ય બન્યું છે એમ સૌ કબૂલશે. આ રીતે રસ્કિનની "Unto This Last" થી ગાંધીજીને પુષ્કળ પ્રેરણા મળી અને શોષિતવર્ગનો ઉદ્ધાર કરવા તેઓ કટિબદ્ધ થયા.

અર્થશાસ્ત્રીઓ માનતા કે, એમના શાસ્ત્રના કાયદા સ્થિર અને અફર હોય છે. રસ્કિને આ મંતવ્ય સામે જેહાદ ઉઠાવી અને બતાવી આપ્યુ કે શાસ્ત્ર શાસ્ત્રમાં ફેર હોય છે. ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર કે ગણિતશાસ્ત્રના નિયમો સ્થાયી કે અફર હશે, પરંતુ અર્થશાસ્ત્રના નિયમો બદલાતા કાળ અને સંજોગોના કારણે અસ્થિર રહે છે.

રસાયણશાસ્ત્ર કે ગણિતશાસ્ત્રમાં દયા, પ્રેમ કે લાગણી પ્રવેશી શકે નહીં; કેમ કે એમાં જડ વસ્તુ અને આંકડાઓ સાથે જ કામ રહે છે. પરંતુ અર્થશાસ્ત્રને કાંઈ પંચમહાભૂત કે આંકડા આકૃતિ સાથે સંબંધ નથી. પરંતુ તેને તો જીવંત પ્રાણવાન મનુષ્ય સાથે જ નિસ્બત હોય છે; એટલે અર્થશાસ્ત્રમાં દયા, પ્રેમ, ન્યાય વગેરે ગુણોને સ્થાન રહે છે, એટલું જ નહીં પણ પ્રાધાન્ય રહે છે. અને જ્યાં જડવસ્તુનું પૃથક્કરણ નહીં પણ મનુષ્યનું હિત સાધવાનું હોય, ત્યાં નૈતિક દૃષ્ટિબિંદુની જ પ્રથમ આવશ્યકતા રહેવી જોઇએ.

રસ્કિન અને ગાંધીજીનું મંતવ્ય હતુ કે દરેક ધંધાદારીએ, વકીલે, લેખીએ, શિક્ષકે, પ્રથમ સેવાનો જ વિચાર રાખી પછી જ "ફી" કે વેતનનો ખ્યાલ રાખવો. જે વેતનનો વિચાર પ્રથમથી જ કરશે, તે સાચી સેવા સમાજને અર્પી શકશે નહિ. સૌ કોઇ વત્તો ઓછો સ્વભોગ આપે છે. સૈનિક તો યુદ્ધ સમયે જાન પણ આપે છે પરંતુ રસ્કિનની ફરીયાદ હતી કે, વેપારીઓ જાન આપતા તો રહ્યા પણ તેઓ સમાજનું લોહી ચૂસવામાં પડયા હોય છે અને ક્યારે ભાવ ચઢાવી દઇ હાથ મારી લેવાની તક મળે તેની વેતરણમાં હોય છે. રસ્કિન એક ઉપમા આપે છે કે, એક ડૂબતી નાવનો કપ્તાન પોતાને નહિ પણ બને ત્યાં સુધી બીજાઓને જ બચાવવાનો પ્રયાસ કરશે. આવા સ્વભોગની આશા આપણે એક ઉદ્યોગપતિ ને મિલમાલિક પાસે કટોકટીને સમયે ભાગ્યે જ રાખી શકીએ.

ઘણા અર્થશાસ્ત્રીઓ "લેસે ફેર"ના સિદ્ધાંતમાં માનતા કે, શેઠ અને મજૂરના ઝગડામાં સરકારને વચ્ચે પડવાની જરૂર નથી. આથી તો શ્રીમંતોને છૂટો દોર મળી જતો અને ગરીબ મજૂરોનું લોહી ચૂસવાની તેમને સારી તક મળતી પરંતુ રસ્કિને અર્થશાસ્ત્રીઓ, શ્રીમંતો અને સરકારની સામે જબર જંગ જગાવ્યો, પોતાની બળવાન કલમને પ્રતાપે

લોકમત કેળવ્યો, અને લાચાર શોષિત વર્ગના હિતમાં કાયદા કરવાની સરકારને ફરજ પાડી.

આ રીતે રસ્કિન અને તેમને પગલે ચાલી ગાંધીજી શુષ્ક અર્થશાસ્ત્રના નિયમોનો આશ્રય ન લેતાં, આપણામાં વસેલી માનવતાને સંબોધે છે અને ઉત્તેજે છે તથા ધનવાનોને નિરાધારોની વહારે ધાવાનો સદ્બોધ કરે છે શ્રીમંતો મજૂરોને નિચોવતા તેમાં રસ્કિને દખલગીરી કરી તેમને ખુલ્લા પાડ્યા તેથી ધનિકોની હમેશાં રસ્કિન પ્રત્યે લાલ આંખ રહેલી. તેઓ રસ્કિનને ભૂંડા ચીતરવા અને તેમને નીચા પાડવા પોતાથી બનતું કરતા પરંતુ એ વીર પુરુષ છેવટ સુધી પોતાની માન્યતાને વળગી રહી દરિદ્રનારાયણની સેવા કરવા ઉત્સુક રહ્યો.

ધનિકો કહેતા કે, મજૂરોના પગાર વધારવાનો કશો અર્થ નથી; કેમ કે તેઓ તો શરાબ, જુગાર વગેરે દુરાચારમાં તે વેડફી નાખશે. આ કેવળ આપમતલબી દલીલના ઉત્તરમાં કહી શકાય કે, જો એમ જ થતું હોય, તો મજૂરોને પગાર જ શા માટે આપો છો? અને તે નિર્ધન માણસને ભૂખે જ કેમ મારતા નથી? રસ્કિન શ્રીમંતોને પડકાર કરી કહે છે કે, ગરીબોનું શોષણ નહિ પણ તેમની સેવા કરો, તેમની પાસે વધુ પૈસા થાય તો તેનો સદુપયોગ કેમ કરવો તે તેમને શીખવો, અને સદુપયોગ કરી શકે એવી તકો અને અનુકૂળતાઓ તેમને આપો. તમારા પુત્ર કે ભાઇને વધુ પગાર આપતાં તે ભોગવિલાસમાં પડી જશે એવો તમને કદી પણ ભય લાગતો નથી; અને ભૂખે મરતો મજૂર વધારે કમાશે તો પૈસા ઉડાવી દેશે એવી કેવળ સ્વાર્થી દલીલ તમને કેમ સૂઝે છે? જો અજ્ઞાન મજૂર પૈસા ઉડાવી દેતો હોય, તો તેને અક્ષરજ્ઞાન મળે એવી રાત્રીશાળાઓ કાઢો, નિર્દોષ મનોરંજન મળે એવી એમને લાયકની કલબો ઊભી કરો, એમનો ભક્તિભાવ સતેજ થાય એવી ભજનમંડળીઓ રચો. સેવાના માર્ગો અનેક છે, પરંતુ સેવાની વૃત્તિનો જ અભાવ હોવાથી, આવી હાસ્યાસ્પદ દલીલ રજૂ કરવામાં આવે છે.

ગાંધીજીએ અલબત્ત અનેક ક્ષેત્રોમાં રસ્કિનથી ઘણી વધુ પ્રગતિ કરી. ગૃહ ઉદ્યોગો સ્થાપવામાં, ખાદીનો પ્રચાર કરવામા, હરિજનોનો ઉદ્ધાર કરવામાં, સમાજને સુધારવામાં શરાબબંધીનો અમલ કરવામાં, દેશવ્યાપી રાષ્ટ્રભાષા તરીકે હિંદીને સ્થાપિત કરવામાં, કેળવણીના ક્ષેત્રમાં "નઈ તાલીમ" દાખલ કરવામાં, દેશને સ્વાતંત્ર્ય આપવામાં અને સનાતન સત્યો ઉપર રચાયેલી એમની મૌલિક વિચારસરણી અને નવીન કાર્યપદ્ધતિ જગત સમક્ષ રજૂ કરવામા આ જગદ્ગુરુએ પોતાની તમામ શક્તિ સમર્પણ કરીને દેશની કાયાપલટ કરી નાખી. એમ છતાં ગાંધીજીનું માનસ ઘડવામાં તેઓમાં દરિદ્રનારાયણની સેવાનો વિચાર સ્ફુરાવવામાં અને સર્વોદયની ભાવના પ્રગટાવવામાં આંગ્લ સત્પુરુષ જોન રસ્કિને જે અગ્રગણ્ય ભાગ લીધો છે, તે આજે આપણે આભાર સાથે સ્વીકારીશું.

રામદાસ રામાયણ લખતા જતા હતા અને શિષ્યોને વાંચી પણ સંભળાવતા હતા. હનુમાનજી પણ ગુપ્તરૂપે તેને સાંભળવા માટે આવીને બેસતા. સમર્થ રામદાસે લખ્યુ હતું - 'હનુમાન અશોકવનમાં ગયા, ત્યાં તેમણે સફેદ ફૂલ જોયાં ' આ સાંભળતાંવેંત હનુમાન પ્રગટ થયા અને બોલ્યા : 'મેં સફેદ ફૂલ નહોતાં જોયાં પણ લાલ જોયાં હતાં.' સમર્થે કહ્યું : 'મેં જે લખ્યુ છે તે બરાબર છે. તમે સફેદ ફૂલ જોયાં હતાં. હનુમાન બોલ્યા: 'હું પોતે ત્યાં ગયો હતો અને હું જ જૂઠો!' છેવટે આ ઝઘડો રામચંદ્રજી પાસે પહોંચ્યો. તેમણે કહ્યું : 'ફૂલ તો સફેદ જ હતાં; પણ હનુમાનની આંખો તે વખતે રાવણ ઉપરના ક્રોધથી લાલ થઇ રહી હતી; એટલે તે સફેદ ફૂલ પણ તેમને લાલ દેખાયાં!'

*

# બદલાતા જમાનાને ઓળખીએ

બબલભાઇ મહેતા

માત્ર સારુ સારુ પહેરતાં ઓઢતાં આવડ્યુ કે સારુ સારુ બોલતા આવડ્યુ એટલામાં કાંઈ કેળવણી નથી સમાઈ રહેતી જીવનમાં આવતા કોઈપણ કોયડાને ઉકેલવાની શક્તિ આપે એનું નામ કેળવણી આવી કેળવણી પામનાર પોતે તો સુખી થાય છે, પણ બીજા અનેકને સુખી બનાવે છે

બહેનોએ જેમ આજ સુધી કુટુબને સભાળ્યુ અને સારી સારી પરપરાને સાચવી રાખી એમ આ બદલાતા જતા જમાનાને પણ એણે ઓળખવો પડશે પુરુષો તો બહાર ફરે છે, નવુ નવુ જોઈ જાણી આવે છે અને ખબર ન પડે એ રીતે એમના માનસનું પરિવર્તન થતુ રહેતુ હોય છે બહેનો આ બધા વિચાર પ્રવાહોથી અલિપ્ત રહે તો બન્નેના વિચારમાં અતર પડી જાય અને એમાથી અથડામણ થાય બદલાતા જમાનામાં શુ લેવા જવુ છે અને શુ લેવા જેવુ નથી એનો નીરક્ષીરવિવેક કરવામાં બહેનોએ પણ સહાયરૂપ થવુ જોઈએ પણ જો એ વિચારપ્રવાહની જાણકાર હોય તો એ કરી શકે ને આ અતર ઊભુ કરવામાં પુરુષ પણ જવાબદાર છે પણ કોઇના ઉપર જવાબદારી ઢોળ્યા વિના આવેલા કોયડાના ઉકેલ કરવો એમા માણસની વ્યવહારબુદ્ધિ છે

ઘર ચલાવવુ એ સારુ છે, સુદર રીતે ચલાવવુ એ સારુ છે પણ એમાં અટવાઈ જવુ એ સારુ નથી આજકાલ આપણે જોઈએ છીએ કે વાર વાર આવતી પ્રસૂતિઓથી બહેનોના શરીર તૂટી જાય છે એ એમના બાળકોને સારી રીતે ઉછેરી શકે એવી સ્થિતિમાં આવે એ પહેલાં તો એના માથે બીજી પ્રસૂતિનો બોજો આવી પડ્યો હોય છે એમાથી બચવા માટે આજ કૃત્રિમ ઇલાજોનો પ્રચાર પણ થઈ રહ્યો છે. પણ એવા ઉપાયો આપણને અનીતિના ઊંડા ખાડામાં ધકેલી દે એવા હોય છે સ્ત્રીએ તેમ જ પુરુષે ઊંચા રસો કેળવી એને અપનાવતાં થવુ જોઈએ તો આવા ક્ષુદ્ર રસોમાં આપણે ડૂબીશુ નહી પણ ઊંચા રસો કેળવનારના વિચાર પણ ઊંચા હોવા જોઈએ આપણને આ માનવદેહ કાંઇ મોજશોખ ભોગવીને ક્ષીણ કરી નાખવા માટે નથી મળ્યો, પણ સમાજનું કલ્યાણ કરવા માટે, આત્માની મુક્તિ કરવા માટે મળ્યો છે એ વાતનું ભાન હોય તો આપણે નાનાં બાળકો પાસે કેવળ લગ્નવિવાહ અને વ્યવહારોની જ વાતો નહી કરીએ સાડીઓ, દાગીના અને વાસણોની વાતો નહી કરીએ સિનેમાની ફિલ્મો, રેડિયોની રેકર્ડો કે વાળ બાંધવાની રિબન-પટ્ટીઓમાં જ મનને રોકાયેલુ નહી રાખીએ

મોટે ભાગે તો નાનાં બાળકો માબાપના જીવનમાંથી જ ઘણુ લેતાં હોય છે આપણુ જીવન વિચારશીલ વિવેકી અને વિનયી હોય છે તો બાળકમાં એના સસ્કાર પડે છે આપણે મોટેથી બરાડા પાડીએ કે ગાળો દઈએ તો બાળકમાં પણ એ ટેવ ઊતરે છે એટલે આપણુ જીવન એ જ આપણી કેળવણી છે

આપણા ઘરની શોભા માત્ર ટાપટીપ, દેખાવ કે ખોટી મોટાઈમાં નથી આપણા ઘરની શોભા તો આપણા ઘરમાં સચ્ચારિત્ર્યવાળાં, સદ્‌ગુણી બાળકો હોય એમાં છે આજે આપણુ કુટુબજીવન ચૂંથાઈ ગયુ છે તેથી જ સમાજ બગડેલો છે આપણુ કુટુબજીવન વ્યવસ્થિત થઈ જશે તો સમાજજીવન પણ વ્યવસ્થિત થઈ જશે અને સમાજજીવનને વ્યવસ્થિત કરવાની ચાવી બહેનોના હાથમાં છે

### જીવન

ચાલવુ એટલે પગ ઊંચો કરવો ને નીચો કરવો
તેવી રીતે જીવન એટલે જન્મ ને મૃત્યુ — ગુરુદેવ

# અંજંપો

દ્વારકાનાથ

અજંપો એ માનવજીવનનું અનિવાર્ય લક્ષણ છે કોઈ પણ કક્ષાની વ્યક્તિ, પછી ભલે તે યુવાન હોય વા વૃદ્ધ, સ્ત્રી અથવા પુરુષ, વિદ્વાન કે મૂર્ખ, શેઠ કે નોકર, અશક્ત યા બળવાન, કોઈને કોઈ પ્રકારના અજંપાની નાગચૂડમા હમેશા ભેરવાયેલી હોય છે આ સંસારમા એવી કોઈ પણ વ્યક્તિ નહિ હોય, જે નિખાલસતાથી એકરાર કરી શકે, કે પોતે કોઈ પણ પ્રકારના અજંપાથી મુક્ત હોય

માનવ સ્વભાવની રચના જ પરમેશ્વરે એવી કરી છે, કે તેને પ્રાપ્ત પરિસ્થિતિમા કદી પૂરેપૂરો સંતોષ થતો જ નથી પરમેશ્વરે માનવને દૈવી અસંતોષ (ડિવાઇન ડિસ્કન્ટેન્ટ)ની ભેટ આપેલી છે અને એથી જ માણસ અજંપામા પડેલો હોય છે અને સૂત્રકારે પ્રશ્ન કર્યા મુજબ अशान्तस्य कुत सुखम् ? (અજંપાવાળાને સુખ ક્યાંથી ?) સાચુ અને નિર્મળ સુખ એ અનુભવી શકતો નથી

આવા પ્રકારના અજંપાને માનવ સ્વભાવનુ ખાસ વૈશિષ્ટ્ય ગણીને તેનુ ગૌરવ કરવાનો પણ પ્રયત્ન કરવામા આવે છે અસંતોષને અશાંતિની માતા માનવામા આવે છે, અને અસંતુષ્ટ વૃત્તિને પ્રગતિની પ્રેરણાદાત્રી માનવામા આવે છે માનવીના ઉત્કર્ષની ચાવી તેની અસંતુષ્ટ વૃત્તિમા રહી છે, અને માનવીએ જુદા જુદા ક્ષેત્રોમા આજ સુધી પ્રાપ્ત કરેલી સિદ્ધિ તેના અજંપાને લીધે જ છે એમ માનવામા આવે છે અજંપો માણસને પ્રવૃત્તિમય બનાવે છે, અને એ જોતા अनिर्वेद श्रियोमूलम्। (અસંતોષ એ ઉત્કર્ષનુ મૂળ છે) એવુ સૂચન કરવામા આવે છે

तुण्डेतुण्डे मतिर्भिन्ना। એ સૂત્ર મુજબ વ્યક્તિ વ્યક્તિમા દેખાતા આવા અજંપાના પ્રકારો પણ ભિન્નભિન્ન હોઈ શકે માનવ સ્વભાવની રચના જ એવી છે કે એકાદ ઇષ્ટ ધ્યેયસિદ્ધિથી તેનાથી સંતુષ્ટ થઈ રહેવાનુ નથી સફળતા તેને અધિકતર સાફલ્ય પ્રાપ્ત કરવા માટે પ્રેરે છે, અને ફરીથી તેનો અજંપો શરૂ થાય છે आशावधि को गत ? આશાના અંતને કોણ પામી શક્યો છે ? એ કથન અનુસાર માનવીનો આશામાથી ઉત્પન્ન થતો અજંપો કદી મટતો નથી

જેમ દીવાનાપણામા પણ એક પ્રકારની યોજના બદ્ધતા હોય છે તેમ માનવીના અજંપામા પણ સુસૂત્રતા હોય છે હાલના સમયમા સંસારના મોટા ભાગના માનવીઓના અજંપાનુ મુખ્ય કારણ ધન હોય છે તદ્દન દરિદ્રીથી કરોડપતિ સુધીનો કોઈ પણ માણસ આ અજંપામાથી મુક્ત નથી એક સંસ્કૃત સુભાષિતમા આ અજંપો ચડતી ભાજણી પ્રમાણે કેવો વધતો જાય છે તેનુ સમર્થક વર્ણન નીચે મુજબ કર્યું છે

'તદ્દન કંગાલ સો રૂપિયાની ઇચ્છા રાખે છે, સો રૂપિયાવાળો હજાર ઇચ્છે છે હજારનો ધણી લાખ ઇચ્છે છે, લખેશરી રાજ્યપદ વાંચ્છે છે રાજા ચક્રવર્તીત્વને ઝંખે છે અને ચક્રવર્તીને ઇન્દ્રપદ જોઈતુ હોય છે ઇન્દ્ર બ્રહ્મપદ ઇચ્છે છે ને બ્રહ્મા વિષ્ણુપદને ઝંખે છે, જ્યારે શિવને હરિપદ માટે અજંપો હોય છે આવી રીતે આશાના અવધિને કોઈ પામી શકતુ નથી

આમ સંસારી જીવો કનક અથવા તો કામિની માટે અજંપો અનુભવતા હોય છે ત્યારે વ્યવહારી માનવો સત્તા કે સંમાનની ભૂખથી અજંપો પામતા હોય છે સંસારને છોડીને વિરાગી બનેલાઓ પરમ તત્ત્વને પ્રાપ્ત કરવાની ઝંખનાથી અજંપો અનુભવે છે અહી એક બાબત ખાસ ધ્યાનમા રાખવાની હોય છે, ને એ કે જ્યારે જ્ઞાનીઓ, યોગીઓ અને ભગવદ્ભક્તોનો અજંપો આત્મકલ્યાણ સાથે જનકલ્યાણ ખાતર હોય છે, ત્યારે સામાન્ય જનનો અજંપો સ્વાર્થવૃત્તિથી મર્યાદિત થયેલો હોવાથી પોતાના અને અન્ય માટે પણ દુ ખ અને આપત્તિનુ કારણ બને છે

જીવનમા અજંપો હોવો એ એક આવકારદાયક વસ્તુ છે, પરંતુ વ્યક્તિનો અજંપો યોગ્ય વસ્તુ

ધારતે હોવો જોઇએ ગુલામીની શૃખલાઓથી જકડાયેલા માદરેવતનને સ્વતત્ર બનાવવાની ઝખનાથી કોઇ દેશભક્તને થતો અજપો કલાની પરાકાષ્ઠાએ પહોચવાને માટે પ્રયત્નશીલ કલાકારનો અજપો દુનિયાના દુખ અને દારિદ્રય જોઇએ તેમની વિરુદ્ધ જગ ખેલનાર કોઈ પુણ્યમૂર્તિ કે સમાજસેવકનો અજપો– આવા પ્રકારના અજપા આદરણીય અને અનુકરણીય ગણાય તેવી જ રીતે વિજ્ઞાનનો કોઇ ગૂઢ કોયડો ઉકેલવા મથતો વૈજ્ઞાનિક અથવા દુર્ગમ પર્વતશૃગોને પદલિત કરવા ઝખતો ગિરિ–આરોહક, અથવા મરુભૂમિને મોટા બધ અને નહેરો દ્વારા સમૃદ્ધ બનાવવાની સિદ્ધિ માટે મથતો અને ઝખતો આધુનિક ભગીરથ – આ સર્વેના અજપા સમાજને માટે કલ્યાણ અને ઉન્નતિ કરનાર હોય છે

બીજી દષ્ટિએ શક્તિ કે સત્તાના ઘેનમા વધુ ને વધુ સત્તાધીશ અને શક્તિશાળી બનવાનો અજપો અઢળક ધન પામે હોવા છતા પણ વધુ ધનપ્રાપ્તિ માટેનો અજપો કોઇને કઈ મળ્યુ હોય અને પોતાની પાસે તે વસ્તુ હોવા છતા પણ બીજાને મળી તેવી ઈર્ષાથી થતો અજપો–ખરેખર, આવા અજપાવાળાઓની સ્થિતિ દયનીય હોય છે

આજકાલ માનસિક વિકૃતિઓથી પીડાતા રોગીઓની સખ્યામા કૂદકે ને ભૂસકે વધારો થઇ રહ્યો છે અનેક લોકોની માનસિક વિકૃતિનું ખાસ કારણ અજપો છે પોતે અજપો કરે છે તે યોગ્ય નથી, એ અજપો કરનારને સમજાતુ હોય છે તેમ છતાં તેનામા એવા પ્રકારની મનોદુર્બળતા આવી જાય છે, કે જાણતો હોવા છતા તેનો ભોગ બની પોતાના જીવનને દુખી બનાવે છે અને સાથે સાથે પોતાની સાથે સકળાયેલાઓના જીવન પણ ખારા બનાવી દે છે આવા પ્રકારે કોઈ પણ જાતનો અજપો અનુભવનાર વ્યક્તિ પોતાનું સ્વાસ્થ્ય ગુમાવીને ભારે બેચેની અનુભવે છે

આજકાલ અજપાનું મુખ્ય કારણ ચિતા હોય છે ધારેલુ ન મળવાની ચિતા ભાવિની ચિતા વગેરે અનેક ચિતાઓ માનવીને વધારે પડતો અજપો આપે છે આવા પ્રકારના અજપામાથી મુક્ત થવાનો સુવર્ણમાર્ગ સૂચવતા એક વિદ્વાને કહ્યુ છે કે 'ચિતા કરતા અટકી જાઓ તમને ભાવિ વિશે જે ચિતાઓ ડરાવતી હોય છે તેમાની નેવુ ટકા અસ્તિત્વમા આવતી જ નથી બાકીની દસમાથી નવ તો ધાર્યા કરતા મામૂલી નીવડે છે અને એક ખરેખર ભારે અસ્તિત્વમા આવે છે તે કયારે આવી અને કયારે ગઈ તેનો ખ્યાલ સરખો પણ તમને આવતો નથી' આ કથનનો બોધપાઠ એ સમજવાનો કે આવા અજપાને લઇને ઉત્પન્ન થતુ નકારાત્મક જીવન (નેગેટિવ લાઈફ) ગુજારવાને બદલે આપણે જીવન પ્રત્યે હકારાત્મક વલણ (પોઝિટિવ એટીટયુડ) કેળવવુ જોઈએ અને તેમ થતા આપણે આપણુ જીવન સુખમય બનાવી શકીએ

નાસ્તિકતાનો પ્રભાવ વધારે પ્રમાણમા જોવામા આવતા આજના જમાનામા અને જ્યારે નિરીશ્વરવાદિત્વમા મોટાઇ માનવાની ફેશનમા માનતા અનેક સુશિક્ષિત અને સસ્કારીજનો જોવામા આવે છે, ત્યારે પણ અજપા ઉપર જે એક ખાસ અકસીર ઈલાજ છે તેનો નિર્દેશ આવશ્યક છે ક્ષુબ્ધ અને વ્યથિત મનને શાત માર્ગ પર લાવવા માટે એક જ માર્ગ છે અને તે છે ભક્તિનો અને શ્રદ્ધાનો ભક્તકવિ દયારામે ગાયુ છે કે 'ચિત્ત, તુ શીદને ચિતા કરે હરિને કરવુ હોય તે કરે' અથવા નરસિહ મહેતા કહે છે કે 'આપણો ચિતવ્યો અર્થ કઈ નવ સરે' એમ વિચારીને આપણે પણ શ્રદ્ધાથી અને નિષ્ઠાથી પરમેશ્વરી ઈચ્છામા પરમ વિશ્વાસ રાખીશુ તો અજપાની પીડાથી જરૂર મુક્ત થઇ શકીશુ

*

'હુ સુખી છુ' એવી લાગણીની હસ્તીથી હુ સુખી બન્યો હોઉ, તેના કરતા 'હુ છુ' એવી હસ્તીની લાગણીથી હું ઘણીયે વાર વિશેષ સુખી થવા પામ્યો છુ.

# રામની માનવતા

ગોવિંદ કવિ

ગોસ્વામી બિન્દુજી મહારાજ રામાયણના ખ્યાતનામ અભ્યાસી અને અધિકૃત મર્મજ્ઞ હતા એમની સાથે જુદા જુદાં સ્થળોએ રહેવાના પ્રસંગો બનેલા એક વખત કોઈ ભાઈએ પ્રશ્ન પૂછયો 'મહારાજજી, રામાયણના આટલા બધા પ્રસંગોમાંથી આપ કયા પ્રસંગને સૌથી વધુ મહત્વનો ગણો છો ?'

જવાબમાં બિન્દુજી મહારાજે કહ્યુ 'રામાયણ એ તો એક સાગર છે અનેક પ્રસંગોથી એ ભરપૂર છે વળી મહાત્મા તુલસીદાસે એમા પોતાની બુદ્ધિપ્રતિભાથી એકએકથી ચઢિયાતા પ્રસંગો મૂકયા છે માનવજીવનની જેટલી વિવિધતા છે એ બધી એમા સમાઈ લેવાઈ છે એમા આવતા રાજા, પ્રજા, કુટુંબવ્યવહાર, જંગલમા વસતી આદિવાસી જાતિઓ વગેરે રામના જીવનથી પ્રભાવિત થઈ છે

ભરત મિલાપ પ્રસંગે:

कोल किरात भिल्ल वनवासी ।
मधुसुचि सुदर स्वादु सुधा सी ।

भरि भरि परनपुटी रचि रूरी ।
कद मूल फल अकुर जूरी ॥

આ જાતિઓ ફળ-મૂળ ભરીને સૌને જમવા લઈ આવે છે અયોધ્યાના રામને મનાવવા આવેલા નાગરિકો કોઈની પાસેથી કશુ મફત કેમ લે ? એટલે એ લોકો પૈસા આપવા ઇ છે છે મહેનતનો બદલો તો સૌ કોઈ માગે જ હકની લડાઈઓ પ્રત્યેક યુગમાં ચાલતી હોય છે પણ રામે પોતાનો રાજ્ય હક્ક બીજાને સારુ છોડી દીધો જેને એ અધિકાર મળ્યો એ કહે છે · ના, રાજ્ય તો રામનું હોય એમને બદલે વનમા હુ જઈશ આમ હકની લડાઈ ત્યાગમા ફેરવાઈ ગઈ સારુ બીજાને આપો, કષ્ટપ્રદ મને આપો આની અસર બીજા કોઈ પણ સામાન્ય માણસોને થાય એ કરતા ભોળી ગ્રામજનતાને સૌથી વધુ થઈ એ કહે છે हमहि कृतारथ करन लगि फल तृन अकुर लेहु । જે નરશ્રેષ્ઠો એ અઢળક સંપત્તિ શાળી રાજ્યવહીવટ અન્યને આપવામા હરીફાઈ આદરી એ આપણા શ્રમના ફળ-મૂળ ખાય એના વગી આપણા સદ્ભાગ્ય કયાથી ?

આ વિચારને વધુ સ્પષ્ટ કરતા તુલસીદાસજી આગળ એમની પાસે જ કહેરાવે છે કે यह हमारि अति बडि सेवकाइ । लेहि न बासन बसन चोराइ આપનાં વસ્ત્રો અને વસ્તુઓ અમે લૂંટી નથી લેતા એ જ અમારી મોટામાં મોટી સેવા છે એ લોકો અગાઉ એ જ કરતા હતા કહે છે

हम जड जीव जीव गन-घाति,
कुटिल कुचाली कुमति कुजाति ।
पाप करत निसि बासर जाही,
नहि पट कटि नहि पेट अघाही ॥

તદ્દન જંગલી અવસ્થામાં જીવનાર પ્રજા શ્રેષ્ઠ નાગરિકોના સંપર્કમા આવતાં આમ પોતાની અસલ સ્થિતિ જાણી ગઈ પણ પછી તુરત જ કહે છે

सपनेहु धरम बुद्धि कस काऊ,
यह रघुनदन दरस प्रभाऊ ॥

શ્રીરામના ભાષણથી નહિ, શિખામણથી નહિ, પોતે વધારે સુસંસ્કૃત છે એવા દેખાવથી નહિ, માત્ર એમના દર્શનથી, એમને અહીં કેમ આવવુ પડ્યુ એ વિચાર કરતાં આ પ્રકૃતિના બાળકો પોતાના નાના ભાઈને રાજ્ય આપી દેતા, ઓરમાન માતાને પણ અનુકૂળ થવા જનાર રામને જોઈને બીજાને અનુકૂળ થવામા જ જીવનની ધન્યતા છે, એમ સમજ્યા હતા

રામાયણમા આવા અનેકવિધ પ્રસંગો છે, પરંતુ એ બધાથી વધારે ઉદાત્ત મારે મન એ પ્રસંગો છે

પહેલા પ્રસંગમાં सीता कै बिलाप सुनि भारी। भए चराचर जीव दुखारी। સીતાના હરણ સમયે તેમના વિલાપથી આખું વાતાવરણ શોકમય બની ગયું છે ત્યાં गीधराज सुनि आरत बानी– જટાયુ જેવો ગીધ – એક માંસાહારી પ્રાણી કોઈકનો આર્તનાદ સાંભળીને બેચેની અનુભવે છે. કોઈકનું દુઃખ જોઈને માનવી હોય ત્યાંથી બેઠો થઈ જતો હોય તો જગતે સ્વર્ગ આવી પડે કે નહિ? પરંતુ જટાયુ વૃદ્ધ છે. રાવણ સાથે એ ઝૂઝે છે. રાવણ એની પાંખો કાપી નાખે છે, સીતાને લઈને આગળ વધે છે.

શ્રી રામને સીતાહરણની ખબર પડે છે. ઝાડ, વેલા, પશુપંખી સર્વને તેઓ સીતા વિષે પૂછે છે અને વિલાપ કરે છે एहि बिधि खोजत बिलपत स्वामी। मनहुँ महा बिरही अति कामी॥ જાણે કોઈ મહાન વિરહી, અતિકામી પુરુષની જેમ રામ વિલાપ કરે છે. મહાત્મા તુલસીદાસનો કવિઆત્મા રામને જનસાધારણ જેવા બતાવે છે, અતિકામી કહીને નવાજે છે, પરંતુ आगे परा गीधपति देखा। આ ગીધને જોતાં જ અતિકામી સરખો વિલાપ કરતા રામ બધું ભૂલી ગયા અને कर सरोज सिर परसेउ कृपासिंधु रघुबीर– તુરત જ જઈને એના માથા પર પોતાનો હાથ ફેરવવા લાગ્યા.

બીજાને દુઃખી જોઈને પોતાનું દુઃખ ભૂલી જવું, બીજાને દુઃખમુક્ત કરવો એ માનવમાત્રની સર્વપ્રથમ અને સર્વશ્રેષ્ઠ ફરજનું મહાત્મા તુલસીદાસે અહીં બહુમૂલ્ય કર્યું છે

પછી જટાયુ બધી વિગત જણાવે છે કે રાવણ સીતાજીને દક્ષિણ દિશામાં લઈ ગયો છે એણે મારી આવી દશા કરી છે. આ ગીધે સીતાને સારુ યુદ્ધ કર્યું હતું, એ ખબર તો પછી પડી, પણ કોઈક ને પડેલો જોઈને રામ તો પહેલાં જ દોડી ગયેલા. પછી ગીધની પાંખો કપાઈ ગઈ એ ખબર પડયા. राम कहा तनु राखहु ताता। હે બાપ, તમને સાજા કરું, શરીરને ટકાવી રાખો. પણ ગીધ કહે છે: જેમનું નામમાત્ર મૃત્યુ સમયે યાદ આવે તો મુક્ત થઈ જવાય એવું શ્રુતિ વગેરે કહે છે: सो मम लोचन गोचर आगे। राखौं देह नाथ केहि खाँगे। એ મારી નજર સમક્ષ હોય તો પછી હું કઈ આશાએ દેહને ટકાવી રાખવાની લાલચ કરું? એટલે જટાયુ અત્યંત આનંદથી મૃત્યુને ભેટવા તૈયાર થઈ જાય છે. પરંતુ એ વખતે શ્રી રામની સ્થિતિ જુઓ: जल भरि नयन कहहिं रघुराई तात कर्म तें निज गति पाई। હે ભાઈ, તમારા કર્મથી તમને આ (મૃત્યુ સમયે રામદર્શનની) સ્થિતિ મળી છે. परहित बस जिन्हके मन माहीं, तिन्ह कहु जग दुर्लभ कछु नाहीं। પરોપકાર કરનારને જગતમાં જે જોઈએ તે મળે છે જ. પછી કહે છે देउँ काह ! तुम्ह पुरनकामा। તમારી સઘળી કામનાઓ પૂરી થઈ છે. તમને કોઈ ઝંખના નથી, તમારે મારી પાસે કંઈ માગવાનું નથી અને તમે સીતા સારુ જે નિઃસ્વાર્થ ત્યાગ કર્યો એનો બદલો હું વાળી શકતો નથી! કોઈકના નાનામાં નાના ઉપકારનો બદલો ન આપી શકાય ત્યારે...આંખો આંસુથી છલકાઈ જાય. હક્ક માગવાની નહિ....બદલો વાળી આપવાની તત્પરતા અને એ ના બને ત્યારે આંખો ભરાઈ આવે એ માનવતા.

*

એવો જ બીજો પ્રસંગ હનુમાનજી સીતાના સમાચાર લઈ પાછા આવ્યા છે. સીતાના સ્મરણચિહ્ન જેવો ચૂડામણિ રામને આપીને સીતાના દુઃખને વર્ણવતા એમણે કહ્યું: निमिष निमिष करुनानिधि जाहि कल्प सम बीति– આપના વિરહમાં સીતાની એક એક ક્ષણ એક એક કલ્પ સમાન વીતી રહી છે. અને એ ચોપાઈ પછી છેલ્લા ચરણમાં કહે છે: रिपुहि जीति आनिबी जानकी, શત્રુને હરાવીને સીતાને લઈ આવવાનાં છે. વિયોગી પત્નીના સમાચાર રામ સાંભળી રહ્યા છે તેની બીજી જ પળે વિચારે છે: सुनु कपि तोहि समान उपकारी, नहीं कोउ सुर नर मुनि तनुधारी। હે ભાઈ, તેં મારા પર જે ઉપકાર કર્યો છે એ કોઈ દેવ, માનવી, મુનિ કે દેહધારીએ કર્યો નથી. प्रतिउपकार करौं का तोरा। सनमुख होई न सकत मन मोरा॥ તારા ઉપકારનો હું શો બદલો આપું? તારી સામે હું જોઈ નથી શકતો. બીજાના ઉપકારના તેજથી જાગૃત આત્માવાળો, મનુષ્ય બેચેની

અનુભવે છે, એનો બદલો ન વાળી શકાય ત્યાં સુધી એનું મન બીજું કંઈ વિચાર નથી કરી શકતું એ પોતાનું કે પોતાના માણસોનું દુઃખ પણ એ ઘડીએ વીસરી જાય છે

સુનુ સુત તોહિ उरिन मैं नाहीं, देखेउँ करि विचार मन माहीं—મનમાં વારંવાર વિચાર કરી જોતાં મને ચોક્કસ લાગે છે કે તારું ઋણ હું વાળી શકવાનો જ નથી, કારણ કે હનુમાનને કોઈ લાલસા નથી એને શું આપવું? લાલસાહીન ઉપકાર ઈશ્વરને પણ બેચેન બનાવી દે તો માનવી પર અસર કર્યા વિના તો કેમ જ રહે? એમ વિચારતા આપણા રોજિંદા વ્યવહારમાં આપણા વર્તાવને દિનપ્રતિદિન શુદ્ધતર કરતા જવાનો સંદેશો આમાં સાંભળનારને જરૂર સંભળાશે 'पुनि पुनि कपिहि चितव सुरत्राता' ફરી ફરીને હનુમાનજી તરફ તેઓ જોયા જ કરે છે સ્ફટિકશી નિર્મળ વૃત્તિ, ઉપકારના ભાર નીચે કેવી દબાઈ જાય છે એ તો જુઓ! लोचन नीर पुलक अति गाता। આંખમાં પાણી આવી ગયાં, શરીરનાં રોમાંચ ખડાં થઈ ગયાં, સીતાવિરહ આ લાચારી આગળ જાણે કે સાવ ઝાંખો જ પડી ગયો सुनि प्रभु बचन बिलोकि मुख गात हरषि हनुमंत। चरन परेउ प्रेमाकुल त्राहि त्राहि भगवंत॥ આટલાં વખાણ, આટલું બહુમાન આટલી બધી દીનતા હનુમાન જેવો ભક્ત શી રીતે વેઠી લે? સહેજ ખુમારી, મેં કર્યું છે, આ મારી સિદ્ધિ છે,' એવું સહજ ગૌરવ આવી જાય તો તમામ મહેનત પાણીમાં જતી રહે એટલે હનુમાનજી કહે છે મારી રક્ષા કરો, રક્ષા કરો

કરેલા ઉપકારની સહજ ખુમારી પણ આવી જાય તો? મહાત્મા તુલસીદાસને પરસ્પર ઉદાત્ત દૃષ્ટાંત રજૂ કરવાં છે એકએકને ચડી જાય વા કહો કે કાંટે સમતોલ ઊતરી રહે તેવાં પરોપકારના બદલાની તત્પરતા અને પરોપકાર છતાં કંઈ જ કર્યું નથી, એવી વિરલ વિનમ્રતા સાચવતા હનુમાન જેવા ભક્તને ત્રાહિ-ત્રાહિ કહીને શ્રીરામને હવે આગળ કંઈ નહિ બોલવા વિનંતિ કરવી પડે છે

પણ રામથી રહેવાતું નથી હનુમાને બોલવાનું બંધ કરવા કહ્યું તો ભલે कपि उठाइ प्रभु हृदयँ लगावा। તેમણે હનુમાનને બેઠા કરીને છાતી સરસા ચાંપી દીધા રામના હૈયે હનુમાનના ઉપકારે જે આકરી અમૂંઝણ પેદા કરી છે એ કદાચ હનુમાનના સ્પર્શથી ઓછી કરી જોવાનો આ પ્રયત્ન પરોપકારથી જે પુનિત છે એના પાવન સ્પર્શથી બદલો નહિ વાળી શકનાર લાચાર માનવી રાહત અનુભવે છે એક કલાંત હૃદય બીજા પુનિત હૃદયથી શૈત્ય-પાવનતા પામે છે

આવડો મોટો ભાર! આ નરશ્રેષ્ઠને મુખેથી આટલાં વખાણ સાંભળી રહેવાં એ હનુમાન માટે ભારે વિપદનો પ્રસંગ છે હજુ શ્રીરામ પૂછે છે

केहि बिधि दहेउ दुर्ग अति बंका।

આવો કઠિન લંકાગઢ કેમ કરીને બાળ્યો?

साखामृग कै बड़ि मनुसाई, साखा तें साखा पर जाई।
सो सब तव प्रताप रघुराई। नाथ न कछू मोरि प्रभुताई॥
આમ તમામનું શ્રેય શ્રીરામને આપીને હનુમાનજીએ પોતે તો શાખામૃગ છે—વાનર માત્ર છે, એમ કહીને પોતાના મનને કોઈ ગૌરવ કે ખુમારી લેતાં રોકી લીધું

દેહસૌષ્ઠવની સિદ્ધિ એ સામાન્ય સિદ્ધિ, એથી ચડિયાતી ગણી શકીએ એવી ચીજવસ્તુની સંપત્તિની સિદ્ધિ ગણાય અને એથી પણ ચડિયાતી શ્રેષ્ઠતમ કહી શકાય તે ભાવનાત્મક (એબસ્ટ્રેક્ટ) સિદ્ધિ પરોપકાર, ગૌરવ આદિની ગણાય અને એના પરસ્પર ત્યાગની નમ્રતા અને તેનું અવ્યક્તની દયામાં ઊર્ધ્વીકરણ એ અત્યંત ઉચ્ચ બૌદ્ધિક કક્ષાએ ચાલતી સાહિત્યરચના છે આવી કઠિન રચના આપણા સામાન્ય ગામડાના અભણ અને ભોળા માણસો ઝડપથી સમજી શકતા હતા, પરંતુ આ તો ભગવાન હતા માટે એ આમ વર્તતા હતા, એમ માની બેસી રહેવાની દુર્બળતા આપણે ત્યાં ઘર કરી ગઈ અને પરિણામે આપણા આદર્શો અને આચારની વચ્ચે મોટો તફાવત પડી ગયો છે

માટે આપણે શ્રી રામચંદ્ર ભગવાનની જય નથી બોલતા, પરંતુ શ્રી રાજા રામચંદ્ર મહારાજની

જય બોલીએ છીએ રામ મનુષ્ય હતા, આદર્શ મનુષ્ય હતા અને એમના આદર્શ મુજબ જીવવાના અનેકાનેક યત્નો સતત કરતા રહેવુ, ભૂલો થાય છતાં કરતા રહેવુ એ મનુષ્યમાત્ર કર્તવ્ય છે

કોઈક યુવકે રામજન્મની અવારનવાર વાત કરતા પૂજ્ય મહાત્મા ગાધીજીને પૂછ્યુ કે 'શુ આપ આ રામાયણની કથા, એના સીતાહરણ દસ માથાનો રાવણ, લકા વગેરે બધુ સાચુ માનો છો? આ પુરાણોની કથાઓ કા તો કલ્પના અને કા તો રૂપકો નહિ હોય કે?'

એના જવાબમાં મહાત્માજીએ કહેલુ કે, 'એ કથાઓ સાચી વા ખોટી હોય એ સાબિત કરવાનુ મારી પાસે કોઈ પ્રમાણ નથી, જે હુ તમને બતાવી શકું. પરંતુ હું તમને એટલું જરૂર કહું કે સત્ય બોલતાં અને સત્યના પ્રયોગો મારા જીવનમાં કરતાં હુ એમાંથી શીખ્યો છુ'

ધાર્મિક માન્યતાઓને અગત બાબત ગણીને છોડી દઈએ તોપણ સારા માણસ બનવા માટે અને માણસ તરીકે બીજા માણસો અને જીવો સાથેના સદ્વ્યવહાર માટે શ્રી રાજા રામનો આદર્શ આપણી સમક્ષ છે પળેપળ સદૈવ જાગૃત જીવનવ્યવહાર કેળવવામાં સૈકાઓથી એ આદર્શે આપણા દેશના અનેક વિચારવત માનશ્રેષ્ઠોને દોરવણી આપી છે આપણે પણ બુદ્ધિપૂર્વક અને હૃદયપૂર્વક એનો વિચાર કરીને આપણા વ્યવહારો સુધારીએ, એ રામાયણનો સદેશો છે

*

## સંત એકનાથ

ઉનાળાના બપોરનો સમય હતો ગોદાવરીના કિનારાની રેતી પર પગ મૂકીએ તો ફોલ્લા પડે એવી તપી ગઇ હતી નદીમા બ્રાહ્મણો નહાતા હતા તો કોઈ સધ્યા કરતા હતા

એટલામાં દૂરથી એક હરિજન બાળક ખુલ્લે પગે દોડતો દેખાયો બાળકે જેવા રેતી પર પગ મૂક્યા કે તરત જ એ બૂમો પાડવા લાગ્યો બિચારાના પગ બળતા હતા તે મા મા પોકારતો હતો બાળકની માતા સવારથી જ કામે ગઈ હતી તે બપોરે ઘેર આવી પાણી ભરવાને ચાલી બાળક માની પાછળ દોડ્યો મા તો પોતાના કામમા લીન થઇને જતી હતી તેને શુ ખબર કે તેનો લાડકવાયો તેની પાછળ પાછળ ચાલ્યો આવે છે બાળક રસ્તો ભૂલી ગયો ને નદીકિનારે આવી પહોંચ્યો

બ્રાહ્મણોએ જોયુ કે બાળક બૂમ પાડે છે જાપ કરનાર ભક્તોએ જોયુ કે બાળકના પગ બળે છે, સધ્યા કરનાર ગોરે જોયુ કે બાળક મા મા પોકારે છે

બધાએ કહ્યુ આઘો જા ખબરદાર, પાસે આવતો નહિ અડકતો નહિ તેને કોણ મદદ કરે? કોઇના હૃદયમાં દયાનો છાંટો પણ ન હતો

એક માણસ ત્યા આવ્યો તેણે તરત જ બાળકને ઉપાડી લીધો અને ગોદાવરીના પવિત્ર પાણીમા નવરાવ્યો બ્રાહ્મણોએ ગુરુજીને કહ્યુ, 'એકનાથ, તમે ધર્મને ડુબાવી દીધો

એકનાથે કહ્યુ, 'ધર્મ શુ કહે છે? આ સસારમા રહેનારા બધા ભાઈઓ છે છૂત-અછૂતના ભેદ તો આપણે માણસોએ જ બનાવ્યા છે ઇશ્વરના દરબારમા બધા એક જ છે પ્રાણીમાત્ર તરફ દયા કરો દયા ધર્મનુ મૂળ છે

# 'એક અનંત અનાદિ'–લલિતકલાઓમાં

કુમાર મંગલસિંહજી

જર્મન તત્ત્વજ્ઞાનની કેન્ટ કહે છે કે "બે વસ્તુ વિષે હું જેમ જેમ વિચાર કરું છું, તેમ તેમ મારું મન વિસ્મય અને ભક્તિથી ભીનું બને છે એ બે વસ્તુ તે નક્ષત્રખચિત સુનીલ આકાશ ને અંતર માંની કર્તવ્ય બુદ્ધિ છે'

વિકટર કુજ્યાં કહે છે "તારાથી ઝળહળતું આકાશ, વિશાળ સમુદ્ર, અભ્રભેદી પર્વત–એ બધુ જોઇ આપણે મુગ્ધ બનીએ છીએ ખરા, પરન્તુ તે મુગ્ધત્વ સાથે એક પ્રકારનો વિષાદનો ભાવ પણ મિશ્રિત થયેલો હોય છે તેનું કારણ એ છે કે અખિલ જગતના એ બધા પદાર્થો વાસ્તવિક રીતે સીમાબદ્ધ હોવા છતા આપણી આગળ અસીમરૂપે વ્યક્ત થાય છે કેમ કે તેઓની અપરિમેયતા આપણે ધારણામાં ઉતારી શકતા નથી અને જે વાસ્તવિક રીતે અસીમ છે, તેનું અનુકરણ કરવા જતાં આપણા અંતરમા અનંતનો ભાવ પેદા થાય છે આ અનંતનો ભાવ જેમ એક તરફથી ઊંચે ચડાવે છે તેમ બીજી બાજુએ આપણને નીચે ઉતારી નમ્ર બનાવી મૂકે છે'

સૌંદર્યની અનુભૂતિ અને અનુરાગમાથી કલા જન્મે છે સૌંદર્ય તરફનો અનુરાગ જ જો કલાનો જ મદાતા હોય તો પછી પૃથ્વીનું આદિકાવ્ય ઋગ્વેદ અને આદિગીત સામવેદ શુ આર્યોનું કલાભાવનું પ્રત્યક્ષ નિદર્શન નથી? વેદમા હજાર સ્થભોવાળા મહેલ લોહનિર્મિત ગૃહ, સુંદર રથ વગેરેનો ઉલ્લેખ થયો છે એ શુ હિન્દી ઋષિઓના સૌંદર્યબોધનું લક્ષણ નથી? ક્ષોણી કર્કરિ, વિણુ વગેરે વાદ્ય ત્રો શુ પ્રાચીન આર્યોના સૌંદર્ય અનુરાગની કથા નથી કથતા? ઋગ્વેદનું કવિત્વમય ઉષાવર્ણન, સામવેદની પવિત્ર ગીતલહરિ જો આર્યોના સૌંદર્યબોધનું નિદર્શન ન હોય તો જગતમા સૌંદર્યબોધનું બીજું કયુ નિદર્શન છે? લલિતકલાના મુગટમણી સમાન કવિતા અને ગીત પ્રથમ હિન્દમાં જ જન્મ્યાં છે એટલુ જ નહિ પણ હિન્દી આર્યોએ જ સૌ પહેલાં સૌંદર્યના મૂળતત્ત્વનો નિર્ણય કર્યો છે

આપણાં પંડિતો સૌંદર્ય રસની બાજુ તરફ ધ્યાન આપે છે, અને તેમના મતાનુસાર સૌંદર્યનું જીવન રસ જ છે, વસ્તુની રસાત્મકતા જ સૌંદર્ય છે તેમાંથી રસ લુપ્ત લેવાય તો સૌંદર્ય અદૃશ્ય થઇ જાય સુંદર વસ્તુમાં રસ છે તેથી જ તે આપણને વિશેષ આનંદ આપે છે પ્રાકૃત વસ્તુ પ્રાકૃત સામગ્રી દ્વારા આપણા મનમાં રસનો સંચાર કરે છે પ્રાકૃત વસ્તુ જેટલા પ્રમાણમા રસનું પ્રકટિકરણ કરે તેટલે અંશે તે સુંદર ગણાય અપ્રાકૃત જગતમાં રમ એ જ વસ્તુની સામગ્રી છે, રસ એનું બધારણ છે પ્રાકૃત, અપ્રાકૃત જગતમાં સૌંદર્ય વિશે ચર્ચા કરતાં એમ જણાય છે કે સુંદર વસ્તુમા માત્ર રસનું હોવુ પૂરતુ નથી રસસમૂહની યોજના તેમાં અગત્યની છે તે યથોચિત રૂપે વિભાજીત થયેલો હોવો જોઇએ રસની યથાર્થ રચના ન હોય તો વસ્તુ સુંદર ન ગણી શકાય તેથી જ શ્રીમદ્ રૂપ ગોસ્વામી કહે છે કે

"भवत् सौंदर्य भगाना सन्निवेश यथोचित्तम् ॥'

અંગ સમૂહનો યથાચિત સન્નિવેશ તે જ સૌંદર્ય લલિતકલાઓમા દરેકના અંગસમૂહની યથાર્થ રચના પરત્વે સૌંદર્ય અવલંબિત હોય છે

જે બૃહત્ છે, સર્વવ્યાપી છે, તે જ ઉપાસકની સૌંદર્ય પિપાસા મગાવવા માટે સીમાબદ્ધ સચ્ચિદાનંદની મૂર્તિરૂપે પ્રકટ થયેલ છે સૌંદર્ય સત્ય છે, સત્ય સૌંદર્ય છે સૌંદર્ય એવા પ્રકારનું પૂર્ણત્વ છે કે જેમાં કોઇ અંશ એવો નથી કે જે બીજા અંશને ઢાંકી દે

દશ્યમાન જગત સિવાય ચિન્મય જગતના સૌંદર્યનું તાદશ્ય વર્ણન કરવાની શક્તિ મનુષ્યમા છે જ કયા? મનુષ્યની સૌંદર્યસ્પૃહા સ્વભાવિક છે મનુષ્ય સૌંદર્ય માગે છે, સુંદર વસ્તુ ચાહે છે સૌંદર્ય

વિશ્વવ્યાપી આનંદની ખાણ છે સંગીત કહો, કાવ્ય કહો, ચિત્ર, શિલ્પ કે સ્થાપત્ય કહો આ બધાં સુંદર સર્જક તત્ત્વો એકજ સમયે ઘણી વ્યક્તિઓને વિમલ આનંદ પમાડે છે આ સાર્વભૌમપણું એ સૌંદર્યનું એક વિશિષ્ટ લક્ષણ છે સત્ય, કલ્યાણ – શિવ – અને સૌંદર્ય તે એક જ પ્રભુના જુદાં જુદાં સ્વરૂપો છે

સૌંદર્ય, કલ્યાણ અને સત્ય – જ્ઞાન – એ ત્રણ અનન્ય રીતે પ્રીતિથી સંકળાયેલી બેનડીઓ છે માનવ જાતિની આ કલ્યાણકારી દેવીઓ એક જ સ્થળે વસે છે અને વિખુટી થતાં કલ્પાંત કરતી જણાય છે સર્વ પ્રકારના સૌંદર્યનું સ્વરૂપ ઐક્ય છે ( અપરિમિત કલ્યાણ, સત્ય અને સૌંદર્ય તે ઈશ્વરના ગુણો છે, અને આ ગુણોનું તે જગતની વસ્તુઓમાં આરોપણ કરે છે મનુષ્યો કેવળ પ્રાકૃતિક સૌંદર્ય નિહાળી તૃપ્ત થતા નથી તેઓ પ્રાકૃતિક દૃશ્યોનું અનુકરણ કરી સર્જન કરવા પ્રેરાય છે કલ્પના તથા વિચારશક્તિની મદદથી સર્જનદ્વારા સૌંદર્ય નિર્માણ કરવાનો પ્રયાસ કરે છે જેમ કુદરત અપાર છે તેમ કલા પણ અનંત છે સૌંદર્યસ્પૃહામાંથી જ લલિતકળાની ઉત્પત્તિ થઇ છે દર્શનેન્દ્રિય દ્વારા સૌંદર્યસ્પૃહાની તૃપ્તિ અર્થે ચિત્રકલા, શિલ્પ અને સ્થાપત્ય સર્જાયાં જ્યારે શ્રવણેન્દ્રિય દ્વારા સૌંદર્યસ્પૃહા તૃપ્ત કરવા સંગીતવિદ્યા ઉત્પન્ન થયેલ છે લાગણી અને વિચારની સૌંદર્યસ્પૃહા સંતોષવા માટે કવિતાની સૃષ્ટિ થઇ છે )

લલિતકલાઓમા સર્જન અને ભાવદર્શન અવિચ્છિન્ન રીતે સંકળાયેલા હોય છે બન્નેમાં કલ્પનાની તીવ્રતા આવશ્યક છે એકજ પ્રકારની સર્જનશક્તિ હોવા છતાં બન્ને વચ્ચે સામ્ય, અસામ્ય કોઇ વાર સ્પષ્ટ જણાય છે

કયો કલાકાર અવારનવાર નિર્માણની ગૂઢ પ્રક્રિયા વિષે ચિંતન નથી કરતો ! સર્જન–ક્રિયા વિષે કશું નવું કહેવાનું ખરું કે ? ના શાથી ? તેના વિષે આધારભૂત રીતે ઘણું કહેવાયું, લખાયું અને વિચારાયું છે છતા કલાકારના જીવનમા એવી પળો આવે છે કે તે વિચાર સાગરે ચડી સ્વયં પૂછે છે કે, ' શા માટે ચિત્–તત્ત્વ મને સર્જન કરવા પ્રેરે છે ? બીજી દિનચર્યા ગૌણ બની સર્જનનાં મૂલ્યો અધિકાં કેમ જણાય છે ? નવનિર્માણનો ઉભરાટ કેમ નથી સંતોષાતો ? ફરી ફરીને શા માટે નવસર્જન કરવા પ્રેરાવું પડે છે ? " પ્રથમ પ્રશ્નનો જવાબ તો એકજ મળે છે કે, જીવનનાં ઊંડાણમાંથી પ્રકટતા ઉભરાવને વ્યક્ત કરવા શા માટે આ કાર્ય કદિ સમાપ્ત નથી થતું ? પુનઃ પુનઃ નવનિર્માણ કેમ ? મારે મન તો પુનઃ પુનઃ સર્જન ક્રિયા આત્મ સંશોધનની ખોજ અનંત હોઇ પુનઃ પુનઃ નવસર્જન દ્વારા તે દિશામાં પ્રયાણ કરવા – દરેક ડગને ને પગને પ્રત્યુત્તરનો અલ્પાંશ લાધવા છતાં, " હું કોણ ? " ના ઉકેલની આશાએ બીજા અલ્પાંશો પ્રતિ ગતિ કરે છે નિજ કૃતિ તેથી જ કલાકાર માટે અગત્યની બને છે– પછી શું રંગમાં, પથ્થર કે ધાતુમાં, સંગીતના સ્વરોમાં કે નૃત્યના ભાવડોલનમાં દરેક અર્થપૂર્ણ કલાકૃતિ અનેરું સંકલન અને અપ્રતિમ અનુભવ રજૂ કરતી હોઇ, ન સર્જાય તો સદૈવ માટે લોપ પામે અન્ય કલાકાર ખાસ તેવી જ ઉપકરણની સંકલના એક સરખી રીતે કદિ રજૂ નહિ કરી શકે દરેક સર્જક નિજ સર્જનદ્વારા પોતાને સમજી શકે છે તેમ સમુદાય પણ પ્રત્યેકની વિશિષ્ટતાઓ પરથી સર્જનહારની પ્રકૃતિ, તે કલાકૃતિઓ દ્વારા શોધે છે તેમાં પણ સર્જન છે – કલાકાર પેઠે પ્રેક્ષકનો પણ આ એકાંતિક પ્રયત્ન પોતાની જાતને ઓળખવાનો અને સ્વધર્મ શોધવાનો બની રહે છે અંતર અને બહિર્જગતને પોતાના આત્મજ્ઞાનની પ્રતિમૂર્તિ રૂપે પરિણત કરવું એ છે લલિતકલાનો ઉદ્દેશ લલિતકલામાં મનુષ્ય પોતાના આત્માને ઓળખી શકે છે

પંદરમી સદીમાં ફ્લોરેન્સના મહાન પ્રતિભા સંપન્ન કલાકાર લીઓનાર્ડો દ વીન્ચીના જગવિખ્યાત ભીંત ચિત્ર ' ધ લાસ્ટ સપર 'માં વિરોધાભાસી ભાવ નિરૂપણ કરતાં કલાકારનું મંથન તેના શબ્દોમાં વધુ સ્પષ્ટ થાય છે ' બે મુખાકૃતિઓ દોરવી બાકી રહે છે જે સ્વર્ગીય લાવણ્યનું અવતરણ આપણા પ્રભુમાં થયું હશે તે મને કલ્પનાતીત જણાય છે બીજું મસ્તક મને વિચાર વમળે ચડાવે છે, તે જ્યુડાઝનું અનેક લાભો મેળવ્યા છતાં પોતાના ગુરુને દગો દેવાનો

નિશ્ચય કરનારની મુખાકૃતિનુ આલેખન હુ કેમ કરીશ. !" જ્યુગઝનુ મુખ તે દોરી શકયો પરન્તુ ઇસુની મુખાકૃતિ દોરવી મુશ્કેલ જણાઇ મનને પ્રેરણાત્મક શકિત વડે કલ્પિત છતાં ચિત્તની સવેદનાને લીધે જીવત એવા 'પરમ સૌદર્યને દષ્ટા, દશ્ય, મથન કરી એક બની જ્યારે અદ્વૈત રચાય ત્યારે જ તેનુ પ્રકટિકરણ થાય છે બાર બાર વર્ષની તપશ્ચર્યા એક રાત્રીએ ફળી અને જગતને એક અદ્વિતીય અનત અનાદિના પ્રતિક દ્વારા દર્શન કરાવતુ ચિત્ર સાપડયુ, અને તેથી પણ વિશેષ કલાકારને લાધ્યુ, તે પ્રભુની ઝાંખી

પ્રાચીન ચીનનો વયોવૃદ્ધ કલાકાર લાવ-કુગ મૃત્યુની અતિમ પળો સમીપે આવ્યો ત્યારે શિષ્ય વૃન્દને છેલ્લી આશિષ આપવા બોલાવ્યા આવીને સજળનયને સહુએ વદના કરી અનેક પ્રશ્નો બાદ એક શિષ્યે પૂછ્યુ "ગુરુદેવ! આપના સ્વર્ગવાસ પછી અહી રોનાર વિધવા કે ઉત્તરક્રિયા કરનાર સતાન નથી આપનુ જીવન કષ્ટ અને દુખમય વીત્યુ જનતાએ સહર્ષ વધાવ્યા પરતુ આપની જીવન જરૂરીયાતો વિસારી છે આપને ઇશ્વર નિદયી નથી જણાતો? કલાઉપાસનામા અમારે પણ આવી યાતનાઓ સહેવી પડશે? આપનો આવો સ્વાર્થ-ત્યાગ શુ યથાર્થ હતો?"

છેલ્લો જવાબ દેતા આંખોમા નવી દીપ્તિ પ્રકટી, વિજયી સમ્રાટ પેઠે તેણે કહ્યુ 'આત્મનાદનુ પાલન કર્યું, એકાકી જીવન ગાળ્યુ ઉન્નતોન્નત ઉદ્દેશ-જે અકલ્પ્ય છે તેની મે મહત્વાકાક્ષા સેવી' પોતાનુ અતિપ્રિય સર્જન બતાવી તેણે કહ્યુ 'આ મારો ઉત્તર ઇશ્વરની સાથે હુ મને આમાં સરખાવી શકુ છુ અનતતાને આરે આવીને હુ તેની ઝાંખી કરી શકયો છુ' સિદ્ધહસ્ત કલમે ઝડપાયેલુ ઘાસની પત્તિઓનુ એ જીવત ચિત્ર ઇશ્વરના સર્જન સમુ હતુ તેજોમયમા ઊર્ધ્વગમન કરી જગતને દૈવિતત્વ અર્પવાનો આનદ આવો કોઇ વિરલ કલાકાર જ આપી શકે ઇશ્વરી શકિત દ્વારા કલાકારની કલા નાશવાન સૌદર્યને અશત અમરત્વ અર્પે છે માનવ કલાકાર સૃષ્ટિના મહાન કલાકારની સમીપે રહેવાની શકયતાનો આ પૂરાવો છે

(આ બ્રહ્માડમાં સત્ય, જ્ઞાન અને આનદ ઓતપ્રોત ભાવે વિદ્યમાન રહેલા છે જયાં જ્ઞાન છે ત્યા ઓછાવત્તા પ્રમાણમા સત્ય અને આનદનુ અને જયા અનદ છે ત્યા ઓછાવત્તા પ્રમાણમાં સત્ય અને જ્ઞાનનુ પ્રકટિકરણ દેખાય છે જે કારણમા નથી તે કાર્યમા આવી શકે નહિ કારણની શકિત જ વાસ્તવિક રીતે કાર્યરૂપે પ્રગટ થયુ છે) શકરાચાર્ય કહે છે

'कारणस्य आत्मभूता शक्ति शक्तेश्चात्मभूत कार्यम् ।"
(૨ ૧ ૧૮ બ્રહ્મસૂત્રનુ ભાષ્ય)

કારણની આત્મભૂત શકિત છે શકિતનુ આત્મભૂત કાર્ય છે માટે બ્રહ્માડનુ આદિકારણ તે સચ્ચિદાનદમય પુરુષનુ પ્રકટિકરણ માત્ર છે જગતમા જે કઇ સુદર છે જે કઇ મધુર છે, તે એ પરમ પુરુષનો પરિચય કરાવે છે વિશ્વનો બનો આનદ બ્રહ્મ રસ ભગવાનનો અનદ છે પચદશીમાં ત્રણ પ્રકારના આનદ કહ્યા છે બ્રહ્માનદ, વાસનાનદ અને પ્રતિબિબાનદ આ સિવાય જગતમા બીજો આનદ નથી પરતુ પ્રતિબિબાનદ અને વાસનાનદ સ્વયપ્રકાશી બ્રહ્માનદમાથી જ ઉત્પન્ન થાય છે

(લલિતકલામાં ઇન્દ્રિયગ્રાહ્ય ઉપકરણોને આત્માની મૂર્તિ-પ્રતિબિબ-આપવામા આવે છે કેવળ પ્રાકૃતિક સૌદર્ય જ નહિ પણ પ્રકૃતિ અને પ્રતિભાની મદદથી માનવનુ ચિત્ત જે આદર્શ-સૌદર્યની કલ્પના કરે, તે સૌદર્યને સ્વાધીનપણે ફરીથી સર્જવુ કે જે જનસમુદાયને નિષ્કામ આનદ અર્પી શકે, તે લલિતકલા છે)

જડ સૌદર્યમા પ્રાકૃત સામગ્રી દ્વારા રસ પ્રગટ થાય છે પ્રમાણે રસ પ્રગટ કરવો, જાગૃત કરવો તે છેવટનો ઉદ્દેશ છે જડ સૌદર્યમા જીવનનુ કઇ લક્ષણ પ્રગટ થતુ નથી લલિતકલામા પણ તેમજ છે તેથી જ જડ સૌદર્યને લલિતકલાને પ્રાકૃત સૌદર્યના વર્ગમાં મૂકાય શાન્તિપૂર્વક વિચાર કરતા જણાશે કે પ્રાકૃત સામગ્રીમા શકિત ન હોત-પ્રાકૃત સામગ્રીમાં સૌદર્ય ન હોત તો તે લલિતકલામા જ મી શકત નહિ, મનુષ્ય જે બુદ્ધિબળ વડે, જે પ્રતિભાબળ વડે,

લલિતકલા સરજે છે, તે પ્રતિભા અને બુદ્ધિ પણ ભગવાનની જ શકિત છે, તેથી જડ સૌંદર્ય કે લલિત-કલાનું સૌંદર્ય બધું ભગવાનનું સૌંદર્ય છે. ભગવાન સિવાય જગતમાં કંઇ વસ્તુ નથી, કંઇ સૌંદર્ય નથી, કંઈ તત્વ નથી,

જેનું અનંતપણુ વાકય અને મનથી અતીત છે, જે સંભવ, પ્રલય અને પાલનનું વિધાતા છે, તેની સાથે પ્રેમનો સંબંધ સ્થાપવો એ અશકય જણાય છે તેને વિશે કહેવા જતા "नेति नेति"નું જ ઉચ્ચારણુ થાય છે. ઉપાસના કરતા પણુ " હે અનાદિ, અનંત, તમને કોણ જાણી શકે તેમ છે!" એવા વચનો વદવા પડે છે. આ અનંત અનાદિ એજ સત્, ચિત્ અને આનંદ તે નિત્યરૂપથી ભરપૂર છે આ પરમતત્વનો માત્ર અલ્પાંશ જ ઉપકરણની સંકલના અને પ્રતિકદ્વારા રજૂ કરવાની લલિતકલાની માત્ર ચેષ્ઠા છે ભકતહ્રદય જ તેનાં રૂપમાધુર્યને પામી શકયાં છે, અને વાણીમાં મૂકતાં 'બિલ્વમંગલ' કેવળ એટલુ જ વદી શકયા છે કે:

" मधुर मधुरं वपुरस्य विभो मधुरं मधुरं वदनं मधुरं ।
मधुगन्धि मृदुस्मितमेतदहो मधुर मधुर मधुरं मधुरम् ॥ "

*

## પ્રસાદ

તું તારા કામમાં જીવ રેડ,
હું જીવન રેડીશ.
તું તારા અપ્તરંગી સ્વપ્નોને તારા પરિશ્રમના સુવર્ણથી મઢ,
હું એમાં પ્રાણ પૂરીશ.
તું તારી ચેતનાને પ્રાપ્તધર્મમાથી ચલિત ન થવા દઈશ,
હું એમાં આનંદ રૂપે આવીને વસીશ.
તને ખબર છે તું કયાં ઊભો છે ?
રણનો સાગર ઓળગતા વચ્ચે એક પરબ કરીને
તું ઊભો છે.
વટેમાર્ગુઓ માઈલોથી આશાથી તારી પાસે આવવા દોડી
રહ્યા છે.
પરબની આશા રાખીને પગલે પગલે
ઉત્સાહ વધારી રહ્યા છે
ને તું જો એમ કહીશ કે
પરબ છે પણુ ગોળા ખાલી છે,
એમાં જળ રહ્યા નથી
તો ?
તારા પર આધાર રાખનારાઓ ઘણા છે,
એનો તને ખ્યાલ છે ?
તું હેતથી સ્વચ્છતાથી પાણી પાઇ શકે
માટે તારે ગોળા ભરેલા રાખવા રહ્યા.
પાણી મેળવતાં કષ્ટ પડે છે એની મને ખબર છે.
નહિતર સો તારી પરબ જ
મેં અહીં મંડાવી ન હોત.

—રામપ્રસાદ દવે

# શિક્ષણનું ધ્યેય અને શિક્ષકનો ધર્મ

યહુદી ધર્મગ્રંથોમાં એક પ્રસિદ્ધ વચન છે 'જેરૂસેલમનો વિનાશ થઈ ગયો કારણ કે ત્યાં શિક્ષકોનું સન્માન થતુ નહોતુ ' આ કોઈ નવીન વાત નથી પ્રાચીન યુગથી આપણે આ સત્યને સાંભળતા આવીએ છીએ જ્યારે શિક્ષકોનું સન્માન ન થાય અને ગુરુજનોનું શિક્ષણ શ્રદ્ધાપૂર્વક સાંભળવામા ન આવે ત્યારે સમજી લેવુ જોઇએ કે દેશનું પતન નજીક છે જો ગુરુજનો પોતાનું સન્માન ઇચ્છતા હોય તો તેઓએ શિષ્યોના નિકટ સંપર્કમાં આવવુ જોઈએ તેઓએ છાત્રોની સાથે તાદાત્મ્ય સાધવુ જોઇએ ગુરુશિષ્યની આ એકદિવસી માત્ર સામુદાયિક પ્રવચન કરવાથી નથી થઇ શકતી એને માટે ગુરુશિષ્યનો નિકટ સંપર્ક જોઇએ

*

પ્રશ્ન ઊઠે છે – ગુરુ અને શિષ્ય વચ્ચે કેવો સંબંધ હોવા જોઇએ ? આ વિષયમા ઉચ્ચ વિદ્વાનોનો મત એ છે કે ગુરુએ શિષ્યને પોતાનો વિકાસ સાધવા દેવો જોઇએ અને એના વ્યક્તિત્વનુ નિર્માણ સ્વતંત્ર રીતે કરવા દેવુ જોઈએ આ વિષયમા અન્ય વિચારકો, વ્યક્તિના માનસિક નિર્માણને માટે સમષ્ટિવાદી (સમગ્રવાદી–ટોટેલિટેરિયન) પદ્ધતિ અપનાવવાનો આગ્રહ રાખે છે તેઓ કહે છે કે જેવી રીતે આપણે આપણા હસ્તકૌશલથી એક મૃત્તિકાપિંડને વાંછિત રૂપ પ્રદાન કરી શકીએ છીએ, તેવી રીતે વ્યક્તિનું નિર્માણ પણ કરી શકાય છે પરંતુ આપણા દેશની પરંપરા આ વિષયમા તેઓથી જુદી છે આપણે વ્યક્તિનુ સન્માન કરીએ છીએ આપણે વ્યક્તિના ગૌરવને સમજીએ છીએ શ્રીકૃષ્ણ ગીતામાં અર્જુનને સારામાં સારુ જ્ઞાન આપ્યા પછી પણ કહે છે – યથેચ્છસિ તથા કુરુ – જેમ તમારી ઇચ્છામાં આવે તેમ કરો તેઓ પોતાના વિચારોને અર્જુન ઉપર લાદવાનો પ્રયત્ન નહોતા કરતા તેઓ કહે છે મને સત્યનું જેવુ દર્શન થયુ છે તેવુ મે તમારી સમક્ષ રજૂ કર્યું છે પરંતુ મારુ કામ એ નથી કે હુ મારા દૃષ્ટિબિંદુને તમારી ઉપર ઠોકી બેસાડુ પોતાના અંતરાત્માની સહાયતાથી તમારે જાતે જ સત્યને શોધી કાઢવુ જોઇએ, અને ત્યાર પછી પોતાની જ ન્યાયબુદ્ધિથી તમારે નિશ્ચય કરવો જોઇએ કે તમારે માટે યોગ્ય માર્ગ કયો હોઇ શકે ? આપણા દેશે આજ પરંપરા ચાલુ રાખી છે વ્યક્તિનુ સન્માન કરો કોઈ પણ વિષય ઉપર જે કંઇ પણ શ્રેષ્ઠતમ વિચાર કર્યો હોય, એ પ્રત્યેક જણ સમક્ષ રજૂ કરી દો અને પછી એના ઉપર નિર્ણય કરવાનો સંપૂર્ણ અધિકાર એને જ સોંપી દો અર્થ એટલો જ કે વ્યક્તિની પવિત્રતા અને પ્રતિષ્ઠાનો આદર અને સાચવવા ગુરુ અને શિષ્ય વચ્ચેનો વ્યવહાર આ નિયમોએ ચાલવો જોઇએ

*

રૂસ, ઇંગ્લેંડ, અમેરિકા યૂનાન અને રોમ આદિ ભિન્નભિન્ન દેશોએ શિક્ષણના વિષયમાં ભિન્નભિન્ન વિચારોનો સ્વીકાર કર્યો છે આપણા ભારતીય શિક્ષણ – સ્વરૂપના વિચારમા એક સર્વથા નવીન દૃષ્ટિકોણ રહ્યો છે ભારતીય વિદ્વાનોએ કહ્યુ છે કે શિક્ષણ માનવાત્માની સ્વાધીનતા માટે હોવુ જોઇએ– 'સા વિદ્યા યા વિમુક્તયે '

*

શિક્ષણનુ પ્રયોજન એ જ હોવુ જોઇએ– કે એ મનુષ્યના આત્મામા એવા પ્રકારનુ સામર્થ્ય પ્રગટ કરી દે કે જેથી એને નવુ જીવન–દ્વિતીય જન્મ – પ્રાપ્ત થઈ જાય

તદ્ દ્વિતીય જન્મ,<br>
માતા સાવિત્રી, ।<br>
પિતા આચાર્ય ।

જ્યારે પ્રશ્ન પૂછાયો કે અમૃત શું છે ત્યારે ઋષિઓએ જવાબ આપ્યો :

પ્રાણાનાં આરામ : ।
મનસ: આનંદ : ।
શાન્તિ સમૃદ્ધિ : ॥

પ્રાણોનો આરામ, મનનો આનંદ, (અને આત્માની) શાંતિ (સમૃદ્ધિ) એ અમૃત

અર્થાત્ પ્રાણ (શરીર)નો વિશ્રામ, મનનો આનંદ અને આત્માની શાંતિ-પરમશાંતિ-માં અમૃત સમાયેલું છે. મનુષ્ય ત્રણ તત્ત્વોથી બન્યો છે – શરીર, મન અને આત્મા. પ્રકૃતિના આ ત્રણેય તત્ત્વોને વિકસિત અને સમૃદ્ધ બનાવનાર શિક્ષણને જ આપણે સર્વાંગીણ કહી શકીએ.

*

આપણે એમ ન સમજવુ જોઇએ કે માહિતીના આદાન – પ્રદાન અને કુશળતાની તાલીમનુ નામ જ શિક્ષણ છે, એ બધાની મોટી જરૂર તો છે જ વળી એમાં કંઇ સંદેહ નથી કે પ્રત્યેક વ્યક્તિએ પોતાની આજીવિકા ચાવે એવુ કોઇ કૌશલ પ્રાપ્ત કરવાનું છે 'અર્થકરી વિદ્યા' પરંતુ આ જ કંઇ બધું નથી જો કોઇ વૈજ્ઞાનિક દષ્ટિએ નિપુણ થઇ જાય, જો આત્માના અન્ય પાસાઓને એ વિકસિત ન કરે, અને જો એમ ન માને કે શિક્ષણ અને બુદ્ધિનાં કરતાં પણ કોઇ ઉદાત્ત તત્ત્વ એના જીવનમાં અસ્તિત્વ ધરાવે છે, તો એ કેવળ રાક્ષસ બની જશે કોઇએ ઠીક જ કહ્યું છે

સાક્ષરો વિપરીતત્વે –
રાક્ષસો ભવતિ ધ્રુવમ્ ।

જ્યારે સાક્ષર વિપરીત થાય છે, ત્યારે એ તરત રાક્ષસ થઇ જાય છે.

*

તેથી જો આપણે વર્તમાન જગતની વિપત્તિઓ અને યાતનાઓથી બચવા ઇચ્છતા હોઇએ, તો આપણને કેવળ વિજ્ઞાનની પ્રગતિથી જ નહિ ચાલે પરંતુ સાહિત્ય, કલા, વિદ્યાની ઉન્નતિ પણ કરવી પડશે.

*

એટલું હમેશાં યાદ રાખો કે સાચા ધર્મના મહાન સમર્થક હમેશાં સુધારક વૃત્તિના લોકો જ (પ્રોટેસ્ટંટ મનોભાવની વ્યક્તિ) હોય છે. ધર્મના ક્ષેત્રમાં તે મહાન સુધારકોએ કપટી સ્વાર્થની વિરુદ્ધ હમેશા માથું ઊંચું કર્યું છે મહર્ષિ દયાનંદ અને સ્વામી શ્રદ્ધાનંદ જેવા પ્રતિભાશાળી પુરુષોએ આપણા દેશની પ્રમાણિક પ્રણાલિકાઓનું પ્રતિનિધિપણું કર્યું છે. તેઓ અંધ વિશ્વાસોની વિરુદ્ધ હમેશાં ઝૂક્યાં છે.

*

આજે માનવી સર્જન યોગ્ય કાર્યોના ભવ્ય સિદ્ધાંતોની ઇચ્છા કરી રહ્યો છે. એને માટે મારી સમજણમાં તો ધ્યાન (એકાગ્રતા)ની, ને મનને કેન્દ્રિત કરવાની શક્તિની ઘણી જ જરૂર છે આ સંસારમા જે મનુષ્યો તુચ્છ વિષયોમાં પોતાની શક્તિઓ વેડફી નાખે છે, તેઓ જીવનમા કોઇપણ મહાન સિદ્ધિને મેળવી શકતા નથી

## 'મને તારી દયા આવે છે'

રસ્તો સાફ કરનારા એક હરિજનને સંબોધીને એક ફિલસૂફે કહ્યું : 'મને તારી ખૂબ દયા આવે છે ! તારું કામ સૌથી ગંદુ અને સૌથી અઘરું છે.'

હરિજને કહ્યુ : 'ધન્યવાદ, પરંતુ આપ કયું કામ કરો છો, એ જણાવશો ?'

ફિલસૂફ બોલ્યો : 'હું માણસનું મન, તેનાં કાર્યો અને તેની વાસનાઓનો અભ્યાસ કરું છું.'

હરિજન રસ્તો સાફ કરવા માંડયો અને હસતાં હસતાં કહ્યું : 'મને તારી દયા આવે છે.'

—ખલિલ જિબ્રાન

# માનવતાની જીત

ભાનુપ્રસાદ પંડયા

જ્યારે પ્રભુદાસ શેઠે રસૂલને નોકરીમાથી ફારગ કર્યો ત્યારે ૨ડીભર તો એના કુટુબ પર વીજળી પડ્યા જેવુ થયુ ઘરનો મોભ પડી ગયા જેવુ થયુ રસૂલને જીવન ખારુ ઉસ લાગવા માડયુ એનુ હૈયુ ચિતાઓથી ચેતી ઊઠયુ એનું મન દુખના ભારથી દબાઈ જવા માડયુ

આખા ગામના લોકો શેઠના આ ઉતાવળિયા સ્વભાવ માટે નારાજ હતા જૂના અને વિશ્વાસુ નોકરને શેઠે એકાએક રજા આપી એ પ્રશ્ન જ લોકોને મન કોયડો બની રહ્યો

ઘણાને હજુ આ વાત સાચી લાગતી ન હતી સૌને મન હતુ કે શેઠ-નોકર કઇક બોલ્યાચાલ્યા હશે પરતુ બીજે દિવસે પ્રભાતે જ્યારે તેનના ડાઘા વાગો લેઘો અને એવુ જ ખમીસ પહેરેનો, ઘરાક સાથે હસતો અને હસાવતો, ભોળો અને મીઠી જીભ વાળો એ આદમી દુકાનને ઓટને દેખાયો નહી ત્યારે સૌ કોઇને આ વાત સાચી લાગી

કોઇ કાચોપોચો જુવાન શેઠને આનુ કારણ પૂછી શકે તેમ ન હતો શેઠના મિજાજી સ્વભાવની સૌને ખબર હતી અને તેથી જ ગામલોકોને રોષ માટે ઊંડો અસતોષ હતો

છેવટે ગામપટેલે જ રસૂનને પૂછ્યુ અને જવાબમા એક ફિક્કુ હસીને બોલ્યો 'હવે વાતમા કઈ માલ નથી, પટેલબાપા જાવા દ્યો ને' એ બોલ્યો હતો સ્મિત કરીને પણ વાણીનો એકે એક શબ્દ દુખ, ચિતા અને વ્યગ્રતાને ભારે ભાગી પડતો હોય તેમ ભાસ્યુ 'તુ ય રસૂલિયા વાણિયા ભેગો રેવાથી મગનુ નામ ન પાડતા શીખી ગયો કા?' પટેલે મજાક કરી 'ના, ના પટેલબાપા, એવુ કઈ નથી નકામા શીદ ભૂડી વાત યાદ દેવડાવો છો?' રસૂને દયામણે ચહેરે કહ્યુ પટેલ તેને વધુ બોલાવ્યા વગર જ ચાલ્યા ગયા એ જાણતા હતા કે દુખદ પ્રસગની યાદ હમેશા દુખકર છે

ખરેખર રસૂલ બે દિવસથી હતાશ બની ગયો હતો ખાનુ ભાવતુ ન હતુ મનમા વિચારોની વણઝાર ચાલ્યા કરતી પત્ની પણ આવી પડેલ વિપત્તિના વાદળાથી વ્યાકુળ થઇ હતી

'પણ વાત તો કરો, તમને શા માટે શેઠે દુકાનમાથી કાઢી મૂકયા?' એ ચિડાઇને પૂછી બેસતી

'જખ્ખ મારવા, તારે તની શી પચાત છે?' ચિતાવેર્યો રસૂલ તપી જતો 'દુબળો સિપાઇ દેવડાવે લોકડો' એ ઉક્તિ મુજબ રસૂલ શેઠ પરનો રોષ પત્ની પર ઠાલવતો પત્ની ચૂપ થઇ જતી રસૂલ વિચારઝઝામા ફરી ઘસડાતો

અત્યારે રસૂલને શેઠ યમદૂત જેવા લાગતા હતા કાયમ હસીને બોલતા માયાળુભાવે સબોધતા પ્રભુદાસ શેઠ તેને અત્યારે નિર્દય કસાઈ લાગ્યા

તેને પોતાની નોકરીના દિવસો યાદ આવ્યા ભર્યો ભર્યો ભૂતકાળ નજરસમક્ષ તર્યો એની સ્મરણ કોથળી એકાએક છૂટી ગઈ રસૂલ જાણે એક એક રમ ણને વીણવા મડી પડ્યો

એ વખતે એ પદરેક વર્ષનો હતો અમ્મા મરી ગઇ હતી તેનો પિતા અબૂમિયા દૂગળી, મૂળા અને ગાજરની રેકડી ભરી શહેરમા વેચવા જતા તેમાથી બાપદીકરો પેટગુજારો કરતા

એ વેળા રસૂલને સૌ 'રસૂલિયો, રસૂલિયો' કહીને બોલાવતા રસૂલ પણ નાનપણથી ચબરાક હતો લાબા વાળ, ગોરુ મો અને બોબડી જીભવાળો રસૂલ સૌને ગમી જતો સૌ કોઇ એના પર પ્રેમ નીતારતુ

'મારે રસૂલને ગમાસ્તો કરવો છે' અબૂમિયા કહેતા ગમાસ્તો બોલતા એનુ બોખુ મો ભરાઈ

જતુ અને મન્નુ પણ તેમજ પ્રભુદાસ શેઠને એક ટાબરિયા છોકરાની દુકાનમા જરૂર હતી આ રીતે રસૂલ દુકાનમા ગોઠવાઈ ગયો પછી તો અબૂમિયા ય ચાલ્યા ગયા રસૂલ એકલો બની ગયો, પરંતુ ગામ લોકોની મદદથી અને શેઠના ધૂપથી તેને કોઈ દિવસ સંકટનો શિયાળો સહેવો નહતો પડ્યો રસૂલની નિય મિતતા, નિખાલસતા અને કામ કરવાની આવડત સારી હતી આથી એ શેઠને ત્યાં પોસાઈ ગયો

ગામથી પાંચેક માઇલ દૂર આવેલા શહેરમા શેઠને સારો એવો વેપારી-સબંધ શેઠની સાઇકલ રસૂલની ઘોડી હતી અવારનવાર દુકાન જેવુ કાંઈ કામકાજ હોય, શેઠને શહેરના કોઈ વેપારીને બીજના કે લેણા ઉઘરાણાના નાણા દેવા લેવા હોય ત્યારે રસૂલ સાઇકલ સવાર બની જતો એની સાઇકલ પાણીની રેલ જેમ ધસતી જાણે પવનવેગી સાંઢણી જોઈ લો !

આ રીતે વર્ષો વીત્યા રસૂલ ઉંમર લાયક થયો એ પરણ્યો અને જવાબદારી પણ લેતા શીખ્યો પરંતુ રસૂલને બે દિવસ પહેલા જ બની ગયેલો પ્રસંગ યાદ આવ્યો ત્યારે તેની આંખ ભીની થઇ

શેઠે તેને દુકાનના કામ અંગે શહેર મોકલ્યો હતો તેલનુ અડધિયુ તેમજ બીજી કિરકોળ વસ્તુઓ મંગાવી હતી વધારે ભાર થાય તો એક્કા ભાડે કરી લેવાનું કહ્યુ હતુ પણ એક્કાનુ ભાડુ રસૂલ શાનો ખરચે ? સાઈકલ રાંગમા લઈ એ ચાલી નીકળ્યો

વળતા સાઇકલના કેરીઅર પર તેલનુ અડધિયુ બાંધ્યુ હતુ સીધી સડક હતી એટલે રસૂલની સાઈકલ શ્રાવણી વાદળીની જેમ સર્યે જતી હતી પણ આજ રસૂલનો વિધાતા રૂઠ્યો હતો હિસાબની ગડમથલમા રસૂલનું મન અટવાયુ હતુ સાઈકલના હેન્ડલ પરથી હાથ ખસ્યો અને રસૂલ તથા સાઈકલ બન્ને સડકની બાજુના ખાડામા દેવાયા રસૂલ આળોટિયુ ખાઇ ગયો અડધિયુ ઊંધુ વળી ગયુ અધૂરામા પૂરુ ખિસ્સામા રહેલી પચાસ રૂપિયાની નોટો પણ તેલમા રગદોળાઇ ગઇ ! રસૂલનુ દિલ મૂંઝાયું ધ્રૂજતે હાથે તેણે ધૂળ તથા તેલમા રગદોળાયેલી નોટો ખંખેરીને લઈ લીધી

હાથ તૂટી સાઈકલે ખાલી અડધિયા સાથે દુકાને પહોંચ્યો શ્વસુરપક્ષમાથી આવેલો અશુભ પત્ર બાજુએ મૂકી શેઠ ચિંતામગ્ન અવસ્થામા બેઠા હતા રસૂલે હાંફતી છાએ સઘળી બીના વર્ણવી શેઠનો જવાળા મુખી ફાટી નીકળ્યા ગુસ્સાની ધરબેલ બંદૂકમાં જાણે જામગરી ચંપાઈ ‘ મૂરખ માણસ, કામની આવડત જ ક્યા છે ? કહ્યુ હતુ કે એક્કા ભાડે કરી લેજે જના ન કર્યો છેવટે આ કમાણી કાઢી ઊભો ’ મૂઢ દિગ્મૂઢ બની ગયો એણે ધૂળ તેલમા રગદોળાયેલી નોટો બતાવી તે તદ્દન બગડી ગઈ હતી શેઠના ભેપે આ જોઈ હદ ઊંડી ‘ત્યારે તો તે ઠીક એક સામટુ વેર લીધુ હવે નુકસાની કોણ ભરશે તારો બાપ ! જા બાપુ અમારે તારી નોકરી નથી જોઇતી આવો નોકર વેઠ લા ભીખ માગતા કરે ! એમની વાણી કર્કશ બની હતી એમણે મગજનુ સમતોલપણુ ગુમાવ્યુ હતુ આંખમા લાલાશ તગતગતી હતી

આ સાંભળતા રસૂલ એક હીબકો ય ભરી ગયો પછી તો ‘હુ તમારી નુકસાની ગમે ત્યારે ભરી દઈશ એમ બોલી એ ચાલતો થયો હતો

આમ આખો પ્રસંગ રસૂલના મગજમા તોફાન ત્વરાથી પસાર થઈ ગયો રસૂલનુ મન આનો બદલો માગી રહ્યુ હતુ શેઠ પર એને ખુન્નસ ખાટી ગઈ હતી મારા જેવા જૂના નોકરની એણે આ કદર કરી ? ગઇ કાલે જ રાખેલા નવા નોકર સાથેના વર્તાવ જેવો વર્તાવ કરતા એને કંઇ શરમ ન આવી ! એ વાણિયે મને દુકાન વચ્ચે ગાળો દીધી, શુ અમે નોકર સાવ કોડીની કિંમતના છીએ ? અમારે કાઈ ઘર આબરુ નથી ?

શેઠની આ ક્રૂરતા પર, નાદારી પર, બદવર્તન પર રસૂલે ફિટકાર વરસાવ્યો એનુ વેર લેવાનો દૃઢ નિશ્ચય જ્યારે કર્યો ત્યારે તેના હૈયાને ટાઢક વળી

૨

કાળી મેઘલી રાત જામી હતી ધરતી અંધા રાની કાળી છમી ઓઢી પોઢી હતી દિશાઓએ અંધારામાં આંજણ આંજ્યા હતા

મધરાતનો સમય હતો. નિદ્રાએ એની કનમ લાકડીથી આખા ગામમાં ઘેનને નાખી દીધું હતું. ચોકિયાત એકવાર આનમેલ પોકારી સૂઇ ગયો હતો.

રસૂલના ઘરમાં પણ આ વખતે શાંતિ હતી. પત્ની સૂઈ ગઈ હતી. પોરી સૂઇ ગયાં હતાં. આખી રાત ભસાભસ કરતો કૂતરો ય ફળીમાં ઘડીભર જંપી ગયો હતો. ન હતો સૂતો એક રસૂલ. શેઠની નોકરીમાંથી ફારગ થયે એને આજ એક માસ થવા આવ્યો હતો. હજુ બીજા કોઈ ધંધા પર એની પસંદગી ઊતરી ન હતી. હવે શું કરવું એ પ્રશ્ને જ રસૂલની ઊંઘ છીનવી લીધી હતી. એને વિચાર આવ્યો: 'શેઠને એકવાર બતાવી દઉં કે મસ્ચાજી અમનેય નોકરી શોધતા આવડે છે. તારી ઉપર ભૂખનું નથી ભાગ્યું.' વળી પડખું બદલ્યું. એક બગાસું આવી ગયું. પાછી એ જ વિચારની અનંતતા. કિન્નાની એ જ કારમી યોજના: 'આ શેઠ પર વેર લેવું એ તો ચોક્કસ. એગણને બતાવી દઉં કે ત્રણ પૈસાનો નોકર પણ ગાળ સાંખી લેતો નથી. એનામાંય પાણી જેવા શેઠને નાથવાનું જોમ ... '

એની વિચારગાડી થંભી. એના ખોખના બારણાં પર ટકોરા થયા. ખડકી બહાર ફાનસનું અજવાળું દેખાયું. ઓસરીમાં સૂતેલો રસૂલ ઘડીભર સ્તબ્ધ બની ગયો.

'રસૂલભાઈ જરા બારણું ખોલ ને વીરા!' અવાજ સાંભળતાં રસૂલના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. એ અવાજ શેઠાણીનો હતો. હા, પ્રભુશેઠની પત્ની ઉજમ શેઠાણીનો જ હતો. આ કાળી રાતે શેઠાણી? અને અહીં મારા જેવા મુફલિસને ત્યાં? હજુ શું વેર લેવું બાકી રહ્યું છે શેઠને?' રસૂલનું મન તર્કમાં ગોથાં ખાવા લાગ્યું.

'જરા ખોલ ને ભાઈ. ઉતાવળ કર, ફરી અવાજ આવ્યો. રસૂલ ચૂપ રહ્યો. કાંઈ મદદની આશાએ શેઠાણી બા આવ્યાં લાગે છે. પણ એમને ખબર નહીં હોય કે હવે રસૂલ પહેલાંનો રસૂલ નથી રહ્યો. પણ અત્યારે મધરાતે શું કામ હશે? રસૂલને કંઈક સાંભર્યું આવ્યું. એણે સાંભળ્યું હતું કે શેઠ ત્રણચાર દિવસથી બીમાર છે. રસૂલ તો એને ઢોંગ જ માનતો હતો. અને એ માંદા હોય તોય રસૂલને હવે શી પડી હતી? મનથી એ હવે શેઠનો કટ્ટર શત્રુ બનવા માંડ્યો હતો. મનમાં થયું: 'શેઠનાં પાપ શેઠને ખાશે, જેવું કરે તેવું ભોગવે. એમાં મારે શું?'

રસૂલ વીરા, તારું કામ પડ્યું છે ઉઘાડ ભાઈ, હું ઉજમ શેઠાણી છું. શેઠ બહુ બીમાર છે, પાસેના શહેરમાંથી દાક્તરને બોલાવવા જવા છે. તારા સિવાય કોણ જાય ભાઈ? શેઠાણીના અવાજમાં આર્જવ તરવરતું હતું. એમનો કંઠ ગદ્‌ગદ્ બનતો હતો. એણે ફરી બારણા પર ટકોર માર્યો.

રસૂલ સફાળો થઈ ગયો. એના હૈયામાં એ લાગણીનું તુમુલ દ્વંદ્વ જાગ્યું હતું: 'ભલે મરે એ શેઠ. મને એની કંઈ પડી નથી. ફારગ કરતી વખતે શરમ આવી હતી? ગાળો દેતાં દયા આવી હતી? મને ગરીબને રઝળતો મૂકતાં રહેમ આવી હતી?' વેરપિપાસુ લાગણી આ રીતે ઊછળી રસૂલને બદલો લેવા કહેતી હતી. એવામાં કાળજાની કોરે રહેલ એકાદ માનવતાની – ઈન્સાનિયતની કૂણી લાગણી કકળી ઊઠી: 'અરે ગાંડા વેર લેવામાં ઇન્સાનિયત ક્યાં છે? ઇન્સાન ઇન્સાનને મદદ નહીં કરે તો કોણ કરશે? ઊભો થા. કેદિન ન બન. ખુદાની અદાલતમાં પાક ઇન્સાન તરીકે તારું નામ રોશન થશે.' રસૂલ ચૂપ હતો. હૈયાના રણક્ષેત્રમાં બે લાગણી લડતી હતી. બારણે ટકોરા ટોચાતા હતા. વિચારોની ઝડીઝીકાતી હતી. શેતાનિયત અને ઇન્સાનિયતનું યુદ્ધ ખેલાતું હતું.

ફરી બારણું ખખડ્યું. ફરી રુદનભર્યો અવાજ આવ્યો: 'રસૂલ ઉઘાડભાઈ જલદી કર. અત્યારે હું તારી શેઠાણી તરીકે તારી પાસે નથી આવી. એક અબળા બની તારી મદદની ભીખ માગવા આવી છું. ભાઇ કોઇ માણસ શહેરમાંથી દાક્તરને બોલાવી લાવે તેમ નથી. તારી પાસે પાલવ પાથરું છું, રસૂલ.' અવાજ અટક્યો. શેઠાણીનું માથું રસૂલની ખોખની ખડકી સાથે અફળાયું.

રસૂલથી રહેવાયું નહીં, એ ઊભો થઇ ગયો. 'ઊભા રહો ઉઘાડું છું માજી!' એ શેઠાણીને પહેલા

માજી કહીને જ બોલાવતો આજ ફરીથી 'માજી'નો મીઠો રણકાર એના કંઠમાં રમી રહ્યો રસૂને બારણું ખોલ્યું

શેઠાણી સાથે તે તરત જ તેમને ઘેર ગયો શેઠાણીના સૂચવ્યા મુજબ સાઇકલ લઇ તે નીકળ્યો 'રસૂન આ કોટ પહેરતો જા પાછલી રાતની ઠંડી પડશે શેઠાણીએ તેને ફક્ત બાંડિયાભેર જોઇ પૂછ્યું 'નહી માજી હવે વખત નથી કહી રસૂને સાઇકલ દોડાવી મૂકી અંધારામાં ગાયબ થતા એ મુસલમાન યુવકની પીઠને શેઠાણી ફાનસના ઝાંખા પ્રકાશમાં નીરખી રહ્યા રસૂન તેમને દેવદૂત જેવો લાગ્યો

૩

થોડીવારમાં ડૉક્ટર તેની કાર લઇને આવ્યા શેઠની તબિયત તપાસી એક ઈંજેક્શન આપ્યું શેઠાણી ને પણ યોગ્ય સૂચનાઓ આપી કંઈ ગભરાવા જેવું ન હતું શેઠને સહેજ નબળાઈ આવી ગઇ હતી તે ફરીથી શુદ્ધિમાં આવ્યા દાક્તરે રજા લઇ મોટર શહેરભણી તરત મારી મૂકી

લગભગ રાતના ચારેક વાગે રસૂનની સાઇકલ પાછી આવી સાઇકલ લઇ તે શેઠને ઘેર મૂકવા ગયો પરસાળમાં સાઇકલ મૂકી તે પાછો વળતો હતો ઘરમાં શેઠાણી શેઠના પલંગ પાસે ઊભા હતાં શેઠ સ્વસ્થ થયા હતા રસૂન શેઠની ડેલીમાંથી બહાર નીકળવા જતો હતો ત્યાં પાછળથી અવાજ આવ્યો 'જરા, અહી આવ તો રસૂનભાઈ! રસૂન થંભ્યો એ અવાજમાં નબળાઇ હતી એ સ્વર પથારીમાં બેઠા થયેલા શેઠનો હતો રસૂન પાછો વળ્યો બારણા પાસે આવી ઊભો શેઠ ધીમે અવાજે બોલ્યા 'રસૂલ ગઈ ગુજરી ભૂલી જજે મે તને ખરેખર અન્યાય કર્યો છે મારા કરતા તો તુ રસૂન, ખૂબ મોટો છે જે મારામાં નથી તે તારામાં છે, રસૂન આ લે ચાવીનો ઝૂડો સવારે જઈને દુકાન ખોલજે તને ફારગ કરવામાં મે મોટી ભૂલ કરી છે રસૂન એ સઘળુ ભૂલી જા શેઠે ઓશીકા નીચેથી ચાવીનો ઝૂડો કાઢી રસૂન તરફ ફેંક્યો રસૂને ચૂપ બની એ ઝૂડો નીચે વળીને લીધો પછી તેણે શેઠ તરફ એક નજર નાખી એ ચાર આંખોએ મૂગી શી સંધિ કરી તે શેઠ, શેઠાણી કે રસૂન કોઈ સમજ્યું નહી

*

એક પ્રૌઢ ગૃહસ્થનું અવસાન થયું ખરખરો કરવા સગાવહાલાઓ આવ્યા હતા તેમાં મૃત્યુ પામેલાનો ભત્રીજો પણ આવ્યો હતો મરનારની પત્ની ચોધાર આંસુએ રડતી રડતી બોલતી હતી 'અરેરે ! તમારા વગર ઢોલિયે કોણ સૂશે ? ત્યાં તેનો ભત્રીજો બોલ્યો કાકી હું સૂઇશ તેની ચિંતા ન કરો'

ફરી પેલી બાઈ બોલી 'અરેરે ! તમારા વગર હીંડોળે કોણ હીંચશે ?

હું હીંચીશ, કાકી ! તેની તમે ચિંતા ન કરો ભત્રીજાએ ફરી જવાબ આપ્યો

ત્રીજી વખત તેની કાકીએ કહ્યું અરેરે ! તમારા વગર ઘોડી ઉપર કોણ ચડશે ?

હું ચડીશ કાકી તે બાબતમાં તમે બેફિકર રહો

પણ જ્યારે ચોથી વખતે તેની કાકીએ કહ્યું અરેરે ! તમારું પાંચ હજારનું દેણું કોણ ભરશે ?

આ વખતે તેના ભત્રીજાએ ત્યાં બેઠેલા લોકોને ઉદ્દેશીને કહ્યું હવે કોક તો બોલો ! હું ત્રણ ત્રણ વખત બોલ્યો !

# શાહનામા—એ ફિરદૌસીનાં સ્ત્રીપાત્રો

મણિભાઈ વોરા

## ૭—નાહિદ

ઇરાનના શાહ દારાબે રૂમના કિસરાને હરાવ્યો. કિસરાની રાજકુમારી નાહિદને દારાબ પરણ્યો. ધનદોલત અને મૂલ્યવાન આભૂષણોથી સજ્જ એવી અનેક દાસીઓ સાથે એક રાજકુમારી દારાબના જનાનખાનામાં આવી (ઇ. સ. પૂ. ૪૦૫). દારાબ અને નાહિદનો પ્રેમ તથા મેળ વૃદ્ધિ નહિ પામતા નાહિદ પિતૃગૃહે પાછી ગઇ જ્યાં તેણે, ઇગનની કથાનુસાર, પુત્રને જન્મ આપ્યો. નાહિદનો એ પુત્ર તે જ જગવિખ્યાત સિકંદર. કિસરા ફેલકસે સિકંદરને પુત્રને સ્થાને રાખ્યો અને ફેલકસ (ઇતિહાસ જેને ફિલિપ તરીકે ઓળખે છે) ના મૃત્યુ બાદ સિકંદર ગ્રીસ-રૂમનો કિસરા બન્યો. (એલેકઝાન્ડર સિકંદર તે ફિલિપનો પુત્ર નહિ પણ ફિલિપની પુત્રીનો પુત્ર.)

બીજી બાજુ ઇરાનમાં દારાબ પછી તેનો પુત્ર દારા ઇરાનનો શાહ થયો. તેણે રૂમના કિસરા પાસેથી ખંડણી માગી અને તેથી અસકંદરને ઇરાન પર ચઢાઇ કરવાનું બહાનું મળી ગયું. વિશ્વ વિજયના પ્રસ્થાન સમયે સિકંદરે પોતાની માતા નાહિદ અને ગુરુ અરસ્તુને રાજ્યવ્યવસ્થાની સોંપણી કરી. નાહિદ રાજકારભારમાં આગળ પડતો ભાગ લેતી. શિસ્તનું કડકપણે પાલન થવાનો આગ્રહ રાખતી નાહિદની, ઘણા એક રાજપુરુષો સિકંદર આગળ ફરિયાદ કરતા, જવાબમાં સિકંદર કહેતો : "સમસ્ત દુનિયાના લોહીની કિંમત મારી માતાનાં આંસુથી ઓછી છે." સિકંદરનો આવો માતૃપ્રેમ મેળવનાર નાહિદ ખરેખર મહાન મહિલા હતી.

## ૮ રોશનાક

સિકંદરને હાથે ત્રીજી વખત પરાજય પામી શાહ દારા (દારાયસ ત્રીજો ઇ. સ. પૂ. ૩૩૭-૩૩૦) મૃત્યુશય્યા પર પડ્યો હતો ત્યારે વિજયી કિસરા સિકંદર તેને મળવા આવ્યો. સિકંદરે દારાનું મસ્તક ખોળામાં લીધું અને તેને સન્માનપૂર્વક આશ્વાસન આપ્યું. હારેલા રાજા—પ્રજા પ્રત્યે સિકંદરની ઉદારતા ગ્રીક સંસ્કૃતિને ગૌરવ આપે છે. દારાએ પોતાની અંતિમ ઇચ્છા વ્યક્ત કરી. "દુનિયા જીતનાર વીર-પુરુષ, તમે મારી રાજકુમારી રોશનાકને તમારી પત્ની તરીકે સ્વીકારો. સર્વ પ્રકારે તમે એકબીજાને યોગ્ય છો. તમારા મિલનથી ઇરાની ઝરથુસ્તનો ધર્મ અને સંસ્કૃતિ ફૂલશે ફાલશે." ઇરાનનું તખ્ત, ઇરાની લોહીને જ અધિન રહે એ શાહદારાનો ગરવો હેતુ હતો. સિકંદરે દારાની વાત ઘણી ખુશીથી સ્વીકારી અને બન્ને મહાપુરુષોએ હાથ મિલાવ્યા. શાહ દારા શાંતિથી મૃત્યુ પામ્યો.

દારાને આપેલ વચન અનુસાર સિકંદરે શાહી જનાનામાં કહેણ મોકલ્યુ. મહારાણી દિલારાય અને રાજકુમારી રોશનાકે તે સ્વીકાર્યું. વિજેતાની માતા નાહિદ ઘણા કિંમતી વસ્ત્રાલંકાર અને જરજવાહરની છાબો સાથે શણગારેલી સેંકડો ગ્રીક-રૂમી દાસીઓ લઇને ઇરાની રાજમહાલયમાં આવી. શાહબાનુ દિલારાયે નાહિદનુ શાનદાર સ્વાગત કર્યુ. સર્વત્ર આનંદ મંગલ વાતાવરણ ખડું થયુ અને સોળ શણગાર સજી રોશનાક સિકંદરની હાજરીમા આવી. ઇરાની રમણીના રૂપ અને સંસ્કાર પર જગત વિજેતા સિકંદર આફરિન બન્યો રોશનાક એ જમાનાના જગતની મહારાણી બની (ઇ સ. પૂ. ૩૨૮)

## ૯—ગુલનાર

આજના તહેરાનની દક્ષિણે અશો ઝરથુસ્તની ગોસાઇ ભૂમિ રઘા (.ઇ) નગરી આવેલી છે. ત્યાંના પાર્થિયન રાજા અર્દવાનના મહેલમાં ગુલનાર (દાડમનું ફૂલ) નામે રૂપગુણ સંપન્ના એક ગુલામ કન્યા હતી. દહાડેદિવસે રાજાના પ્રેમ અને મહેરબાની તેના તરફ વધતાં રહેતાં. તેને માટે અલાયદો શાહીઆવાસ બન્યો. અને ધનભંડારોની કુંચી પણ ગુલનારના હાથમાં

આવી પાગલ બનેલો શાહ અર્દવાન ગુલનારની ઘડી ભરની ગેરહાજરી પણ સહન કરી શકતો નહિ

એક દિવસ ગુલનાર મહેલના ઝરૂખામાં બેઠી હતી ત્યારે તેણે એક સુંદર યુવાન પુરુષને જોયો આકર્ષણ જન્મ્યું અને પેલા યુવાનના રહેઠાણની જાણ મેળવી એક રાતે પોતાના શાહી આવાસમાંથી ચૂપકીદીથી સરકી ગઇ બુરજના કાંગરે દોરી બાંધી તે નીચે આવીઅ ને યુવાનના રહેઠાણે જઇ ઊભી યુવાન પોતાની સામે ઊભેલી રાજરમણીને સ્વપ્નામા જોતા હોય તેમ જોઇ રહ્યો અભિસારીકા બોલી હુ રાજા અર્દવાનની માનીતી દાસી ગુલનાર છુ રાજમહાલમા શાહી માનથી રહુ છુ તમને હૃદયથી ચાહુ છુ તમારી દાસી છુ અને તમારા ખાતર શાહી સન્માન વગેરે બધુ તજી દેવા તૈયાર છુ '

જે યુવાનના પ્રેમમાં ગુલનાર હતી તે પાર્સની એક જાતિ સાસાની વંશના ઠાકોર પાપાકનો પુત્ર અર્દશીર હતો બાળપણથી જ અર્દશીરે અસાધારણ બુદ્ધિ ચાતુર્ય અને શૌર્ય બતાવી આખા ઇરાનમા એક સુભટ તરીકે કીર્તિ મેળવી હતી રાજા અર્દવાનને કાને અર્દશીરની ખ્યાતિ આવી અને તેણે આ યુવાન વીરપુરુષને પોતાના દરબારમાં મોકલવા ઠાકોર પાપાક ને કહેણ મોકલ્યુ પુત્રને દૂર રાખવા ખુશી ન હતો છતાં શાહી ફરમાનને માન આપી પાપાકે યોગ્ય શિખામણ સાથે અર્દશીરને દરબારમા મોકલ્યો શાહ અર્દવાને અર્દશીરને સરદારનો દરજ્જો આપી શાહી તખ્તની બાજુમાં સ્થાન આપ્યુ હતુ

એક દિવસ અર્દવાન તેના શાહજાદાઓ અને અર્દશીરને સાથે લઈ શિકાર ખેલવા ગયો અર્દશીરે રાજકુંવરોથી આગળ જઇ એક જંગલી પ્રાણી પર નિશાન લઇ તેને પાડી દીધુ શાહ અર્દવાન આ શિકાર પાસે આવતા બોલી ઊઠયો જેના હાથ આવા ચોક્કસ છે તેનું દિલ પણ સાબુત હોવુ જોઇએ અર્દશીરે વિવેકથી કહ્યુ એ જંગલી ગર્દભને મે હણ્યો છે એક શાહજાદો બોલી ઊઠયો નહિ, એ જનાવરને મે ભોંય ભેગુ કર્યુ છે યુવાનોમાં તકરાર ઊભી થઇ ગઇ ગરમાગરમ દલીલો આપસમાં થઇ, જેમા અર્દશીર જોરદાર રહ્યો આ જોઇ શાહ અર્દશીર પર નારાજ થયો ' પોતે પાપાક પુત્ર અર્દશીરને ઉચ્ચ મનસબ આપી શાહી માન મરતબો આપ્યાં તેના બદલામાં તે શાહજાદાઓને દાબી દેવાની ચેષ્ટા કરે છે ' ' બીજે દિવસે અર્દશીરને ઉચ્ચસ્થાનેથી શાહી અશ્વોના ઉપરીના સ્થાન પર મૂકી દેવામાં આવ્યો

ખિન્ન હૃદયે અર્દશીર રાજાના અશ્વોની રખેવાળી સ્વીકારી અને ઘોડારની બાજુમા પોતાનું રહેઠાણ રાખ્યુ બરાબર આ અરસામાં જ ગુલનાર તેને મળી

એક વખત શાહ અર્દવાને દેશના પ્રખ્યાત જ્યોતિષીને પોતાના દરબારમાં બોલાવ્યા જન્મકુંડળી બતાવી ભાવિ ભાખવા કહ્યુ ત્રણ દિવસની ગણતરી બાદ આ નજુમીઓએ જાહેર કર્યુ કે ' શાહનું ભવિષ્ય સારુ નથી કોઈ ઉચ્ચ કુળનો યુવાન આપનો ઘાત કરશે અને ઇરાનનો શાહ થશે આ બધુ થઈ રહ્યુ હતુ ત્યારે ગુલનાર હાજર હતી તેણે આમાંથી સૂચન ગ્રહી લીધુ કે એ ઉચ્ચ ઓલાદનો યુવક તે અર્દશીર પાપાકાન જ છે પ્રારબ્ધ તેના પક્ષે છે રાત્રિ સમયે તે અશ્વશાળા તરફ ઉપડી ગઇ અને અર્દશીરને સર્વ હકીકત કહી દીધી યુવાન પણ ઉત્સાહી બન્યો તેણે કહ્યુ ' અર્દવાન અને તેના શાહી મહેલને તજી મારી સાથે નીકળી પડો ઇરાની તખ્તોતાજ હુ તમને આપીશ ' ગુલનાર રાજખજાનામાંથી મનપસંદ જરજવાહર લઇ લીધાં અને એક રાતે નક્કી કરેલા સ્થાને પહોંચી ગઇ જ્યા અર્દશીર બે પવનવેગી અશ્વો સાથે તૈયાર હતો બન્ને પાર્સની દિશામાં ઉપડી ગયાં

પ્રાતઃકાળે ગુલનાર મહેલમા નથી અને અર્દશીર અશ્વશાળામા નથી તે સમાચાર મળતા શાહ ગાંડા જેવો થઇ ગયો ક્ષણ પણ ગુમાવ્યા વગર ચુનંદા સૈનિકો સાથે અર્દવાને પીછો પકડયો આગળ જતા ગુલનાર અને અર્દશીર પોતાના અશ્વોને પાણી પાવા એક ઝરણાને કાંઠે થોભતાં હતા ત્યાં તેઓની પાછળ જતાં શુકુનરતા પહાડી ઘેટાંને જોઇ એ

અજ્ઞ ગોવાળિયાઓએ તેમને અશ્વો પરથી ઉતરતા અટકાવ્યા અને કહ્યુ "જીવન બચાવવુ હોય અને સદ્ભાગ્યને વરવુ હોય તો ક્ષણવાર પણ રોકાયા વગર આગળ ધપો" સલાહ સ્વીકારી બન્નેએ અશ્વોને મારી મૂક્યા શાહને નિરાશ થઈ પાછુ ફરવુ પડ્યુ

સમય જતાં ભાગ્યમાં હતુ તે બન્યુ અર્દશીરે લશ્કર એકઠુ કરી અર્દવાનના પાટનગર રાય પર ચડાઈ કરી ચડાઈમા શાહને શિકસ્ત મળી અર્દવાર હણાયો અને વિજેતા અર્દશીર તથા શાહબાનુ ગુલનાર ઈરાનના તખ્ત પર આવ્યા આ રીતે પ્રખ્યાત સાસાની વંશની સ્થાપના થઈ (ઈ સ ૨૨૬)

ગુલનારના ગુણ હવે મ્હોરી ઊઠ્યા ધર્મપ્રેમી ગુલનારે ઝરથુસ્તી સાહિત્ય માટે છૂટેહાથે ધન વેરવા માં ડ્યુ ભારતમાં ગુપ્તવંશ દરમ્યાન સંસ્કૃત સાહિત્યનું વિપુલ સર્જન થયુ તેમ ઈરાનમાં સાસાનિયન સમય દરમ્યાન ઝરથુસ્તી સાહિત્યનું બંધાયુ ગુલનાર અને અર્દશીરથી તખ્ત પર આવેલા પાછળના રાજવીઓએ પણ ઈરાની ધર્મ અને સંસ્કૃતિને પોષી વેગ આપ્યો ગુલનાર અને અર્દશીરથી ઈરાનમા સુવર્ણયુગ શરૂ થયો

*

# રહેણીકરણી

આપણે ત્યાં એક જૂનો શબ્દ હતો રહેણીકરણી એના ઘરમા રહેણીકરણી કેવી છે તેની તપાસ કરો કરણી તો દેખાય, પણ રહેણી ઝીણવટથી જોવી પડે રહેણી એટને સંસ્કાર હિંદુસ્તાનની એક આગવી રહેણી હતી દુનિયામાં માનવસ્વભાવ સરખા હેય છે પણ રહેણીકરણીમ ફરક હોય છે હિંદુસ્તાનની રહેણી જૂના જમાનામાં જે હતી તે બીજાનું જોઈને બદલાઈ ગઈ, અને તેથી કરણી પણ બદલાઈ ગઈ પહેલાં ગામ આખુ પરિવારની જેમ રહેતુ ઘર નોખા નોખા પણ ગામના આચારવિચાર એક 'આ અમારા ગામનું છે એવી ભાવના રહેતી કોઈ કહે કે તમારુ ગામ ખરાબ છે, તો સાંભળનારનો મિજાજ જતો

એક જૂનો રિવાજ હતો કે, ગામની સંપત્તિ બધી સહિયારી ગણાતી અને ગામ એક કુટુંબ જેવુ લાગતુ કોઈને ઘેર છોકરો આવે તો ગામમા આનંદ મનાતો કેમ? તો કે, એક વસ્તી વધી ગામનો કારીગર કહે કે મારો ઘરાક વધ્યો ગામમા પાકેલુ સહુ ખાતા બહારનું લાવવુ ન પડતુ અને સૌ હસતા હસતા રાજી થતાં થતા ખાતા કે અમારા ખેતરનું છે અમારા ગામનુ છે કોઈ અંનને નિંદતુ નહિ પહેલા કોદરી કે બરી પણ હસતા હસતા ખાતા કોઈ બહારનો આવે તો કહે ભૂખ્યા ખાતો જાને!—આ રહેણી હતી કોઈને ત્યાં આપત્તિ આવી તો ભેગા મળીને સહુ દોડી જતા ગમે તેની દીકરી હોય પણ મળે તો પૂછે કેમ કાકા! આ અમારા ગામનો ભાણિયો આવ્યો એક જણે ઘર બંધાવ્યુ મે પૂછ્યુ કેમ આવડુ મોટુ? તો કે ગામનો મહેમાન બીજે કયાં જાય? ગામની આબરૂ ન જાય એટલા માટે સગવડ રાખવી પડે ને!

તે પછી કે ઇએ કાયદો નહોતો કર્યો કે ભેગા રહેવુ પણ એ સંસ્કારથી થયેલુ અત્યારે તો એ દેવતા પર રાખ વળી ગઈ છે તેને ફૂંક મારીને ઉડાવવાની છે તેમ કરતાં થોડી વાર લાગશે પણ છેવટે આપણા ગામડાઓ માટે આ અનુભવની વાત છે આ કામ સંખ્યા ગણવાથી નહિ થાય અને તેમાં ગોખેલુ ઓનીએ તો નહિ ચાલે જીવનમાંયે ઉતારવુ પડશે

ખરુ સુખ અંદરનુ હોય છે બહારનું હોય તો તે માત્ર સગવડ હોય છે સગવડ આપે તે સુખ અને અગવડ આપે તે દુખ—પણ આવા ઇન્દ્રિયોના સુખ તરફ ન જોશો અંદરના સુખ હૃદયના સુખ તરફ જોજો આપણે ત્યાં કહે છે કે હાથ બાળજો પણ હૈયુ ન બાળજો અત્યારે હૈયુ બાળે તે ડાહ્યો અને હાથ બાળે તે ગાંડો કહેવાય છે, પણ આપણી રહેણી હાથ બાળવાની હતી એ પાછી લાવવાની છે ઈશ્વર એ માટે આપણને સહુને બળ-બુદ્ધિ આપે એ જ પ્રાર્થના!

—રવિશંકર મહારાજ

[પૃષ્ઠ ૧૨૮ થી ચાલુ]

છે તેમ ચરગતિ ઘણાને ખટકે છે પરંતુ આયોજનમાં એક પછી એક દરેક વસ્તુનો વારો આવે કેવળ રેલ્વેની પાછળ નાણાં ખર્ચવાના હોત તો ભારતભરમાં બ્રોડગેઇજ રેલ્વે ક્યારની દોડતી થઈ ગઈ હોત એ તૃતીયાંશ બહુમતિ મેળવીને ઇન્દિરાજી સત્તા પર આવ્યા તેની સાથેસાથ પૂર્વબંગાળના હીજરતીઓનો જટીલ પ્રશ્ન આવીને ઊભો રહ્યો ઓમાંથી ભાલા ઊભા થતાં હોય તો પંચવર્ષીય યોજના પણ કેટલું જોર કરી શકે?

## પાઠ્ય પુસ્તકોની મોકાણ

ગયે વર્ષે પાઠ્યપુસ્તક બોર્ડે પંચમાં ધોરણના પાઠ્યપુસ્તકો વિષે કગાળ દેખાવ કર્યા પછી આ વર્ષે છઠ્ઠા ધોરણના પાઠ્યપુસ્તકો બાબતમાં એજ રીતે છબરડો વાળ્યો છે અને બધો દોષ બંગાળની પેપર મિલ્સ ઉપર નાખ્યો છે રાજ્ય સરકારે જ્યારથી આ બાબતમાં હસ્તક્ષેપ કર્યો ત્યારથી આ ડીડવણું શરૂ થયું છે હવે જો ખાનગી રાહે આજ પાઠ્યપુસ્તકોનું પ્રકાશન થવા દેવામાં આવે તો બજારમાં એ જ પુસ્તકો ઊભરાવા માંડે ' કોઈ એવું બહાનું ન કાઢે કે મીલ તરફથી કાગળનો જથ્થો મળતો નથી ' તો પછી જાહેરક્ષેત્ર અને ખાનગીક્ષેત્ર વચ્ચે નબળી કડી કયાં છે? એ વાત માનવા કોઈપણ તૈયાર ન હોય કે પેપર્સ મીલ્સવાળા સરકારને કાગળનો જથ્થો સમયસર પૂરો પાડવા અશક્ત હોય જ્યારે ખાનગી પેઢીના હુકમો તાબડતોબ અમલમાં મૂકે વળી સરકાર પાસે તો સત્તા પણ છે અને કોઈપણ કામ સમયસર કરાવી શકે છે છતાં કેમ નહીં થતું હોય? ખરી વાત એ છે કે દરેક ક્ષેત્રમાં નિષ્ઠાનો પ્રશ્ન આવીને ઊભો રહે છે સરકારી રાહે અથવા જાહેરક્ષેત્રમાં પણ જેમના ઉપર યોજનાની સફળતાનો આધાર રહેલો હોય છે તેમની નિષ્ઠામાં ચોક્કસ ખામી રહી ગઈ હોય છે પાઠ્યપુસ્તકો બજારમાં ક્યારે મોડામાં મોડા આવી જવા જોઈએ, પ્રેસમાં ક્યારે છપાઈ જવા જોઈએ— આ બધા પ્રશ્નો એવા નથી જેના ઉપર પાઠ્ય પુસ્તક બોર્ડની ધૂરા વહન કરનારાઓ ધ્યાન કેન્દ્રિત કરી ન શકે અને અગ્રિમતાના ધોરણે કાર્યનો અમલ કરાવી ન શકે ખાનગી ક્ષેત્રમાં માલિકને બહુ ધ્યાન આપવું પડે છે જાહેરક્ષેત્રમાં તો 'કોના બાપની ગુજરાત' જેવું વલણ અપનાવાઇ રહ્યું છે જ્યારથી પાઠ્યપુસ્તક પ્રકાશનનો ધંધો હાથમાં લીધો ત્યારે તે લેવા જેટલી લાયકાતનો સરવાળો પોતાની જાતને કોઈએ કર્યો છે ખરો?

## મનમોહક વાંસળી

પરદેશ ખાતે બંસરીની નિકાસ વિક્રમ સર્જી રહી છે લંડનની એક પેઢીએ એક લાખ જેટલી બંસીનો ઓર્ડર મૂક્યો છે તો પછી પન્નાલાલ ઘોષની રેકર્ડો શા માટે સાથેસાથે નિકાસ ન કરવી? સંભવ છે કે પન્નાલાલને સાંભળ્યા પછી પશ્ચિમના લોકો એમ પણ પૂછે કે યહૂદી મેન્યુહીન ભારતમાં પણ થઈ ગયો અને મૃત્યુ પણ પામ્યો તે કેમ અંધારામાં ગયું? વાત કંઈ આગળથી પતવાની નથી પશ્ચિમના લોકો બંસી, બંસરી, ને વાંસળીની વ્યુત્પત્તિ શોધતા કૃષ્ણ કનૈયા સુધી આવી પહોંચશે ને એ ગોવાળિયો વાંસળીના નાદે જેમ ધેનુઓને ડોલાવતો, વ્રજની ગોપીઓને નચાવતો તો એનો કોઈ વંશજ ભારતમાં છે કે નહીં? ભારત સરકારના માહિતી અને પ્રચાર ખાતા માટે આ સોનેરી તક છે અમેરિકાથી અને બ્રિટનથી 'હરેરામ હરેકૃષ્ણ'ની ધૂનવાળા ટોળાંબંધ ઊતરી રહ્યા છે ત્યારે કૃષ્ણની કાયમની સંગાથિની વાંસળીનું જો ચલચિત્ર ઉતારવામાં આવે તો દુનિયાભરમાં તેનો ગજબનો પ્રચાર થાય અને સૌરાષ્ટ્રના અડીખમ જેવા ભરવાડ, આહિર કે મેર કોમના ફૂટડા જુવાનને વાંસળી વગાડતો ટેકનીકલરમાં રજૂ કર્યો હોય તો તેને સદેહે જોવા માટે પશ્ચિમના લોકો પ્લેન ચાર્ટર કરીને આવે ' જંબો જેટમાં પૂરતા પ્રમાણમાં ટુરીસ્ટો મળી રહે! વાંસળીમાં કૃષ્ણના વખતથી જે આકર્ષણ અને શક્યતા રહેલાં છે તે આજે પણ વિદ્યમાન છે પન્નાલાલ ઘોષનું તર્પણ કરવાનું ભારતના સંગીતજ્ઞો માટે બાકી છે ત્યારે જગતમાં બંસરીને તેનું સ્થાન અપાવવા કોઈએ હામ ભીડવી રહી

*

# અવલોકન



'પ્રબુદ્ધ જીવન'

સ્વ પરમાનંદ કાપડિયા સ્મૃતિ અંક

તંત્રી ચીમનલાલ ચકુભાઈ શાહ, મુંબઈ

૧૬–૫–૭૧ નો 'પ્રબુદ્ધ જીવન'નો ખાસ દળદાર અંક સ્વ પરમાનંદ કાપડિયાની સ્મૃતિ સાથે સંકળાયો છે પાક્ષિક તરીકે 'પ્રબુદ્ધ જીવન' ગુજરાત માટે રોંકનું રતન હતું આવાં સમૃદ્ધ અને સત્વશીલ વિચાર પત્રો જૂજ નીકળતાં હોય છે અને કોઈ વીરનો જ તેને નિયમિત રીતે પ્રકાશિત કરવાનું સાહસ હાથ ધરી શકે છે સ્વ પરમાનંદ કાપડિયા હીરાપારખુ હતા–સાહિત્યજગતના થોકબંધ છપાઈને બહાર પડયે જતા સાહિત્યમાંથી કોઈ પાણીદાર મોતી ભાગ્યે જ તેમની નજર બહાર રહી શકતું 'પ્રબુદ્ધ જીવન'માં જે ચિંત્ય અને જીવનોપયોગી સામગ્રી તેમણે પીરસી છે તે પામવા તેઓ ગમે ત્યાં, ગમે તેની પાસે જતા અને પોતાના માનમોભાને બાજુએ મૂકી અંયને પુરસ્કારતા તેમના લોહીના અણુએ અણુમાં જૈનધર્મ વ્યાપ્ત હતો સ્વભાવે ક્રાંતિકારી હોવા છતાં જીવનમાં કોઈપણ વાદમાં ઘસડાવાનો આગ્રહ તમણે રાખ્યો નથી જીવનને બધાજ દૃષ્ટિકોણથી સમજવાનો પ્રયાસ તેમણે કર્યો છે તેમજ હંમેશાં નીતનવા દૃષ્ટિકોણ માટે અવકાશ રાખ્યો હતો કોઈ નિયમ કે ફિલસૂફી તેમણે સ્વીકારી નથી તમ એકવાર એક વાત સાચી માન્યા પછી, સંતોષ ન થાય ત્યાં સુધી તેને તરછોડી નથી 'અહમ્'ના તેઓ આજીવન વરી હંમેશાં નમ્ર અતિ નમ્ર રહી દુનિયા પાસેથી જે કાંઈ મળ્યું તે પાછું દુનિયાને આપી વિશ્વમાનવ તરીકે જીવન જીવી જવાનું માન તેઓ ખાટી ગયા છે આ સ્મૃતિ અંકના લેખકો તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે સુખદ આશ્ચર્ય થાય છે કે ગુજરાતના જાહેર–સાહિત્ય જીવનની મોટાથી માંડીને નાનેરી કોઈ વ્યક્તિ તેમને અર્ધ્ય આપવામાંથી બાકાત રહી ગઈ નથી પંડિત સુખલાલજી એ તેમને જ્ઞાનપ્રપાના યોજક અને નવયુગના નિષ્ણાત કહ્યા કાકા કાલેલકર તેમને આદર્શ બ્રાહ્મણ' કહે છે ઉમાશંકર જોશી તેમને આનંદની સહજ સાધના કરતા નિહાળે છે બબલભાઈ પરમ આનંદના ઉપાસક માને છે રાનુ પ્રાઉત આજન્મ વિદ્યાર્થી' કહે છે ઉ ન ઢેબર નિઃસ્વાર્થ સમાજસેવક ગણે છે મનસુખરામ જોબનપુત્રા 'કર્મયોગી' કહે છે વાડીલાલ ડગલી ગૃહસ્થ વિદ્યાર્થી' તરીકે સંબોધે છે ગુલાબદાસ બ્રોકર તેમનામાં નિસ્પૃહી નિર્ભયતા નિહાળે છે જયમલ્લ પરમાર તટસ્થ વિવેચક માને છે ઇશ્વર પેટલીકર સત્ય, શિવ સુંદરમના ઉપાસક ગણે છે રામપ્રસાદ બક્ષીને તેમની ગુણદૃષ્ટિ દેખાય છે નિરુ દેસાઈ નિરાગ્રહી સત્ય શોધક વિચારક તરીકે તેમને જુએ છે યશવંત દોશીને વૈચારિક પત્રકારત્વની ખોટ પડી લાગે છે 'સત્યસાધકનું જીવનદર્શન'માં ગીતા પરીખ આ મહાન આત્માનો સુરેખ પરિચય આપતા કાવ્યની ઉચિત અંજલિ પણ અર્પે છે

'મૃત્યુ છ ફૂલની શૈયા, મૃત્યુ છે પથ ઉજજ્વલ
મૃત્યુ ના જિંદગીઅંત, મૃત્યુ અમૃત મંગલ"

સત્યના યાત્રીની મહાયાત્રા' તરીકે શ્રી રતિલાલ દેસાઈ તેમની વિદાયને જુએ છે હરભાઈ ત્રિવેદીને અંગત ખોટ છે મારું સ્વપ્ન ભાંગી ગયું' હરિન્દ્ર દવેએ સનિષ્ઠ વિચારકની વિદાય મતે તર્પણની દિશા ચીંધતા સૂચન કર્યું છે 'એમનું ગદ્ય 'પ્રબુદ્ધ જીવન'ના ૭૦૦ ઉપરના અંકોમાં વેરાઈને પડયું છે તેનું સંપાદન કરીને એમનું સાચું તર્પણ' કરી શકાય રસિક ઝવેરી તેમને વિદ્યા–અર્થી' કહે છ ફાધર વાલેસ સ્વતંત્ર ચિંતક ગણે છે શિરકુમાર જ્યોતીને તેઓ ગુરુમંદી લાગે છે ઉપ મત્ર રમણ્ભુભન માં કહે છે 'ભાઈની પિછાન એ મારું કિંમતી સ્મરણધન છે' 'જૈન ધર્મના માર્ટિ' ચંદ્રકાન્ત (ચીનુભાઈ શાહ) પિતૃહૃદય પરમાનંદભાઈ (રતિલાલ શાહ) મૌલિક વિચારક, સુધારક, ચિંતક (ભાગીલાલ સાંડેસરા) ગુણજ્ઞ (વનેચંદ્ર શુક્લ) 'સત્ય શિવ સુંદરમના ઉપાસક (સંતબાલજી

અને મોઢ (ખાસ મહેતા–સોપાન) અર્પ આપનારાઓની નામાવલિ હજુ તો લંબાયે જાય છે–શ્રી કરસનદાસ માણેક, મોહનલાલ ધામી, પિતાંબર પટેલ, મકરંદ દવે, કુન્દનિકા કાપડીઆ, પ્રા. હરીશ વ્યાસ, રવિશંકર રાવળ, નગીનદાસ પારેખ, હીરાબહેન પાઠક, કિસનસિંહ ચાવડા, કેદારનાથજી, નવલભાઇ શાહ, એ. એ. સોલોમન, હરિવલ્લભ પરીખ, જમનાલાલ જૈન..........

કોઇ એક જ વ્યક્તિ, જેણે જીવનભર સાચી નિષ્ઠાથી માનવબંધુઓને નિહાળ્યા હોય, તેમના તરફ પ્રેમ વરસાવ્યો હોય, સર્વધર્મમાં શ્રેય જોયુ હોય–કોઇને પણ કટુ લાગણીથી નિહાળ્યા ન હોય એવા અજાતશત્રુ પરમાનંદભાઇના મૃત્યુએ ગુજરાતને જે આંચકો આપ્યો છે તેની કળ વળે તેમ નથી તે આ સ્મૃતિ અંકનો દરેક અંજલિ–લેખ કહી જાય છે. બુદ્ધિ અત્યારે પ્રશ્ન કરે છે: " તેઓ આટલા મહાન હતા ? " જવાબમાં, સૌના હૈયાની મૂર્ચ્છના અને વેદનાને વાચા આપતી શ્રી ગીતા પરીખની કાવ્યપંક્તિઓ કાનમાં ગૂંજી રહે છે:

'મહા પ્રસ્થાન વેળાએ, થ ભ્યા ન પણ સોચવા
ચરણો શાંત ટેકીલાં, અનંત પથ પે વળ્યાં
અક્ષર દેહને મૃત્યુ ? અ-ક્ષર જીવતો સદા
જિંદગી જ્ઞાનજ્યોતિશી પ્રકાશી ન ય મોક્ષદા
જીવ્યા છો મૃત્યુ જીતીને જિંદગીની પળેપળ
તમને સ્પર્શતા મૃત્યુ પામ્યું જીવનનુ બળ'

દાંતના રોગો અને માવજત
સંયોજક : કાંતિલાલ ન. લંગાલીઆ
પરિવાર પ્રકાશન, સહકારી મંદિર
અમદાવાદ–૧૩ કિંમત રૂા. ૧–૦૦

'૪૪ પાનાની આ પુસ્તિકામાં ડૉ. પટણીના ફુલામણા નામથી ઓળખાતા લેખક ડૉકટરે દાંત વિષે ઘણી ઉપયોગી માહિતી આપી છે. દાંત વિષે સામાન્ય સમજ આપણને જરાપણ હોતી નથી એવું આ પુસ્તિકાના વાચન પછી લાગે છે. અહીં દાંતનો ઉપયોગ, દાંતનો રોગ પાયોરિયા, દાંતની માવજત, દાંતનો સડો ઇત્યાદિ પ્રકરણોમાં દાકતર તરીકે લેખકે જે લખ્યું છે તે હંમેશને માટે નજર સમક્ષ રાખવા જેવું છે કેમકે દાંત સડવા લાગે પછી કોઇ ઉપાય રહેતો નથી, અને દાંત કઢાવવા પડે છે. આને માટે પણ લેખકે "દાંત કઢાવવા પડે ત્યારે" અને 'બનાવટી દાંત પહેરવા પડે ત્યારે' એ બે પ્રકરણોમાં ઘણા જ સૂચનો કર્યા છે.

નવમાં પ્રકરણમાં દરેક નાનામોટાએ આચરણમાં મૂકવા જેવા "મહત્વનાં સૂચનો" આપ્યાં છે તે યાદ રાખી લેવા જોઈએ.

માણસ રોગથી ઘેરાય પછી વૈદ અથવા ડૉકટર પાસે જાય છે. પરંતુ શરૂઆતથી જ કાળજી રાખે તો ઘણી ખરી મુશ્કેલીઓમાથી બચી જાય છે દાંતની બાબતમા આવુ જ છે. બચપણથી જ અને નાની વયથી જ સ્વચ્છ દાંતનું મહત્વ બાળકને ઠસાવ્યું હોય તો મોટો થયા પછી આપોઆપ તે બધુ ધ્યાન આપે છે ભારતમાં સો માણસોએ ૯૭ માણસોને પાયોરિયા થાય છે. એવુ સુશીલા નાયરનું વિધાન વાંચી અચરજ થાય છે પણ તેને અટકાવવા આપણે કંઇ જ કરતા હોતા નથી એ પ્રમાદ માટે જાતને શી શિક્ષા કરશુ ?

## સફળતાનું રહસ્ય

એક ધનિક વૃદ્ધને એક વાર કોઇ યુવાને પ્રશ્ન પૂછયો : 'આપની સફળતાનું રહસ્ય શું છે ?' 'ધૈર્ય અને પ્રતીક્ષા !' વૃદ્ધે ગંભીરતાથી જવાબ આપ્યો : 'એની મદદથી દુનિયાની કોઈ પણ મુશ્કેલ વસ્તુ સરળ બની જાય છે '

જુવાનના ચહેરાપર મજાકનું હાસ્ય ફરકયુ : 'પરંતુ મહાશય, એક કાર્ય એવું છે, જે આપ નહિ કરી શકો. અને તે છે ચાળણીમાં પાણી રાખવુ.'

વૃદ્ધે પહેલાની ગંભીરતાથી જ જવાબ આપ્યો : 'તે પણ સંભવિત છે, મારા યુવાન મિત્ર ! ધૈર્યપૂર્વક ત્યાં સુધી પ્રતીક્ષા કર, કે તે પાણીનું બરફમાં રૂપાંતર થઇ જાય.'

Reg No G 153

શ્રી. મશ્રિવાળા કૃત
અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથ જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથ જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| મા આનંદમયી સાથ જીવનયાત્રા | ૦ ૧૫ |



[ ગોપ, ગોપી, ગોધન ]

[ ખોડીદાસ પરમાર ]

# વિશ્વમાનવ

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું માસિક : ઑગસ્ટ · ૧૯૭૧

# વૈષ્ણવજન

વર્ષ : ૧૦ ] ઑગસ્ટ - ૧૯૭૧ [ અંક : ૫

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેનુ ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

યુવાનોને ખ્યાલ નહિ હોય, પરંતુ વડિલોને તો યાદ હશે જ ........
આજથી ૨૦-૨૨ વર્ષ પહેલાં.........
આપના ગામે બસ સર્વિસ હતી? અને હતી તો કેવા પ્રકારની હતી?
રોજની કેટલી ટ્રીપો હતી?

બસ સ્ટેશન, સ્ટેન્ડ અત્યારે છે તેવાં અને તેટલાં હતાં કે કેમ?
જાત્રા, સગાંસંબંધીના સુખદ કે દુઃખદ પ્રસંગે તથા અન્ય રોજમરોજના કામ અંગે જવા આવવા કેટલી મુસીબત પડતી હતી?
વળી, મુસાફરીમાં સમય જતો હતો અને ચાલીને કે બળદ ગાડામાં બેસીને જવું પડતું હતું!!!

અને આજે? ફક્ત પાકા રસ્તાઓ ઉપર જ નહિ, પરંતુ ૬૦ ટકા જેટલા કાચા રસ્તા ઉપર, ભાડાના એક સરખા દરથી જ બસ સર્વિસો ચલાવીને ૧૦૦ ટકા રાષ્ટ્રીયકરણ કરી ચૂકયા છીએ......
છેલ્લા ૧૦ વર્ષમાં જે પ્રગતિ થઇ છે તે પૂરતી નહિ હોય, પણ નોંધપાત્ર તો ગણી શકાય.........

| | ૧૯૬૦ | ૧૯૭૧ |
|---|---|---|
| રૂટોની સંખ્યા......... | ૧૬૮૮ | ૫૩૫૦ |
| વાહનો............... | ૧૭૬૭ | ૪૦૨૭ |
| બસદ્વારા વર્ષ દરમ્યાન મુસાફરોની સંખ્યા | ૧૩ કરોડ | ૪૬ કરોડ |
| બસ સ્ટેશન, સ્ટેન્ડ વગેરે | ૩૮૧ | ૯૦૬ |

સામાન રાખવા માટે ક્લોકરૂમ, પીવાનું ક્લોકરૂમ પાણી, લાંબા અંતરની એક્ષપ્રેસ અને રાત્રી બસ સર્વિસો, વિદ્યાર્થીઓ-અંધજનો વગેરેને કન્સેશન, દવાઓ અને અન્ય જરૂરી ચીજ વસ્તુઓના પાર્સલો બસ દ્વારા લાવવા લઇ જવાની સવલતો વધતી જ જાય છે.......ઉપરાંત

દેશ, પ્રદેશની, કટોકટીની પળોમાં........
દુષ્કાળ, રેલસંકટ, મેળાઓ..............
અને બીજા ખાસ પ્રસંગોએ ............

ગુજરાત રાજ્ય માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશને

અને

નાના મોટા કર્મચારીઓએ સેવા અને ફરજનું
ઉમદા ઉદાહરણ પૂરું પાડયું છે.

**ગુજરાત રા૦ માર્ગ વાહનવ્યવહાર કોર્પોરેશન અમદાવાદ-૨૨**

# કૌશલે ૫ મહિનામાં તો બેસવા માંડયું —છે ને, ઝડપી સિદ્ધિ!

બેસવા માંડયું એટલું જ નહિ! દરેકેદરેક બાબતમાં કૌશલ બીજા બાળકોથી આગળ છે. ૬ મહિનામાં એનું વજન એના જન્મ સમયના વજન કરતાં ત્રણગણું થઈ ગયું. એની આંખોની ચમક જોઈને તો બીજી માતાઓ કૌશલની માને પૂછે છે, "તમારા બાબાને કયો આહાર આપો છો?" કૌશલની તંદુરસ્તીનું રહસ્ય છે એક વિશેષ પ્રકારનો બાળ આહાર!



# કૌશલને અપાય છે, અમૂલસ્પ્રે —એક સિદ્ધિ પ્રાપ્ત બાળ-આહાર

૧૯૬૭ની સાલમાં અમૂલસ્પ્રેને બજારમાં મૂકવામાં આવ્યો. માત્ર બેજ વર્ષમાં એણે ભારતના સૌથી વધુ વેચાણ ધરાવતા બાળ આહાર તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું. અમૂલસ્પ્રે, એક વિશેષ પ્રક્રિયાથી (સ્પ્રે ડ્રાઇંગની) અને વિશેષ ફૉર્મ્યુલાને આધારે બનાવાય છે—ખાસ તમારા લાડકા બાળક માટે! સહેલાઈથી પચી જતા અમૂલસ્પ્રેમાંથી બાળકોને સમતોલ પોષણ મળી રહે છે. અને સાથોસાથ મળે છે, આવશ્યક વિટામિનો તથા ખનિજતત્ત્વો-ઉપરાંત, બાળકોના તંદુરસ્ત વિકાસ માટે એમાંથી વધુ પ્રમાણમાં અને વધુ સારા પ્રોટીન ના તત્ત્વોયે મળે છે




**મફત**
માતૃત્વ અને બાળ ઉછેર વિશેના મફત અમૂલ પુસ્તક માટે (સાથે ૫૦ પૈસાની ટપાલ ટિકિટો બીડીને) આ સરનામે લખો: પોસ્ટ બૅગ ૧૦૧૨૪, મુંબઈ ૧.

## અમૂલસ્પ્રે

માતા દૂધની બદલીમાં ઉત્કૃષ્ટ વૈકલ્પિક આહાર

ASP/AS-15

# વિવેક

વિવેક !... વિવિધતામાં વિરાટ એક !

વિવિધતા અવશ્ય સારી લાગે છે, પણ એ એક પ્રકારની ભુલભુલામણી છે એમાંથી બહાર નીકળવાનો રસ્તો નથી મળતો, અને જે વિચાર, વૃત્તિ, વિષયમાંથી બહાર નીકળવાનો રસ્તો નથી સૂઝતો, એ તો જીવનને એક કેદખાનામાં પલટી નાખે છે. જે તરફ નજર પડે છે અને તે આકાશને ઢાંકી દે છે. અને આકાશના દર્શન વિના જીવ કદાપિ 'શિવ'માં પલટાતો નથી.

પરંતુ જીવને શિવ થવાનું જ છે, નહીંતર આ જન્મજન્મના ફેરા ન હોત. એ ફેરા પણ એટલા માટે ખાવા પડે છે કે એક જન્મમાં જીવ 'શિવ' થઈ શકતો નથી.

પરંતુ જીવ, શિવ થાય એનો અર્થ શો ?

વિવિધતામાં વિરાટનાં દર્શન કરવાં ! જે વિરાટ એકમાં બધી જ વ્યક્તિ અને વસ્તુઓ પોતપોતાની જગ્યાએ ગમી જાય છે. કોઇનો યે કશા સાથે વિરોધ નહીં. સૌમાં પરસ્પર સંબંધ છે. બધાં સામંજસ્યના સૂત્રમાં બંધાએલાં છે.

એ જ વિરાટ એકના—જે જગત અને જીવનમાં છે, અને જીવમાં પણ બીજરૂપે, પ્રતીક જ તો આકાશ છે.

અને આકાશ ? એ તો પ્રકાશની નિરંતર વહેતી ગંગા છે....અને માણસને મન મળ્યું છે એ પ્રકાશની શોધ માટે જ.

અને એ પ્રકાશની શોધની વૃત્તિને જ વિવેક કહે છે....અને પ્રકાશ, જે રીતે આકાશ સૌનું છે અને પ્રત્યેકનું પણ છે.

વિવેક પણ એ જ શીખવે છે સૌમાં એક છે અને એકમાં બધા છે. બીજમાં વૃક્ષ અને પિંડમાં બ્રહ્માંડ !....એટલા માટે જ વિવેકને ગુણોનો રાજા કહેવામાં આવે છે. અને જેમાં વિવેક છે એ એક સાચો રાજયોગી છે.

અને વિવેક-વૃત્તિના વિકાસથી જ્યારે વિરાટનું એક દર્શન થઇ જાય છે ત્યારે જીવ, શિવ થઈ જાય છે, અને આનંદથી પોકારી ઊઠે છે :

મેરા મુઝમેં કુછ નહીં, જો કુછ હૈ સો તેરા,<br>
તેરા તુમકો સોંપતે ક્યા લગે હૈ મેરા.

—ગુરુદયાલ મલ્લિક



# પ્રેમનાં પુષ્પો

લલિતકુમાર શાસ્ત્રી

ઓ સ્નેહમયી! આ સંસારના કિનારા પાસેની રેતીમાં હું મહેલ ચણવાની કોશિશ કરું છું – કોશિશ માત્ર. કારણ કે હજુ હું બાળક છું. હજુ મારા નાનકડા પગ રેતી પર સ્થિર પગલાં પણ માંડી શકતા નથી.

છતાં હું રેતીના મહેલ ચણ્યે જાઉં છું, પાણીમાં પથ્થર નાખી કૂંડળાં પાડ્યે જાઉં છું – કારણ હું આનંદની ભાવના સિવાય કશાને ઓળખતો નથી. મારી રેતીની ઢગલીઓ સરીને ભાંગી જાય છે અને ફરીથી હું એ ઢગલીઓ ચણવામાં મસ્ત બની જાઉં છું કારણ મારામાં નિરાશા નથી. પ્રેમનો વ્યાપાર કરતાં હું શીખ્યો નથી. એટલે જ તો હું મારી સાથે આવવા સૌને પોકારું છું છતાંય આ બધાની પાછળ પણ સામર્થ્ય તો તારું જ છે...તારું જ છે

હું મુસાફર છું. મારું માટીનું ભિક્ષાપાત્ર ખાલી છે. એ ભિક્ષાપાત્રને ભરી દેવા માટે માનવ-સમુદાયમાંથી અનેકો હાથ મારા તરફ લંબાય છે

ત્યારે મને કંઈક વિચાર આવે છે. હું તેઓને થોભવા કહું છું. જ્યારે હું મારું માટીનું પાત્ર બદલી સુવર્ણપાત્ર લઈ પાછો ફરું છું ત્યારે એક પણ હાથ મારા તરફ લંબાતો નથી. જાણે તેઓ ભયથી બાવરા બની ગયા છે. પછી મને સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવે છે. હું મારું સુવર્ણપાત્ર તોડી નાખું છું અને ફરીથી માટીનું ભિક્ષાપાત્ર લઈ આગળ પગલાં માંડું છું.

હે અનંત પ્રકૃતિના સ્વામી!

તારા અદૃશ્ય નિયમોનો જાણે – અજાણ્યે મારાથી ભંગ થાય તે પહેલાં જ મને ચેતવી દેજે. કારણ હું માનવ નિયમોનો ગુલામ બની ગયો છું. કેટલીકવાર જડને ચેતન અને ચેતનને જડ માનવાની ભૂલ કરી બેસું છું એટલે જ તો મને સુખ અને સત્યની સાચી પરખ થવાની વાર છે

આ વિલંબને ટાળવા માટે શું તું મારા માટે તારા લાંબા કલાકોમાંથી એક ક્ષણ નહિ ખર્ચે?

મારી આ રંગ વગરની દુનિયામાં કોણ રંગ પૂરવા આવવાનું છે એ કોણ કહી શકશે? છતાં કોઈ કહે છે, 'એ' આવશે તો પણ એને કોણ ઓળખશે! વળી એના આવવાનો સમય પણ નિશ્ચિત નથી!

મારા જીવનના ધબકારા મંદ થતા જાય છે તેમ તેમ એના આવવાનો અવાજ નજદીક સંભળાતો જાય છે. પણ એ આવશે ત્યારે મારું શરીર છેક નિષ્ક્રિય તો નહિ થઈ ગયું હોય ને!

પણ મને આશા છે કે મારા બંધ પડી ગયેલા ધબકારાને શાંત ધ્વનિ વડે જાગ્રત કરવાનું બળ એની પાસે છે. મારી ગતિ વિનાની દુનિયાને વેગ આપનાર તારા સિવાય બીજું કોઈ ન હોય – જ્યારે હું નિષ્ક્રિય હતો ત્યારે ચેતનનું વરદાન તેં જ આપ્યું હતું. મારા અજ્ઞાનને તેં એક જ લપડાકે ભગાવી દીધું હતું.

આમ મને પ્રેમની બારાખડી શીખવનાર તારા અદૃશ્ય હાથો જ હતા.

પછી તને ન ઓળખી શકું તો મારા જેવું મુર્ખ કોણ? ઓ મિત્ર! શબ્દો વગરની મારી ફરિયાદ સાંભળવાનો તને સમય હશે એમ હું માની લઉં છું.

સંધ્યાના પ્રકાશમાં લોકોએ મને કહ્યું: 'તમારા મિત્રને મળવાનો તમને કોઈ અધિકાર નથી, કારણ કે તમારામાં તે માટેની લાયકાત નથી –'

હા...એટલું તો મારે કબૂલ કરી લેવું જ ઘટે કે તારી પાસે આવવા માટે મારી પાસે સુંદર વસ્ત્રો નથી. અલંકારોની સિદ્ધિ હજુ મેં મેળવી નથી. મારા બન્ને પગમાં આંટણ પડી ગઈ છે કે જેથી તારી પાસે આવતાં અવાજ થાય છે. પણ મને શ્રદ્ધા છે કે તારી અવાજ વગરની દુનિયામાં મારા શ્રમના પ્રતિકરૂપ પગનો અવાજ કોઈ વિક્ષેપરૂપ તો નહિ જ બને–

બીજું એ કે મારી શ્રમની દુનિયાએ હજુ મને એટલો શ્રીમંત નથી બનાવ્યો કે હું તારે માટે કંઈ ભેટ લાવી શકું. હા...હજુ પ્રેમનો સ્રોત મારા હૃદયમાંથી સુકાયો નથી અને તેથી જ તો હું તને મળવાને ઘણો આતુર બની ગયો છું.

શું મારી અવકાશ વિનાની દુનિયામાં તું તારો મિત્રતાભર્યો અવાજ કાઢશે ખરો કે જેથી મારી એકલ શૂન્યતામાં તને મળવાની લાયકાત પૂર્ણતા પામી શકે?

# પરિભ્રમણ

'આશુતોષ'

## પાઠયપુસ્તકો – બીજી બાજુ

જે પ્રશ્નોને બન્ને બાજુ હોય છે તેનું એકાંગી દર્શન અધૂરું બની રહે છે છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતા આજ કગાર લેખકના બાળકના પ્રશ્ને આમાં વધુ ઊંડા જવાની ફરજ ન પાડી હોત તો સિક્કાની બીજી બાજુ વણનોંધી રહી જાત. વાસ્તવમાં તો પાઠય પુસ્તક બોર્ડે "નહી નફો, નહી ખોટ" ધોરણે કેળવણી ક્ષેત્રે ચાલતી નફાખોરીનો અંત આણવા તથા કસોટીએ ચડાવીને બને તેટલી ઉચ્ચ કક્ષાના પુસ્તકો સસ્તી કિંમતે આપવાના ઇરાદે પાઠયપુસ્તકોના રાષ્ટ્રીયકરણની હામ ભીડી હતી અને જેમ દરેક ક્ષેત્રમાં લાંબા વખતથી ચાલી આવતી પ્રણાલિકાને નાબૂદ કરતી વખતે બને છે તેમ, આ પ્રશ્ને પણ હિત ધરાવતી તેમ જ 'રાજકારણી વ્યક્તિઓનો વિરોધ શરૂ થયો સારા કામમાં સો વિઘ્ન નડે તેમ પાઠયપુસ્તક બોર્ડે શકય ત્યાં સુધી અનિષ્ટોનો અને ટીકાની ઝડીનો સામનો કર્યે રાખ્યો છે હેડમાસ્તર્સ એસોસીએશન તેમ જ તાલુકા–જીલ્લા સમિતિના શાળામંડળો એ હકીકતનો સ્વીકાર કરે છે કે અત્યાર સુધીમાં બહાર પડેલા પાઠય પુસ્તકોમાં ગુજરાત રાજ્ય પાઠયપુસ્તક મંડળના પુસ્તકો એકંદરે શ્રેષ્ઠ છે કિંમતની દૃષ્ટિએ જોઈએ તો પણ વિદ્યાર્થીઓના માબાપો તેમ જ વાલીઓ એ વાતનો સ્વીકાર કરશે કે આટલી સસ્તી કિંમતે આજે અન્ય ધોરણોના પાઠયપુસ્તકો ઉપલબ્ધ નથી

હવે, બોર્ડને લાગેવળગે છે ત્યાં સુધી, આખા રાજ્યને પહોંચી વળાય તેટલી જંગી સંખ્યામાં છપાનારા પુસ્તકો માટે જરૂરી સેંકડો ટન કાગળનો જથ્થો સમયસર મેળવી લેવાનો હતો અને આમાં જેની સાથે કોન્ટ્રાકટ થયો હતો તે પેપરમિલ જો, કર્મચારીઓની હડતાળ અને અન્ય બખેડાને કારણે શરતોનું પાલન ન કરી શકે તો દેખીતી રીતે જ છપાઈનું કામ અટકી પડે અને આવી કટોકટીમાં, કાગળના આટલા જંગી જથ્થા માટે બીજું મૂળ કયાં શોધવું ?

પાઠયપુસ્તક ક્ષેત્રે જે ક્રાંતિકારી પગલું ગુજરાતે ભર્યું છે તેની ઉજળી બાજુ જાહેર જનતા સમક્ષ કડીબદ્ધ રજૂ થઇ નથી કેમકે મુખ્યત્વે તો ઊણપો અને ટીકાઓએ તે સ્થાન પચાવી પાડયું છે પરંતુ જ્યારે પણ આ ભગીરથ સાહસની વિગતો અને જે મુશ્કેલીઓનો સામનો આવા જાહેર કાર્યમાં આવી પડે છે તેનો ઇતિહાસ લોકોને તેમ જ ટીકાકારોને જાણવા મળશે ત્યારે તેમનો અંતરાત્મા પેલા ક્રૌંચવધના શાપિત પારાધીના જેવો અજંપો અનુભવશે અને પેલા શબ્દો તેમને અસ્વસ્થ બનાવશે 'મા નિષાદ .'

## સત્યની શોધમાં

ડેનિયલ એલ્સબર્ગ અમેરિકામાં મશહૂર બની ગયા છે કેમકે સત્ય જાણવાના લોકોના હકનો મુદ્દો તેમણે ઉપસ્થિત કર્યો છે વિયેટનામ યુદ્ધમાં અમેરિકાએ ભજવેલા ભાગ વિષે લગભગ ૪૭ પુસ્તકો ભરાય તેટલી સામગ્રી તેમણે એકઠી કરી, નકલો કરાવી, અમેરિકાના અગ્રગણ્ય અખબારોને પહોંચતી કરી અને તે એવી ખૂબીથી કે તેઓ પોતે સીધી રીતે ચિત્રમાં આવ્યા નહી દરેક અખબારના તંત્રીને કહેવામાં આવ્યું કે તેમને જો ગરમાગરમ મસાલો જોઇતો હોય તો અમુક ઠેકાણે આવીને લઇ જાવ બનાવટી નામથી ફોન ઉપર આવી વાતચીત થાય ને તંત્રીઓ કુતૂહલવશ તે સ્થળે માણસને મોકલે, ત્યાં ગુપ્ત દસ્તાવેજોની નકલો તૈયાર હોય ! ડેનિયલ એલ્સબર્ગે સક્રિય રીતે વિયેટનામ યુદ્ધમાં ભાગ લીધો હતો અને યુદ્ધના ક્ષેત્ર ઉપર હલ્લા કરવા વિચારવામાં જ તેમનું મન પ્રવૃત્ત રહેતું અમેરિકા આ યુદ્ધમાં જે ભાગ ભજવી રહ્યું છે–જે રીતે ભજવી રહ્યું છે તે વિષે એ સૈનિક તરીકે તેમને કાયમ અસંતોષ રહેતો હતો વિદ્યાર્થી તરીકે તેની કારકિર્દી ઘણી સફળ રહી હતી અને સાહિત્યક લખાણો તથા સંપાદનમાં બુદ્ધિકૌશલ્ય દાખવ્યું હતું તેની માતાને સંગીતનો શોખ હતો અને પુત્ર અચ્છો સંગીતકાર બને તે માટે દરરોજ ૮ થી ૧૦ કલાક

પિયાનો ઉપર તાલીમ આપતી માતાના આકસ્મિક મૃત્યુએ તેની સગીત કારકીર્દીનો અત લાવી દીધો બુદ્ધિવાદી હોવાને કારણે, પેન્ટેગોનમા ૧૯૬૪મા તેને નિમણૂક મળી એલ્સબર્ગને અહી ઘણુ સત્ય જાણવા મળ્યુ અને અમેરિકન લશ્કરીતત્રની કામગીરીનો નજીકથી અભ્યાસ કરવાની તક મળી ૧૯૬૮મા વિયેટનામના સામ્યવાદીઓએ 'ટેટ' આક્રમણ કર્યુ ત્યારથી ડૅનિયલની ભ્રમણા ભાગવાની શરૂઆત થઇ જે ગુપ્ત અહેવાલ પોતે તૈયાર કરી રહ્યો હતો તેમા તેનુ હૃદય ડખવા લાગ્યુ અને વિયેટનામમા અમેરિકાની હાજરી અનૈતિક છે એવુ તેને સ્પષ્ટ દેખાવા લાગ્યુ આ પ્રશ્ને તના ચિત્તનો કબજો એટલા બધા વ્યાપક પ્રમાણમા લીધો કે તેનુ લગ્નજીવન નિષ્ફળ બની રહ્યુ અને તેની પત્નીએ છૂટાછેડાની માગણી કરી તેને આશ્ચર્યમા મૂકી દીધો વર્ષો વીતી રહ્યા છે અને પોતે કાઇ કરી શકતો નથી એ વાતનો વસવસો તેને ડખવા લાગ્યો અને રખે, નિક્સન સાહેબ વિશાળ પ્રમાણમા ફરીથી લશ્કરી કામગીરી શરૂ કરે તે અટકાવવા માટે જ તેણે આ ગુપ્ત દસ્તાવેજને પ્રગટ કરવાની હિમત કરી પોતાના કબજામા ગુપ્ત લશ્કરી દસ્તાવેજો રાખવા માટેનો આક્ષેપ તેમના પર મૂકવામા આવ્યો છે અને અમેરિકાની સુપ્રિમકોર્ટ આ બાબત નિર્ણય આપવો પડશે કે ડૅનિયલ એલ્સબર્ગ કેટને અશે દોષિત છે વાસ્તવમા તો પોતાના અતરાત્માના અવાજને માન આપી દુનિયા સમક્ષ સત્ય રજૂ કરવા સિવાય અન્ય કોઇ આશય ડૅનિયલને હતો નહી અકલ ટૉમ્સ કેબીન, 'સત્યની શોધમા, બીડેના દાર જેવી સાહિત્યિક કૃતિઓમા જેમ લેખકે સત્ય રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે તે જ શ્રેણીમા ડૅનિયલ એલ્સબર્ગને દસ્તાવેજી સાહિત્યકાર ગણાવી શકાય

## કોલાહલથી કટાળ્યા છો ?

સભવ છે કે તમે નેપથ્યના કોલાહલથી વાજ આવી ગયા હો નાટક જોતી વખતે નેપથ્યમા થતા કોલાહલની કે સિનેમા થિયેટરના કોલાહલની વાત નથી પરતુ મોટા શહેરોમા, ધમધમતા વિસ્તારમા, કાલબાદેવી–ભુલેશ્વર–માણેકચોક જેવા ઘોંઘાટયુક્ત લત્તાઓમાં, સાંચાકામથી ધણધણી ઊઠતા કારખાનામાં અથવા મોટી ઑફિસમા વીસ–પચીસ ટાઈપરાઈટરોના ટકટક અવાજમા તમારુ મગજ બહેર મારી જતુ હોય ! તો હવે મૂઝાવાની જરૂર નથી એક ફ્રેન્ચ સ્થપતિ કનોડ વીડીની, પોલિસ્ટરમાથી બનાવેલા છ ફૂટ ડાયામિટરનો જાદૂઇ ગોળો લઇને તમારી તહેનાતમા આવ્યા છે તેમા અવાજ પેસી શકતો નથી–અનગત હવા આવતી જતી રહેશે, આ ગોળામા ત્રણ માણસો એક સાથે બેસી શકે તેટલી જગા છે ઉપરાત ટેબલની ગરજ સારતી ફોલ્ડીગ અભેરાઇઓ છે

વળી અદર ફોન તેમ જ ટેલિવિઝન સેટ રહી શકે તેવી ગોઠવણ છે આ ગોળો ગમે ત્યા ઊભો કરી શકાય દા તરીકે અમદાવાદ રેલ્વે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ! તમે અદર બેસો એટલે નીરવશાતિ ! આઠ કલાક સુધી કામ કરવુ હોય, કવિતા લખવી હોય પ્રેમપત્રોના જવાબ લખવા હોય તો પરમ શાતિ ! તે ગમે ત્યા રાખી શકાય–ઑફિસમા કારખાનામા, દુકાનમા અદરથી બહાર જોઈ પણ શકાય ! અત્યારે તો ખર્ચનો અદાજ પાચ–છ હજાર રૂપિયા મૂકાય છે પણ ઔદ્યોગિક ધોરણે મોટા પાયાપર ઉત્પાદન થાય તો હજાર રૂપિયામા આવો જાદુઈ ગોળો કાઇ ખોટો નથી. લાખ રૂપિયા આપતા પણ શાતિ મળતી નથી તે અહી મફતના ભાવમા મળે છે

## ઇઝરાઇલ અને ભારત

પૂર્વબગાળના નિરાશ્રિતોની સખ્યા હવે નહી નહી તો એક કરોડ સુધી પહોચી જશે વ્યક્તિદીઠ એક રૂપિયાનું હમેશનું ખર્ચ ગણીએ તો પણ ભારતને દર માસે અબજો રૂપિયાનું આંધણ કરવાનું રહેશે દુનિયાના રાષ્ટ્રોમાથી હજુ સુધી કોઇએ પાકિસ્તાનને ઠપકો આપ્યો નથી કે નિરાશ્રિતોને પાછા લઇ લેવા કહ્યુ નથી એક માત્ર ઇઝરાઇલે ભારતની તરફેણમા સૂર કાઢ્યો છે અને પાકિસ્તાનને ખુલ્લુ પાડ્યુ છે પરતુ ઇઝરાઇલને તો આપણે દાદ દેતા નથી કેમ કે આરબરાષ્ટ્રોને મનદુખ થાય એવુ કાઈ કરવાની ભારતની વિદેશનીતિમા મનાઈ છે મહાસત્તાઓમાથી કોઇને ભારતના પ્રશ્ન સાથે લાગતુ વળગતુ નથી. લાખોની

[અનુ૦ પૃ૦ ૧૯૩

# વિલંબ–ઢીલ

દ્વારકાનાથ

આળસુ અને નિષ્ક્રિય માણસોને કાર્યપ્રવૃત્ત બનાવવાના હેતુથી અનેક ઉપદેશાત્મક સુભાષિતો લખાયા છે આવા સુભાષિતો 'त्वरयस्व' ઉતાવળ કરો' એ મંત્રોપદેશ કરી વિલંબથી કેવાકેવા અનિષ્ટો પેદા થાય છે અને દીર્ઘસૂત્રી માણસને કેવુ કેવુ વેઠવુ પડે છે તેનુ સૂચન કરે છે નમૂના તરીકે

श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वाकृतम् ॥

આવતી કાલનું કામ આજે જ પતાવી દો અને દિવસના પાછલા પહોરમાં કરવાનું કામ પહેલા પહોરમા જ સમાપ્ત કરી દો વ્યક્તિનુ કાર્ય થઇ ગયુ છે કે નથી થયુ તેની મૃત્યુ રાહ જોવાનું નથી'

આવા સુભાષિતોનો ઉદ્દેશ સ્વભાવથી જ દરેક કાર્યમા ઢીલ કરવા ટેવાએલા માણસોને નિત્ય નિતનાપ્રિય કાર્યદક્ષ અને મા 'ક્ષમ બનાવી નિષ્ક્રિયતાના દોષોમાથી ઉગારી લેવાનો હોય છે

પરંતુ આવા પ્રકારના સુભાષિતોનો સાધક–બાધક દૃષ્ટિએ વિચાર કરતા તેમનામા રહેલુ એકાંગી પણુ અને અર્ધસત્ય પ્રતીત થયા વગર રહેતાં નથી 'દીર્ઘસૂત્રતા ભયજનક છે' (ડીલે ઇઝ ડેન્જરસ) આવાં સૂત્ર સામે ઉતાવળે આંબા ન પાકે (હેસ્ટ ઇઝ વેસ્ટ) જેવાં સૂત્રો ઊભા રહીને આરંભ કદમની રીત અપનાવવાની વહેવારુ સૂચના આપે છે

અને આ બાબત પર વિચાર કરતાં આપણને જણાઇ આવે છે કે ઢીલ કરવાની પ્રવૃત્તિ કેટલીક વાર તારક બની જાય છે જીવનવ્યવહારમા માનવીને માથે અનેક અપ્રિય કાર્યો કરવાના અથવ કડુ ફરજો બજાવવાની જવાબદારી આવી પડે છે કોઇને પ્રસંગાનુસાર માઠા સમાચાર આપવાના હોય કપરો આપવાનો હોય, કોઇની આશા પર કુઠારાઘાત કરવાનું હોય, આવે પ્રસંગે વ્યક્તિમાત્રની પ્રવૃત્તિ આવા કાર્યને બને તેટલું મોડું કરવાની, અમની બનાવવામાં બની શકે તેટલી ઢીલ કરવાની હોય છે આવા વિલંબપ્રવૃત્તિના સમર્થનમા 'अप्रियस्य कालहरणमेव प्रतिक्रिया' (ઢીલ એ જ અપ્રિય કાર્ય સામે એકમાત્ર ઇલાજ છે) જેવુ સુભાષિત ટાંકી શકાય

ઢીલ કરવાની પ્રવૃત્તિ બે પ્રકારની હોય છે નિર્હેતુક અને સહેતુક વિલંબ કરવાને કંઇ પણ કારણ ન હોય તોપણ ઘણા માણસોને સ્વભાવજન્ય આળસ અથવા નિષ્ક્રિયતાપ્રેમ તેમને દીર્ઘસૂત્રી બનાવે છે છતે પૈસે મ્યુનિસિપાલિટીના માણસો આવીને નળ કે વીજળીનાં જોડાણ તોડી નાખે ત્યાં સુધી બિલ ભરવામા ઢીલ મુદત વીતી ગઇ જાય તો પણ કોર્ટ–કચેરીનાં અગત્યના કામો જોવામાં ઢીલ પ્રવાસે જવાનું હોય અને સ્ટેશન પર કોઇને લેવા તેડાવવાનુ હોય તોપણ છેલ્લા દિવસ સુધી પત્ર ન લખવાની ઢીલ, બીમારીથી પીડાતાં હોય તો પણ આજે કરીશું, કાલે કરીશું એમ કહીને ઇલાજ કરવામાં ઢીલ, આવી અનેક પ્રકારની ઢીલ માણસ સ્વભાવજન્ય આળસ અને નિષ્ક્રિયતાપ્રેમને લઇને કરવા પ્રેરાય છે અને પરિણામે આવી નિર્હેતુક ઢીલ તેનું વિનાકારણ નુકસાન કરાવે છે અથવા તેને મૂર્ખાઓની માળાનો એક મણકો બનાવે છે

સહેતુક ઢીલનો ઉદ્દેશ જે વ્યક્તિની બાબતમા અપ્રિય કાર્ય કરવાનું હોય છે તેને ઓછામાં ઓછો આઘાત લાગે અથવા નુકસાન થાય એવો હોય છે ઘણીવાર કોઇના પ્રિયજનના મૃત્યુના સમાચાર તેના નિકટના આત્મીયને આપવાનુ અત્યંત કપરુ કામ માણસને શિરે આવી પડે છે આવે સમયે ઉતાવળ સામા માણસને અત્યંત વિકળ બનાવી દે છે એથી ઊલટું ઢીલને અપનાવીને સામાને માઠા સમાચારનો આઘાત સહન કરવા જેટલો તૈયાર કરી પછી અનિષ્ટ સમાચાર કહેવામા આવે છે ત્યારે એ આઘાત સામાને વિકળ બનાવી દેતો નથી

સહેતુક એટલે કે વિચારપૂર્વક કરવામાં આવતી ઢીલ કોઇક વાર ભારે અનર્થમાથી બચાવનારી થઇ પડે છે આના સમર્થનમાં એક પુરાણકથા અસ્થાને નહી ગણાય

મહર્ષિ ગૌતમને અનેક પુત્રો હતા તેઓમાંનો સૌથી નાનો દરેક કાર્ય પૂર્ણ રીતે વિચાર કરીને જ કરતો સ્વાભાવિક રીતે જ તેના દરેક કામમાં ભારે વિલબ થતો

તેની દીર્ઘસૂત્રતાને કારણે તે વિલબકારી તરીકે પકાતો હતો એક વખત મહર્ષિના પત્નીના હાથે કઇક અપરાધ થઇ ગયો ક્રોધે ભરાયેલા મુનિએ હાજર રહેલા પુત્રને આદેશ આપ્યો કે, 'તારી માતાનો વધ કર'

આજ્ઞા કરીને ગૌતમ મુનિ નદીતીરે જતા રહ્યા પિતાની આજ્ઞા સાંભળીને કનિષ્ઠ પુત્રે શસ્ત્ર તો લીધુ પરતુ સ્વભાવજન્ય વિચારશીલતાએ તેને ભારે મૂઝવણમા મૂકી દીધો પિતાની આજ્ઞાનું પાલન કરવુ એ પુત્રનો પરમ ધર્મ હતો, પરતુ માતાનુ રક્ષણ કરવુ એ પણ સ્વધર્મ હતો પિતાની અવજ્ઞાથી પ્રતિષ્ઠા ન મળે અને માતાનો વધ કર્યાથી સવ સુખનો નાશ થય માતાનો વધ એ એક ક્રૂરુ કામ હતુ, પરતુ ધર્મસૂત્રના આદેશ મુજબ पातकान्यपि पूयन्ते पितु शासनकारिण ' (પિતાની આજ્ઞાનુસાર પાપમય કામ કરનારનાં પાપ પુણ્યમય બની જાય છે ) પરતુ માતાનો વધ શી રીતે થાય? 'मातृदेवो भव।' એ શ્રુતિવચન વિરુદ્ધ વર્તન કેમ થઇ શકે? આવા પરસ્પર વિરોધી વિચારોના ચિતનમાં જ એ વિલબકારી અટવાઇ પડ્યો

નદીતીરે ક્રોધનુ શમન થયેલા મહર્ષિ ગૌતમને પોતાના આદેશની ભયકરતાનુ ભાન થયુ સ્વલ્પ અપરાધ માટે કેટલી ભારે સજા સહધર્મચારિણીને પોતે ફરમાવી છે એનુ ભાન થતાં ગૌતમનુ મન પશ્ચાત્તાપ અને ગ્લાનિથી ભરાઇ ગયુ અને મહર્ષિએ આશ્રમ તરફ દોટ મૂકી તેમના મનમાં એકમાત્ર આશાતતુ હતો કે અતિવિચારશીલ કનિષ્ઠ પુત્રે સ્વભાવાનુસાર આદેશપાલન કરવામાં પણ દીર્ઘસૂત્રતા કરી હોય અને આદેશ અમલી ન પણ બન્યો હોય આશ્રમમાં પ્રવેશ કરતાની સાથે જ 'किं मया कार्यं न वा कार्यम्! ( શુ મારે આ કરવુ કે ન કરવુ?) એવા વિચાર-વમળમા ફસાયેલા શસ્ત્રધારી પરતુ નિષ્ક્રિય પુત્રને જોઇને તેમનો જીવ નિશ્ચિત થયો અને પુત્રને કહ્યુ 'અવિચારથી કરેલી પિતાની આજ્ઞાનો તે ભગ કર્યો છે તેમ છતાં પણ તારી દીર્ઘસૂત્રતાને પરિણામે તને પાપ લાગશે નહી પિતાની આજ્ઞાના ભગનુ પાપ તને અહી તો પ્રશસાનો અધિકારી બનાવે છે કારણ કે

रागे दर्पे च माने च द्रोहे पापे च कर्मणि ।
अप्रिये चैव कर्तव्ये दीर्घसूत्री प्रशस्यते ॥

આવેશમા અભિમાનમાં અહકારમાં અથવા દ્રોહમાં પાપયુક્ત અપ્રિય કામ કરવામા જે વિલબ કરે છે તે વખાણને પાત્ર બને છે

આ ઉપરથી સમજી શકાય છે કે જીવનમા જેટલી અગત્ય ત્વરા કે ઉતાવળની છે તેટલુ જ મહત્ત્વ ઢીલનુ પણ છે, ઉતાવળથી કામ કરીને પસ્તાવો કરવા કરતાં નિષ્ક્રિયતાનો દોષ સહીને ઢીલ કરવાથી જીવન સુખમય બનવાને અવકાશ રહે છે નવટાંક જેટલી ઢીલ કરીને એક મણ પશ્ચાત્તાપમાથી બચી જવુ એ વધારે આનંદદાયક છે

*

લોકમાન્ય તિલક સ્વભાવે ઘણા રમૂજી હતા એક વખત તેમની પુત્રીએ શખછીપલાની કલામય ગોઠવણી કરી પોતાના પિતાની (તિલકની) છબીને તેમની વચમા ગોઠવી આ દશ્ય તિલક મહારાજે જોયુ ત્યારે તેમણે પુત્રીને કહ્યુ 'બેટી, આજુબાજુ નાના શખો ભેગા કરીને તે બરાબર વચ્ચે એક મોટા શખને સ્થાન આપ્યુ છે તુ પણ કમાલ છે (શખ શબ્દ માટે વ્યગાર્થમાં બુદ્ધિહીન વપરાય છે) એમ બોલી પોતે હસી પડ્યા

# ચકલાં વિશે પ્રગટ ચિંતન ('વિનોદિકા')

રતિલાલ 'અનિલ'

ચકલાં ઘણાં સારાં છે કે, એમને સાંભળવા માટે કોઈ સભાહૉલમાં જવું પડતું નથી એ ઘરમાં આવે છે અને બોલે છે એટલે જ ઘર જ સભાનો હૉલ થઈ જાય છે એ જ્યાં બેસે છે ત્યાં સભાને મંચ બની જાય છે કપડાં સૂકવવા માટે તાણેલી દોરીને ખબર નહીં કે, હું પણ ચકલાંસભાનો મંચ છું! ચકલાંઓને વર્તુળનો દુરાગ્રહ નથી તેમ સીધી લીટીનો અણગમો નથી એટલે એ જેમ ટોળે વળીને ચર્ચાઓ કરે છે તેમ સીધી લીટીમાં તણાયેલી દોરી પર હાર-બંધ બેસીને પણ સરસ ચર્ચા કરી શકે છે તમામનાં મોં એક જ દિશામાં હોવાં જોઈએ એવી જડ શિસ્ત તેઓ પાળવામાં માનતાં નથી કેટલાકનાં મોં આ દિશામાં હોય તો કેટલાકનાં પેલી વિરુદ્ધ દિશામાં પણ હોય આમ છતાં એ લોકો સભાના નિયમનો ભંગ થયાનું માનતાં નથી

ચકલાં ઘણાં સારાં છે કે, તેઓ વૈયક્તિક પ્રગટ ચિંતન કરતાં સામૂહિક પ્રગટ ચિંતનમાં વધારે ઉત્કટ ઉમળકો પ્રગટ કરે છે બધાં બોલે અને બધાં સાંભળી શકે છે એ શોધ એમણે કરી એ એમના મૂળભૂત વાણી સ્વાતંત્ર્યનો પાયો છે બધાંને કહેવાનું છે અને બધાંએ સાંભળવાનું છે— આ સત્યના પ્રત્યક્ષ પદાર્થપાઠ આપવા માટે તેઓ વારંવાર એક સાથે ઘરમાં આવે છે અને ઉત્સાહ અને આવેગથી ઉભરાતાં ગતિશીલ સામૂહિક ચર્ચા કરે છે

ચકલાં ઘણાં સારાં છે કે, એ ટૂંકાં ટૂંકાં વાક્યો બોલે છે બાણભટ્ટ કે તેની કાદંબરી તેમને અનુકરણીય લાગતાં નથી તેમની શૈલી છાપ ભૂંસી નાખવા માટે તેઓ ટૂંકાં ટૂંકાં વાક્યોમાં સામૂહિક પ્રવચનો કરે છે એવી છાપ પણ પડતી નથી ચકલાંઓ ગાંધીજીની પ્રવચનશૈલીના ઉત્તમ અંશો સ્વીકારે છે પણ ગાંધીજી પહેલાંની ચકલાં પેઢીઓ પણ એ જ શૈલીમાં બોલતી હતી એટલે ચકલાં સદાચરણનું અનુકરણ કરે છે એમ કહેવા કરતાં એમનું આચરણ પ્રથમથી જ 'સત્' રહ્યું છે અને કોઈ કોઈ વક્તા તેનું અનુકરણ કરે છે એમ કહી શકાય

ચકલાં સ્વગત પ્રવચન પણ કરે છે તે માટે એ ઊંચું આસન પસંદ કરે છે બારીના વેન્ટીલેટર ઘરનો મોભ, ભીંતે ઊંચે આવેલા ગોખ— એ એમનાં આસનો બને છે 'વક્તા આસન' અને 'પ્રમુખ આસન'ના ભેદો ચકલાંઓએ સ્વીકાર્યા નથી સ્વગત પ્રવચનની સારી ફાવટ હોવા છતાં ચકલાં ઍબ્સર્ડ નાટકનાં નાયક – નાયિકા નથી હોતાં

ચકલાં તાલવ્ય સ્વરનો વધારે ઉપયોગ કરે છે અને એમની પૂંછડી વ્યંજનના ખોડા ચિહ્નની જેમ નીચે ઢળતી નમે છે એ બતાવે છે કે એમના સ્વરો પણ વ્યંજન સાથે સંબંધ ધરાવે છે!

અગાસીમાં આમતેમ ટોળેબંધ ફરી ચર્ચા કરતાં ચકલાં 'ગોષ્ઠીવર્તુળો' હોવાનો ભાસ આપે છે ખરાં તેમ તેમની સતત ચર્ચા તેઓ પાર્લમેન્ટરીઅન હોવાની છાપ પાડે છે ખરી, છતાં તેઓ કયા બંધારણની જોગવાઈ પ્રમાણે તેમ કરે છે તે જાણી શકાતું નથી



દિવસે સતત બોલતાં દેખાતાં ચકલાં પ્રધાનોની જેમ વિચાર કર્યા વિના જ સતત બોલતાં લાગે એવી શંકા પડે છે ખરી કેમકે, ચકલાં વિચારવાનો સમય ક્યારે કાઢે છે, ચિંતન ક્યારે કરે છે—એવો

તર્ક સહેજે થાય છે! પણ તેઓ પોતાના શ્રોતાવર્ગમાં અપ્રિય થયેલાં જણાતાં નથી એટલે રાત્રે તેઓ સમાધિમાં બેઠેલા મુનિની જેમ એકધારા પોતાના પગ પર બેસી રહે છે ત્યારે દિવસભર ચાલે એટલું ચિંતન કરતાં હશે એમ માની શકાય.

ચકલાંઓને જાહેર સેક્ટર કરતાં ખાનગી સેક્ટર વિશે વધારે કહેવાનું પ્રાપ્ત થતું હોય એમ એ વારંવાર ઘરમાં આવીને ચર્ચા કરે છે, બોલે છે અને કશા નિર્ણય પર આવ્યા વિના ચાલ્યાં જાય છે અને ફરી ઘરમાં આવીને ચર્ચા કરે છે એ પરથી લાગે છે. જાહેર સેક્ટરમાં તેઓ પ્રમાણમાં ઓછું બોલે છે, અને તે માટે વૃક્ષાસન અને ટેલિફોન કે વીજળીના તારનું સમૂહાસન વધારે પસંદ કરે છે.

કચ્છી બોલીની જેમ ચકલાની પણ બોલી જ છે, ભાષા નથી. તેમના સંભાષણમાં ચ—ચા—ચી—ચો, ચેં—ચં—ચ નો પ્રયોગ સવિશેષ થાય છે—એ દૃષ્ટિએ તેઓ ચીની ભાષાની નજીક છે, છતાં ચીની લિપિથી ચીન જેટલાં જ દૂર કેમ રહે છે એ એક રહસ્ય છે

ચીનાના મોઢા પરથી તેના મનમાં શું છે એ કલ્પી શકાતું નથી તેમ ચકલીના મોઢા સામે જોયા પછી તેના મનમાં શું છે એ કલ્પી શકાતું નથી. પણ તેમના શરીરના હલનચલન અને હાલકડોલક અને ડોક તેમ પૂછડીના ઝટકા અને ચાંચકા પરથી તેઓ ઉન્મુક્ત, ઉત્સાહી અને જિજ્ઞાસુ અમેરિકી જુવાન પ્રવાસી જેવા વધારે લાગે છે.

ચકલાં ઘરમાં રહે છે અને ઘર બદલવામાં બહુ માનતાં નથી, આમ છતાં એ 'સ્થાનકવાસી' કે 'ઘરરખુ' કરતાં 'સહેલાણી પ્રવાસી' જેવાં વધારે લાગે છે.

ચકલાં જમતાં પહેલાં, અને જમ્યા પછી પણ બોલે છે; અને બોલ્યા પછી પણ ચાંચમાં દાણો લેવામાં સંકોચ નહીં, પણ ઉત્સાહ જ પ્રગટ કરે છે!

ચકલાં રાતે પ્રવચન કરતાં નથી, પણ બીજા દિવસના પ્રવચન માટે શાંત ચિંતન કરે છે. તેઓ ચન્દ્ર સાક્ષીએ ચિંતન કરે છે અને સૂર્યસાક્ષીએ ભાષણ કરે છે

ચકલાંના પ્રગટ ચિંતન વિશે માણસનું પ્રગટ ચિંતન આથી વધારે નહીં ચાલે. કેમ કે માણસ સારો વક્તા નથી, કેમ કે સારો ચિંતક પણ નથી!

*

## એ દૃશ્ય હું ભૂલી નથી શકતો

સાબરમતી આશ્રમનો એક પ્રસંગ છે. ગરમીના દિવસો હતા તે બાજુ સાબરમતી આશ્રમથી નદીનું પાણી થોડું દૂર હતું. આથી સ્નાન કરવા જતી વખતે બાજુમાંથી જવુ પડતું. નદીનો કેટલોક હિસ્સો એક બાજુ રહીને બરાબર નદીમાં ભળી જતો વચ્ચે કેટલીક માછલીઓ કૂદાકૂદ કર્યા કરતી. એમાં ઝાઝું પાણી નહોતું, થોડું અમસ્તુ જ હતું. જેમ જેમ ગરમીના દિવસો આવ્યા તેમ તેમ પાણી સુકાવા માંડ્યું. હું રોજ એનું બરોબર ધ્યાન રાખતો. એક દિવસ મારા ધ્યાનમાં આવ્યું કે જો હવે આથી આગળ એકાદ દિવસ પણ વધ્યો તો પાણી સાવ સુકાઇ જશે, અને માછલીઓ બાપડી શેકાઇ જશે. આથી મે આમ તેમ થોડું ખોદીને તે પાણીનો સંબંધ નદી સાથે જોડી દીધો. તે વખતે આ માછલીઓ જે ઉત્સાહ અને ઉમંગથી ત્યાં દોડી ગઇ તે દૃશ્ય આજ દિન સુધી હું ભૂલી શક્યો નથી એક દિવસ આ પાણી ખતમ થવાનું છે એનું ભાન પેલી માછલીઓને ન હતું.

— વિનોબા

# રાસનું સ્વરૂપ અને વિકાસ

કુંજવિહારી મહેતા

રાસ ગરબા, ગરબી એ ગુજરાતી સાહિત્યનો એક વિશિષ્ટ પ્રકાર છે એ ગુજરાતનું આગવું અને મહામૂલું ધન છે વસંતમાં જે ટહુકતી નથી તે કોયલ નથી, જે ગરબે ઘૂમી નથી તે ગુજરાતણ નથી કવિતામાં છંદ ગુજરાતી સાહિત્યને સંસ્કૃતે આપ્યા દુહા, ચોપાઈ ચારણી અને વ્રજ-સાહિત્યમાંથી મળ્યા જ્યારે રાસ અને ગરબા એ એનું પોતાનું સર્જન છે નવરાત્રી અને શરદના ઉત્સવોમાં ગુજરાતના શહેરો અને ગામડાંઓની શેરીએ શેરી ગરબાઓથી ગાજી ઊઠે છે કવિ નાનાલાલના શબ્દોમાં કહીએ તો 'રાસ એ ગુર્જર શતણની સર્વોત્તમ કલા વારપરબના જમણવારમાં ગુર્જર ગૃહિણીની રાંધણકલા છે વિવિધ રત્નચંદ્રક રચવામાં એની સૌભાગ્યકલા છે પહેરવેશમાં એની સજાવટ છે આછેરા અલંકારમાં એની સૌંદર્યભાવના છે પણ રાસમાં એનો સકળ આત્મા છે'

રાસ આમ તો એક રીતે પદનો જ પ્રકાર છે પણ સામાન્ય પદ અને આ પદના સંયોજનમાં એક મોટો ભેદ રહેલો છે રાસમાં સ્ત્રીઓના ઉપયોગ માટે રીચકમચી હોય છે દરૂ નાટક અને શ્રાવ્ય નાટક વચ્ચે જેવો ભેદ હેનો છે તેવો જ ભેદ રાસ અને સામાન્ય પદ વચ્ચે છે રાસમાં એ અભિનયક્ષમ હોવો જોઈએ અને એના ભાવ અભિનય દ્વારા મૂર્ત થવા જોઈએ જો આ વિશિષ્ટ લક્ષણ એમાં ન હોય તો એ એક સામાન્ય ગીત જ બની રહે છે હવે આપણે રાસનું મૂળ તપાસી એનો ક્રમિક વિકાસ જોઈએ

ઉપનિષત્કાળમાં સમૂહનૃત્ય યજ્ઞના એક અંગ તરીકે હતું આવો ઉલ્લેખ ઐતરેય આરણ્યકમાં મળે છે દાસીઓ માથે ઘડો મૂકી નૃત્ય કરતી કરતી ગીત ગાતી યજ્ઞની વેદી પાસે જાય અને હાથ વડે તાળી સાથે તાલ આપતી જાય કેટલાક પ્રસંગોમાં એક નર્તકી નૃત્ય કરતી હોય ગીત ચાલતું હોય અને ગાયક વાગતું હોય તો વળી કેટલાક એવા પણ પ્રસંગો મળે છે જેમાં નાયક અને નાયિકા બંને સાથે નૃત્ય કરતા હોય ઉપરાંત કેટલેક સ્થળે એક નાયક અને અનેક નાયિકાના સમૂહનૃત્યનો ઉલ્લેખ પણ જોવામાં આવે છે કૃષ્ણની રાસલીલાનું સ્વરૂપ આવું જ છે આગળી માહિતી સિવાય એ સમૂહ-નૃત્યના પ્રકાર અને સ્વરૂપ વિષે આપણે વધુ કહી શકવાની સ્થિતિમાં નથી ઈ સ પૂર્વે લગભગ ૧ ની સદીમાં થઈ ગયેલા કવિ ભાસના 'બાલચરિત્'માં પણ આવો ઉલ્લેખ મળે છે આમ ઈસુની પૂર્વેની કેટલીક સદીથી માંડી ઈસુની ૧૨મી સદી સુધી આવો સમૂહ નૃત્યનો પ્રકાર પ્રચલિત હતો

પરંતુ બારમી સદીમાં થઈ ગયેલા આચાર્ય હેમચંદ્રના સમયથી ઠેઠ કવિ નરસિંહ મહેતાના સમય સુધી આપણે એક વિશિષ્ટ કાવ્યપ્રકાર જન્મતો જોઈએ છીએ અને એને સ્પષ્ટ શબ્દોમાં રાસ તરીકે ઓળખાવવામાં વાંધો નથી આ સાથે જ જૈનધર્મના કવિઓએ તીર્થંકરોના ઉપદેશોને કેન્દ્રમાં રાખી કાવ્યો લખ્યા છે, અને એ બધાને 'રાસ'નું નામ આપ્યું છે પરંતુ એ બધાને અત્યારના રાસ શબ્દ સાથે સંબંધ નથી, કારણ એમાં શૃંગાર કે લાલિત્ય વર્ણનો હોતા નથી પ્રધાન હેતુ ઉપદેશ કે કથાનો હોવાથી એ કાવ્યો ઉપદેશ-કાવ્યો કે કથાગીતો જ છે

આ સમય પછી ફેરફાર થતા જ રહ્યા છે ગરબી, ગરબો કે રાસડો એ રાસસાહિત્યના જ અંગો છે ગરબીનું સ્વરૂપ ટૂંકું, આકાર સુરેખ હોય છે અને પ્રધાનતઃ શૃંગારનો ભાવ રજૂ કરતી હોય છે ગરબો લાંબો અને વિશેષતઃ ધાર્મિક કે કથાનો ભાવ રજૂ કરે છે એને એનું સ્વરૂપ ગરીબ જેવું સુકુમાર સુરેખ લાવણ્ય હોય છે

આ તો નરસિંહના પૂર્વના સમયની વાત થઈ પણ મધ્યકાલીન સમય ઉપર આવતા ગુજરાતી સાહિત્યમાં જ આદિ કવિ ગણાયો છે તે નરસિંહ મહેતાએ પદો-વહેતા સમૂહનૃત્યને માટે ઉપયોગી થઈ પડે

એવાં પદો આપ્યા છે. 'રાસસહસ્રપદી' 'હીંડોળાના પદો' વગેરે સંગ્રહોમા આવાં હીંચવાળા પદો આવે છે વળી એના પદોના કેટલાક અંતરાઓ પણ ગરબીની સાખીનો ખ્યાલ આપે છે પ્રેમલક્ષણા ભક્તિમાં મસ્ત કવિએ રાધાકૃષ્ણનો શણગાર ગાયો છે અને એ બધા પદોમા ભાવની સુકુમારતા, શબ્દનું લાલિત્ય અને રાગની મધુરતા અનુભવાય છે.

'વહાલા મારા વૃન્દાવનને ચોક વિહિલા પધારજો રે,' 'મેહૂલો ગાજે ને માધવ નાચે' 'ક્યા જાઉં રે વેરણ રાત મળી' જેવા અનેક પદો આજે પણ આપણે સાંભળીએ છીએ

નરસિંહ પછી ગુજરાતની અજોડ કવયિત્રી મીરાએ પણ ગરબીઓ લખી છે સ્ત્રીસહજ મર્યાદાને લીધે એનાં પદોમા સંયમ અને મર્યાદા છે, છતા લાગણીની ઉત્કટતા અને તીવ્રતા છે નરસિંહ કરતા પણ કેટલીકવાર વધારે ઋજુતા અને રમણીયતા એના પદો દાખવે છે 'હારે કોઈ માધવ લ્યો!' 'મુખડાની માયા લાગી રે મોહન પ્યારા 'મને લાગી કટારી પ્રેમની' એવી તો અનેક ગરબીઓ સ્ત્રીઓને કંઠસ્થ થઈ ગઇ છે

આ બધા પદો ગરબી તરીકે ઓળખાવા ક્યારથી શરૂ થયા એ કહેવુ મુશ્કેલ છે, છતા ઈ સ ૧૭૦૦ની આસપાસ થઈ ગયેલા ભાણદાસની ગરબી ઉપરથી સૂચન મળે છે ભાણદાસે એક ઠેકાણે 'ગગનમંડળની ગાગરડી ગુણ ગરબી' કહી છે એટલે ગરબી શબ્દ ઈ સ ૧૭૦૦ પહેલાં પ્રચલિત હોવો જોઈએ

એક બાજુ ઊર્મિમય ગરબીઓનો વિકાસ થતો રહ્યો તો બીજી બાજુ શક્તિપૂજા તેમજ કથાત્મક સ્વરૂપના ગરબા પણ આપે જતા હતા કવિ વલ્લભની આવી કૃતિઓ મળે છે 'મા તું પાવાની પટરાણી કે કાળી કાળકા રે લોલ' એ તો આજે પણ ગવાય છે સામાન્ય રીતે શૃંગાર પ્રધાન ગરબીઓ સ્ત્રીઓ તેમજ દેવદેવીના ચરિત્રવાળા ગરબા પુરુષો ગાતા હોવા જોઈએ

મધ્યકાલીન સાહિત્યનો અજોડ ગરબી-સ્વામી તો દયારામ છે. એણે નરસિંહ, મીરા જેમ શૃંગારની ગરબીઓ આપી છે એની ગરબીઓ એના ઢાળ, માધુર્ય અને કુમાશને લીધે સ્ત્રીઓને ખૂબ પ્રિય થઈ પડી છે

'વ્રજ વહાલુ રે વૈકુંઠ નહિ જાઉં' કે 'શ્યામ રંગ સમીપે ન જાઉં', 'માનીતી છે તું મોહન તણી' જેવી એની ગરબીઓ ગુજરાતી સાહિત્યનો ચિરંજીવ વારસો છે.

આમ કરતા આપણે નર્મદના સમય ઉપર આવી પહોંચીએ છીએ ક્રાન્તિનો અને સુધારાનો વંટોળ વાતો દેખાય છે, એમાથી ગુજરાત અને તેનું સાહિત્ય કેમ મુક્ત રહે? કાવ્યના વિષય સાથે ગરબીનો વિષય પણ બદલાય છે નર્મદ 'સાંજની શોભા તો રળિયામણી જી રે' કહી પ્રકૃતિ-સૌન્દર્ય ગાય છે તો બીજી બાજુ નવલરામ 'બકરી બાઈના બેટડા'ની જાન કાઢી બાળલગ્નનિષેધક ગરબી ગાય છે પણ આ જ સમયે કવિ દલપતરામ હજી યે મધ્યકાળની પ્રણાલિકા સાચવી રાખે છે

'કારતક માસે આગળ કહે છે કંથને
હિમાળો વા વાયો રે હવકી ટાઢનો
પિયુ મૂકો પરદેશ જવાની વાત જો
એ માસે નવ જઇએ રે પિયુ પરદેશમા'

જેવી ગરબીઓ મળે છે ઢાળ અને વિષયમા તથા નિરૂપણમા મધ્યકાળનુ વાતાવરણ અનુભવાય છે

ત્યાર પછી પંડિત યુગના પાંડિત્ય અને વિદ્વત્તાના બોજા હેઠળ ગરબી અને રાસનું ઝરણું સુકાઈ જાય છે, પરતુ એ અસર ક્ષણિક રહે છે અને કવિ નાનાલાલથી આખોય રાસયુગ શરૂ થાય છે કવિશ્રી રાસના પિતા છે એ અર્વાચીન રાસસાહિત્યના સહસ્ર રશ્મિએ પ્રકાશના સૂર્ય છે એમણે દામ્પત્યના ઉદાત્ત ભાવો ગાયા છે મિલન અને વિરહ, આશા અને ઉમંગ જેવી પ્રાકૃત લાગણીથી માંડી યોગીની મસ્ત સમાધિ સુધી સકળ ભાવના એ ગાયક છે એમના 'રૂપલા રાતલડીમા કે 'ચંદ્રીએ અમૃત મોકલ્યા હો બ્હેન' કે હસકે હાથે તે મહીંગ વલોવજો' જેવી ગરબીઓએ ગુજરાતની સ્ત્રીઓને તો શુ પણ પુરુષોને પણ મુગ્ધ

કર્યાં છે કાઠિયાવાડમા રહીને લોકગીતોનુ આકંઠપાન કર્યાથી એમના રાસોના ઢાળમા વૈવિધ્ય આવ્યુ છે એમના રાસથી ગુજરાતી કાવ્ય સાહિત્યની સાંકડી સરિતા સલિલસંપન્ના બની ગઈ છે

કવિશ્રીની અસર ત્યાર પછી ઘણા કવિઓ પર થાય છે લલિતજી ખબરદાર કેશવ હ શેઠ, ત્રિભુવન વ્યાસ વગેરે કવિઓએ પણ રાસ લખ્યા છે પણ આ સૌમા ધ્યાન ખેચે છે બોટાદકર એમણે આપણા ઘર–જીવન અને કુટુબ જીવનના રાસ લખ્યા છે પુત્રીને સાસરે વિદાય દેતી માતાના હૃદયની વ્યથા ભાઇને માટે ઝખતી બહેન, ભાભીને જોઈ આનંદતી નણંદના ઉપકથનથી એમનુ રાસ સાહિત્ય ભર્યું પડ્યુ છે સ્રોતસ્વિની 'રાસતરંગિણી, વગેરે સગ્રહોમા આવા ઘણા રાસ છે

કવિ મેઘાણીએ પણ લોકગીતોનો સગ્રહ કર્યો છે 'રઢિયાળી રાત 'વેણીના ફૂલ મા લોકગીતનું સંપાદન જોઇ શકાય છે 'યુગવંદના'મા એમના મૌલિક રાસો પણ જોવાય છે 'ભેટયે ઝૂલે છે તલવાર જેવા ગીતો ખૂબ પ્રસિદ્ધ છે એમના ગીતોની હલક કારુણ્યને તાદશરૂપ ચીતરવાની કલાથી જનહૃદયમા એમણે સ્થાન પ્રાપ્ત કર્યું છે

૧૯૩૫ના અગેયતાના ઝઝાવાતમા વળી રાસનું વહેણ અટવાતુ દેખાય છે, છતા છૂટાછવાયા રાસ લખાયે જતા હતા. અર્વાચીન રાસસાહિત્ય ઉપર નજર ફેરવી જતાં આપણુને સ્પષ્ટ વિકૃતિ પેસતી જણાશે નાટક–સિનેમાના ગાયનોના રાહનું અનુકરણ, નાટકીય હાવભાવ, પહેરવેશની કૃત્રિમતા અને વધારે પડતી ચચળતા – એ રાસની અસલ ઝમકને ઝાંખી પાડી દીધી છે રાસ અને નૃત્ય વચ્ચેનો ભેદ પણ ભૂંસાઇ જતો લાગે છે એવા સમયમા પણ શ્રી સુંદરમનો રંગરંગ વાદળિયા કે શ્રી ઉમાશકરનો–'ભોમિયા વિના મારે ભમવા તા ડુગરા જેવા શુદ્ધ રાસો મળે છે

*

## જ્ઞાનેશ્વર અને સ્ત્રી

કહેવાય છે કે સ્ત્રીઓએ પતિદેવને પગને પગને ચાલવુ જોઇએ જ્ઞાનેશ્વરીમા એક વાકય આવે છે "પતિચીયા મતા અનુસરોની પતિવ્રતા ' પતિના મતને અનુસરનારી સ્ત્રી પતિવ્રતા છે તેમાં તેનું કલ્યાણ છે જ્યારથી મે આ વાચ્યુ ત્યાર થી હુ શોધતો જ રહ્યો કે જ્ઞાનેશ્વરને તે આ શુ સૂઝયુ પણ જ્યારે રાજવાડે-ની જ્ઞાનેશ્વરીની સશોધિત આવૃત્તિ મારા હાથમા આવી જેમા અસલના પાઠ ભેદ બતાવવામા આવ્યા છે તેમા મે વાચ્યુ તો આવુ નીકળ્યુ પતિચીયા વ્રતા અનુસરોની પતિવ્રતા" પતિના વ્રતને આગળ વધાવનારી સ્ત્રી પતિવ્રતા છે, પણ સમાજને જ્ઞાનદેવનુ આ વિચારવુ રુચ્યુ નહિ હોય એટલા માટે એણે વ્રતાને બદલે મતા કરી મેલ્યુ આ પરથી આપણને ખ્યાલ આવે છે કે સાહિત્યમા કેટલા બધા અત્યાચાર થયા છે એ આખી કહાણી ઘણી જ હૃદયભેદક અને રોમાચક છે

—વિનોબા



# ગાંધીજી ને માલવીયાજી

સીતારામ ચતુર્વેદી

પંડિત મદનમોહન માલવીયાજી અને મહાત્મા ગાંધી વચ્ચે કેટલો સ્નેહ હતો તેની એક ખૂબ સુંદર વાત છે સન ૧૯૪૬ની વાત છે સિમલા જતા પહેલાં ગાંધીજી દિલ્હીમા ૮૫ વર્ષના વૃદ્ધ માલવીયાજી પાસે વિદાય લેવા ગયા સરહદના ગાંધી બાદશાહ અબ્દુલગફારખાન તેમની સાથે હતા સોમવાર હતો એટલે ગાંધીજી માટે એ મૌનવાર હતો વાતચીતના જવાબો એ લખીને આપી રહ્યા હતા માલવીયાજી પોતાની પથારીમા તકિયાને અઢીને બેઠા હતા ગાંધીજીએ પૂછ્યુ 'કેબિનેટ' મિશન અને કારોબારી સમિતિના સભ્યો તો સિમલા જઈ રહ્યા છે તમે અહી રહીને શુ કરશો?' માલવીયાજીએ જવાબ આપ્યો 'કાશી પાછો ફરીશ' આથી ગાંધીજીને થોડી શાંતિ થઈ એમને ડર હતો કે કદાચ ઉત્સાહમા આવી જઈ માલવીયાજી સીમલા જવાની જીદ ન ને તેમની અવસ્થા ઘણી થઈ હતી ને તબિયત પણ સારી રહેતી નહોતી, તે હતા પૂરેપૂરા ચેતનાવાળા

એમની આ ચેતના પર આશ્ચર્ય વ્યક્ત કરતા ગાંધીજીએ પૂછ્યુ 'તમે આ બધી ચિંતા હવે ક્યારે છોડશો?'

માલવીયાજીએ વિનોદભરી આમ ઉત્તર આપ્યો, 'ચિંતા જ્યારે મને છોડશે ત્યારે!'

ગાંધીજીએ લખીને પૂછ્યુ 'તો મારા જેવા જુવાન માટે કઈ બાકી નહી રાખો? આનાથી તો હુ છુ તેથી પણ વધારે જુવાન થઇ જઇશ

'આ જુવાન તો હજુ ઘણા દિવસ સુધી જુવાન રહેવાનો છે' માલવીયાજીએ બહુ ધીમા અવાજે પ્રેમભરી દૃષ્ટિએ કહ્યુ

પણ ગાંધીજી કયા એમ હારી જાય તેમ હતા? તેમણે માલવીયાજીને કહ્યુ 'તમે મારા ઉપર જે ભાર નાખવા ઇચ્છતા હો તે હવે નાખો પણ તમે હવે બધી ચિંતા છોડો ને તમારી શક્તિ મને આપો'

'નામજાપથી વધારે બીજી કોઈ શક્તિ નથી' માલવીયાજીએ ઉત્તર આપ્યો

'નામજાપ તો નિરંતર ચાલ્યા જ કરે છે, પણ તમારા જેવુ જ્ઞાન ક્યાથી લાવુ? આ ખુશામત નથી કરતો, પણ મારી પાસે સાચે જ ભાગવત ને મહાભારતનું જ્ઞાન નથી.'

'પણ તમારી પાસે રામનામ તો છે ને? એ બધા જ્ઞાનનો નિચોડ છે'

'નિચોડ છે એ તો હુ જાણુ છુ, પણ છતા તમારા જ્ઞાનની મને ઈર્ષ્યા થાય છે ઠીક, હવે તમારે સ્વસ્થ બનવુ પડશે તમારુ બધું જ્ઞાન હવે એ માટે વાપરો'

'હું સારો થઈ જઇશ' માલવીયાજીએ કહ્યુ

અહી માલવીયાજીના પુત્ર રાધાકાંતજીએ ગાંધીજીને કહ્યુ કે, 'વનસ્પતિ ઘી સબંધી આપે 'હરિજન'માં જે લેખ લખ્યો હતો એ મે પિતાજીને વંચાવ્યો હતો એમને એ બહુ ગમ્યો હતો

તરત જ માલવીયાજી બોલી ઊઠયા, 'આ વનસ્પતિ ઘી બહુ ભયંકર વસ્તુ છે એક બાજુ વનસ્પતિનો ફેલાવો થઈ રહ્યો છે ને બીજી બાજુ ગાયોની કતલ થઈ રહી છે આ બંનેની વચ્ચે લોકોના જીવનની દોરી કપાતી જાય છે જાણે કે જાણીબૂજીને આ થઈ રહ્યુ છે ગાયના દૂધ સબંધી તમે જે કંઈ કર્યું છે તેથી હુ બહુ પ્રસન્ન છુ'

ગાંધીજીએ કહ્યુ 'એ તો કરતો રહીશ, પણ એમા મને વેપારીઓની મદદ જોઈએ એમ થાય તો જ આ યોજના બરાબર આગળ ધપે ઠીક હવે રજા લઉં'

ગાંધીજીએ નમસ્કાર કર્યા અને માલવીયાજીએ હસીને વિદાય આપતા બહુ ધીમા અવાજે નીચેનું ભજન ગાયુ

'અપનેકો નહી મૂલ
જહં રહીએ મહં રહીએ,
જયો ગુલાબકો ફૂલ'

પણ આજે તો ગાંધીજી નથી ને માલવીયાજી પણ નથી આજે તો આ બંનેની આ પંક્તિ વારંવાર સ્મરણમા આવે છે

નૈનનમે જે સદા રહતે, તિનકી,
અબ કાન કહાની સુન્યૌ કરે

# ગૃહસ્થાશ્રમ : સંન્યાસની અભ્યાસભૂમિ

રાજાજી

નાવ પાણી ઉપર તરે છે, પણ નાવમાં પાણી ન ઘૂસી જાય એની સાવધાની રાખવી પડે છે જો નાવમાં પાણી ભરાઈ ગયું તો નાવ ડૂબી જાય છે આવી જ અવસ્થા સંસારમાં રહેલા મનુષ્યની હોય છે એણે મમતાનું પોતાના અંતઃકરણ ઉપર લેપન આવરણ થવા દેવાનું નથી, અથવા પોતાના મનરૂપી નૌકામાં સંસારના આકર્ષણો કે આસક્તિઓરૂપી જળ ઘૂસવા દેવાનું નથી જો સંસારની આસક્તિઓ તેના મનમાં ઘૂસી તો એ માણસ સંસારરૂપી સમુદ્ર ઉપર તરી ન શકતાં તેમાં ડૂબી જશે

આપણે ગૃહસ્થનું સાંસારિક જીવન ભલે વિતાવીએ, ગૃહસ્થધર્મનું, એનાં કર્તવ્યોનું પાલન ભલે કરીએ પરંતુ સતત એ વાતનું ધ્યાન રાખીએ કે સંસારની આસક્તિઓ આપણી ચિત્તનૌકામાં કાણું પાડીને તેમાં પેસી તો જતી નથી ને ? અથવા સંસારનાં આકર્ષણોમાં આપણું મન બંધાઈ તો જતું નથી ને ? જ્યારે આપણે ઘરબાર, કામધંધો અથવા વ્યાપાર-વ્યવહારના કામમાં જોડાઈએ ત્યારે આ જાતની સાવધાની રાખીને જ એ કામો કરીએ આ જાતની સાવધાની રહેવી એ પણ એક રીતે ભગવાનનું સ્મરણ જ છે

આયા પોતાની શેઠાણીના સંતાનને પોતાનું દૂધ ધવડાવે છે, એને પ્રેમથી પાળે-પોષે છે જાણે એમ જ લાગે છે કે એ બાળક એનું જ છે પરંતુ ખરી રીતે તો એ આયા પોતાનું કર્તવ્ય જ બજાવે છે એને સતત ભાન રહે છે કે આ બાળક મારું નથી અને જ્યારે એ મોટું થશે ત્યારે મારી સાથે એનો કોઈ સંબંધ નહીં રહે કેવળ ધવડાવવાનો જ સંબંધ આની સાથે મારો છે સાચા અનાસક્ત ગૃહસ્થાશ્રમીની પણ પોતાના કુટુંબ પ્રત્યે આવી જ ભાવના રહેવી જોઈએ

જ્યારે કોઈ નોકર બાઈ પોતાના માલિકના ઘર વિશે કંઈક કહે છે, ત્યારે 'અમારું ઘર એમ કહીને તેનો ઉલ્લેખ કરે છે ત્યારે એના મનમાં એ ઘર વિશે કેવો ભાવ હોય છે ? ખરી રીતે તેનું પોતાનું ઘર તો ગામડામાં હોય છે અને તે તો ફક્ત નોકરી કરવા જ શહેરમાં આવી હોય છે તે પોતાના માલિકના ઘરને 'પોતાનું ઘર' કહે છે માલિકના બચ્ચાને ખોળામાં લે છે ધવડાવે છે રમાડે છે, અને કહે છે 'મારો પ્યારો લાલ ખૂબ ડાહ્યો છે' આ રીતે એ શબ્દોથી પ્રેમ વરસાવે છે પરંતુ આ બધું કહેવા છતાં તે ભૂલતી નથી કે એનો લાલ તો એની માલિકણનો બેટો છે પોતનો નથી અને પોતાનું બાળક તો પોતાના ગામમાં પોતાની માની પાસે છે આ જ પ્રમાણે ગૃહસ્થોએ પણ પોતાના ગૃહવ્યવહારનાં કર્તવ્યો આ નોકરી કરનારી બાઈના જેવી જ અનાસક્ત ભાવનાથી, કર્તવ્યના નિષ્ઠરૂપે કરવાં જોઈએ

ગૃહસ્થાશ્રમીએ સમજી રાખવું જોઈએ કે પોતાનું ઘર એ તો ભગવાનનું ઘર છે ભગવાન પોતાનો માલિક અથવા શેઠ છે તેના ઘરમાં પોતાને કર્તવ્ય બજાવનાર નોકરની જેમ નિર્મમ, અનાસક્ત ભાવથી રહીને ફરજોનું પાલન કરતાં જીવન વિતાવવાનું છે જો આ ભાવના મનમાં ઊતરી ગઈ તો પછી એ જીવનવ્યવહારમાં પણ વણાઈ જશે જે લોકો ગૃહસ્થજીવન વિતાવતા હોવા છતાં અનાસક્તિની સાવધાનીથી યુક્ત છે અથવા ભગવાનને પ્રાપ્ત કરવા માટે પ્રયત્નશીલ છે તેઓ કિલ્લામાં રહીને બહારના શત્રુઓ સાથે યુદ્ધ કરી રહેલા સૈનિકો જેવા છે પરંતુ જે લોકો સંસારની સાથેનો સંબંધ તોડીને ભગવાનને મેળવવા માટે ભટકે છે, તેઓ કિલ્લાની બહાર નીકળીને શત્રુઓની સાથે ઝૂઝનારા સૈનિકો જેવા છે બંને જો કે યોદ્ધાઓ તો છે જ પરંતુ કોટની અંદર રહીને લડવામાં કંઈક પણ લાભ છે યા સલામતી છે એથી સંસારનો ત્યાગ ન કરીને એ રીતે અનાસક્તિ સાવધાન રહેવામાં કોઈ દોષ નથી

જેમ સૈનિકો લડાઈમાં જતા પહેલાં નિશાન

તાકવાનો અભ્યાસ કરે છે, તેવી જ રીતે કૌટુંબિક જીવન પણ ત્યાગ અથવા અનાસક્તિનો અભ્યાસ કરવાની ભૂમિકા છે પરિવાર યા કુટુંબમાં રહેવાનો લાભ એ છે કે તેમાં એ જીવનના બધા અનુભવોનો લાભ મળે છે એ અનુભવોની સાથે ત્યાગ અથવા અનાસક્તિની ભાવના દૃઢ કરવાની તક ગૃહસ્થાશ્રમમાં રહેલી છે આથી કુટુંબને અનાસક્તભાવ કેળવવા માટેની એક વ્યાયામશાળા સમજવી જોઈએ વ્યાયામ શાળામાં જેમ શરીરને દૃઢ કરવાનાં સાધનો સગવડો રહેલાં હોય છે, તેમ કૌટુંબિક જીવનના વ્યવહારોને અનાસક્તિ કેળવવાની તાલીમ યા સાધનોરૂપે બનાવીને ચાલવું જોઈએ આ રીતે કૌટુંબિક જીવનના સંપર્કમાં રહેવાથી મનને શુદ્ધ અને બળવાન બનાવી શકાય છે

જે પોતાના પિતા અથવા પત્નીની સાથે કજિયો કરીને ઘરસંસારનો ત્યાગ કરે છે તે સંન્યાસી નથી એ તો 'સ્ત્રી મરી ગઈ અને સંપત્તિ નાશ પામી એથી મુંડ મુંડાવીને થયેલા સંન્યાસી' ( 'નારી મૂઈ ઘર સંપત નાસી મુંડ મુંડાય ભયે સંન્યાસી।' ) જેવું છે અને આવો સંન્યાસ વધારે દિવસ ટકી પણ શકતો નથી આ માણસ ભલે સંન્યાસીનો વેષ ધારણ કરી રહે, પણ એનું મન તો ફરી એ સંસારની બાબતોમાં જ ઉત્કંઠિત યા લાલચુ બની રહે છે અને આમ તે ગૃહસ્થાશ્રમ અને સંન્યાસ ઉભયભ્રષ્ટ, બંને તરફથી પતિત બને છે

જે માણસ સાંસારિક કાર્યોને ભગવાનનાં કાર્યો સમજીને નિષ્ઠાપૂર્વક કરતો રહે છે અને મનથી તેમાં અનાસક્ત રહે છે, તે માણસ સંસારી હોવા છતાં ત્યાગનો સાચો લાભ પ્રાપ્ત કરે છે તે બધાં કાર્યોને ભગવાનની પૂજારૂપ સમજીને કરે છે અને શુદ્ધ અંતઃકરણથી તેમાં નિર્લેપ ભાવે રહે છે આવા લોકોને જ છેવટે એવો અનુભવ થાય છે કે આ સંસારમાં જે કંઈ છે, તે બધું ભગવાનનું જ રૂપાંતર છે

*

## દૃષ્ટિ બદલાય તો કેવું સારું?

'ગુલાબોના કાંટા ભણી ન વળવા દે નજરને ,
મને એની મીઠી સુરભી મહીં જ દાટી દે ને!'

જીવનમાં એકલા સુખને યાદ રાખી શકીએ, દુઃખને વિસારી શકીએ અને દુઃખો જો યાદ રાખીએ તો માત્ર એના અનુભવે મળેના શિક્ષણ પૂરતા, તો એથી માણસનું સુખ અનેકગણું ન વધી જાય?

બાળક જન્મે છે ત્યારે કેવું સુંદર લાગે છે! કલ્લોલ કરતું એ જીવનને વધાવે છે એના મનમાં માત્ર ગુલાબી જીવનની જ કલ્પના છે, એની પછાડી રહેલા કાંટાનું એને ભાન નથી તેથી તેના મનમાં દુઃખ નથી, નિરાશા નથી આશા ને ઉત્સાહથી તે ભર્યું ભર્યું છે

તેવી જ રીતે જીવનમાં અનેક સુખ ઝીલતા ઝીલતા અનેક દુઃખરૂપી કાંટા વાગે છે એ કાંટાને ભૂલી જઈ માત્ર એ ગુલાબને, એ સૌંદર્યને, જીવનમાંથી મેળવેલા એ સુખમાત્રને યાદ કરી આપણી આશા અને ઉત્સાહને સજીવન રાખી શકીએ તો?

તેમ જ બીજાના ગુણ જોઈ શકીએ અને તેમનામાં રહેલા દોષ પ્રત્યે આપણી નજર ન વળે, તોયે આપણે કેટલા વધારે સુખી થઈએ!

પણ કમનસીબે ગુલાબના સૌંદર્યથી માણેલો અનુભવ ભૂલી જવાય છે, પણ વાગેલા કાંટાનું દુઃખ ઘડીભર વીસરાતું નથી કોઈએ આપણા ઉપર કરેલા ઉપકાર ભૂલી જવાય છે, પણ અપકાર ભૂલી શકાતા નથી એના ગુણને ભૂલી જઈએ છીએ પણ એના દોષો પહાડ જેવા બની જાય છે

એ દૃષ્ટિ જો બદલાય તો સમસ્ત જીવન કેવું સુખમય બની જાય!

# ઈશ્વરના આંસુ

વિનોદ અજમેરા

વિશાળ એવો વડ હતો જાણે કે નાનો સરખો કબીર વડ ! એ વડની છાયા તળે માણસ પશુ પંખી સર્વે કિલ્લોલ કરતા એ વડ તળે હજારો માણસો આરામ લઇ શકતા એમ કહીએ તોય ચાલશે કે તે માણસ, પશુ પંખી સર્વેનું આશ્રયસ્થાન હતુ, કારણ કે એટલામા એ પાંચ માઈલના ઘેરાવામાં ઝાડ પાનનું નામનિશાન ન હતુ વની બને તરફ ધુગ છવાયા ખાડા ટેકરા હતા એટને ત્યા ખેતી બહુ ઓછી થઈ શકતી ને ત્યાની જમીન પણ કસ વિનાની હતી અને તેમાય વળી બે ત્રણ વરસથી મેઘરાજાના રિસામણા-મનામણા ચાલતા એટલે વળી પૂછવુ જ શુ ?

એ વડની છાયામા જ્યા હજારો માનવીનો સમાવેશ થઇ શકે ત્યા અત્યારે બે જ જણ ઊભા હતા એક હતા રામો મુંબઇનો ઘાટી રામો નહિ ? પણ ખેતર-વાડી વડ વડલા નો માલિક એ રામો હતા તેનો રંગ જોતા એમ જ લાગતુ હતુ કે તે અને અમાસની રાત્રી બને ગયા જનમના ભાઈ-બહેન હશે ! તેના અંગ ઉપર માત્ર એક જ ચોરણી હતી, પરંતુ ચોરણીમા મૂળ કપડુ કયુ હશે તે કહેવુ મુશ્કેલ હતુ તે લામો અને પંછંદ યુવાન હતો તેનુ શરીર મજબૂત અને કસાયેલુ હતુ બીજા હતા ટોપીવાળા ઇજનેર સાહેબ એ રંગે નહી શ્યામ તેમજ બહુ ગોરા નહિ ! તેમનું શરીર મધ્યમ હતુ સાહેબે સુંદર મજાનુ પેંટ અને રેશમી બુશશર્ટ પહેર્યા હતા

સાહેબ રામાને કંઈક સમજાવી રહ્યા હતા 'જો રામા આ તારુ ખેતર વાડી અને વડદાદાને કાઢી નાખવામા આવશે અને ત્યા મોટુ જબ્બર રેલ્વે સ્ટેશન થશે કારણ કે આ જમીનના કટકા સિવાય આટલામા ક્યાય સમતળ જમીન નથી તારી જમીનના સરકાર તને પૂરેપૂરા નાણા આપી દેશે અને સાહેબ વાક્ય પૂરુ બોલી રહે ત્યા તો રામો બોલી ઊઠયો કે, મારુ ખેતર વાડી અને ચાહે તો મારો જાન પણ લઇ લો પણ મારા આ વડદાદાને રહેવા દયો એનો વિનાશ ! ના, ના, પુત્ર પિતાનો વિનાશ તેની સમક્ષ થતો હોય અને તે બેઠા બેઠા કેમ જોઇ શકે ? મારા દાદાનો વિનાશ હુ મારી સમક્ષ કદી નહિ થવા દઉં એના ખોળે હુ ઊછર્યો છુ-અરે જનમ્યો છુ એમ કહીશ તો પણ ચાલશે દા । અને હુ બાળસખાથી છીએ મારા બચપણની મોજ-મસ્તી અને આનંદના હુ અને દાદા ભાગીદાર છીએ ' આટલુ બોલીને રામો શ્વાસ લેવા થોભ્યો ત્યારે સાહેબ બોલી ઊઠયા, 'અરે ગાંડા, અત્યારે પંચવર્ષીય યોજના ચાલી રહી છે અને એ પુરી ત્યારે થશે કે જ્યારે એક એક ભારતવાસી અને તેમાય ગ્રામવાસી સંપૂર્ણ સાથ આપે ત્યારે આ ગામડા નંદનવન બની જશે ગામડે ગામડે દીપમાળાઓ પ્રગટી ઊઠશે અને દરેક ગામડે રેડિયો, રેલગાડી, તાર-ટપાલ, સિનેમા અને જ્ઞાન વિજ્ઞાનના આધુનિક સાધનો આવશે તમારા અજ્ઞાન અને વહેમના અંધકારને ભગાડવા જ્ઞાનરૂપી દીપકો આવશે અને હુન્નર ઉદ્યોગ, કળા કારીગરીના કારખાના સ્થાપવામા આવશે અને ગામડા જેમ મોરલીથી સર્પ ડોલી ઊઠે તેમ ગામડ, ગામડુ મટીને આબાદ શહેર બની ડોલી ઊઠશે અને ગામડાઓ ઉન્નતિના શિખરે જઈ બિરાજશે

ત્યા રામાનું શાંત થયેલુ ચિત્ત ફરી ઊકળી ઊઠયુ અને તે બોલી ઊઠયો કે, મારે ઉન્નતિના શિખરે નથી બેસવુ મારે તો મારા દાદાના ખોળામા-એની છાયામા બેસીને હૃદયનો આનંદ લૂટવો છે મારે માટે એ દુનિયાનુ ઉત્તમમા ઉત્તમ શિખર છે, મારે મન એ સર્વસ્વ છે મારુ જીવન મારુ મૃત્યુ એ સર્વ મારા દાદામા સમાઇ જાય છે ' આટલુ બોલી રામો શાંત રહ્યો

સાહેબે કહ્યુ, જો રામ અહી સ્ટેશન બનશે. દવાખાનુ પણ થશે અને સાથે સાથે પાવર હાઉસ પણ થશે અને તેના મારફત ગામડે ગામડે વિજળી પહોચતી કરી શકાશે મફત અને ફરજીઆત શિક્ષણ પણ

દાખન કરી શકાશે અને સરકાર તમને લોકોને સુધા રવા ઘણા પ્રયત્નો કરશે માટે રામા તારા હિત માટે નહિ પણ સર્વેના હિત માટે અને પ ચવર્ષીય યોજના સફળ બનાવવા તમારા લોકોએ ખભે ખભા મિલા વીને કામ કરવુ જોઈએ અને સપૂર્ણ સાથ આપવો જોઈએ બલિદાન વિના સિદ્ધિ ન સભવે અને તમારા સહકાર વિના પ ચવર્ષીય યોજના પૂરી પણ ન થાય

તરત જ રામાએ કહ્યુ 'કોની પ ચવર્ષીય યોજના ? સરકારની, પ્રધાનોની મૂડીદારોની કે આ ઉઘાડે માથે, ઉઘ ડે પગે અને ઉઘાડે ડીલે ફરતા ગરી બોની ? ના, ના, એ પ ચવર્ષીય યોજના તો મહેલો મા રહેતા, મોટરોમા ફરતા અમન ચમન-મોજશોખમા રાચતા એ મૂડીદારો માટે છે એ લોકો પ ચવર્ષીય યોજનાઓના ઓઠા હેઠળ ગરીબોના પૈસા નહિ પણ લોહી પણ ચૂસી રહ્યા છે

અમારા જીવનમા આન દ ઉલ્લાસ ઉત્સાહ અને મોજશોખનું સ્વપ્નેય નામ નથી પર તુ મારા દાદાને જોઈએ છીએ અને એની છાયા તળે વિસામો લઈએ છીએ ત્યારે અનેક રાહગીરોના અ તરમા આન દની છોળો પ્રગટી ઊઠે છે હૈયુ નાચી ઊઠે છે અને મન પ્રફુલ્લિત બની જાય છે અને સ્વર્ગીય અનેરો આન દ ઉત્પન્ન થાય છે એવા અમારા અનેકના દાદાનો વિનાશ મારાથી કેમ સાખી શકાય ?

'અહી મોટુ સ્ટેશન થાય અમારા ગામની મહત્તા વધે એ બધુ મારે ન જોઈએ એ સ્ટેશનની સ્થાપના તમે બીજી કોઇ જગ્યાએ કરો પર તુ આ ગરીબના ખેતરમા કરી અમારા દાદાથી તમે અ ળગ ન કરો એટલુ બોલતા જ રામો રડી પડ્યો અને સાહે બના પગમા પડી ગયો અને બોલ્યો સાહેબ મા-બાપ હુ તમારે ખોળે મારુ જીવન અર્પણ કરુ છુ તમે મારુ સર્વસ્વ લઈ લો પર તુ મારા દાદાનો વિનાશ કેમેય કરીને અટકાવો એટલુ બોલી રામો શાત થયો

સાહેબે રામાને આશ્વાસન આપતા કહ્યુ કે રામા આમા મારુ તો ચાલે તેમ નથી હુ પણ આખર એક માનવી અને તે પણ તાબેદાર નોકર છુ અને આ સ્થળ સિવાય બીજે સ્ટેશન નાખવા ક્યા બેસે ? બીજે નાખે તો ઘણો ખર્ચ થઇ જાય અને આજુબાજુના ગામડાવાળાઓને પણ અગવડતા પડે અરે ગા ડા, તારે તો હજારો માનવીના સુખ ખાતર દુ ખ વેઠવાનુ છે, તેમા થઈ શુ ગયુ ? આવ બનાવ બનવાનો થાય તો થોડી વાર છે ખાઇ લે, જીવનમા બનનાર બનાવને રોકી શક વાનો મિથ્યા પ્રયાસ માનવીએ કરવા પ્રયત્ન જ ન કરવો જોઇએ કારણ કે તેને કોઈ રોકી શકનાર નથી' એમ ભવિષ્યવાણી ઉચ્ચારી સાહેબે ઝૂપડી તરફ પ્રયાણ કર્યુ અને રામાએ પણ સાહેબનું અનુકરણ કર્યુ

ઉનાળો અને તેમાય વૈશાખનો બપોર હતો સૂર્યદેવ કોપાયમાન થઈ પોતાનો ગુસ્સો ધરતીમાતા ઉપર લોકો અને પશુ પ ખીઓ ઉપર વરસાવી રહ્યા હતા સીમમા નિ શબ્દતા છવાઇ ગઇ હતી, કારણ કે સાતી છૂટી ગયા હતા

ધરતીમાતા તાવની પેઠ સખત તપી રહ્યા હતા એવે સમયે એક ખેડૂત સ્ત્રી તથા તેનો નાનકડો પાચ સાત વર્ષનો પુત્ર પોતાના પિતાને ભાત પહોચાડવા જઇ રહ્યા હતા બાળક ઉઘાડે માથે ઉઘાડે ડીલે અને ઉઘાડે પગે હતો ફક્ત તેના શરીર ઉપર એક જ ચડ્ડી ફાગલ તૂગલ પહેરી હતી તે હસતુ રમતુ નાચતુ-કૂદતુ પોતાના પિતાને મળવાના ઉમ ગમા ધરતી માતાનો અને સુર્ય દેવનો અત્યાચાર સહન કરતુ પોતાની માતાને નિત નવા પ્રશ્નો પૂછતુ ચાલ્યુ જતુ હતુ

હૈ મા આ ભો આજે આટલી બધી કેમ તપી રહી છે ? ત્યારે તેની મા હસીને વિચિત્ર સવા લનો જવાબ સસ્મિત વદને કહેતી કે બેટા એ ધરતી માતાને પણ માણસની પેઠે તાવ આવ્યો છે।

ત્યા વળી બાળક પૂછતુ 'પણ મા, તને તાવ આવે છે ત્યારે તેના લીધે પગને કળતર થતુ થાતુ પણ આ તો મારો પગ અને શરીર બ ને તપી રહ્યા છે પણ મા આને લોકો ધરતીમાતા શા માટે કહે છે ? માતા તો તેને કહેવાય કે જે ખુદ દુ ખ સહન કરી, પોતાના પુત્રને સુખ અર્પે, પણ મા મા, આ ધરતીમાતા તો તપી રહે છે અને બાળીને પણ રહી છે

થોડીક ક્ષણના મૌન બાદ વળી બાળક બોલી ઊઠયુ, 'હે મા, માણુસો પગમા જોડા શા માટે પહેરે છે? પેલો મુખીનો છોકરો મગનો કહેતો હતો કે જોડા પહેરવાથી પગ ના બળે પણ મા, મા, મારા તારા અને બીજા અનેકના પગમા જોડા કેમ નથી હોતા?

ત્યારે માની આખમા આસુની રેલ ઊભરાઇ જવા છતા હસતા હસતા જવાબ દેતી 'બેટા, પૈસા હોય તો જોડા તો શુ બધુ ય મળે પણ ઓછુની સાન માણુસોના પાપે કહો કે કુદરતનો ન્યાય! મેઘ રાજા રૂઠયા છે તેથી ખેડૂતોની સ્થિતિ નબળી છે' બાળકે પ્રશ્ન કર્યો, 'તો શુ શાહુકારો ખેડૂત નથી? ત્યારે તેની મા મૌન જ રહી 'પણ હે મા, તુ તો કહે છે ને કે આપણે કદી જુઠુ બોલવુ નહિ ચોરી કરવી નહિ કોઈનુ બૂરુ કરવુ નહિ એ પ્રમાણે આપણે નીતિની ધાર ઉપર ચાલીએ છીએ છતા આપણા વાડી-ખેતરમા વરસાદ કેમ નથી વરસતો? એકના પાપે કંઇ બધાને થોડા મારી નખાય છે? હે મા! આ તે કેવો ભગવાન છે? મા, જો ઈ ભગવાન હોઉં ને તો પાપીના ખેતરમા ન વરસાવુ અને સારા માણસોના ખેતરમા વરસાવુ જેથી પાપીઓ પોતાની ભૂલ સમજી પ્રાયશ્ચિત કરે અને તે લોકો સુધરી જાય' અને પોતાનુ ખેતર આવતા બન્નેનો વાર્તાલાપ અટકી પડયો બાળક ઉમગથી તેના પિતાને ભેટી પડ્યુ અને ત્રણે પોતાના ખેતરથી રામાની વાડીએ દાદાના ઓળે ભેગી ખાવા માટે ગયા, જ્યા આસપાસના ખેતરોના ખેડૂતો બપોરના સમયે ખાવા આવતા, આરામ કરતા અને બે ઘડી સુખદુખની તેમજ આનદની વાતો કરી પુન કામે વળગી જતા

સૂરજ આથમી રહ્યો હતો ત્યારનુ દૃશ્ય ખર ખર સુદર હતુ! સધ્યા વધનની નાયિકાએ કેસરફ રગનુ પ્રદર્શન કરી, પૃથ્વીને સોહામણી બનાવી દીધી હતી એવે સમયે દૂરથી ધૂળના ગોટેગોટા ઉડતી એક બસ આવી રહી હતી! જાણે કે મોટુ સૈન્ય આવી રહ્યુ ન હોય તેવો ભાસ થતો હતો બસ રામાની વાડીએ આવી અટકી ગામડાના લોકો આજુબાજુના ખેતરોમાથી આવી ટોળે મળ્યા તે બસમાથી કેટલાક મજૂરો તથા વડા ઇજનેર સાહેબ બહાર નીકળ્યા રામાએ ડેપ્યુટી સાહેબનુ સલામથી સ્વાગત કર્યુ.

મોટા સાહેબે રામાને સમજાવ્યો, આશ્વાસન આપ્યુ અને તેના હાથમાં બડલ મૂકયુ ત્યારે રામો બોલી ઊઠયો 'ના, સાહેબ, ધરતી તો ગરીબ, તવગર સર્વેની માતા કહેવાય માતાના વેચાણના પૈસા કેમ લઈ શકાય? માતાને વેચનાર પુત્ર કયા ભવે છૂટે? હુ મારી જમીન સરકારને મફત આપી દઉં છુ છતા સાહેબ, બની શકે તો હુ તમારે પગે પડીને કહુ છુ કે 'બાબા, આ મારા વડદાદાને બચાવો તેનો વિના હુ જીવતા તો નહિ જ જોઈ શકુ તેના વગર હુ એક પળ પણ જીવી શકીશ નહી'

મોટા સાહેબે કહ્યુ, 'રામા, સન્નેગરશાન એ બનુ અશક્ય છે નહિ તો અમે તને ટેશન શા માટે કરીએ? અને લે આ પૈસા, તુ બક્ષીસ સમજીને લઈ લે, વેચાણ પેટે નહિ અને જો આ સ્ટેશનનુ નામ 'રામપુર' રાખવામા આવશે હજારો નહિ પરતુ લાખો લોકોના આશિષ તને મળશે અને તુ, તારા દાદા અને આ ખેતર બધાય લોકોના દિલમા રુચિના ચિન્હ તરીકે જળવાશે' આટલુ બોલી સાહેબે પરાણે રામાના હાથમા નોટોનુ બડલ મેલી દીધુ અને સૌ પોતપોતાના નિવાસ સ્થાને ખિન્ન હૃદયે ચાલ્યા ગયા

સૂર્યોદય થયો, સૌ પોતપોતાના કામે લાગી ગયા મજૂરો પણ ચા નાસ્તો કરીને પોતાના સાધનો લઇને વડદાદાને કાપવા માટે બહાર નીકળ્યા મોટા સાહેબે રામાને બૂમ પાડીને બહાર આવવા માટે બોલાવ્યો, પરતુ ઝૂપડામાથી કઇ જવાબ મળ્યો નહી એટલે સાહેબે એક મજૂરને બોલાવી લાવવા કહ્યુ, પરતુ મજૂરે અદર જતાજ તેણે નોટોના બડલની જગ્યાએ તે બડલની રાખ જોઈ વળી ત્યા રામો ન હતા સાહેબના કહેવાથી મજૂરોએ વડદાદાની એક પછી એક ડાળી કાપવાની શરૂઆત કરી

કડડડભૂસ કરતી પેલી ડાળ તૂટી તેના અવાજ સાથે વૃક્ષ પરથી એક બીજો ધબકારો સંભળાયો અને જોયુ તો એ હતી રામાની લાશ! અને થોડીવાર પછી એકાએક આકાશમા વાદળા ચડી આવ્યા અને ઇશ્વરે પોતાના આસુથી રામાને તથા તેના વડદાદાને અજલી આપી અને એ અજલીરૂપી 'ઇશ્વરના આસુ' થી બધાના દિલમા ઉદાસીનતા છવાઈ ગઈ —સવિતા

# મહત્ત્વાકાંક્ષી માનસ

બચુભાઇ મહેતા

સમાજમાં જુદી જુદી પાયરી ઉપર કામ કરતા ઘણાખરા માણસોને તેમના કામ સબંધે પૂછશું તો તેઓ પણ એ જ જવાબ આપશે કે તેમનું અત્યારનું કામ તેમને ગમતુ નથી કંઈક સર્જનાત્મક કામ કરવાની પોતાની રુચિ છે

વાત તો સાચી છે કે પોતાને મળેલ કામ જો પોતાની રુચિને અનુકૂળ ન હોય, તો તે છોડીને માણસે પોતાને ગમતુ કામ મેળવવા કોશિશ કરવી ઘટે મનપસંદ કામથી માણસનો આત્મસંતોષ અને કાર્યક્ષમતા બંને વધે

પણ જો વર્તમાન કામ પ્રત્યેનો અસંતોષ બહુ તીવ્ર ન હોય તો બહેતર છે કે તેને ધીમે ધીમે નિર્મૂળ કરી, ચાલુ કામમા જ ચિત્ત ચોટાડી તેમા રસ પેદા કરવો અને સફળ થવા પ્રયાસ કરવો

દરેક કામમા વત્તેઓછે અંશે મૌલિકતાને અવકાશ હોય જ છે માત્ર તેમા રસ કેન્દ્રિત કરી એકાગ્ર પ્રયત્ન વડે તેને ખીલવવી જોઇએ કબીરજી વણતા વણતા જ પરમાત્માના તાણામાં નિજાત્મનો વાણો પરોવી ભવ તરી ગયા

કામ કેમ થતુ નથી આમા મજા કે સફળતા નથી માટે બીજુ કંઇક આથી વધારે સારુ હશે એવી ભ્રામક માન્યતા પણ ઘણી વાર માણસમા અસંતોષ જગાડતી હોય છે પણ યાદ રાખીએ કે આ હારેલાની મનોદશા છે આપણા પ્રયત્નોની કચાશ કે સંજોગોની પ્રતિકૂળતાને કારણે આપણે સફળ ન થઇએ કે આનંદ ન લઈ શકીએ, તે બનવા જોગ છે આપણી આસપાસ આનંદનો સાગર ઊછળી રહ્યો છે માત્ર તે મેળવવાની આપણી વૃત્તિ અને દૃષ્ટિ જોઇએ કાર્યમા કવિતા અને જીવનમાં આનંદ ભર્યા પડ્યા છે તેનતાને માણતાં આવડવુ જોઇએ અને માનો કે અણગમતુ-વણફાવતુ કામ છોડીને આપણે બીજા કામમા જોડાયા પણ તેથી કંઈ આપણને તેમા સફળતા અને આનંદ મળશે જ, એવુ ખાતરીથી તો કેમ જ કહી શકાય? આપણી એક જૂની કહેવત છે કે 'ઘરની દાઝી વનમા ગઈ, તો વનમા લાગી આગ!' ચાલુ કામના થોડા તાપથી અકળાઇને ભાગતા, ક્યાંક ઉગ્ર આગમા ન પડાય, તેની સાવધાની જોઈએ

એટલે વર્તમાન જીવનકાર્ય પરત્વે જન્મેલા અસંતોષની પળોમા આપણે આપણી મનોભૂમિની ખોજ કરીએ, અસંતોષ શામાથી જન્મ્યો છે? વર્તમાન જીવનની કોઈ અસફળતા કે નિરાશામાથી કે અન્યથા? આપણા સ્વભાવ, સંજોગો, પ્રયત્નો કે એવી કોઈ મર્યાદાને લઇને આપણને તત્કાલીન નિષ્ફળતા તો નથી મળતીને? જો એમ હોય તો તો આપણી કાર્યસરણીને ફરીથી વિચારી જવી જીવનબાજીના મોગરા ફરીથી ગોઠવવા આપણે માટે ધર્મ્ય બને પણ જો એવુ કશુ ન હોય, અને આપણી મનની ધરતી જ કોઈ જુદી મોલાત માગતી હોય તો જાણવુ કે આપણો અસંતોષ કોઈ અદમ્ય સર્જનપિપાસામાથી પેદા થયેલો છે એવે વખતે સત્વર આપણે આપણી પ્રવૃત્તિ પલટાવવા-જીવનનાવને જુદે વહેણે વાળવા સાવધ થવુ પણ એ પહેલા હજાર વાર વિચાર કરવો કે આપણો અણગમો પેલા સાત્ત્વિક અસંતોષમાથી પેદા થયો છે કે પછી કોઈ ક્ષણિક આવેગજન્ય અતૃપ્તિ આપણને પીડી રહી છે?

અંતરની સાચી પ્રેરણાને જરૂર અનુસરીએ, પણ આવેશજન્ય ઘેલછાને હરગિજ નહી

*

અરે ચહેરો ન કોઈ ઓળખાયો
દીવો મુંઝાયા કરે છે રાસ વચ્ચે! – અનિલ

# પ્રેમ ને આદર કેમ મળે?

દરેક માનવીના દિલમા એવી ઈચ્છા પડેલી જ હોય છે કે બીજા એને ચાહે, એનો આદર કરે, પરતુ પ્રેમ અને આદર પ્રાપ્ત કરવા માટે શુ કરવુ જોઇએ અથવા તો કેવા બનવુ જોઇએ તે બહુ ઓછા માણસો સમજે છે આવી અણસમજને કારણે સ્વાભાવિક રીતે સ્નેહ ને માન ન મેળવી શકનારા કેટલાક લોકો પોતાને દુર્ભાગી સમજે છે, કેટલાક લોકો બીજાને અભિમાની દ્વેષી કે સ્વાર્થી માની આશ્વાસન લે છે, બીજા કેટલાક પોતે જ દ્વેષ ને ઈર્ષાનો ભોગ બની જાય છે થોડાક એવા માણસો પણ મળી આવે છે જે પ્રેમ ને આદર પ્રાપ્ત કરવા જાતજાતની યુક્તિઓ અજમાવતા હોય છે અથવા તો જૂની કહેવત અનુસાર 'ભય વિના પ્રીત નહિ' માનીને ભયનું વાતાવરણ સરજતા હોય છે

આ પ્રકારના લોકોના મનનુ જો આપણે પૃથક્કરણ કરી તેમને સાચી રીતે ઓળખી શકીએ તો એવી દશામાથી બચી શકીએ જેઓ પોતાને દુર્ભાગી સમજે છે તેઓ એક અર્થમા સાચા છે, પરતુ એમના દુર્ભાગ્ય માટે જવાબદાર તેઓ પોતે જ હોય છે માણસનુ ભાગ્ય એટલે એણે જ કરેલા કર્મોનો સચય આ સચય અનિષ્ટ તત્ત્વોનો હોય તો ઇષ્ટ તત્ત્વો વડે તેને હઠાવી નવો સચય કરવો જોઇએ એને કે ભાગ્યને આધારે બેસી ન રહેતા પુરુષાર્થનો માર્ગ લેવો જોઇએ જે લોકો પૂર્વજન્મમા ને અગમ્યમા માનતા હોય તેમણે પણ એટલો તો વિશ્વાસ રાખવો જોઇએ કે જીવનનુ અને જગતનુ સચાલન ચોક્કસ નિયમાનુસાર થાય છે અને એ નિયમને વર્તમાન જીવનમા આચાર-વિચાર સાથે પણ સબધ છે સ્નેહ ને આદર મેળવવામા પોતાને કમભાગી સમજનારે એ ભાગ્ય ફેરવવા અથવા તો તેનું બળ ઓછુ કરવા માટે સ્નેહ ને આદર શી રીતે પ્રાપ્ત થાય તે હૃદય અને બુદ્ધિથી સમજી જઈ એવા પ્રયાસો શરૂ કરવા જોઇએ

જે લોકો પ્રેમ કે માન ન મળવાને કારણે બીજાને અભિમાની, દ્વેષી કે સ્વાર્થી માને છે તે લોકો મન અને અતઃકરણથી અમુક પ્રમાણમા અધ હોય છે ને જે દોષોનુ બીજા પર આરોપણ કરે છે તે દોષમા તેઓ પોતે જ ફસાયા હોય છે એમ સમજી લેવુ કેટલાક લોકોમા સ્વાર્થ, દ્વેષ ને અભિમાન હોય છે તે ખરુ, પરતુ એ કારણે તેઓ આપણને ચાહે નહિ કે સન્માને નહિ એમ માનવામા તો ભૂલ જ છે, કારણ કે એવા માણસો પણ બીજા કેટલાકને તો ચાહતા હોય છે અને સન્માનતા પણ હોય છે હા, આપણને અમુક વ્યક્તિઓ તરફથી સ્નેહ ને આદર મળતા હોય ને અમુક તરફથી ન મળતા હોય ત્યારે આવા કારણો પણ હોય શકે, પરતુ એવી સ્થિતિમાં યે ઉતાવળે અભિપ્રાય ન બાધતા સાચા કારણોની શોધ કરવી જોઇએ અને જે ગુણો કે તત્ત્વોને પરિણામે આપણને એક વર્ગમાથી પ્રેમ-આદર મળે છે તે જ ગુણો ને તત્ત્વો બીજા પર કેમ અસર કરી શકતા નથી તે જાણવુ જોઇએ આવુ સશોધન કે આત્મનિરીક્ષણ સત્ય વસ્તુસ્થિતિનુ જ્ઞાન પ્રાપ્ત કરવામા ને નવો માર્ગ ગ્રહણ કરવામા ખૂબ સહાયરૂપ બની શકે છે

પ્રેમ ને આદર ન મળવાને પરિણામે જે લોકો પોતે જ અન્યનો દ્વેષ કરવા લાગી ગયા હોય તેમની તો દયા જ ખાવી રહી જેમનુ માનસ આ પ્રકારનુ હોય છે તેઓ બીજાની યોગ્યતા જોઈ શકતા નથી, સમજી શકતા નથી ને કોઈ કાળે જોઈ-જાણી શકે તો ખુલ્લા દિલે તેનો સ્વીકાર કરી શકતા નથી આનું પરિણામ એ આવે છે કે તેઓ પોતાના અભિમાનમા જ રાચે છે, નિરતર આત્મશ્લાઘા કરી બીજાના દિલમા પોતાને વિષે ભ્રમ ઉત્પન્ન કરવા મથે છે ઈર્ષા ને દ્વેષ દરેક બાબતમા ને દરેક સબધમા ઝેરરૂપ છે, પરતુ જ્યારે તે પ્રેમ ને આદરના વિષયમા પણ દેખા દે છે ત્યારે તો તેની વિકૃતિ હજારગણી વધી જાય છે આવા માણસો પોતાના સ્વજનોને પણ અદરથી વિરોધી સમજે છે ને તેમના તરફ શકાની નજરે જુએ છે આમાથી છૂટવાનો ઉપાય પોતાને ને અન્યને સારી રીતે ઓળખવા સિવાય બીજો છે જ નહિ આવી ઓળખાણ પ્રયત્નથી થાય ને ઈશ્વરી કૃપા જેવા અકસ્માતથી પણ થાય, પરતુ એવુ થાય ત્યારે જ તે માણસનુ મન ઈર્ષા ને દ્વેષના ઝેરથી મુક્ત થઇ કઇ

નવુ વિચારી શકે ને જોઈ શકે

જે લોકો પ્રેમ ને આદર મેળવવા યુક્તિ રચે છે કે ભય-લાલચનો આશ્રય લે છે તે લોકોનો પનરો સૌથી વધુ મુશ્કેલ છે, કારણ કે ખરા ગુનેગારો હોય છે બીજા બધા લોકો દયાને પાત્ર હોય, આવા લોકો માટ તો રોષ ને તિરસ્કાર જ જન્મે હા જે લોકો જગતને આત્મવત્ જુએ છે ને દુષ્ટમા દુષ્ટ માણસને પણ એક રોગી સમજે છે તેમની નજરમા આવા લોકો પણ દયાપાત્ર ગણાય, એમના દિલમા તો આવા માણસો પ્રત્યે પણ કરુણાના ભાવો જ વહે પરતુ સામાન્ય માનવીની નજરે તો તેઓ દુર્જનમા જ સ્થાન પામે સમાજમા આ પ્રકારના દુર્જનોની સખ્યા ઘણી ઓછી હોય છે, પરતુ સામાન્ય રીતે આવી દુર્જનતા શક્તિ શાળી, સાધનસપન્ન ને ઉચ્ચ સ્થાન પર બેઠેલાઓ જ આચરી શકતા હોય છે એટલે એમની અસર વ્યાપક ક્ષેત્રમા થાય છે અને એ અસર નીચ ભના ભોળા નબળા, લુચ્ચા ને સ્વાર્થી લોકો આવી જાય છે ભના ભોળા લોકો સહજ રીતે રમતમા ફસાય છે અથવા લાલચમા સપડાય છે નબળા લોકો બધુ સમજે છે ખરા પરતુ સામનો કરવા માટે લાચાર હોય છે એટલે પ્રેમ ને આદરનો દેખાવ કરે છે લુચ્ચાઓ અને સ્વાર્થીઓ દભ આચરી લાભ મેળવવા માટે પ્રેમ-આદરનુ પ્રદર્શન કરે છે ભના-ભોળા લોકોના વર્તનમા ને વાણીમા જેમ પ્રેમ-આદર હોય તેમ તેમના વિચારમા પણ હોય, જ્યારે નબળાઓ લુચ્ચાઓ ને સ્વાર્થીઓના તો મનમા તિરસ્કાર જ ભર્યો હોય છે

પ્રેમ-આદર મેળવવા આ છેલ્લા વર્ગના લોકોની આસપાસ ઘેરો જામ્યો હોય છે એનો પડતો બોલ ઝીલવા ઘણા લોકો તૈયાર હોય છે એની હાજરીમા ખુશામતનો પાર હોતો નથી પરતુ ઘરમા ને બહાર એને કુદરતી વાતાવરણ પ્રાપ્ત થતુ જ નથી આને પરિણામે કોઈ વાર એ આનદ અનુભવે છે, એવા ભ્રમમા પણ પડી જાય છે કે એને બીજા લોકો ચાહે છે સન્માને છે પરતુ બીજી વાર એને એમ પણ લાગે છે કે સ્નેહ ને આદર આપનાર મૂર્ખ છે અથવા સ્વાર્થી છે આવુ ભાન થતા એનો આનદ ઊડી જાય છે એ પછી એની નજર શિકારીની બની જાય છે એના સમગ્ર વર્તનમા સ્નેહ-આદર પ્રાપ્ત કરવાની એક જાતની પથરાઈ જાય છે આવા માણસને કંઈ મળે કે ન મળે, પરતુ જીવનનો સાત્ત્વિક આનદ તો એ લઈ જ શકે નહિ શાતિ એના ભાગ્યમા હોય નહિ પ્રેમનો કોમળ ને પ્રેરક પ્રકાશ એને કદી પ્રાપ્ત થાય નહિ અતરની મહત્તા જાગી ઊઠે એવો આદરભાવ એ કદી અનુભવે નહિ આવા માણસ માટે આ રોગમાથી બચવાનુ સાચી શાતિ ને સાચો પ્રેમ પામવાનુ ઘણુ મુશ્કેલ હોય

જ્ઞાન એ સર્વ રોગનો ઉપાય છે અને ગાઢ અધકારને ભેદી નાખનારુ પ્રકાશકિરણ પણ એ જ છે કોઈ પણ વર્ગના માનવીએ જો સાચા પ્રેમ-આદર મેળવવા હોય તો એણે સર્વ પ્રથમ સાચી સ્થિતિના દર્શન કરી લેવા જોઈએ માનવીમા શક્તિ હોય ને સદ્ગુણ હોય તો તેનો આદર થાય, સ્નેહભર્યું હૃદય હોય ને બીજાને માટે નિર્વ્યાજભાવે ઘસાવાની વૃત્તિ હોય તો તેને સ્નેહ પણ મળે આમ છતા એટલુ સમજી લેવુ કે આપણા સપર્કમા આવતી વ્યક્તિને પણ પોતાના રાગદ્વેષો હોય છે અને માન્યતાઓ હોય છે એ પણ યોગ્યતા હોય કે ન હોય તો યે સ્નેહ-આદરની અપેક્ષા રાખે છે આવી સ્થિતિમા બધુ જ મળી રહે એવી આશા કોઈએ ન રાખવી જોઈએ ખરી વાત તો એ છે કે શક્તિ અને સદ્ગુણો બનેનો યોગ્ય પ્રમાણમા વિકાસ થયો હોય, અતઃકરણ સ્નેહથી ભીનુ રહેતુ હોય ને બીજા માટે સહજ રીતે કઈક કરવાની ઈચ્છા પણ પ્રગટતી હોય તો એવી અવસ્થામા બીજા પાસેથી કઈ-સ્નેહ ને આદર પણ-મેળવવાની કલ્પના જાગે નહિ પ્રેમ એ મેળવવા જેવી નહિ, પણ સહજ રીતે જીવવા જેવી લાગણી છે અને આદર ? એની અપેક્ષામા છાનુ અભિમાન પડ્યુ હોય છે એટલે આવા માનવીના મનમા એવો વિચાર તો ઉદ્ભવે જ નહિ

આમ છતા માની લઈએ કે પ્રેમ ને આદર મેળવી શકાય ને મેળવવા જોઈએ તો તેનો શ્રેષ્ઠ ઉપાય એ માટેની યોગ્યતા કેળવવાનો જ છે બીજી બાબતમા ગોરખની આ વાણી સાચી હોય કે ન હોય, પરતુ પ્રેમ ને આદરની બાબતમા તો છે જ કે

સહજ મિલા સો દૂધ બરાબર માગ લીઆ સો પાની
ખીચ લીઆ સો રક્ત બરાબર ગોરખ બોલા બાની

# કવિતા વિષે કંઈક

સાચી કવિતામા હૃદયભાવોનો પ્રવાહ, સરળ વાણીમા ચાને વાણી જ ભાવસ્વરૂપ બની રહે કાઇ પણ નકલી શૈલી કાવ્યને હનકુ પાડે છે હા, હૃદય ભાવો ઉન્નત થતા ભાષાનુ ઊચ લેવન લ્યે પણ તેમ ભાવને અનુરૂપ કુદરતી

વાણીનુ પ્રભુત્વ અને પ્રવાહીપણુ હોવા જોઇએ કવિતા તત્ત્વવાળા ભાવો જાગવા જોઇએ, પછી જ સારુ કાવ્ય બને

સારી કવિતા લખવા માટે ઊચુ જીવન આવ શ્યક છે, જીવનક્ષેત્ર વિશાળ હોવુ હોઇએ એટને ઊચી કલ્પનાઓ, અને ઊડા અનુભવો જરૂરી છે ઊચુ જીવન, ચારિત્ર્ય પણ ઊચુ માગે છ પવિત્ર ચારિત્ર્યનો આચાર રાખી, વિશાળ સવે ન સૃષ્ટિના સૂક્ષ્મ અનુભવોમાથી, જે પ્રગટે, ત, કવિતા યોગ્ય સભાર હોય છે

છદોના ઢાળ પ્રથમ મનોગમ થવા જોઇએ એટેને કે, મનમા ઊતરી ગયા હોવા જોઇએ છદના માપ ઉપર, હાથ મેઠો હોવો જોઇએ

ગીન તરીકે કૃતિ, એટલી સરસ ને અજોડ હોય કે કવિતા સૃષ્ટિમાં, એના જેવી બીજી ન જ મળે. ઉત્તમ કાવ્યની ચી કહો કે કસોટી આ છે

સામાન્ય ભાવોને માટે કવિતા નથી, અસા માન્ય નિગૂઢ ભાવોના શબ્દ દ્વારા પ્રાગટ્ય થવા માટે કવિતા છે

ચૈતન્યનુ મૂળ સ્વરૂપ કેવુ છે એ તો હુ પણ કલ્પી શકતો નથી પરમ આનદનં યે હોય તેજના બિંદુ અથવા પ્રકાશના કણ ઇલેકટ્રોન્સ છે એમ મનાય છે પણ હાન એ માન્યતા ફરી છે પ્રકા શના મોજા છે એમ કહેવાય છ

આ વિશ્વમા, કાવ્યના કરતા સૃષ્ટિ સર્જનની કિનસૂફીનો વધુ અશ છે પ્રકાશ, પચતત્ત્વોમાનુ એક છે, પણ તેના કરતાં, અવકાશનુ તત્ત્વ, મહાન છે આપણે તો, સૌ તત્ત્વોની લીનાને–માયાને–પરમ આત્માનુ સૌન્દર્ય કલ્પવુ, એ કવિઉચિત સ્વભાવ છે

જે તર્ક, વિચાર કે કલ્પનાભાવ એક કડીમા ઊતરે, તે બે કડીમા ન ઉતારવો જોઇએ પુનરાકતનો દોષ, કવિતામા મોટો દોષ છે સયમ અને રહસ્ય એ કવિતાના આભૂષણો છે ગાભ્ભિર્ય અને ગૂઢતા, કવિતાના ગુણો છે

જે ભાવમનોદશા, પ્રથમથી લીધી હોય, તે સાંગોપાગ, અદ્યતપૂર્વક જાળવી જોઇએ ખરી રીતે તો આરભથી વધીને અત સુધીમા ટોચે ચઢવી જોઇએ

ટૂકા કાવ્યમા, કાયોમા ઝાઝા, કે બે ત્રણ છદો વાપરવાથી કવિતાની કૃતિનુ એકરૂપ તૂટે એવો સભવ છે

નકામુ લખાણ કે ન જોઇતા વિચારો, કાવ્યના અખડ રૂપને ખડિત કરે છે કડીઓના પરાપૂર્વ સબધને સમજવો, ને પ્રત્યેક કડી, મૂળ ભાવનો ઉત્કર્ષ સાધે એવી ભાવ વિકાસની શ્રેણી રચવી જોઈએ

છેલ્લી કડી આખા કાવ્યનુ ઉત્તમાગ હોય

જેનાથી, ખરો આત્મસંતોષ, અને નિજાનદ મળે તે કવિતા સારી અને સાચી

સારા કાવ્યના અમુક લક્ષણો જ વર્ણવી શકીએ ભાષા, અને ભાવની ભવ્યતા, કુદરતી વાણી પ્રાગટ્ય એક જ વિષયનો, પરમ ઉત્કર્ષ કાવ્ય, અખડ એક સ્વરૂપ લાગે કાવ્યગણ, નવી દૃષ્ટિ ઉઘાડે તવો ચિત્તને પ્રસન્ન કરે તેવા, હૃદયને ઉન્નત બનાવે તેવો હોય

કાવ્યમા રસાળુ સત્ય રહે, અને કાવ્યનો સ્વભાવ આનદલક્ષી હોય

કવિતા, આળસની બનાવટ નથી–આત્મસ્વરૂપનુ પ્રાગટ્ય છે કવિતા ખાલી રોદણુ નથી

લખ્યા વિના ન ચાલે, એમ, લાગે, ત્યારે જ લખવુ

રાષ્ટ્રનુ પ્રતિબિબ કવિતા પાડે, સમાજનો ઉત્કર્ષ કવિતા સાધે, પણ તે પોતાની રીતે વ્યક્તિનુ અતર કવિતા પ્રગટ કરે સમષ્ટિનો આત્મા કવિતા ઉચ્ચારે કવિ તો Middle man નિમિત્તમાત્ર કે વાહનમાત્ર છે

# મૃત્યુ-કાવ્ય

સાને ગુરુજી

ભારતીય સંસ્કૃતિમાં ઠેકઠેકાણે મૃત્યુ સંબંધી જે ભાવો રજૂ થયા છે, તે સૌ અતિ મધુર અને સુંદર છે મૃત્યુની ભીષણતા ભારતીય સંસ્કૃતિમાં માલૂમ પડતી નથી. મૃત્યુ એ તો જીવનવૃક્ષનું એક મધુર ફળ છે. મૃત્યુ ઈશ્વરનું એક સ્વરૂપ છે જીવન અને મૃત્યુ બંને પરમ મંગલ છે વસ્તુત જીવન અને મૃત્યુ એક જ છે. રાત્રિ પછી દિવસ અને દિવસ પછી પુન રાત્રિ આવે જ છે બીજા શબ્દોમાં કહીએ તો જીવનરૂપી વૃક્ષમા મૃત્યુફળ લાગે છે અને મૃત્યુરૂપી વૃક્ષમા જીવનફળ' ભગવાન શ્રીકૃષ્ણે પણ ગીતાજીમાં કહ્યુ છે, 'મૃત્યુનો અર્થ છે વસ્ત્ર બદલવુ' કાર્ય કરતાં કરતાં આ વસ્ત્ર જીર્ણશીર્ણ થઇ જાય છે, ફાટી જાય છે તે ત્રિભુવનધાત્રી જનની નવાં વસ્ત્રો અપાવવાને માટે આપણને બોલાવે છે તે આપણને પોતાની ગોદમાં લઈ લે છે. નવાં વસ્ત્રાભૂષણોથી આભુષિત કરીને પુન આ સંસારના ક્રિડાપ્રાંગણમા ક્રીડા કરવા માટે મોકલી આપે છે અને દૂરથી આપણન-પોતાના બાળકોને પ્રસન્ન જોઇ આનંદિત બને છે કોઇ કોઇ વખતે તો જન્મ પછી તરત જ મૃત્યુ થઇ જાય છે કોઇ બાળપણમા મરે છે તો કોઈ યુવાનીમા ત્રિભુવનધાત્રી જનની વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત કરી આપણને સંસારના ક્રીડાપ્રાંગણમા મોકલી આપે છે પણ કયારેક જનનીને કદાચ તે વસ્ત્ર પસંદ પડતું નથી. તેથી જ તે પોતાના લાડીલાને, પોતાના જિગરના ટુકડાને પોતાની ગોદમા ઉઠાવી લે છે અને પુનઃ નવા વસ્ત્રાભૂષણોથી તેને સુસજ્જિત કરે છે જનનીનો માતૃપ્રેમ અદ્વિતીય છે. 'ત્રિભુવનધાત્રી જગતજનનીનો ભંડાર અનંત વસ્ત્રોથી ભરપૂર છે,' એવુ વિચારી આપણે તે વસ્ત્રોનો દુરુપયોગ કરવો જોઇએ નહિ, વસ્ત્રને પવિત્ર રાખવુ જોઇએ અને એટલુ ધ્યાનમાં રાખવુ જોઇએ કે સેવા કરતા કરતાં જ આ વસ્ત્ર જીર્ણશીર્ણ થઇ ફાટી જાય.

દેહ એટલે ઘડો. જયારે કોઇ મરી જાય છે, ત્યારે આપણે તેની સામે ઘડો રાખીએ છીએ અને પછી કહીએ છીએ: 'આ માનવી ઘડા સમાન હતો તો તેને માટે રડવાની શી જરૂર છે?' સેવા-સાધનાર્થે આ ઘડો મળ્યો હતો કોઇક ઘડો નાનો હોય છે તો કોઈક મોટો હોય છે. જુદી જુદી જાતના આ ઘડાઓનું નિર્માણ મહાન પ્રજાપતિ કરે છે અને વિશ્વઉદ્યાનના સિંચન અર્થે તેમને અહીં રવાના કરે છે તૂટીફૂટી ગયેલા ઘડાઓનું તે ફરી નિર્માણ કરે છે અને પુનઃ તેમને વિશ્વઉદ્યાનના સિંચન-હેતુ કાજે મોકલી આપે છે. આ પ્રમાણે અનંત વર્ષોથી ચાલી રહ્યુ છે વિક્ટર હ્યુગોએ એક જગ્યાએ લખ્યુ છે: 'મનુષ્ય શુ છે? આ માનવદેહ શુ છે? એ તો માટીનો લોંદો છે, પરંતુ તેમાં એક ચેતના છે અને તેથી જ આ માટીના લોંદાને બદલી વિશ્વંભર બીજો નવો લોંદો બનાવે છે.' જેવી રીતે બાળકો પતંગ કપાઇ ગયા પછી બીજો કાગળ લઇ નવો પતંગ બનાવે છે, તેવુ જ આ જીવનનું પણ છે ઈશ્વરના સંકેત વડે જ જીવનરૂપી પતંગ ચઢ-ઊતર કરે છે અને તે પોતે જ કોઈક અદ્દશ્ય ગાદી પર બેઠો બેઠો આ પતંગ ચગાવે છે, પતંગ ફાટી જાય છે કે તરત જ તે તેમને પુન સાંધી આપે છે! નવો કાગળ! નવો રંગ! નવીન ડિઝાઇન! વિવિધ રંગના વિવિધ ધર્મના, વિવિધ વૃત્તિના કરોડો પતંગ પ્રતિક્ષણ ઊડે છે, ફાટે છે, નવા આવે છે! પ્રચંડ ક્રીડા, વિરાટ ખેલ!

મૃત્યુ એટલે મહાયાત્રા! મૃત્યુ એટલે મહાપ્રસ્થાન! મૃત્યુ એટલે મહાનિદ્રા! આખો દિવસ રમી-કૂદીને આપણે સૂઇએ છીએ નિદ્રા એટલે લઘુ મરણ! સંપૂર્ણ જીવનની ઊછળ-કૂદ પછી, અનેક વર્ષોની ઊછળ-કૂદ બાદ, આપણે નિદ્રાદેવીની ગોદમાં શયન કરીએ છીએ પહેલાં તો આપણે રોજ ૮ કલાક સૂતા હતા તે નિદ્રા આઠે પહોર ટકતી, તેનાથી પણ આ બીજી નિદ્રા મોટી છે મૃત્યુ એટલે જનનીની ગોદમાં શયન કરવુ બાળક દિનભર રમે છે, કૂદે છે, ચિડાય છે, રડે છે, બેસે છે, ઊભું થાય

છે અને સાંજે ચૂપકીથી માતા તેને પોતાની ગોદમાં લઇ લે છે બાળકની ક્રીડાસામગ્રી તેમની તેમ પડી રહે છે માતા તેને પોતાની ગોદમાં લઇ સૂઇ જાય છે માતાની હૂંફ પામીને બાળક સ્વસ્થ બને છે અને બીજે દિવસે પુન બેવડા જોરથી તે રમતગમત શરૂ કરી દે છે એ જ પ્રમાણે આ જીવનું પણ છે વિશ્વ પ્રાંગણમા થાકયાપાકયા જીવને, જીવનની સાંજે ત્રિભુવનધાત્રી જગતજનની ઉઠાવી લે છે, પછી ભલે બાળકની ઇચ્છા હો કે ન હો પોતાના સાથીદારો તરફ, પોતાનાં સાંસારિક રમકડાંઓ તરફ બાળક સલચુ દૃષ્ટિથી જુએ છે, પરતુ બાળકનું ભલુ શામાં છે તે જનની જાણે છે રડતા બાળકને ઉઠાવી લે છે, તેને હળવી હળવી ટપકીઓ વડે ગોદમાં સુવાડે છે, જીવન રસ પાય છે અને પુન. ક્રીડા અર્થે તેને વિશ્વપ્રાંગણ મા મોકલી આપે છે મૃત્યુ એટને પિયર સાસરે ગયેલી વહુ બે દિવસ માટે પિયર જઇ પાછી આવે છે તે ફરી એક નવીન પ્રેમ નવીન ઉત્સાહ અને નવીન આનદ સચિત કરીને આવે છે બરાબર તે જ પ્રમાણે જગતજનનીની પાસે જવુ એટને મૃત્યુ પામવુ બ લ્યાવસ્થામા પાઠશાળા તરફ જતુ બાળક પાણી પીવાને બહાને, ભૂખનુ નામ લઇ કે નરમ તબિયતનુ કારણ બતાવી ઘેર નાસી આવે છે—આ બધુ તે કરે છે કારણ કે તેને માતાના સ્નેહની ભૂખ લાગી હોય છે મ તા પ્રેમપૂર્વક તેની પીઠ થાબડે છે, તેનુ મોં મીઠુ કરાવે છે અને પછી કહે છે, 'હવે જા' બાળક હસતોકૂદતો પુન પાઠશાળા તરફ રવાના થાય છે બરાબર તેજ પ્રમાણે આ સસારની પાઠશાળામા, માતાના સ્નેહભુખ્યા બાળકો માતાનુ ચદ્રમુખ જોવાને માટે આતુર બની રહે છે અને અધવચમા જ માતાની પાસે પાછા આવે છે તથા ભરપૂર પ્રેમરસનુ પાન કરી પુન આ વિશ્વના મહાન વિદ્યાલયમાં દાખલ થાય છે

મૃત્યુ એટને વિશ્રાતિ મરણ એટને અનત સ્નાન. થાકેલાં-માંદા મનુષ્ય સરોવરમાંથી તરીને આવે છે તેમનો થાક જતો રહે છે જીવનસરોવરમા તરવાવાળાઓને જીવન મળે છે મરણ શુ છે? વિશ્વનો હારેલો-થાકેલો આત્મા અનત જીવનસિધુમાં તરે છે આ એક અવકાશ છે જીવનસરોવરમાં તરીને, આપણે પુન સ્વસ્થ થઇ, સસારનાં કાર્યો કરીએ છીએ ઊચી જગ્યાએ આવેલા દેવાલયમા પહોંચવા માટે પગથિયા ચઢવાં પડે છે મરણ એટલે એક પગ, મરણ એટલે પ્રગતિ, મરણ એટને અગ્રસર થવુ મદિરમાં પહોચાડનારા પગથિયાને આપણે વંદીએ છીએ, તે જ પ્રમાણે મરણ પવિત્ર અને મગલમય છે, માટે મૃત્યુને વદન!

મરણ એટને વિસ્મરણ સસારમાં સ્મરણ તથા વિસ્મરણનુ સમાન મહત્ત્વ છે જન્મથી જેટલા કર્મો આપણે કરીએ છીએ અથવા જે કાઇ પણ જોઇએ અથવા સાભળીએ છીએ, એ બધાં જ કર્મો જો યાદ રહે તો આપણો કેટનો બધો બોજો વધે? તે ભારરૂપી પ્રચડ પર્વતની નીચે આપણે દબાઇ જઇશુ આ જીવન અસહ્ય થઇ જશે વેપારી હજારો પ્રવૃત્તિઓ કરે છે, પરતુ અતે તેને લાભ અથવા હાનિ તો થવાની જ છે મરણ એટને જીવનરૂપી વેપારમાં પ્રાપ્ત થતા લાભ અથવા હાનિને પારખવાની ક્ષણ વેપારી ૬૦—૭૦ વર્ષ દુકાન ચલાવે છે અને વેપાર કરે છે સ્વાતત્ર્યદાત્રી જનની તેના વેપારમા પ્રતિબધ નથી મૂકતી મૃત્યુની અત્યત આવશ્યકતા છે કોઇ કોઇ વખતે સસારમા મધ્યકાલીન નામ-રૂપ નાશ થવા માગે છે દૃષ્ટાત તરીકે, એક માનવી ખરાબ ધધો આદરે છે. પાછળથી તેને પશ્ચાત્તાપ થાય છે અને તે સત્યના રસ્તે ચાલવા માંડે છે, પણ જનતા તેના કલકિત ભૂતકાળને ભૂલી શકતી નથી લોકો કહે છે 'અરે' આ માણસ! અમે બધુ જાણીએ છીએ હજારો ઉદર મારીને બીલ્લી હજ કરવા નીકળી છે આ બધો ઢોંગ છે તેને વળી પશ્ચાત્તાપ શુ થવાનો હતો?" દુનિયાના આ ઉદ્ગારો પેલા માન વીના અનુતપ્ત અતકરણમા સોસરા ઊતરી જાય છે પોતાના ભૂતકાળને તે ભૂલી જવા ચાહે છે, પરતુ દુનિયા તેને ભૂલવા નથી માગતી આવી પરિસ્થિતિમા પડદા પાછળ નવો રગ, નવુ રૂપ અને નવુ નામ લઇને જ વિશ્વના રગમચ પર આવવામા આનદ આવે છે

જો મૃત્યુ ન હોત તો સંસાર ભયાનક થઈ પડત મૃત્યુ સંસારને રમણીય બનાવે છે મૃત્યુને કારણે જ વિશ્વમાં પ્રેમ છે અગર આપણે બધાં જો અમર હોત તો આપણે એકબીજાને પુછત પણ નહિ બધાં જ પથ્થર બની દૂર દૂર પડ્યા રહેત 'કાલે આપણે મરવાનું છે, માટે બુરાઇ શા માટે કરવી?' એવો વિચાર કરીને મનુષ્ય પોતાની વર્તણૂક ઉત્તમ રાખે છે અંગ્રેજી ભાષામાં એક કવિતા છે એક દુખી ભાઇ કહે છે 'ક્યાં છે મારો ભાઇ? હું શા માટે એકલો રમું? એકલો ફરું? એકલો પતંગિયાઓનો પીછો કરું? ક્યાં છે મારો ભાઇ? અગર જો મેં તેને જીવતાજીવત પ્રેમ કર્યો હોત તો કેટલું સારું થાત? પરંતુ હવે શું કરું?' મૃત્યુ ઉપકારક છે જીવનથી જે કાર્ય નથી થઇ શકતું, તે ક્યારેક મૃત્યુથી શક્ય બને છે સંભાજી મહારાજના જીવનથી મરાઠાઓમાં ફૂટ પડી, પરંતુ તેમના ગૌરવમય મહાન મૃત્યુથી સર્વ મરાઠા એકત્ર થયા તે મૃત્યુ એટલે અમૃત જીવનથી જે કામ ન થઇ શક્યું તે મૃત્યુથી થયું મરણમાં અનંત જીવન છે આપણે વિચારીએ છીએ, 'મૃત્યુ એટલે અંધકાર પરંતુ મૃત્યુ એટલે તો અમર, અનંત પ્રકાશ!' મરણ એટલે નિર્વાણ! ભગવાન બુદ્ધનાં વચનો હતાં અહંકાર નિર્વાણ કરો, તેથી જ તમે સાચો પ્રેમ કરતા શીખશો પોતાની જાતને ભૂલી જાઓ પોતાની વૈયક્તિક આશા, આકાંક્ષા, ક્ષુદ્ર સ્વાર્થ, લોભ ભૂલી જાઓ કે જેથી અમર સત્ય, અમર જીવન પ્રાપ્ત થઇ શકે' પોતાની આસક્તિનું વિસ્મરણ-પોતાની દેહની, મનની, ઇંદ્રિયોની સ્વાર્થ-વાસનાઓનું વિસ્મરણ એટલે જ મૃત્યુ આવા મૃત્યુનો જીવિત રહીને પણ અનુભવ કરી શકાય છે નાળિયેરની અંદરની ગોટી નાળિયેરથી અલગ રહીને જેમ ખડ ખડ અવાજ કરે છે, બરાબર તે જ પ્રમાણે દેહ ઇંદ્રિયોથી આત્માનું અલગ થવું તે જ મૃત્યુ એટલે જ તો તુકારામ મહારાજ કહેતા, 'મેં મારું મૃત્યુ મારી આંખો વડે જોયું અને તેને મેં અનુપમ જાણ્યું' જીવતાજીવત જેને મરતા આવડ્યું તે જ અમર થઇ ગયો

ભારતીય સંસ્કૃતિ કહે છે. 'અરે માનવ! હવે મૃત્યુના સમયે તો ગાદીવાળા પલંગેથી નીચે ઊતર' આપણે સૂટ-બૂટ પહેરીને મોજ માણીએ છીએ, તે સમયે તો આપણે કેવળ મોજમાં જ રહીએ છીએ, પરંતુ સાંધ્ય-પ્રાંગણમાં જ્યારે ઘરમાં તુલસી-વૃંદાવનની નજીક જનનીને મળવા જઇએ છીએ, ત્યારે સૂટ-બૂટ બધું જ્યાંનું ત્યાં જ રહી જાય છે જનની પોતાનો મંગળ હાથ આપણા શરીર પર ફેરવે છે, તેથી જ આપણે તેની નજીક ખુલ્લા શરીરે જઇએ છીએ આ જ રીતે, સંસારમાં મોજ માણ્યા પછી જીવનસંધ્યાને સમયે, જ્યારે આપણે જગતજનનીની સમીપ જઇએ છીએ, ત્યારે ખુલ્લા શરીરે જઇએ છીએ ત્યારે ઘરેણાં, વસ્ત્ર, વૈભવ દૂર રાખવાં જોઇએ અને કેવળ ભક્તિ પ્રેમ લઇને જ આપણે જનનીની સમીપ જવું જોઇએ

કોઇ કોઇ સમયે માનવી ખુલ્લા શરીરે જનનીને મળવામાં સંકોચ અનુભવે છે દુર્યોધન માતા ગાંધારીને કૃપાદૃષ્ટિ વડે અમર બનવા માગતો હતો, પરંતુ તેને સંકોચ થયો તેથી જ તે એક જાંઘિયું પહેરીને માતાની સમીપે ગયો હતો પરિણામે તેનું બાકીનું બધું શરીર વજ્રનું બની ગયું, પણ જાંઘ પર ભીમનું આક્રમણ થવાથી તે ચૂર્ણ થઇ ગઇ જનનીની પાસે સંકોચ કેવો? જો અમર જીવન ચાહતા હો તો જનનીની પાસે બાળક બનીને જાઓ તમારો જન્મ ગોદડી પર થયો તો તમારું મૃત્યુ પણ ગોદડી પર થવું જોઈએ જન્મ વખતે પણ બાળક હતા તો મૃત્યુ સમયે પણ બાળકસ્વરૂપે જ રહેવું જોઇએ તફાવત માત્ર એટલો જ છે કે જન્મ લીધા પછી આપણે જનનીથી દૂર આવ્યા હતા અને હવે મૃત્યુ સમયે જનનીને મળવા તેની નજીક જઇએ છીએ માટે જ હસો જન્મસમયે આપણે રડતા હતા, પરંતુ લોકો હસતા હતા હવે મૃત્યુ સમયે આપણે હસીશું અને આપણી મીઠી યાદ કરીને લોકો રડશે આપણે જીવન કેવું વિતાવ્યું, તેની પરીક્ષા એટલે જ મૃત્યુ મૃત્યુથી જ જીવનની કિંમત આંકી શકાય છે મૃત્યુ સમયે જે રડે છે, તેનું જીવન અસફળ અને જે હસે છે તેનું જીવન સફળ મનાય છે, કૃતાર્થ થયું મનાય છે

મોક્રેટીસ મરણસમયે અશુનતત્વનું રસાસ્વાદન કરી રહ્યો હતો. ગેટેએ મરણસમયે કહ્યું હતું: 'વિશેષ પ્રકાશ, વિશેષ પ્રકાશ (મોર લાઇટ, મોર લાઇટ).' શ્રી સમર્થના વચનો હતા: 'રડો છો શા માટે? આ મારો દાસબોધ છે.' લોકમાન્ય 'યદા યદા હિ ધર્મસ્ય'નું ઉચ્ચારણ કરતા કરતા ગયા પંડિત મોતીલાલ ગાયત્રીમંત્રનો જાપ કરતા કરતા ગયા દેશબંધુના મરણ સમયના ઉદ્ગાર હતા: 'પ્રિયતમ! તમારા દ્વાર પર દીપ ચેતવવા પુનઃ આવી રહ્યો છું' નામદાર ગોખલેએ મરણસમયે હરિભાઉને કહ્યું હતું: 'હરિભાઉ, દુનિયાનો આનંદ જોયો, હવે પેલે પારની દુનિયાને જોવા જાઉં છું.' ભગિની નિવેદિતાએ મૃત્યુ સમયે કહ્યું હતુ. 'લો જુઓ, પ્રાતઃકાળનો પ્રકાશ થઈ રહ્યો છે, ભારતનો પ્રાતઃકાળ નજીક જ છે. પ્રકાશ જોઇને હું મરી રહી છુ, ધન્ય!' સંસારમાં આ પ્રમાણે કેટકેટલાં મોટાં મોટાં મહાપ્રસ્થાન થયા છે

મરણ એટલે સેવા, મરણ એટલે શાંતિ, મરણ એટલે નવજીવનનો આરંભ, મરણ એટલે આનંદદર્શન, મરણ એટલે પર્વણીમૃત્યુ મરણ એટલે જીવ અને શિવનું સંગીત મૃત્યુ એટલે પ્રિયતમની ગોદમાં જવુ.

'કર લે સિંગાર ચતુર અલબેલી,
સાજનકે ઘર જાના હોગા
માટી હી ઓઢણુ, માટી બિછાવણ,
માટીમ મિલ જાના હોગા.'

કેટલું સુંદર છે આ ગીત અને કેટલો ભવ્ય છે એનો ભાવ! મૃત્યુ એટલે સંસારથી વિયોગ અને જગદીશ્વર સાથે સંયોગ. જીવ અને શિવનું વિવાહ-મુહૂર્ત એટલે મૃત્યુ મનુષ્યના મરણ પછી આપણે તેને સ્નાન કરાવીએ છીએ, નવાં વસ્ત્ર પહેરાવીએ છીએ, તેનો શૃંગાર કરીએ છીએ કેમ જાણે તેનો વિવાહ ન થતો હોય! મરણ એટલે વિવાહ-મંગલ, મરણ એટલ વિવાહ-કૌતુક. ભારતીય સંસ્કૃતિએ મરણની ભયાનકતા રહેવા જ નથી દીધી. ભારતીય સંસ્કૃતિએ મૃત્યુને જીવનથી અધિક સુંદર અને મધુર બનાવ્યું છે, 'મૃત્યુ એટલે પ્રાણ એવો સિદ્ધાંત સ્થાપિત કર્યો છે. મૃત્યુ એટલે ખેલ મૃત્યુ એટલે મીઠાઈ મૃત્યુ એટલે વસ્ત્રપરિવર્તન. મૃત્યુ એટલે ચિર લગ્ન જે સંસ્કૃતિએ મૃત્યુને જીવન બનાવ્યુ, એ જ સંસ્કૃતિના ઉપાસકો આજે મૃત્યુથી અધિકાધિક ડરી રહ્યા છે! 'મૃત્યુ' શબ્દ પણ આજે એમનાથી સહન થતો નથી મહાન ધ્યેયને લીધે જે લોકો હસતાં હસતાં આ શરીરરૂપી ઘડો ફોડવાને પ્રતિક્ષણ તૈયાર રહે છે, તે લોકો જ ભારતીય સંસ્કૃતિના સાચા ઉપાસકો છે ચામડીને બચાવવાની કુચેષ્ટા ભારતીય સંસ્કૃતિના પુત્રોને શોભા આપતી નથી. ભારતનું સર્વ પ્રકારનું દૈન્ય-દાસ્ય, સર્વ પ્રકારની વિષમતા-વિકૃતિ, સર્વ પ્રકારનો અંધકાર દૂર કરવા માટે, શરીરનું બલિદાન દેવા માટે લાખો પુત્ર-પુત્રી જ્યારે તૈયાર થશે, તે જ વખતે ભારતીય સંસ્કૃતિની સુવાસ દિગ્દિગંતમાં ફેલાઇ જશે અને ભારત નવીન તેજથી પ્રકાશિત થઇ રહેશે

એક વાર રાજવૈદ્ય શ્રી પ્રભાશંકર ગઢડાવાળાને માંદગી દરમિયાન તેમના સુપુત્રે પૂછ્યુ. 'બાપુજી, ગઢડાનું ક્ષેત્ર મને નાનું પડે છે કોઇ શહેરમા દવાખાનું શરૂ કરી વિકાસ સાધું તો?'

'ના, ભાઇ, મારી તો ઇચ્છા છે કે તમે ગઢડા જ કામ ચલુ રાખો ત્યાંના ગરીબને મધ્યમ વર્ગના લોકોની સેવા કરતા કરતા, મારા મની માટીમાં દટાઇ જજો પણ મોટા શહેરમા જઇ ખૂબ ધનવાન થવાનો મોહ રાખશો મા હા, બહાર તમને પૈસા ખૂબ મળશે, પણ ગઢડાની જનતાના આશીર્વાદોની સરખામણીમાં એનું મૂલ્ય કશું નથી. અને એક બીજી વાત જીવનભર યાદ રાખજો કે મારા દીકરા હો તો ભલે તમે છેતરાજો, પણ કોઇને કદીય છેતરશો મા. આમ જીવશો અને શુદ્ધ આયુર્વેદની આરાધના છોડશો નહિ તો સિદ્ધિ તમને શોધતી આવશે!'

નટવર રાવળ

# ફકીરી હાલ આવા છે

દશરથ ગાંધી

એરિસ્ટેડીસ સખ્ત શિયાળામાં એક ફાટેલો સુતરાઉ ડગલો પહેરીને ફરતો હતો, ત્યારે એના શ્રીમંત ભત્રીજાને બે-ચાર સંભવિત ગૃહસ્થોએ ઠપકો આપતાં કહ્યું " તારા આ પૈસાને તું કોટે વળગાડીને જવાનો છું ? જોતો નથી, એરિસ્ટેડીસને પીઠ ઢાંકવા એકાદ ગરમ લૂગડું ય મળતું નથી "

ત્યારે એણે પોતે પેલા ગૃહસ્થો પાસે જઈને કહ્યું તે અંતરમાં કોતરી રાખવા જેવું છે

' એને એની લક્ષ્મીનું જેટલું અભિમાન છે તેના કરતાં યે વધાર મને મારી સ્વેચ્છાપૂર્વક ગરીબીનું છે કારણ કે લક્ષ્મીનો સારા કે ખોટા ઉપયોગ કરનારા ઘણા માણસો આપણને મળી આવશે, પણ આવી ગરીબાઈને ગૌરવપૂર્વક વળગી રહે તેવા તો કોઈક જ મળશે, જેણે દેખાદેખીથી કે કમરજીઆ આવી ગરીબાઈ સ્વીકારી હોય તે શરમાય-હું શા માટ ?

*

એક વખત એક દુષ્ટ સ્વભાવના માણસ મદ્રાસના શ્રી લિંગ સ્વામીની પરીક્ષા લેવાના ઇરાદાથી તેમની આગળ એક શેર કળી ચૂનાના પાણીને ઘોળીને દૂધ જેવું બનાવીને તેમની આગળ ધર્યું, અને વિનયપૂર્વક કહ્યું "સ્વામીજી આ દૂધ છે, પી જાઓ '

સ્વામીજી એ દુષ્ટના મનનો વિચાર સમજી ગયા અને તેની તરફ એક દૃષ્ટિપાત કર્યો અને પછીથી જરા પણ સંકોચ કે શોક કર્યા વગર, સદાના જેવા પ્રફુલ્લિત વદને એટલા બધા કળીચૂનાનું પાન કરી ગયા એ દુષ્ટએ ધાર્યું હતું કે આટલો બધો કળી ચૂનો પાયાથી સ્વામીજી એકદમ ગુસ્સે થઈ જશે અને કદાચ મારી બેસશે એવા વિચારથી તેઓ પ્રથમથી જ થોડે દૂર જઈને બેઠા હતા

જ્યારે એ દુષ્ટએ જોયું કે, સ્વામીજી તો જરા પણ ક્રોધ કર્યા વગર કે કટાક્ષ મોં કર્યા વગર બધો જ કળીચૂનો પી ગયા, ત્યારે તેમના સંકોચનો પાર રહ્યો નહિ તેઓ તરત જ સ્વામીજીના ચરણમાં પડયા અને પોતાના અપરાધોની ક્ષમા માગી સ્વામીજીએ તેમની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યા વગર તેમની સામે જ ઘાળેલા ચૂનાનું પાણી જેવું ને તેવું જ ઊલટી કરીને પાછું કાઢી આપ્યું

સ્વામીજીની આવી અસાધારણ ક્ષમતા જોઈને દુષ્ટ એકદમ જડ પદાર્થની પેઠ મૂઢ થઈને બેસી રહ્યા

*

એકવાર મહર્ષિ સુફિયાન સુરિ બસરાઈ રોટલો ખાતા હતા તે વખતે તેમની પાસે એક કૂતરા ઊભો હતો, પોતે એક બટક ખાતા હતા અને એક બટકું કૂતરાને ખવડાવતા હતા તે જોઈને કોઈએ કહ્યું 'આ કૂતરાની સાથે બેસીને ખાઓ છો, તેના કરતાં બાયડી ને છોકરાની સાથે બેસીને કેમ ખાતા નથી ?'

આથી તે હસી પડયા અને કહેવા લાગ્યા "કૂતરાને હુ એટલા માટે રાટલો ખવડાવુ છુ કે તે મારા ઘરની ચોકી કર છે અને હું નિરાંત મારી ઉપાસના કરતો રહુ છું મારા બાયડી ને છોકરાને જો હું રાટલા ખવડાવુ તો તેઓ ઊલટા મારી ઈશ્વરાપાસનામાં અડચણો નાખે '

*

એક દિવસ સ્વામી દયાનંદજી ગંગાના ઊંડા જળમાં સ્નાન કરતા હતા એવામાં એક મરત મગરમચ્છ તેમની લગોલગ થઈને નીકળ્યા કિનારથી ભક્તોએ બૂમો પાડવા માંડી " મહારાજ, ભાગજો મગર આવે છે '

લગાર ખસ્યા વિના સ્વામીજીએ મરતદશામાં પડયા પડયા જવાબ આપ્યો હતો " ફિકર નહિ, હું જો એને નથી સતાવતો તો પછી એ મને શા માટ છેડવાનો હતો ?'

# બાળકોનું ખિસ્સાખર્ચ

શ્રી. વા. કાળે

'અમે નાના હતા ત્યારે અમારું એક પૈસાનું પણ ચલણ ન હતું. દળાણું દળાવવા માટે અમારી બાને બાપા પાસે પૈસા માગવા પડતા, તો પછી અમારી તો વાત જ શી? કંઈક ખાવાનું લેવું હોય તો તે માટે બાપા પાસે પૈસો માગવો પડે. ખાધાખોરાકીની ચીજ-વસ્તુ વેચાતી લાવવા વિષે ત્યારે અમે કંઈ જ જાણતા નહિ રમત માટેનું કંઈક રમકડું કે બીજું સાધન જોઈતું હોય તો બાની મારફતે બાપાને કહેવડાવવું પડતું—તેની લાગવગ લગાડવી પડતી પરંતુ આજે જુઓ તો સૌને હક્ક કરીને ખિસ્સાખર્ચ જોઈએ છે અને એનો કંઈ હિસાબ તો રાખવાનો જ નહિ'

સામાન્ય બાબતોમાં કુટુંબના વડીલની અધિકારચેષ્ટા આજના જમાનામાં ચાલી શકે નહિ કારણ કે આજે તો સંખ્યાબંધ આકર્ષક ચીજ—વસ્તુઓ ઘર આગળે લારીઓમાં ફરતી જોવા મળે છે આજે તો પૈસો કોડીની કિંમતનો થઈ ગયો છે જીવનનો દૃષ્ટિકોણ જ બદલાઈ ગયો છે, એ હકીકત ધ્યાન રાખવા જેવી છે છોકરાંના પરચૂરણ ખર્ચ બાબત આ નવી દૃષ્ટિએ હવે જોવું પડશે

છોકરા—છોકરીઓને ખિસ્સાખર્ચ આપવાની પ્રથા હમણાં હમણાં વધતી ચાલી છે. બાળક નિશાળે જતું થાય ત્યારથી તેને તેના ભાગનો ખર્ચ આપવાનું વડીલો શરૂ કરે છે જેમ જેમ ઉંમર વધતી જાય તેમ તેમ આ રકમ પણ વધતી જાય છે કેટલાક બાળકો તો આ રકમની બીજા બાળકો સાથે સરસાઈ કરવા પ્રેરાય છે સ્વાભાવિક રીતે જ બાળકો તેમનાં માબાપ પાસે ઉપર પ્રમાણે ખિસ્સાખર્ચ માગતાં થાય છે. જેમ દર મહિને અનાજવાળાને, મકાનમાલિકને ભાડાના, તેમ જ દૂધવાળાને અને બીજાઓને રકમ ચૂકવવી પડે છે તે જ પ્રમાણે છોકરા—છોકરીને દર માસે ખિસ્સાખર્ચનું બજેટ રાખવું પડે છે એટલે જો ઘરમાં ૩—૪ છોકરાં હોય તો આ રકમ પણ તે જ પ્રમાણે મોટી રાખવી પડે.

છોકરાંને ખુશ રાખવા માટે તેમ જ રખેને તે ઘરમાંથી ચોરી કરશે એવા ભયથી, તેમ જ તેમનો ગણગણાટ સાંભળવો ન પડે તેટલા માટે કેટલાક માબાપો બેજવાબદાર રીતે તેમનાં બાળકોને આવી ખિસ્સાખર્ચી આપતાં હોય છે! છોકરાંઓએ એમાં કેટલો ખર્ચ કરવો એ પ્રશ્ન અતિમહત્ત્વનો છે આ વિષે દરેક કુટુંબમાં જુદી જુદી રીત અખત્યાર કરવામાં આવે છે જે રહેણીકરણી પ્રમાણે રહેવાનું પરવડે નહિ તેવા ખર્ચમાં આ હાથખર્ચી એ છોકરાંઓ વાપરતાં થાય તો ભવિષ્યમાં તે ભારે નુકસાનકર્તા નીવડે. છોકરાંઓને ખર્ચ કરવાની છૂટ આપવી અને તે બેજવાબદારપણે ખર્ચ કરે એમાં મોટો ફરક છે તેમને આપવામાં આવતી ખિસ્સાખર્ચીમાંથી તેઓ વેણી લાવે, રિબનો લાવે કે હોટેલમાં જઈને ચા—નાસ્તો ખાય, ચિત્રપટ વિષયનું છાપું ખરીદે, નખ રંગવાની ડબ્બી લાવે કે હાથરૂમાલ ખરીદે—આવી નજીવી વાતથી થતી શરૂઆત અને ભવિષ્યમાં ક્યાં લઈ જશે તે કોણ કહી શકે? ચા, સિગરેટ, તમાકુ, સિનેમા વગેરે વ્યસન લાગુ પડી જાય તો તેનાથી આવનાર વિનાશ ટાળવો મુશ્કેલ બની જાય છોકરાંઓ તેમને અપાતા ખિસ્સાખર્ચનો શો ઉપયોગ કરે છે તેની દેખરેખ માબાપોએ રાખવી અનિવાર્ય ગણાય. તેમની હિલચાલ પર ધ્યાન આપવામાં ન આવે તો એથી છોકરાં અવળા રાહે દોરાઈ જવા સંભવ છે કેટલાક છોકરાઓ બગડવાના મૂળમાં આ ખિસ્સાખર્ચ પણ અગત્યનો ભાગ ભજવી જાય છે

તાલુકાના ગામના એક શિક્ષકે તેમની પુત્રીને મોટા શહેરની એક કોલેજમાં ભણવા મોકલી તેને છાત્રાલયમાં રાખી તેને દર મહિને આ શિક્ષક ભાઈ ખિસ્સાખર્ચ મોકલતા રજાના દિવસે તેમની આ પુત્રી ઘેર જાય ત્યાર તેના બાપ તેનો હિસાબ માગતા તેના હિસાબના આંકડા મળતા ખરા, પણ એની વિગત સંબંધે તેમને શું સમજાય? એ પૈસાનું તે શું કરતી તે તો એ પુત્રી જાણે આ પુત્રી કવચિત જ સિનેમા

જોવા જતી, અભ્યાસ કરવામાંથી પત્ર લખવાનો તેને વખત જ મળતો નથી, આ બધી કલ્પનાના આનંદમાં તેના પિતા સ્તબ્ધ થઈ જતા. તે પછી, તેને છાત્રાલયમાં રાખવાથી, જ્યારે તેમની આંખો ખૂલે છે ત્યારે તેમને ખરી પરિસ્થિતિ સમજાય છે પણ ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે

પોતાના છોકરાની આદતો સારી રહે તે માટે એક ગૃહસ્થ તેની સાથે કંઈક કડકાઈભર્યું વલણ રાખવતા. પૂરતી અનુકૂળતાને અભાવે તેને કઈ ખિસ્સાખર્ચ આપતા નહિ તે સંયમપૂર્વક રહે તે માટે તેના પ્રત્યે ભારે તકેદારી રાખવામાં આવતી આ બધાનું પરિણામ ધાર્યા કરતાં ઊલટું જ આવ્યું તક મળતા તે ખોટે જ માર્ગે જવા લાગ્યો પુખ્ત ઉંમરનો થવા છતાં તેની સાથે યોગ્ય વ્યવહારના અભાવે તે અવળે માર્ગે વળી ગયો હવે એ ગૃહસ્થે જો તેને બીજા માબાપની માફક કંઈક છૂટછાટથી ઉછેર્યો હોત તો તે અવળે માર્ગે વળ્યો ન હોત તેને વાપરવા થોડાક પૈસા આપ્યા હોત તો તે વધુ સુખી હોત અને કુટુંબનું પણ સારું રક્ષણ કરી શક્યા હોત બીજા છોકરાઓને વાપરવા પૈસા મળે છે અને તે એ પ્રમાણે વાપરે છે તે જોઈને આવા છોકરાને પણ તેની માફક વાપરવાનું મન થાય છે અને તેને ન મળે તો તેને પોતાને કંઈક ખૂટતું હોય તેવું લાગે છે બીજાને એ વાપરતા જોઈને પોતાને તે પ્રમાણે ન મળવાને કારણે તેને લાગી આવે. મોટપણે પણ આ પરિસ્થિતિ જીરવવી મુશ્કેલ લાગે. સખ્તાઈથી પળાવવામાં આવતા સંયમથી આખરે તો નુકસાન જ છે ઘેરથી પૈસો ન મળવાને કારણે બીજે ક્યાંકથી પણ પૈસો મેળવવાની લાલચને તે રોકી શકતો નથી. પછી તો એ ઘરમાંથી છાનોમાનો પૈસો લઈ જાય, એ માટે જૂઠું બોલવા પણ પ્રેરાય. બજારમાં ખરીદવા મોકલતાં લાવેલી વસ્તુની કિંમત વધારે કહીને તેમાંથી પોતાને જોઈતો પૈસો મેળવી લે. મિત્રો પાસેથી ઉછીના લે આવી આવી ટેવોમાં તે ફસાઈ જાય

છોકરાના ભણતર દરમિયાન તેમને આવા પૈસા વાપરવા આપવામાં આવે તે સ્વાભાવિક છે, પરંતુ માબાપોએ તે માટે કાળજી રાખવી જોઈએ. છોકરાને આપવામાં આવતા આ પૈસામાંથી તેઓ કંઈક બચત કરતાં શીખે તો તો ઘણું જ સારું. એમાંથી એ સેવિંગ્સ ટિકિટો ખરીદે, ખાવાનું લેવા માટે મળેલા પૈસામાંથી તેઓ પોસ્ટમાં જમા કરાવતાં શીખે, અથવા તેમના ભણતરમાં ઉપયોગી એવું કંઈ ખરીદે. અથવા ડ્રોઈંગકામનાં કંઈ સાધન ખરીદે તેટલે સુધી તો એ ખર્ચ ફાયદાકારક નીવડે પરંતુ એ છોકરો રહીને પૈસો લઈ જઈ આઈસફ્રૂટ ખરીદે, અને પાછો બીજે જ દિવસે આઈસફ્રૂટ ખરીદવા પૈસા માગે તો તેવા પૈસા આપવા નિરર્થક છે. છોકરાના વિકાસના ઉપયોગી કામમાં તેને મળતા પૈસા ખર્ચાય તે વાજબી લેખાય.

*

ઇટાલીનો એક વખતનો સરમુખત્યાર મુસોલિની સત્તા ઉપર હતો ત્યારનો આ પ્રસંગ છે એકવાર એ મુસાફરી કરી રહ્યો હતો, ત્યારે રસ્તામાં તેની મોટર બગડી અને તેને એકાદ કલાક એક નાના ગામમાં ગાળવો પડ્યો ગામમાં કોઈ સરકારી અધિકારીને મળવાની ધમાલમાં ન પડતાં એ પોતાના મનોરંજન માટે સીધો એક સિનેમામાં ગયો. ફિલ્મ શરૂ થતા પહેલા સરકારી ધારાધોરણ મુજબ મુસોલિનીનું ચિત્ર પડદા ઉપર રજૂ કરવામાં આવ્યું અને બધા પ્રેક્ષકો અદબથી ઊભા થઇ ગયા માત્ર મુસોલિની બેસી રહ્યો સિનેમાના મેનેજરે જોયું કે એક માણસ ઊભો થયો નથી, પણ અંધારામાં એ તેને ઓળખી શક્યો નહીં, એટલે ફિલ્મ શરૂ થતાં જ મુસોલિની પાસે જઇ એણે ધીમેથી એને કહ્યું ' 'દોસ્ત ! મને પણ તારી માફક મુસોલિનીને માન આપવાનું મન નથી થતું, પણ આ રાજ્યમાં સુરક્ષિત રહેવું હોય તો મનની ભાવનાઓને દબાવી દેવી એ જ ઉત્તમ ઉપાય છે !

અનુ૦ પૃષ્ઠ ૧૬૮ થી ચાલુ]
સંખ્યામાં મનુષ્યો મરે તેનું સ્નાનસૂતક યુનોને પણ હવે લાગતુ નથી વિયેટનામના યુદ્ધનો દાખલો નજર સમક્ષ છે ચમત્કાર સિવાય આજે કોઈ ન્યાયની વાત કરવા તૈયાર નથી. ભારત આવતી કાલે અણુબોમ્બ કે હાઇડ્રોજન બોમ્બ બનાવીને વિસ્ફોટ કરે તો કદાચ કોઈ તેને સારે મોઢે બોલાવે લોકશાહીની મોટી મોટી વાતો કરનાર અમેરિકા લાલચીન કરતા પણ ભય કર છે એ તો કિસિન્જર સાહેબની શાંઘરમન અને પેકીંગ યાત્રા પછી ભાગ્યે જ કોઇને કહેવાનો જરૂર છે અમેરિકા દંભ કરે – છે ચીન નાગુ થઇને ઊભુ રહે છે ભારતની પરદેશનીતિએ હજુ સુધી યારી આપી નથી અને આપણી પૂર્વ સરહદ ઉપર અભૂતપૂર્વ કટોકટીમાથી પોતે નીકળી જઈને ભારતને ગળે પહેરાવવામા તેને સફળતા સાંપડી તેનો વિશેષ લાભ પાકિસ્તાન આજે લઇ રહ્યુ છે ઇરાન અને તુર્કી જેવા સમર્થકો પાસેથી ઇસ્લામને નામે જે માગે તે મળી શકે છે તો બીજી તરફ ચીન તેમજ અમેરિકા પાસેથી લડાયક શસ્ત્રો અને વિમાનોની ખોટ તેણે ક્યારેય અનુભવી નથી એશિયાના મોટા મા મોટી લોકશાહીનુ લેબલ લગાડીને આપણે દુનિયામા ફરીએ, તેથી શુ વળવાનું ? ઇઝરાઇલ વણુ નાનકડુ રાષ્ટ્ર છે – તેની ચોતરફ આરબ રાષ્ટ્રો ગીધડાની જેમ તરાપ મારીને બેઠા છે છતા તેની વિદેશ નીતિ ઉપર તે આજે ડોક ટટ્ટાર રાખીને દુનિયાને પડકાર આપી શકે છે અને ભારતને શીખ પણ આપી શકે છે

### કેળવણી અને પ્રવેશ

મોટા શહેરોમા પ્રાથમિક, માધ્યમિક, તેમજ હાઇસ્કૂલ અને કોલેજ શિક્ષણ આપતી સસ્થાઓમા પ્રવેશ મેળવવો મુશ્કેલ બને છે તેનુ એક કારણ એ છે કે પૂરતા પ્રમાણમા આવી સસ્થાઓ હોતી નથી વસતિ વધારાની સાથે વિદ્યાર્થીઓની સખ્યામા પ્રતિવર્ષ વધારો થાય છે જ્યારે શાળાઓ અને કોલેજોની સખ્યા પ્રમાણમા વધતી નથી ડોક્ટરી કે ઇજનેરી કોલેજોની બાબતમા આ તગી ખૂબ જ તીવ્ર બની છે અને તેથી પ્રવેશનું ધોરણ એટલુ ઊચુ રાખવામા આવ્યુ છે કે જૂજ ટકાવારી ઉચ્ચ અભ્યાસનો લાભ લઇ શકે ડોક્ટરી વિદ્યા માટે તો ધનિકો સિવાય અન્ય કોઈનું સ્થાન રહ્યુ જ નથી એક એવી વ્યવસ્થા કરવી જરૂરી છે કે અમુક વિસ્તારમા કેળવણી વિષયક સસ્થાઓની જરૂરિયાત આપો આપ નક્કી થતી રહે અમદાવાદ, વડોદરા, સૂરત જેવા શહેરોમા કેટલી વધુ પ્રાથમિક નિશાળો માધ્યમિક શાળાઓ, હાઈસ્કૂલો તેમ જ કોલેજોની જરૂર છે તેનો અંદાજ નિષ્ણાતો દ્વારા નક્કી થવો જોઇએ અને ધીમે ધીમે તેની સખ્યામા નવી સસ્થાઓને જન્મ આપવો જોઈએ આ બાબતમા દિલ્હીએ સારી પહેલ કરી છે છેલ્લા બે ચાર વર્ષ માજ દિલ્હીએ કેળવણી વિષયક બાબતોમા સુખદ પલટો આણી દીધો છે ૧૯૬૬મા ત્યા પ્રાથમિક શાળાઓ ૮૨૬ હતી તે આજે ૧૨૬૦ સુધી પહોચી છે માધ્યમિક ૪૬૧માથી ૫૦૦ અને હાઈસ્કૂલો ૪૦૭માથી વધીને ૪૩૦ થઈ છે ૧૯૬૮માં ચાર કોલેજો હતી તે ત્રણ ગણી બે જ વર્ષમા થઈ ગઇ છે નિશાળે જતા બાળકોનું પ્રમાણ ૬–૧૧ ઉમર જૂથમા ૮૮ ટકા અને ૧૧–૧૪ ઉમર જૂથમા ૮૪ ટકા જેટલુ ઊચુ છે છેલ્લી વસતિ ગણતરી મુજબ દિલ્હીની વસતિ ૪૦ લાખ થવા જાય છે તે જોતા જે શૈક્ષણિક સુવિધાઓ ઉત્તરોત્તર વધતી રહી છે તેવુ અન્ય શહેરોમા જોવા મળતુ નથી એવી આવતી કાલના નાગરિકો માટે આ ચિતા કોણે કરવી તે દરેક શહેરના પ્રજાજનોએ વિચારવા જેવો સવાલ છે

### ચપળ માનસ

અત્વરથી ૮૦ કિ મો દૂર આવેલ ગામડામા, પુત્ર જન્મ નિમિત્તે કૂવાના થાળામા એકઠા થયેલ ૧૮ બાળકો અને પાચ સ્ત્રીઓ જ્યારે ધાર્મિક વિધિમા મશગુલ હતા ત્યારે થાળુ તૂટી પડતા બધા જ અદર જઈ પડ્યા જન્મનાર બાળકનો પચાવન વર્ષનો દાદો રામ કન્વર, બાળકોની ચીસો સાભળી દોડી ગયો સાથે લાબા દોરડા તથા એક બે મદદનીશ પણ લેતા ગયો. તેને પોતાને તરતા આવડતુ ન હતુ દોરડાનો એક છેડો પોતાના

સાથીના હાથમાં આપી તે અંદર ઊતર્યો કેટલાક બાળકો તેને વળગી પડ્યા રામ કન્વરે ટોપલી સાથે બીજુ દોરડુ નખાવ્યુ અને એક પછી એક છ બાળકોને ઉગારી લીધા બાકીના બાર બાળકો અને પાંચ સ્ત્રીઓ મૃત્યુને શરણ થયા કેમકે કૂવાના પથ્થરો નીચે તેઓ ઢંકાઈ ગયા તરતા ન આવડતું હોય છતાં ૫૫ વર્ષનો ગામડિયો કૂવામા ઊતરીને છ બાળકો બચાવવા જેટલી ત્વરિત માનસશક્તિ અને હિંમત બતાવે તે સૌના ધન્યવાદને પાત્ર છે અકસ્માતો હંમેશા બનતા હોય પણ જૂજ કિસ્સાઓમા તેનો ભોગ બનનારની વ્હારે કોઇ જઈ શકે છે, કેમકે માનસિક ચપળતા ક્ષણાર્ધમા સક્રિય થઈ શકતી નથી અને જે વિચારવા બેસે છે તે કાઇ કરી શકતો નથી

## દારૂબંધીનો અંત ?

તામીલનાડની સરકાર ૩૦મી ઓગસ્ટથી દારૂબંધી ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લેનાર છે દારૂબંધીમા તો પૈની કમાણી નહી અને ખુવારીનો પાર નહી અને છના છાને ખુણે બધુ જ ચાલતુ હોય । જ્યા જ્યા દારૂબંધી છે ત્યા ભૂગર્ભમા તેના વિરુદ્ધની પ્રવૃત્તિઓ સતત ચાલુ જ હોય છે આમેય દારૂનો પ્રશ્ન એક શાશ્વત પ્રશ્ન છે અને તેની ઘણી બાજુઓ છે વેશ્યા પ્રતિબંધક ધારો હોવા છતા જગતમા કોઇ જેમ તેને બંધ રાખી શકતુ નથી અને કુટુંબ નિયોજન જેમ સરકારી આદેશથી અમલી બની શકતુ નથી તેવુ જ દારૂનું છે જેને નથી પાવો તે પ્રાણાન્તે પણ નહી પીએ, બાકી જેને ગઝલો રચવી છે, દિન બહેલાવવુ છે, અળક નાણુ વ્યયનો માર્ગ શોધે છે તેને પ્યાલી વિના કેમ ચાલે ? પણ એનો અર્થ એમ નથી કે ગુજરાતે તામિલનાડુનું અનુકરણ કરવુ દારૂબંધી મુક્ત કર્યા પછી ત્યા શા પરિણામો આવે છે તે જોવા રહ્યાં સાહિત્ય અને કવિતાનો ફાલ વધુ સારો ઊતરશે ?

## બંગ નિરાશ્રિતો

ભારત માટે સૌથી જટીલ બની રહેનારો બંગ નિરાશ્રિતોનો પ્રશ્ન ચર્ચાની એરણે ચડેલ છે આ પ્રશ્ને પાકિસ્તાન સાથે યુદ્ધ છેડવા જેવુ નથી એવો મત પ્રબળ બનતો જાય છે આમેય અમેરિકા જેવા રાષ્ટ્રને પણ યુદ્ધ પોસાતુ નથી ને સામેથી ચાલીને ચીનની મૈત્રી શોધે છે આ સ્થિતિમા ઇન્દિરાજી શાણપણનો જે રાહ વિચારી રહ્યા છે તેને દેશવાસીઓએ ઇષ્ટ આપત્તિ તરીકે પણ સ્વીકારી લેવો જોઇએ જગત સમક્ષ આ પ્રશ્નને લાંબો સમય ધરી રાખવાથી તેમ જ દુનિયાભરમા પ્રચારયુદ્ધ ચાલુ રાખવાથી ભારતનો કેઈસ નૈતિક રીતે મજબૂત બને છે યુદ્ધને બદલે નિરાશ્રિતોનો બોજ સહેવાથી ભારતને થોડાક મિત્રો સાંપડશે, એ નક્કી છે અને મદદ પણ મળશે તેમને વતનમાં પાછા ફરવાની યોજના યુનોને આશ્રયે ઘડી કાઢી, તેના દ્વારા અમલી બનાવવી રહી

## રાજસ્થાનમા સત્તા પલટો

પંડિત નહેરુની જેમ મોહનલાલ સુખાડિયાએ સુદીર્ઘ કાળ સુધી રાજસ્થાનનું મંત્રીપદ શોભાવ્યુ અને સત્તર વર્ષ સુધી રાજ્યની ધૂરા સફળતાપૂર્વક વહન કરી વળી સત્તાત્યાગ પણ તેમણે ગૌરવપૂર્વક કર્યો ભારતના અન્ય રાજ્યમા આવી શાંતિથી અને સમજદારીથી સત્તાની ફેરબદલી થઈ નથી વળી એક મુસ્લીમને રાજ્યના પ્રધાન બનાવી ઈન્દિરાજીએ લઘુમતી કોમની પ્રતિષ્ઠા જાહેરમાં સ્થાપી છે પાકિસ્તાનની સરહદને અડીને આવેલા આ રાજ્યમા બરકત ઉલ્લાખાને ચોંપ રાખવી પડશે કેમકે યાહ્યાખાનની છેલ્લી ધમકીના સંદર્ભમા ક્યારે શુ થાય તે કહેવાય નહી હોસાતુસીના વાતાવરણમા શ્રી સુખાડિયાએ મંત્રીપદ ખાલી કરી આપ્યુ તે વાત નાની નથી

×

માત કે તાતથી જે ના બને, વા સ્વજનો વડે,
સંયમી ચિત્તથી સાધે, શતધા શ્રેય આપણું —'ધમ્મપદ'

*

ઘરડાનો ખાટલો ઘેરઘેર ચાલતો હતો અને બાળવૈદુ પણ ઘેરઘેર હતું બાળકોને રસીવાળા કરવાં એ પણ એક ઊલટી જ ગંગા છે

કીમતવાળી છાસ વેચાય અને તેમાં ઓગાળિગનો ઉપયોગ થાય, અને આવા ટેટનાય ઓગાળિગ લોકો ખાઇ જાય આ બધા પાછળ ટન્રે કરો રખાવે અને સરવાળો શૂન્ય થાય, તેના કરતા ગાયો માટેની જમીનનું રેકૂવિઝિશન કરવામાં આવે અને કતલખાનાં બંધ કરી, ગાય રાખનારને ઉપરથી સબસીડી આપવામાં આવે તો એડનટ્રેશન કરવાનો ચાન્સ જ ન મળે. પરંતુ આ ઇન્સ્પેકટરોના અને એડમિનિસ્ટ્રેશનના ખર્ચ દ્વારા પણ ઊલટી જ ગંગા વહી રહી છે

દાંત મજબૂત કરવા કણજી, વડ, કદંબ, બાવળ, કળોઇનાં દાતણો, તલ ચાવવા, તેલના કોગળા કરવાના ઉપાયોનો પ્રચાર બંધ થઇ ગયો છે, અને દાંતનું પરુ હોજરીમાં જઇ હોજરી બગાડશે, એમ કહી દાંત પાડી નાખવાની ઊલટી ગંગા વહી રહી છે, અને એ દાંત પડાવવાથી લોકોના આંખ, કાન અને બીજી ઇંદ્રિયો નબળી થઇ ગઇ અને મોઢા બોખા થયાં

આંખોમાં મેશ આંજવાની ચાલી ગઇ, ત્રિફળા છાંટવાનું ચાલી ગયું, સુરમો લગાવવાનો ચાલી ગયો તેજ વધારનાર ધારોષ્ણ દૂધ, માખણ, ડોડી, પગના જોડામાં તેલ, મોગ અક્ષર વાંચવા અને લખવા આ બધું ચાલ્યું ગયું

પહેલાં વિદ્યા મેળવવા માટે વિદ્યા ભણવામાં આવતી આજે ડિગ્રી મેળવવા માટે વિદ્યા ભણાવવામાં આવે છે, અને એ વિદ્યા મેળવનારાઓ શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી યુક્ત સિદ્ધિવાળા, હિંદની ભૂમિ ઉપર હજારોની સંખ્યા ઉપર વસતા હતા અને તેઓની પાસે એ વિદ્યા લેવા પરદેશથી લોકો અહીં આવતા આજે લોકો અહીંથી રોજ પરદેશ જાય છે, અને રોજ ટાઇ સાથેના ચારપાંચ ફોટાઓ વર્તમાન પત્રોમાં જોવા મળે છે ત્યારે થાય છે કે આ પણ ઊલટી ગંગા વહી રહી છે

પહેલા નદીઓ પવિત્ર ગણાતી, અને પરમાત્માની વિભૂતિના એક અંશરૂપે લોકો તેને માનતા આવી પવિત્ર નદીઓનાં પાણી ભરતી વખતે પણ બેમાં રેડાતાં તેનાં આચમન થતાં તે કાચ જેવા નિર્મળ પાણીમાં ગટરો નખાયા વગરની એક પણ નદી બાકી રહી નથી આ પણ એક ઊલટી ગંગા વહી રહી છે

પહેલાં ધન ગાયોનું મનાતું, જમીનનું મનાતું, સાધનોનું મનાતું, આજે ધન બેંકનું મનાય છે જીવનની સિકયોરિટી સંકલ્પમાં હતી આજે જીવનની સિકયોરિટી બેંકમાં મનાય છે

જે ઊડયો તે કયું ઔષધ સારું, અને તેને ખરીદવાની ક્રિયા કરી આરોગવાની ક્રિયા કરી રહ્યો છે અને બધા ઔષધો ઉપર જ તૂટી પડયા છે પણ રોગ દૂર કરનાર વિહારની તો કોઇ વાત જ કરતું નથી ભગવાન ચરકે બધા જ રોગો માટે માંડ ચાલીસેકથી પાંચસો વનસ્પતિઓ લખી, પણ આજે માર્કેટમાં લાખો દવાઓ વેચાય છે ખરેખર આ પણ એક ઊલટી ગંગા છે

જે માણસે પોતે અનુભવ કર્યો હોય અને સાક્ષાત્ દર્શન કર્યું હોય તે વસ્તુની રજૂઆત પરહિત માટે સમાજમાં તે મૂકતો. આજે સાહિત્ય કમાણી માટે મુકાય છે આ પણ એક ઊલટી જ ગંગા વહી રહી છે

દરેક ઘરમાં પીપરીમૂળ, સૂંઠ, હરડે, સુદર્શન, સંચળ, જીરુ, દિવેલ, હિંગ અને અજમાની બાટલીઓ રહેતી તેને બદલે આજે એસ્પિરિન, ઇપ્સમ સોલ્ટ, ગ્લુકોઝ, હોર્લિક્સ, પેનિસિલિનના મલમ વગેરે અનેક વસ્તુઓ ઘરના વસવાટમાં આવી ગઇ છે આ પણ એક ઊલટી ગંગા છે

સાથીના હાથમાં આપી તે અંદર ઊતર્યો કેટલાક બાળકો તેને વળગી પડ્યા રામ કન્વરે ટોપલી સાથે બીજું દોરડું નખાવ્યું અને એક પછી એક છ બાળકોને ઉગારી લીધા બાકીના બાર બાળકો અને પાંચ સ્ત્રીઓ મૃત્યુને શરણ થયાં કેમકે કૂવાના પથ્થરો નીચે તેઓ દટાઈ ગયા તરતા ન આવડતું હોય છતાં ૫૫ વર્ષનો ગામડિયો કૂવામાં ઊતરીને છ બાળકો બચાવવા જેટલી ત્વરિત માનસશક્તિ અને હિંમત બતાવે તે સૌના ધન્યવાદને પાત્ર છે અકસ્માતો હંમેશા બનતા હોય પણ જૂજ કિસ્સાઓમાં તેનો ભોગ બનનારની વ્હારે કોઈ જઈ શકે છે, કેમકે માનસિક ચપળતા ક્ષણાર્ધમાં સક્રિય થઈ શકતી નથી અને જે વિચારવા બેસે છે તે કાંઈ કરી શકતો નથી

## દારૂબંધીનો અંત ?

તામીલનાડની સરકાર ૩૦મી ઑગસ્ટથી દારૂબંધી ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લેનાર છે દારૂબંધીમાં તો પૈની કમાણી નહીં અને ખુવારીનો પાર નહીં અને છાના છાને ખૂણે બધું જ ચાલતું હોય ! જ્યાં જ્યાં દારૂ બંધી છે ત્યાં ભૂગર્ભમાં તેના વિરુદ્ધની પ્રવૃત્તિઓ સતત ચાલુ જ હોય છે આમેય દારૂનો પ્રશ્ન એક શાશ્વત પ્રશ્ન છે અને તેની ઘણી બાજુઓ છે વેશ્યા પ્રતિબંધક ધારો હોવા છતાં જગતમાં કોઈ જેમ તેને બંધ રાખી શકતું નથી અને કુટુંબ નિયોજન જેમ સરકારી આદેશથી અમલી બની શકતું નથી તેવું જ દારૂનું છે જેને નથી પીવો તે પ્રાણાંતે પણ નહીં પીએ, બાકી જેને ગળે રુચી છે, દિલ બહેલાવવું છે, અઢળક નાણું વ્યયનો માર્ગ શોધે છે તેને પ્યાલી વિના કેમ ચાલે ? પણ એનો અર્થ એમ નથી કે ગુજરાતે તામીલનાડુનું અનુકરણ કરવું દારૂબંધી મુક્ત કર્યા પછી ત્યાં શા પરિણામો આવે છે તે જોવા રહ્યાં સાહિત્ય અને કવિતાનો ફાલ વધુ સારો ઊતરશે ?

## બંગ નિરાશ્રિતો

ભારત માટે સૌથી જટીલ બની રહેનારો બંગ નિરાશ્રિતોનો પ્રશ્ન ચર્ચાની એરણે ચડ્યો છે આ પ્રશ્ને પાકિસ્તાન સાથે યુદ્ધ છેડવા જેવું નથી એવો મત પ્રબળ બનતો જાય છે આમેય અમેરિકા જેવા રાષ્ટ્રને પણ યુદ્ધ પોસાતું નથી ને સામેથી ચાલીને ચીનની મૈત્રી શોધે છે આ સ્થિતિમાં ઇન્દિરાજી શાસૂપગુનો જે રાહ વિચારી રહ્યા છે તેને દેશવાસીઓએ ઇષ્ટ આપત્તિ તરીકે પણ સ્વીકારી લેવો જોઈએ જગત સમક્ષ આ પ્રશ્નને લાંબો સમય ધરી રાખવાથી તેમ જ દુનિયાભરમાં પ્રચારયુદ્ધ ચાલુ રાખવાથી ભારતનો કેઈસ નૈતિક રીતે મજબૂત બને છે યુદ્ધને બદલે નિરાશ્રિતોનો બોજ સહેવાથી ભારતને થોડાક મિત્રો સાંપડશે, એ નક્કી છે અને મદદ પણ મળશે તેમને વતનમાં પાછા ફરવાની યોજના યુનોને આશ્રયે ઘડી કાઢી, તેના દ્વારા અમલી બનાવવી રહી

## રાજસ્થાનમાં સત્તા પલટો

પંડિત નહેરુની જેમ મોહનલાલ સુખાડિયાએ સુદીર્ઘ કાળ સુધી રાજસ્થાનનું મંત્રીપદ શોભાવ્યું અને સત્તર વર્ષ સુધી રાજ્યની ધૂરા સફળતાપૂર્વક વહન કરી વળી સત્તાત્યાગ પણ તેમણે ગૌરવપૂર્વક કર્યો ભારતના અન્ય રાજ્યમાં આવી શાંતિથી અને સમજદારીથી સત્તાની ફેરબદલી થઈ નથી વળી એક મુસ્લીમને રાજ્યના પંતપ્રધાન બનાવી ઈન્દિરાજીએ લઘુમતી કોમની પ્રતિષ્ઠા જાહેરમાં સ્થાપી છે પાકિસ્તાનની સરહદને અડીને આવેલા આ રાજ્યમાં બરકત ઉલાખાને ચોંપ રાખવી પડશે કેમકે યાહ્યાખાનની છેલ્લી ધમકીના સંદર્ભમાં ક્યારે શું થાય તે કહેવાય નહીં હિંસાત્મુસીના વાતાવરણમાં શ્રી સુખડિયાએ મંત્રીપદ ખાલી કરી આપ્યું તે વાત નાની નથી

×

માત કે તાતથી જે ના બને, વા સ્વજનો વડે,
સંયમી ચિત્તથી સાધે, શતધા શ્રેય આપણું —ધમ્મપદ

•

ઘરડાનો ખાટલો ઘેરઘેર ચાલતો હતો અને બાળવેદું પણ ઘેરઘેર હતું બાળકોને રસીવાળાં કરવાં એ પણ એક ઊલટી જ ગંગા છે.

કીમતવાળી છાશ વેચાય અને તેમાં બ્લોટિંગનો ઉપયોગ થાય, અને આવા કેટલાય બ્લોટિંગ લોકો ખાઇ જાય. આ બધા પાછા ઇન્સ્પેક્ટરો રખાવે અને સરવાળો શૂન્ય થાય, તેના કરતા ગાયો માટેની જમીનનું રેકવિઝિશન કરવામાં આવે અને કતલખાનાં બંધ કરી, ગાય રાખનારને ઉપરથી સબસીડી આપવામાં આવે તો એડલ્ટ્રેશન કરવાનો ચાન્સ જ ન મળે. પરંતુ આ ઇન્સ્પેકટરોના અને એડમિનિસ્ટ્રેશનના ખર્ચ દ્વારા પણ ઊલટી જ ગંગા વહી રહી છે.

દાંત મજબૂત કરવા કણજી, વડ, કદંબ, બાવળ, કબીઠના દાતણો, તલ ચાવવા, તેલના કોગળા કરવાના ઉપાયોનો પ્રચાર બંધ થઇ ગયો છે, અને દાંતનું પરુ હોજરીમાં જઇ હોજરી બગાડશે, એમ કહી દાંત પાડી નાંખવાની ઊલટી ગંગા વહી રહી છે, અને એ દાંત પડાવવાથી લોકોનાં આંખ, કાન અને મોંની ઇંદ્રિયો નબળી થઇ ગઇ અને મોઢા બોખાં થયાં.

આંખોમાં મેશ આંજવાની ચાલી ગઇ, ત્રિફળા છાંટવાનું ચાલી ગયુ, સુરમો લગાવવાનો ચાલી ગયો. તેજ વધારનાર ધારોષ્ણ દૂધ, માખણ, ડોડી, પગના તળિયામાં તેલ, મોટા અક્ષર વાંચવા અને લખવા આ બધું ચાલ્યું ગયું.

પહેલાં વિદ્યા મેળવવા માટે વિદ્યા ભણવામાં આવતી. આજે ડિગ્રી મેળવવા માટે વિદ્યા ભણાવવામાં આવે છે. અને એ વિદ્યા મેળવનારાઓ શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી યુક્ત, સિદ્ધિવાળા, હિંદની ભૂમિ ઉપર હજારોની સંખ્યા ઉપર વસતા હતા. અને તેઓની પાસે એ વિદ્યા લેવા પરદેશથી લોકો અહીં આવતા. આજે લોકો અહીંથી રોજ પરદેશ જાય છે, અને રોજ ટાઇ સાથેના ચારપાંચ ફોટાઓ વર્તમાનપત્રોમાં જોવા મળે છે. ત્યારે થાય છે કે આ પણ ઊલટી ગંગા વહી રહી છે.

પહેલાં નદીઓ પવિત્ર ગણાતી, અને પરમાત્માની વિભૂતિના એક અંશરૂપે લોકો તેને માનતા. આવી પવિત્ર નદીઓનાં પાણી ભરતી વખતે પણ મોંમાં રેડાતાં. તેનાં આચમન થતાં. તે કાચ જેવા નિર્મળ પાણીમાં ગટરો નંખાયા વગરની એક પણ નદી બાકી રહી નથી. આ પણ એક ઊલટી ગંગા વહી રહી છે.

પહેલાં ધન ગાયોનું મનાતું, જમીનનું મનાતું, સાધનોનું મનાતું, આજે ધન બેંકનું મનાય છે. જીવનની સિક્યોરિટી સંકલ્પમાં હતી. આજે જીવનની સિક્યોરિટી બેંકમાં મનાય છે.

જે ઊડપો તે કયું ઔષધ સારું, અને તેને ખરીદવાની ક્રિયા કરી આરોગવાની ક્રિયા કરી રહ્યો છે. અને બધા ઔષધો ઉપર જ તૂટી પડયા છે. પણ રોગ દૂર કરનાર વિહારની તો કોઇ વાત જ કરતું નથી. ભગવાન ચરકે બધા જ રોગો માટે માંડ ચારસોથી પાંચસો વનસ્પતિઓ લખી, પણ આજે માર્કેટમાં લાખો દવાઓ વેચાય છે. ખરેખર આ પણ એક ઊલટી ગંગા છે.

જે માણસે પોતે અનુભવ કર્યો હોય અને સાક્ષાત્ દર્શન કર્યું હોય તે વસ્તુની રજૂઆત પરહિત માટે સમાજમાં તે મૂકતો. આજે સાહિત્ય કમાણી માટે મુકાય છે. આ પણ એક ઊલટી જ ગંગા વહી રહી છે.

દરેક ઘરમાં પીપરીમૂળ, સૂંઠ, હરડે, સુદર્શન, સંચળ, જીરું, દિવેલ, હિંગ અને અજમાની બાટલીઓ રહેતી. તેને બદલે આજે એસ્પિરિન, ઇપ્સમ સોલ્ટ, ગ્લુકોઝ, હોર્લિક્સ, પેનિસિલિનના મલમ વગેરે અનેક વસ્તુઓ ઘરના વસવાટમાં આવી ગઇ છે. આ પણ એક ઊલટી ગંગા છે.

વિદ્યાર્થી ગુરુની તન, મન અને ધનથી સેવા કરી તેના હૃદયનો ભાવ જીતી લઈ પોતે કેળવાઈ વિદ્યા લેતો હતો તેને બદલે આજે પ્રોફેસરોનાં લેક્ચર સાંભળવાથી અને પોતે વાંચી જવાથી વિદ્યા મેળવે છે એ વહેણ દ્વારા પણ ઊલટી ગંગા વહી રહી છે.

પહેલાં બહારગામ જઈએ તો ધર્મશાળા ઊતરવાની મળતી. પણ હું હમણાં જ નાસિક ગયો ત્યારે ત્યાં પૈસા ખરચતાં પણ ઊતરવાનું સાધન મળતું ન હતું. કન્યા મફત મળતી હતી વિદ્યાનો વિક્રય થતો ન હતો આજે અઢળક ફી લેવામાં આવે છે. દૂધ–છાસ મફત મળતાં ખવરાવીને લોક રાજી થતાં, તેને બદલે આજે આનાથી સાવ ઊલટી ગંગા વહી રહી છે.

આપણે ત્યાં સંત–સાધુને ઘેર બોલાવી, આધ્યાત્મિક વિકાસ માટે દેવ, મંદિર, સાધુસંન્યાસી વૈદ્ય, વિદ્વાન પાછળ ધન ખર્ચાતું. આજે સિનેમા, કલબ, ગંજીફા અને મોટરો પાછળ ખર્ચાય છે, એ પણ એક ઊલટી ગંગા છે.

જીવમાત્રને ભયમાંથી કેવી રીતે મુક્ત કરવો તેની ઉપાસના ચાલતી હતી, અને ભયમાંથી મુક્ત કરનાર માણસ દાનેશ્વરી કહેવાતો. આજે સામાના હૃદયમાં ભય પેદા કરે તે દાનેશ્વરી કહેવાય છે. આ રીતે દાનની પણ ઊલટી ગંગા વહી રહી છે.

'ભાવપ્રકાશ'માં લખ્યું છે કે કાંસાના, કાચના કે પિત્તળના વાસણમાં જમવું પણ હવે સ્ટેનલેસ સ્ટીલના વાસણમાં જમવાથી થતી દરિદ્રતા દ્વારા પણ ઊલટી ગંગા જ વહી રહી છે.

માણસ સુખી હોય તો તે ચાંદીનાં વાસણ વાપરતો, તેથી વધુ સુખી હોય તો સોના–ચાંદીનાં વાસણો વાપરતો, મધ્યમવર્ગવાળો તાંબા–પિત્તળનાં વાસણ વાપરતો, જ્યારે દરિદ્ર માણસ લોઢાનાં વાસણ વાપરતો. તેને બદલે આજે પૈસાદાર વર્ગ પણ લોખંડના વાસણ વાપરતો થઈ ગયો છે —ચરક

*

'પથિક' ખાસ સૌરાષ્ટ્ર અંક

(તંત્રી શ્રી માનસંગજી બારડ
પ્રેમ દરવાજા બહાર, અમદાવાદ ૨
પાના ૧૭૦ મૂલ્ય ત્રણ રૂપિયા

'સૌરાષ્ટ્ર અંક'ની શ્રેણીમાં 'પથિક' માસિક તરફથી મે-જૂન ૭૧નો સંયુક્ત ચોથો ખાસ સૌરાષ્ટ્ર અંક બહાર પડયો છે તે ધ્યાન ખેંચતો બની રહે છે ૧૭ લેખકોના ૨૦ લેખોમા શ્રી કે કા શાસ્ત્રીના ત્રણ લેખો "સૌરાષ્ટ્રની ઉત્તરકાલીન રાજધાનીઓ,' "સૌરાષ્ટ્રના ધર્મસંપ્રદાય", અને ' સૌરાષ્ટ્રની મોળીઓ" એક સાથે એક જ અંકમા વાચવા મળે છે

' સૌરાષ્ટ્રના વન્ય પ્રાણીઓ ' (પદ્યુમ્ન કંચનરાય દેસાઇ) "સૌરાષ્ટ્રની વનસ્પતિ (શ્રી પદ્માકર ગુપ્તે) "સૌરાષ્ટ્રમા મરાઠી સત્તા (રમેશકાન્ત પરીખ) ' સૌરાષ્ટ્રના મુત્સદ્દીઓ (શંભુપ્રસાદ દેસાઇ) " સૌરાષ્ટ્રની કેટલીક વિશિષ્ટ જાતિઓ (નાગજીભાઈ ભટ્ટી) ઇત્યાદિ લેખોમા સૌરાષ્ટ્રની અનેકવિધ ભિન્નતાનો ખ્યાલ અભ્યાસુ દૃષ્ટિથી સુંદર રીતે રજૂ થાય છે શ્રી માનસંગજી બારડ ગુજરાતભરમા એક જ એવા તંત્રી છે જેઓ પોતે જે જ્ઞાનથી વંચિત રહેવા પામ્યા છે તે અન્યને સુલભ કરી આપવા ભેખધારીની અદાથી સાહિત્યક્ષેત્રે ચિરંજીવ અને કીમતી સેવાઓ આપી રહ્યા છે કચ્છના ત્રણ અને સૌરાષ્ટ્રના ચાર વિશેષાંકો આપીને (તેમજ ગુજરાત વિષે આપવાનુ વચન આપીને) તેમણે એક વિક્રમ સ્થાપ્યો છે ન્યૂન સાધનો અને ગ્રાહકોની અતિ મર્યાદિત સંખ્યા છતા 'પથિક'ને ઉત્તરોત્તર જે સાજ તેઓ સજાવે છે તેનાથી ગમે તેવો સરકારી ગુજરાતી આશ્ચર્ય અને અહોભાવ અનુભવ્યા વિના રહેશે નહિ 'પથિક'ના ગુજરાતના ખાસ અંકો અનેરા બનશે તેમા શંકા નથી.

'ધૂમકેતુની ઉત્તરયાત્રા'
લેખક શ્રી દક્ષિણકુમાર ગો જોશી
પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
પાના ૩૫૦ મૂલ્ય ૭ રૂપિયા

શ્રી ધૂમકેતુએ આત્મકથાના બે ભાગ ગુજરાતને આપ્યા 'જીવનપથ' અને 'જીવનરંગ' ત્રીજો ભાગ 'જીવનસ્વપ્ન' તેઓ લખી શક્યા નહિ પિતાની મનીષાને અક્ષરદેહ આપવા પુત્ર આગળ આવે એવો એક વિરલ યોગ અહી સાંપડયો છે અને શ્રી દક્ષિણકુમાર રચિત સ્વર્ગસ્થની ઉત્તરયાત્રા 'શોભતુ પિતૃશ્રાદ્ધ' બની રહે છે, એ તો હકીકત છે તદુપરાંત સાહિત્યકૃતિ તરીકે ચરિત્ર કથનક ગ્રંથોમા મહત્ત્વનો ઉમેરો કરે છે શ્રી ધૂમકેતુનું આટલી નજીકથી દર્શન કરાવવા બદલ તેમજ તેમના જીવનના અત્યારસુધી નહી જાણીતા બનાવો, પ્રસંગો, મન અને ચિત્તની વૃત્તિઓ ઇત્યાદિથી વાકેફ કરવા બદલ ગુજરાત લેખકનું ઋણી રહેશે વિદ્વાન પ્રા શ્રી અનંતરાય રાવળના પુરોવચનમા ' ઉત્તરયાત્રા ' વિશે જે વિસ્તૃત આલોચના કરવામા આવી છે તે એટલી સંપૂર્ણ અને સમાનધર્મથી લખાઇ છે કે તેની પાસે ઇતર વિવેચન પાંખુ અને તેજહીણુ લાગશે, "અંકિત ધૂમકેતુના અંતરંગ પાસાનો આવો સાંગોપાંગ પરિચય જે શ્રી દક્ષિણકુમારે અત્રે આપ્યો છે તેવો બીજી કોની પાસેથી આપણને મળત? એમ લખતી વખતે શ્રી રાવળ સાહેબે જે દૃષ્ટાન્તો ટાંક્યા છે તે વાચીને, તેમજ પુસ્તક વાચીને એમ લાગે છે કે મિત્ર અને પુત્ર વચ્ચે એકજ પ્રિયપાત્રનું ચિત્ર રજૂ કરવા સાહિત્યિક હરીફાઈ ચાલી રહી છે' અને તે પણ ઊર્મિ અને લાગણીથી ભરપૂર ઉત્તરયાત્રા શ્રી ધૂમકેતુએ પોતે લખેલ આત્મકથાના બે ભાગ સાથે જાણે સળંગ કથારૂપે ભળી જાય છે શ્રી ધૂમકેતુની આખરી વિદાયને આલેખતુ ૨૮ મુ પ્રકરણ એક યાદગાર અને ચિરંતન સાહિત્યિક નિવાપાંજલિ ગણાશે લેખકનું આ પદાર્પણ પૂર્ણવિરામ ન બનો "એવુ સહુ કોઇ ઇચ્છે

☆

અસારે સાર લેખે જે, ને જે સારે અસારને,
ના પામે સારને એવા, મિથ્યા સંકલ્પ જેમના —'ધમ્મપદ'

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશુ"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

શ્રી. મલ્લિકજી કૃત

અમારા પ્રકાશનો

| | |
|---|---|
| ગાધીગુરુ | ૧-૨૫ |
| ગીતાજલ એક અધ્યયન .. | ૧-૨૫ |
| ગાધીજી માથે જીવનયાત્રા . | ૦-૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા . | ૦-૨૦ |
| શ્રી રમણ મહષ સાથ જીવનયાત્રા .. | ૦-૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| શ્રી અરવદ સાથે જીવનયાત્રા | ૦-૧૫ |
| મા આનદમયી સાથે જીવનયાત્રા | ૦-૧૫ |

# વૈષ્ણવજન

વર્ષ : ૧૦ ] સપ્ટેમ્બર ૧૯૭૧ [ અંક : ૬

અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રખાય છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન"
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—પ્રકાશન સ્થાન સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ રાજકોટ

# માનું સ્વપ્નું

એક સાંજે મા છત પર એકલી બેઠી હતી. નીચે શહેરનો શોરબકોર એક સાગરનાં મોજાંઓની જેમ ઘૂઘવાટ કરી રહ્યો હતો. ઉપર આકાશમાંથી જેમ કે કોઈએ એક માટલું ઊંધું ન પાડી દીધું હોય તેમ પ્રકાશની ગંગા વહેતી હતી.

માની આંખો પ્રેમ, સેવા અને સમર્પણભાવથી ઉજ્જવળ હતી. તે તારલા જેવા દેખાઈ રહ્યાં હતાં. આકાશના થોડા તારાઓ એમ સમજીને કે તે લોકો-માંથી બે નીચે પડી ગયા છે—તરત જ ત્યાં પહોંચી ગયા.

તારલાઓએ માને આદરપૂર્વક અને વિનયપૂર્વક પ્રણામ કર્યા કારણ કે વિનય, જેમ કે વિવેક તારક-લોકનો પહેલો નિયમ છે અને કહ્યું: જગદંબાનાં પ્રતિનિધિ, અમે તારકલોકથી તમારે માટે એક સંદેશો લાવ્યા છીએ. અમે તમારા સંતાનના સાથીઓ છીએ. સંદેશો પ્રભુએ મોકલાવ્યો છે. અને તે આ પ્રમાણે છે:

'હું એવી આશા રાખી બેઠો છું કે તું તારાં બાળકોને એવી રીતે ઉછેરશે કે તે મારી યજ્ઞ વેદી પર પ્રકાશમય દીવાઓની જેમ પ્રકાશ આપી શકે. જેથી જગતમાં અજ્ઞાનનો જે ઘોર અંધકાર છે તેને દૂર કરવામાં મને તે મદદરૂપ થઈ પડે.'

'જેવો તારો આદેશ સર્જનહાર.' માએ તારાઓ દ્વારા મળેલો સંદેશો સાંભળી કહ્યું.

ત્યાર પછી, ફરીથી વિનયપૂર્વક પ્રણામ કરીને તારાઓ પાછા પોતાના તારકલોક તરફ ચાલ્યા ગયા.

તે જ સમયે માનાં બન્ને બાળકો મા–મા પોકારતાં આવી પહોંચ્યાં. માએ તેમને ઘણા વહાલથી ઉંચકી લીધાં અને કહ્યું: 'મારી આંખોના તારાઓ પ્રભુના આકાશના તારાઓ!'

—ગુરુદયાલ મલ્લિકજી



# ઈશ્વરની અનુભૂતિ

ગાંધીજી

દરેકેદરેક પદાર્થમાં વ્યાપી રહેલી કોઈક ગૂઢ સત્તા છે, જેનું શબ્દોથી વર્ણન કે વ્યાખ્યા થઈ શકતી નથી હું તેને જોઈ શકતો નથી છતાં તેનો અનુભવ મને થયા કરે છે આ અદૃશ્ય સત્તાનો અનુભવ થાય છે ખરો, પણ તેની સાબિતી આપી શકાતી નથી, કેમ કે મારી ઇન્દ્રિયો વડે જે જે પદાર્થોનું જ્ઞાન મને થાય છે તે સર્વથી તે સત્તા તદ્દન જુદી જાતની છે ઇન્દ્રિયોથી પર છે

દુનિયાના સામાન્ય વહેવારમાં પણ આપણે જોઈએ છીએ કે પોતાના પર કોણ શાસન ચલાવે છે, શા સારુ શાસન ચલાવે છે અથવા કેવી રીતે શાસન ચલાવે છે, તે લોકો જાણતા નથી અને છતાં એક સત્તાની હયાતી છે ને તે અચૂક શાસન ચલાવે છે એટલું તેઓ જાણે છે

વિશ્વની બાબતમાં મને લાગે છે કે તેમાં વ્યવસ્થા છે, તેમાં હયાત એવા દરેક પદાર્થને અને જીવનારા જીવને ચલાવનારો કોઈક અફર કાનૂન છે અને એ કોઈ કાનૂન આંધળો નથી કેમ કે તેવો કાનૂન જીવતા પ્રાણીઓના આચારને તાબે ન રાખી શકે વળી, હવે જગદીશચંદ્ર બોઝની અદ્ભુત શોધોને આધારે સાબિત થાય છે કે જડ પદાર્થો પણ ચેતન છે તેથી, જેને તાબે રહીને જીવનમાત્ર નભે છે ને ચાલે છે, તે કાનૂન ઈશ્વર છે અહીં કાનૂન અને તે કાનૂનનો ઘડનારો બંને એક છે કાનૂન અને તેના ઘડનાર વિષે મને નહીં જેવું જ્ઞાન હોય તેટલા જ કારણે મારાથી તે કાનૂનનો કે તેના ઘડનારનો ઇન્કાર ન થાય ઈશ્વરના અને તેના કાનૂનના ઇન્કારથી તેના શાસનમાંથી હું મુક્ત થઈ શકતો નથી એથી ઊલટું, દુન્યવી સત્તાના સ્વીકારથી તેના અમલ નીચે જીવનવહેવાર સરળ બને છે, તેમ ઈશ્વરી સત્તાનો મૂંગા રહીને ખામોશીથી નમ્રપણે સ્વીકાર કરવાથી જિંદગીની સફર સરળ બને છે

મારી આસપાસની સકળ સૃષ્ટિ હમેશ પલટાયા કરે છે, હમેશ નાશ પામે છે છતાંયે તે બધાયે વિકાર ને પલટાઓની પાછળ એક અવિકારી, સ્થિર, સર્વને ધારણ કરવાવાળી સર્વનું સર્જન કરવાવાળી, સર્વનો વિનાશ કરવાવાળી અને સર્વનું ફરી સર્જન કરવાવાળી એક ચેતન સત્તા રહેલી છે, એવી મને આછી આછી ઝાંખી થયા કરે છે સર્વને વ્યાપીને રહેલી એ સત્તા અથવા આત્મા તે જ ઈશ્વર છે

હું હર પળે જોઉં છું કે મૃત્યુની વચ્ચે જીવન કાયમ ટકી રહેતું છે, અસત્યની વચ્ચે સત્ય ટકી રહેતું છે અને અંધકારની વચ્ચે પ્રકાશ ટકી રહેતો છે એથી હું સમજું છું કે ઈશ્વર જીવન છે, પ્રકાશ છે, તે જ પ્રેમ છે, તે જ પરમ કલ્યાણ છે

પણ જેનાથી ખરેખર થતું હોય તોયે કેવળ બુદ્ધિનું સમાધાન થાય તે ઈશ્વર નથી ઈશ્વરનું ઈશ્વરત્વ તેની હૃદય પર ચાલતી હકૂમતમાં અને હૃદયનું પરિવર્તન કરવાના તેના સામર્થ્યમાં રહેલું છે પોતાના ભક્તના નાનામાં નાના કાર્યમાં તે વ્યક્ત થવો જોઈએ, થાય છે પાંચે ઇંદ્રિયો મળીને જે જ્ઞાન કરાવે તેના કરતાયે વધારે સાચા, સાક્ષાત્ અને સ્પષ્ટ અનુભવથી જ એ બની શકે ઇંદ્રિયોથી પર જે સાક્ષાત્કાર થાય છે, તે જ અચૂક સાચો અને આધાર રાખવા જેવો હોય છે કોઈ બહારના પુરાવાથી પણ જેમણે અંતરમાં ઈશ્વરના અસ્તિત્વનો અનુભવ કર્યો હોય તેમના પરિવર્તન પામેલા આચાર અને ચારિત્ર્યથી તેની સાચી સાબિતી મળે છે

બધાયે દેશો ને પ્રદેશોમાં થઈ ગયેલા પેગંબરોની અને સંતોની અતૂટ પરંપરાના અનુભવોમાંથી એવી સાબિતી મળી રહે છે આવી સાબિતીને નકારવી એ પોતાની જાતને ઇન્કાર કરવા બરાબર છે

ઈશ્વર જ આપણી ગાડી ચલાવે છે એવી શ્રદ્ધા રહેશે ત્યાં સુધી ગાડી ચાલતી જ રહેશે —ગાંધીજી

'આશુતોષ'

બદલતું રાજકારણ

એશિયામા રાજકારણના રૂપ અને રગ સત્વરે બની રહ્યા છે અમેરિકાએ ચીનની મૈત્રી માટે હાથ લાંબો કર્યો અને નિક્સન સાહેબના ખાસ દૂત કિસીંજર બાગના દેશના પ્રશ્નના અભ્યાસના બહાના હેઠળ પાકિસ્તાનથી પેકીંગ જઈ આવ્યા અને ભારતે રશિયા સાથે સરક્ષણ કરાર કર્યા ઈરાને ચીનને માન્યતા આપી તેમજ ચીન પોતાની પાંખમા પાકિસ્તાન જેવા દેશોને લેવા જે ઉત્સુકતા દેખાડે છે તે બધા બનાવો ની સર્વાંગી સમીક્ષા એક જ વાતનો નિર્દેશ કરે છે કે જગતના દેશોનું જુદી જુદી છાવણીમા ધ્રુવીકરણ જલદીથી થઇ રહ્યું છે તટસ્થ રહેવુ કોઇને પાલવે તેમ નથી કેમ કે મહાસત્તાઓ સત્તાના રાજકારણની રમત રમી રહી છે બાગના દેશના પ્રશ્ને ભારતનો ભ્રમ ભાગ્યો તે સારુ થયુ રશિયા સાથે કરારો કરતી વખતે આપણને ભાન થયુ કે નિર્બળ રાષ્ટ્રને કોઇ મિત્રો મળતા નથી તે બહુ ખોટુ ગણાય હવે તો ચીન પૂર્ણ તૈયારી સાથે વર્ષોથી જાગરૂક સ્થિતિમા હોવાથી, રશિયન મૈત્રીનો લાભ ભારતને કેટલે અંશે મળી શકશે તે વ્યવહાર પ્રશ્ન છે તેને બન્ને પાકિસ્તાનને અમેરિકા તેમજ ચીનનો જે ટેકો પ્રાપ્ત થશે તેનું ઓછુ મૂલ્યાકન કરવુ જોઈએ નહી આરબ રાષ્ટ્રોમા નાસરના મૃત્યુ પછી ધર્મના ઝનૂને જોર કર્યું છે સુદાનમા તેમજ મોરોક્કો મા સામ્યવાદી બડ નિષ્ફળ ગયા જમણેરી પક્ષોના હાથ ઉપર રહ્યો તે બતાવે છે કે પવન કઈ દિશામાં વહે છે ઈઝરાઈલને સ્વીકૃતિ આપવાનો સમય પણ પાકી ગયો છે આરબ રાજ્યોમાથી કોઈએ બગલા દેશના પ્રશ્ને ભારતની સુરક્ષા પ્રત્યે હમદર્દી ઉચ્ચારી નથી અમેરિકા ભારત પ્રત્યે વધુ કડક બને અને બન્ને દેશો વચ્ચેના સબધોમાં હજુ પણ ઓટ આવે તેવા ચિહ્નો દષ્ટિ ગોચર થઈ રહ્યા છે વિયટનામમાથી અમેરિકા નીકળી જવા માગે છે– ચીનને રાજી રાખવા તૈયાર માટે નિક્સનસાહેબ બાઓને શુ કહેશે તે કલ્પનાતીત છે જાપાનની ઔદ્યોગિક હરિફાઈએ અમેરિકન ડોલરને કોડીનો કરી દીધો છે અને દુનિયાના વેપારમા યેનનું વર્ચસ્વ જે રીત વધી રહ્યુ છે તેનો પડકાર ઝીલીને અમેરિકન પ્રમુખે જે આકરા પગલા લીધા છે તેની વિશ્વવ્યાપી અસર થયા વિના રહેશે નહી હવે પછી એશિયામા જે બનાવો બનશે તેના ઉપર દુનિયાનું ભાવિ અવલબશે

જાહેર સેવામા રજા બધ કરો

જાહેર સેવામા તહેવારો જે ખલેલ પાડે છે તેનાથી રાષ્ટ્રને જે પારાવાર નુકસાન થાય છે તેનો અદાજ બાંધવાનું કોઈને સૂઝતુ નથી એ મહ-આશ્ચર્ય છે તાર અને ટપાલ જેવી અગત્યની સેવામા રવિવાર કે તહેવારને કારણે શા માટે ફરજીયાત ' બધ ' ઠોકી બેસાડવામા આવે છે તે ભારતના ૫૦ કરોડ લોકોમાથી કેમ કોઈ પૂછતું નથી? જો રેલ્વે ચોવીશ કલાક સેવા આપી શકે તો તાર અને ટપાલ ખાતાએ તેનું અવશ્ય અનુકરણ કરવુ જોઈએ, અને કર્મચારીઓ માટે વિકલ્પ શોધી કાઢવો જોઈએ રફી અહમદ કીડવાઇએ રવિવારની સપૂર્ણ રજા ટપાલ ખાતામા દાખલ કરી તને કનાય કર્મચારીઓ ધન્યવાદ આપે પણ પ્રજા કેમ માફ કરી શકે? લોકોનો રોજબરોજનો, જીવન અને મૃત્યુનો, રોટલાનો અને ઓટલાનો વ્યવહાર જાહેર સેવાના આ ખાતાઓ મારફત ચાલતો હોય છે તેમાં એક જ માસમા ચાર રવિવાર ઉપરાત બબ્બે ત્રણ ત્રણ તહેવારો આવી પડે ત્યારે ટપાલની જીવનદોરી ઉપર જે કરોડો લોકોનો રોજી દા વ્યવહાર ચાલતો હોય છે તેમને માથે હાથ દઇને બેસી રહેવા સિવાય કોઈ રસ્તો રહેતો નથી જગતના અન્ય કોઇ દેશમા તહેવારોની બહુલતા અને જાહેર સેવામાં આવી બેહુદી રૂકાવટ અસ્તિત્વમા નથી સદેશાવ્યવહારનું ધબકાર દિવસ અને રાત્રિની જેમ વણથભ્યુ ચાલુ રહેવુ જોઇએ તેમા જરા સરખી રૂકાવટ આખા તત્રને

વિપરીત અસર કરે છે, અને વડાપ્રધાન જેવાને પણ ફરિયાદ કરવી પડે છે કે તેમની ટપાલ મોડી થાય છે! બંગાળમા સિદ્ધાર્થ શંકર રેના પત્રો ડેડ લેટર ઓફિસમા જાય છે! રાષ્ટ્રીય ઉત્પાદન તહેવારોને કારણે ભયંકર આચકો અનુભવે છે કેમ કે લાખો કર્મચારી એની ફેજ ટાંટિયા તાણીને સૂતી હોય છે— જ્યારે ભારત જેવા ગરીબ દેશમા અપેક્ષા તો એવી રહે છે કે સરકારી નોકરો પસીનો પાડવા જેટલો પરિશ્રમ અવશ્ય કરે જાહેર સેવામા રવિવાર અને તહેવારની જે નિવૃત્તિ અપાય છે તે વાસ્તવમા નક્ષનવાદી ભાગતોડનું વધુ સરુ ઉપનામ છે!

## વન્યપશુઓનો વ્યાપારી ઉપયોગ

સરકસમા વાઘ અને સિંહને રજૂ કરીને પ્રેક્ષકોના દિલ બહેલાવવાની રીત રસમ ઘણા સમયથી ચાલતી આવી છે આમા રીંગ માસ્તર હાથમા ચાબૂક રાખીને સિંહ અથવા વાઘ પાસે મનમાન્યુ કામ કરાવે છે અને પ્રેક્ષકો તેને અપૂર્વ બહાદુરીનું પ્રતીક માને છે આ વન્ય પશુઓને જે રીતે પિંજરામા રાખવામા આવે છે અને તેને માથે જે અત્યાચાર ગુજારવામા આવે છે તે પ્રથા હવે બંધ થવી જરૂરી છે સરકસમા વન્ય પશુઓની આવી ક્રુર હાંસી કોઈ રીત બંધ બેસતી થતી નથી. જેમને સિંહ અને વાઘના દર્શન કરવા હોય તમને માટે ગુજરાતમા સાસણગીર ખાતે ઉત્તમ પ્રકારની સગવડ સરકારી રાહે કરવામા આવી છે સરકસમા નાનકડા પિંજરામા ચારચાર, પાંચપાંચ સિંહોને એક સાથે રાખવામા આવે છે તેમને હરવા ફરવાની જગ્યા તો મળે જ ક્યાથી? માત્ર પ્રેક્ષકો સમક્ષ ખેલ કરવાનો હોય ત્યારે નાના પિંજરમાંથી મોટા પિંજરમા થોડીક મિનિટો માટે ફરવાનો લ્હાવો મળે તેમા પણ કે તો ચાબૂકનો માર સહેવાનો? ભારત સરકારે સિંહના શિકાર ઉપર પ્રતિબંધ મૂક્યો છે પરંતુ સિંહ અને વાઘના વ્યાપારી ઉપયોગ માટે કાંઈ થતુ નથી તે ખેદ છે જીવદયા મંડળોએ આ પ્રશ્ન તાત્કાલિક હાથ ધરીને વન્ય પશુઓને સરકસના પાંજરામાથી મુક્ત કરાવવા જોઈએ

## ગ્રામવિસ્તારમા તબીબીસેવા

ભારત જેવા વિશાળ દેશમા ગ્રામ્ય વિસ્તારમા તબીબી સેવા બહુ જ અલ્પ પ્રમાણમાં પહોચી છે જ્યારે શહેરી વિસ્તારમા તેનું કેન્દ્રીકરણ ખૂબ જ થયુ છે ભારત સરકારના આરોગ્ય મંત્રાલયે ફરતી ઇસ્પિતાલ દ્વારા ગામડે ગામડે તબીબી સેવા આપવાનો અભિનવ પ્રયોગ શરૂ કર્યો છે દેશમા તબીબી કોલેજોની સંખ્યા ૨૫માથી વધીને ૯૫ સુધી પહોંચી છે, અને પ્રતિવર્ષ દસ હજાર તબીબો બહાર પડે છે પ્રાથમિક આરોગ્ય કેન્દ્ર દ્વારા તબીબી સેવાઓ પહોચતી કરવાથી યોજના અપૂર્ણ રહી છે ૫૦૮૨ આવા કેન્દ્રોમાથી ૧૬૦૦ કેન્દ્રોમા છ ને બદલે એ જ ડૉક્ટરોથી ચલાવવુ પડે છે ૨૮૦ કેન્દ્રોમા એક પણ તબીબી ઉપલબ્ધ નથી. જે કેન્દ્રમા ૭૫ બિછાના હોવા જરૂરી છે ત્યા દસ બિછાના આપી શકાયા છે ૬૦ ટકા જેટલા કેન્દ્રો માટે મકાનો બાંધી શકાયા નથી. આમ નાણા અને તબીબોના અભાવે આવા કેન્દ્રો બીનઅસરકારક માલુમ પડ્યા છે એટલે હવે ભારત સરકારે બહુલક્ષી ફરતી ઇસ્પિતાલ તાલીમ સેવા યોજનાને ચોથી યોજનામાં અમલી બનાવવાનો નિર્ધાર કર્યો છે તદનુસાર દરેક તબીબી કૉલેજ, આવી એક ફરતી ઇસ્પિતાલ ધરાવતી બનશે, અને આ યોજના પૂર્ણ બનતા, ૯૫ ફરતી ઇસ્પિતાલોમા એમ બી બી એસ ના છેલ્લા વર્ષના ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ, ૯૦૦૦ ઇન્ટર્નીઓ ૮૦૦૦ હાઉસ સર્જનો, ૩૦૦૦ અનુસ્નાતકો અને નર્સીંગના છેલ્લા વર્ષની ૫૦૦૦ વિદ્યાર્થીનીઓને તાલીમ મળવા લાગશે આવી ફરતી ઇસ્પિતાલ ઇલેક્ટ્રીક જનરેટર તેમજ અન્ય તમામ સાધનોથી સુસજ્જ હશે અને આમા ફરતી તબીબી ટુકડીઓ લોકોના દર્દોના ઈલાજો ઉપરાત કુટુંબ નિયોજનના કાર્યક્રમને વેગ આપશે રોગચાળો ફાટી નીકળે ત્યારે આ ઇસ્પિતાલો ત્યાં દોડી જશે અને અંકુશમા લાવવા પ્રયત્નો કરશે અત્રે એ જણાવવુ જોઈએ કે બાંગ્લા દેશમાં આવી ઇસ્પિતાલોએ ઘણી સુંદર કામગીરી બજાવી છે

શંકર તેરી જટામે

'હર ટ' સાપ્તાહિકે દો બ્યૂહરમા પોતાનો હાથ

અનુ૦ ૫૪ ૨૩૫]

# પ્યારાબાપુ

દિલખુશ દીવાનજી

બાપુ ગરીબોના બેલી હતા ક્રાંતિને માર્ગે નીડર અને અડગ પગલાં માંડનાર વીર પુરુષ હતા. મુક્તિને માર્ગે રાષ્ટ્રને લઈ જનાર મહાન રાષ્ટ્રવિધાતા હતા. એમનું જ્ઞાન તો જગતના સમ્મિલિત થતા બધા જ્ઞાનને ટપી જઈ આગળ ને આગળ દોડતું હતું. સર્જનના તેજસ્વી તણખા એમના મનમાંથી નિરંતર ઝરતા હતા. રૂઢિઓ અને પૂર્વગ્રહોના ઘનઘોર અંધકારને એ તણખા વિદારી દેતા.

જગતને હંફાવનાર ઘણા મુત્સદ્દીઓ થઈ ગયા. બાપુ તો એ બધાની મુત્સદ્દીગીરીને ઘડીભર સ્તબ્ધ કરી દેનાર સર્વોત્કૃષ્ટ મુત્સદ્દી હતા. એમની મુત્સદ્દીગીરીમાં કૂડ, કપટ કે પ્રપંચનાં ગૂંચવતાં જાળાં ન હતાં.

એમની મુત્સદ્દીગીરીમાં સત્યનો રણકાર હતો. અને પ્રેમનો પડકાર હતો.

બાપુ વિરલ કર્મયોગી હતા. એમના કર્મયોગમાં પ્રવૃત્તિઓની પરંપરાઓ પ્રગટતી, એ બધાને પહોંચી વળવા માટે એઓ અથાક પરિશ્રમ કરતા, કદી કંટાળતા નહિ. કર્મયોગી હતા છતાં એમને કર્મયોગના પરિણામની આસક્તિ ન હતી—આસક્તિની અધીરાઈ ન હતી.

કર્મયોગમાં અનાસક્તિ હતી, એટલે જ એમણે અન્યાય અને પાપની સામે કશા રાગદ્વેષ વિના સતત સંગ્રામો ખેલેલા અન્યાય અને પાપનાં દર્શનમાત્રથી એમનું હૃદય કકળી ઊઠતું. કુસુમથી યે કોમળ એવું એમનું હૃદય હતું. એમના એ કકળાટમાં નિરાધારપણું ન હતું—લાચારી ન હતી. મૂગે મોઢે બધું સહી લેવાની નિર્વીર્યતા ન હતી

એમના એ કકળાટે અહિંસાનો પ્રતાપી મ ર્ગ લીધો

અન્યાય અને પાપ કરનારાને એમણે કદી ધુતકારી ન કાઢ્યા.

અને છતાં અન્યાય અને પાપનો સામનો કરવાની પ્રચંડ પ્રતિકારશક્તિ અહિંસામાંથી એમણે પ્રગટાવી હતી. અહિંસામાં પ્રેમધર્મ તો રહેલો જ છે. ક્ષમા, ઉદારતા અને સામ્યના કોમળ ગુણોથી એમની અહિંસા ભરેલી હતી.



અને છતાં એમણે પ્રતિકારશક્તિમાં કઠોર સાધનાની ઉગ્રતા પ્રગટાવી.

વજ્ર કરતાં યે ઘણી ઘણી કઠોર એમની તપસ્યા હતી.

જાતે જ દુઃખ સહન કરવાની એમાં પરાકાષ્ઠા

હતી. અદ્ભુત નીડરતાની એમા અવધિ હતી તપનો ધોધ અખૂટ વહેવડાવી જાતિના પાપ ધોવાની પુણ્ય-ગંગા એમણે એ કઠોર તપસ્યામાંથી પ્રગટાવી હતી

પરંતુ આવી કઠોરતાના ભીતરમા તો એમના હૃદયની કોમળતા કુસુમથી યે વધુ કોમળ હતી કઠોરતા તો સ્વનક્ષી હતી બીજાને માટે તો—અનીમ માટે પણ એમના અંતરમા લાગણી અને પ્રેમના શાન ઝરણા નિરંતર વહ્યા કરતા

કર્મયોગીની એમની કઠોરતામા પ્રેમની મૃદુતા કદી યે ખૂટતી નહિ

એમનો જ્ઞાનયોગ સર્જનના તેજથી અને સત્યના મંગળ પ્રકાશથી નિરંતર ઉજ્જવળ રહેતો

એમનો કર્મયોગ વજ્રથી પણ કઠોર અને કુસુમથી પણ કોમળ હતો

પરંતુ બાપુને જગતે મહાત્માના સિંહાસને બેસાડેના તે કંઈ એમના જ્ઞાનયોગને લધે નહિ, તેમ એમના કર્મયોગને લધે પણ નહિ.

એમનુ આખુ યે જીવન તો ભક્તિયોગનું મહાકાવ્ય હતુ

એ ભક્તિયોગ કેવો હતો ?

જીવનને એમણે પરમાત્માના દિવ્ય તણખા તરીકે ઓળખ્યુ એ દિવ્ય તણખાના પ્રકાશથી એમને જીવન છનોછન ભરી દેવુ હતુ

આથી જ ઈશ્વરપ્રતિની ભક્તિમા એમનુ હૃદય નિરંતર તરબોળ રહેતુ એમના જીવનના રોમે રોમમા રામનું રટણ હતુ પરમાત્માના મિલનની ઝંખના હતી

ઈશ્વર સિવાય એમને જીવનમા કે જગતમા કશુ યે નજરે પડતુ નહિ

એમનો ઈશ્વર મંદિરમા ગુફામા કે પથ્થરની મૂર્તિમા કદી દેખાતો નહિ

જીવન અને જગતના ક્ષુદ્ર દેખાતા વ્યવહારોમાં નિમગ્ન રહેતા સ્ત્રીપુરુષોના સુખદુઃખમા એમનો પ્રભુ સદાયે વસતો અને ત્યાથી એમને નિરંતર સાદ કરતો

એમના એ ઈશ્વરને એ ઘડી પણ ભૂલી શકતા નહિ

'મારો મિત્ર સંસારમાં એક છે અને તે ઈશ્વર છે તે મારી પાછળ લાગ્યો છે હુ ભાગુ તો યે તે મને છોડે એમ નથી'

એવુ એમણે દારિદ્ર્ય પ્રસંગે જણાવેલુ માનવતાના સુખદુઃખમા સંતાયેલા એ ઈશ્વરની શોધ માટે તો એઓ રાજકારણની ક્ષુદ્ર ગણાતી ધમાલમા તથા એના ઘોર સંગ્રામમા પડેલા એમાથી એમને પોતાનો ઈશ્વર મેળવી લેવો હતો એમનો ભક્તિયોગ મોક્ષના માર્ગે જવા માટે હતો પરંતુ મોક્ષના દર્શન એમને થતાં જ નહિ પરમેશ્વરના દર્શન તો દોહ્યલા છે એ તો ૩૦ કોટિના હૃદયમા બેઠા છે, તેમને જોવા હોય તો તેમના હૃદય સાથે ઓતપ્રોત થઈ જવુ જોઈએ ત્રીસ કોટિમા એ આવી જાય છે

એમની પ્રભુભક્તિનો પ્રવાહ આ રીતે જનતાના ક્ષુદ્ર ગણાતા જીવનને ભીંજવવા સતત વહેતો રહ્યો

સંસારની ક્ષુદ્રતાથી એઓ અલિપ્ત રહેવા નહોતા માગતા ક્ષુદ્રતાને ધોવા માટે બાપુ ક્ષુદ્ર ગણાતાની વચમા જઈને રહેતા અને તેમને પોતાના ભક્તિરસથી તરબોળ કરી દેતા એમની પ્રવૃત્તિઓ આથી સંસાર, સમાજ અને જીવનમા ઓતપ્રોત થતી છતા સંસારની માયાથી તે અલિપ્ત રહેત આથી જ એમનો કર્મયોગ ભક્તિવત્સલ સંતપુરુષોની પરમાત્માની સાથે તદાકાર થવાની એકમાત્ર તમન્ના સામુદાયિક પ્રયોગ રૂપ હતા

ભક્તિથી નિરંતર તરબોળ રહેતો એ પ્રયોગ એમને ભીષણ અને કઠોર અનશન વ્રતોમા ખેંચી જતો એ જ પ્રયોગ એમને કોમી રૂપના જ્વાળામુખીથી ભરેલા નોઆખલીમા, બંગાળમા, દીલ્હીમા લઈ ગયો

એ જ પ્રયોગની પરંપરા આખરે ગોડસેની ગોળીથી વીંધાતા હૃદયમાથી સ્વભાવિક રીતે સરી પડેલા 'હે રામ'ના છેલ્લા ઉદ્ગારો મારીને પરાકાષ્ઠાએ પહોંચી ગઈ !

# આળસુનો પીર

દ્વારકાનાથ

કેટલીક વ્યકિતઓ સ્વાભાવિક રીતે હોશિયાર હોવા છતાં પણ પ્રકૃતિજન્ય આળસને લીધે નવી જવાબદારી સ્વીકારતી નથી અને સ્વીકારે તો તેને પાર ઉતારી શકતી નથી નવીનતા પ્રત્યે તેમને અણગમો હોતો નથી પરંતુ એના અમલ માટેના જરૂરી શ્રમ પ્રત્યે તેમને અણગમો હોય છે આવી વ્યકિતઓ જ્યારે થોડા સમયને માટે કામ કરવા લાગી જાય છે ત્યારે ઉત્તમ કાર્ય કરી બતાવે છે પરંતુ જેમ કપિલાષષ્ઠીનો યોગ વર્ષો પછી આવે છે, તેમ આવા લોકો મહિનાઓમાં કોઇક વાર કામમાં મન લગાડે છે, પોતાની ખરી કિંમતની ઝાંખી કરાવે છે

કામચોરોનો એક વર્ગ (ઇનકોરીજીબલ આઇડલર્સ) 'કદી ન સુધરી શકે તેવા આળસુઓના પીરો'નો બનેલો હોય છે 'ઉતાવળની કે તાત્કાલિક જરૂરિયાત' જેવી વસ્તુઓ તેમના જીવનમાં હોતી નથી તેમને કામે લગાડવા એ એક ભગીરથ કાર્ય હોય છે

અમારી શાળામાં માતાદીન નામના ભૈયાજી નોકર છે આચાર્યશ્રીનાં ધર્મપત્નીએ એક બિલાડી પાળેલી, જેના પર તેઓ પોતાના સંતાન કરતા પણ વધુ સ્નેહ રાખતા. શાળાના કૂવાને કાંઠે બેઠેલા કબૂતર પર તરાપ મારવા જતા એ કામરી (બિલાડીનું નામ) કૂવામાં ગબડી પડી અને મ્યાઉં, મ્યાઉંના ગભરાટભર્યા અવાજ કરવા લાગી વિદ્યાર્થીઓએ દોડી જઇ આચાર્યપત્નીને આ વાતની જાણ કરી એટલે તેઓ તો ગભરાટનાં માર્યા બૂમો પાડવા લાગ્યાઃ 'માતાદીન, અરે ઓ માતાદીન!'

આ બૂમ સાંભળીને ઝાડ નીચે દંડો બગલમાં રાખી હથેળીમાં ચૂના સાથે તમાકુ મેળવતા માતાદીને ઠંડે કલેજે જવાબ આપ્યો

'જી, આયા. કયા હૈ?'

'અરે આઓ મત, અપની બિલ્લી કૂએ મેં ગીર ગઇ હૈ ના, ઉસે નિકાલો'

'કૌન ગીર ગઇ હૈ?'

'બિલ્લી'

'કિસકી બિલ્લી?'

'અરે ભાઇ, અપની બિલ્લી.'

'કહાં ગિરી?'

'કૂએ મેં'

'કૌનસે કૂએમેં?'

'અરે ભઇ ચૌક કે કૂએમેં'

'કબ ગિરી?'

'અભી ગિરી'

'કૈસી ગિરી? જિન્દી હૈ યા મર ગઇ?'

માતાદીને પોતે બેઠો હતો ત્યાંથી ઊઠવાની જરા પણ હિલચાલ કર્યા સિવાય ઉપર મુજબનો સંવાદ આચાર્યપત્ની જોડે ચાલુ રાખ્યો આથી તેમનો મિજાજ કાબૂમાં રહ્યો નહિ અને તેઓ તડૂકી ઊઠયાં: 'મરી તો નહી, લેકિન, તેરી યહ સુસ્તીસે કભી જિન્દી હોગી તો ભી ફિર જરૂર મર જાયેગી!'

અટલી મગજમારી પછી માતાદીને લગભગ અર્ધી મરેલી હાલતે પહોંચેલી કામરીને બહાર કાઢી આવા માતાદીન જેવા કામચોરો ખરેખર સદાને માટે કામચોરો જ રહેવાના

આવા કામચોરોની કામચોરવૃત્તિનું ઉદ્‌ભવસ્થાન દિલચોરી હોય છે 'આપણે નહિ કરીએ તો ચાલશે, બીજાઓ છે જ ને!' આવી મનોવૃત્તિ તેઓ ધરાવે છે! વળી આપણી કામચોરી સંતાનાથી ઢંકાઇ જશે એવી એક ખોટી ભ્રમણા પણ તેઓ સેવતા હોય છે પેલી બિરબલ બાદશાહની એક વાર્તા દિલચોરીવાળા કામચોરોનું સાચું દર્શન પૂરું પાડે છે બાદશાહે દરબારીઓને હુકમ કરેલો કે, દરેકે દૂધનો એક એક ઘડો નાખીને રાજમહેલ સામેનો હોજ દૂધથી ભરી

દેવો. બીજે દિવસે સવારે બાદશાહે આવીને જોયું તો હોજમાં દૂધને બદલે પાણી ભરેલું. દૂધનું એક ટીપું પણ ન મળે! દરેક દરબારીએ ધારેલું કે બીજાં બધાં દૂધ નાખવાનાં છે તેમાં આપણો પાણીનો ઘડો સહેલાઈથી ચાલી જશે. સમાજમાંની અનેક સત્પ્રવૃત્તિઓ અપૂર્ણ રહેવામાં આવા કામચોરોની ચોરી મોટો ભાગ ભજવે છે.

કામચોરોનો એક મોટો ભાગ એક વિશિષ્ટ વર્ગની વ્યક્તિઓનો બનેલો હોય છે. એમનામાં આત્મવિશ્વાસનો અભાવ હોય છે. પોતે લઘુતાગ્રંથિથી પીડાતા હોવાથી કોઈ પણ નવી જવાબદારી કે નવીન કાર્ય માથે લેતાં તેઓ અચકાય છે, અને સ્વેચ્છાપૂર્વક એ કામ તેઓ ઉપાડી શકતા નથી આવા પ્રકારની કામચોરપ્રવૃત્તિને દૂર કરવાનો એકમાત્ર ઉપાય આવી વ્યક્તિઓમાં આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસ દૃઢ થાય એવી યોજના કરવાનો છે. આવી વ્યક્તિઓમાં રગશિયાવૃત્તિ વધારે પડતી હોય છે, અજ્ઞાતનો ભય (ફિયર ઑફ ધ અનનોન) અને નવીન ચીલે જવા પ્રત્યે અણગમો તેમનાં ખાસ લક્ષણો હોય છે. તેમના પર કામની જવાબદારી લાદીને અનુભવરૂપી ગુરુને હાથે તેમનું ઘડતર થાય તો તેમનામાંનો આત્મવિશ્વાસ જાગૃત થઈ તેમની કામચોરવૃત્તિ ઓછી થાય. કામ કરવાથી કાર્યશક્તિ અને આત્મશ્રદ્ધા વધે છે, અને અનુભવપરંપરા આત્મવિશ્વાસ દૃઢ કરી તેમને વધારે સમાજોપયોગી માનવીઓ બનાવે છે. આવા કામચોરોને સત્પ્રવૃત્તિઓમાં રોકવા માટે અને માર્ગદર્શન કરવા માટે કોઈ કાબેલ ઉસ્તાદની ખાસ જરૂર હોય છે. ગાંધીજીએ આવી અનેક વ્યક્તિઓને કાર્યક્ષેત્રો દાખવી તેમને માર્ગદર્શન આપી તેમની પાસે ઉત્તમ કાર્યો કરાવી સમાજરૂપી બગીચામાં આવા સમાજસેવકરૂપી સુપુષ્પોને વિકસાવવાનું કાર્ય કરી બતાવ્યું છે.

કામચોરી પ્રગતિની વેરણ છે કાર્ય વગર પ્રગતિ થતી નથી પ્રવૃત્તિ એ જ જીવન છે અને નિષ્ક્રિયતા મરણ છે. નિષ્ક્રિયતા વ્યક્તિના જીવનને અર્થહીન બનાવી દે છે માટે દરેક વ્યક્તિએ આત્મોન્નતિ, સમાજોન્નતિ અને રાષ્ટ્રોન્નતિને ખાતર ક્રિયાશીલ રહેવું ઘટે કટાઈ જવા કરતાં ઘસાઈ જવું વધારે ઇચ્છનીય છે (બેટર ટુ વેર ધેન ટુ રસ્ટ) એ સૂત્રમાં ભારે ઉપયુક્ત અર્થગંભીર્ય રહેલું છે

*

હિન્દીના મહાકવિ નિરાલાજી મસ્ત માણસ હતા જાણીતા પત્રકાર શ્રી હરિભાઉ ઉપાધ્યાય એક દિવસ તેમને મળવા ગયા તે વખતે તેઓ અજમેરના મુખ્ય પ્રધાન હતા. મસ્ત નિરાલાજીએ પૂછ્યું, 'કહો, ઉપાધ્યાય! આજકાલ શું કરો છો?'

ઉપાધ્યાયે ધીમેથી કહ્યું, 'જી, એક છાપું પ્રકાશિત કરું છું'

પણ તેમની સાથે આવેલા તેમના ખાનગી મંત્રી આ સમજી ન શકયા અને બોલી ઊઠયા 'જી નહીં હાલમાં એ અજમેરના મુખ્ય પ્રધાન છે.' બસ, તત્કાળ નિરાલાજીની મુખમુદ્રા બદલાઈ ગઈ તેમણે ઊભા થતાં કહ્યું, 'ઉપાધ્યાય, તમે જઈ શકો છો. છેવટે મા સરસ્વતીનો ખોળો છોડી એ ગંદા રાજકારણમાં ઘૂસી ગયા ને!'



# સૌન્દર્યનું રહસ્ય

ધૂમકેતુ

પ્રેમદેવની પુત્રી સાથે એક વખત મારું હૃદય વાર્તાલાપમાં પડી ગયું એના પાસેથી જ એણે જાણ્યું કે સૌન્દર્ય, સત્ય, જ્ઞાન અને પ્રેમ, એવા ચાર જુદા જુદા વિભાગો દેખાય છે, પણ ખરી રીતે ત્યાં તો એક જ વસ્તુ છે પ્રેમ અને પ્રેમ એટલે આત્માનો અનંત તરફનો પ્રવાસ પ્રકૃતિસૌન્દર્યનું એ રહસ્ય છે સ્ત્રીસૌન્દર્યનું પણ એ જ રહસ્ય કલાનું પણ એ રહસ્ય છે

પ્રેમદેવની પુત્રીના આ શબ્દોએ તો મારું હૃદય આનંદી ઊઠ્યું એણે એની પાસેથી વધુ જાણવા માટે એક બીજો પ્રશ્ન કર્યો 'હે પ્રેમદેવની પુત્રી' હે સૌંદર્યદેવી! તું જ્ઞાન છે તું વિશ્વનું બધું રહસ્ય જાણે છે તો મને વારંવાર સતાવી રહેલી—સ્ત્રીની મૂર્તિ શું છે એ તું કહે, સ્ત્રી સૌન્દર્યના રહસ્યનો તાગ સિવાય કોણ પાર પામી શકે તેમ છે?

અને પ્રેમદેવની પુત્રીએ જવાબ વાળ્યો: 'રે માનવના હૃદય! રે! એના દિલમાં રહેતા દિલ! હું તને સ્ત્રીસૌન્દર્યના રહસ્યની વાત કહું છું. સાંભળ સ્ત્રીસૌન્દર્ય સ્ત્રીમાં નથી કે સ્ત્રી સુંદર કે અસુંદર કાંઈ નથી જે કાંઈ એ છે તે તારી પોતાની જ પ્રેમમાયા છે જેવું તું તેવી તારી સૌન્દર્યસ્ત્રી! જ્યાં તું વાત કરે, ત્યાં એ વાત કરે સ્ત્રી તો વિશ્વધર્મ જેવી છે વિશ્વનો ધર્મ, આખા વિશ્વને છાઈ જ રહે છે પણ પણ તે ક્યારે? જ્યારે અજ્ઞાનીઓ એને પોતાના સાંકડા દિલમાંથી વહેતો મૂકતા નથી ત્યારે વાદળથી ઢંકાતી નથી ત્યારે ચાંદની વિશ્વને કૌમુદીધવલ બનાવી દે છે પુરુષના દિલગગનમાં જ્યારે વાદળાં હોતાં નથી, ત્યારે એ તો વિશ્વધર્મ જેવી, આખા વિશ્વને સૌંદર્યથી છાઈ દે છે પ્રેમથી નવરાવી દે છે વાત્સલ્યથી ભીંજાવી દે છે જે સૌન્દર્ય તારે માટે જન્મ્યું તેણે તો એ કૌમુદીના આડે વાદળ મૂક્યું!

'અનુભવી લલનાને, કોણ એમ કહી શકે કે તું આંહીં વહે ને રહે—ને ત્યાં ન વહેતી ને ન રહેતી? એ તો કાં વિશ્વની છે, કાં કોઈની નથી સ્ત્રી એ વિશ્વધર્મ છે એને એના કોઈ વિશિષ્ટ રૂપ—આકૃતિ નથી જેવો પુરુષ, તેવી તેની આ સ્ત્રી જો પુરુષ ક્ષુલ્લક તો એની સૌંદર્યમૂર્તિ ક્ષુલ્લક સ્ત્રી એ આકૃતિ નથી કોઈ વ્યક્તિ નથી, એ હવા છે એ પુરુષના હૃદયના સૌંદર્યની પ્રતિચ્છાયા છે જ્યારે એ પ્રતિચ્છાયા સુંદર નથી રહેતી, ત્યારે વિશ્વ સુંદર નથી રહેતું, ત્યારે વિશ્વમાં સત્ય નથી રહેતું, ત્યારે પછી કોઈ ગુફાઓના કોઈ ગુફા સુંદરતમ સૃષ્ટિને નિર્માલ્ય ને વસવા માટે નાલાયક બનાવી દે છે'

એટલે હે હૃદય! જ્યારે પુરુષ પોતાની સૌંદર્યમૂર્તિ ગુમાવે છે, ત્યારે એ માત્ર સ્ત્રી ગુમાવતો નથી, એ વિશ્વ જ ગુમાવે છે સૃષ્ટિનો જ પ્રલય સરજે છે!

એટલા માટે પુરુષના દિલમાં જેવું સૌંદર્ય હશે તેવી એની સૌંદર્યમૂર્તિ હશે, તેવી એની સ્ત્રી હશે, તેવું એનું સત્ય હશે સ્ત્રી, એ વિશ્વવ્યાપી સત્ય છે! પુરુષના સત્યની એ કસોટી છે એના સૌંદર્યદર્શનની એ નિકષરેખા છે એના અનંત પ્રવાસના વિકાસનું એ સીમાચિહ્ન છે પુરુષનું સૌંદર્યદર્શન કલુષિત થયું કે એનું સત્ય ગયું, એનો વિકાસ ગયો, એના અનંતતાની વાત ગઈ એ કોડી મૂલ્યનો ક્ષુલ્લક આ ક્ષુદ્ર અને લઘુ જંતુ એ બની ગયો!

જેમ માનવ, તેમ માનવપ્રજા માનવપ્રજાના દિલમાં સ્ત્રીસૌંદર્યના જે કિંમત—તે એની પોતાની કિંમત

પ્રેમદેવની પુત્રીની આ વાણી સાંભળીને મારું હૃદય વિચારમાં પડી ગયું અને તરત તે જ્ઞાનમૂર્તિ તરફ ફરીને બોલ્યું તમે મને આમાં પ્રકાશ આપો, ડહાપણ આપો કે એ ડહાપણ હું લોકને આપું, કારણ કે પરાપૂર્વથી લોકો તો સૌંદર્યઘેલછામાં યુદ્ધો જગવતા આવ્યા છે ને સ્ત્રીને વધારે ને વધારે અંતરે કોયડો બનવતા રહ્યા છે, મને તમે ડહાપણ આપો.

અને એણે કહ્યું : ડહાપણ નહિ—ડહાપણ વડે સ્રીસૌંદર્યના પ્રશ્નનો નિકાલ કરનારો શૂન્યતામાં જ ભટકાશે. એ ડહાપણ વડે સમજવાની વાત જ નથી. વિશ્વના રહસ્યને ડહાપણ વડે કોણ સમજ્યું છે ?

સ્રી એ તો માણસનું મહાન ભાવિ છે. એનું મહદ્‌ભાગ્ય છે. એની અનંત મુસાફરીનો એ જ સાચો રાહ છે. કારણ કે માણસનું મહદ્‌ભાગ્ય જેમ બહારની સમૃદ્ધિમાંથી જન્મતું નથી, એ એના દિલની પેદાશ છે. તેમ સ્રી, એ જીવનની પવિત્રમાં પવિત્ર ભાવનામાંથી પુરુષદિલમાં જન્મતી મહદ્‌ભાગ્યની રેખા છે. જેને માટે સ્રી આમ નથી, તે ભલે આંધી સેંકડો વર્ષ જીવે. એને વિશ્વરહસ્યનું એક નાનકડું સૂત્ર પણ મળવાનું નથી.

એનું જીવન જ અફળ છે. આપણે માણસોને સમજાવવાનું પણ આ છે. સૌંદર્ય એ ડહાપણથી જોવાની વસ્તુ નથી. એ તો અંતર્દૃષ્ટિથી દેખવાની, પોતાના મહદ્‌ભાગ્યની એક રેખા છે.

સ્રી, એ પુરુષના મહાન ભાવિની એક વિકાસ-રેખા છે.

*

## જીવનની સાર્થકતા શેમાં ?

સત્ય આચરવાનું પ્રથમ તો ઘણું અઘરું લાગે છે, કોઇ પણ સદ્‌ગુણ જીવનમાં ઉતારવો હોય ત્યારે પ્રથમ વધુ મહેનત અને જાગ્રતિની જરૂર પડે છે; પરંતુ થોડો સમય વીત્યા પછી જ્યારે એ સદ્‌ગુણ આપણી પોતાની મૂડી બને છે ત્યારે તેનો આનંદ અપૂર્વ હોય છે જગતની સામાન્ય વસ્તુઓ પણ મેળવવામાં જો શ્રમ કરવો પડે અને તે પાપ્ત થયા પછી જ તેનો આનંદ આપણે મેળવી શકીએ, તો સદ્‌ગુણ અને સત્ય માટે ધૈર્યપૂર્વક પરિશ્રમ કરવામાં આપણે શા માટે પાછા પડીએ ?

આપણે જો સમજીએ તો પરિશ્રમનો કાળ—સાધનાનો કાળ પણ આનંદમય બનાવી શકીએ. કશી યે આશા વિના બીજાનું વૈતરું કરનાર શ્રમનો આનંદ ભોગવી શકતો નથી, પરંતુ જે સ્વેચ્છાએ હૃદયપૂર્વક અમુક વસ્તુ પ્રાપ્ત કરવાનું કામ કરે છે તે પરિશ્રમમાં પણ પ્રસન્નતા અનુભવે છે. આવો માણસ પ્રથમથી આખરી પરિણામ વિષે શ્રદ્ધાવાન હોય છે તે ન ભૂલવું જોઇએ. જો શ્રદ્ધા ન હોય તો હૃદયનો સાથ મળી શકે નહિ અને જે કામ સાથે હૃદય જોડાયેલું ન હોય તે કામ વેઠ જેવું, થાક ઉપજાવે તેવું લાગ્યા વિના રહે નહિ.

એટલે આપણે કોઇ પણ દુર્ગુણમાંથી છૂટવા માટે ને કોઇ પણ સદ્‌ગુણ જીવનમાં દાખલ કરવા માટે શ્રદ્ધાપૂર્વક જ પરિશ્રમ કરવો જોઇએ. અપણને ખાતરી હોવી જોઇએ કે સદ્‌ગુણ દ્વારા આનંદની પ્રાપ્તિ કે વૃદ્ધિ થશે જ આવી ખાતરી જેના હૃદયમાં જન્મે છે તેનું હૃદય નવું બળ મેળવે છે અને જેમ નીરોગી બાળક હાથપગ ઉછાળવામાં શ્રમનો નહિ, પણ આનંદનો અનુભવ કરે છે તેમ આવો માનવી કઠોર દેખાતી સાધનામાંથી પણ રસ મેળવે છે. આરંભે, મધ્યે ને અંતે જ્યાં આનંદનો જ અનુભવ થતો હોય, ત્યાં જીવનની સાર્થકતા જ સમજવી.

શરૂઆતમાં શ્રદ્ધા કાચી હોય તો અઘરું લાગે, થાક ચડે, ક્યારેક કંટાળો પણ આવે; પરંતુ મન મજબૂત કરી જો શ્રમસાધના ચાલુ રાખીએ તો શ્રદ્ધાનું બીજ હૃદયમાં રોપાઇ જાય. એ પછી તો આપોઆપ અંકુર ફૂટે ને હૃદયની ધરતી હરિયાળી બની જાય. જરૂર છે આરંભસમયના ધૈર્યની અને દૃઢતાની, સાચું ધૈર્ય ને સાચી દૃઢતા ઇશ્વરીકૃપાથી-પ્રાર્થનાથી મળી શકે કોઇ એક બાબતનો સંકલ્પ કરો ને પ્રાર્થના સાથે પરિશ્રમ આદરો થોડા દિવસમાં જ શક્તિનાં ઝરણાં ફૂટતાં હોય એવો અનુભવ થશે ને તેમાંથી સાધનાનો આનંદ પણ પ્રગટશે.

માનવી ગત કાળનાં ગીતો જ શાને ગાય છે,
શું ખરેલો તારલો કહે છે ગગન કેવું હતું ? —અનિલ

# બંધનમુક્તિ

શં. ખાનવેલકર

મહારાષ્ટ્રના પ્રસિદ્ધ સંત સમર્થ રામદાસ સ્વામી એક જ સ્થળે રહેતા નહિ એ તો 'સાધુ તો ચલતા ભલા'ની જેમ, સાચા પરિવ્રાજક હતા ન છૂટકે એકવાર તેમને ચાતુર્માસ એક નાના ગામમાં રહેવુ પડ્યુ.

એ ગામમા ધર્મશાળા નહિ હોવાથી તેમણે પોતાના શિષ્યો સહિત ત્યાંના એક બ્રાહ્મણને ત્યાં મુકામ કર્યો આ બ્રાહ્મણનું ઘર અને કુટુંબ મોટુ હતુ. ઘરમા છોકરા, તેમની વહુઓ તેમ જ તેમનો વિસ્તાર બધુ મળીને ત્રીસેક માણસોનો કુટુંબકબીલો હતો શ્રી સમર્થ મહારાજ તેમની સાથેના જયરામ સ્વામી, રંગનાથ સ્વામી અને અન્ય શિષ્યોનો ભોજનપ્રબંધ તેમ જ સેવાપૂજા આ બ્રાહ્મણને ત્યાં ચાલતુ

શ્રી સમર્થના ભજન-કીર્તન અને પ્રવચનોમાં કુટુંબના નાનામોટા સૌ સામેલ થતાં અને ગામને ગોદરે આવેલા હનુમાન-મંદિરમા એક મોટા પીપળાના ઝાડ નીચે ગામના આબાલવૃદ્ધ શ્રોતાઓ આવીને સમર્થ મહારાજનાં ભજનકીર્તનનો લાભ મેળવી કૃતાર્થતા અનુભવતાં આ બધા શ્રોતા-સમુદાયમાં એક વ્યક્તિની ગેરહાજરી હમેશ માલૂમ પડતી અને તે હતા, જેમને ત્યાં શ્રી સમર્થ મહારાજનો મુકામ હતો તે કુટુંબના વડીલ પુરુષ કેશવરાવ

એક વાર શ્રી સમર્થ મહારાજે પૂછેલું અને કહેલું : 'કેશવરાવ! અમારા ગાંડાઘેલાં ભગવાનનાં ગુણગાન સાભળવા તમે કેમ નથી આવતા? તમે આવતા હો તો બહુ આનંદ આવે.'

કેશવરાવે કહેલું, 'મહારાજ! આપની મીઠી વાણી સાંભળવાની જિજ્ઞાસા ઘરનાં જેનાં જેનામાં છે તેઓ ત્યા આવે છે. વળી આ ઘરબાર સંભાળનાર પણ કોઈક તો ઘેર રહેવુ જ જોઈએને? હું અહીં રહી ઘરની સાર-સંભાળ રાખું છુ. આ ગાય વગેરે ઢોર-ઢાંખરને રાત્રે નીરણ પણ કરવું પડે તે ઘરનાં બધાંય જાય પછી કોણ કરે? અને મહારાજ! ખરું કહું? આ ઘર જ મને છોડતું નથી!'

આમ શ્રી સમર્થ રામદાસ મહારાજ આખો ચાતુર્માસ એ બ્રાહ્મણને ત્યા રહ્યા, રોજ રાત્રે ભજન-કીર્તન અને પ્રવચન ચાલે, પણ કેશવરાવ તો ઘેરના ઘેર જ! ગામ આખું સમર્થ રામદાસની વાણીમાં તરબોળ થતું હતુ ત્યારે કેશવરાવ કોરા જ હતા!

આથી નિરાશા અનુભવી સમર્થ મહારાજે એમના નિકટના સાધુ રંગનાથ સ્વામીને હસતા હસતાં કહ્યુ : 'અરે રંગનાથ: ચાર ચાર માસ સુધી આ બ્રાહ્મણને ત્યાં આપણે વાસો કર્યો, તેના અન્નોદક લીધા અને તેના ઘરના સૌની સેવા લીધી, તો આપણે આ કેશવરાવને કંઈક તો અર્પણ કરવુ જોઈએ! નહિ તો આપણે નગુણા ગણાઈએ! એને પરમાર્થનો અધિકારી બનાવવો જ જોઈએ.'

*

સમર્થ મહારાજ મુકામ ઉપાડવાની તૈયારી કરવા લાગ્યા. ઊપડવા આડે માત્ર બે જ દિવસ બાકી રહ્યા! એમના વિદાય સમારંભની કેશવરાવે ભારે તૈયારીઓ કરી. એક સમૂહભોજન પણ ગોઠવ્યું. આ માટે કેશવરાવે એક ભવ્ય મંડપ રચાવ્યો. ભોજનનો સમય થયો અને હારબંધ પાટલા ગોઠવાઈ ગયા હવે ભોજન સ્થળે સૌ આવી ગોઠવાઈ ગયા પણ સમર્થ મહારાજ હજી આવ્યા નહોતા. તેમના આવવાની સૌ રાહ જોઈ રહ્યા હતા. તેઓ આવે એટલે ભોજનની શરૂઆત સૌ કરી શકે. કેશવરાવ સમર્થ મહારાજને ભોજનસ્થળ પર તેડી લાવવા તેમની પાસે જઈ પહોંચ્યા. અહીં કેશવરાવ જુએ છે તો મકાનના એક થાંભલાને બાથ ભીડી શ્રી સમર્થ મહારાજ રડી રહ્યા છે! કેશવરાવની પાછળ પાછળ એમના શિષ્ય-સમુદાયમાથી રંગનાથ સ્વામી, કલ્યાણ સ્વામી વગેરે સાધુજનો તેમ જ ગામના પ્રતિષ્ઠિત સજ્જનો પણ

અહીં આવી પહોંચ્યા. અને તેઓ બધા પણ આ દૃશ્ય જોઇને અવાક થઇ ગયા.

'મહારાજ! ભગવાન સમર્થ' આપને શું થયુ છે? આમ રડો છો કેમ? આ થાંભલાને બાથ કેમ ભીડી છે?' કેશવરાવે પૂછયુ

સમર્થે કહ્યું 'કેશવરાવ! કકડીને ભૂખ લાગી છે આ અન્નદેવ વગર કોઇને કદીય ચાલ્યુ છે? ગમે તેમ પણ કંઇક થયુ છે અને મને રડવુ આવે છે!' અને તેઓ ધ્રુસકે ધ્રુસકે રડી પડયા

સમર્થ રામદાસને શુ થઇ આવ્યુ છે તે કોઇ કળી શકયુ નહિ! કેશવરાવે તેમની વધુ નજીક જઇને પૂછયુ, 'મહારાજ! કંઈક તો કહો, તમને શુ થાય છે? શા માટે આમ ધ્રુસકે ધ્રુસકે રડી રહ્યા છો? મારાથી કંઇ થાય તેમ હોય તો હુ તે કરી છૂટુ હવે આ રુદનનો ત્યાગ કરી આપ ભોજન માટે પધારો' અને વિનમ્ર સ્વરે કહ્યું 'ભગવાન્! આપે તો મારા ઘરને ગોકુળ બનાવી દીધુ છે હવે વિદાયવેળાએ એવુ તે શુ થયુ કે આપ આમ રુદન કરી રહ્યા છો?'

હવે સમર્થ મહારાજનું રુદન રોકાયુ તેમણે કહ્યું: 'શુ કરુ, કેશવરાવ! મને કકડીને ભૂખ લાગી છે, અહીંથી ઊઠવા માટે પણ હુ ઘણોય પ્રયત્ન કરુ છુ, પણ આ થાંભલો મને અહીંથી ખસવા દેતો નથી! એ મને છોડતો નથી!'

આ સાંભળતા જ ત્યાં હાજર રહેલા સૌ હસવા લાગ્યા માત્ર સમર્થનું આક્રંદ વધી પાછુ ચાલુ થયુ

'અરે એવુ તે હોય મહારાજ! આપે જ આ થાંભલાને બાથ ભીડી છે અને આમ કેમ બોલો છો? જલદી જમવા પધારો મારા જેવા પામરની આવી મશ્કરી આપને શોભે છે?'

સમર્થ મહારાજે કહ્યું 'કેશવરાવ! જેમ તમારું ઘર તમને છોડતુ નથી, આ સંસાર તમને છોડતો નથી, તેવુ જ મારુ પણ થયું છે! જરા કહો તો, તમારા ઘરે અને સંસારે તમને બાંધી રાખ્યા છે કે તમે પોતે જ તેને વળગી રહ્યા છો? ભૂખ લાગી છે ભોજન પણ તૈયાર છે, સમય પણ થઇ ગયો છે, છતા પણ થાંભલાને વળગ્યો છુ. શુ તમારુ પણ એવુ નથી કે?'

બાજુમાં ઊભેલા રંગનાથ સ્વામી સમર્થ મહારાજનો આશય સમજી ગયા અને બીજી તરફ કેશવરાવના અંતરમાં પ્રકાશનો ઉદય થયો

કેશવરાવે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આંસુ નીતરતી આંખે શ્રી સમર્થ મહારાજને વિનંતી કરી 'ભગવન્! મારા પર અનુગ્રહ કરો'

શ્રી સમર્થે કહ્યું 'સંસાર છોડવો છે' એમ કહેવાથી કંઈ સંસાર છૂટતો નથી આશા, આસક્તિ, વાસના ઇત્યાદિ બંધનોથી માનવી જકડાયેલો છે પરંતુ જીવન સર્થક કરવુ હોય તો પરમાર્થની ભૂખ જાગવી જોઇએ સંસારના થાંભલાથી અળગા થઇએ તો જ્ઞાનરૂપી ષડ્રસયુક્ત ભોજન પ્રાપ્ત થાય છે'

અને અંતે ભોજન સમારંભ સારી રીતે ઊજવાયો, કેશવરાવ શ્રી સમર્થ રામદાસ સ્વામીના સંઘમાં જોડાયા અને એ ભક્તમંડળી બીજે દિવસે ત્યાંથી બીજે ગામ વિદાય થઇ (અમૃત)

*

જે વર્ષો તમે નિરર્થક ગાળ્યાં હોય છે તે જ તમને વૃદ્ધ બનાવે છે નિરર્થક ગાળેલુ વર્ષ એટલે કે જે દરમિયાન તમે કશી જ પ્રગતી કરી નથી હોતી, ચેતના વિકાસ પામી હોતી નથી, પૂર્ણતાની દિશામાં તમે આગળ વધ્યા નથી.

તમારા પોતાના કરતા કોઈ વધુ ઉચ્ચ અને વધુ વિશાળ વસ્તુને સિદ્ધ કરવા માટે તમારુ જીવન સમર્પણ કરો અને જીવનમાં વધી જતાં વર્ષોનો ભાર તમને કદી પણ નહિ લાગે

—માતાજી

# ચિરંજીવ

અજ્ઞાત

એનું નામ ચિરંજીવ

ચિરંજીવ કોણ હતો એની કોઇને પણ ખબર નહોતી એ આઠ વરસનો થયો ત્યાં સુધી તો એના માતપિતા કોણ હતા એની એને પોતાને પણ ખબર નહોતી. એને કશું ય ભાન નહોતું આઠ વરસ પછી એ થોડું થોડું સમજતાં શીખ્યો વીસ વરસે તો એ પ્રભુ સુધી પહોંચી ગયો.

એ આઠ વરસનો હતો ત્યારે એક સાધુ એને ગામ આવ્યા સાધુએ ચિરંજીવને જોયો સાધુએ ચિરંજીવમાં કોઈ અજબ તેજ જોયું, કોઈ અજબ શક્તિનાં દર્શન કર્યાં સાધુએ ચિરંજીવને માત્ર એક જ સવાલ કર્યો

'બેટા ! પ્રભુ કોણ છે તે તું જાણે છે ?'

'પ્રભુ ! પ્રભુ ! પ્રભુ કોણ ?'

'જેણે આ દુનિયા બનાવી તે, જેણે તને અને મને પેદા કર્યા તે !'

'મને અને તમને પ્રભુએ પેદા કર્યા ?'

'હા'

'આખી દુનિયા પ્રભુએ બનાવી ?'

'હા'

એના દર્શન થઈ શકે ? એ મળી શકે ?'

'હા'

'તો ચાલો, મને બતાવો, મારે પ્રભુને મળવું છે'

બાળકનું હૃદયદ્વાર ખૂલવાની તૈયારીમાં હતું એ પ્રભુને મળવા જોવા, એને પામવા તલપાપડ બની ગયો પ્રભુને પામવાની ધૂનમાં ચિરંજીવ સાધુની સાથે ચાલી નીકળ્યો.

*

સાધુ ચિરંજીવને રોજ ઉપદેશ દેતા. ઇશ્વર સબંધી રોજ નવી નવી વાતો જુદી જુદી રીતે કહેતા, પણ ચિરંજીવને એમાં પ્રભુ-પામવાનો રસ્તો ક્યાંય ન દેખાતો ચિરંજીવ કંઇક હતાશ અને ભગ્ન થયો તે ઇશ્વરને જોવા માટે ખૂબ જ અધીરો બન્યો હતો

એક દિવસ સાધુ કંઇક કામ-પ્રસંગે બહાર ગયા હતા ચિરંજીવ બેઠો બેઠો પ્રભુ વિશે જ વિચારતો હતો અચાનક એને સાંભર્યું અને એ ઊઠ્યો એણે ગુરુજી દરરોજ વાંચતાં હતા તે પુસ્તક હાથમાં લીધું એ પુસ્તક એણે પહેલી જ વખત ખોલ્યું એણે બીજા પુસ્તકો ઘણાં ય વાંચ્યાં હતાં, પણ આ પુસ્તક એણે કદી યે નહોતું વાંચ્યું.

કમના કોઇ પણ ભાન વગર એણે પુસ્તક ખોલ્યું એક પાનાના મથાળે એણે વાંચ્યું 'પ્રત્યેક મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે ' ચિરંજીવ આટલું વાંચી વિચારમાં પડી ગયો એણે પુસ્તક બંધ કરી દીધું અને એણે વિચારવાનું શરૂ કરી દીધું

'પ્રત્યેક મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે એ વાત સાચી ? તો તો પછી દરેક મનુષ્ય ઇશ્વર કહેવાય એ પણ સાચું ? જેમ દૂધપાકના રગડામાં ઝેરનું એક જ ટીપું પડે અને બધો જ દૂધપાક ઝેર કહેવાય તેમ પ્રત્યેક મનુષ્યમાં ઇશ્વરનો અંશ હોય તો ઇશ્વર જ કહેવાય ?'

'ત્યારે શું હું ઇશ્વર છું ?'

'ઇશ્વરની ફરજ તો ગુરુજી જેમ કહેતા હતા તેમ દુનિયા પેદા કરવાની અને એણે ચલાવવાની છે તો પછી મારી ફરજ શું ? હું ય નવી દુનિયા પેદા કરીશ અને ચલાવીશ બધાને હું ઇશ્વરનું અસ્તિત્વ સમજાવીશ અને ધરતી ઉપર હું સ્વર્ગ ઉતારીશ '

.. અને ચિરંજીવ એક રાતે ગુરુજીનું ઘર છોડીને ચાલી નીકળ્યો એ ક્યાં ગયો એની કોઇને ખબર પડી નહિ એ ચાલી નીકળ્યો

કર્યો!

દુનિયાનો અંધકાર દૂર કરી જ્ઞાનનો પ્રકાશ પાથરવાની ધૂનમાં એ ચાલી નીકળ્યો.

*

અઢાર વરસનો એ યુવક જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં બધે એણે એક જ વાત કરી કે : 'ભાઈઓ હું ઈશ્વર છું– તમે બધા ઈશ્વર છો. આપણું કામ દુનિયા પેદા કરવાનું– ચલાવવાનું, ધરતી ઉપર સ્વર્ગ ઉતારવાનું છે. લીલીછમ જેવી ધરતી કરવાનું કામ આપણું છે. ઈશ્વરનું છે.'

લોકોને આ વાત ગમી. ચિરંજીવનો ઉપદેશ લોકો ને જલદી સમજાયો, લોકો એની પાછળ ગાંડા થઈ જતા.

લોકો સમજવા લાગ્યા કે 'આપણે જ ઈશ્વર છીએ. આપણે જ દુનિયા પેદા કરીએ છીએ, ચલાવીએ છીએ.' લોકો આવું અભિમાનપૂર્વક બોલવા લાગ્યાં– આચરવા લાગ્યાં.

ચિરંજીવનું 'હું ઈશ્વર છું' એમ કહેવું લોકોમાં જ્ઞાનનો પ્રકાશ રેલાવવા માટે હતું. દુનિયાને સાચે અને સારે રસ્તે દોરવવા માટે હતું, પણ બીજા ઘણા લોકોએ એનો અવળો અર્થ કર્યો અને લોકો મિથ્યાભિમાની બનતા ગયા. આવા લોકો 'અમે ઈશ્વર છીએ' એમ માની બેફામ રીતે વર્તવા લાગ્યા. પરિણામે અત્યાચાર અને અનાચાર વધતા ગયા.

*

ઊડતી ઊડતી વાત રાજાને કાને ગઈ કે એક બાળક કહે છે કે 'હું ઈશ્વર છું.'

રાજાનો હુકમ છૂટયો : 'પકડી લાવો એ બાળક ને!'

બાળકને પકડીને હાજર કરવામાં આવ્યો.

રાજાએ એ બાળકને પૂછયું : 'બોલ, તું 'હું ઈશ્વર છું' એવો પ્રચાર કરે છે?'

'હા.'

'કારણ?'

'કારણ કે હું ઈશ્વર છું.'

'તારી ઈચ્છા શું છે?' રાજાએ પૂછયું.

'મારી ઈચ્છા લોકોમાં જ્ઞાનની જ્યોત પ્રકટાવવાની, અંધકાર દૂર કરવાની, લોકોને એની સાચી ફરજનું ભાન કરાવવાની અને દુનિયા ઉપર સ્વર્ગ ઉતારવાની છે.'

'પણ એ 'હું ઈશ્વર છું' એવો પ્રચાર કરવાથી થઈ શકશે?'

'હા.'

'કેવી રીતે?'

'કારણ કે પછી તો દરેક મનુષ્ય પોતાની ફરજ સમજતો થઈ જશે. ઈશ્વરે તો સૃષ્ટિનું રક્ષણ કરવાનું છે, નાશ નહિ. જો પ્રત્યેક મનુષ્ય ઈશ્વર કહેવાય તો દરેકની ફરજ કે એમણે આ દુનિયાનું રક્ષણ કરવું–જ્ઞાનનો પ્રકાશ રેલાવવો–અંધારાં ઉલેચવા. એટલે જ હું કહું છું કે 'હું ઈશ્વર છું'.'

'તારી વાતો લોકો સમજશે ખરા? સમજશે તો કેટલાં?'

'જેટલા સમજે એટલા. ન સમજે તો કંઈ નહિ. હું તો મારો પ્રયત્ન સતત ચાલુ જ રાખીશ કારણ કે અંધારાં ઉલેચી લોકોને સાચી વસ્તુનું ભાન કરાવવા તો મેં જન્મ લીધો છે. 'હું ઈશ્વર છું' ઈશ્વર નિરાશાવાદી નથી. હું નિરાશાવાદી નથી.'

'તારો આ પ્રચાર તારે બંધ કરવો પડશે. લોકો આ પ્રચારથી બેફામ બની અવળે રસ્તે ચડતાં જાય છે' રાજાએ કહ્યું.

'એ નહિ બની શકે.'

'તો સજા સહન કરવી પડશે.'

'સજા? ઈશ્વરને સજા કેવી?'

'પણ ઈશ્વરને ય ધર્મ તો ખરોને?'

'હા, જરૂર.'

'તો ધર્મ કહે તે સજા ઈશ્વર પોતે સહન

કરવા તૈયાર થશે ને ?'

'જરૂર, જરૂર'

રાજાનો હુકમ છૂટયો. ધર્માચાર્યોની એક જબ્બર સભા બોલાવો અને આ બાબતનો તાબડતોબ નિર્ણય લાવો.

દેશના ખૂણેખૂણામાં રાજાનો હુકમ ફરી વળ્યો.

*

વિરાટ સભા મળી રહી છે. દૂર દેશથી હજારોની સંખ્યામાં ધર્માધિકારીઓ આ પ્રશ્નનો ઉકેલ કરવા આવી રહ્યા છે. એ સભાના અધ્યક્ષપદે છે પેલા ગુરુજી! ચિરંજીવના એક વખતના ગુરુ!

વાહ વિધાતા!

સભાની કાર્યવાહી શરૂ થઈ. ચિરંજીવને સભા આગળ હાજર કર્યો. ધર્માચાર્યોએ ચર્ચા શરૂ કરી.

'બોલ બાળક, 'હું ઇશ્વર છું' એવો પ્રચાર તું બંધ કરીશ કે નહિ?'

'ના.'

'તારે એ પ્રચાર બંધ કરવો જ પડશે.'

'મને એ મંજૂર નથી.'

'તારા પ્રચારથી લોકોમાં પાપાચાર, અનાચાર વધતાં જાય છે. સમાજમાં સડો પેસતો જાય છે. એ ખાતર પણ તારે આ પ્રચાર બંધ કરવો પડશે.' ધર્માધિકારીઓએ દલીલ કરી.

'ઇશ્વર કોઇ દિ પાપ કરે જ નહિ, પાપ કરનાર ઇશ્વર ન હોય. જે લોકો પાપ કરે તે ઇશ્વર નથી. હું ઇશ્વર છું. પાપ કરનાર માણસને સજા કરવાની રાજાની ફરજ છે. ઇશ્વરને રાજા સજા ન કરી શકે. હું ઇશ્વર છું. ઇશ્વરને કોઇ બંધન ન હોય અને છતાં ય એ જાતે અમુક બંધનોથી બંધાયેલ હોય. હું પણ એવા બંધનથી બંધાયેલ છું. મને સજા ન થઇ શકે.'

'તું આ શીખ્યો ક્યાંથી?'

'ધર્મપુસ્તકમાંથી.'

'કયું પુસ્તક!'

'એની મને ખબર નથી.'

'જે પુસ્તકમાંથી તું આ શીખ્યો એના નીતિનિયમોનો તો તું સ્વીકાર કરે છે?'

'ચોક્કસ.'

'તો પછી એ પુસ્તકની આજ્ઞા મુજબ વર્તશે?'

'હા.'

'ઉથલાવો ધર્મના પોથાં' આજ્ઞા થઇ.

અને પંડિતો ધર્મના પુસ્તકો ઉથલાવવા મંડી પડ્યા. એક પછી એક ધર્મગ્રંથો વંચાતા જાય છે, પણ ક્યાંય ચિરંજીવે વાંચેલું આવતું નથી.

આખરે ગુરુજીએ પોતાનો ધર્મગ્રંથ ખોલ્યો. એનું વાંચન શરૂ થયું. વાંચતા વાંચતાં પેલું પાનું આવી ગયું જેમાં લખ્યું હતું કે પ્રત્યેક મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે' અને એથી આગળ લખ્યું હતું કે 'પણ એનો પ્રચાર ન થઇ શકે.'

પત્યું! ઉકેલ મળી ગયો.

પ્રમુખસ્થાનેથી વિનંતિ આવી. 'ચિરંજીવ, તું તારી વાત મૂકી દે. જો ધર્મપુસ્તક પણ કહે છે એનો પ્રચાર ન થઇ શકે.'

'ધર્મપુસ્તકો શા માટે છે?' ચિરંજીવે સવાલ કર્યો.

'જ્ઞાનનો પ્રકાશ રેલાવવા.'

'કાનૂન પ્રમાણે સજા કરાવવા તો નહિ ને?'

'ધર્મના નિયમો તો અવશ્ય પાળવા જોઇએ, નહિંતર એ ધર્મ શું કામનો?'

'મારે એવા કાનૂની ધર્મની જરૂર નથી. મારે તો જરૂર છે એવા ધર્મની – ધર્મપુસ્તની – ધર્મગુરુની કે જેમાં કોઇ કાનૂન ન હોય, જેમાં હોય માત્ર 'હું ઇશ્વર છું'નો નાદ.'

'તો તને સજા થશે.'

'ઇશ્વરને સજા કેવી?' ફરીને એ જ સવાલ ચિરંજીવે કર્યો. એણે સ્પષ્ટતા કરી. 'પ્રત્યેક મનુષ્યમાં ઇશ્વરનો અંશ છે' એટલું જ મારા માટે બસ હતું.

ક્યાં!

દુનિયાનો અંધકાર દૂર કરી જ્ઞાનનો પ્રકાશ પાથરવાની ધૂનમાં એ ચાલી નીકળ્યો.

*

અઢાર વરસનો એ યુવક જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં બધે એણે એક જ વાત કરી કે : 'ભાઇઓ હું ઇશ્વર છું– તમે બધા ઇશ્વર છો આપણું કામ દુનિયા પેદા કરવાનું– ચલાવવાનું, ધરતી ઉપર સ્વર્ગ ઉતારવાનું છે. લીલીછમ જેવી ધરતી કરવાનું કામ આપણું છે. ઇશ્વરનું છે.'

લોકોને આ વાત ગમી. ચિરંજીવનો ઉપદેશ લોકો ને જલદી સમજાયો, લોકો એની પાછળ ગાંડા થઇ જતા.

લોકો સમજવા લાગ્યા કે 'આપણે જ ઇશ્વર છીએ. આપણે જ દુનિયા પેદા કરીએ છીએ, ચલાવીએ છીએ.' લોકો આવું અભિમાનપૂર્વક બોલવા લાગ્યા– આચરવા લાગ્યા.

ચિરંજીવનું 'હું ઇશ્વર છું' એમ કહેવું લોકોમાં જ્ઞાનનો પ્રકાશ રેલાવવા માટે હતું દુનિયાને સાચે અને સારે રસ્તે દોરવવા માટે હતું, પણ બીજા ઘણાં લોકોએ એનો અવળો અર્થ કર્યો અને લોકો મિથ્યાભિમાની બનતા ગયા આવા લોકો 'અમે ઇશ્વર છીએ' એમ માની બેફામ રીતે વર્તવા લાગ્યા પરિણામે અત્યાચાર અને અનાચાર વધતાં ગયાં.

*

ઊડતી ઊડતી વાત રાજાને કાને ગઇ કે એક બાળક કહે છે કે 'હું ઇશ્વર છું.'

રાજાનો હુકમ છૂટયો : 'પકડી લાવો એ બાળક ને !'

બાળકને પકડીને હાજર કરવામાં આવ્યો.

રાજાએ એ બાળકને પૂછ્યું. 'બોલ, તું 'હું ઇશ્વર છું' એવો પ્રચાર કરે છે ?'

'હા'

'કારણ !'

'કારણ કે હું ઇશ્વર છું.'

'તારી ઇચ્છા શું છે ?' રાજાએ પૂછ્યું.

'મારી ઇચ્છા લોકોમાં જ્ઞાનની જ્યોત પ્રકટાવવાની, અંધકાર દૂર કરવાની, લોકોને એની સાચી ફરજનું ભાન કરાવવાની અને દુનિયા ઉપર સ્વર્ગ ઉતારવાની છે.'

'પણ એ 'હું ઇશ્વર છું' એવો પ્રચાર કરવાથી થઇ શકશે ?'

'હા.'

'કેવી રીતે ?'

'કારણ કે પછી તો દરેક મનુષ્ય પોતાની ફરજ સમજતો થઇ જશે. ઇશ્વરે તો સૃષ્ટિનું રક્ષણ કરવાનું છે, નાશ નહિ. જો પ્રત્યેક મનુષ્ય ઇશ્વર કહેવાય તો દરેકની ફરજ કે એમણે આ દુનિયાનું રક્ષણ કરવું–જ્ઞાનનો પ્રકાશ રેલાવવો–અંધારાં ઉલેચવા. એટલે જ હું કહું છું કે 'હું ઇશ્વર છું.'

'તારી વાતો લોકો સમજશે ખરા ? સમજશે તો કેટલાં ?'

'જેટલા સમજે એટલા. ન સમજે તો કંઇ નહિ. હું તો મારો પ્રયત્ન સતત ચાલુ જ રાખીશ કારણ કે અંધારાં ઉલેચી લોકોને સાચી વસ્તુનું ભાન કરાવવા તો મેં જન્મ લીધો છે. 'હું ઇશ્વર છું' ઇશ્વર નિરાશાવાદી નથી. હું નિરાશાવાદી નથી.'

'તારો આ પ્રચાર તારે બંધ કરવો પડશે. લોકો આ પ્રચારથી બેફામ બની અવળે રસ્તે ચડતાં જાય છે' રાજાએ કહ્યુ

'એ નહિ બની શકે.'

'તો સજા સહન કરવી પડશે.'

'સજા ? ઇશ્વરને સજા કેવી ?'

'પણ ઇશ્વરને ય ધર્મ તો ખરોને ?'

'હા, જરૂર.'

'તો ધર્મ કહે તે સજા ઇશ્વર પોતે સહન

# હૃદયને જોડનાર અંગૂઠી

મનુ પંડિત

આ યુગના મહાન પુરુષ મહાત્મા ગાંધીજીના સંસર્ગથી અનેકનાં જીવન પલટાયેલાં જોવા મળે છે.

એક વખત બાપુજી ઉત્તરપ્રદેશની યાત્રા કરી રહ્યા હતા. રસ્તામાં આવતા એક મોટા નગરમાં તેમનું બેત્રણ દિવસનું રોકાણ હતું. આખાયે નગરમાં બાપુના આગમનની વાતો વહેતી થઈ. લોકો તો કીડિયારાની માફક દર્શન કરવા ઊમટવા લાગ્યા. આ સાંભળી એક ખિસ્સાકાતરુ ભાઈને પણ દર્શન કરવાનું મન થયું. તેને પણ થયું કે અનેકના ગજવાં કાપીકાપીને લોકોના શાપની ગાંસડી મેં એકઠી કરી છે, તે મહાત્માજીના દર્શનથી છૂટી જશે! કંઈ નહિ તો મહાત્માજી તો જોવા મળશે! આવા કંઈ કંઈ વિચારો ગોઠવતો તે બાપુના નિવાસ આગળ આવી પહોંચ્યો. અહીં તો સારી પેઠે ભીડ. અનેક લોકો બાપુજીનાં દર્શન માટે બારણા આગળ ઝૂરે. આ ભાઈને મનમાં થઈ ગયું કે ઠીક લાગ ફાવ્યો છે. અહીં પણ આપણો શિકાર પકડશે. એટલે એક કાંકરે બે પક્ષી મરાશે. આ વિચારથી તેનું મન ઘડીભર ચગી ગયું. ફરી પાછો વિચારમાં પડ્યો કે હું તો પાપનું પોટલું છોડવા આવ્યો છું. અહીં મારાથી આવું કામ થાય? અહીં તો હું કોઈનું ગજવું નહિ જ કાતરું. અને આ વિચારે તેનું મનોબળ વધારે નિશ્ચળ થયું.

આ તો એક કલાક, બે કલાક, ત્રણ કલાક સુધી બહાર જ ઊભો રહ્યો. બાપુજી એક વખત જરાક આવી ફરી પાછા અંદર ચાલ્યા ગયા. આ ભાઈએ જોયા પણ દર્શન કરવાનો સંતોષ પૂરો ન મળ્યો. તે તો ત્યાં જ બેસી રહ્યો. થોડાક વખત પછી લોકોનું ટોળું ધીરે ધીરે વીખરાવા લાગ્યું. બાપુ બહાર નીકળ્યા ત્યારે પેલા માણસને બારણા આગળ ઊભેલો જોઈ સહેજે પૂછવાનું મન થયું. તેઓએ પૂછ્યું: 'કેમ! કોનું કામ છે?'

ખિસ્સાકાતરુએ બે હાથ જોડી જવાબ આપ્યો: 'મહાત્માજી! આપનાં દર્શને આવ્યો છું. ઘણા વખતથી ઇચ્છા થયા કરતી તે આજે પાર પડી છે!'

બાપુ તેની આંખમાં ઊભરાતો પ્રેમ પારખી ગયા. અંદર લઈ ગયા અને આગળ પૂછવા લાગ્યા: 'શું કરો છો?'

પોતાના ધંધાનું નામ મહાત્માજી આગળ શી રીતે કહેવાય? આથી જરાક તેને સંકોચ થયો, પણ વળી પાછો સ્વસ્થ થયો અને થયું કે મહાત્માજી આગળ તો જૂઠું નહિ જ બોલું. હિંમત કરી હાથ જોડી બોલ્યો: 'હું તો ખિસ્સાકાતરુ છું.'

બાપુજીને તેના આવા નિખાલસ જવાબથી આનંદ થયો અને તેઓ તો વધારે ઊંડા ઊતરી પૂછવા લાગ્યા: 'તે તમે કેવી રીતે ખિસ્સું કાપો?'

ત્યાં તો તરત તેણે ગજવામાંથી અંગૂઠામાં પહેરવાની ટેની જોડની અંગૂઠી કાઢી, અને કાપવાની ક્રિયા કરી બતાવતો હોય તેવો ભાવ કરી સમજાવવા લાગ્યો.

બાપુજીને આવા સમાજઘાતક ધંધાનું દૃશ્ય જોઈ ઘડીભર ધ્રૂજારી છૂટી. પણ પોતે નિખાલસ દિલે આ વાત એકરાર કરે છે તેથી રાજી થતા ગયા. બાપુએ પોતાની હૃદયસ્પર્શી વાણીમાં સમાજઘાતક ધંધાનાં દૂષણો સમજાવ્યાં અને તેમાંથી વહેલી તકે તેને છૂટી જવા આગ્રહ કર્યો. બાપુના હૃદયભેદી બાણથી તેનું અંતરપટ ભેદાયું અને પ્રેમનો ઝરો ફૂટી નીકળ્યો. તેનું હૃદય ગદ્ગદિત થઈ ગયું અને પરતાવાના પરિપાકરૂપે બે આંસુ ખરી અંતરાત્માની શુદ્ધિના યજ્ઞમાં આહુતિ આપી ગયાં.

અંગૂઠીના તેણે ત્યાં ને ત્યાં જ ટુકડા કરી નાખ્યા અને ફરી એક વખત મસ્તક ઢાળી બાપુ આગળ પ્રણામ કરી તે ચાલી નીકળ્યો.

કેટલાંક વરસ સુધી તે તૂટેલી અંગૂઠીના ટુકડા કોઈએ ઉપાડ્યા નહિ. તૂટેલી અંગૂઠીએ પોતાના વફાદાર માલિકને અને જાણે તૂટી તેના અંતરના આત્માને મહાત્મા સાથે જોડ્યો હતો અને તેનું ગૌરવ અનુભવતા આ ટુકડા જાણે મંદ મંદ મૂંગું હાસ્ય વેરી રહ્યા હતા.

એથી આગળ મારે વાચવાની કશી જરૂર નહોતી. હા, જે પુસ્તકના વાચનથી હું આટલુ શીખ્યો એ પુસ્તકની વાતો ખોટી નથી એ હું સ્વીકારું છું એની વાત મને માન્ય છે એ પુસ્તક કહે તેમ કરવા હું તૈયાર છું, પણ હું આ મારો પ્રચાર કોઇ પણ રીતે બંધ નહિ કરું.'

' તો સાંભળી લે, આ પુસ્તકના લખાણ-વિરુદ્ધ જાય એના માટે 'માફી' જેવો કોઇ શબ્દ આ પુસ્તકમાં નથી. એને દેહાતદંડની સજા અપાય છે '

' એ મને મંજૂર છે. ખૂબ જ શાંતિપૂર્વક ચિરંજીવે જવાબ દીધો.

સભા આખી સ્તબ્ધ બની ગઈ નિર્ણય લેવાઇ ગયો કે ચિરંજીવને દેહાતદંડની સજા કરવી નિર્ણય કરીને સભા વિખેરાઇ ગઇ

સભા વિખેરાયા બાદ ચિરંજીવ એકાંતમા ગુરુને મળ્યો. એણે પૂછ્યુ 'ગુરુજી, હું સાચો તો છું ને ? ખોટો તો નથી ને ? '

' બેટા, તુ બિલકુલ સાચો છે હું આટલા ધર્માચાર્યોનો વડો તને ઇશ્વર તરીકે કબૂલ રાખુ છુ, પણ આ ધર્મપુસ્તક કબૂલ રાખવાની ના પાડે છે, હુ શું કરુ ? '

' કંઇ વાંધો નહિ. ' હુ ઇશ્વર છુ ' એટલુ તમે સ્વીકારો એ મારા માટે પરમ સંતોષની વાત છે સત્ય ખાતર, ધર્મ ખાતર ફના થઇ જવા હું તૈયાર છું.'

ગુરુજીની આંખમાંથી આંસુની ધારા ચાલી મહામહેનતે ગુરુજી ચિરંજીવથી છૂટા પડયા એનું દિલ ડંખી રહ્યુ હતું ગુરુને દયા કરતુ હતુ કે મારા હાથે એક પાપ થયુ છે

ચિરંજીવને કાળી કોટડીમા ધકેલી દેવામા આવ્યો.

રાત્રિ સમ્ સમ્ કરતી વહી રહી હતી ચિરંજીવ કોટડીમાં પડયો પડયો 'અહમ્ બ્રહ્માસ્મિ'નો જાપ જપતો હતો

મોસૂઝણું થયું. કિચૂડૂડૂડૂના અવાજ સાથે તોતિંગ દરવાજા ઊઘડયા ચિરંજીવ એ જ મંત્ર બોલતો ઊભો થયો એને દસ ડગનાં દૂર લઇ જવામાં આવ્યો

માથે કાળુ કપડું વીંટાળવામાં આવ્યું ગળામા ફાંસાનું હીરનું દોરડું પરોવાયુ. ચિરંજીવનો 'અહમ્ બ્રહ્માસ્મિ'નો જાપ ચાલુ હતો. નીચેનું ટેકણુ ખેસવી લેવાયુ ચિરંજીવનો દેહ અદ્ધર લટકવા મંડી ગયો 'અહમ્ બ્રહ્માસ્મિ'નો જાપ જોરથી ચાલુ થયો.

ફાંસીગરા જોઈ રહ્યા ચિરંજીવને ફાંસી લાગતી નથી દોડયા રાજા પાસે

'રાજાજી, પેલા બાળકને ફાંસી લાગતી નથી'

'હેં ? ફાંસી લાગતી નથી ? શુ કહો છો ?'

'હા. સાચું કહીએ છીએ

'જાઓ, ધર્મગુરુને બોલાવો' રાજાનો હુકમ છૂટયો.

ધર્મગુરુ આવ્યા ચિરંજીવને જાપ જપતો ધર્મગુરુ જોઇ રહ્યા ધર્મગુરુ ખુશ થયા સ્વગત બબડયા 'વાહ પ્રભુ તારી લીલા ન્યારી છે!'

પણ બીજી જ પળે ગુરુને ભાન થયુ કે મારી ફરજ ધર્મના કાનૂનોનું પાલન કરાવવાની છે

રાજા સાથે મસલત કરીને ગુરુ ચિરંજીવ પાસે ગયા બોલ્યા ' 'ચિરંજીવ ! તુ ઇશ્વર છો એ રાજા મંજૂર રાખે છે, અમને મંજૂર છે'

હે ! સાચે જ.... ?

અને એટલું કહેતામાં તો ચિરંજીવનો જાપ બંધ પડયો ગળાની નસો એકધારા જાપને લીધે જે ઉપસી આવી હતી તે ઢીલી પડી નસોનું બળ ઢીલું પડયુ અને ફાંસીનું દોરડું ચિરંજીવના ગળાને ભરડો લઇ ગયુ ! એની આંખો ને જીભ બહાર નીકળી પડયાં એનો દેહ હવામાં લટકી રહ્યો, જાણે કહી રહ્યો હતો કે 'હું ઇશ્વર છુ, હું ઇશ્વર છું.'

*

# હૃદયને જોડનાર અંગૂઠી

મનુ પંડિત

આ યુગના મહાન પુરુષ મહાત્મા ગાંધીજીના સંસર્ગથી અનેકનાં જીવન પલટાયેલાં જોવા મળે છે.

એક વખત બાપુજી ઉત્તરપ્રદેશની યાત્રા કરી રહ્યા હતા. રસ્તામાં આવતા એક મોટા નગરમાં તેમનું બેત્રણ દિવસનું રોકાણ હતું. આખાયે નગરમાં બાપુના આગમનની વાતો વહેતી થઈ. લોકો તો કીડિયારાની માફક દર્શન કરવા ઊભરાવા લાગ્યા. આ સાંભળી એક ખિસ્સાકાતરુ ભાઈને પણ દર્શન કરવાનું મન થયું. તેને પણ થયું કે અનેકનાં ગજવાં કાપીકાપીને લોકોના શાપની ગાંસડી મેં એકઠી કરી છે, તે મહાત્માજીનાં દર્શનથી છૂટી જશે! કંઈ નહિ તો મહાત્માજી તો જોવા મળશે! આવા કંઈ કંઈ વિચારો ગોઠવતો તે બાપુના નિવાસ આગળ આવી પહોંચ્યો. અહીં તો સારી પેઠે ભીડ. અનેક લોકો બાપુજીનાં દર્શન માટે બારણાં આગળ ઝૂરે. આ ભાઈને મનમાં થઈ ગયું કે ઠીક લાગ ફાવ્યો છે. અહીં પણ આપણો શિકાર પડશે એટલે એક કાંકરે બે પક્ષી મરાશે. આ વિચારથી તેનું મન ઘડીભર ચળી ગયું. ફરી પાછો વિચારમાં પડ્યો કે હું તો પાપનું પોટલું છોડવા આવ્યો છું. અહીં મારાથી આવું કામ થાય? અહીં તો હું કોઈનું ગજવું નહિ જ કાતરું. અને આ વિચારે તેનું મનોબળ વધારે નિશ્ચળ થયું.

આ તો એક કલાક, બે કલાક, ત્રણ કલાક સુધી બહાર જ ઊભો રહ્યો. બાપુજી એક વખત જરાક બહાર આવી ફરી પાછા અંદર ચાલ્યા ગયા. આ ભાઈએ જોયા પણ દર્શન કરવાનો સંતોષ પૂરો ન મળ્યો. તે તો ત્યાં જ બેસી રહ્યો. થોડાક વખત પછી લોકોનું ટોળું ધીરે ધીરે વીખરાવા લાગ્યું. બાપુ બહાર નીકળ્યા ત્યારે પેલા માણસને બારણાં આગળ ઊભેલો જોઈ સહેજે પૂછવાનું મન થયું. તેઓએ પૂછ્યું: 'કેમ! કોનું કામ છે?'

ખિસ્સાકાતરુએ બે હાથ જોડી જવાબ આપ્યો: 'મહાત્માજી! આપનાં દર્શને આવ્યો છું. ઘણા વખતથી ઇચ્છા થયા કરતી તે આજે પાર પડી છે!'

બાપુ તેની આંખમાં ઊભરાતો પ્રેમ પારખી ગયા. અંદર લઈ ગયા અને આગળ પૂછવા લાગ્યા: 'શું કરો છો?'

પોતાનો ધંધો મહાત્માજી આગળ શી રીતે કહેવાય? આથી જરાક તેને સંકોચ થયો, પણ વળી પાછો સ્વસ્થ થયો અને થયું કે મહાત્માજી આગળ તો જૂઠું નહિ જ બોલું. હિંમત કરી હાથ જોડી બોલ્યો: 'હું તો ખિસ્સાકાતરુ છું.'

બાપુજીને તેના આવા નિખાલસ જવાબથી આનંદ થયો અને તેઓ તો વધારે ઊંડા ઊતરી પૂછવા લાગ્યા: 'તે તમે કેવી રીતે ખિસ્સું કાપો?'

ત્યાં તો તરત તેણે ગજવામાંથી આંગળામાં પહેરવા માટેની બનાવટી અંગૂઠી કાઢી, અને કાપવાની ક્રિયા કરી બતાવતો હોય તેવો ભાવ કરી સમજાવવા લાગ્યો.

બાપુજીને આવા સમાજઘાતક ધંધાનું દૃશ્ય જોઈ ઘડીભર ધ્રૂજારી છૂટી. પણ પોતે નિખાલસ દિલે આવ્યો એકરાર કરે છે તેથી રાજી થતા ગયા. બાપુએ પોતાની હૃદયસ્પર્શી વાણીમાં સમાજઘાતક ધંધાનાં દૂષણો સમજાવ્યાં અને તેમાંથી વહેલી તકે તેને છૂટી જવા આગ્રહ કર્યો. બાપુના હૃદયભેદી બાણથી તેનું અંતરપટ ભેદાયું અને પ્રેમનો ઝરો ફૂટી નીકળ્યો. તેનું હૃદય ગદ્ગદિત થઈ ગયું અને પસ્તાવાના પરિપાકરૂપે બે આંસુ ખરી અંતરાત્માની શુદ્ધિના યજ્ઞમાં આહુતિ આપી ગયાં.

અંગૂઠીના તેણે ત્યાં ને ત્યાં જ ટુકડા કરી નાખ્યા અને ફરી એક વખત મસ્તક ઢાળી બાપુ આગળ પ્રણામ કરી તે ચાલી નીકળ્યો.

કેટલીક વાર સુધી તે તૂટેલી અંગૂઠીના ટુકડા કોઈએ ઉપાડ્યા નહિ. તૂટેલી અંગૂઠીએ પોતાના વાહક માલિકને આજે જાણે તૂટી તેના અંતરના આત્માને મહાત્મા સાથે જોડ્યો હતો. અને તેનું ગૌરવ અનુભવતા આ ટુકડા જાણે મંદમંદ મૂંગું હાસ્ય વેરી રહ્યા હતા.

# માણેકિયો

ભલચંદ્ર

એને સૌ કોઇ માણેકિયો જ કહેતું.

એ હતો પાડો. કદાવર એની કાયા હતી. કાળો ચકચકતો વાન, ભરાવદાર શરીર, નાળિયેરની કાચલી જેવી આંખો, હાલા જેવડું માથું અને મદભરી ચાલ. આટલી વસ્તુ માણેકિયાને ઓળખવા માટે બસ ગણાતી.

એના માતાપિતાની ઓળખ તો મળતી નથી.

માણેકિયો લોકોમાં લાડકવાયો ગણાતો. કોઇ એનું નામ ન લેતું. આસપાસના ગામડાનાં લોકોએ ભેગા થઈ સ્વીકાર્યું હતું કે માણેકિયાને કોઇએ કદી હેરાન કરવો નહિ કે ખેતર–વાડામાં કંઇ નુકસાન કરી જાય તો ફરિયાદ પણ કરવી નહિ. આમ માણેકિયા માટે બારે ભાગોળો મોકળી હતી. એને ગમે ત્યાં જવાની–ગમે તેમ ફરવાની છૂટ હતી.

માણેકિયાએ કોઇ ખેતરમાં કે વાડીમાં પડીને કશું નુકસાન કર્યું હોય એવી માહિતી મળતી નથી. હા, એને કોઇ વસ્તુ ખાવાનું મન થાય તો તુરત એ વસ્તુ પાસે જઇને એ ઊભો રહેતો જાણે કે આજ્ઞા માગતો કે 'આ વસ્તુ હું ખાઉં ! મારે ખાવી છે.'

ગામલોકો તુરત જવાબ દેતા : 'લો દેવ : બધું જ તમારું છે.' અને છતાંય માણેકિયો જરા-પણ અડયા વગર એમ ને એમ ઊભો રહેતો. એટલે લોકો દોડીને માણેકિયા પાસે એ વસ્તુના ઢગ કરી દેતા. માણેકિયો શાંતિથી ખાઇ ચાલ્યો જતો.

એને પૂરવાની, બાંધવાની કે શોધવાની કશી જરૂર નહોતી પડતી. સાંજ પડયે એ એની મેળે પોતાના સ્થાન પર આવી જતો. સવાર પડયે પોતાની મેળે ફરવા ચાલ્યો જતો.

લોકો એને 'દેવ' માનતા. લોકવાયકા તો એવી પણ છે કે માણેકિયો ચમત્કારી હતો, પણ એ ચમત્કારનો પુરાવો કોઈ આપી શકતું નથી. એ લોક-વાયકા આજ દિવસ સુધી માત્ર લોકવાયકા જ રહી છે.

*

એ ગામમાં ગેમલો કરીને એક રબારી રહેતો. કાળો ભીલ જેવો વાન અને પૂરો પાંચ હાથનો પડ-છંદ એનો દેહ હતો. હાથમાં કડિયાળી લાકડી, ખભે ગરમ ધાબળો અને આખે શરીરે કાળા વાળ – આ એની ટૂંકી ઓળખ.

ત્રીસ વરસનો એ જુવાન શરીરે, ચહેરે એટલો બધો ભયંકર દેખાતો કે બાળકો એનાથી ડરતા. શરીર પરના વધુ પડતાં વાળ એની ભયંકરતામાં વધારો કરતાં હતાં.

ગેમલો મોટે ભાગે સીમમાં જ પડયો રહેતો. ખાસ પર્વ કે વ્રત–કથા કે તમાસા હોય તો ગામમાં આવતો. એ સિવાય ગામમાં આવવાની એને જરૂર નહોતી લાગતી.

*

મનજી કરીને એક ત્રીજી વ્યક્તિ એ ગામમાં હતી, એ હતો સુતાર. જીભનો આખો અને બોલ-કણો એનો સ્વભાવ હતો, કોઇને લગાવી મારવા કે કોઇને ભેખડે ભરાવી દેવા એ એનો મુખ્ય ધંધો હતો. જો કે એના આવા કાર્યોમાં એને મદદ કરનારા માણસો હતા, પણ આપણે એને ઓળખવાની કશી જરૂર નથી. આપણે આ ત્રણ પાત્રથી જ આગળ વધીએ.

*

સૂર્ય આથમવાની તૈયારીમાં હતો. ગેમલાને થયું કે લાવને ગામમાં આંટો મારી આવું અને તમાકુ લેતો આવું દૂધ પણ ઘરાકમાં દેતો આવીશ. બિચારી નંદુ રોજ કસરત કરે છે, આજે ભલે આરામ લ્યે. ભેગાભેગું હું એટલું કામ કરતો આવીશ.

એ ઊપડ્યો. એક હાથમાં કડિયાળી ડાંગ હતી અને બીજા હાથમાં ઓધરણું હતું. ખભે ધાબળો તો ખરો જ. ઉનાળો હોય કે શિયાળો હોય કે પછી ચોમાસુ હોય, ધાબળો તો સાથે જોઈએ જ.

ગામમાં પ્રવેશતાં જ મનજી સુતારની કોઢ હતી. મનજી સુતારે બૂમ મારી : 'એલા ગેમલા, કઈ બાજુ ?'

'દૂધ દેવા.'

'એલા, ઓરો આવ !'

'મનજીભાઈ અતારે નંઈ, વળતી વખતે વાત.' એમ કહી ગેમલાએ ચાલતી પકડી.

દૂધ ઘરાકમાં દઈને તમાકુ ખરીદી ગેમલો પાછો ફર્યો. મનજી સુતારની કોઢ આવી. ગેમલો બોલ્યો : 'બોલો ! મનજીભાઈ કંઈ કામ ?'

'એલા ! તું તો બહુ મોંઘો ભાઈ.' મનજી સુતાર 'એલા' શબ્દ દરેક વખતે અચૂક વાપરતો.

'હું કયાં મોંઘો છું ભઈસા'બ. મોંઘા તો તમે છો. કોઈ દા'ડો ધણમાં પણ આવતાં નથી' ગેમલો પોતાની ટૂંકી વિવેકભરી ભાષામાં બોલ્યો.

'ગેમલા, આજે તો બજાણિયા આવ્યા'તા. એલા તું કેમ ન આવ્યો ? આવું હોય ત્યારે તો તું ખાસ આવે છે, કે પછી ખબર નો'તી ?'

'ખબર તો હતી, પણ થયું કે એવો બજાણિયામાં શું જોવું ? એવા ખેલ તો અમે રાતદિ સીમમાં ખેલીએ છીએ. કોઈ માટીના ખેલ હોય તો હા કઉં !' ગેમલો અભિમાનથી બોલ્યો.

'હવે રાખ્ય બાપા, એલા નો જોયો હોય તો માટીના ખેલવાળો ! થઈ તો કંઈ શકતું નથી ને ડોફાસ હાંકે છે ?'

'મનજીભાઈ, હું સાચું કઉં છું હો ! રહેવા દો. સમય આવ્યે તમારે જીભ કચરવી પડશે.' રબારી જરા તપ્યો.

'હવે જોઈ જીભ કચરવાવાળી નહિ તો !' મનજીએ ગેમલાની જાતને વધુ ઉશ્કેરી. 'બહુ બળવાળો છો તે વતાવને માણેકિયાને ! ખબર પડે કેટલી વીસે સો થાય છે તે !' મનજીએ ઉંબાળિયું મૂક્યું.

'ભલે ત્યારે મનજીભાઈ, કાલે આવજો સીમમાં, માપી લેજો ગેમલાનું પાણી, ભલે થઈ જાય.' એટલું ટૂંકું બોલી ગેમલો સીમ ભણી ચાલી નીકળ્યો.

એના મનમાં પડઘા પડ્યા : 'થઈ જ રહ્યું ને ત્યારે તો !'

એક તો રબારીની જાત હઠીલી—અને એમાં મનજીએ ગેમલાને ચડાવ્યો, પછી વાત જ શું કરવી !

બીજે દિવસે ગેમલો માણેકિયાની રાહ જોતો સીમમાં પોતાના વાડામાં બેઠો છે. કયારે માણેકિયો નીકળે અને કયારે ભંછેડું એમ વિચારતો બેઠો છે.

..અને માણેકિયો ત્યાં દૂરથી દેખાયો.

ધીરે...ધીરે...ધીરે, મદભરી ચાલે માણેકિયો ચાલ્યો આવતો હતો. ગેમલો ઊઠ્યો. હાથમાં કડિયાળી લીધી. ગયો માણેકિયા સામે.

મનજી ઊભો ઊભો બધું જોઈ રહ્યો હતો.

માણેકિયો નજીક આવ્યો અને ગેમલાએ લાકડીથી માણેકિયાને સિસકાર્યો. માણેકિયો કશું ન બોલ્યો, એણે બીજી વખત સિસકાર્યો, માણેકિયો ડોળા ઘૂરકાવી રહી ગયો. ગેમલે ફરી વખત માણે-કિયાને લાકડીનો ટોચો મારતાં કહ્યું : 'જોતો નથી ! તારી સામે જુદ્ધ કરવા ઊભો છું તે !'

માણેકિયે ડોળા ઘુરકાવ્યા. થોડાક ફૂંફાડા માર્યા અને થોડીવારે રહી ગયો.

ગેમલે ફરી વખત માણેકિયાને સતાવ્યો. માણેકિયો કયાં સુધી સહન કરે ? એણે જોરથી ફૂંફાડો માર્યો, ચાર પગે કૂદ્યો. પૂંછડું કોપમાં એકદમ ટટ્ટાર થઈ ગયું. માથું ઊંચુંનીચું થઈ રહ્યું. જાણે કહી રહ્યો હતો કે, 'ત્યારે બચ્ચાં તું ય આવી જા !'

થયું ! યુદ્ધના મંડાણ થઈ ગયાં ! માણેકિયો ઊછળ્યો. ગેમલાએ બે—ચાર કડિયાળી માણેકિયા માથે ત્રાટકી. માણેકિયે ગેમા સામે ઢીંક માંડી અને જોરથી કૂદ્યો. ગેમલો દૂર હડી ગયો.

ફરી માણેકિયે ઢીંક મારી ગેમનો ફરી હડયો. પોતાની જીત થતી લાગે છે એવુ માની ગેમનો ફુલાયો અને એ વ્યર્થ અભિમાનમા એણે માણેકિયાને વધુ છંછેડયો

માણેકિયો ઉશ્કેરાયો જોરથી ઉછળ્યો ગેમનો હયો એણે નાસી જવા દાગ જોઈ દોટ મૂકી, માણેકિયે એની પાછળ દોટ મુકી આગળ ગેમનો અને પાછળ માણેકિયો બન્ને દોડયા

ખેતરમા કામ કરતા ખેડૂતો જોઈ રહ્યાં બધાને થયુ કે 'દેવ' જેવા માણેકિયાને આ રમારીએ છ છેડયો લાગે છે હવે ગેમનો શાને બચે !

આગળ ગેમનો શ્વાસભર્યો દોડે છે, પાછળ માણેકિયો ફૂફાડા મારતો, પૂછડું ઉછાળતો, માથુ હલવતો દોડતો જાય છે

આવી દોટ ક્યાં સુધી ચાલે? ગેમનો થાકયો માણેકિયો તો શાનો થાકે ? એને વેરે લેવુ હતુ વેર લેનાર કોઈ દિવસ થાકતો નથી

ગેમનાએ દોડતા દોડતાં માણેકિયાને ભૂલાવવા ઘણા પ્રયત્ન કર્યા પણ બધાં નિષ્ફળ ગયાં આખરે એણે નદીની વાટ પકડી માણેકિયો તો પાછળ હતો જ

નદીની ઊંચી ભેખડ સુધી ગેમનો આવી ગયો નીચે નજર કરે તો પાણી નજીક નહોતુ

ભાગ્યો દોડયો સમગ્ર શક્તિ એકઠી કરીને એ દોડયો ભેખડના કિનારે કિનારે થોડે દૂર જઈ ફરી નજર કરી – નીચે પાણી દેખાયું. એક જ મિનિટ અને ગેમલે લાગ જોઈ પડતું મૂકયુ ભૂ . ફાં....ગ!

માણેકિયાએ પણ વેર લેવાની ધૂનમાં ભેખડ પરથી પડતુ મૂકયુ ગેમનો આદમી હતો જ્યારે માણેકિયો જાનવર હતો ગેમને જોઈને પડતું મૂકયું અને માણેકિયે અધરા અધર અને એ પડયો કાળમીંઢ પત્થર પર !



એના કાયાના છૂંદા બોલી ગયા એ તત્કાળ મૃત્યુ પામ્યો ગેમનો મહા મહેનતે કાંઠે પહોંચ્યો કાંઠે પહોંચતા એ મેમાન બની ગયો ગામ લોકો એને ઘેર લઈ ગયા એના હાથ પગ ઊતરી ગયા હતા, એની છાતીનું હાડકુ ભાગી ગયુ હતું ગેમને પણ ત્રીજે દિવસે પ્રાણ છોડયા

આજેય પણ નદીના એ ભાગને લોકો 'માણેકિયા' ધરા તરીકે ઓળખે છે

*

शान्तितुल्य तपो नास्ति न संतोषात्परं सुखम् ।
न तृष्णायाः परो व्याधि न च धर्मो दयापरः ॥

ચિત્તની શાન્તિથી વધારે મોટું તપ નથી, સંતોષથી વધારે બીજું કોઈ સુખ નથી તૃષ્ણાથી વધારે મોટી કોઈ વ્યાધિ નથી અને દયા સમાન કોઈ ધર્મ નથી

न च विद्यासमो बंधु न च मुक्ते परा गति ।
न वैराग्यात्परं भाग्य नास्ति त्यागसमं सुखम् ॥

વિદ્યા સમાન કોઈ સહાયક નથી મુક્તિથી ઊંચી કોઈ ગતિ નથી વૈરાગ્ય આવવાથી વધારે કોઈ મોટુ ભાગ્ય નથી અને ત્યાગ સમાન કોઈ સુખ નથી

# ગાંધીજીનો માપદંડ

વિદ્યા મહેતા

એક બહેન, ઘણુ કરીને વર્ધાના આશ્રમમાં રહેવા આવ્યાં અભ્યાસ ઇન્ટર સુધીનો હતો તેમને માતાપિતા સાથે કંઇક તકરાર થયેલી ભાવનાશાળી એટલે ઘર છોડી આશ્રમમાં આવ્યાં અને બાપુને કહ્યુ, 'હુ કાયમ માટે આશ્રમમાં રહેવા આવી છુ તમારું કામ કરીશ ' બાપુ ક્ષણભર એમના સામુ જોઇ રહ્યા પછી પૂછ્યુ, 'શુ કામ કરશો ?'

તેમણે કહ્યું, 'જે કહો તે લખવાનું ટાઇપ કરવાનુ કે એવુ કંઇ પણ '

બાપુએ કહ્યુ 'હા, પણ આ ઓરડાની સફાઇ કરશો ?'

એમણે કહ્યુ, 'પણ બાપુ હુ ઇન્ટર પાસ છુ કંઇક સારુ કામ આપો તો ઠીક '

બાપુએ કહ્યુ, 'મારી પરીક્ષા જુદી છે. એમ તો એમ એસસી. ફર્સ્ટ ક્લાસ માણસ (એ વખતે શ્રી કૃષ્ણચન્દ્રજી રસોડુ સંભાળતા હતા ) મારી પાસે છે અને તે રસોડાનું કામ કરે છે અને પાયખાનાની સફાઈ પણ કરે છે. મારુ માપ ઇન્ટર પાસ, બી એ પાસ કે એવુ કંઇ નથી જે સ્વચ્છતા, સુઘડતા અને વ્યવસ્થા જાણે છે, તે જ એ પરીક્ષામાં પાસ થાય છે '

પેલા બહેન અકળાયાં બાપુએ એમને માપી લીધા એમને પ્રેમપૂર્વક બધુ વિસ્તારથી સમજાવ્યુ, એમની બધી વાત સાંભળી અને પ્રેમથી માબાપને જીતવા જે કંઇ સહન કરવુ પડે તે કરવુ એવી શિખામણ આપી એમને પાછાં મોકલ્યા

આપણને વસી ગયુ છે કે, લખવા–વાંચવાનું કામ સારુ ગણાય અને જાતમહેનતનું કામ હલકુ, પણ બાપુને તો જાતમહેનત વિશેષ પસંદ હતી દક્ષિણ આફ્રિકાનું એમનું જીવન અતિપરિશ્રમભર્યું હતુ રેંટિયો પણ જાતમહેનતના પ્રતીકરૂપે જ એમણે અપનાવ્યો ને ? એમને મન તો વકીલ અને વાળંદ બનેનુ કામ સરખુ જ હતુ.

આથી સાવ ઊલટો પ્રસંગ

મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજના એક પ્રોફેસર બહેન વેકેશન ગાળવા સેવાગ્રામ આવેલાં એ યહૂદી હતાં બાપુનાં શિષ્ય બનેલાં એટલે બાપુએ એમનું નામ અમલા પાડેલું અમલાબહેન ઘણી ભાષાઓ જાણતા (ઘણું કરીને અઢાર ભાષાઓ તેઓ જાણતાં )

તેમણે આવીને તરત જ બાપુને કહ્યુ, 'હુ અહીં દોઢેક માસ રહેવા માગુ છુ મને કંઇ કામ સોંપો '

બાપુએ એમને પાયખાનાની સફાઇનું કામ સોંપ્યુ તે તેમણે સહર્ષ વધાવી લીધુ ત્યાર પછી અમે એમને રોજ સવારના સાડાનવ વાગ્યે નિયમિત રીતે પાયખાનાની સફાઈ કરતા જોતાં માથાના વાળ બરોબર ઢંકાઈ જાય તે રીતે સફેદ કકડો માથે બાંધ્યો હોય, મોઢા પર સ્મિત, સેવાગ્રામના સખત તાપને કારણે લાલચૂમ થઇ જતો એમનો ચહેરો, એવાં અમલાબહેન બન્ને હાથમાં મોટી મોટી મળમૂત્રથી ભરેલી ડોલીઓ લઇને એક પાયખાનાથી બીજા પાયખાના સુધી જઇને બધુ સાફ કરતા અને આ ભરેલી બાલદીઓ એ દૂર લઇ જતાં અને એનું ખાતર બને તે રીતે તને તૈયાર કરી ખાડાઓમાં નાખતાં પાયખાનાં ધોતાં નવી બાલદીઓ, માટી વગેરે જે કંઈ જરૂરી હોય તે યથાસ્થાને મૂકતાં.

આ વિદુષી બાઇને મળમૂત્રની બાલદીઓ લઈ જતાં જોઇને એના આગળ મસ્તક ઝૂકી જતુ બાપુ પર એને કેવી શ્રદ્ધા હતી ! એ શ્રદ્ધાને આધારે એ કેવુ કામ કેવી હોંશથી કરતાં ! બાપુએ એવો તે કેવો જાદુ કર્યો હતો કે, આવી વિદેશી અને વિદુષી બાઇઓ એમને ચરણે અને એ દ્વારા ભારતની સેવામાં પોતાનું સમર્પણ કરતી !

# 'જીવન મિથ્યા નથી' • શ્રીઅરવિંદ જન્મ શતાબ્દી નિમિત્તે :

નરોત્તમ પલાણ

પંદર ઓગસ્ટ '૭૧થી પંદર ઓગસ્ટ '૭૨ સુધીનું વર્ષ શ્રી અરવિંદ જન્મશતાબ્દી વર્ષ છે વર્તમાન યુગના ત્રણ મહામાનવોમાં સત્યમ્ સુંદરમના ઉપાસક ગાંધી ટાગોર સાથે શિવમ્‌ના ઉપાસક શ્રી અરવિંદ સૌને જાણીતા છે જીવન તરફનો તેમનો અભિગમ આજની દુનિયામાં સૌથી વધુ નક્કર અને ઉંડો ગણાય છે આ જ જીવનને વધુ સંવાદી બનાવવાનો દિવ્ય આદર્શ લઇને શ્રી અરવિંદનું કાર્ય આરંભાયુ છે

શ્રી અરવિંદ એમ માને છે કે ભારતનું પતન 'જીવન એક માયા છે' એવી સ્થાપિત થયેલી ગ્રંથિમાં રહેલું છે જીવનને વૃથા તથા માયા કે મિથ્યા માની લીધું એટલે જીવન તરફનું, તેને સુદૃઢ અને સમૃદ્ધ બનાવવાનું લક્ષ્ય તો ક્યાંથી જ સ્થાપિત થાય ? જીવનમાં શિક્ષણનું સૌથી વધુ મહત્ત્વ સ્વીકારી તેઓ એના હેતુ વિશે સ્પષ્ટ નોંધે છે 'સમસ્ત મિથ્યાત્વની વિરુદ્ધ જીવનનું રૂપાંતર કરવું એ જ શિક્ષણનો મૂળ હેતુ છે'

'જીવન મિથ્યા નથી' એવા સ્વીકાર સાથે કાર્ય શરૂ કરતા ભૌતિક સિદ્ધિઓનો વિરોધ આપો આપ ટળી જાય છે વેદકાળથી શ્રીઅરવિંદ સુધી થયેલા લગભગ દરેક મહામને એ ભૌતિક સિદ્ધિઓને એક યા બીજા પ્રકારે વખોડી છે અને તેમનું ભોગ ભાગનું ચિંતન આ દેખાતી અને સ્થૂળ કહેવાતી સિદ્ધિઓના સવાલને હલ કરવામાં ખરચાય જતું અનુભવાય છે શ્રી અરવિંદે 'જીવન મિથ્યા નથી' એ એક વાતથી જ અનેક સમસ્યાઓનો ઉકેલ આપ્યો અને માનવજાતિમાં કદાચ પહેલી જ વાર હવે કંઇક 'ખરેખર' કરવાનો રસ્તો ખુલ્લો કર્યો

શ્રીઅરવિંદની નજરે આ 'ખરેખર' કાર્ય એટલે આધ્યાત્મિક સિદ્ધિ પ્રતિ પ્રયાણ ભારતવર્ષમાં આજ પર્યંત કદાચ 'ધાર્મિકતા' જ સૌ કોઇનું લક્ષ્ય રહી છે ધાર્મિકતા અને આધ્યાત્મિકતાનો મૂળભૂત તફાવત જણાવતા શ્રીઅરવિંદ કહે છે 'ધાર્મિકતા સીધી ગતિમાં હોય છે, આધ્યાત્મિકતા ઊર્ધ્વગતિ' થાળીમાં પાણી ચારે બાજુ રેલાઇ જાય તે ધાર્મિકતા છે જ્યારે કોઇ એક બિન્દુ ઉપરથી તે ઊંચી ગતિ કરે તેનું નામ આધ્યાત્મિકતા શ્રીઅરવિંદનું કાર્ય આ આધ્યાત્મિક પ્રતિ પ્રયાણનું કાર્ય છે

આ આધ્યાત્મિકતા, જેનો સહેજ સ્પર્શ પણ જીવનમાં શાંતિ અને સંવાદિતા લાવી શકે તેવો પ્રયાસ છે, એની સાધના અર્થે પહેલી વાત રોજબરોજના જીવનમાંથી ક્ષુદ્રતા અને અસદ્‌તાને હાંકી કાઢવાની છે પૃથ્વી ઉપરની તમામ નીચલી વૃત્તિઓને જીતવી, કાયવાડમનસા તેને તાબે ન થવું એ પહેલી શરત છે આ શરત જીત્યા વિના કેમ પણ સંવાદિ તત્ત્વને-દિવ્ય તત્ત્વને આપણે સ્થાપિત નહિ કરી શકીએ એવું શ્રીઅરવિંદ કહે છે

જીવનને જ શસ્ત્રક્રિયાના ટેબલ ઉપર લેવાનું છે, એ કેમ બને ? મિથ્યા છે એવી ગ્રંથિ ઘર કરી રહેલી એની ઉપેક્ષાને સાવ ખંખેરી નાખવી અને 'જીવન મિથ્યા નથી' એવી દૃઢ માન્યતા સાથે જીવવું શરૂ કરવું ('જીવવું તો ચંતુ જ છે પણ એમાં આ મા વતાનું બળ પૂરવું !) અને ? અને શ્રીઅરવિંદ કહે છે કે "પછીનું હું જોઇ લઇશ'

આપણી આસપાસ ઊભી થયેલી પરિસ્થિતિમાં હું મૌન સેવવું વધુ પસંદ કરું તોપણ હું આટલું તો કહીશ જ કે જે જ્યોતિ આપણને સ્વતંત્રતા સુધી લઈ આવી છે તે હજી પણ જલતી રહી છે જ હિંદ સ્વતંત્ર થયું છે પરંતુ તેણે એકતા મેળવવાની હજી બાકી છે અને એ દિશામાં પણ પેલી જ્યોતિ પોતાનો વિજય નહિ થાય ત્યાં સુધી અખંડ જલતી રહેવાની છે —શ્રીઅરવિંદ

# શાહનામા-એ-ફિરદૌસીના સ્ત્રીપાત્રો

મણિભાઇ વોરા

## ૧૦. દિલાફરોઝ

સાસાનિયાન યુગમાં શાપુરે પચ્ચીસી શાહ તરીકે ઈસુની ચોથી સદીમાં લાંબો સમય ઇરાન પર રાજ્ય કર્યું. આ રાજાને એકવાર પાડોશના રૂમ દેશના રાજા કિસરાની શક્તિ અને સંપત્તિને પ્રત્યક્ષ જોવાની ઇચ્છા થઇ સોદાગર વેશે તે રૂમ ગયો અને કિસ્રાના રાજદ્વાર સુધી પહોંચી ગયો. એ રાજાએ ઇરાની સોદાગરને માનથી આવકારી ભોજનનું નિમંત્રણ પણ આપ્યુ

રૂમી રાજમહેલના નોકરોમાં એક ઈરાની હતો તે શાહ શાપુરને ઓળખી ગયો અને કિસરાને વાત કરી દીધી કે ઇરાની સોદાગરના વેશમાં ખુદ શાહ શાપુર છે. મહેમાનની ભેદી ચાલથી યજમાન નારાજ થયો, અને શાપુરને પકડી લેવા હુકમ કર્યો. કેદીને બાંધી તેના શરીરને ગધેડાના ચામડામાં સીવી, રાજમહાલયના અંદરના ભાગે જનાનખાનાની બાજુમા એક અંધારી કોટડીમા પૂરી દીધો. તેને ખોરાકમાં માત્ર રોટલો અને પાણી જ આપવાની આજ્ઞા કિસરાએ કરી. શાપુર આ રીતે વિદેશમા કેદ થયો, અને ઇરાન પર કિસરાએ આક્રમણ કરી તે દેશ પર વિજય મેળવ્યો

કિસરાની એક રાણીની એક યુવાન દાસી હતી સુંદર અને ભલી છોકરી, નામ દિલાફરોઝ. ઉગતી યુવાની નિર્ભેળ દયા અને જીજ્ઞાસાવૃત્તિથી દિલાફરોઝ એક દિવસ કેદીની અંધારી ઓરડીએ જઇ તેની સાથે વાતચીત કરી અને તે કોણ છે વગેરે હકીકત પૂછી. ફસાઇ પડેલા મહાપુરુષ શાપુરે એ નિર્દોષ છોકરી દિલાફરોઝને વાત છૂપી રાખવાની શરતે કહ્યુ કે પોતે ઇરાનનો શહેનશાહ શાપુર છે. કેદીને ભોજન આપવા આ દાસી જવા લાગી. મોતની સજા સામે આ સાહસિક દાસીએ રાત્રિના ભોજન સાથે ગરમ દૂધ લઇ તે વડે ગધેડાના ચામડાને ભીંજવવાનું શરૂ કર્યું. થોડા રોજમા ચામડું ઢીલુ થયુ અને શાહ ચામડાના કોથળામા હલી શક્યો. તેમાંથી નીકળી પણ શક્યો. જકડાઇ ગયેલ શાહનું શરીર અંધારી કોટડીમાં છૂટું થયુ. અંધકારમય જીવનમાં આશાના પ્રકાશથી ખુશ કરનાર દાસી દિલાફરોઝને એહસાનમંદ શાહે વચન આપ્યુ કે 'વખત આવ્યે મારી સંપત્તિ તારે ચરણે ધરી દુનિયાની સ્ત્રીઓમા તુંને હું શ્રેષ્ઠપદે મૂકીશ." શાપુર અને દિલાફરોઝને એક બીજા પ્રત્યે ભલી લાગણી બંધાઈ ગઈ હતી

કિસરાના દરબાર ગઢના અંધારા ખૂણામાથી બહાર નીકળવા માટે તરકીબ કરી કે દેશના મહાન વાર્ષિક ઉત્સવ વેળા શહેરમાંથી સૌ કોઇ બહાર મેળામા જાય ત્યારે રાણી પણ ઉત્સવમા સામેલ હોય તે ટાંકણે શાપુરે અને દિલાફરોઝે નાસી છૂટવુ. એ દિવસ આવ્યો, અને જ્યારે રાજકેદી શાપુર પોતાની અંધારી ઓરડીમાં પડયો હતો ત્યા દિલાફરોઝે તેને બોલાવ્યો. આ ચબરાક દાસીએ કિંમતી જવેરાત, જોઈતા હથિયાર સાથે બે તેજી અશ્વો બહાર તૈયાર રખાવ્યા હતા. લાગ જોઇને કિસરાના મહાલયમાથી બન્ને જણ અલોપ થઇ ગયાં, અને ઇરાનને માર્ગે વહેતાં થયા

રાત્રિ દિવસ સતત પ્રવાસ ખેડી શાપુર અને દિલાફરોઝ ઇરાનની હદમાં આવી ગયા, અને એક બાગમા આશ્રય લીધો. ભલા માળી અને તેની ભલી પત્નીએ અતિથિના દીદાર જોઇ ઇરાની ખાનદાન જાણીને પોતાની ઝુંપડી અતિથિને સોંપી. યજમાન પત્નીએ મહેમાનો માટે ભોજન બનાવી ભાવથી પિરસ્યુ. જમતી વેળા મહેમાને ઇરાન વિષે બાગવાનને સમાચાર પૂછ્યા, જાણવામાં આવ્યુ કે 'વસ્તી છિન્નભિન્ન થઇ ગઇ છે, ખેતી કોઇ કરી શકતુ નથી, કત્લ લૂટના બનાવ સામાન્ય બન્યા છે. શાહનો પત્તો નથી; ઇરાનીઓ રૂમના ગુલામ છે!'

ગૌર છું, અને હિન્દુરાજ શંગુલના ઉપકારના બદલા-માં રાજકુંવરી સપિનૂદને માનપૂર્વક ઇરાનની મહારાણી પદે મૂકવા ધારું છું. આપની કુંવરી પશ્ચિમનું નૂર બનશે, સ્ત્રી જાતિનો તાજ બનશે." પછી તો હિન્દ-ઇરાનના રાજવીઓએ અન્યોન્ય માફી માગી એક બીજાને હર્ષથી ભેટયા. શાહી દંપતિએ શાહી ઠાઠથી ઇરાન પ્રતિ પ્રયાણ કર્યું, અને ઈરાની પ્રજાએ આનંદ તેમજ પૂર ભપકાથી શાહ બેહરામ ગૌર અને હિન્દુ શાહબાનુ સપિનૂદનું સ્વાગત કર્યું-ઉત્સવો મંડાયા.

થોડા સમય બાદ શંગુલે ઇરાનની મુલાકાત લીધી પોતાની વહાલી પુત્રીને હિન્દી કિંમતી આભૂષણો જવાહિરાત વગેરેની બક્ષીસ આપી અને હિન્દ પાછા વળતી વેળા ઇરાન તરફનો પોતાનો રાજ્યનો પ્રદેશ પુત્રીને આપ્યો. સપિનૂદે જરથુસ્ત્રી ધર્મ અંગીકાર કર્યો, અને ઇરાનમાં પોતાના ઉમદા સ્વભાવ અને માધુર્યથી પ્રથમ પંક્તિથી રાજરાણી તરીકે નામના મેળવી.

# યુવાનો અને સિનેમા

યુવાનોના ગેરવર્તાવના બનાવોના ૫૦ ટકા કિસ્સાઓમાં સીધી કે આડકતરી રીતે આજનાં ચલચિત્રો જ જવાબદાર છે, એ હકીકત ખરેખર ખેદ-જનક છે.

ઘરેથી નાસી જનારા ઘણાખરા કિશોરોને મુંબઇનું આકર્ષણ તેના ફિલ્મ-સ્ટુડિયો અને ફિલ્મી અદાકારોને જ આભારી હોય છે. આ નાના સાહસિકો, ફિલ્મી દુનિયાના કેન્દ્ર સમા મુંબઇના પ્રવાસ માટે કાં તો ઘરમાંથી પૈસાની ચોરી કરે છે; અથવા તો ફિલ્મી અભિનેતા કે અભિનેત્રીઓને મળવાની કે ફિલ્મમાં જોડાવાની તેમની મહેચ્છા પૂરી કરવાનાં વચન આપતાં સમાજવિરોધી તત્ત્વોના હાથના સપડાય છે.

આ બાબતને લગતા આંકડા જોતાં જણાય છે કે બીજી કોઇ પણ ઉંમરના માણસો કરતાં આ કિશોરો જ વધારે ફિલ્મો જુએ છે. વિદ્યાર્થીઓ સિનેમાઘરોની ટિકિટબારી પર જામતી હારમાં ઊભા રહેવા માટે શાળાએથી ગેરહાજર રહે છે. મર્યાદિત આવકવાળાં તેમનાં માબાપને તેઓ હેરાનપરેશાન કરે છે અને નાના ગુનાઓ કરીને ફિલ્મ જોવા માટેના પૈસા મેળવે છે.

ગેરકાયદે દારૂનો ધંધો અને દાણચોરી એ તેમની કમાણીનાં મુખ્ય સાધનો છે, જેના દ્વારા તેઓ વારંવાર સિનેમાગૃહોની મુલાકાતો માટે જોઇતા પૈસા મેળવી લે છે.

ભલાભોળા માણસોને ઠગવાની, પાડોશીઓની રૂપાળી છોકરીઓ સાથે નાસી જવાની તેમ જ ઘરફોડ ચોરીઓ કરવાની તરકીબોનું શિક્ષણ તેમને આ ફિલ્મો દ્વારા મળે છે

આ લોકો જુવાન થતાં તેમની કિશોર અવસ્થામાં તેઓ જે શીખ્યા હોય છે તેને ભૂલી જતા નથી. આજે સંખ્યાબંધ લગ્નો નિષ્ફળ નીવડવાનું કારણ જોઇએ તો, યુવાન યુગલો પરણ્યા પછી આપસમાં નિરાશા અનુભવતાં જોવા મળે છે અને જીવનની નક્કર વાસ્તવિકતા સાથે પોતાનો સુમેળ સાધી શકતાં નથી. આ સિનેમાઓ તેમની સામે પ્રેમ, રોમાંસ, આરામ અને વૈભવનું ગુલાબી ચિત્ર રજૂ કરે છે. આ યુવાનો જ્યારે પોતાના અંગત જીવનમાં આવાં સુંદર સ્વપ્નો સાકાર કરી શકતાં નથી, ત્યારે નાસીપાસ થઇ ભાંગી પડે છે અને પરિણામે તેમની સાથે સાથે તેમના કુટુંબ તેમ જ અન્ય વ્યક્તિઓને તેમના ભોગ થવુ પડે છે આમ કેટલાંય ઘરો બરબાદ થાય છે

*

હવે તો સિનેમા આપણા જીવનના એક અંગ જેવું બની ગયું છે. સમાજ પર તેની ભારે અસર પહોંચે છે. આ સિનેમાને નિર્દોષ આનંદનું સાધન કેવી રીતે બનાવવું એ આપણો એક મહત્ત્વનો પ્રશ્ન છે. ચલચિત્રોના નિર્માતાઓને તેમની આ નિર્માણ-કળાને સુધારવાની કંઈ પડી નથી. તેઓ તો સ્પષ્ટ-પણે જણાવે છે કે અમે કંઇ શિક્ષણ આપનારા નથી, અમે તો આનંદ આપનારા છીએ. જનતા જે માગે છે તે અમે આપીએ છીએ.

# માનવતાનો વિકાસ

કેદારનાથજી

માણસની અશાંતિના અનેક કારણો હોય છે અને તે એકબીજા સાથે એવા સંબંધવાળા હોય છે કે તેમનું પૃથક્કરણ કર્યા વગર તેને દુઃખના કારણોની પૂરી ભાળ લાગતી નથી મોટે ભાગે એમ હોય છે કે તે દુઃખ અને અશાંતિને વખતે પેદા થયેલા વિચારોને જ પ્રાધાન્ય આપે છે આ ભ્રમને લીધે દુઃખ દૂર કરવાના ઉપાય પણ ભ્રમવાળા હોય છે

માણસ બાહ્ય ભૌતિક કારણોથી દુઃખ દૂર કરવામા અસમર્થ થાય છે તે વખતે તેને અશાંતિ પેદા થાય છે તેનાથી તેના મનમાં પેદા થનારા ક્ષોભ અને ઉદ્વેગથી તેને વૈરાગ્ય જેવો ભાવ જાગૃત થાય છે એને તે સાચો વૈરાગ્ય સમજવા લાગે છે એ સ્થિતિમા સ્વાભાવિક રીતે ધાર્મિક વિચારોની તરફ તેની વૃત્તિ જાય છે પોતાના દુઃખોના કારણ તેમાંથી તે શોધવા લાગે છે, ધાર્મિક ગ્રંથોમા દુઃખોના કારણ તાત્વિક દૃષ્ટિથી બતાવ્યા છે ધર્મગ્રંથના વાચનારને પોતાના દુઃખના પણ એ જ કારણ માલૂમ પડે છે એ ગ્રંથોને વારંવાર વાચવાથી એમા લખેલા વિચારો પર શ્રદ્ધા દૃઢ થાય છે,

ઈશ્વર, જીવ, જગત, આત્મા વગેરેનું અજ્ઞાન જ દુઃખ અને અશાંતિનું કારણ છે એમ તે માનવા લાગે છે ધર્મગ્રંથોના પરસ્પર વિરોધી વચનોને લીધે તે ગૂંચવણમાં પડે છે તેનું મન વ્યાકુળ થાય છે એને લાગે છે કે જાણે આત્મા જ સર્વ કંઈ છે તે કંઈપણ કરતો નથી, જે કંઈ કરે છે તે ઈશ્વર જ કરે છે જ્યારે બુદ્ધ અને મહાવીરના ત્યાગ અને પુરુષાર્થની વાતો વાંચે છે ત્યારે જીવનસાર્થક કરવા માટે તેને ત્યાગ જરૂરી લાગે છે પણ ત્યાગ કરવાનું એનું સામર્થ્ય ન હોવાથી તે તેવો ત્યાગ કરી શકતો નથી ચાલુ દૈનિક જીવનથી તેને અસંતોષ રહે છે, તેમાં તેને શાંતિ મળતી નથી દુઃખ અને અશાંતિના મૂળ કારણ તેના ધ્યાનમા આવતાં નથી ધાર્મિક ગ્રંથોમાં પરસ્પર વિરોધી વચનો લખેલા મળે છે તો પણ તે તેના પર શ્રદ્ધા રાખે છે પરંતુ શોધક બુદ્ધિના અભાવ અને ત્યાગની અસમર્થતાને લીધે તેના મનની સ્થિતિ ગૂંચવણ અને વ્યાકુળતા વધારે છે, તો યે સંસારિક બાબતોમા તે બીજાઓની પેઠે પ્રવાહમા વહે છે બીજાઓની જેમ જ ચાલે છે અને એમ માને છે કે તેનું જીવનધ્યેય આધ્યાત્મિક છે સાંસારિક બંધન તો દિવસે દિવસે વધતા જ રહે છે તેથી તેને જણાય છે કે તે પોતાના આધ્યાત્મિક જીવનધ્યેયથી ઘણો દૂર જાય છે આમ હું ત્યારે લખુ છુ જ્યારે પોતાને આધ્યાત્મનિષ્ઠ સમજનારા અનેક માણસોના જીવનને મે ખૂબ જોયુ અને પારખ્યુ છે, મારો પોતાના જીવનનો અનુભવ પણ આમા સામેલ છે

ત્યારે આધ્યાત્મિક અને તાત્વિક ગ્રંથો અને મહાપુરુષોના વચનો વિષે સાધકની દૃષ્ટિ કેવી હોવી જોઈએ? તત્ત્વજ્ઞાનના ગ્રંથોમા જે કાંઈ સિદ્ધાંતરૂપે લખાયુ છે તે બધુ જ અનુભવસિદ્ધ છે એવુ મને નથી લાગતુ, એમા ઘણો અંશ શ્રદ્ધા અને માન્યતાનો છે ગ્રંથોમા અજ્ઞાન, અજ્ઞેય, અગમ્યને વિષે પરસ્પર વિરોધી અનેક મતમતાંતર દેખાય છે જીવ, ઈશ્વર આત્મા પરમાત્મા, મરણોત્તર ગતિ વગેરે વિષે ક્યાયે એક મત જણાતો નથી કોઈમા ઈશ્વરને સર્વ કર્તા માનવામાં આવ્યો છે તો કોઈમા ઈશ્વર જેવી વસ્તુ છે જ નહી, એવુ પ્રતિપાદન છે કોઈમા આત્મા પરમાત્માને એક માનેલ છે તો કોઈમા એમા ભિન્નતા બતાવેલ છે અને કોઈમા આ બધા મતોનો સમન્વય છે એથી વાચનારને એક નિશ્ચય પર આવવાનું, ઉપયુક્ત નિર્ણય લઈ કોઈ એક મત પર દૃઢ રહેવાનું બનતુ નથી જે, જે ધર્મ, સંપ્રદાય યા પંથનો પોતે હોય છે તે પોતાના ધર્મગ્રંથો, સંપ્રદાય અને પંથમાં ચાલી આવતી શ્રદ્ધાપરંપરાને માને છે, તેને દૃઢ કરે છે અને તેમા સમાધાન માને છે જેમની એવી શ્રદ્ધા હોતી નથી તેઓ સંશયગ્રસ્ત રહે છે.

લોકો રૂઢિને અનુસરીને ચાલે છે તમારા દુ ખ, શ્રદ્ધા પરપરા અને આદર્શની સ્થિતિ કઈ છે એ વિષે તમે પોતાની પરીક્ષા કરો પોતાના ભૂતપૂર્વ જીવનનુ સ્મરણ કરીને અને તેને આધારે પોતાની વૃત્તિઓનુ નિરીક્ષણ-પરીક્ષણ કરીને એ બધાનુ શોધન કરો

તાત્વિક વિચાર અને સિદ્ધાંતોથી શોધ કરવા માટે તીવ્ર જિજ્ઞાસા અને સૂક્ષ્મ પરીક્ષણશક્તિની જરૂર હોય છે તે તમારામા હોવી જોઈએ તત્ત્વજ્ઞાન એ શોધનો વિષય છે, એવી મારી સમજણ છે કોલબસના મનમા હિંદુસ્તાનને શોધવાની તેમજ ન્યૂટનને ફળ પડવાનુ કારણ શોધવાની તીવ્ર જિજ્ઞાસા હતી અને એ જિજ્ઞાસાએ એમને સફળતા આપી. જે સાહસિક વ્યક્તિઓના મનમા ઉત્તર-દક્ષિણ ધ્રુવ અને એવરેસ્ટના શિખર પર પહોચવાની તીવ્ર જિજ્ઞાસા યા તે વિષેના જ્ઞાનની મહત્ત્વાકાંક્ષા અને તે માટે જરૂરી પુરુષાર્થ હોય છે તે જ તેમા સફળ થાય છે, તે વગર સફળતા સભવિત નથી પરપરાને આધારે કોઈ પણ વાત માનવી અને શોધ કરીને અનુભવયુક્ત જ્ઞાન પ્રાપ્ત કરવુ આ બે વાતો એક નથી

જો તાત્વિક પ્રશ્નોને પોતાના જીવનના મુખ્ય પ્રશ્નો માનવામા આવે તો તેના સશોધનની પાછળ લાગવા સિવાય બીજો માર્ગ નથી તે સિવાયનો બીજો માર્ગ ચાલતી આવેલી માન્યતા પર-શ્રદ્ધા પર શ્રદ્ધા રાખીને નિશ્ચિતપણે જીવન ચલાવવાનો છે તેમા તાત્વિક પ્રશ્નોના અનુભવની મજાના સતોષનો સભવ નથી એમા શ્રદ્ધાનો સતોષ છે, જ્ઞાનનો નહી તત્ત્વજ્ઞાનથી સતોષ મેળવવો હોય તો તે માટે આજના વિજ્ઞાનનુ જ્ઞાન પણ જરૂરી છે બાહ્ય સ્થૂળ તત્ત્વથી ભિન્ન ચેતન આત્મા જેવી કોઈ અલગ વસ્તુ છે કે નહી એનો પત્તો લગાડવો હોય તો બાહ્ય સ્થૂળ અને સૂક્ષ્મ તત્ત્વોનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ જરૂરી છે કેવળ ધાર્મિક અને સાપ્રદાયિક ગ્રથો પર શ્રદ્ધા રાખીને પ્રાપ્ત કરેલુ જ્ઞાન આજની દૃષ્ટિએ પૂર્ણ માની શકાય નહી તેને જ્ઞાનને બદલે શ્રદ્ધાજનિત માન્યતા જ કહી શકાય ઈશ્વર, આત્મા, જીવ અને જગતનો પૂર્ણ પત્તો મેળવ્યા વગર જીવન નિરર્થક અને વ્યર્થ જણાય છે તો તે માટે બધુ જ ત્યાગ કરવાની તૈયારી કરી આ ક્ષેત્રમાં ઊતરવુ જોઈએ જો એવુ ન હોય તો પોતાની જિજ્ઞાસાને ફરીને યોગ્ય રીતે તપાસવી જોઈએ ગ્રથોના વાચન અને પરપરાથી ચાલી આવેલી બાબતોથી પેદા થયેલી ચિંતની દરેક અશાંતિ તત્ત્વજ્ઞાન સાથે સબધવાળી હોતી નથી

બધામા તત્ત્વજ્ઞાન વિષે એક મત નથી એમ મને લાગે છે ભિન્નભિન્ન ધર્મો અને સપ્રદાયોની ઈશ્વર વિષેની માન્યતા જુદીજુદી છે તેમણે વર્ણન પણ જુદીજુદી રીતે કરેલુ છે એમા કયુ ઠીક છે અને કયુ ઠીક નથી એ કહેવુ શક્ય નથી દરેક પોતપોતાના મતને દૃઢતાથી પ્રતિપાદન કરે છે અને તદનુસાર શ્રદ્ધાપૂર્વક જીવન ચલાવે છે તમારી સ્થિતિ એનાથી સર્વથા ભિન્ન છે તમારા મનમા શકા થાય છે જેથી તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમા તમે બૌદ્ધિક અસતોષ અનુભવો છો સસારમા સશયના પરિણામસ્વરૂપ અનિશ્ચિતતાના લીધે તે અસતોષ ઘણો વધી જાય છે એવી વિકટ પરિસ્થિતિમા તમારે જીવન વિતાવવુ પડે છે

ઈશ્વર, જીવ, આત્મા પરમાત્માનુ હજુ સુધી નિશ્ચિત સ્વરૂપજ્ઞાન કોઈને થયુ હોય એવુ નથી જણાતુ શોધકોના પ્રયત્ન ચાલુ છે પરતુ એ પ્રયત્નો આ બધાને નિશ્ચિત સમાધાન મળશે એવો કોઈ ઉત્તર આપવો એ શક્ય જણાતુ નથી મનુષ્યને એનો પત્તો લાગશે કે નહિ એ પણ સદેહાત્મક વાત છે અને આપણે કોઈ ઘણા મોટા શોધક પણ નથી કે એના ઉત્તર મેળવી શકીએ તેથી આ ગૂઢ બાબતો છોડી દઈને, પોતાના દૈનિક જીવન માટે સમજાય એવી વાતોથી વિવેકપૂર્ણ માર્ગ શોધીને તે પર ચાલવાનો પ્રયત્ન કરીએ આ આપણુ કર્તવ્ય અને ધર્મ છે આપણે યા આપણામાથી કોઈ પણ દુ ખ ઈચ્છતો નથી

અજ્ઞાન લાલચ, સ્વાર્થ, કામ, ક્રોધ લોભ, આશા તૃષ્ણા ઈર્ષ્યા વગેરે આપણા દોષો છે, આ આતરિક દોષોને લીધે આ સુધી જે કર્મો થાય છે એ દુર્ગુણ છે દોષો અને દુર્ગુણોને લીધે આપણા

ચિત્તની અશુદ્ધિ છે પોતાના અને બીજાઓના ચિત્તની અશુદ્ધિને લીધે આપણને બધાને દુઃખ ભોગવવાં પડે છે આપણી અશુદ્ધિ અને અશક્તિને લીધે આપણે દુઃખ દૂર કરી શકતા નથી જો ચિત્ત શુદ્ધ થાય અને આપણામા પુરુષાર્થ હોય તો આપણા અને સંસારના ઘણા દુઃખો દૂર થઇ શકે છે પોતાના દુઃખોનુ કારણ શોધવુ એ વિવેકનુ કાર્ય છે અને દુઃખોનુ કારણ શોધ્યા પછી ચિત્તને શુદ્ધ કરવામા સંયમની જરૂર રહે છે અને પોતાનાં તેમ જ બીજાઓના દુઃખો દૂર કરવામા સદ્‌ગુણયુક્ત પુરુષાર્થ આવશ્યક છે

ચિત્તશુદ્ધિ, સદ્‌ગુણયુક્ત પુરુષાર્થ, સંયમ, વિવેક વગેરેથી માનવતાની પ્રાપ્તિ થાય છે માનવતાની પ્રાપ્તિ એ આપણા બધાનો ધર્મ છે આ ધર્મના આચરણથી આજના આપણા અનેક દુઃખો નાશ થઇ શકે છે આજ આપણે વ્યક્તિગત સુખ, વ્યક્તિગત સ્વાર્થ, વ્યક્તિગત ઉન્નતિ, વ્યક્તિગત જીવનની સાર્થકતા, પરમગતિની અભિલાષા વગેરે બાબતોમા વ્યક્તિગત દૃષ્ટિથી વિચાર કરીએ છીએ અને આપણુ જીવન પણ એ પ્રમાણે જ ચાલતુ રહે છે માનવતાની દૃષ્ટિથી આ ઉચિત નથી આપણે બધાનાં સુખદુઃખ અને ઉન્નતિ અવનતિનો વિચાર કરીને જીવન ઘડવુ જોઈએ શુદ્ધિ, સદ્‌ગુણ અને વ્યાપક સામાજિકતા પર માનવતાનો વિકાસ અને એની પૂર્ણતા અવલંબે છે આ આદર્શ યા ધર્મ પર શ્રદ્ધા રાખીને ઈશ્વર, જીવ, પરમાત્મા, આત્મા વગેરે પર વિચાર કરવામા આપત્તિ નથી જો આપણા ધ્યેયમા સ્પષ્ટતા થઇ તો આ વિષયોનુ જ્ઞાન માનવતાની વૃદ્ધિમા સહાયક જ થશે

ભક્તિ જ્ઞાન, યોગ, કર્મ વગેરે માર્ગોનો અંતિમ ઉદ્દેશ યા પર્યવસાન માનવતાનો વિકાસ કે તેની પૂર્ણતા જ હોવો જોઇએ માનવતાનો પ્રેમી એને જ માન્ય ઠરાવશે આ દૃષ્ટિએ જીવનનો વિચાર કરવાથી આપણે માનવતાના ઉપાસક બની સુખી થઈ શકીશુ શાંતિમય, સફળ અને ધન્ય જીવન પ્રાપ્ત કરી શકીશુ

જો આ વાત ઠીક લાગે તો જીવન પર આપણે પોતે વિચાર કરવો જોઇએ ગ્રંથપ્રામાણ્ય યા પરંપરા પર વિશ્વાસ રાખવાથી કામ નહી ચાલે, એમા વ્યક્તિ યા માનવ જાતિનુ કલ્યાણ નથી

## એમ ઋણમુક્ત ન થવાય

ભાવનગરમા સ્વ સર પ્રભાશંકર પટણીને મળવા એક ભાઇ સવારના નવેક વાગ્યા આવ્યા આવીને કહે ‘ મારે પટણી સાહેબને મળવુ છે ’

એમના સેક્રેટરીએ પૂછ્યુ કે ‘ શુ કામ છે ? ’

તે કહે કે ‘ તમે તમારે મારુ નામ આપોને ! ’

સેક્રેટરીએ જઈને પટણી સાહેબને કહ્યુ ‘ કોઇ અધિકારી ભાઇ આપને મળવા ઇચ્છે છે ’ નામ આપ્યુ છતા પટણી સાહેબ કહે ‘ મને યાદ આવતુ નથી પણ ખુશીથી આવે અને એમને માટે ચા પણ મગાવો ’ આ ભાઇએ, પટણીજીના હાથમાં આશરે રૂા ચારેક હજારનો ચેક આપ્યો પટણીજી કહે ‘ શાના છે ? ’ પેલા ભાઇ કહે ‘ આપે મને મારી ગરીબ સ્થિતિમા મદદ આપી ભણાવ્યો બી એ એલએલ બી થયો આજે મેજિસ્ટ્રેટ છુ મને આપે કરેલી પૈસાની મદદ મે લખી રાખેલી આશરે ચારેક હજારની થાય છે એ આપ લ્યો અને મને ઋણમુક્ત કરો ’

પછી તો પટણીજીએ એમને ઓળખ્યા અને કહે ‘ જુઓ આ ચાર હજાર રૂપિયા પાછા આપ્યે કંઇ ઋણમુક્ત નહિ થઇ શકો પણ આ ચેક પાછો લઇ જાઓ અને મે જેમ તમને ભણાવ્યા તેમ તમે આ રકમથી બીજાને ભણાવજો તો જ ઋણમુક્ત થશો ’ અને ચેક પાછો આપી દીધો

# ઉત્કર્ષનો અર્થ

ડૉ. હરેકૃષ્ણ મહેતાબ

મારા મતે પ્રગતિનો–ઉત્કર્ષનો અર્થ છે બીજાઓને ઉપયોગી અને મદદગાર નીવડવાની વ્યક્તિની પોતાની સક્રિય શક્તિ જેટલા પ્રમાણમા આપણે બીજાઓ માટે વધુ ઉપયોગી સિદ્ધ થતા જઇએ છીએ તેટલા પ્રમાણમા આપણે આપણા જીવનનો પણ ઉત્કર્ષ સાધીએ છીએ જીવનમા ધન સપત્તિ પ્રત્યે હમેશા પ્રબળ આકર્ષણ રહ્યુ છે, પરતુ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જો ધન–સપત્તિ જ કોઇ એક વ્યક્તિનુ એકમેવ લક્ષ્યબિંદુ બની જાય તો તે તેની પ્રગતિ અને ઉત્કર્ષ માટે બાધક જ નીવડવાનુ સત્તા એક પ્રકારની મયા જાળ છે તેની પાછળની દોટ માનવીને અધ બનાવી દે છે તે આપણા પ્રગતિના પથમા એક મોટુ વિઘ્ન છે સહેજે ન ટાળી શકાય તેવુ વિઘ્ન છે, કેમ કે સત્તાનો મોહ પોતે જ વ્યક્તિને માત્ર નિરુપયોગી જ નહિ, પરતુ બીજાઓની ઉપયોગિતા ઉપર પણ કુઠારાઘાત કરે છે એથી ઊલટુ જો સત્તા અને સપદાને વ્યક્તિની પરોપકારી વૃત્તિના સાધ્યમા એક સાધન તરીકે સ્વીકારવામા આવે તો નિશ્ચિતપણે એ જીવનના ઉત્કર્ષપથના એક અત્યત વેગવાન વાહન તરીકે સાબિત થશે, પરતુ સાચી વાત તો એ છે કે સત્તા અને સપદા આ બને એવા ભયાવહ સાથીદારો છે કે જો તેમને મક્કમતાથી કાબૂમા રાખવામા ન આવે તો તે વ્યક્તિને પોતાના નાદે નાચતી પૂતળી બનાવી દેશે અને પોતાના ઉદ્દેશોની પૂર્તિ માટે તેનો પૂરેપૂરો ઉપયોગ કરશે.

એટલે કોઈ મને જ્યારે જીવન–ઉત્કર્ષની સાધના વિષે પૂછે છે તો હુ આ કસોટી એના સામે મૂકુ છુ 'બીજાઓને ઉપયોગી થઇ પડવાની આપણી શક્તિ એ જ જીવનના ઉત્કર્ષનુ સાચુ માપ છે બીજાઓના જીવનની સફળતા કે ઉત્કર્ષ પણ હુ આ જ માપે માપુ છુ પછી ભલેને એ વ્યક્તિ–વિશેષે ગમે તેવી પરિસ્થિતિઓમાથી પોતાનુ જીવન પસાર કર્યુ હોય જીવનમા પ્રગતિ કે ઉત્કર્ષનો માપદડ ખરેખર પરોપકાર જ છે સસારમા કેટલા સતાપ અને કેટના અભાવ નજરે પડે છે । એથી સહાયના માટેના આર્તનાદ પણ એટના જ પ્રમાણમા સભળાય છે અને એટલી બધી વિપુલતાથી સભળાય છે કે કોઈ પણ વ્યક્તિ ગમે તેટલો સહાયતા ભલેને કરે પણ તે સિધુમા બિદુ સમાન જ નીવડવાની પરતુ આ રીતની સહાયતાથી માનવીના મનને જેટલુ સુખ અને સતોષ થાય છે, તેટલો કોઇ બીજા ભૌતિક વૈભવના ઉપાર્જનથી થતો નથી જીવનમા પ્રગતિ–ઉત્કર્ષ વિશે મારો સિદ્ધાત માત્ર આ જ છે, અને તેનુ ગતવ્ય સ્થાન છે માનવમાત્ર પ્રત્યે ઉદારતા અને સહાનુભૂતિ-ભરી સક્રિય સભાવના, જેથી ભવિષ્યમા પૃથ્વી પર કોઈ પ્રકારનો સઘર્ષ તેમ જ તેનો મૂલ અભાવ કે દારિદ્રનો અવકાશ ન રહે વળી એક એ પ્રશ્ન પણ ઊઠે છે કે સમાજનો કોઇ સભ્ય પોતાના સામર્થ્યના પ્રમાણમા સહેજસાજ સહાય આપીને પોતાના જીવનની ઇતિકર્તવ્યતા માની લે ખરો ? ના, એથી ઊલટુ હુ તો કહુ છુ કે માનવીએ બીજાઓને સહાયભૂત થવાની જેટલી બને તેટલા વધુ પ્રમાણમા તકો ઝડપી લેવાના પ્રયત્ન કરવા જોઇએ આ પ્રયત્નોમાં જ જીવનના સાચા આનદનો અનુભવ થાય છે કેમ કે એથી આપણી એકેએક મનોવૃત્તિનુ પરિમાર્જન થાય છે અને આપણે ઉત્કર્ષના એક પછી એક સોપાન સર કરતા જઇએ છીએ એટલે જો જીવનમા અતિમ વર્ષોમા આપણે વિશ્વાસપૂર્વક એમ કહી શકીએ કે આપણે કોઇને કોઈ જાતનુ નુકસાન પહોચાડ્યુ નથી અને અમારુ જીવન બહુજનહિતાય વહ્યુ છે, તો આપણને જીવનના વીતી ગયેલા વર્ષો માટે અફસોસ કરવાની આવશ્યકતા ઊભી નહિ થાય ઊલટુ, જીવનની સાર્થકતા આપણને સતોષ અને એક પ્રકારનો મુક્ત આનદ આપશે. પ્રગતિ તેમ જ ઉત્કર્ષનો મારી માન્યતા મુજબ આ જ અર્થ છે

આધુનિક દુનિયા ઉત્કર્ષને પથે છે કે કેમ એ પ્રશ્નના જવાબમા હુ તો મારે કહીશ કે દુનિયા ખરે ખર આગળ વધી રહી છે વિનાશકારી યુદ્ધોની કલ્પના

જ આજની વ્યક્તિને ભયથી થરથર ધ્રુજાવે છે. ભયની આ જે લાગણી આજની વ્યક્તિ અનુભવે છે તે જ ઉત્કર્ષની એક મોટી સિદ્ધિ છે. ખરું જોતાં આજનો કોઈ પણ દેશ એવી યોજનાને સંભવિત નથી માનતો, જે યોજના વડે તે બીજા દેશ કે તેની પૂરેપૂરો અંત આણી શકે. પરંતુ એક સમય એવો પણ હતો, જ્યારે આવું વિચારવું અને કરવું બિલકુલ સરળ હતું.

પોતાના આત્માને વિશ્વરૂપે જોવો, સ્વાત્મને વિશ્વાત્મરૂપે જોવો એ જ જીવનનું સર્વોચ્ચ દર્શન છે; એ ધ્યેયની પૂર્તિ કરવી એ જ ઉત્કર્ષની સર્વોત્તમ સિદ્ધિ છે.

હે પ્રભુ, આ જ ધ્યેય હરહમેશાં અમારા સન્મુખ રહો; અને અમારાં પ્રત્યેક કર્મો એ ધ્યેયને સિદ્ધ કરવા ભણીનાં હો! જેથી 'વસુધૈવ કુટુંબકમ્' (સારુંયે વિશ્વ અમારું કુટુંબ) ના સુવર્ણ-સ્વપ્નને અમે આ ભૂમંડળ ઉપર ઉતારી શકીએ.

*

# દાન

રોજના નિયમ મુજબ આજે પણ હું ફરવા નીકળી પડ્યો. માર્ગના એકાંતમાં એક ભિખારીએ મને ઊભો રાખ્યો.

ભિખારીની આંખો લાલ, સૂજેલી અને આંસુ-ભરેલી હતી; હોઠ સૂકા હતા, કપડાં થાગડથીગડ હતાં.

રાણા સંગની જેમ બિચારા ભિખારીના અંગ પર કેટલાયે ઘા પડેલા હતા અને એ ઘા પર તેણે ફાટ્યાંતૂટ્યાં ચીંથરાંની પણ પાટાપિંડી કરેલી હતી. રાણા સંગને રણભૂમિમાં ઘાવ પડ્યા હતા, ત્યારે આ બિચારોય જીવનની રંગભૂમિ પર ઠેર ઠેર ઘવાયો હતો.

ભિખારીની દુર્દશા જોઈને મને થયું. 'બિચારા આ દુઃખી પ્રાણીની દરિદ્રતાએ કેવી દુઃખપૂર્ણ હાલત કરી મૂકી છે!'

તેણે પોતાનો કાળો કાળો, ગંદોગોબરો હાથ મારી સામે લાંબો કર્યો. પીડિત સાદે મને કંઈક કહ્યું અને કંપતા અવાજે મારી પાસે કંઈક ભીખ માગી.

એટલે હું મારાં ખિસ્સાં ફંફોળવા લાગ્યો. આજે મોડું થવાથી હું ઉતાવળે ઉતાવળે ફરવા નીકળી પડ્યો હતો; ખિસ્સામાં કંઈક લેવાનું હું ભૂલી ગયો હતો. પૈસા તો ઠીક, ખાવાનું સરખું — જેની મને ટેવ છે — હું ભૂલી ગયો હતો. શ્રીમતીને કાલે ધોવા આપેલા રૂમાલની જગાએ બીજો નવો રૂમાલ પણ મૂકવાનું હું ભૂલી ગયો હતો. એટલે ભિખારીને કંઈ પણ આપવાની સ્થિતિમાં હું નહોતો અને ભિખારી તો ક્યારનો મારા સામે હાથ લાંબો કરી રહ્યો હતો; તેનો હાથ અશક્તિના લીધે કંપતો હતો.

મારી આવી લાચાર સ્થિતિના કારણે હું કંઈક ગભરાઈ ગયો, શરમ અનુભવવા લાગ્યો.

પરંતુ બીજી જ પળે પ્રેમથી મેં ભિખારીનો કંપતો હાથ મારા હાથમાં લીધો અને સ્નેહભર્યા સાદે કહ્યું :

'ભાઈ, ગુસ્સે ન થઈશ હોં! અત્યારે તને આપવા માટે મારી પાસે કંઈ જ નથી.'

મારા આવા વર્તનથી પહેલાં તો ભિખારી ટગર ટગર આંખોએ મારી સામે જોઈ જ રહ્યો. પછી તેના સૂકા હોઠ પર આછું સ્મિત ફરક્યું, અને તેણે એ સવારના પહોરની ઠંડીમાં થથરતી મારી આંગળીઓને પોતાની બરછટ પણ હૂંફાળી હથેળીમાં પ્રેમથી દાબતાં કંપતા સ્વરે કહ્યું : 'મોટાભાઈ, એમાં શું? તમે મારી પ્રત્યે જે સ્નેહભર્યું વર્તન દાખવ્યું છે તે પણ ઘણું છે. એ માટે પણ હું તમારો આભાર માનું છું. સ્નેહભર્યું, સહાનુભૂતિભર્યું વર્તન પણ એક જાતનું દાન જ છે ને, મોટાભાઈ!' —તુર્ગનેવ

પૃષ્ઠ ૨૦૮ થી ચાલુ ]

લાંબો કરીને એક વાંભ લાંબી દાઢી પ્રદર્શિત કરતા આદમીનો ફોટો છાપીને એમ લખ્યું છે કે કેન્દ્ર સરકાર પાસે ઔદ્યોગિક પરવાનો મેળવવા તેણે કરેલી અરજીના દિવસથી દાઢી ઉગાડવાનું શરૂ કર્યું અને પરવાનો ન મળે ત્યાં સુધી હજામત નહીં કરવાનું તેણે વ્રત લીધું પરિણામે દાઢી ચાર ફૂટ જેટલી લાંબી થઈ ગઈ અને તાજેતરમાં કેન્દ્રના ઉદ્યોગ પ્રધાન કોઈમ્બતુરમાં ગએલા ત્યારે આ સજ્જનને ઊભો રાખી, દક્ષિણ ભારતના આઈન્સ્ટાઈન જેવું ભેજું ધરાવતા ચમરાક ઉદ્યોગપતિ જી ડી નાયડુએ, સરકારી તુમારશાહીમાં કેવી ઢીલ થાય છે તેનો અણુકલ્પેનો નમૂનો રજૂ કરીને પ્રધાનશ્રીને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂક્યા હતા આટલો લાંબો સમય જે ગૃહસ્થને ઔદ્યોગિક પરવાના માટે રાહ જોવી પડી તેને માટે સૌને હમદર્દી થાય તે સ્વાભાવિક છે થોડા વર્ષ ઉપર લાંબી મૂછ ધરાવતા એક ભારતવાસીએ દેશપરદેશમાં તેનું પ્રદર્શન કરી પોતાની વિચિત્રતાને ધીખતા ધંધામાં ફેરવી નાખી હતી 'કરન્ટ'માં ફોટો છપાયા પછી એવું લાગે છે કે એ ગૃહસ્થની દાઢીની કિંમત અનેક ગણી વધી જશે એ જ સ્થિતિમાં જો તેઓ દેશભરમાં સહકારી ધોરણસર ઉપર ચાબખા મારતા ફરતા રહે તો પ્રવાસનો ખર્ચ નીકળી જવા ઉપરાંત વધારાની આવક પણ થશે જટા વધારીને ભગવાન શંકરે ગંગાજીને ઝીલી લીધી હતી એટલે આપણા પ્રાચીન ઋષિમુનિઓ જટા દાઢી ઇત્યાદિ પ્રચ્છેદનું મહત્ત્વ સારી રીતે સમજતા હતા અને તેના વિધવિધ ઉપયોગથી પણ જાણકાર હતા દાઢીનો ગૃહઉદ્યોગ સગવાળો સસ્તો છે બ્લેઈડનું ખર્ચ તો બચી જાય છે પણ કિંમતી સમયનો જે બચાવ થાય છે તેની ગણના પૈસામાં થઈ શકે નહીં જી ડી નાયડુ જેવા બાહોશ ભેજાને ઇશારો બસ છે ભારતના લોકો જટા અને દાઢી બંને વધારે તો પણ મનુષ્યના વાળની કિંમત જતે દહાડે જમીનની કિંમત પેઠે વધતી જ રહેવાની છે

બીનજરૂરી હત્યા

ગરુડ અમેરિકાનું રાષ્ટ્રીય પંખી મનાય છે અને ત્યાં તેનું બહુમાન છે અમેરિકાના અમુક પ્રદેશોમાં ગરુડોની સંખ્યા વિશાળ છે આ ગરુડ કદમાં મોટા હોય છે અને ઘેટાંને ઉપાડી જઈ ખોરાકમાં તેનો ઉપયોગ કરે છે પરિણામે બકરા ઘેટાંના ફાર્મ ઉપર જ્યારે તેઓ ઊડે છે ત્યારે ઘેટાંનું નિકંદન કાઢે છે અને માલધારીઓને ભારે નુકસાન પહોંચે છે દેખીતી રીતે જ માલધારીઓ રોષે ભરાઈને વળતો પ્રહાર કરે તે સ્વાભાવિક છે આપણે ત્યાં ગીરના જંગલમાં રબારીઓ મારણ ઉપર ઝેરી દવા છાંટી દઈ સિંહનો નાશ કરતા જોવામાં આવ્યા છે તેવી જ રીતે તાજેતરમાં અમેરિકામાં ગરુડોની સામૂહિક હત્યા થયાનું ધ્યાનમાં આવતાં સરકારી તપાસ કરવામાં આવી હતી અને તેમાં એક ઉદ્યોગપતિએ હેલીકોપ્ટર ભાડે કરીને ગરુડોની વસતિવાળા વિસ્તારમાં ગોળીઓની રમઝટ બોલાવી હજારોની સંખ્યામાં તેમનો નાશ કરી જમીનમાં દાટી દીધા હતા આ ઉમદા પક્ષીનો વંશ બહુ પાંખો થઈ રહ્યો છે અને અફઘાનિસ્તાન સિવાય અન્યત્ર આ ગરુડ અસ્તિત્વમાં નથી ત્યારે જે સામૂહિક હત્યા અમેરિકામાં થઈ રહી છે તેનાથી ત્યાંનો પ્રજામત પણ ચોંકી ઊઠયો છે ગેરકાયદે ફરતા શિકારીઓને અટકાવવાનું સરકાર માટે પણ અશક્ય બની જાય છે ભારતમાં વાઘનો શિકાર આ જ રીતે છાને ખૂણે ચાલી રહ્યો છે કેમ કે તેની ચામડી માટે સારું પરદેશી હૂંડિયામણ મળે છે આસામના એકશૃંગી ગેંડાનું અસ્તિત્વ પણ નામશેષ થઈ ગયું છે નળસરોવરમાં અને કચ્છમાં સુરખાબ પંખીઓ અમુક ઋતુમાં આવે છે તેના પ્રત્યે જો કે પૂરતું ધ્યાન અપાય છે ભારતનું રાષ્ટ્રીય પંખી મોર છે તેની પણ હત્યા થતી હોવાના સમાચાર અખબારને પાને ચમકી જતા હોય છે પશુ, પંખી અને વન્ય પ્રાણીઓને બીનજરૂરી સંહાર અટકાવવા યુનોએ કોઈ યોજના ઘડી કાઢવી જરૂરી છે અને તેમાં દુનિયાના બધા જ દેશોનો સહકાર અનિવાર્ય છે આને માટે યુનોએ Emblemમાં શ્રી ઉમાશંકર જોશીની કાવ્યપંક્તિઓ મૂકવી જોઈએ –

'વિશ્વ બે જગ વિસ્તારે નથી એકલ માનવી
પશુ છે, પંખી છે, વનોની છે વનસ્પતિ'

ગરુડ ઘેટાંનો શિકાર કરે તેવું કુદરતે નિર્માણ કર્યું

હોય તો વચ્ચે માનવીએ પડવાની જરૂર નથી. કેમ કે માનવી પોતે જ પોતાના ખોરાક માટે દેવનાર જેવાં કેટલા કતલખાના દરરોજ ચલાવે છે? કુદરતે વિશ્વમાં જે સમતુલા રચી છે તે ખોરવી નાખીને મનુષ્ય માત્ર આફતનું નિર્માણ કરી રહ્યો છે. જળ, સ્થળ અને આકાશમા તેણે જે વિકૃતિઓ કરી છે તે હવે ક્યા અજાણ્યુ છે?

મબલક પાક

ભારતમા હવે અનાજ એટલા મોટા પ્રમાણમા ઉત્પન્ન થાય છે કે સરકારી આકડા સાચા માનવા હોય તો ઘઉ, બાજરી કે ચોખા માટે કોઈએ ઉપાધિ કરવાની જરૂર નથી. અનમત, પંજાબમાં ઘઉનું રેકર્ડ ઉત્પાદન થાય પણ તેની હેરફેર માટે વેગનો ન મળે અને એ રેકર્ડ ઉત્પાદનનો લાભ પંજાબ સિવાય અન્ય કોઈને ન મળે તેનો અફસોસ ડાહ્યા પુરુષોએ કરવો ન જોઈએ સૌરાષ્ટ્રમા મગફળીનો પાક એટલો વિપુલ થાય છે કે તેલની નદીઓ વહેવા માંડે તો પણ તેલ ન ખૂટે— પણ તેથી એવુ માનવાની મૂર્ખાઈ ભાગ્યે જ કરી શકાય કે સામાન્ય માનવીને સસ્તા ભાવે તેલ મળશે તેવુ જ ચોખાનું છે પંજાબ, હરિયાણા તેમજ દક્ષિણ ભારતમાં ચોખાનું ઉત્પાદન એટલુ વધી પડયુ છે કે ત્યાના લોકો ખાઈ પણ શકતા નથી! અન્નખાતાના પ્રધાને આગાહી કરી છે કે ૧૯૭૨થી અન્નની આયાત બિનજરૂર બંધ થશે આ વર્ષે ચોમાસાએ બિહાર અને ઓરિસ્સામા કેર વર્તાવ્યો છે—ઊભો પાક નાશ પામ્યો છે આંધ્રમા તો દુષ્કાળની સ્થિતિ પ્રવર્તે છે જ્યારે કેરાળામા અતિવૃષ્ટિ થઈ છે આ બધુ છતા મબલખ પાક થયા વિના રહેવાનો નથી. પૂર્વ બંગાળના શરણાર્થીઓ ગમે તેટલુ ખાય પણ ઘઉંના ભાવ વધવાના નથી અને કદાચ પાચ-દસ રૂપિયા વધે તો સરકારી યાદી તુરત રદિયો આપશે કે ઘઉના ભાવ વધારો થવાના વ્યાજબી કારણો નથી. જો કે વેપારીઓ આવી યાદીની પરવા કરતા નથી પણ તે વાંચીને સામાન્ય લોકોનો જીવ હેઠે બેસે છે અને આશાનો તંતુ "ન મુચતિ આશાપિંડમ્" એ ન્યાયે ટિવમે કાઢે છે એકવાર સરકારના દફતરમાં નોંધાઈ ગયું કે મબલખ પાક થયો છે એટલે દુષ્કાળ અટકી પડવાનો અને તીડના ટોળાં દરિયામા ડૂબી મરવાના!

ભારતીય ક્રિકેટ

ઇંગ્લેંડ અને ભારત વચ્ચેના છેલ્લા ટેસ્ટ મેચમાં, ૩૯ વર્ષના ઇતિહાસમા પ્રથમવાર ભારતે ઇંગ્લેંડની ધરતી ઉપર વિજય મેળવી જે વિક્રમ સ્થાપ્યો છે તે અપૂર્વ ગણાશે આ વર્ષની શરૂઆતમાં વેસ્ટ ઈન્ડીઝ સામેના પાચ મેચોની શ્રેણીમા ભારત એકેય મેચમા હાર્યુ ન હતું અને એક મેચ જીતીને વિજય મેળવ્યો હતો તેવી જ રીતે ઇંગ્લેન્ડ સામે પણ છેલ્લી શ્રેણીમા એક પણ મેચ હાર્યા વિના વિજેતાપદ મેળવ્યુ છે ક્રિકેટ ટીમની ૧૯૭૧ની પસંદગી ઘણી જ શ્રેષ્ઠ પુરવાર થઈ છે અને અજીત વાડેકર પોતે સુકાનીપદને લાયક છે તેમ સાબીત કરી આપ્યુ છે. ચંદ્રશેખર લેગ સ્પીનર તરીકે વિશ્વવિખ્યાત બની ચૂકયો છે વળી આ ટીમમા દરેક ખેલાડીએ વિજયમા ફાળો આપ્યો છે તે મહત્ત્વની બાબત છે આંતરરાષ્ટ્રીય ક્રિકેટમા હવે ભારતની નોંધ લેવી પડે તેવુ સ્થાન તેણે પ્રાપ્ત કર્યું છે

લઘુ ઉદ્યોગનુ ઉજ્જવળ ભાવિ

લઘુ ઉદ્યોગોને બેન્કોનું ધીરાણ ૩૧ મી માર્ચે પૂરા થએલા વર્ષ દરમ્યાન ૮૧૮ કરોડ રૂપિયા થવા જાય છે અને તે એક લાખ ઉપરાંત એકમો વચ્ચે ફાળવવામા આવ્યા હતા તેમ રીઝર્વ બેન્કનો અભ્યાસ દર્શાવે છે આ હકીકત ઘણી સૂચક છે વાસ્તવમા હવે મોટા ઉદ્યોગોની સાથે સાથે લઘુ ઉદ્યોગોએ પણ તાલ મેળવવાનો રહેશે ખેતીવાડી અને તેના આનુષંગિક ઉદ્યોગો, રાસાયણિક ખાતર ઈત્યાદિ પૂરબહારમાં પ્રગતિ કરી રહ્યા છે ત્યારે દેશનો સર્વાંગી વિકાસને સૂચવતા આ શુભ ચિહ્નો આવકારદાયક છે. રાષ્ટ્રીય ઉત્પાદનની ટકાવારી વધારવા માટે દેશભરમા વ્યાપક ઝુંબેશ ઉપાડવી એ જરૂરી છે

*

# અવલોકન

શિ.

નરસિંહ મહેતા ( સંકીર્તન )
લેખક પ્રકાશક શાંતિશંકર વેણીશંકર મહેતા
૧૫૪૮ ઘોઘારોડ ભાવનગર
પાના ૩૨૫ કિંમત રૂા ૫

એક અનુભવી અને પીઢ કીર્તનકારની કલમે લખાએલ નરસિંહ મહેતાનું જીવન-કવન, નરસિંહ મહેતાના જીવન પ્રસંગો તેમના પદો અને ભજનો આ પુસ્તકમાં શ્રેણીબધ્ધ રજૂ થયાં છે વળી કીર્તનના ગેય સ્વરૂપમા હોવાથી જાણકારને તો આમાં વધુ મઝા આવે એવુ છે સાહિત્યિક દૃષ્ટિએ નરસિંહનું મૂલ્યાંકન નથી પણ ભક્ત અને શ્રદ્ધાળુ વ્યક્તિની હૃદયાંજલિ છે લેખક પ્રસ્તાવનામાં કહે છે

"અંતમાં હુ તો હવે વૃદ્ધ થયો ૮૧ વર્ષ પૂરાં થયા આંખે પૂરુ દેખાય નહી—હાથેથી લખાય નહી" છતાં તેમણે પોતાની મનની ભાવનાને મૂર્તુ સ્વરૂપ આપ્યુ છે તે એક મોટી વાત છે અભ્યાસીઓ તેમજ સંશોધનદૃષ્ટિ ધરાવતા જીજ્ઞાસુઓને ઘણી સામગ્રી મળી રહે તેવુ આ સંકીર્તન છે

"યાદગાર કવિતા ૧૯૭૦"
સંપાદક શ્રી મહેન્દ્ર મેઘાણી
લોકમિલાપ ટ્રસ્ટ, ભાવનગર
મૂલ્ય ૨–૫૦

૭૪મી મેઘાણીજયંતી પ્રસંગે કવિતારસિકોને ભેટ આપવા લોકમિલાપ ટ્રસ્ટે એક સાહિત્યક અખતરો કર્યો છે અહી લગભગ સો એક કાવ્યો રજૂ થયાં છે જે બધાં જ ૧૯૭૦ના વર્ષ દરમ્યાન સામયિકોમા અથવા ગ્રંથસ્થ સ્વરૂપે પ્રથમવાર પ્રગટ થયાં છે અને ૪૬ જેટલા કવિતાઓને આવરી લીધા છે

નિવેદનમાં જણાવવામાં આવ્યુ છે તેમ સંપાદનની રુચિ આવા સંગ્રહોમાં અગ્રસ્થાને રહે તે સ્વાભાવિક છે એટલે સર પ્રભાશંકરથી માંડીને મૂકનો દોરો ફુટયો ન હોય તેવા વીરુ પુરોહિત સુધીના કવિઓની કૃતિઓ યાદગાર કવિતા માં લેવાણી તે બધી જ સોને એક સરખો સંતોષ આપે તેવુ ન પણ બને મનોજ ખંડેરિયાની આઠ કૃતિ, તો રમેશ પારેખની નવ કૃતિઓ આપવામાં આવી છે ત્રણ ચાર કૃતિઓવાળા કવિઓ પણ ઘણા છે પણ જેમની એક કૃતિ આપવામાં આવી હોય એવા કવિઓ પણ અર્ધા જેટલા થવા જાય છે એટલે કે કવિતાનું અથવા કવિની પ્રતિભાનુ મૂલ્યાંકન સમગ્ર તયા કરવાનો અવકાશ ઓછો રહે છે

તો પણ શ્રી મહેન્દ્ર મેઘાણીએ જે શિરસ્તો પાડયો છે તે ચીનો પ્રતિવર્ષ ચાલુ રાખવાની તેમની ઝંખના સાથે સહમત થવાની ઈચ્છા જરૂર થાય છે સિત્તેરની કવિતાનું જે દર્શન અહી થાય છે તેમા ગઝલની સમૃદ્ધિ ઉપરાંત સંવેદની, રમતિયાળ, ગંભીર અને અર્થઘન કવિતાનો આસ્વાદ પાઠક માણી શકે છે મેઘાણી જયંતી નિમિત્તે "યાદગાર કવિતા ૧૯૭૦"નું પ્રકાશન એક સાહિત્યિક બનાવ છે દિવંગત સાક્ષરો અને સાહિત્યકારોને આથી વિશેષ ઉચિત અંજલિ કઇ હોઈ શકે ? બે કવિઓની ગેરહાજરી ( શ્રી સુરેશ દલાલ અને શ્રી નાથાલાલ દવે ) આ સંગ્રહમાં કેમ રહી ગઇ હશે ? કેમકે જે માસિકોમાંથી કવિતાઓ ચૂંટવામા આવી છે તેમાં આ બન્ને કવિઓ વિદ્યમાન રહે છે

પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ
પ્રકટાવવાના સાધનો
લેખક શ્રી 'વિશ્વનંદ'
પ્રકાશક જગન્નાથ પૂંજાલાલ ડૉકટર,
ગોવાલિયા ટેન્ક રોડ મુંબઇ પાનાં ૨૩૧ રૂા ૪

આ એક અનુભવી સંશોધનકારે લખેલું જુદ્દ તરી આવતુ પુસ્તક છે પુસ્તકનું નામ ખૂબ લાંબુ

છે "પ્રતિભા અથવા અલૌકિક બુદ્ધિ પ્રકટાવવાની સાધનો તથા સ્મરણ શક્તિને ઉત્તમ પ્રકારની કરવાની કલા" તેની જ રીતે વાચકને સીધી રીતે ઉદ્દેશીને લખાયેલી પુસ્તકની શૈલી પણ દીર્ઘસૂત્રી લાગે છે આપણું મગજ કેમ કામ કરે છે તે વિષે કોઈપણ જાતના પૂર્વગ્રહ વિનાની અને દૃષ્ટાન્તો-દાખલાઓ સહિતની ચર્ચા ખૂબ રસપ્રદ બની છે આંતરમન અને બાહ્ય જીવન સાથેનો સંબંધ મગજશક્તિના વિવિધ ભાગ ઉપર વૃત્તિને એકાગ્ર કરવાની જરૂરિયાત, કલ્પના શક્તિને સતેજ રાખવાનો મહાવરો, ઈત્યાદિ વિષયોને લેખકે તલસ્પર્શી અભ્યાસ અને તર્કબદ્ધ દલીલોથી છણ્યા છે કોઈપણ વિષયના આંદોલનોને આપણા મગજપ્રતિ આકર્ષવાની કલાનું મહત્વ પણ લેખકે વિસ્તારથી સમજાવ્યું છે કે જગતમાં જે પ્રકારનું જ્ઞાન વિસ્તરેલું છે તેને મગજ આકર્ષે છે અને વિચાર રૂપી ચિત્રો દ્વારા મગજમાં પહોંચે છે બે વિરોધી વિચારો એક સાથે મગજમાં રહી શકતા નથી તેથી જેને પોતાનો ઉત્કર્ષ સાધવો છે તેણે સુવિચારને મગજમાંથી હટવા દેવા નહી-તો જ દુષ્ટ વિચારનો પ્રવેશ બંધ થઈ શકે અને આ માટે લેખક સરળ ઉપાય સૂચવે છે કે પ્રતિકૂળ અથવા અપ્રિય વિચારોનું વિસ્મરણ કરવા માટે તેના પ્રત્યે લક્ષ આપવાનું છોડી દેવું તે વિચારોને મગજમાં સ્ફુરતા જણાય કે તરત જ કોઈ અન્ય કામમાં મનને વાળી દેવું એકાગ્રતા મગજની શક્તિ ખીલવવા માટે ખૂબ જરૂરી છે આને માટે લેખકે સારો ઉપાય ચીંધ્યો છે વ્યાપાર, વિદ્યા, સંગીત, વિજ્ઞાન ગમે તે વિષય કે જેના વિષે અધિક જ્ઞાન મેળવવાની ઈચ્છા હોય તેને સંબંધી કોઈ એક વિચાર પસંદ કરવો અને તેના ઉપર મનને સંપૂર્ણ એકાગ્ર કરવું તે વિચાર મગજમાં સર્વાંશે એકાકાર થઈને અન્ય નવા વિચારોને આકર્ષણ કરશે અને તે જ વિષયના નવા વિચારો મગજમાં સ્ફુરતા જણાશે, અને નિત્ય નવો પ્રકાશ લાધશે વૈજ્ઞાનિકો નવી શોધો કરી શકે છે તેનું રહસ્ય આ જ છે કેમ કે આ શોધ પૂર્વે કોઈએ કરી હોતી નથી પરંતુ વૈજ્ઞાનિકે એકાગ્રતા એટલી હદે સિદ્ધ કરી હોય છે કે તે વિષયના તમામ આંદોલનો તેના મગજમાં કેન્દ્રિત થઈને તેને અપૂર્વ સ્ફુરણા આપી રહે છે

શ્રી વિશ્વવઘના આ પુસ્તકની ગુણબાજુ બહુ મોટી છે જો કે આજ પુસ્તકને વધુ સરળ અને વૈજ્ઞાનિક ભાષામાં રજૂ કરવામાં આવે તો બહુ મૂલ્ય પ્રકાશન બની રહે લેખકે શબ્દની યોજના શા માટે પસંદ કરી છે તે સમજાતું નથી કેમ કે તેનાથી વાક્ય રચના કૃત્રિમ અને કઢંગી બની જાય છે છતાં એટલું અવશ્ય કહેવું પડશે કે હલકા સાહિત્યના જે નિર્માલ્ય પુસ્તકો મોટી સંખ્યામાં બહાર પડે છે તેના કરતા આવું એકાદ પુસ્તક બુદ્ધિવૃદ્ધિ માટે લાખ દરજ્જે શ્રેષ્ઠ છે

*

અજંપે રાત લાંબી, ને ક્રોશ લાંબો શ્રમિતને,
જન્મની શૃંખલા લાંબી, જેણે જાણ્યો ન ધર્મને

પાપ ના પાગરે યાવત્, મીઠું એ મધથી વધુ
પાકીને પાગરે ત્યારે, પાર ના દુઃખ શોકનો

સંસારે અલ્પ છે એવા જે પહોંચે ધ્યેય પારને
બીજા તો છીપલાં વીણે વિશાળા અબ્ધિને તટે

સો સો વર્ષ પરિસેવે, હુતાગ્નિ વનમાં વસી,
એથી તો અર્ચના શ્રેષ્ઠ જ્ઞાનીની ઘડી એકની

ગાયને ગૌચરે હાંકે જેમ ગોવાળ દંડથી,
માનવી આયુને એમ હાંકે છે મૃત્યુ ને જરા

[ધમ્મપદમાંથી]

શ્રી [illegible] કૃત

[illegible]

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧–૨૫ |
| ગીતાજલ એક અધ્યયન . | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવન . [illegible] | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા . | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા ... | ૦–૧૫ |

શ્રી. [illegible] કૃત

[illegible]

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧–૨૫ |
| ગીતાજલ એક અધ્યયન. | ૧-૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦-૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા. | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.. | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |



led by Mukand Export ng a var ety of cast ngs electric cranes, rolled products of a l k nds r bbed Torsteel To several countries in As a Africa, the M ddle and Far East Europe and U S A.

Mukand s product on is geared to the widening needs of industry both at home and abroad Mukand s far reach ng fast increasing steel exports set new s andards in leadersh p Have won the FICCI award for 1968 in recogn t on of corporate in tiauve in export promot on "

At Mukand, steel is prosperity.

# Far-reaching, fast increasing steel exports....

MUKAND IS STEEL





Mukand Iron & Steel Wo ks Ltd Kurla Bombay 70 AS

# કુટુંબ નાનું

એમ

# સુખ મોટું

સુખી અને
સ્વસ્થ કુટુંબની કેડી એટલે

# કુટુંબ નિયોજન





કુટુંબ નિયોજન એ આપણો રાષ્ટ્રીય
નિર્ધાર છે



વધુ માહિતી માટે નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રનો સંપર્ક સાધો

ગુજરાત રાજ્યના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત

કળાકાર
એ કુદરતનો પ્રેમી છે, ને તેથી એ તેનો સેવક પણ છે અને સ્વામી પણ.



- મનુષ્ય પોતાના ઇતિહાસમાં પોતાને ઉઘાડો પાડતો નથી; પણ એમાંથી એ મથામણ કરીને છટકી જાય છે.
- દરેક બાળક એ સંદેશો લઇને જન્મે છે કે, ઇશ્વર હજી માણસજાતથી નાહિંમત નથી થયો.
- નહેર પોતાના એ ભ્રમમાં જ રાચે છે કે, એને પાણી પૂરું પાડવા માટે જ સરિતાનું નિર્માણ થયુ છે!
- પ્રેમ પણ નાશ પામી શકે છે, એ એક એવી હકીકત છે જેને આપણે સત્ય માની શકતાં નથી.
- ભાંગીને ધૂળભેગી થઇ ગયેલી તમારી પ્રતિમા પુરવાર કરે છે કે, તમારી પ્રતિમા કરતાં ઇશ્વરે સર્જેલી ધૂળનું મહાત્મ્ય વધારે છે.

રવીન્દ્રનાથ ટાગોર

# વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## સફાઇ જ સાચી ખુદાઇ છે.

-ગુરુદયાલ મલ્લિક

પ્રભુનાં અનેક રૂપો છે જે રીતે જીવનના અનેક પાસા છે પણ સૌથી સરળ આકાર સર્જન ક્રમની સફાઈ છે 'સફાઈ' શબ્દના બે અર્થ થાય છે એક, ગંદકીથી મુક્તિ–જેમ કે, ઘરની સફાઈ બીજો, કૌશલ અથવા કારીગીરી–જેમ કે અમૂક વસ્તુ તેના કર્તાએ ઘણી સફાઈથી બનાવી છે

ગાંધીજીના જીવનમાં આવી બંને જાતની સફાઈ જોવામાં આવે છે તેમની સ્વદેશી કફની પોશાક –પહેરવુ, ખાન પાન, વિગેરે બધુ સફાઈથી–સ્વચ્છતાથી સુવાસિત હતુ એવી જ રીતે એમની કાર્યપ્રણાલી પણ કૌશલપૂર્ણ હતી

પ્રભુના જગતમાં પણ આવી જ બે પ્રકારની સફાઈ જોવામાં આવે છે તેની પ્રત્યેક કૃતિ કૌશલપૂર્ણ છે. પ્રકૃતિ અને પ્રાણ શુદ્ધ છે તેથી તો પ્રકૃતિને સૌન્દર્ય અથવા આરાધનાનું પ્રથમ મંદિર કહે છે પ્રત્યેક કલાકાર અને કારીગર આ મંદિરમાં પ્રેમને જ સૌથી પ્રથમ સૌન્દર્યનો મહિમા અને મર્મ સમજે છે એવી જ રીતે ભક્ત પ્રકૃતિના મંદિરમાં પ્રવેશીને પ્રકૃતિના સૌન્દર્યથી મુગ્ધ થઇને પ્રભુની પૂજા કરે છે

તેથી આપણે એમ કહી શકીએ છીએ કે પ્રત્યેક ધર્મનો સાર સફાઈમાં છે એને જ તો ફકીરો આપણને શીખવે છે. 'જીસકા દિલ હૈ સફા, ઉસકે અંદર હૈ ખુદા.' જરથોસ્તી ધર્મની વ્યાખ્યા ઘણી વાર આવી કરવામાં આવે છે–પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર આચાર'

એટલે સફાઈ અંદરની હોય છે અને બહારની હોય છે જ્યાં સુધી માણસ જીવન-મુક્ત નથી બની જતો ત્યાં સુધી બીજા પર તેનો એ પ્રભાવ નથી પડતો જીવન-મુક્ત તો ગંદવાડમાં રહીને પણ પ્રભુનું ધ્યાન ધરી શકે છે પણ આવા જીવન મુક્તો જગતમાં છે કેટલા? ફક્ત ગણ્યાગાંઠ્યા જ નહી તો સાધારણ માણસો અને સાધકોને તો જે સ્થળમાં તે કામ કરે છે અને આરાધના કરે છે–જેમ કે, પોતાના



શરીરને સ્વચ્છ રાખવું જ પડે છે. નહીં તો તેમના કર્મસ્થાનને કોણ વિશ્વકર્માનું મંદિર કહેશે? અને તેની આરાધનાની ઓરડીને કોણ પ્રભુનું આસન કલ્પશે?

તેથી જ તો વિશ્વકર્માનું મંદિર અને પ્રભુનું આસન બંને તદ્દન સાફ સ્વચ્છ હોવાં જોઈએ. પણ આ મંદિર અને આસપાસના વાતાવરણનું શું? પૂજાગૃહ સ્વચ્છ હોય અને પાયખાનું ગંદુ! રસોડું અસ્વચ્છ અને કામ કરવાનું સ્થાન સ્વચ્છ! આ નહીં પરવડે! કારણ કે ત્યારે પ્રભુ પ્રભુગૃહેથી ભાગી જશે અને વિશ્વકર્માને કર્મના સ્થાનમાં આવવું નહી ગમે. તેથી પ્રત્યેક સ્થળ સ્વચ્છ હોવું જોઈએ. પ્રભુ પ્રત્યેક સ્થળમાં છે. તેથી જો કોઈ સ્થળ ગંદું હશે તો તેમનાં ચરણ–કમળ ગંદાં થઇ જશે.

આવી જ રીતે જે માણસનું શરીર, મન અને દિલ—જે બધાં પ્રભુનાં સાચાં મંદિરો છે-અને પ્રત્યેક ઘર, ગલી, શહેર, હમેશાં સ્વચ્છ-શુદ્ધ રાખવાં જોઇએ.

અને આવી જ રીતે જો પ્રત્યેક વ્યક્તિ પોતાનું જે વિશેષ કામ છે, અને જે તેનું કર્તવ્ય છે, તેમાં પોતાનું પૂર્ણ કૌશલ વ્યક્ત કરે, તો તેનં કામ અને કર્તવ્યપાલનમાં તે પ્રભુનો ચરણધ્વનિ સાંભળી શકશે ત્યારે આ પૃથ્વી સ્વર્ગ જેવો શણગાર ધારણ કરી લેશે અને ધરાતલ પણ જગતના સર્જનહારનું સિંહાસન બની જશે.

ટૂંકમાં, સફાઇ જ સાચી ખુદાઇ છે.

## ઘસાઇને ઊજળા થઈએ

હું તો ગામડાંમાં રહેનારો છું તેથી ગામડાંનું એક દૃષ્ટાંત આપીશ. ગામડાંમાં દસ અગિયાર વાગે ઢોરાં છોડવાનો સાદ પડે છે. એ સાદ કંઇ દરેક જણ સાંભળતું નથી. જે થોડાં સાંભળે છે તે છોડવા માંડે છે. ને એમનું જોઇને બીજાં બધાંય પોતપોતાનાં ઢોરાં છોડી મુકે છે. એમાં જેમ થોડાંને સાદ સંભળાય છે ને બાકીનાં એમનાં આચરણને અનુસરે છે, તેમ જો થોડાં લોકો સંતપુરુષની વાતો સાંભળી સમજી જાય ને પછી આચારમાં ઉતારે તો બાકીનાં લોકો તો એમની પાછળ પાછળ આવવાનાં.

લોકો આપવા ને ઘસાવા તૈયાર હોય છે. સામાન્ય માણસ સ્વાર્થી પણ નથી કે નિઃસ્વાર્થી પણ નથી. એ તો સંજોગોને આધીન હોય છે. જે દેખાય છે તે સ્વાર્થ એનો સ્વભાવ નથી, પણ વિકૃતિ છે.

હું એમને લોઢાનો દાખલો આપું છું. ગામડાંમાં લોકોને પૂછીએ કે 'લોઢાનો રંગ કેવો?' તો કદાચ કોઇ કહેશે કે 'કાળો.' પણ જે ખેડૂત હશે, તે તો કહેશે કે 'લોઢાનો રંગ તો ચાંદી જેવો ધોળો હોય છે" જેને કાળો રંગ કહે છે તે તો વિકૃતિ છે, મૂળ રંગ પર ચડેલો કાટ છે. કાટ ઘસાઇ જાય છે ત્યારે લોઢું ચાંદી જેવું ચમકે છે. ઘસાતું લોઢું માત્ર ચાંદી જેવું ઊજળું જ નથી હોતું, રેશમ જેવું સુંવાળું પણ હોય છે. પણ જે ઘસાતું નથી તે કાળું હોય છે, ખરબચડું હોય છે. અને એના ઉપરથી કાટની પોપડીઓ ઊખડે છે. ઘસાઇને નહીં તો પોપડી ઊખડીને એ ઓછો તો થવાનો જ, પણ ઘસાઇને ઓછો થાય ત્યારે યજ્ઞ કહેવાય છે. મને તો સંસ્કૃત આવડતું નથી. મારા યજમાનોને ય (ગામડિયાઓને ય) આવડે નહી એટલે સંસ્કૃતમાં યજ્ઞની શી ખબર શી વ્યાખ્યા હશે તે તો, પણ હું તો કહું છું, કે યજ્ઞ એટલે ઘસાઇ છૂટવું આપણે બીજા માટે કઇ રીતે ઘસાઇ છૂટીએ ને ઘસાઇને ઊજળા થઇએ, તે શીખવા જેવું છે. આજે એવી પરિસ્થિતિ ઊભી થઇ છે કે જો સમાજમા ફેરફાર નહીં કરીએ તો હિંદનો અંત આવશે. પહેલો ફેરફાર પોતામાં કરવો રહ્યો. શરૂઆત તો પહેલો પુરુષ એકવચનથી જ કરવાની હોય.

રવિશંકર મહારાજ

'આશુતોષ'

## ખાદ્ય પદાર્થોમાં ભેળસેળ

ખાદ્ય પદાર્થોમાં જે વ્યાપક પ્રમાણમાં ભેળસેળ ચાલી રહી છે તેના ઉપર ધ્યાન દોરવાનું માન "સ્ટેટ્સ" પાક્ષિકને ફાળે જાય છે. ૨૧મી ઑગસ્ટના અંકમાં પોતાના સામયિકનો આ પ્રશ્નને મુખ્ય વિષય બનાવી ભારતના લોકોની સેવા કરી છે. ઘી અને દૂધની ભેળસેળથી આપણે એટલા ટેવાઈ ગયા છીએ કે આ વસ્તુ ક્યારેય પણ શુદ્ધ સ્વરૂપમાં મળે એવી અપેક્ષા પ્રજા તરીકે આપણે છોડી દીધી છે. પાન ઉપર ચાંદીનો વરખ લગાડીને કાયાકલ્પ વાંછતા પાનશોખીનો વાસ્તવમાં પેટમાં સીસું નાખતા હોય છે પાનમાં વપરાતો કાથો પણ શુદ્ધ હોતો નથી. જલેબી ઉપર આપણે ગુજરાતીઓ (અમદાવાદીઓ ખાસ કરે) ઘેલા છીએ પણ પીળી ચમકાટ મારતી આકર્ષક જલેબીમાં કાપડની મીલોમાં વપરાતો પીળો રંગ મહત્ત્વનો ભાગ ભજવે છે. તેવીજ રીતે આપણી ચોપાસના વાતાવરણમાં ડી. ડી. ટી નો ઉપયોગ વ્યાપક રીતે વધી રહ્યો છે તેની અસર માનવજાતના વધેલા ઉદર અદૃશ્ય રીતે થઇ રહી છે. પોતાના બાળકને પાણીમાં એકાદ ટીપું દારૂનું આપતાં પોતાના હાથને થંભાવી દેનાર માતાને એ વાતનો ભાગ્યે જ ખ્યાલ છે કે પેટન્ટ દવાઓમાં તે હોંશે હોંશે ૪૦ ટકા આલ્કોહોલ બાળકને આપે છે. ભારતની પ્રજાનું નિકંદન ભેળસેળિયા ખોરાકના ધીમા ઝેરથી એટલી હદે નીકળી રહ્યું છે કે તેની પાસે પૂર્વ બંગાળની વસતિનો યાહ્યાએ કરેલો વિનાશ કોઇ હિસાબમાં નથી. દિલ્હી મ્યુનિસિપલ કોર્પોરેશને બનાવટી હળદર બનાવતું કારખાનું શોધી કાઢ્યું હતું. જેમાં ચોખાની મિલોમાં ફેંકી દેવા માટે રખાએલો ચોખાનો ભૂકો લાવીને ૯૦ ટકા ભૂકામાં ૧૦ ટકા શુદ્ધ હળદરનું મિશ્રણ કરી, બીજા વધુ નુકસાનકારક દ્રવ્યોની મદદથી હળદરના સ્વરૂપમાં તેનું રૂપાંતર કરવામાં આવતું હતું. તેવી જ રીતે દક્ષિણભારતમાં જ્યાં ચોખાનો વપરાશ ખૂબ છે ત્યાં પથ્થરમાંથી ચોખાના દાણા આકારના ટુકડા–કાંકરી બનાવવા રીતસર ગૃહ ઉદ્યોગ ચાલે છે અને સેંકડો માણસોને તેમાં રોજી મળે છે આ બનાવટી પથ્થરના ચોખાને ગુણીમાં સાચા ચોખા સાથે ભેળવી દેવામાં આવે છે. સાચી હીંગ તો અફઘાનિસ્તાનથી આવે ત્યારે મળે બાકી આપણી બજારોમાં મેંદામાંથી બનાવેલી બનાવટી હીંગ જોઇએ તેટલી ગમે ત્યારે મળી શકે છે ડામરના રસાયણનો ઉપયોગ તો એટલી ભયંકર હદે થઈ રહ્યો છે કે બીનશાકાહારી ઉપહારગૃહોમાં માસની વાનગીમાં તેનો ઉપયોગ છૂટે હાથે થાય છે. કાળમરીને સ્થાને પોપૈયાનાં બીનો ઉપયોગ પણ વ્યાપક છે. તેલની તો વાત થઇ શકે તેમ નથી તલનું, મગફળીનું, રાઇનું શુદ્ધ તેલ ખાતા હોવાની બડાશ ફેંકનારના હોજરીનું પૃથક્કરણ કરવામાં તો જ ખ્યાલ આવે કે તેલમાં કયા કયા મિશ્રણો નાખવામાં આવ્યા છે. તેવી જ રીતે ચા અને કોફીની ભૂકીમાં ટનના હિસાબે બીજા પદાર્થોનું મિશ્રણ કરી અને રસાયણોદ્વારા 'પ્રોસેસ' કરી, ભારતના શોખીન પીનારાઓને અપાય છે, ટૂંકમાં કોઇ એવી ચીજ નથી રહી જેમાં ભેળસેળ થતી ન હોય. સરકારે તો ભેળસેળ અટકાવવા ધારો પણ કર્યો છે અને વધુમાં વધુ છ વર્ષની સજા અને બે હજારનો દંડ શિક્ષા તરીકે રાખ્યાં છે દેશમાં ગણીગાંઠી લેબોરેટરીઓ છે જ્યાં ભેળસેળનું પૃથક્કરણ થઇ શકે, સવાલ એ છે કે આ બધું અટકાવવા કેટલું મોટું તંત્ર જોઇએ ? વળી એ તંત્રને પણ 'ભેળસેળ'નો રોગ લાગુ પડે તો ? ખરી વાત એ છે કે દરેક રાજ્યની સરકારે આ પ્રશ્નને હલ કરવા સમય અને નાણાંનો ભોગ આપવો જોઇએ અને સતત રીતે શહેરોમાં અને ગામેગામ ઝુંબેશ ચલાવવા માટે ખાસ દળ રોકવું જોઇએ.

## અતિવૃષ્ટિ અને દુષ્કાળ

ચાલુ વર્ષે પણ કુદરતે પોતાનો ચમત્કાર

દેખાડવાની તક જતી કરી નથી બિહાર, હીમાચલ પ્રદેશ, ઉત્તર પ્રદેશ, પશ્ચિમ બંગાળ અને કેરળમાં અતવૃષ્ટિ તેમજ નદીઓના પૂરે ઊભા પાકને ખૂબજ નુકસાન કર્યું છે. બિહારમાં મકાઇનો પાક ૫૦ ટકા જેટલો નાશ પામ્યો છે પાકની નુકસાની સો કરોડ ગણીએ તો રાહત માટે કેન્દ્રને ૪૬ કરોડ ફાળવવા પડયા છે. હિમાચલ પ્રદેશમાં સફરજન તથા મકાઈના પાકને ૨૦ કરોડનું નુકસાન થયું છે. સૌથી વિશેષ નુકસાની ઉત્તર પ્રદેશમાં હિમાલયમાથી આવતી નદીઓએ વેરેલા વિનાશથી થઇ છે અને તે ૪૦૦ કરોડ જેટલી થવા જાય છે. તેવી જ રીતે પશ્ચિમ બંગાળમાં પાકનું નુકસાન સો કરોડ જેટલું થાય છે બીજી બાજુ આસામ, મહારાષ્ટ્ર, આંધ્ર અને મૈસુરમાં અનાવૃષ્ટિનો યોગ થતાં પાકની આશા નહીંવત્ જેવી છે. પરતુ રાહતકાર્યો ચાલુ રાખવા કેન્દ્ર સરકારને મદદ કરવી પડી છે. મહારાષ્ટ્રમાં દુષ્કાળ રાહત કાર્યો માટે ૨૫ કરોડ રૂપિયા ખર્ચાઇ ચૂક્યા છે. આસામ જેવા રાજ્યમાં વરસાદની ખેંચ જણાય તે આશ્ચર્યજનક લાગે છતા હકીકત છે. દુકાળ અંગે જે રાહત કાર્યો મહારાષ્ટ્રમાં થાવી રહ્યાં છે તેની ઊજળી બાજુ પણ છે ત્યાં રસ્તાઓ બાંધવામાં જે ઝડપથી શ્રમજીવીઓ સાથ આપે છે તે ઢબે યોજનાનું દરેક કામ થતુ હોત તો ભારત દેશ તરતો થઇ જાય. બે દિવસમાં ૧૦ થી ૧૫ કિલો મીટર લંબાઇના રસ્તાઓ તૈયાર થાય છે અને બે માસના ગાળામા ૩૨૦૦ કિલો મીટર રસ્તાઓ બાંધવાનો વિક્રમ નોંધાયો છે. પણ તેથી અનાવૃષ્ટિથી જે આફત આવી પડી છે તે હલકી બનતી નથી ગુજરાત અને રાજસ્થાનમાથી ઘાસ ચારો તેમજ અનાજ મહારાષ્ટ્રને મોકલાઈ રહ્યાં છે. પરંતુ ભારતના દરેક રાજ્યમા ચોમાસુ નિષ્ફળતાને લીધે જે નાણાકીય ખોટ કેન્દ્ર તેમજ રાજ્યોને સહન કરવી પડે છે તેનો સરવાળો એક હજાર કરોડનો થવા જાય છે અને આવુ તો પ્રતિવર્ષ થવા જ કરવાનું. સવાલ એ છે કે કુદરતી આફત આવી પડે અને ફરજીયાત પૈસા ખર્ચવા તેમજ રાહત કાર્યો શરૂ કરવા તેના કરતા અગાઉથ જ એટલા પૈસા ખર્ચીને પૂરનિયંત્રણ યોજનાઓ તેમજ સિંચાઇ યોજનાઓ અમલમાં મુકાય તો પાંચ દસ વર્ષે સ્થિતિમાં ઘણો ફેર પડે. વાર્ષિક ઉપદ્રવ ઓછો થઇ જાય. ચોમાસું નિષ્ફળ જાય તો પણ પાણીની સવલતો પ્રાપ્ત બનતી રહે.

### શાબાશ, મધ્ય પ્રદેશ !

મધ્ય પ્રદેશની સરકારે તેની સરહદોમાં બે વર્ષ માટે શિકારબંધી ફરમાવી એક પ્રશસ્ય પગલુ ભર્યું છે. આ રાજ્યનો બે તૃતીયાંશ ભાગ જૂનાં રજવાડાનો બનેલો છે અને ત્યાં શિકારની રમત તો બહુ પ્રચલિત છે. મધ્ય પ્રદેશના જંગલો વન્યપ્રાણીઓ માટે આદર્શ જગ્યા છે. જંગલી પાડા, હરણ, અને શ્વેત વાઘ માટે આ રાજ્ય મશહૂર બની ચૂકયું છે. શ્વેત વાઘનો ઉછેર રેવાના મહારાજાએ સૌ પ્રથમ કર્યો અને ત્યારથી દુનિયાભરના સહેલાણીઓ માટે તે આકર્ષણનું કેન્દ્ર બની ગએલ છે. વાઘની સંખ્યા આજથી બે વર્ષ પહેલા ૨૦૦ જેટલી હતી તે ઘટીને ૫૦ જેટલી થઇ જતાં દેશભરમાં ચિંતાની લાગણી પ્રસરી જતાં રાજ્ય સરકારે હવે કડક નિયમો બનાવી સખ્ત હાથે કામ લેવા ધાર્યું છે. જંગલમાંથી પસાર થતા નેશનલહાઈવે એક મોટી આફતરૂપ બને છે કેમકે તેના ઉપર ભરચક ટ્રાફીક રહે છે તે વન્યપશુના વસવાટ માટે સલામત નથી જ. જો કે વન્ય પ્રાણીઓની વહેંચણી કુદરતે એવી ખૂબીથી કરી છે કે મનુષ્યને બહુ ચિંતા રહેવા દીધી નથી. હાથી મૈસુર રાજ્યમાં; સિંહ સૌરાષ્ટ્રમાં, અને વાઘ મધ્ય પ્રદેશમાં; ગેંડો આસામમાં. આમ છતા આપણે આ વન્યપશુઓની ઓલાદને અનાસ્તિત્વના પડકારમાંથી મુક્ત કરી શકયા નથી

### શિસ્તનો અભાવ !

ઉદેપુરમાં સ્કૂટરની નોંધણી માટે જમા થએલી મેદનીમાં ધક્કામૂક્કીને પરિણામે બાર વ્યક્તિઓનાં મૃત્યુ થયાં તે બાબત ગંભીર લેખાવી જોઇએ. રાજસ્થાન સરકારે આને માટે તપાસપંચ નીમ્યું હોવાથી તેનો અહેવાલ આવ્યેથી સંપૂર્ણ વિગતો પ્રાપ્ત થશે. તો પણ કુંભમેળા જેવી સ્થિતિ એક નાનકડી વાતમાં કેમ બની ગઇ તે આશ્ચર્યજનક છે. ભારતીય લોકો

શિસ્ત માટે જાણીતા નથી. સામાન્ય વ્યવહારમાં, રેલવે સ્ટેશને ટિકિટ લેવામાં, મુસાફરી દરમ્યાન ટ્રેઇન અને બસમાં ચડતી વખતે, સિનેમાની ટિકિટ માટે વેચાણ બારી પર પડાપડી કરવામાં ઉદેપુરના બનાવ જેવું દૃશ્ય આપણે દરરોજ જોઇએ છીએ. કોઈ નેતાના આગમન વેળાએ, અથવા સિનેમા નટનટીઓની મુલાકાતના પ્રસંગે લોકો મન ઉપરનો કાબૂ ગુમાવી બેસે છે. શિસ્તનો અભાવ એક ગેરલાયકાત તો છે જ. તેને અંગે પરદેશોમાં આબરૂ ટોકડાની પણ રહેતી નથી. તદુપરાંત ઘરઆંગણે બૂરી રીતે કચરાઈ મરવા જેવી ભયંકર અકસ્માતના તે ઉત્પાદક છે.

## આસામ માટે નવી રાજધાની

નજીકના ભવિષ્યમાં મેઘાલય રાજ્ય અસ્તિત્વમાં આવતા શીલોંગ તેને ફાળે જશે અને તો આસામને પોતાની રાજધાની માટે બીજું શહેર પસંદ કરવાનું રહેશે. ગૌહતી અત્યારે ભરચક અને ખિચોખિચ વસેલું છે. નવી રાજધાની ક્યાં વસાવવી તે જગ્યા નક્કી કરવા માટે ચાર નિષ્ણાતોની એક સમિતિ રાજ્ય સરકારે નીમી છે તેનો અહેવાલ નવા રાજ્યની સ્થાપના થતા સુધીમાં મળી રહેશે. નવી રાજધાની બાંધવા માટે ૧૫૦ કરોડ રૂપિયાની જરૂરિયાત ઊભી થશે. સીલઘાટ ખાતે રાજધાની રાખવી જોઇએ એવો એક મત છે, પરંતુ તેમાં મુશ્કેલી એ છે કે બ્રહ્મપુત્રાને સામે કાંઠે આવેલું હોવાથી તેને જોડતો પુલ બનાવવા માટે ૭૦ કરોડ રૂપિયાનો ખર્ચ જરૂરી બને છે. તેના કરતાં નવી રાજધાની એવી જગાએ ઊભી કરવામાં આવે કે આ બિનજરૂરી ખર્ચ અટકાવી શકાય. ગુજરાતે ગાંધીનગર ખાતે નવી રાજધાની બનાવી તે અખતરો સફળ થયો નથી એટલે આસામ નવું શહેર બાંધવાને બદલે કોઈ પુરાણા શહેરનો પુનરોદ્ધાર કરે તો ખોટું નથી.

## પીવાના પાણીમાં સ્વાવલંબન ક્યારે ?

અનાજની બાબતમાં ભૂલ ભૂલથી એકવાર હરિયાળી ક્રાંતિ થઇ ગઇ ત્યારથી ભારત સરકારનું ભેજું ચસકી ગયું છે. તે હવે એમ માનતી થઇ ગઇ છે કે અનાજનો પ્રશ્ન હલ થઇ ગયો છે અને દર વર્ષે અનાજ એક સરખું પાકયા જ કરશે ! પંજાબના ઘઉં ગુજરાત કે મહારાષ્ટ્રને મળી શકે તેવી હેરફેરની કોઇ વ્યવસ્થા કરવામાં સરકારની બિનલાયકાત પુરવાર થઇ ચૂકી છે. ભારતીય રેલવેનું તદ્દન રેઢિયાળ તંત્ર કોઇ કટોકટીમાં દેશવાસીઓને મદદરૂપ થઇ શકતું નથી. માલની હેરફેર કરવામાં વેગનો હોવા છતાં રેલવે તંત્રની બિન કાર્યક્ષમતા ભાવોને નીચા લાવવામાં દાદ દેતી નથી. એટલે માની જ લેવાનું કે અનાજ પ્રશ્ને હવે કાંઇ કરવાનું રહેતું નથી અને દરેક માણસને પૂરતા પ્રમાણમાં રોટના મળી રહેશે. ત્યાર પછીનો પ્રશ્ન પાણીનો છે. રોટના ખાધા પછી પાણી પીવું જોઇએ 'भोजनान्ते पिबम वारि' એવી કહેવત છે છતાં સૌ કોઇ ભોજન પછી અચૂક પાણી પીએ છે. હવે ભારતમાં જેટલા શહેરો, નગરો અને ગામડાંઓ છે ત્યાં પ્રત્યેક સ્થળે પોતપોતાનો પાણીનો કોયડો છે. મદ્રાસ, દિલ્હી મુંબઇ અને કલકત્તા જેવા શહેરો કટોકટીમાં સરકારી ધોરણે પાણીનો પ્રશ્ન હલ કરે છે અને ત્યાં તો વસતિના હિસાબે સરકાર માબાપને એકદમ ધ્યાન આપવું પડે છે. થોડા દિવસ પહેલાં મુંબઇના કોટ વિસ્તારમાં પાઇપ લાઇનનું સમારકામ ચાલતું હતું ત્યારે કોટવાસીઓ હાથમાં બાલદી લઇ મટકાં લઇ પાણી માટે દોડાદોડી કરતા છાપાઓના પ્રથમ પાને દેખાડવામાં આવ્યા હતા. આ નસીબદાર માનવીઓને સરકારી અગત્યતા મળતાં તુરત પાણીનો પ્રબંધ થઇ શક્યો. પરંતુ રાજસ્થાનનાં એવાં ગામો છે કે જ્યાં હમેશાં કુટુંબની એક વ્યક્તિ પોતાનું પાણી મેળવવા રાત અને દિવસ પગપાળા ૧૦-૨૦ માઇલ મુસાફરી કરીને એક બેડું મેળવે છે છતાં તેનો ફોટો કોઇ દૈનિકમાં આવતો નથી ! સૌરાષ્ટ્રના ઘેડ વિસ્તારમાં ત્રણ માસ ગોઠણ ડુબ પાણી ભર્યાં હોય અને છતાં પીવાના પાણીના વાંધા હોય !! ઝાલાવાડના અનેક ગામડાંઓ ઉનાળામાં પાણી માટે ધા નાખતા હોય. આખા દેશમાં ગ્રામ્ય વિસ્તારમાં દરેક ગામડાની આ દુર્દશા છે. અને જે પાણી પીવાય છે તેનું કોઇ ધોરણ નથી. તે ગમે તેવું હોય- શુદ્ધ, અશુદ્ધ, મોળું, ખારું, જંતુવાળું અથવા જંતુવિહોણું. જેના જેવા નસીબ ! ભગવાન

ભલું કરે ભરત સરકારનું કે હમણાં દિલ્હીમાં આ પ્રશ્ને વિચારણા થઈ રહી અને સૌને કઈ રીતે શુદ્ધ પીવાનું પાણી મળે તે માટે "વોટર વર્કશોપ" ની યોજના ઉપર ધ્યાન કેન્દ્રિત થઇ રહ્યું છે. પણ આ કોઈ નાનો સૂનો પ્રશ્ન નથી. આંકડાની ઇન્દ્રજાળ પાથરીએ તો પીવાના પાણીના પ્રશ્ને સ્વાવલંબન પ્રાપ્ત કરવા વર્ષોની રાહ જોવી પડે– કરોડો રૂપિયા ફાળવવા જોઇએ– ભૂગર્ભમાં પાણીની મોજણી કરવી જોઇએ— વ્યક્તિ દીઠ, કુટુંબ દીઠ, ગામ દીઠ અને શહેર દીઠ કેટલું પાણી જોઇએ– અને આટલું પાણી મળે કે કેમ ? અને મળે તો પીવાને યોગ્ય છે કે નહીં એ બધા જટીલ પ્રશ્નો "વોટર વર્કશોપ" માટે માથાનો દુખાવો ઉભો કરે જ કરે.

રેલવેઓની ઝડપ

ભારતની રેલવેઓ હવે પશ્ચિમની ઝડપી ટ્રેઇનોની બરોબરી કરવા તૈયાર થઇ છે જેટ યુગમાં આ વાત નવીન ન ગણાવી જોઇએ તો પણ ભારત માટે તે ચોક્કસ આશ્ચર્યજનક બની રહે છે રાજધાની એક્સપ્રેસ, સીમલા–કાલકા મેઇલ, ફ્રન્ટિયર મેઇલ, મદ્રાસ–દિલ્હી ગ્રાન્ડ એક્સપ્રેસ, આ બધી ટ્રેઇનો હવેથી ૧૬૦ કિલોમીટરની ઝડપે દોડશે. આ અનુભવ પણ વિરલ હશે અને એ પ્રકારે દોડ શરૂ થયા પછી વિઘ્નો આવે છે કે નહીં તેમજ અકસ્માતની કોઇ શક્યતા ઊભી થાય છે કે નહીં તે જોવાનું રહેશે. પાંચ મુખ્ય ટ્રેઇનોને બાદ કરતાં ભારતની બીજી સેંકડો બલ્કે હજારો ટ્રેઇનો ૫૦ કિલોમીટ થી વધારે ઝડપથી દોડતી નથી તેનું શું ? બાકી પેસેન્જર ટ્રેઇનો ઉપરાંત માલની હેરફેર માટેની ગુડ્ઝ ટ્રેઇનની ઝડપમાં પણ ક્રાંતિ લાવવાની જરૂર છે. ભારતમાં એક ખૂણેથી બીજે ખૂણે માલ પરિવહનનો પ્રશ્ન બહુ મોટો છે બંગાળના કોલસા ગુજરાતને પહોંચાડવાના હોય છે. પંજાબના ઘઉં બંગાળ અને મહારાષ્ટ્ર તેમજ દક્ષીણ ભારતમાં પહોચતા કરવાના હોય છે. દેશનું ઔદ્યોગિકરણ થતાં, નીત નવી ચીજો હેરફેર માટે ઉમેરાતી જાય છે. ખાતરના કારખાનાઓમાંથી ખાતર દેશને ચારે ખૂણે પહોંચતુ કરવા દરરોજ જુદે જુદે બંદરો–શહેરોથી ખાસ ટ્રેનો દોડાવવી પડશે. જ્યાં જ્યાં કારખાના સ્થપાય છે ત્યાં બધે જ આ જરૂરિયાત ઊભી થવાની છે. એટલે ઝડપનો લાભ ગુડ્ઝ ટ્રેઇનોને કઈ રીતે આપી શકાય તે પ્રશ્ન રેલવે બોર્ડે અગત્યતાના ધોરણે વિચારવાનો રહે છે. ખાસ કરીને તો અનાજની હેરફેર માટે આ બાબત ઘણું મહત્ત્વ ધારણ કરે છે જો અનાજની હેરફેર માટે આ બાબત ઘણું મહત્ત્વ ધારણ કરે છે જો અનાજની હેરફેર સમયસર થઇ ન શકે તો હરિયાળી ક્રાંતિનો અર્થ રહેતો નથી.

તારાશંકર બંદોપાધ્યાય

બંગાળના અને ભારતના એક સમર્થ સાહિત્યકારનું અવસાન થતાં જ્ઞાનપીઠે ૧૯૬૭માં પ્રથમવાર જેમને પુરસ્કૃત કરેલા તેવા અક્ષરસ્વામી વિદાય થાય છે. "ધાત્રી દેવતા", કાલિન્દી", "ગણદેવતા", "મહાશ્વેતા", "વિપાસા" તેમની બહુ વખણાએલી નવલકથાઓ છે. જ્ઞાનપીઠ પુરસ્કાર તેમને 'ગણદેવતા' માટે મળ્યો હતો, અને તેમાં પલટાતી અર્થવ્યવસ્થામાં ગ્રામજીવન જે રીતે વેરણ છેરણ થઇ જાય છે તેનો હૂબહૂ ચિતાર આપવામાં આવ્યો છે નવલકથા ઉપરાંત નવલિકાઓ પણ તેમણે અસંખ્ય લખી છે અને ૩૨ જેટલા નવલિકાસંગ્રહો પ્રગટ થયા છે. પરંતુ તેમને કીર્તિ અપાવી નવલકથાએ. ગુજરાતીમાં તો ખરા જ અને ભારતની ભાષાઓમાં પણ ખરા પરંતુ વિશ્વની અનેક ભાષાઓમા તેમની કૃતિઓના અનુવાદ થયાં છે.

ક્રુશ્ચોફ

સોવિયેટના સંઘના આ વડાપ્રધાનને દુનિયા ન ભૂલે તે સ્વાભાવિક છે. તેમણે રાજકીય કારકિર્દીના શ્રેષ્ઠકાળ દરમ્યાન જે અદાગીરી કરી છે તેનો જોટો નથી. યુ–૨ વિમાનની ઘટના વખતે જે રીતે શિખર મંત્રણાને તેમણે તોડી પાડી અને અમેરિકા, ઇન્ગ્લેન્ડની ભૂમિ ઉપર જઇને ત્યાંના લોકોને સમાજવાદનો બોધ આપનાર આ રશિયન મુત્સદ્દીની રીતિનીતિ એક ખેડૂતપુત્રને છાજે તેવી બરછટ હતી કટાક્ષ કરવાની તેમની શૈલી સમૂળગી રશિયન હતી ક્રાંઇસ્ટ કેન્દ્રોની ભૂમિમાં મિસાઇલો ખોડયા પછી, સ્વર્ગસ્થ કેનેડીના ચમત્કાર પાસે ક્રુશ્ચોફે તરત જ નમસ્કારની રીત અપનાવી લીધી હતી. રશિયન રાજકારણને આ વિચક્ષણ પુરુષે નવો ઝોક આપ્યો તેને લઇ ઘણાં દેશો તેમના પ્રત્યે આકર્ષાયા–તેમાંનું ભારત એક અને તેનું લાંબા ગાળાનું સર્જન રશિયન ભારત મૈત્રી કરાર.

# જીવનનો સંધ્યાકાળ

પાંડુરંગ આઠવલે

આપણામાં માન્યતા છે કે અન્તે યા મતિઃ સા ગતિઃ અર્થાત્ મરતી વખતે જે વાસના મનમાં રહી ગઈ હોય તે મુજબ ગતિ થાય છે, અંતકાળે વાસના સારી રહે તે માટે સમગ્ર જીવનમાં પણ સારી વાસના રહેવી જોઈએ. વાસના કેવી રાખવી તે માટે બુદ્ધિને પૂછવું જોઈએ. પરંતુ બુદ્ધિ વાસનાની ગુલામ હશે તો તે યોગ્ય નિર્ણય લઈ શકશે નહિ. માનવનું મન કાગળ જેવું હોય છે અને બુદ્ધિ તો તેના પર સહી કરી દે છે; તે યોગ્ય નથી. મન પોતાનું કાર્ય કર્યા કરે છે, પણ બુદ્ધિ પોતાનું કાર્ય યોગ્ય રીતે કરતી નથી. પરિણામે માનવીનો જીવનરથ આમતેમ અથડાયા કરે છે.

મનનું કાર્ય પ્રત્યેક વાત સારી દેખાડવાનું છે. પણ તે તુરત સ્વીકારી લેવી એવું નથી પહેલાં બુદ્ધિને પૂછો, પછી નિર્ણય લો. માનવી મન ઉત્કૃષ્ટ 'સેલ્સમેન' જેવું છે. તમે સાડીની દુકાને ખરીદી કરવા જાઓ છો. તમારે ફક્ત એક જ સાડી લેવાની હોય છે, પરંતુ સેલ્સમેન તમારી સામે પાંચપચીસ સાડીનો ઢગલો કરી નાખે છે. તમને બધી સાડીઓ ફેરવી ફેરવી દેખાડશે, પણ કઈ સાડી લેવી તેનો નિર્ણય તો તમારે જ લેવાનો હોય છે. સંસારના પ્રત્યેક ઉપભોગો મન દેખાડતું રહ્યું છે, પણ તેમાંથી શું લેવું કે ન લેવું તેનો નિર્ણય કરવાનું કામ તો બુદ્ધિનું જ છે.

વાસનાની ધાંધલમાં માણસ સારાસારનો નિર્ણય લેવાનું ભૂલી જાય છે. સેલ્સમેન પાંચ પચીસ સાડી દેખાડે, ઉપર ઝગારા મારતી લાઈટ રાખી હોય, તે લાઈટ આપણને સારું દેખાય માટે રાખી નથી હોતી, પરંતુ એ ઝગઝગાટના પ્રકાશમાં ખોટું પણ સાચું દેખાય, ખરાબ પણ સારું દેખાય માટે લાઈટ રાખે છે. મન પણ અસત્ વાસનાઓને સદ્વાસનાઓમાં ખપાવતું રહ્યું છે અને તે ક્ષુદ્ર વાસનાઓની પૂર્તિ માટે લોકો મંદિરમાં જતા હોય છે, પ્રભુ ઉપરના સાચા પ્રેમને લઈને નહીં. આ વાસનાની પૂર્તિ માટે માનવ આખા જીવનને વેડફી નાખે છે છતાં એ વાસના પૂરી થતી જ નથી, કામના બાકી જ રહેલી હોય છે.

न जातु कामः कामानाम् उपभोगेन शाम्यति ।

ઉપભોગથી કામ શમતો નથી. પરિણામે માનવી નિરાશ થઈ જિંદગીથી કંટાળી જાય છે. પરાભૂત થઈ જિંદગીના દિવસો ગાળતો રહ્યો છે. જીવતો નથી. અને પછી વિરક્તિની ગાંડીઘેલી ભાષા બોલતો રહ્યો છે. એના જીવનમાં સ્મશાન-વૈરાગ્ય નિર્માણ થયું હોય છે.

પરંતુ માનવીને જિંદગીના વિવિધ રસ જોડે સમરસ થતાં નથી આવડતું. જિંદગીના વિવિધ રસ જોડે સમરસ થવાની જીવનકલાથી માનવી અજ્ઞાત રહ્યો છે એને વંચિત રાખવામાં આવ્યો છે. એ કલાને ભૂલી જઈને તે દુઃખથી રડતો હોય છે કાં તો વૈભવ અને અધિકારના ઉન્માદથી નાચતો હોય છે. બાળકની માફક તે વાસનાના ફુગ્ગા ફુલાવતો બેઠો છે. પહેલાં વિદ્યાનો ફુગ્ગો ફુલાવે, પછી વિત્તનો, પછી સત્તાનો, કીર્તિનો, મૈત્રીનો આવી અનંત વાસનાના ફુગ્ગા ફુલાવતો એ બેઠો છે, અને બે દિવસ પછી ફુગ્ગામાંની હવા ખલાસ થાય છે તેની એને ખબર પણ નથી પડતી. જોતજોતામાં જીવન પૂરું થવા આવે છે. અંતકાળ દેખાવા લાગે છે ત્યારે ખબર પડે છે કે અરર! જિંદગીનાં સાઠ વરસ પૂરાં થયાં, અને ત્યારે એને ભગવાન સાંભરે છે, ગીતા યાદ આવે છે. અરે! જે ઉંમરે ખાધેલું પણ પચાવવાની શક્તિ રહી નથી તે ઉંમરે ગીતાનું દિવ્ય તત્ત્વજ્ઞાન ક્યાંથી પચવાનું હતું! પણ પોતે વાંચી શકે એમ ન હોય તો એકાદ બ્રાહ્મણને વાંચવા બેસાડશે. પણ એનાથી કાંઈ ફાયદો? બહુ બહુ તો બ્રાહ્મણને થોડી ઘણી દક્ષિણા મળે!

મુંબઈમાં મહાલક્ષ્મીના મંદિરમાં નવરાત્રિનો મેળો ભરાય છે. એક બાપ પોતાના બે છોકરાઓને

ઈશ દર્શને જવા નીકળ્યો. એક છોકરો કહે રસ પીવો છે, બીજો કહે જાદુના ખેલ જોવા છે અને આમ મેળામાં ફરતાં ફરતાં જ સંધ્યાના દસ થઈ ગયા. મંદિરનાં દ્વાર પણ બિડાઈ ગયાં. નાનો છોકરો બાપના ખભા ઉપર જ ઊંઘી ગયો. મોટો છોકરો થાકી ગયો. ઘરે જવા માટે રડવા લાગ્યો. બાપને દર્શન કર્યા વગર પાછા ફરવું પડ્યું. ગયો હતો દર્શન કરવા, પણ રસ પીને, જાદુ જોઈને, ચકડોળમાં બેસીને જ પાછો ફર્યો. માનવીનું પણ આવું નથી શું? વર્ષોનાં વર્ષો ખાવાપીવામાં, હરવાફરવામાં જ વ્યતીત થઈ જાય છે અને જ્યારે એને ધ્યાન આવે છે ત્યારે મોત એની ધૂરકિયાં કરતું ઊભું હોય છે. સંસારમાં–જીવનના મેળામાં એ રમતો રહ્યો, રમતો જ રહ્યો અને રમતમાં ને રમતમાં જીવનનો સંધ્યાકાળ થઈ ગયો. રાત્રિના ભયાનક ઓળા માનવીને ઘેરી વળે છે. આગળ વધવાના બધાં જ દ્વાર બિડાઈ ગયાં હોય છે.

મનુષ્ય જીવનનો અર્થ જ સમજતો નથી. જતાં જતાં રસ પીઓ, જાદુનો ખેલ જુઓ, આહાર વિહાર કરો પણ ન સમજતાં અનંત વાસનાઓ ન દમ્યા ભટકતો રહે છે અને અંતે મૃત્યુ આવે છે ત્યારે ભયભીત થાય છે, બેબાકળો બની જાય છે. કરેલાં અનેક દુષ્કૃત્યો, સેવેલી અનેક વાસનાઓ તેની છાતી ઉપર ચઢી બેસે છે. તેની ગળચી પકડે છે. જર્જરિત થયેલો એ દેહ અને ઉપભોગ તથા ક્ષુદ્ર વાસનાઓથી નબળું પડેલું મન કશું જ નથી કરી શકતા. પરિણામે જે ક્ષુદ્ર વાસનાઓમાં આખી જિંદગી એ રાચ્યો તે જ વાસનાના કીચડમાં તે ખદબદતો રહ્યો છે.

આપણાં ઉપનિષદો, ગીતા આપણને એ જ સમજાવતા રહ્યા છે કે જીવનમાં દિવ્ય દૃષ્ટિ રાખો, સમર્થ પ્રેમ રાખો, ભક્તિનું તેજ આવવા દો, સદ્‌પ્રવૃત્તિ કેળવો અને દિવ્ય વાસના રાખી શાંતિથી મૃત્યુની રાહ જોતા રહો. અંતિમ પળ સાર્થક બનાવો. રાહ જોવામાં એક જાતનો આનંદ હોય છે, ઉમંગ હોય છે. જીવનની સંધ્યાકાળે પ્રત્યેકને વિશ્વપિતા પાસે જવાની ઉત્સુકતા થવી જોઈએ. માણસ ઘર છોડે છે પાછા ફરવાની ઉત્કંઠાથી જ. પ્રત્યેકને પોતાના ઘરની ઉત્સુકતા હોય છે. અરે! સાંજે ઑફિસેથી છૂટતી વખતે પ્રત્યેક જણ વહેલો ઘેર પહોંચવા ઉત્સુક હોય છે. પણ માનવીને જીવનના સંધ્યાકાળમાં પોતાના ઘેર જવાની ઉત્સુકતા નથી, આનંદ નથી. ઊલટો ડર છે. છતાં પ્રત્યેકે જવાનું તો છે જ. તો અહીં સત્કૃત્યો કરી, દિવ્ય જીવન જીવતાં જીવતાં, સત્ વાસનાઓ રાખતાં રાખતાં જીવન શા માટે ન જીવવું? જીવનનો સંધ્યાકાળ મધુર શા માટે ન બનાવવો? અને અંતકાળે ઉત્સુકતાથી, આનંદથી મૃત્યુની રાહ જોતાં ન રહેવું? મૃત્યુ આવે તો પ્રેમથી આલિંગન આપી શકાય એવું કર્તૃત્વ શા માટે ન રાખવું.

માણસ બહારગામ જવાની તૈયારીમાં હોય ત્યારે ઓટલા ઉપર ટ્રંક, બિસ્તરો મૂકી શાંતિથી એકાદ ખાલી ટાંગાની રાહ જોતો ઊભો હોય છે. આપણે પણ જીવનના અંતકાળમાં એ જ સ્વસ્થતા અને શાંતિ લાવવી હોય તો અસત્ વાસનાના ફુગ્ગા ફુલાવવાનું છોડી દઈને સત્ વાસના રાખી જીવન જીવતા રહીશું તો સંધ્યાકાળ–અંતિમ પળ દિવ્ય આવશે–ભવ્ય આવશે અને હસતાં હસતાં બાપાને મળવા માટે જઈ શકાશે ત્યારે મોઢું ક્ષુદ્ર વાસનાના ડામથી ખરડાયેલું નહિ હોય પણ તે વખતે મોઢા ઉપર કર્તવ્ય કર્યાનો સંતોષ અને આનંદ તરવરતા હશે।

*

એક દરબારને ખબર પડી કે તેના કામદારે એક જણ પાસેથી પૈસા ખાધા છે એટલે મીઠા ઠપકા રૂપે વાત કરી, 'કામદાર, જે નોકરિયાતની પાછળ 'દાર' આવે તે સિફતથી બીજા પાસેથી પૈસા પડાવી લેવામાં બહુ કાબેલ હોય છે. જેમ કે, વહીવટદાર, ફોજદાર, થાણદાર જમાદાર વગેરે તમને કેમ લાગે છે, કામદાર?

કામદાર કહે 'સાચું કહો છો, નામદાર!'

# જીવનની સાદાઇ

શ્રી રાજાજી

સ્વાર્થથી કરેલા કોઇ કાર્યનું પરિણામ સારુ નથી આવતુ સમાજિક ક્ષેત્રે તમે જે કઇ કાર્ય કરો, તેમા ત્યાગની ભાવના નહિ હોય તો તેનું શુભ ફળ કઇ જ નહિ આવે ઠીક, પણ ત્યાગમાં તો દુ:ખ વેઠવાનું હોય છે તમે ભર્યા ભાણે બેઠેલા હો અને કોઇને તમારે ખાવાનું આપવાનું હોય તો ચોક્કસ તમારા ભાણામાથી ઓછુ થવાનું તમો કોઇકને કપડાં આપશો તો તમારા ભરેલા કબાટમાં જરૂર કપડાં ઓછાં થશે

જૂના સમયમાં લોકો આવુ દુ:ખ સહન કરવામા માનતા હતા અને તેથી જ તેઓ ધર્મ, દાન-પુણ્ય વગેરે વિશેષ કરતા હતા તેઓ કમાતા પણ ખૂબ જ અને બીજાની ભલાઇમા પણ વિશેષ ખર્ચ કરતા. આજે, ઓછુ કમાય છે અને વધુ ખર્ચ કરે છે અને ખર્ચ પણ બિનજરૂરી ચીજો ઉપર જ વધારે છે મે લાંબુ જીવન જોયુ છે અને તેમાથી જે કંઇ મેળવ્યુ છે તે મુજબ મારી તમને એટલી જ સલાહ છે કે તમારી જરૂરિયાતો ઘટાડી થોડે ખર્ચે સુખી થાવ

આજે આપણુ મેટામાં મોટુ એ જ દુ:ખ છે કે આપણી ખર્ચાળ વૃત્તિ વધીને આપણે સર્વે 'દેવાળિયા' માર્ગે વળી ગયા અને ખર્ચાળ વૃત્તિને પોષવા કમાણીના ખોટા રસ્તા ઉઘાડ્યા ચોરી, લાંચરુશ્વત, ગુડાગીરી એવાં અનેક પાપ વધ્યાં છે અને સમાજ 'ખરાબ' ચીજોથી ભરાઇ ગયો છે સાથે આપણે આપણા બાપદાદા કરતા વધુ કમાઇએ છીએ એમ માનીએ છીએ પરતુ ખર્ચાળ વૃત્તિને લીધે તો સુખ હમેશાં આપણાથી દૂર રહ્યુ છે આ વૃત્તિએ આપણને કેટલા બગાડ્યા છે!

મનુષ્યના માથા ઉપરના વાળ તો તેના તે જ રહ્યા, પણ તેમાં નાખવામાં આવતાં સુગંધીદાર તેલ અનહદ વધ્યાં છે મનુષ્યનું શરીર તેનુ તે રહ્યુ છે પરતુ એના ઉપરના કપડાં અનેક રીતે વધી ગયા છે આ વૃત્તિથી આપણે નૈતિકતા પણ ગુમાવી છે યાદ રાખો કે નૈતિકતા જાળવવા માટે પણ આપણે આપણી જરૂરિયાતો ઓછી કરવી પડશે ચારિત્ર્ય વિશે પુસ્તકો લખાય છે, પરંતુ આટલી સાદી સમજ આપણે આચરવામા નબળા થઈ ગયા છીએ

ખર્ચાળ વૃત્તિથી ચારિત્ર્યની શિથિલતા અવશ્ય વધવાની તમે ખૂબ કમાવા પણ સાથે બચાવની વૃત્તિ રાખો તમે આજના જુવાનોને જુઓ વધુ ખર્ચ કરી કઇ બચત ન કરતાં આખરે તેઓ મગજનુ સમતોલપણુ ગુમાવી દે છે તેઓ જાણતા નથી કે જિંદગી શુ છે? પરિણામે, કાં તો તેઓ ગાંડાની હોસ્પિતાલમાં દાખલ થાય છે યા પોતાના ઘરને ગાંડાની હોસ્પિતાલ બનાવી દે છે તમે બચત કરી નૈતિકતા જાળવી રાખો, નહિ તો બીજો ઇલાજ ગાંડાની હોસ્પિતાલમાં જવાનો છે

જુવાનોએ ઇશ્વર પર શ્રદ્ધા રાખી સદા જીવનથી પવિત્ર બનવુ જોઇએ. સચ્ચાઈનો ડર કે શરમ ન હોય શરમાવુ તો જોઇએ 'દેખાવ' કરવા માટે

આ કલિયુગ નહિ પણ 'કુલીયુગ' છે તે બધાને કુલી બનાવી દેશે સૌએ શ્રમ કરવો પડશે. આપણે શ્રમની પ્રતિષ્ઠા સમજીએ

*

અરીસો છે અને આ છે તૂટેલા કાચના રજકણ  
સૂરજના તેજ વિશે જોઈ લો બનેના બે મન છે,  
કવિ છુ પણ નથી આ કલ્પના, કેવળ હકીકત છે,  
પ્રતિભા ઝીલવા માટે પ્રતિમાની જરૂરત છે! – અનિલ

# આશા

સંતબાલજી

આ જગતમાં માણસને કંઈ ને કંઈ આશા રહેતી હોય છે અને આશાથી જ જીવન જીવવું સરેલું બને છે. પરંતુ માનવને વિશેષ બુદ્ધિ પણ આપી છે એટલે આશાભંગમાં તેણે માર્ગ પણ શોધ્યો છે. અનુભવી મહાપુરુષોએ ગાયું : 'પરાઈ આશા બહુ ખરાબ છે' આશા રહે છે ત્યારે બહુ દુઃખ થાય છે અને એ આશાનું ફળ નિરાશામાં પરિણમે છે, ત્યારે તો વર્ષો લગી ખેદ થયા જ કરે છે. એટલે જ કોઈએ તો કહ્યું : દુઃખનું મૂળ જ આશા છે. દરેક-ની આશામાં જુદાં જુદાં કારણ હોય છે, એને કારણે કેટલીક વસ્તુમાં ધાર્યું થતું હોય ત્યાં સુધી જગતનો આશરો પણ લેવો પડે છે. તેમ છતાં જે લોકો આશાના દાસ થાય છે તે જગતના ગુલામ બને છે, પણ જે લોકો આશાને દાસી બનાવી દે છે, તે જગતના અભિપ્રાયો વચ્ચે પોતાની જાતના સ્વામી થઈને સુખ અને શાન્તિ મેળવી શકે છે. આ રીતે આશા છોડીને નહિ પણ આશાના ફળને છોડીને વર્તવું એ સુખનો માર્ગ છે ફળની લોલુપતા છોડીએ અને વસ્તુ મળે તો આનંદ થાય છે. પણ આશા રાખીએ અને વસ્તુ ના મળે તો આનંદ હોય, તે પણ ઊડી જાય છે.

એક કવિ કહે છે, હજારો નિરાશાઓમાં ક્યાંક અમર આશા છુપાઈ છે. માણસ આશાથી જ જીવે છે, ટકે છે. એક રીતે એ વાત સાચી છે. જો એ આશા પોતાના સ્વાર્થની ન હોય પણ પરમકલ્યાણ-ની હોય, તો તે પણ આનંદ આપે છે: કારણ કે ત્યાં નિષ્ફળતા મળે તેથી દુઃખ થતું નથી, પણ વધુ પુરુષાર્થ તરફ પ્રેરણા સાંપડે છે. છતાં એકંદરે તો એમ કહેવું ને માનવું જોઈએ કે, આશાને વશ કરવાથી જ સુખશાંતિ મળી શકે છે. ભક્ત મનુદાસે તેથી એમ કહ્યું કે ગંગાકિનારે જઈને કોઈની આશા રાખ્યા સિવાય રામનામ લેવું પણ માણસમાં ભૂમિકા ના આવી હોય, ત્યાં સુધી રામનામ પણ પચતું નથી. આથી ગીતામાં કહ્યું કે, કામ કર પણ 'મા ફલેષુ કદાચન.' ફળનો તારો અધિકાર નથી. કારણ કે તેં જે કામ કર્યું તેમાં ઘણાં બળોએ કામ કર્યું છે. તેં જે બી વાવ્યું છે તેમાં પૃથ્વી, પાણી, પ્રકાશ અને હવા વગેરેનો યોગ મળ્યો છે. તારો એકલાનો એ બધો પ્રયત્ન નથી. એટલે ઘણીવાર આપણે કહીએ છીએ : આ કામ તો થવું જ જોઈએ, સફળતા મળવી જ જોઈએ. પુરુષાર્થના બળ માટે આ સારી વાત છે, પણ અભિમાન થાય તો તે નકામી વાત છે ને નુકસાન કરે છે. એટલા માટે 'મેં તો મારો પુરુષાર્થ કરી જોયો, ફળની મને કોઈ પરવા નથી. મેં મારી ફરજ બજાવી' આવા વિચારો રોજ કરીએ અને એ પ્રમાણે આપણો જીવનક્રમ ગોઠવી દઈએ, તો ઘણી જાતની વ્યથા ઓછી થઈ જાય અને બોજો હળવો થઈ જાય. ગાડા નીચે કૂતરો ચાલે અને કહે : 'બધો ભાર હું ખેંચું છું.' તો દુઃખી થાય છે મહાપુરુષો કહે છે: 'આ અભિમાન છે, આ અહંકાર છે. તે તને પાડ-નારું છે તું તો નિમિત્ત માત્ર છે, એટલે તું તો પુરુષાર્થનો અધિકારી છે આવા પ્રકારની સમજણ-થી આપણું કામ ઘણું સરળ થઈ જાય છે અને મીરાંબાઈએ ગાયું છે તેમ સંસારસાગર સહેજે સુકાઈ જાય છે, પછી તરતાં શી વાર?

ગાંધીજીને ઘણીવાર પરાજય મળતો, પણ તે નિરાશ નહોતા થતા તે વિચારતા કે મારો માર્ગ કોઈને દુઃખી કરવાનો નથી એટલે ફળ ભલે આજે ના મળ્યું પણ વહેલુંમોડું આવશે તો ખરું જ એટલે સતત પ્રયત્ન એ જ આપણો ધર્મ છે જ્યારે પ્રયત્ન અટકી જશે ત્યારે આપણો વિકાસ અટકી જશે. જગતનું સુકાન ઈશ્વરે આપણા હાથમાં આપ્યું છે, એમાં રાગદ્વેષથી પર થઈને સમતા પ્રાપ્ત કરજો. આપણે આગમ ને આગળ વધવાનું છે કર્મનો નિયમ કહો કે ઈશ્વર કહો, ગૉડ કહો કે ખુદા કહો, એના હાથ-માં છેવટની ગુરુચાવી છે. એ જ પરમાત્મતત્ત્વ માટે આપણે શા સારુ ચિંતા કરીએ? આશાના ગુલામ શા માટે બનીએ? આપણે તો એટલું જ કહીએ કે, 'મારે માથે હજાર હાથવાળો સદા મારી રક્ષા કરે.'

# મધ્યમવર્ગને ચેતવણી

સિદ્ધરાજ ઢઢ્ઢા

આજે આપણને ભણાવવામાં આવે છે કે જીવન એ એક સંઘર્ષ છે અને એ સંઘર્ષમાં જે માણસ બળવાન અને ખમતી આસામી હોય એ જ વિજયી નીવડે છે. જે માણસ બીજાને હડસેલી પોતે આગળ વધશે તેને જ આ દોડમાં તક મળશે આજનું શિક્ષણ અને આજની દીક્ષા આ પ્રમાણેની છે. સમસ્યાઓના ઉકેલ માટે આપણે કેટલાક ઉપાયો પણ શોધ્યા, પણ આ ઉપાયો એવા નીકળ્યા કે તેના ઓઠા હેઠળ દરેક વર્ગે, દરેક સમાજે પોતપોતનાં જ સંગઠનો ઊભાં કર્યાં આજે મજૂરો, મૂડીદારો, કારખાનાવાળાઓ, કર્મચારીઓ દરેકનાં જુદાં જુદાં સંગઠનો છે. સાનાવાળા પર કે સરકાર પર દબાણ લાવી તે દ્વારા પોતપોતાના લાભ ફિટાવવા એના પર જ બધાની દૃષ્ટિ હોય છે. જરાક કંઇ પોતાનું ધાર્યું ન થયું કે હડતાળો જાહેર કરવામાં આવે છે! અત્રે ટપાલખાતા તરફથી થયેલી ધાંધલ તો સહુએ જોઇ. આ ધમાલને કારણે ટપાલ સંદેશાઓ પહોંચશે કે નહીં એવી સ્થિતિ બની ગઈ હતી. કયારેક કયારેક તો એવાં ક્ષુલ્લક કારણોસર હડતાળો પાડવામાં આવે છે કે એ જોઇ આપણને દુઃખ થાય. કહેવાય છે કે એક જગ્યાએ આર. એમ. એસ.ની ઑફિસમાં એટલા કારણસર હડતાળ પાડવામાં આવી હતી કે તેની નજીકની સેન્ટ્રલ ઑફિસમાં ખસની ટટ્ટીએ છે, તો અમને પણ એ કેમ ન મળે? આજના વર્ગવિગ્રહનું આ એક નગ્ન સ્વરૂપ છે. કરોડો ભૂખ્યા-નાગા માણસો ધખતા તડકામાં ખેતરમાં કામ કરી પસીનો નિતારી રહ્યા છે, તેની ચિંતા ખુદ આ મજૂરો પણ કરતા નથી. એને તો એ જ ફિકર રહે છે કે પોતાને જ પહેલું મળે અને વધારે મળે. હજાર રૂપિયા કમાનાર પણ એમ ઇચ્છે છે કે એને બે હજાર રૂપિયા મળે તો સારું! હવે તો વિદ્યાર્થીઓનાં પણ યુનિયનો સ્થપાય છે અને પોતાના શિક્ષકોની સાથે તેમનો પણ વર્ગવિગ્રહ શરૂ થઇ ચૂકયો છે! એમનામાં પણ મજૂર-માલિકના સંબંધ જેવી ભાવના ફેલાવી શરૂ થઇ છે. આ એક ભયંકર અનર્થનું ચિહ્‌ન છે. આપણે એનાથી સાવધ નહીં બનીએ તો આપણી સ્થિતિ છે તેનાથી વધુ કફોડી થશે. ગામમાં કોઇ ઢોર મરી જાય છે ત્યારે તેને ઉપાડી ગામની બહાર ફેંકી દેવામાં આવે છે અને તેના ઉપર ચારે તરફથી ગીધ, સમડી વગેરે આવી તૂટી પડે છે. આજના સમાજની સ્થિતિ પણ આવી જ છે. સમાજ એક મુડદાની લાશ માફક પડયો છે અને દરેક વર્ગ પોતપોતાનું યુનિયન બનાવી તેના પર ગીધની માફક તૂટી પડયો છે. વ્યક્તિગત અને વર્ગગત હિતોને સામે રાખી દરેક યુનિયન સમાજને તેના લોહીના છેલ્લા ટીપા સુધી નિચોવી લેવા ઇચ્છતું હોય છે. આ છે આજના સમાજનું નગ્ન ચિત્ર! આ દોડમાં જેની પાસે પૈસાનું, સત્તાનું, અધિકારનું અને બુદ્ધિનું જોર હોય છે તે જ જીતતો આવ્યો છે અને જીતશે. જે એક યા બીજી રીતે શક્તિશાળી છે, એ જ આ સંગ્રામમાં જીતી રહ્યો છે અને નિર્બળ બિચારો હારી રહ્યો છે.

પરંતુ આમ કયાં સુધી ચાલશે? સમાજના બધા જ લોકો કંઈ બુદ્ધિ, પૈસા, સંપત્તિ અને સત્તાવાળા બની શકતા નથી અને પછી તો બુદ્ધિ અને પૈસાવાળાઓમાં પણ અંદર અંદર હરીફાઇ શરૂ થાય. કારણ કે બધાને મનનું ધાર્યું મળતું નથી હોતું! મરેલા ઢોરની લાશ પર જ્યારે માંસ ઓછું થઇ જાય છે, ત્યારે ગીધો અને કૂતરાં એકબીજાની સાથે લડવાનું શરૂ કરી દે છે. આ સ્થિતિ સમાજની પણ થશે; કારણ કે સમાજ પાસેથી લેવાવાળા ઘણા છે, આપવાવાળું કોઇ નથી. મહાભારત પછી યાદવાસ્થળી થઇ હતી અને તેમાં બધાનો સંહાર થઇ ગયો. આજે પણ એવાં જ ચિહ્‌નો નજરે પડે છે. આ બધા ઉપરથી મધ્યમવર્ગે જરૂર બોધપાઠ ગ્રહણ કરવો જોઇએ.

આપણને ભણાવવામાં આવ્યું હતું કે જો આપણી પાસે બળ હોય તો આપણે નિર્બળોનું રક્ષણ

કરવું; ધન હોય તો ગરીબોને મદદ કરવી; બુદ્ધિ હોય તો સમાજની સેવા કરવી અને સત્તા હોય તો બધાનું ભલું કરવું. પણ આ ભારતીય પરંપરા આપણે ભૂલી ગયા. આજે તો આપણે માત્ર એ પરંપરાનાં કેવળ જ ઠાલાં જ ગુણગાન કર્યાં કરીએ છીએ કે એ પરંપરા આધ્યાત્મિક છે, આદર્શ છે વગેરે. પરંતુ વ્યવહારમાં તો ધન, બુદ્ધિ અને શક્તિવાળાઓ પોતાના આ સંગ્રહમાં વૃદ્ધિ કરી હરીફાઈમાં બીજાને હરાવવાના કાર્યમાં જ મગ્ન બન્યા છે. ધર્મગ્રંથોના ઉપદેશો અને સત્ય, અહિંસા, અપરિગ્રહ વગેરે વાતોને જૂના જમાનાનાં ગણી દરેક વ્યકિત આગળ ચાલનાર વ્યક્તિનો પગ પકડી તેને પાછો ખેંચી પોતે જ આગળ વધવાના કાર્યમાં મસ્ત છે.

આ સંગ્રામમાં ભલે ગમે તે વિજયી થાય, પણ એટલું તો હું દાવા સાથે કહી શકું એમ છું કે તેમાં મધ્યમવર્ગ ક્યારેક વિજયી નહીં બને. હુ પોતે મધ્યમવર્ગનો છું અને મધ્યમવર્ગના માનવીઓ સાથે સારો સબંધ ધરાવું છું. એટલા માટે તેમની સ્થિતિનો થોડોઘણો ખ્યાલ પણ મને છે મધ્યમવર્ગના માણસો મને પૂછે છે પણ ખરા કે તમે ગરીબોના ઉદ્ધારની વાતો કરો છો, પણ અમારે માટે શું વિચારો છો ? હું એમને કહું છુ કે, 'જો તમે ચેતશો નહી અને માત્ર મધ્યમવર્ગ બનીને જ રહેશો, તો આ દુનિયામાથી અદૃશ્ય થવા સિવાય તમારે માટે બીજો કોઇ માર્ગ નથી.' આ તીવ્ર હરીફાઇની વચ્ચે તેઓ પૈસાદારોના વર્ગમાં તો દાખલ થઇ શકતા નથી. સેકડો માણસોમથી બિરલાજી જેવા તો એકાદ જ બની શકે. બિરલાજી જેવા એટલે હું એમ કહેવા માગું છું કે તેમના જેવા ધનિક આવી આજની સ્થિતિ છે. મધ્યમવર્ગ આ જીવનસંગ્રામમાં સપડાયેલો છે, છતાં પણ પોતાના જ સ્વાર્થની વાતોનો વિચાર કરવામાં એ પોતાનું કલ્યાણ જુએ છે! પોતાના વર્તુળની બહાર જોવાનુ એ કદી પસંદ જ નથી કરતો એની પાસે બુદ્ધિ છે અને એ એને આ ભયાનક પરિસ્થિતિમાં જરૂર વિચાર કરતો બનાવશે પરંતુ એ પછી પણ જો એ નહીં ચેતે તો એ ખતમ થયા વગર રહેવાનો નથી. એટલે આ પરિસ્થિતિને એ કાબૂ બહાર ન જવા દે અને પોતાના સ્વાર્થની ચિંતા છોડી બીજાના સ્વાર્થની ચિંતા કરશે, તો જ ભવિષ્યમાં એનો ઉદ્ધાર છે. સમાજને બચાવવાની હવે આ એક જ પ્રક્રિયા રહી છે, બચવા માટે હવે આપણી પાસે બીજું કોઇ સાધન બાકી રહ્યું નથી. બીજા બધા માર્ગોનાં પરિણામ આપણે જોઇ રહ્યા છીએ. તમે સર્વોદય, સમાજવાદ, સામ્યવાદ, યજ્ઞ, દાન, તપ વગેરે બધી વાતોને ભૂલી જાઓ, પણ એટલું તો જરૂર કરો કે તમારી સામે જે સમસ્યાઓ છે તે પર વિચાર કરો અને તેમાંથી બહાર નીકળવાનો કોઇ માર્ગ શોધો. સાચો રસ્તો તો એ જ હોઇ શકે કે આપણે બીજાનાં હિતનો પહેલો વિચાર કરીએ. આ રસ્તે આપણે હજી પણ નહીં ચાલીએ, તો એ તો એક નિશ્ચિત વાત છે કે વર્ગોના આ સગ્રામમાં આપણે પછડાઇશું અને એ સ્થિતિમાં મધ્યમવર્ગને જ વધુમાં વધુ નુકસાન થશે. એટલે આપણે એકબીજાની ચિંતા કરવી પડશે. વિદ્યાનંદયુગની પ્રેરણા પણ એ જ છે. ભૂદાન, ગ્રામદાન, સર્વોદય વગેરે આખરે પડોશીની ચિંતા પહેલી કરવા સિવાય બીજુ છે પણ શુ ?

બીજી વાત હું તમારી સામે એ મૂકવા ઇચ્છું છુ કે, આજે સંપન્નો અને વિપન્નો (અ. હૅવ્ઝ એન્ડ હેવ—નોટ્સ) વચ્ચે જે સંઘર્ષ છે એ બંનેની વચ્ચે મધ્યમવર્ગ ફસાયેલો છે, અને એ સંઘર્ષમાં એ પિસાઇ પણ રહ્યો છે. એમાથી બચવાનો એક ઉપાય એ છે કે સમાજમાથી ઉચ્ચ અને નીચલા વર્ગની વિષમતા દૂર થાય. એ સાથે વર્ગવિગ્રહ પણ જતો રહે. એટલે જે કોઈ વ્યકિત આ વિષચક્રમાથી બહાર નીકળવા ઇચ્છતી હોય તેનું એ એક કર્તવ્ય બની રહે છે કે તે વર્ગવિષમતા દૂર કરે, વર્ગોનું નિવારણ કરે અને તમામ સમાજનો જ એક વર્ગ બનાવે. આમાં તો જે વર્ગ ઉત્પાદક હશે એ જ વર્ગ બની રહેશે. એટલે મધ્યમવર્ગને ઉત્પાદક વર્ગ તરફ વધુ વળવું પડશે. આજે સમાજમાં શ્રમજીવીઓ અને બુદ્ધિજીવીઓ એવા બે જુદા જુદા વર્ગો પડ્યા છે અને આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ ધન ભેગું કરવામાં જ કરી રહ્યા છીએ. આ પંકિતભેદ આપણે તોડવો જોઇશે; કારણ કે વિષમતાનું અને શોષણનું મૂળ કારણ જ એ છે. આપણે શ્રમજીવી સમાજ તરફ ડગ માંડીએ, એ જ એનો એક માત્ર ઇલાજ છે.

# પવિત્રતા અને પ્રતિષ્ઠા

રવિશંકર મહારાજ

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોને જ આપણે વર્ણાશ્રમ માની લઈએ છીએ વાસ્તવમાં વર્ણ એટલે સ્વભાવ. જેનો જે સ્વભાવ તે થયો તેનો વર્ણ. ગીતામાં બ્રાહ્મણ અને ક્ષત્રિયના ગુણ કહ્યા છે, જ્યારે વૈશ્ય અને શૂદ્રનાં કર્મ વર્ણવ્યાં છે.

બ્રાહ્મણ સંસ્કૃતિ સર્જે છે, ક્ષત્રિય તેનું રક્ષણ કરે છે. બ્રાહ્મણ સંસ્કૃતિ રચવામાં જ જીવે છે અને ક્ષત્રિય તેના રક્ષણમાં જ જીવે છે અને મોતને પણ ભેટે છે. વૈશ્ય બધાનું પોષણ કરે છે અને શૂદ્ર સમાજની સેવા કરે છે, પણ તે પ્રથમ વિચારે કે મારા પેટનું શું? આમ દરેકના જુદા સ્વભાવ હોય છે. આ સ્વભાવ પરથી માણસનો વર્ણ નક્કી થાય છે જ્યારે માણસ પોતાનો સહજ સ્વભાવ છોડીને વિભાવ એટલે વિરોધી ભાવને અનુસરે છે ત્યારે ભારે નુકસાન થાય છે.

મહાભારતનો આ પ્રસંગ છે - ગુરુ દ્રોણાચાર્યના નામથી તો ભાગ્યે જ કોઈ અપરિચિત હશે. તેઓ સ્વભાવે બ્રાહ્મણ હતા. એક દિવસ તેમના દિલમાં ગાય મેળવવાની ઈચ્છા જન્મી. તેમના દિલમાં થયું કે રાજા પાસે જઈને માગી લાવું. તેઓ રાજા પાસે પહોંચ્યા. તેમનો સ્વભાવ ચૂક્યા; કારણ કે બ્રાહ્મણે તો જે કાંઈ સહજ રીતે આવી મળે તે વડે જ જીવન ગુજારવું જોઈએ. રાજા દ્રુપદ વિચારક હતા. તેમને થયું: બ્રાહ્મણ થઈને આચાર્ય દ્રોણ માગવા કેમ આવ્યા? તેમને લાગ્યું, કે તે ધર્મ ચૂકે છે એથી તેમનું તેજ ઘટશે, અને એવું નિમિત્ત હું બનીશ. એટલે તેમણે દ્રોણાચાર્યને ગાય ન આપી. દ્રોણને આથી ખૂબ રીસ ચડી. ઘરે આવ્યા ને સંકલ્પ કર્યો કે આનું વેર લઉં ત્યારે જ હું બ્રાહ્મણ સાચો.

દિવસો જવા લાગ્યા. તેમણે પાંડવોને વિદ્યા આપવા માંડી. પણ એની પાછળ પણ પેલો ક્રોધ જ પડેલો હતો, એટલે પાંડવો જ્યારે ભણીગણીને પારંગત થયા ત્યારે દક્ષિણામાં પણ દ્રુપદને પકડી લાવવાની જ માગણી કરી. વેર આટલાથી પણ ન અટક્યું. કુરુક્ષેત્રના યુદ્ધમાં પોતાનો પુત્ર હણાયો ત્યારે નિરાશ બની તેમણે હથિયાર હેઠાં મૂકી દીધાં, અને અર્જુનનો પુત્ર અભિમન્યુ જ્યારે હણાયો ત્યારે બમણા જોરથી લડ્યા. મતલબ કે સમત્વ ગુમાવી દીધું. એટલું જ નહિ, 'અર્થસ્ય દાસ' કહીને અન્યાયના પક્ષમાં રહીને ન્યાયની સામે લડ્યા. માણસ સ્વભાવથી સહેજ વેગળો જાય છે તેનું કેટલું ભયંકર પરિણામ આવે છે તેનો આ તાદૃશ નમૂનો છે.

ઘણું વર્ષો પહેલાંની વાત છે હું અને મારો મિત્ર એક ગામ જતા હતા. રસ્તામાં ભૂખ્યા પડ્યા. બપોરનો એક વાગી ગયો હતો તાપ તો કહે મારું કામ. એટલામાં મારા મિત્રની ઓળખીતી એક લુહાણાબાઈ મળી ગઈ. તેણે કહ્યું: 'ચાલો મારે ઘેર.' અમે ગયા. તે વખતે હું કોઈનું રાંધેલું ખાતો નહોતો એટલે બાઈએ સીધું આપ્યું, તે રાંધીને ખાઉં ખાતા હતા તે વખતે બાઈએ કહ્યું: 'મહારાજ! અમે સત્સંગી કહેવાઈએ સત્સંગીથી સત્સંગી સિવાય બીજા કોઈને સીધું ન અપાય, પણ તમે ઓળખીતા રહ્યા એટલે શું થાય? અમારા સાધુ જાણે તો મને લઈ નાખે!' હું વિચારમાં પડ્યો. સત્સંગી કોણ? સત્યનો સંગી કોઈ પણ મનુષ્ય સત્સંગી શ્રીજી મહારાજનો પણ એ જ આશય હશે એવા માણસને પેયરા ઉપર ભાર મૂકવા દ્યો પણ કુસંગીનો તિરસ્કાર કરવાનું નહિ કહ્યું હોય પણ જ્યારે સંપ્રદાયની વાડ કરી નાખવામાં આવે છે, ત્યારે આવી જ સ્થિતિ ઊભી થાય છે.

મુર્શિદાબાદમાં એક શેઠ હતા. તેમણે છેવટે-છેવટે પોતાની સામે લડવામાં કંપની સરકારને આર્થિક રીતે ખૂબ મદદ કરેલી. બદલામાં એક શરત કરેલી કે, 'તમારું રાજ્ય આવે ત્યારે જૈનોનાં દેરાસરોને જરી પણ આંચ ન આવવા દેવી.' વાડાબંધી કેટલું નુકસાન કરે છે તેનો આ નમૂનો છે. ખ્રિસ્તીઓ કહે છે, કે જે માણસ ખ્રિસ્તીધર્મ સ્વીકારે તેને જ પ્રભુ મોક્ષ

આપે છે અને ઈશુ આ મોક્ષ આપવામાં વકીલાત કરે છે માટે 'અમારા ધર્મમાં આવો' ઈસ્લામીઓ કહે છે 'અમારામાં આવો તો જ બાહિશ્ત મળશે, કારણ કે પયગંબરે અમને સંદેશો આપ્યો છે' આટલું કહીને અટકે તોય ઠીક, પણ લાલચ અને હિંસાથી પણ તેનો પ્રચાર કરે છે બધા ધર્માએ પોતપોતાની વાડ કરી લીધી છે, એટલે સ્વચ્છ પાણી આવતું નથી અને જૂનું છે તે વહી જતું નથી, એટલે સડી ગયેલો જથ્થો દુર્ગંધ મારતો થઈ ગયો છે

એક દિવસ ગાડીમાં હું મુસાફરી કરતો હતો ડબ્બામાં ભીડ ખૂબ હતી એક સ્ટેશનેથી શંકરાચાર્ય મહારાજ ચડ્યા એમનું બેસવાનું પાટિયું બે માણસ બેસે એટલું મોટું હતું એટલે કાયદેસર રીતે બીજો કોઈ માણસ ત્યાં બેસે નહિ તે માટે એક ગૃહસ્થે બે ટિકિટ કઢાવી આપી સદ્‌ભાવ ખાતર જનતા એમની સગવડ સાચવે એ ઠીક હતું, પણ પૈસાના જોરે બીજાની જગ્યા લઈ લેવરાવવી તે યોગ્ય નહોતું પહેલાં આપણે ત્યાં સારું કામ કરનારાની પ્રતિષ્ઠા હતી ખરી, પણ નાનામોટાના ભેદભાવ નહોતા

દીવાની નજીક તો અંધારું જ હોય છે થોડે છેટે જ તેનો પ્રકાશ પડે છે, પણ ઘણે દૂરથી જોનારને તો એ દિશા બતાવે છે, જોકે દીવાને તેની ખબર નથી હોતી તેવી જ રીતે પવિત્ર વ્યક્તિનો પ્રભાવ નજીક ઓછો લાગે છે, તેથી દૂર સહેજ વધારે હોય છે, પણ ઘણે દૂર એની અસર વધારે હોય છે એવો માણસ પોતાને સત્ય લાગતી કોઈ પણ પ્રવૃત્તિ કરતો હોય તેની અસર નજીક થોડી હોય છે, પણ દૂરના લોકો એમાંથી ઘણી પ્રેરણા મેળવે છે

મેલા હાથ ધોવા હોય તો માટી કે રાખ લેવી પડે છે. આમ તો એ પણ મેલ જ છે, પણ એમાં ચીકાશ નથી એ વડે મેલથી મેલ કપાય છે તેવી જ રીતે કર્મથી કર્મનો નાશ થાય છે એમાં શરત એટલી છે, કે એ કર્મમાં ચીકણાશ (આસક્તિ) ન હોવી જોઈએ

પવિત્રતા અને પ્રતિષ્ઠા એ બેમાં પહેલું સ્થાન પવિત્રતાનું આવે છે પવિત્રતા હોય તો જ પ્રતિષ્ઠા આવે અને ટકે પ્રતિષ્ઠા હોય ત્યાં પવિત્રતા આવે પણ ખરી અને ન પણ આવે ગમે તેવું મોટું કામ હોય પણ પવિત્ર પુરુષ પડદે રહી રહે, પ્રતિષ્ઠિત નહિ પડદે રહીને પ્રતિષ્ઠિતની બોલી જે કામ નથી કરતી તે પવિત્ર પુરુષનો આચાર કરી બતાવે છે

*

## દાનનું નવું પગરણ

મહારાષ્ટ્રના મહાપુરુષ આપ્ટે ગુરુજી હમણાં જ સ્વર્ગવાસી થયા એમણે પોતાનું જીવન દેશને ચરણે ધર્યું હતું તેઓએ વિદ્યાર્થીઓની જ્ઞાનવૃદ્ધિ થાય એ માટે પોતાના મૃતદેહનું દાન કર્યું એમના દેહને સ્મશાનમાં લઈ જવાને બદલે હૉસ્પિટાલમાં લઈ જવામાં આવ્યો ને દાક્તરને સોંપવામાં આવ્યો.

એમનાં પત્ની—એઓ પણ એક મહાપુરુષનાં પત્ની હતાં ને! એમણે પોતાનું મંગળસૂત્ર પોતાના પતિનો દેહ જ્યાં જાય ત્યાં આપવાનું નક્કી કર્યું. એમણે પોતાનું મંગળસૂત્ર હૉસ્પિટાલમાં આપ્યું. દેખીતું છે કે આમ તો હિંદુ સમાજમાં મૃત્યુ પછી બ્રાહ્મણ આદિને દાન દેવામાં આવે છે તેને બદલે તે દાન આ રીતે હૉસ્પિટાલમાં આપવાનું નવું પગલું ભરીને સમાજમાં દાનની પ્રક્રિયાનું નવું પગરણ શરૂ કર્યું છે. આવી પ્રક્રિયા જો ધીરે ધીરે સમાજમાં ફેલાય અને રિવાજ બને તો કેવું સારું!

*

# સંસ્કૃતિ અને સંસ્કાર

ઉ. ન. ઢેબર

આ દેશના ઇતિહાસમાં એવાં તો ગણ્યાંગાંઠયાં જ નામો છે કે જેનો ગાંધીજીના નામની જેમ લોકો વારંવાર ઉપયોગ કરતા હોય. મારે જો કોઇ ચૂંટણી-સભામાં બોલવાનું હોય તો તેમનું નામ અવારનવાર આવે જ. અને જો બીજા કોઇને કોંગ્રેસની અને ખાસ કરીને પ્રધાનો અને તેમના જીવનની રહેણી કરણીની ટીકા કરવાની હોય તો પણ ગાંધીજીનું નામ અચૂક આવવાનું જ. ગાંધીજી જીવતા હોત તો એમણે ખુદ આજે આપણને શું કહ્યું હોત એની મને ખબર નથી.

એવા કેટલાક લોકો છે કે જે એમ ધારે છે, કે આજના ભારતની સ્થિતિ જોતાં, ગાંધીજીએ કંઇ પણ ન જ બોલવાનું, આપણી પાસેથી કોઇ પણ અપેક્ષા ન રાખવાનું ઉચિત લેખ્યું હોત. કારણ કે ગાંધીજીનું મૌન જ કેટલીક વાર ઘણું ઘણું કહી જતું હતું. એમના મૌનમાં જ એક પ્રકારની આગવી વાણી હતી. ગાંધીજી જ્યારે બોલતા ત્યારે તેમને જે કંઇ કહેવાનું હોય તે સચોટપણે સમજાવતા અને જ્યારે તેઓ કંઇપણ ન બોલતા ત્યારે તેમનું મૌન પણ ધારી અસર પેદા કરતું હતું. પરંતુ આજે જ્યારે તેઓ આપણી વચ્ચે નથી, ત્યારે આપણી ફરજ થઈ પડે છે કે તેઓ અત્યારે જીવતા હોત તો એમણે આપણી પાસેથી શી અપેક્ષા રાખી હોત, તેનો આપણે જરા ઊંડા ઉતરીને વિચાર કરીએ.

ગાંધીજી ઘણી વખત એવી ભાષામાં બોલેલા કે આપણામાંના કેટલાકને તો જાણે તેઓ ભૂતકાળની ભાષા ન બોલતા હોય એમ લાગેલું.

ભારત દેશને કંઇ સૈકાઓ પાછળ લઇ જવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિ તરીકે એમની કેટલીક વખત ટીકા કરવામાં આવતી. અને તેમ છતાં ગાંધીજી જેટલા ભૂતકાલીન ભારતના હતા એટલા જ વર્તમાન ભારતના પણ છે.

લાગણી કે ભાવનાની ભૂમિકાએ જ પોતાના નેતાઓને અનુસરવા સિવાયનો ભારતમાં બીજો રિવાજ નથી, આપણે રામનો વિચાર કરીએ છીએ, કૃષ્ણનો વિચાર કરીએ છીએ, મહાદેવનો વિચાર કરીએ છીએ. આપણે બીજા કેટલાયે મહાનુભવોનો વિચાર કરીએ છીએ અને એટલાથી પરમ તૃપ્તિ માનીએ છીએ આપણા ઇતિહાસનાં કેટલાંક મોટાં મોટાં નામોના આપણે ભક્તો છીએ. પરંતુ તેમને આપણે અનુસરીએ છીએ એવું કહેવા માટે આપણી પાસે ભાગ્યેજ કંઇ હોય છે ખુદ ગાંધીજીની બાબતમાં પણ એવું જ છે.

ગાંધીજી તો એવા ઉદારચરિત આત્મા હતા કે એમના સિદ્ધાંતો પ્રત્યેની વફાદારીની બાબતમાં તેઓ આપણી પાસેથી કંઈ પણ અપેક્ષા રાખતા નહિ હોય એમ આપણને લાગતું હતું. વળી આપણામાં એવા પણ કેટલાક હતા જેઓ ખુદ ગાંધીજીના જીવન દરમ્યાન કહેતા કે ગાંધીજી જે કંઇ કહે છે તેમાં અમે માનીએ છીએ એટલા માટે નહિ, પરંતુ એમની અમારે જરૂર છે–એટલે એક નીતિ તરીકે અમે એમને અનુસરીએ છીએ

આપણે કેવળ લાગણી કે ભાવનાની દૃષ્ટિએ વિચાર કરીએ, એવી અપેક્ષા આજે આપણી પાસે રાખવામાં આવતી નથી ગાંધીજી વિષે આપણે બીજી રીતે વિચાર કરવો જોઇશે. લાગણી એ સારી ચીજ છે, ભાવના હોવી એ પણ સારી વાત છે પરંતુ આજે દેશને જે સવાલોનો સામનો કરવાનો છે તે કેવળ ભાવનાથી ઉકેલી ન શકાય તેવા નક્કર સવાલો છે.

આજે આપણી પાસે કેવી અપેક્ષા રાખવામાં આવે છે ? સૌથી પહેલાં તો આપણે ખરેખર જેવા છીએ તેવા લોકો સમક્ષ આપણે આપણી જાતને રજૂ કરીએ. ઇરાદાપૂર્વક નહિ પણ કર્મક અગે જાનસિક અતડાપણાના ભાવથી આપણે લોકો વિ

બોલીએ છીએ, લોકોનો વિચાર કરતા હોઈએ છીએ આપણે એ માનસિક અનાથપણું ખંખેરી નાખવાનું છે. લોકો ગાંધીજીમાં એમનું પારદર્શક હૃદય જોઈ શકતા હતા. ગાંધીજી જે કંઈ કહેતા તેમાં માનતા હતા, અને જે કંઈ માનતા હતા તેને અમલમાં મૂકતા હતા

બીજું, ભારતને સ્પર્શતા પ્રશ્નોની બાબતમ ગાંધીજી માત્ર ઉપરછલ્લો વિચાર નહોતા કરતા સંસ્કૃતિની સાથે સાથે સંસ્કારની વૃદ્ધિનું કામ પણ તેઓ કરતા હતા

માણસે જે કંઈ પ્રાપ્ત કર્યું છે—એની પાસે જે કંઈ છે તે એની સંસ્કૃતિ છે માણસ જે કંઈ છે તે એનો સંસ્કાર છે સંસ્કૃતિ અને સંસ્કારે હમેશાં એકબીજાને અડોઅડ બેસાડીને કામ કરવાનું છે આંતરિક ઉત્ક્રાંતિ અને બાહ્ય વિકાસ એ બંને સાથે થવાં જોઈએ અમુક કક્ષા સુધી સંસ્કૃતિ અને સંસ્કાર એકરૂપ હોઈ શકે છે પરંતુ ત્યાર બાદ સંસ્કૃતિ અને સંસ્કાર વચ્ચે એક ભેદરેખા નક્કી કરવી પડે છે સંસ્કારની બાબતમાં પ્રગતિ કર્યા વિના સંસ્કૃતિની બાબતમાં કદાચ માણસ આગળ વધી શકતો હોય છે

ભૌતિક સંસ્કૃતિમાં રાચતો માણસ બદલો લેવાની વૃત્તિ—વેરભાવના પોષતો હોય એવું હોઈ શકે છે સંસ્કૃતિ કોઈને ગુસ્સે થતા અટકાવી શકતી નથી પરંતુ માણસની અંદર એવું કંઈક છે, માનવ જીવનમાં સત્ય જેવું કંઈક હોય છે, એ અંદરનો સંસ્કાર હોય છે જે માણસને ગરમો કરતાં એને અમુક હદ ઓળંગતો રોકી રાખે છે

માણસ પાસે પૈસા હોય છે, એ પૈસાનો ગમે તેવો ઉપયોગ કરી શકે છે, સંસ્કૃતિ એને તેમ કરતા રોકતી—ટોકતી નથી પરંતુ એક એવી કક્ષા આવે છે જ્યારે સંસ્કાર આવીને ઊભો રહે છે અને કહે છે કે તારા પૈસાના ઉપયોગની બાબતમાં તું અમુક હદ ઓળંગી નહિ શકે જે ખુદ પોલીસ નથી કરી શકતી, જે કોઈ ન્યાયાધીશ નથી કરી શકતો કે કોઈ બહારની વ્યક્તિ નથી કરી શકતી તે સંસ્કાર કરાવી શકે છે એવી પળે સંસ્કાર સંરક્ષકનું કામ કરી રહે છે ગાંધીજીએ આપણી પાસે આવા 'સંસ્કાર'ની અપેક્ષા રાખેલી

સત્તા સ્વતંત્ર દેશમાં સંસ્કૃતિની આગેકૂચ કરાવી શકે છે ઔદ્યોગિક વિકાસ કરીને અને ખેતીનું ઉત્પાદન વધારીને માણસને જોઈએ એટલો માલસામાન પેદા કરી શકે છે, પરંતુ એક માત્ર 'સંસ્કાર' જે આપી શકે છે તે તો એ નહીં જ આપી શકે

આપણે માણસનું ઘડતર અંદરથી કરવાનું છે ગાંધીજીને મન રાષ્ટ્ર મહત્ત્વનું તો હતું, પરંતુ જે માનવીઓનું રાષ્ટ્ર બને છે તે દરેકે દરેક માનવી એમને મન વધારે મહત્ત્વનો હતો મજબૂત રાષ્ટ્રનો વિચાર જ્યારે ગાંધીજી કરતા ત્યારે રાષ્ટ્રના અંતર્ગત અંગો જેવા મજબૂત માણસોનો વિચાર કરતા હતા અને જ્યારે તેઓ અંગ્રેજોનો વિચાર કરતા હતા ત્યારે ભારતનું આંતરિક ઘડતર કરવાનું, એક એક ભારતીયનું આંતરિક ઘડતર કરવાનું તેઓ વિચારતા હતા

આજે આપણે જ્યારે આ દેશનો ભૌતિક અને સામાજિક વિકાસ કરવાનો વિચાર કરીએ છીએ, ત્યારે ગાંધીજીના જીવનની આ દૃષ્ટિ અને તેમના ઉપદેશોનો પણ સાથે સાથે વિચાર કરવાનું રાખીએ, એ આપણું કર્તવ્ય અને જવાબદારી થઈ પડે છે આપણે બીજી બાબતોમાં ગાંધીજી સાથે ભલે મતભેદ ધરાવતા હોઈએ, પરંતુ કોઈ પણ ભારતીય જન એમણે ચીંધેલા માર્ગથી આડોઅવળો નહિ જઈ શકે અંગ્રેજોને લીધે આ રાષ્ટ્રને બળ પ્રાપ્ત થયેલું અને એવી નેતાગીરીમાં રાષ્ટ્રનો વિશ્વાસ ઘડાયેલો આવું ચીંધેલા માર્ગેથી દેશ એથી બહાર નીકળી શકેલો જો આપણે રાષ્ટ્રને આવું ચીંધેલા માર્ગેથી બહાર કાઢવો હોય અને તેને પ્રાણવાન અને ગતિશીલ પથે વાળવો હોય તો આપણે આ બધાનો ફરીને એક વાર વિચાર કરવો જોઈશે

*

# નારી નારાયણી બને

'સરસ્વતી'

સંસારરથના સ્ત્રી અને પુરુષ એ બને ધોરી છે. બનેની ગતિ સરખી હોય તો જ માર્ગ કપાય અને નિશ્ચિત સ્થળે પહોંચાય અન્યથા ઉ માર્ગે ચઢી જઈને નષ્ટપ્રાય થઈ જવાય છે ગૃહસ્થાશ્રમમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેની સિદ્ધિમાં સ્ત્રી પુરુષને સહાયક બને છે અને અર્ધાંગિનીપણું સાર્થક્ય કરે છે નીતિશાસ્ત્રમાં કહ્યુ છે કે,

कार्येषु मन्त्री करणेषु दासी
भोज्येषु माता शयनेषु रम्भा ।
धर्मानुकूला क्षमया धरित्री भार्या
षाड्गुण्यवतीह दुर्लभा ॥

સાચી સલાહ આપનાર, કાર્યમાં દાસી સમાન, જમાડવામા માતા સમાન, ધર્મમાં અનુકૂલ અને ક્ષમા કરવામાં પૃથ્વી સમાન ગુણોવાળી પત્ની મળવી દુર્લભ છે. છતાં ઉપરના છ ગુણોમાંથી ઓછાવત્તા અંશે ઉપરોક્ત ગુણો સ્ત્રીમાં રહેતા જ હોય છે કદાચ કોઈક સ્થળે લોભ, ઈર્ષા અને માયાના આવરણમા ઢંકાઈ ગયા હોય ત્યારે અભ્યાસ અને અનુભવથી દૂર કરવા પડે છે સુશીલ સ્ત્રી પોતાના પતિ અને તેના સંસારમાં દૂધમા સાકરની જેમ ઓતપ્રોત થઈને સંસારમાં જ સ્વર્ગનું સર્જન કરે છે

આજની આધુનિક સ્ત્રી પોતાની શક્તિ અને કર્તવ્યને ભૂલી ગઈ છે શાંતિ અને સંતોષને છોડીને કસ્તૂરીમૃગની જેમ બાહ્ય સુખ અને સમાનતાને માટે દોડાદોડ કરી રહી છે જ્યારે પુરુષ પણ આવકજાવકનો વિવેકપૂર્વક વિચાર કર્યા વગર મોજશોખ અને સુખાકારી મોભાને જાળવવા મથતો હોય છે એકારી અને આર્થિક ભીંસના કારણે માણસ ધીમે ધીમે નીચે ઉતરતો જાય છે, જેના પરિણામે નૈતિક જીવન મુશ્કેલ બને છે જીવનમા અસંતોષ અને અશાંતિ વ્યાપી જાય છે તામસી વૃત્તિના ઉદ્રેકમા પુરુષ પોતાની શાંતિ, કુળ અને અભ્યાસનું ભાન ભૂલી જઈને, સંસ્કારમાંથી ખસી જવાને બદલે એમાં વધારે ને વધારે અટવાતો જાય છે અને દિશાશૂન્ય બની જાય છે

આ સમયે સ્ત્રી જો પોતાના મોજશોખ, સુખ અને આશાઓનો વિચાર છોડીને પતિના સુખે સુખી અને દુખે દુખી થઈને પોતાની ફરજ બજાવે તો જીવન જીવંત બને છે, જ્યારે પુરુષને આશ્વાસન રહે છે કે પોતાને મદદ અને કદર કરનાર કોઈક છે. તે કોઈવાર અનીતિનો માર્ગ લે ત્યારે સ્ત્રી પોતાની જરૂરિયાતો ભૂલીને પણ પ્રેમથી એને સમજાવશે કે "આજે તમે આ ભૂલ કરી છે, પરંતુ હવેથી આવી ભૂલ કરશો નહી જાતમહેનત અને નીતિથી જે કંઈ તમે લાવશો તેમાં હું સંતોષ રાખીને સંસાર નભાવીશ કપડાં પર થીગડું દઈશ તથા દાળ–રોટલીથી ચલાવીશ પરંતુ અનીતિનું ધન મારે ના જોઈએ" તો પુરુષ લાચારીથી કે ટેવથી ભૂલ કરશે તો પણ એને પત્નીનો ભય રહેશે, હૃદયમા ભૂલનો પશ્ચાત્તાપ રહેશે પરંતુ સ્ત્રી જો સવાર પડે ને કચકચાટ માંડે–આજે આ નથી ને તે નથી, ભાભીએ સાડી કરાવી અને બહેને દાગીનો કરાવ્યો પડોશીને ત્યાં કબાટ આવ્યું અને ભાઈને ત્યાં રેડિયો આવ્યો આપણે કાંઈક તો વસાવો!–તો પછી પુરુષ પણ શું કરે? સ્ત્રી જાણે છે કે ઓછી આવકમાંથી માંડ મહિનો ખેંચાતો હોય ત્યા કોઈકવાર વહેવારિક ખર્ચ કે માંદગી જેવા આકસ્મિક ખર્ચ આવી પડતા હોય છે જરૂરિયાતોને જ પહોંચી વળવું મુશ્કેલ બને ત્યાં મોજશોખની વસ્તુઓ તો ક્યાંથી જ વસાવી શકે? છતા બીજાને દેખીને એ શરૂઆતમા પ્રેમથી, હકકથી અને પછી ધીરેધીરે ઉગ્ર બનીને કકળાટ કે ધમકીથી પુરુષ પાસે માંગણી કરે છે સવારના પહોરમાં, જમતી વેળાએ, બહાર જતાં કે રાત્રે સૂતી વખતે વેળા–કવેળાનું ભાન ભૂલીને એ તો બસ હવે લાવ ને લાવ એ જ સૂત્ર રટતી હોય છે' 'મા જુએ આવતો અને વહુ જુએ લાવતો' એ જૂની કહેવતને એ સાચી પાડે છે વાતવાતમાં એ ચંડિકારૂપ ધારણ કરી લે છે ને પુરુષને મહેણાંટોણાં મારે છે તમારે ઘેર આવીને મેં શું જોયું! મારા કર્મ બે જ સાચા કે તમારે પનારે પડી! શેકેલો પાપડ ભાંગવાની તો

પહોંચ નથી ! પાસવવાની તાકાત નહોતી તો પરણ્યા જ શું કામ ! કુંવારા જ રહેવું હતું ને ! વગેરે વાગ્બાણો અધૂરાં હોય તેમ ઘરમાં વડીલો સાથે, બાળકો સાથે અને છેવટે નોકર વર્ગની સાથે ઝઘડીને ઘરનું વાતાવરણ એવું કલુષિત અને કલેશમય બનાવી મૂકે છે કે ગમે એવો ધીરગંભીર પ્રકૃતિનો પુરુષ હોય તોપણ તે સમસમી ઊઠે છે અને એને માટે બે જ માર્ગ રહે છે એક મૌન અને બીજો ઘર માંથી જીવ લઈને નાસી છૂટવાનો. ઓફિસ, દુકાન કે નોકરીમાં ઓફિસર અને શેઠિયાઓના તુમાખી તેજ સ્વભાવને લાચારીથી નાછૂટકે 'કડવા ઘૂંટડા'ની જેમ સહી લેવાની ફરજ પડે છે વળી આર્થિક ભીંસ તો નાગચૂડની જેમ વધારે ને વધારે ભીંસતી જ હોય છે

આમ મનથી અને નિ સત્ત્વ બેરોકથી શરીરથી ભાગી ગયેલો પુરુષ બે ઘડી ચાહત અને શાંતિ ઇચ્છે છે થાકેલા અને હારેલા માણસને બાળકની જેમ મમતા અને વાત્સલ્યની ભૂખ હોય છે એના ભાળા મનને સહારાની આકાંક્ષા હોય છે આ બધા સંજોગોને ન સમજતી સ્ત્રી વારવાર પુરુષને અપમાનિત અને હડધૂત કરે છે મોં ચઢાવીને અબોલા લે છે પુરુષ બહાર જાય એટલે સ્ત્રી તો પોતાનું મનોદુઃખ કોઈ ને કોઈ પાસે રડી લે છે, જેથી તેનો ભાર હળવો થઈ જાય છે, જ્યારે પુરુષને તો એ બધું સહ્યે જ છૂટકો ! સ્ત્રીની અપેક્ષાએ એનામાં સ્વમાન, માન અને ગાંભીર્ય વધારે હોય છે એટલે ભાગ્યે જ એ કોઈની પાસે પોતાનું મોં ખોલે છે

ચારે બાજુથી અકળાયેલો પુરુષ દેવામાં અને માનસિક દુઃખમાં ડૂબતો જાય છે એ દુઃખોને ભૂલવા એ કોઈપણ વિષયમાં પોતાની જાતને ખોઈ નાખવા ઇચ્છે છે પછી ભલે એ વિષય જુગાર, મોજશોખ કે પરસ્ત્રીગમન હોય, ત્યાં બેત્રણ કલાકના આનંદથી આવતા દિવસના દુઃખને સહન કરવાની માની લીધેલી શક્તિને મેળવ્યાનો સંતોષ પામે છે એ જાણે છે કે 'દુઃખોને ઊંઘ અને માંદાને ઘેન'નું સુખ જેમ ક્ષણિક છે, તેવું જ આ પણ છે છતાં ઘર, સમાજ અને મનથી હડધૂત થતી પોતાની જાતથી અકળાયેલાને એટલો સહારો પણ ઘણો થઈ પડે છે

આ પરિસ્થિતિના સર્જનમાં કોઈ અપવાદ સિવાય પ્રાયઃ સ્ત્રી જ જવાબદાર હોય છે ઘરમાં સ્નેહ, સંતોષ અને શાંતિ આપનાર ગૃહિણી હોય તો સંજોગવશાત્ પુરુષ પદ ભૂલ્યો હોય તો પણ એક દિવસ તેને જરૂર એનું ઘર અને ગૃહિણી સાંભરશે અને તેઓની મમતા જરૂર ફરીથી એને પાછો વાળશે પરંતુ એ સ્નેહ, ઉદારતા અને સહનશીલતા આજે સ્વતંત્રતાને નામે ભુલાતા જાય છે. આ વૃત્તિ માત્ર અજ્ઞાન, જડ કે ગામડીઓની જ હોય છે એમ નથી, આજની શિક્ષિત સ્ત્રી પણ એ જ રીતે વર્તે છે હા, જરા જુદી રીતે ખરી સ્ત્રી ગમે તેટલું ભણે શિક્ષિત થાય પરંતુ આખરે તો એ સ્ત્રી જ છે ને ! પાશ્ચાત્ય કેળવણી તથા આચારવિચારથી રંગાયેલી આજની સ્ત્રી પોતાની સુજનતા, સચ્ચારિત્ર્ય અને છેવટે આર્યઔરતને પણ ભૂલી ગઈ છે આ કહેવાનો આશય એ નથી કે આજે શિક્ષણ ન લેવું કે સામાજિક કાર્યોમાં ભાગ ન લેવો અથવા ઘરની ચાર દીવાલો વચ્ચે પતિ પુત્ર અને રાંધણિયામાં જ જિંદગી પૂરી કરવી પ્રાચીન સમયમાં શિક્ષિત સ્ત્રીઓમાં ગાર્ગી અને મૈત્રેયીના નામ સાંભળીએ છીએ શૌર્ય અને શક્તિશાલિની વીરાંગનાઓના નામોથી ઇતિહાસ સાક્ષી આપે છે, જ્યારે આજે પણ ઉત્તમ સ્ત્રીરત્નોથી આપણો ભારત દેશ વિભૂષિત છે જ

સ્ત્રી એ શક્તિનું સ્વરૂપ છે એનામાં દરેક પ્રકારની શક્તિ રહેલી છે એને શાસન કરવાનો અધિકાર આદિકાળથી મળેલો જ છે છતાં કેટલીક સ્ત્રીઓ પોતાના શક્તિ અને અધિકારને ભૂલીને સન્માન હક તથા બાહ્ય સુખને માટે સ્વચ્છંદતાને માર્ગે જાય છે, એથી તે પોતાની કુટુંબની અને સમાજની પરિસ્થિતિને વધારે ને વધારે વિષમ બનાવતી રહે છે ! સ્ત્રી જ્યારે પોતાના ગૃહિણીધર્મ કે શક્તિના સ્વરૂપને ઓળખશે અને તે પ્રમાણે વર્તન રાખશે, ત્યારે સંસારમાં જ સ્વર્ગ સર્જાશે, સુખ, શાંતિ અને આબાદી વધશે તેમ જ સમાજમાંથી દારૂ, જુગાર ને અનીતિ દૂર થશે ગાંડપણ, ચિત્તભ્રમ કે આપઘાત જેવા પ્રસંગો જે પુરુષો માટે પહેલાં કદાચિત્ સાંભળવામાં આવતા તે હાલમાં અવારનવાર જોવા મળે છે તે પણ નિવારી શકાશે 'નારી તું નારાયણી' એ પંક્તિ આજની આધુનિક સ્ત્રી ક્યારે સાર્થક કરશે ?

# સ્ત્રાપણની સાક્ષાત મૂર્તિ

રાધાકૃષ્ણન

આપણી સ્ત્રીઓ પુરાણા આદર્શો તરફ ઢળતી હોય છે સમાજમાં સ્ત્રીનું સ્થાન શુ છે તે જાણવાથી કોઈ પણ સસ્કૃતિનું મૂલ્ય આંકી શકાય અહી આપણા દેશમાં સ્ત્રીઓને હક્ક આપવામાં આવ્યા છે આપણા બધા ગુણ્મા જ એવી જોગવાઈ કરવામાં આવી છે આપણી સ્ત્રીઓને જાહેર જીવનમાં ભાગ લેવાનો અધિકાર છે એટલુ જ નહિ, પરંતુ તેઓની એ ફરજ છે સ્ત્રીઓ ગમે તે પ્રવૃત્તિ કર, પરંતુ તેમણે સમજવાની જરૂર છે કે તેમ કરતા તેમના મહત્ત્વના સ્ત્રીસહજ ગુણો ઉપર કોઈ આવરણ કે અવરોધ ન આવે

પ્રાચીન સમયથી જગતમાં માતાઓ જ દેશનું ઘડતર કરતી આવી છે આપણા અમૂલ્ય આધ્યાત્મિક વારસાને ટકાવી રાખવા માટ આપણે માતાઓના જ ઋણી છીએ આપણે સદા સ્વીકાર કરીએ છીએ, કે આઓ જ પુરુષોના મન અને હૃદય ઘડે છે

રામાયણમાં એક શ્લોક છે, જે સહુને ઘણો જ પરિચિત અને લોકપ્રિય છે તેમાં એમ કહેવામાં આવ્યુ છે કે, માતાના પ્રેમનું સ્થાન લે તેવુ બીજુ કોઈ જ નથી ઋષિ વિશ્વામિત્ર રામને નિદ્રાના ભારણ માંથી જગાડવા પ્રયત્ન કર છે, પરંતુ અચાનક તેમને વિચાર આવે છે કે, માતાના નામનો ઉચ્ચાર સાંભળશે નહિ ત્યાં સુધી રામ જાગશે નહિ અને 'કૌશલ્યા' શબ્દ કાને પડયો કે તરત જ રામે આંખો ઉઘાડી.

તમામ સસ્કૃતિ પૈકી આપણી સસ્કૃતિમાં માતાનુ વાત્સલ્ય પરમ આશીર્વાદરૂપ છે શકરાચાર્ય કહે છે કે, દીકરીઓ ખરાબ હોઈ શકે નહિ ' બીજા શબ્દોમાં કહીએ તો, માતા સ્વાર્પણની સાક્ષાત્ મૂર્તિ છે અપણાં શાસ્ત્રો પણ એવુ જ કહે છે આપણી સ્ત્રીઓ બીજા ગમે તે કામ કરે, પણ કામથી એમના મૂળ ગુણને હાનિ થવી જોઈએ નહિ

એક દિવસ મે એક પુસ્તકની જાહેરાત વાંચી– જોકે એ પુસ્તક મે વાંચ્યુ નથી અને જોયુ પણ નથી, ફકત તેની જાહેરાત જ નજરે પડી છે તે જાહેરાતમાં જણાવવામાં આવ્યુ છે કે, સ્ત્રીની વિદાય એટલે દયાની સહાનુભૂતિની અવનતિ અને જ્યારે દયા અદશ્ય થાય છે ત્યાર સસ્કૃતિમાંથી સ્ત્રી વિદાય લે છે' લેખક શુ કહે છે તે હુ જાણતો નથી હુ માત્ર પુસ્તકની જાહેરાત જ જાણુ છુ હુ કેવળ એટલુ જ કહેવા માગુ છુ કે, મહાભારતના યુદ્ધ પછી દ્રૌપદીના પુત્રોને રાતે છાનામાના આવીને અશ્વત્થામાએ હણી નાખ્યા ત્યારે દ્રૌપદી સમક્ષ ગભીર કસોટીનો પ્રસગ આવી ઊભો તેના બાળકોને અશ્વત્થામાએ હણ્યા તેથી અર્જુને કહ્યુ કે, પોતે અશ્વત્થામાને હણશે, ત્યાર દ્રૌપદી કહે છે કે, અશ્વત્થામાને હણશો નહિ તેની માતાને દુખી કરશો નહિ તે પોતાના પતિની પૂજા કરે છે તેને મારી પેઠ શા માટે પુત્રવિહોણુ દુખ ભોગવવુ જોઈએ ? મને તો મારા પુત્રના મૃત્યુની અપાર વેદના થાય છે જ ખર જ, સ્ત્રી સ્વાર્પણની સાક્ષાત પ્રતિમા છે

*

આજે દેશ સમક્ષ સહુથી મોટો પ્રશ્ન પ્રજાના ચારિત્ર્યઘડતરનો છે ભૌતિક દૃષ્ટિએ તો આપણે બહુ સાધ્યાં કરોડો નહિ, અબજો રૂપિયાના કામો આપણે કર્યા છે. એકસો વર્ષમા નથી થયા તે તેર વર્ષમા કર્યા છે. એથી છાતી ગજગજ ફૂલે છે પરંતુ તેની સાથે પ્રજાનું નૈતિક ધન વધ્યુ કે નહિ, એનો વિચાર કરીએ છીએ ત્યારે છાતી બેસી જાય છે આપણુ નૈતિક ધન વધ્યુ નથી, એ વધારવાનું કામ મોટું છે

સત્તાસ્થાને છે તેઓ તેમ જ હવે પછી એ સ્થાનોએ આવે તેઓ સૌ ધ્યાનમાં રાખે કે, સત્તાનો નશો ઘણો કપરો છે દારૂના કરતાં પણ તે ઘણો ખરાબ છે એ ખ્યાલ રાખીને જો વર્તવામાં આવે તો કામ ઘણુ સરેલુ થઈ શકે

સત્તાસ્થાને જતા ઘણાના મગજ ફાટી જાય છે ઘણાને સત્તા પચતી નથી. કોંગ્રેસ સામે વિરોધ થવાનું કારણ પણ આ જ છે —કલ્યાણજીભાઈ મહેતા

# બાહુબલી

જનાર્દન પ્રભાકર

બાહુબલીની પ્રચંડ શિલામૂર્તિ જે ગામમાં છે તેનું નામ શ્રવણ બેળગોળ છે મહિસુર રાજ્યના ચનરાયપટ્ટણ તાલુકાનું એ ગામ છે. મહિસુરથી એ બાસઠ માઈલ પર આવેલું છે શ્રવણ એટલે શ્રમણ અર્થાત્ જૈન યતિ બેળ એટલે શુભ્ર અને ગોળ એટલે સરોવર. આ કાનડી ભાષાના શબ્દો છે. અનો અર્થ છે 'શ્રમણનું ધવલ સરોવર' એનું જ ગોમટપૂર એવું એક બીજું પણ નામ છે અહી ગામમાં અને ડુંગર પર મળીને કુલ ત્રીસ મંદિરો છે તેમા સોનાચાંદીની અને રત્નોની અનેક મૂર્તિઓ છે

આ સ્થાનની પાછળ ઇ. સ પૂર્વે ત્રીજા સૈકાથી ચાલી આવેલી પરંપરા છે તે કાળમાં આચાર્ય ભદ્રબાહુ પોતાના બાર હજાર શિષ્યો સાથે આ ઠેકાણે આવ્યા. ઉત્તરમાં બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડયો હતો. તે દુષ્કાળમાંથી પોતાના શિષ્યોને બચાવવા માટે તેમણે તેમની સાથે દક્ષિણ ભારતમા સ્થળાતર કર્યું ભદ્રબાહુની સાથે તેમના શિષ્ય ચંદ્રગુપ્ત મૌર્ય પણ હતો શ્રવણ બેળગોળ આવ્યા પછી ભદ્રબાહુને પોતાનો અંતકાળ નજીક આવેલો જણાયો પછી તેમણે ફક્ત ચંદ્રગુપ્તને પોતાની પાસે રાખ્યો અને બાકીના શિષ્યોને ચોલ અને પાંડય રાજાઓના પ્રદેશમાં મોકલી દીધા. ભદ્રબાહુએ ચંદ્રગિરિની એક ગુફામાં સમાધ લગાવી પોતાનો દેહ છોડયો

ચંદ્રગુપ્ત સમ્રાટ અશોકના પિતામહ થાય પોતાના ગુરુના ત્યાં જ રહેવાના નિર્ણય અનુસાર તે તે ઠેકાણે જ રહ્યો ગુરુચરણના ચિહ્નોની પૂજા અને વૈરાગ્યયુક્ત તપ કરીને તેણે પણ તે જ ઠેકાણે પોતાનો દેહ છોડયો

શ્રવણ બેળગોળ ગયા બે હજાર વર્ષથી જૈનોની સંસ્કૃતિનું પ્રધાન કેન્દ્ર બન્યુ છે. એ દિગંબર જૈન મુનિની તપોભૂમિ છે જૈન આચાર્યોએ અહી રહીને વિવિધ વિષયોની ઉત્કૃષ્ટ ગ્રંથરચના કરી છે ધવલ, જયધવલ, મહાધવલ જેવા તત્ત્વપ્રધાન ગ્રંથો અહી જ નિર્માણ થયા છે.

આ ગામની ઉત્તરે ચંદ્રગિરિ અને વિંધ્યગિરિ નામના બે પર્વતો છે ચંદ્રગિરિ કરતા વિંધ્યગિરિ ઊંચો છે. આ વિંધ્યગિરિ પર્વત પર જ બાહુબલીની સત્તાવન ફૂટ ઊંચાઇની વિશાળ મૂર્તિ છે. મૂર્તિ પાસે જવા માટે ખડક કાપીને પગથિયાં બનાવવામાં આવ્યા છે.

આ બાહુબલીની મૂર્તિ નીચે એક શિલાલેખ છે તેમાં 'ચામુંડરાજે કરવિયલે' એવું એક જ વાક્ય છે આજસુધીમાં ઉપલબ્ધ થયેલ બધા મરાઠી શિલાલેખોમાં આ લેખ પ્રાચીન છે. તેથી સંશોધકો તેને વિશેષ મહત્ત્વ આપે છે. આ ઠેકાણેની આ બાહુબલીની પ્રતિમા કોણે ઘડાવી તે આ શિલાલેખ ઉપરથી માલૂમ પડે છે આ કથા અહીં જોઈએ.'

ઋષભદેવ એ જૈનોના પહેલા તીર્થંકર. નાભિરાજા એ તેમના બાપ અને મેરુદેવી એ તેમની મા નાભિરાજાએ તપશ્ચર્યા કીધી અને સાક્ષાત્ શ્રીવિષ્ણુ ઋષભદેવ રૂપે અવતાર લઇને મેરુદેવીના પેટે જન્મ્યા નાભિરાજાએ રાજ્યાભિષેક કરીને પોતાનું રાજ્ય પુત્રને સ્વાધીન કર્યું ઋષભદેવે પણ ઉત્તમ પ્રકારે પ્રજાનું પાલન કર્યું તે મહાયોગી ને મોટો જ્ઞાની હતો.

તેને બે પુત્ર થયા. પહેલો ભરત અને બીજો બાહુબલી ઋષભદેવ સ્વર્ગમાં ગયા પછી બન્ને ભાઈઓએ રાજ્ય વહેંચી લીધુ ભરત અયોધ્યાનો અધિપતિ થયો અને બાહુબલીને તક્ષશિલા પાસેના પોદનપુરનું રાજ્ય મળ્યુ. બન્ને ભાઈઓ પોતપોતાના રાજ્યનો કારભાર જોવા લાગ્યા. બન્નેના રાજ્ય સમૃદ્ધ થયાં.

કેટલાક સમય પછી ભરતના મનમા એક મહત્ત્વાકાંક્ષા નિર્માણ થઇ. તેને થયું કે પોતે ચક્રવર્તી પદ મેળવવું. પણ ચક્રવર્તી પદ કંઇ સહેજસાજમાં મળી જાય છે? તે માટે તો દિગ્વિજય કરવો પડે

ભરતે એ માટે ધીમે ધીમે તૈયારી કરવા માંડી. તેણે પોતાની ચતુરંગી સેના ખૂબ વધારી અને બળવાન બનાવી. પછી એક સારું મુહૂર્ત જોઈને રણશિંગું ફૂંકીને તે દિગ્વિજય માટે બહાર પડયો. તેની ભારે સેના જોઈને બધા રાજાઓ લડાઈ ન કરતાં જ તેને શરણે થયા.

છેલ્લે બાકી રહ્યું બાહુબલીનું રાજ્ય. સમ્રાટ-પદ મેળવવા માટે બાહુબલીને પણ પોતાનો માંડલિક બનાવવો આવશ્યક હતું. ભરતે તેના રાજ્ય પર પણ આક્રમણ કર્યું. તે ધારતો હતો કે, બાહુબલી પણ પોતાને શરણ થઈને કહેશે કે, 'તું સમ્રાટ અને હું માંડલિક.'

પણ તે તો સીધો યુદ્ધ માટે જ ઊભો રહ્યો. શા માટે તે પોતાનું સ્વાભિમાન છોડે ? તેના બાહુમાં બળ હતું અને સેના પણ મજબૂત હતી. ભરતની સેના સામે તેણે પોતાની સેના ખડી કીધી. શસ્ત્રોનો ખણખણાટ શરૂ થયો. વીરગર્જના આકાશનું કવચ ભેદીને ઉપર જવા લાગી.

પરંતુ એ બન્ને સેનાના સેનાપતિઓ ડાહ્યા હતા, વિવેકી હતા. તેમણે વિચાર કર્યો કે, આ યુદ્ધ બન્નેને મોંઘું પડશે. બન્ને બાજુના વીરપુંગવો નાહક મૃત્યુ પામશે. ભરત અને બાહુબલી કંઈ એકમેકના વેરી નથી, તો ફોગટમાં સૈનિકોને શા માટે કપાવી નાખવા ? તે બન્નેએ પછી એકમત થઈને બન્ને ભાઈઓને પાસે બોલાવ્યા. અને તેમને કહ્યું કે, આ યુદ્ધ તમે બન્ને વ્યક્તિગત કરો. જેનો જય થશે તે ચક્રવર્તી થશે. બીજો તેનો માંડલિક બનશે. માત્ર આ યુદ્ધમાં શરત એટલી જ કે, કોઈએ કોઈના પર પ્રાણઘાતક પ્રહાર કરવો નહીં. બન્ને પ્રાણહાનિ થવી ન જોઈએ. માટે અમે આ વચલો માર્ગ શોધી કાઢયો છે.'

સેનાપતિઓનો આ નિર્ણય બન્નેભાઈઓએ માન્ય રાખ્યો. પછી તેઓ બન્ને સામસામા ઊભા રહ્યા. તેમણે એકંદર પાંચ પ્રકારનાયુદ્ધો કર્યાં : દષ્ટિ-યુદ્ધ, જલયુદ્ધ, મલ્લયુદ્ધ, ગદાયુદ્ધ અને મુષ્ટિયુદ્ધ. આ પ્રત્યેક યુદ્ધમાં બાહુબલી જ વિજયી થયો. પ્રત્યેક વખતે પરાભવ સ્વીકારતી વખતે ભરતને થતું કે, બાહુબલી પોતાના માર્ગનો કાંટો છે. તે પોતાને ચક્રવર્તી પદ મેળવવા દેવાનો નથી. એને ઉખેડી નાખવો જોઈએ, એને મારવો જ જોઈએ અને તેણે નક્કી કરેલી શરતનો ભંગ કરીને બાહુબલીના મસ્તક પર ચક્રપ્રહાર કર્યો. છતાં બાહુબલી મર્યો નહીં, તેનો વાળ પણ વાંકો થયો નહીં. આવડો જબરદસ્ત પ્રહાર ઝીલીને પણ તે પર્વતની જેમ અવિચળ રહ્યો.

ભરતનો બધી રીતે પરાજય થયો. જે ચક્રવર્તીપદની તેણે આશા રાખી હતી તે તેને ન મળતાં બાહુબલીને જ મળ્યું. બાહુબલી સમ્રાટ થયો. બધા રાજાઓ તેને ચરણે નમ્યા. તેમણે હીરા–માણેકના નજરાણાં આપીને તેની તિજોરી તર કરી નાખી. તમામ ભોગવિલાસ તેના ચરણ ચૂમવા લાગ્યા. ઈચ્છા અને સિદ્ધિ વચ્ચે ક્ષણનું પણ અંતર રહ્યું નહીં !

પણ બાહુબલી તો મૂળથી જ વીતરાગ હતો. બધા રસોમાં તેને શાંતરસ જ વધારે પ્રિય હતો. મળેલા સામ્રાજ્યથી તે ઉચ્છૃંખલ ન બનતાં અંતર્મુખ જ બન્યો. તેને થયું કે પોતે ભરતનો પરાભવ કર્યો એમાં શું મોટું પરાક્રમ કર્યું ? કામક્રોધાદિ અંતઃશત્રુઓ તો હજી મારા હૃદયમાં મુકામ નાખીને બેઠેલા જ છે. તે નિઃશંકપણે મારા પર પોતાનો પ્રભાવ જમાવે છે. ખરી રીતે તો તેમનું મર્દન કરવું જોઈએ. ખરું સામ્રાજ્ય તો અંતઃકરણનું મેળવવું જોઈએ, તેના વિના જન્મ સાર્થક નથી. ભોગવિલાસની વચ્ચે રહીને આ કામ થવું શક્ય નથી. ત્રણ ટાણાં બરાબર અન્ન ગ્રહણ કરવાથી કામક્રોધ હટવાના નથી. આ બધું છોડી દેવું જોઈએ. દેહ ઘસી નાખવો જોઈએ, તપાવવો જોઈએ.

આવો નિર્ધાર થતાં જ તે સિંહાસન પરથી ઊતર્યો. તેણે સામ્રાજ્યનો ત્યાગ કર્યો. બધાંના મનની વિરુદ્ધ થઈને તે એક દિવસ રાજ્યમાંથી બહાર પડીને વનવાસી થયો.

પ્રથમ તેણે પોતાનું ઘર છોડયું. પછી જગનો પણ ત્યાગ કર્યો, તેનો પહાડી દેહ કાષ્ઠના જેવો કૃશ થયો. સતત ધ્યાન, સતત ચિંતનમાં

જ તેણે પોતાને પૂર્ણનિમગ્ન રાખ્યો. તેને ત્રણે લોકમાંનું કોઈ પણ ઐશ્વર્ય જોઈતું નહોતું. જોઈતું હતું માત્ર કેવળજ્ઞાન, જન્મ-મૃત્યુના ફેરા ચુકાવનારું અને સંસાર બંધ તોડનારું. પણ તે જ તેને મળતું નહોતું.

પછી તેણે એનાથી પણ ઉગ્ર તપ આરંભ્યું. તે વજ્રાસન માંડીને બેઠો. ન હાલે, ન ડોલે કે ન ઊઠે. અનેક યોગસિદ્ધિઓ તેની સામે હાથ જોડીને ઊભી રહી. પણ તેણે તેને મામૂલી ચીજો ગણી. જંગલમાંનાં હિંસ્ર અને સાદાભોળાં પશુઓ, તેમ જ નાનામોટાં પક્ષીઓ તેની આજુબાજુ બેસીને શાંતિનો અનુભવ લેવા લાગ્યાં

બાહુબલીને તો આ વાતનો પત્તોય નહોતો. તેનું અખંડ ધ્યાન ચાલી રહ્યું હતું. તેની બન્ને બાજુએ રાફડા વધી ગયા. તેમાં સર્પો રહેવા લાગ્યા. તેમાંથી કેટલીક વેલીઓ ઊગી નીકળી અને બાહુબલીના ભુજદંડને વીંટળાઈ વળી. તેના વાળ વધીને ભૂમિ પર પથરાયા; તેનાથી તેનું મુખમંડળ પણ ઢંકાઈ ગયું. આમ થવા માટે કેટલો દીર્ઘકાળ વીત્યો હશે ?

તે છતાંય તેને કેવળ જ્ઞાન મળ્યું નહીં. તેના ભાઈ ભરતને અયોધ્યામાં આ વાતની ખબર પડી. પોતનો ભાઈ સામ્રાજ્ય ફેંકી દઈને કેવળજ્ઞાન માટે અપરંપાર કષ્ટ ભોગવે છે, એની તેને જાણ થઈ. ભરતને જોકે બાહુબલીના માંડલિક થવું પડ્યું હતું, તોપણ તેણે એ વાતનો ખટકો પોતાના મનમાં રાખ્યો નહીં. બાહુબલીની શ્રેષ્ઠતા સમયસર જ તેને સમજાઈ. પછી તો તે પણ માનવા લાગ્યો કે, પોતાનો ભાઈ જ્ઞાનથી કૃતાર્થ થાય તો તેનાથી આખા કુળનું મુખ ઉજ્જવળ બને.

આ હેતુ મનમાં ધારણ કરીને તે એક દિવસ પોતાના પિતા કને ગયો. વૃષભદેવ હજી પણ જીવતા હતા અને પરમહંસ વૃત્તિથી વનમાં રહેતા હતા. ભરતે તેની પાસે જઈને બાહુબલી વિષે પ્રશ્ન પૂછ્યો, ત્યારે વૃષભદેવે કહ્યું :

'બાહુબલી સામ્રાજ્યનો ત્યાગ કરીને વનમાં ગયો એ ખરું; પરંતુ પોતે ભરતની ભૂમિ પર ઊભેલો છે એ ભાવના હજી તેના મનમાંથી ગઈ નથી. તેનો વૈરાગ્ય પ્રખર છે. સાધના પણ તીવ્ર અને અખંડ છે. પણ આ ભાવના નષ્ટ થયા વિના તેને કેવળજ્ઞાન મળે એમ નથી. તેની સિદ્ધિમાં જો કંઈ અંતરાય હોય તો તે માત્ર આટલો જ છે!'

ભરતે આ વાત ધ્યાનમાં લીધી. તે પોતાના રાજ્યમાં આવ્યો. બ્રાહ્મી અને સુંદરી નામે તેની બે બહેનો હતી. એ બન્ને બ્રહ્મવાદિની હતી. તેમને આ વાત ભરતે કહી. તેમની સાથે તે બાહુબલી પાસે ગયો અને સાષ્ટાંગ પ્રણામ કરીને તેણે પોતે આવ્યાનું કહ્યું. બાહુબલીએ આંખો ઉઘાડતાં જ ભરતે તેને નમ્ર પણે કહ્યું :

'બંધુ, તારા હૃદયમાં હજુ પણ મારું અને તારું એ ભાવના ઘર કરીને રહેલી છે. આ મોહરૂપી હાથી પર તું બેઠો છે ત્યાંથી નીચે ઊતર, એટલે જેને માટે તું આટલાં બધાં કષ્ટ ઉઠાવી રહ્યો છે, તે જ્ઞાન તને મળવા આવશે.'

બાહુબલીને આ વાત સાચી લાગી તેને પોતાના અંતરની ખોજનો શબ્દ મળી ગયો પોતાના અંતરમાં મારું અને તારુંની દ્વૈતભાવના તળિયે બેઠેલી છે એનું તેને જ્ઞાન થયું. તેણે તેનો છેદ કર્યો. તેની સાથે જ ત્યાં જ્ઞાનનો પ્રકાશ થયો. બાહુબલી મુક્ત થયો. મોક્ષ મેળવીને તેણે પોતાનું જીવન ધન્ય બનાવ્યું.

બાહુબલી મોક્ષ પામ્યા પછી ભરતે તેની એક વિશાળ સુવર્ણમૂર્તિ બનાવીને તેની પોદનાપુરમાં સ્થાપના કરી. કાલાંતરે એ પ્રતિમાની આસપાસ કરવલા અને સર્પોની વસ્તી વધી ગઈ અને ફરતું મોટું જંગલ થઈ ગયું. વેલીઓનાં જાળાં અને ઝાડપાનને લીધે લોકો માટે ત્યાં જઈને બાહુબલીની મૂર્તિનું દર્શન કરવું દુર્લભ થઈ પડ્યું. તે ભવ્ય હતી તેમ જ સુંદર હતી. એને માટેની દંતકથાઓ નિર્માણ થઈ અને બધે પ્રસરી ગઈ. સૈકાઓ પાછળ સૈકાઓ વીતી ગયા. માનવજાતિની કેટલીય પેઢીઓ ઊગી અને આથમી. બાહુબલીનું આખ્યાન પેઢીદરપેઢી જનતા સાંભળતી રહી. પણ ભરતે સ્થાપેલી તેની તે મૂર્તિનું દર્શનમાત્ર ત્યાર પછી કોઈને થયું નહીં!

આવી સ્થિતિમાં દસમો સૈકો ઊગ્યો. તે કાળમાં દક્ષિણમાં—મહિસુર રાજ્ય પર ગંગાવંશી રાજઘરાણું રાજ્ય કરતું હતું. આ રાજાઓ જૈનધર્મના પુરસ્કર્તા હતા. તે વખતના રાજાઓ ચામુંડરાય નામનો એક સેનાપતિ હતો. તેની માતાને બાહુબલીની તે સુવર્ણ-પ્રતિમાના દર્શનની રઢ લાગી. તે મૂર્તિ જે કોઈ જંગલમાં હોય ત્યાંથી તેને શોધી કઢી, તેની ફરીથી સારી રીતે પ્રતિષ્ઠા કરવી અને એ કાર્ય પોતાના પુત્રે હાથમાં લઇ પાર પાડવું એવી તેની આકાંક્ષા હતી. એટલા ખાતર તેણે ભોજનનો ત્યાગ કર્યો, દૂધ પીવાનું પણ છોડી દીધું. તે સુકાવા લાગી.

ચામુંડરાય પરમ માતૃભક્ત હતો. માતાની ઈચ્છા તે જાણી ગયો હતો. પણ રાજકારણના કામ-કાજમાં તેને વખત જ મળતો નહોતો. પણ જ્યારે મા ઉપોષણ આરંભીને અંતિમ માર્ગ પર આવી ત્યારે તેણે રાજના બધાં કામો બાજુએ નાખ્યાં અને પોતાની માની ઈચ્છા પૂર્ણ કરવાનું નક્કી કર્યું. તેને સાથે લઇને તે પોદ્નાનપુરની દિશામાં નીકળ્યો. પણ તે આજના શ્રમણ બેળગોળની પેલી ગમ જઈ શક્યો નહીં.

પછી તેણે વિચાર કર્યો કે, જૂની મૂર્તિ શોધવી અને તે મળે એ વાત અશક્ય છે. તેથી પોતે એક નવીન મૂર્તિની જ સ્થાપના કરવી જોઈએ. તેણે આ બાબતમાં પોતાના ગુરુને પૂછી જોયું અને તેણે પણ આ વાતમાં સંમતિ આપી. પછી ચામુંડરાય ત્યાંના ચંદ્રગિરિ પર્વત પર ચડ્યો. તેની સામે જ બીજો વિંધ્યગિરિ નામનો પર્વત હતો. તેણે ચંદ્રગિરિ પરથી એક સોનાનું બાણ વિંધ્યગિરિ પર માર્યું. તે જે શિલા પર અથડાયું, તે જ શિલામાં તેને બાહુબલીનો સાક્ષાત્કાર થયો.

તેણે તુરંત એક ખૂબ નામાંકિત શિલ્પકારને તેડાવ્યો. તેને લઈને ચામુંડરાય તે શિલા તરફ ગયો. તે પ્રચંડ શિલામાં પોતાને બાહુબલીનું મસ્તક ક્યાં દેખાયું, ભુજા ક્યાં દેખાઈ, જાંઘ અને પગ ક્યાં દેખાયાં અને એ બધું કેવા સ્વરૂપમાં અને કેવા પ્રમાણમાં દેખાયાં, તે તેણે શિલ્પકારને વિશદ રીતે સમજાવીને કહ્યું. શિલ્પકારે તે બધું લક્ષમાં લઈને પોતાના સહકારીઓ સાથે કામનો પ્રારંભ કર્યો. યોગ્ય સમયે તે પ્રચંડ શિલાનું તેવી જ પ્રચંડ મૂર્તિમાં રૂપાંતર થયું.

તે મૂર્તિ પાષાણના જ કમળ પર ઊભેલી હતી. તેના સર્વ અવયવો સુંદર, પ્રમાણબદ્ધ અને સામુદ્રિક શાસ્ત્રની દૃષ્ટિએ નિર્દોષ હતા. નેત્ર અરધાં ઉઘાડાં, છાતીનો ભાગ વિશાળ, ભાલપ્રદેશ ઊંચો, બન્ને કાન દીર્ઘ આકારના, આજાનબાહુ, મુખ પર મંદ સ્મિત, અને ભુજદંડો પર લતાના વીંટાળા, આસમાની આભના છતની નીચે તે કાળી પ્રચંડ મૂર્તિ ભવ્યતાનું ભાન કરાવવા લાગી.

ચામુંડરાય અને તેની માતાએ તે મૂર્તિનું દર્શન કર્યું. ઉભયને પરમ સમાધાન થયું. માતા ભક્તિભાવથી ગદ્ગદ થઈ ગઈ. ચામુંડરાયને પુરુષાર્થની ઈતિશ્રી થવા જેવું લાગ્યું. તેણે મોટો સમારંભ યોજીને બાહુબલીની પ્રતિષ્ઠા કરવાનું નક્કી કર્યું. મૂર્તિને પંચામૃતનો અભિષેક કરવાનો સંકલ્પ કર્યો. દહીં, દૂધ ઈત્યાદિ પંચામૃતોના હજારો ઘડા એકઠા કર્યા. મૂર્તિના મસ્તક પર અભિષેક કરવા માટે હાથ કોનો પહોંચે? કારણ તેની ઊંચાઈ જ મૂળમાં ચાળીસ હાથની હતી. તેથી ચામુંડરાયે ફરતો પહાડ બાંધ્યો અને ઘડાઓ લઈને લોકોને ઉપર ચડાવ્યા. લોકોએ તે ઘડા એક પછી એક મૂર્તિના મસ્તક પર ઢાળવ્યા. પણ તે પંચામૃતની ધારાઓ જેમ તેમ તેની કમર સુધી આવીને સુકાઈ ગઈ ચામુંડરાયને પરમ આશ્ચર્ય લાગ્યું. આટલા હજારો ઘડાના પંચામૃતે તો મૂર્તિ જ શું પણ આખા ડુંગરે સ્નાન કરી લેવું જોઈતું હતું. ચારે બાજુથી ધોધ વહેવા જોઈતા હતા પરંતુ આ તો કંઈ અદ્ભુત જ પ્રકાર!

એટલામાં પાસેના એક ઝાડ તળે ગલોલી, ઝાડને ઘર કરવાવાળીઓ પહેલી એક ડોશી ત્યાં પ્રગટ થઈ. તે કૂષ્માંડિની દેવી જ ડોશીનું રૂપ લઈને ત્યાં આવી હતી. તેણે ચામુંડરાય પાસે બાહુબલીને અભિષેક કરવાની પરવાનગી માગી. ચામુંડરાય હસ્યો: જ્યાં હજારો ઘડા નકામા નીવડ્યા ત્યાં આ ડોશીનું લોટીભર પંચામૃત શું કરશે એમ તેને લાગ્યું. છતાં તેનું દિલ ન દુભાય એટલા ખાતર તેણે તેને પરવાનગી આપી.

જ તેણે પોતાને પૂર્ણ નિયમે રાખ્યો. તેને ત્રણે લોકમાંનું કોઈ પણ ઐશ્વર્ય જોઈતું નહોતું જોઈતું હતું માત્ર કેવળજ્ઞાન, જન્મ-મૃત્યુના ફેરા ચુકાવનારું અને સંસાર બંધ તોડનારું પણ તે જ તેને મળતું નહોતું

પછી તેણે એનાથી પણ ઉગ્ર તપ આરંભ્યું. ને વજ્રાસન માંડીને બેઠો. ન હાલે, ન ડોલે કે ન ઊઠે અનેક યોગસિદ્ધિઓ તેની સામે હાથ જોડીને ઊભી રહી પણ તેણે તેને મામૂલી ચીજો ગણી જંગલમાંના હિંસ્ત્ર અને સાદાભોળા પશુઓ, તેમ જ નાનામોટા પક્ષીઓ તેની આજુબાજુ બેસીને શાંતિનો અનુભવ લેવા લાગ્યા

બાહુબલીને તો આ વાતનો પરીય નહોતો તેનું અખંડ ધ્યાન ચાલી રહ્યું હતું. તેની બન્ને બાજુએ રાફડા વધી ગયા તેમાં સર્પો રહેવા લાગ્યા. તેમાંથી કેટલીક વેલીઓ ઊગી નીકળી અને બાહુબલીના ભુજદંડને વીંટળાઈ વળી. તેના વાળ વધીને ભૂમિ પર પથરાયા, તેનાથી તેનું મુખમંડળ પણ ઢંકાઈ ગયું આમ થવા માટે કેટલો દીર્ઘકાળ વીત્યો હશે ?

તે છતાંય તેને કેવળ જ્ઞાન મળ્યું નહી. તેના ભાઈ ભરતને અયોધ્યામાં આ વાતના ખબર પડી. પોતનો ભાઈ સામ્રાજ્ય ફેંકી દઈને કેવળજ્ઞાન માટે અપરંપાર કષ્ટ ભોગવે છે. એની તેને જાણ થઈ ભરતને જોકે બાહુબલીના માંડલિક થવું પડ્યું હતું. તોપણ તેણે એ વાતનો ખટકો પોતાના મનમાં રાખ્યો નહીં. બાહુબલીની શ્રેષ્ઠતા સમવસર જ તેને સમજાઈ. પછી તો તે પણ માનવા લાગ્યો કે, પોતાનો ભાઈ જ્ઞાનથી કૃતાર્થ થાય તો તેનથી આખા કુળનું મુખ ઉજ્જવળ બને.

આ હેતુ મનમાં ધારણ કરીને તે એક દિવસ પોતાના પિતા કને ગયો વૃષભદેવ હજી પણ જીવતા હતા અને પરમહંસ વૃત્તિથી વનમાં રહેતા હતા ભરતે તેની પાસે જઈને બાહુબલી વિષે પ્રશ્ન પૂછયો, ત્યારે વૃષભદેવે કહ્યુ

'બાહુબલી સામ્રાજ્યનો ત્યાગ કરીને વનમાં ગયો એ ખરું, પરંતુ પોતે ભરતની ભૂમિ પર ઊભેલો છે એ ભાવના હજી તેના મનમાંથી ગઈ નથી તેનો વૈરાગ્ય પ્રખર છે. સાધના પણ તીવ્ર અને અખંડ છે પણ આ ભાવના નષ્ટ થયા વિના તેને કેવળજ્ઞાન મળે એમ નથી. તેની સિદ્ધિમાં જો કંઈ અંતરાય હોય તો તે માત્ર આટલો જ છે।'

ભરતે આ વાત ધ્યાનમાં લીધી. તે પોતાના રાજ્યમાં આવ્યો બ્રાહ્મી અને સુંદરી નામે તેની બે બહેનો હતી એ બન્ને બ્રહ્મવાદિની હતી. તેમને આ વાત ભરતે કહી તેમની સાથે તે બાહુબલી પાસે ગયો અને સાષ્ટાંગ પ્રણામ કરીને તેણે પોતે આવ્યાનું કહ્યું બાહુબલીએ આંખો ઉઘાડતાં જ ભરતે તેને નમ્ર પણે કહ્યુ :

'બંધુ, તારા હૃદયમાં હજુ પણ મારું અને તારું એ ભાવના ઘર કરીને રહેલી છે. આ મોહરૂપી હાથી પર તું બેઠો છે ત્યાંથી નીચે ઊતર, એટલે જેને માટે તું આટલાં બધાં કષ્ટ ઉઠાવી રહ્યો છે, તે જ્ઞાન તને મળવા આવશે'

બાહુબલીને આ વાત સાચી લાગી તેને પોતાના અંતરની ખોજનો શબ્દ મળી ગયો પોતાના અંતરમાં મારું અને તારુંની દ્વૈતભાવના તળિયે બેઠેલી છે એનું તેને જ્ઞાન થયું તેણે તેનો છેદ કર્યો. તેની સાથે જ ત્યાં જ્ઞાનનો પ્રકાશ થયો બાહુબલી મુક્ત થયો મોક્ષ મેળવીને તેણે પોતાનું જીવન ધન્ય બનાવ્યું

બાહુબલી મોક્ષ પામ્યા પછી ભરતે તેની એક વિશાળ સુવર્ણમૂર્તિ બનાવીને તેની પોદનાપુરમાં સ્થાપના કરી કાલાંતરે એ પ્રતિમાની આસપાસ કરવલા અને સર્પોની વસ્તી વધી ગઈ અને ફરતું મોટું જંગલ થઈ ગયું વેલીઓના જાળાં અને ઝાડપાનને લીધે લોકો માટે ત્યાં જઈને બાહુબલીની મૂર્તિનું દર્શન કરવું દુર્લભ થઈ પડ્યું. તે ભવ્ય હતી તેમ જ સુંદર હતી. એને માટેની દંતકથાઓ નિર્માણ થઈ અને બધે પ્રસરી ગઈ સૈકાઓ પાછળ સૈકાઓ વીતી ગયા. માનવજાતિની કેટલીય પેઢીઓ ઊગી અને આથમી. બાહુબલીનું આખ્યાન પેઢીદરપેઢી જનતા સાંભળતી રહી પણ ભરતે રચાવેલી તેની તે મૂર્તિનું દર્શનમાત્ર ત્યાર પછી કોઈને થયું નહીં'।

આવી સ્થિતિમાં દસમો સૈકો ઊગ્યો. તે કાળમાં દક્ષિણમાં–મહિસુર રાજ્ય પર ગંગાવંશી રાજઘરાણું રાજ્ય કરતું હતું. આ રાજાઓ જૈનધર્મના પુરસ્કર્તા હતા. તે વખતના રાજાઓ ચામુંડરાય નામનો એક સેનાપતિ હતો. તેની માતાને બાહુબલીની તે સુવર્ણ-પ્રતિમાનાં દર્શનની રઢ લાગી. તે મૂર્તિ જે કોઈ જંગલમાં હોય ત્યાંથી તેને શોધી કઢી, તેની ફરીથી સારી રીતે પ્રતિષ્ઠા કરવી અને એ કાર્ય પોતાના પુત્રે હાથમાં લઈ પાર પાડવું એવી તેની આકાંક્ષા હતી. એટલા ખાતર તેણે ભોજનનો ત્યાગ કર્યો, દૂધ પીવાનું પણ છોડી દીધું. તે સુકાવા લાગી.

ચામુંડરાય પરમ માતૃભક્ત હતો. માતાની ઈચ્છા તે જાણી ગયો હતો. પણ રાજકારણના કામ-કાજમાં તેને વખત જ મળતો નહોતો. પણ જ્યારે મા ઉપોષણ આરંભીને અંતિમ માર્ગ પર આવી ત્યારે તેણે રાજનાં બધાં કામો બાજુએ નાખ્યાં અને પોતાની માની ઈચ્છા પૂર્ણ કરવાનું નક્કી કર્યું. તેને સાથે લઈને તે પોદનપુરની દિશામાં નીકળ્યો. પણ તે આજના શ્રમણ બેળગોળની પેલી તરફ જઈ શક્યો નહીં.

પછી તેણે વિચાર કર્યો કે, જૂની મૂર્તિ શોધવી અને તે મળે એ વાત અશક્ય છે તેથી પોતે એક નવીન મૂર્તિની જ સ્થાપના કરવી જોઈએ. તેણે આ બાબતમાં પોતાના ગુરુને પૂછી જોયું અને તેણે પણ આ વાતમાં સંમતિ આપી. પછી ચામુંડરાય ત્યાંના ચંદ્રગિરિ પર્વત પર ચડ્યો. તેની સામે જ બીજો વિંધ્યગિરિ નામનો પર્વત હતો. તેણે ચંદ્રગિરિ પરથી એક સોનાનું બાણ વિંધ્યગિરિ પર માર્યું. તે જે શિલા પર અથડાયું, તે જ શિલામાં તેને બાહુબલીનો સાક્ષાત્કાર થયો.

તેણે તુરત એક ખૂબ નામાંકિત શિલ્પકારને તેડાવ્યો. તેને લઈને ચામુંડરાય તે શિલા તરફ ગયો. તે પ્રચંડ શિલામાં પોતાને બાહુબલીનું મસ્તક ક્યાં દેખાયું, ભુજા ક્યાં દેખાઈ, જાંઘ અને પગ ક્યાં દેખાયાં અને એ બધું કેવા સ્વરૂપમાં અને કેવા પ્રમાણમાં દેખાયાં, તે તેણે શિલ્પકારને વિશદ રીતે સમજાવીને કહ્યું. શિલ્પકારે તે બધું લક્ષમાં લઈને પોતાના સહકારીઓ સાથે કામનો પ્રારંભ કર્યો. યોગ્ય સમયે તે પ્રચંડ શિલાનું તેવડી જ પ્રચંડ મૂર્તિમાં રૂપાંતર થયું.

તે મૂર્તિ પાષાણના જ કમળ પર ઊભેલી હતી. તેના સર્વ અવયવો સુંદર, પ્રમાણબદ્ધ અને સામુદ્રિક શાસ્ત્રની દૃષ્ટિએ નિર્દોષ હતા. નેત્ર અરધાં ઉઘાડાં, છાતીનો ભાગ વિશાળ, ભાલપ્રદેશ ઊંચો, બન્ને કાન દીર્ઘ આકારના, અજાનબાહુ, મુખ પર મંદ સ્મિત, અને ભુજદંડો પર લતાના વીંટાળા, આસમાની આભના છતની નીચે તે કાળી પ્રચંડ મૂર્તિ ભવ્યતાનું ભાન કરાવવા લાગી.

ચામુંડરાય અને તેની માતાએ તે મૂર્તિનું દર્શન કર્યું. ઉભયને પરમ સમાધાન થયું. માતા ભક્તિભાવથી ગદ્‌ગદ થઈ ગઈ. ચામુંડરાયને પુરુષાર્થની ઈતિશ્રી થયા જેવું લાગ્યું. તેણે મોટો સમારંભ યોજીને બાહુબલીની પ્રતિષ્ઠા કરવાનું નક્કી કર્યું. મૂર્તિને પંચામૃતનો અભિષેક કરવાનો સંકલ્પ કર્યો. દહીં, દૂધ ઈત્યાદિ પંચામૃતોના હજારો ઘડા એકઠા કર્યા. મૂર્તિના મસ્તક પર અભિષેક કરવા માટે હાથ કોનો પહોંચે ? કારણ તેની ઊંચાઈ જ મૂળમાં ચાળીસ હાથની હતી. તેથી ચામુંડરાયે ફરતો પહાડ બાંધ્યો અને ઘડાઓ લઈને લોકોને ઉપર ચડાવ્યા. લોકોએ તે ઘડા એક પછી એક મૂર્તિના મસ્તક પર ઢાળવા. પણ તે પંચામૃતની ધારાઓ જેમ તેમ તેની કમર સુધી આવીને સુકાઈ ગઈ ચામુંડરાયને પરમ આશ્ચર્ય લાગ્યું. આટલા હજારો ઘડાના પંચામૃતે તો મૂર્તિ જ શું પણ આખા ડુંગરે સ્નાન કરી લેવું જોઈતું હતું. ચારે બાજુથી ધોધ વહેવા જોઈતા હતા. પરંતુ આ તો કંઈ અદ્‌ભુત જ પ્રકાર !

એટલામાં ચીંથરાં પહેરેલી, જર્જર શરીરવાળી, પરસેવા પરથી એક ડોશી ત્યાં પ્રગટ થઈ. તે કૂષ્માંડિની દેવી જ ડોશીનું રૂપ લઈને ત્યાં આવી હતી. તેણે ચામુંડરાય પાસે બાહુબલીને અભિષેક કરવાની પરવાનગી માગી. ચામુંડરાય હસ્યો: જ્યાં હજારો ઘડા નકામા નીવડ્યા ત્યાં આ ડોશીનું લોટીભર પંચામૃત શું કરશે એમ તેને લાગ્યું. છતાં તેનું દિલ ન દુભાય એટલા ખાતર તેણે તેને પરવાનગી આપી.

ડોશીએ પહાડ પર ચડવા માંડયું. ધ્રૂજતે પગલે તે એક એક પાયરી સર કરવા લાગી. જોનાર લોકોને થયું કે આ ડોશી હમણાં જ નીચે ગબડી પડશે અને પ્રાણ ગુમાવશે. પણ તેવું કશું થયું નહીં. તે ઊંચે છેવટ સુધી ઉપર ચડી બાહુબલીના મસ્તકને હાથ પહોંચતાં જ તેણે પોતાની લોટી તેના પર ઊંધી કરી પંચામૃતની ધારાઓ શરૂ થઈ. ગળાપર આવી, છાતી પર આવી, કમર પર આવી અને પગલાંને સ્નાન કરાવીને નીચે વહેવા લાગી. બાહુબલીની તે ભવ્યોત્તુંગ મૂર્તિ આપાદમસ્તક પંચામૃતથી નહાઈ ગઈ તો પણ ધારાઓ વહેતી જ રહી. નીચેની બાજુએ પરંતુ એક તળાવ થઈ ગયું. જમા થયેલ હજારો લોકોએ મોમાં આંગળાં નાખ્યાં. આશ્ચર્ય! આશ્ચર્ય! ભાતભાતના ઉદ્ગારો જનસમુદાયમાંથી નીકળવા લાગ્યા.

આજ સુધીમાં કોઈએ નિર્માણ નહીં કરેલી એવી ભવ્ય શિલામૂર્તિ કર્યાનો ચામુંડરાયને ગર્વ થયો હતો. આ અદ્ભુત પ્રકારથી તે હરાઈ ગયો. તેને થયું કે, ઈશ્વર કોને હાથે શું કરાવશે તેનો નિયમ નથી. કર્તૃત્વનો અહંકાર પોતે ન રાખવો એ જ સારી વાત છે. પ્રેરણા તેની, શક્તિ તેની, અને પોતે તો કેવળ નિમિત્તમાત્ર. ચામુંડરાયે પછી બાહુબલીના તોરણદ્વાર પર તે ડોશીની મૂર્તિ કોતરાવીને આ ઘટનાની સ્મૃતિ કાયમ કરી લીધી.

*

## 'હું સંત થઇશ'

ઇ. સ. ૧૯૧૨ની વાત છે. વડોદરાના કાસાર ફળિયામાં બે મિત્રો વાતો કરી રહ્યા છે. મહાદેવ મોઘે પોતાના બાળમિત્ર વિનાયક ભાવેને કહે છે, 'મહારાષ્ટ્રમાં સાધુસંતો ઘણા થઇ ગયા. પણ કોકણસ્થ બ્રાહ્મણો પૈકી કોઇ સંત થયા હોય એમ લાગતું નથી.'

'એમ? એવું તે હોય?' વિનાયક બોલ્યો, 'આપણે મહારાષ્ટ્રના બધા સંતોની યાદી બનાવીએ. તેમના ગોત્ર શોધીએ, એટલે તરત ખબર પડી જશે.'

બન્ને મિત્રો બેઠા યાદી બનાવવા માંડી. યાદ કરી કરીને એક પછી એક સંતોના નામ લખ્યા. એમના ગોત્ર શોધ્યા. પણ એકેય કોકણસ્થ બ્રાહ્મણનું નામ આવ્યું નહીં. નિરાશ થઇને મોઘે બોલ્યો, 'હું ન'તો કહેતો? કોઇ છે જ નહીં ને!'

તે શું થઇ ગયું? કોઇ નથી તો ચાલો, કોકણસ્થ બ્રાહ્મણોમાં હું સંત થઇશ.'

વિનાયકની વાત સાંભળી મોઘે તો સ્તબ્ધ થઇ ગયો. 'હું સંત થઇશ' એવી વાત કોઇ આત્મવિશ્વાસપૂર્વક કહે ત્યારે સાંભળનાર સ્તબ્ધ ન થઈ જાય?

વર્ષો વીતતા ગયા. આ વાતને ય ૪૦ વર્ષ વીતી ગયાં. ૧૯૫૨ની એક સુંદર સવારે મહાદેવ મોઘેએ છાપાંમાં સમાચાર વાંચ્યા, 'સંત વિનોબાએ આંધ્રમાં શરૂ કરેલો ભૂમિદાન યજ્ઞ.'

ભૂમિદાન યજ્ઞની વાત નવી હતી. વિનોબાના નામ સાથે 'સંત' શબ્દ વાંચી બાબાજી (મહાદેવ) મોઘેની આંખ આનંદનાં આંસુથી ભીની બની. ૧૯૧૨નો પેલો પ્રસંગ એમની આંખ આગળ તરવા લાગ્યો. એમને યાદ આવ્યા પેલા શબ્દો 'હું સંત થઈશ.'

અમૃત મોદી [મહર્ષિ વિનોબામાંથી]

# ભસ્મ કંકણ

ઇન્દુલાલ ગાંધી

શ્રીકાંત અત્યારમાં આ ગનો બધો ઘોઘાટ કોણ કરે છે? (બૂમ પાડી) રૂપા, રૂપા કેમ કોઈ દેખાતું નથી?

રૂપા જી, શેઠ સાહેબ, હું અહીં જ ઊભી છું

શ્રીકાંત ઓહ, તું અહીં ઊભી છે એનું મને ધ્યાન પણ ન રહ્યું તારી શેઠાણી ક્યાં છે? ને નીચે આ ગનો બધો ઘોઘાટ કોણ કરે છે? શું મંદિરમાં પૂજા હજી પૂરી નથી થઈ?

રૂપા પૂજા હજી પૂરી નથી થઈ ને મારા બાઈસાહેબ ભિક્ષુકોને દાન આપવા રોકાયા છે

શ્રીકાંત દાન, દાન, દાન તારી શેઠાણી આખો દિવસ ગરીબોને દાન જ આપ્યા કરે છે ખર્ચને કશી મર્યાદા નથી, સીમા નથી, છેડો નથી આ બધું કેટલા દિવસ ચાલશે?

(શ્રીદેવીનો પ્રવેશ)

શ્રીદેવી (નિશ્વાસ નાખી) મને પણ લાગે છે કે આ જિંદગી કેટલા દિવસ ચાલશે? રોજ સવારે સોએક જેટલા અંધ, અપંગ નિર્બળ ગરીબ છોકરાઓને દાન નિમિત્તે એકઠા કરું છું પણ એમાં ક્યાંય આપણો ચિરંતન નજરે પડતો નથી

શ્રીકાંત નજરે પડે તોય તું ક્યાં એને ઓળખી શકવાની છો? બે પાંચ નહિ પણ પંદર વર્ષની વાત શ્રીદેવી અને પંદર વર્ષમાં તો કેટલું–

શ્રીદેવી ના, ના એવું ન બોલશો સ્વામી, મને શ્રદ્ધા છે મને ખરેખર શ્રદ્ધા છે કે મારો ચિરંતન જીવે છે મારા હૃદયથી એને દૂર કરવાનું તમારા માટે સહેલું હતું પણ એને આ વાતનું તો ભૂલવું મારે પણ સહેલું નથી.

શ્રીકાંત (રોષથી) શ્રીદેવી–શ્રીદેવી, આ એકને એક વાત હું પંદર વર્ષથી સાંભળતો આવ્યો છું ચિરંતનને તારા હૃદયથી દૂર કર્યો–પણ તેં, મેં નહિ, તેં પોતે, તેં પોતે તારા અંધ બાળકને જાકારો આપ્યો, એ વાત સંતાડવાનો તું શા માટે પ્રયત્ન કરે છે?

શ્રીદેવી સ્વામી!

શ્રીકાંત કારણ કે તારે લગ્ન કરવા હતા, સુખ અને સાહ્યબીમાં આળોટવું હતું એક લક્ષ્મીનંદનની પત્ની થઈને તારે પ્રતિષ્ઠા મેળવવી હતી

શ્રીદેવી પણ જો તમે જરાક વધારે ઉદાર થયા હોત તો એ અંધ બાળકને આપણે આપણી સાથે રાખી શક્યા હોત, એને ઉછેરીને મોટો કરી શક્યા હોત મા-બાપનું વાત્સલ્ય આપી શક્યા હોત

શ્રીકાંત મારી ઉદારતા ઉપર તું આક્ષેપ કરે છે? લગ્ન કર્યાં પહેલાં તને બાળક અવતર્યું છે એ હકીકત જાણ્યા છતાં મેં તારી સાથે લગ્ન કર્યાં એ ઉદારતાની તારે મન કશી જ કિંમત નથી? વારાણસીની આ આલીશાન હવેલી, મોટરો, નોકરો, ચાકરોના લશ્કરથી રહેનારો શ્રીમંત ધારે તો લગ્ન કરી શકે તેમ હતો, હું તને શા માટે પરણ્યો?

શ્રીદેવી મારા રૂપ માટે, જુવાની માટે

શ્રીકાંત ના, મેં તને વચન આપ્યું હતું માટે ચિરંતનને શોધવા માટે તું મંદિરો બંધાવે છે, સદાવ્રતો ચલાવે છે, બેશુમાર દાનનો ધુમાડો કરે છે, પણ હું તને રોકતો નથી પણ હવે આ વાત અસહ્ય બની ગઈ છે આંધળા પાંગળાની જમાતમાં ભટકતા એ બાળકને શોધીને તારે કરવું છે શું? શું તું એને આપણી સાથે રાખવા માગે છે? શું તારે મારી પ્રતિષ્ઠા પર પાણી ફેરવવું છે?

શ્રીદેવી મારી પાસે એનો કોઈ જ ઉત્તર નથી સ્વામી!

શ્રીકાંત ઉત્તર ક્યાંથી હોય? કારણ કે માતાની આંધળી મમતાએ હવે માઝા મૂકી છે હું જોઉં છું કે દમયા દમણા તારી પાંપણો ભીની જ હોય છે, અવાજ ગળગળો હોય છે, હૃદય ભીનું હોય છે

શ્રીદેવી • હા, કારણ કે હુ એક અધબાળકની જનેતા છુ

શ્રીકાંત • જનેતા હતી, અત્યારે નથી ? અત્યારે તો તુ વારાણસીના એક પ્રતિષ્ઠિત પુરુષની પત્ની છે નોકરચાકરોની શેઠાણી છે, આ હવેલીની રાણી છે

શ્રીદેવી હોઈશ કદાચ, પણ સૌથી પહેલાં તો હુ એક દુર્ભાગી જનેતા છુ પદર વર્ષ પહેલાની એક સાજ કાશી વિશ્વનાથના મદિરની પરસાળમા જ્યારે આપણે બીજીવાર મળ્યા ત્યારે એક વર્ષનો અધ ચિરતન મારા ખોળામા હતો, આપણા વચ્ચેની વાતચીત એને સભળાણી હશે, પણ સમજાણી નહિ હોય, તમારો અવાજ સાભળીને એણે તમારી સામે આંખો માડી હતી તમારા જેવુ જ એનું મો હતુ એક એક પ્રસગ યાદ કરો એ મારો અને તમારો બનેનો પુત્ર હતો કાઈ યાદ આવે છે તમને ?

શ્રીકાત ના, કશુ જ યાદ નથી આવતુ કારણ કે હું માત્ર તને જ જોઈ રહ્યો હતો

શ્રીદેવી મને નહિ મારા રૂપને, એ રૂપ જ્યા પણ ગયુ હોત ત્યા એને માર્ગ મળી ગયો હોત માત્ર મારા અધ બાળકને માટે ક્યાય માર્ગ નહોતો એના માટે સૌ કોઈના દરવાજા બધ હતા અને મારે પણ મારા હૃદયના બારણા બધ કરવા પડ્યા કારણ કે હુ અસહાય હતી, અપગ હતી, અનાશ્રયા હતી

*

શ્રીકાત કોણ ? કોણ રૂપાં ?

રૂપા બદ્રીનારાયણ જવા માટેની સાજની ટ્રેનની ટિકિટો આવી ગઈ છે,

શ્રીકાત બદ્રીનારાયણ જવા માટે ? બદ્રીનારા યણ કોણ જવાનું છે રૂપા ?

શ્રીદેવી હુ જવાની છુ

શ્રીકાત તુ જવાની છે શ્રીદેવી ? આવા વર સાદના દિવસોમા ? એકલી ?

શ્રીદેવી ના, એકલી નહિ હુ, તમે અને રૂપા મારુ મન અત્યત અસ્વસ્થ રહે છે તે માટે મે બદ્રીનારાયણની જાત્રા કરવાની માનતા માની છે

શ્રીકાંત પણ બદ્રીનારાયણમાં વર્ષાઋતુ કેટલી ભયકર હોય છે તેની તને કલ્પના આવે છે ?

શ્રીદેવી ભયકર જેવો કોઈ શબ્દ મારા કાનને અસર કરતો નથી. કારણ કે મારા અતરમા અત્યારે જે ઝઝાવાત ચાલે છે તેની આગળ બદ્રીનારાયણના ભયકર તોફાનો કોઇ વિસાતમા નથી રૂપા, તુ પ્રવાસ ની તૈયારી કર અમે આવીએ છીએ

*

રૂપા બાઈસાહેબ, આ તરફ ચાલો પેલી તરફ તો લોકોની ભારે ભીડ છે

શ્રીદેવી જરાવાર ઊભી રહે રૂપા, કોઈ અધ બાળક બહુ મજાનુ ગાય છે કહ કેટલો પ્રવાહી છે

રૂપા ગાય છે સરસ પણ એના શરીર સામે તો જુઓ

શ્રીદેવી ભૂખનું દુખ સહન કરવાની જેનામા શક્તિ હોય છે તેને જ ઇશ્વર કલાકાર બનાવે છે

રૂપા એના લૂગડા સાવ ફાટી ગયા છે, બાઈ-સાહેબ !

શ્રીદેવી કદાચ એણે ખાધુ પણ નહિ હોય છતા સગીતની ધૂનમા એ પોતાને કેટલો સમૃદ્ધિશાળી માને છે

(પાણીનો ઘૂઘવાટ)

ચિરતન સૌ ચાલ્યા ગયા ગોપીનાથ, રામ ગોપાલ, ચન્દ્રપુરી, કોઇ રહ્યુ નહિ હમણા રાત પડશે ને મારે આખી રાત ગગાના દૂર દૂર ભટકી આવેના પાણી સાથે વાતો ,કરીને કાઢવી પડશે ગીત ચાલ્યુ એટલી વાર કેટલી શાતિ હતી કોઇએ વખાણ્યુ , કોઇએ વખોડ્યુ જેમ ફાવે તેમ બોલીને બધા વિખરાયા, કોઇએ પણ પૂછ્યુ નહિ કે ભાઇ તે ખાધુ છે કે નહિ ? હે ઈશ્વર, શુ થવા બેઠુ છે ?

શ્રીદેવી અધગવૈયા, તુ બહુ મજાનુ ગાય છે હો ! ને વગાડે છે પણ સારુ . તારુ નામ ?

ચિરતન મારુ નામ ? હા–હા–મારુ નામ તો પણ તમે કોણ છો ?

શ્રીદેવી હુ ભાઇ ગવૈયા, હુ તો છુ અહીના

રૂપાં  આ મારા બાઇસાહેબ છે એને સંગીત બહુ ગમે છે મનના બહુ ઉદાર છે તને નવું પહેરણું લઈ આપશે હો !

ચિરતન  નવું પહેરણું ? અને બીજું શું ? જુઓને આ ધામણી પણ સાવ ફાટી ગઇ છે ને આ પગરખા

શ્રીદેવી  તને નવું પહેરણું અપાવીશ, ને હરણના ચામડાના મજાના સુંવાળા પગરખા  નક્કર વાંસની રૂપાની લાકડી, ને એક ગરમ ધાબળી બીજું કાંઇ ?

ચિરતન  તમે મને આટલું બધું અપાવશો ? તમે બાઇસાહેબ ? તો-તો હું

રૂપા  પણ ભાઇ તારું નામ ?

ચિરતન  મારું નામ ? મારું નામ બીજું શું હોય ? બાળગવૈયો હું ગાના ઘણા વરસથી જાણું છું હો !

શ્રીદેવી  રૂપા, તું અત્યારે ને અત્યારે શેઠ પાસે જા, બાળ ગવૈયા માટે આટલી વસ્તુ તો આપણે લાવી જ પડશે. તું ઉતાર જા ને શેઠ પાસેથી પચાસેક રૂપિયા લઇ આવ હું અહીં ઊભી છું

રૂપા  સારું, હું જાઉં છું

શ્રીદેવી  બાળગવૈયા, તારું કોઇ સગુંવહાલું અહીં રહે છે ?

ચિરતન  મારું સગુંવહાલું અહીં કોણ હોય બાઇસાહેબ ! હું એકલો જ છું

શ્રીદેવી  તારા મા-બાપ નથી ? ભાઈ, બહેન, કાકા-કાકી કોઈ નથી ?

ચિરતન  મને કાંઈ ખબર નથી. હું સાત વર્ષનો થયો ત્યાં સુધી હરદ્વારમાં એક બ્રાહ્મણ સાથે રહેતો મારે મન એ જ મારા પિતા હતા એક રાતે એમને અચાનક તાવ ચડયો ને એ પણ ચાલ્યા ગયા મરતા મરતા એમણે મને કહ્યું કે તું એક વર્ષનો હતો ત્યારથી મે તને ઉછેર્યો છે હું તારો પિતા નથી બાઇસાહેબ ! સારંગી વગાડવાને ગાના પણ હું એમની પાસેથી જ શીખ્યો હતો.

શ્રીદેવી  તો પછી તું અહીં બદ્રીનારાયણ શા માટે આવ્યો ?

ચિરતન  મારા જેવા ભટકતા માણસ માટે ક્યાં જવું ને ક્યાં ન જવું તે નક્કી નથી હોતું આજ અહીં તો કાલે બીજે, જ્યાં મે પૈસા મળે, ત્યાં પહોંચી જઇએ ઠામઠેકાણા વિનાના માણસનું તો એવું જ છે ને બાઇસાહેબ !

શ્રીદેવી  તને અહીં રહેવું ગમે છે ?

ચિરતન , ગમે કે ન ગમે-પણ માતા ગંગાનો ખોળો મૂકીને હું બીજે ક્યાં જાઉં ? પાણીને પગને પગને મને મારી માતાનો અવાજ યાદ આવે છે

શ્રીદેવી  તારી માતાનો અવાજ ?

ચિરતન  એક વર્ષના બાળકને માતાનો અવાજ ક્યાંથી હોય ? પણ ગંગાના પાણીનો ઘૂઘવાટ મારે કાને પડે છે તેમાંથી હું આશ્વાસન મેળવું છું પ્રેમ મેળવું છું જાણે મારા માથા પર કોઈ હેતભર્યો હાથ ફેરવતું હોય એમ મને લાગે છે

શ્રીદેવી  એક વર્ષનો મૂકીને તારી મા મરી ગઈ હતી ?

ચિરતન  મને કાંઈ ખબર નથી. મારા પાલક પિતાએ મને કહ્યું હતું કે હું તો એમને કાશી વિશ્વનાથના મંદિરના ઓટલે ભરઊંઘમાં સૂતેલો મળી આવ્યો હતો, મારી પાસે કોઈ નહોતું એમણે માન્યું કે મારી મા મને મૂકીને ચાલી ગઈ હશે પાછળથી કોઈએ કહ્યું કે એણે ગંગામાં પડીને આપઘાત કર્યો ખરેખર શું બન્યું હતું એ વાતની કોઈને કદી ખબર જ ન પડી મને પેલા બ્રાહ્મણે ઉછેર્યો, મોટો કર્યો, ગાના-વગાડતા, શીખવ્યું ને આજે ગંગાને કાંઠે મારી માને સંભાર્યા કરું છું

શ્રીદેવી  તારી માતા ક્યાં ગઈ એની તને ઉમર સુધી ખબર જ ન પડી બાળ ગવૈયા ?

ચિરતન  મને ખબર છે મને ખરેખર એવું ઉર્મી આવે છે મારી મા મારું દુખ ન જોઈ શક વાથી ગંગાને શરણે ગઈ હશે.

શ્રીદેવી  તને અત્યારે કેટલામું વર્ષ ચાલે છે ?

ચિરતન સોળમુ વર્ષ

શ્રીદેવી (મનમા ) સોળમુ વર્ષ ! મારી શકા સાચી પડતી લાગે છે એ જ રૂપાનુ મો કરમાઈ ગયેલી ફીકીઓનાળી આખો હાથપગ, શરીર ની બાધણી, બધુ મારા ચિરતનને મળતુ જ આવે છે

*

રૂપા ચાલો, ચાલો બાઇસાહેબ શેઠની તબિયત અચાનક લથડી છે છાતીમા દુખાવો શરૂ થયો છે મને કહ્યુ કે તુ તારી શેઠાણીને લઇ તાબડ તોબ અહી આવજે આપણે અત્યારે ને અત્યારે હરદ્વાર જવુ પડશે બહાર મોટર પણ તૈયાર ઊભી છે

શ્રીદેવી અચાનક શેઠની તબિયતને વળી શુ થયુ ?

રૂપા શેઠ તો તમારો વાક કાઢે છે આવા વરસાદના દિવસોમા તમે બદ્રીનારાયણ જવાની જીદ ન કરી હોત તો સારુ હતુ

(વાદળનો ગગડાટ)

શ્રીદેવી એમના સ્વભાવને હુ ઓળખુ છુ બદ્રીનારાયણની યાત્રાનું ફળ મને મળ્યુ છે એમને નહિ મળ્યુ હોય

રૂપા યાત્રાનુ ફળ ! તમને ?

શ્રીદેવી એમા આશ્ચર્ય શુ પામે છે ? જીવન મા કયારેય નહોતુ સાભળ્યુ એવુ પ્રાણોત્તેજક સગીત મળ્યુ, ગાનારનો દદભર્યો ઈતિહાસ મળ્યો અનાથની સેવા કરવાની તક મળી ફળમા બીજુ બકી શુ રહે છે ?

(વાદળનો ગગડાટ-વરસાદ)

રૂપા વરસાદ શરૂ થયો બાઇસાહેબ ! હવે આપણે જવુ જાઈએ મોડુ થશે તો શેઠ રોષે ભરાશે

શ્રીદેવી હ, પણ રૂપા પેલી રકમ–

રૂપા હાય, હાય, શેઠના મદવાડની ચિતામા એ તો હુ ભૂલી જ ગઈ, હવે ?

શ્રીદેવી હવે શુ ? કશુ જ નહિ ગરમ ધાબળી વિના આટલી ટાઢમા આ ગરીબ ગવૈયો ઓઢશે શુ ? જોડા અને લાકડી વિના એનાથી ચલાશે શી રીતે ? ને પહેરણ વિના એ પહેરશે શુ ?

(મોટરના હોર્નનો અવાજ)

રૂપા બાઈસાહેબ, ચાલો, ચાલો, શેઠ બોલાવે છે ઉતાવળ કરો

શ્રીદેવી ચાલ આવુ છુ હ, ભાઇ ગવૈયા, તુ હરદ્વાર આવીશ ? હુ તારો કયાક બદોબસ્ત કરી દઇશ તને રહેવા માટે સારી જગ્યા અપાવીશ,

ચિરતન તમે જાઓ છો બાઇસાહેબ ! તમે શુ કહ્યુ ? હા, કર્યા હરદ્વાર ? હરદ્વાર તો હુ ઘણી વાર આવ્યો છુ ને ને લોકો વર્ણવે છે તે પ્રમાણે માતા ગગાની કુમકુમરગી હથેળી જેવી પેલી અત્યત શીતળ અને રમણીય જગ્યા હરિપાયરી ઉપર તો મે અનેક રાતો ગાળી છે ત્યા તમે મને ફરીવાર મળશો ? (મોટરનુ હોર્ન)

રૂપા બાઈસાહેબ ! જુઓ શેઠ ઉતાવળ કરી રહ્યા છે ચાલો જલદી ચાલો

શ્રીદેવી હા હા, ચાલો પણ રૂપા તુ જરાક વાર

રૂપા તમે વારેઘડીએ બાળગવૈયાના મો સામે શુ જોયા કરો છો ?

શ્રીદેવી મો સામુ જોયા કરુ છુ ? બાળગ વૈયાના ? તે સાચુ કહ્યુ એનું મો આજે અતરનું દર્પણ બની ગયુ છે એ દર્પણમા હુ મને પોતાને જોઇ રહી છુ પદર વર્ષ પહેલા માટીમા મળી ગયેલા એક છોડને આજે નવા પાન આવ્યા છે નવા ફૂલ આવ્યા છે

રૂપા બાઈસાહેબ, તમે શુ બોલો છો એમા હુ કાઇ સમજતી નથી

શ્રીદેવી તુ સાચુ કહ્યુ રૂપા ? હુ શુ બોલુ છુ એ હુ પણ સમજતી નથી

ચિરતન તમે મને ઉત્તર કેમ આપતા નથી ? હરિપાયરી ઉપર તમે મને મળશો ને ?

શ્રીદેવી હા, હા ભાઇ બાળગવૈયા તું હર દ્વાર જરૂર આવજે હો

ચિરતન જરૂર આવીશ બાઇસાહેબ ! પણ

શ્રીદેવી  અરેરે, શું થયુ હશે એ બિચારા અધ બાળકનું ? શેઠે એને ધમકાવ્યો હશે ? હરદ્વાર છોડીને જતા રહેવાની ચેતવણી આપી હશે ?

રૂપા  એ અધ બાળક પ્રત્યે તમને આટલી મમતા કેમ જાગી છે બાઈસાહેબ ? શુ તમે એને ઓળખો છો ?

શ્રીદેવી  કોઇપણ માર્ગ ભૂલેલી જનેતા પોતાના તરછોડાયેલા પુત્રને જે રીતે ઓળખે એ રીતે હુ એને ઓળખુ છુ

રૂપા  દેવી ! શ્રીદેવી ?

શ્રીદેવી  તુ આશ્ચર્ય પામે છે ? ખરેખર આ આશ્ચર્યકારક જ ઘટના છે પ્રતિષ્ઠા સાચવવા માટે આપણે બીજુ ઘણુ ગુમાવવુ પડે છે

રૂપા  તમારી વાત જરાતરા સમજાય એવી તો છે

શ્રીદેવી  તને તો શુ પણ શેઠ શ્રીકાતની કાશીની ને હરદ્વારની હવેલીઓ પણ આ વાત સમજે છે સૂર્ય, ચદ્ર અને આકાશના તારાઓ પણ સમજે છે માત્ર પ્રતિષ્ઠાનો માપદડ હાથમા લઇને ફરતા શેઠ શ્રીકાત આ વાત સમજતા નથી

રૂપા  શુ તમે ખરેખર માતા છો ! તમે તરછોડેલો અધ્બાળક એ પોતે જ આ બાળગવેયો છે ?

શ્રીદેવી  આખો કદાચ ન ઓળખે પણ અતર એને ઓળખે છે રૂપા ભૂતકાળની એ જ્વાળાને આજ સુધી મે મારી છાતી પર નાચતી અનુભવી છે જ્યારથી મે એને ગગાને કાઠે ભટકતો જોયો, ગગાના ઉછળતા પાણીને માતાના સમાચાર પૂછતો જોયો ત્યારથી મારી છાતીમા ફરી દૂધ ભરાયુ છે પદર પદર વર્ષ વીત્યા છતા તેણે તેના કોમળ હૃદયમાથી માતના પ્રેમને દેશવટો નથી આપ્યો, માતાના સભારણાને એણે સળગાવી નથી દીધી

રૂપા  આ કોણ ગાય છે બાઇસાહેબ ?

શ્રીદેવી  અરે આ તો એ જ બાળગવૈયાનો અવાજ ! રૂપા, તે સાભળ્યુ ને ? જો તો ખરી ગાતો ગાતો એ કઈ તરફ જાય છે ? તુ એની પાછળ જા

રૂપા  શેઠને આવવાનો વખત થઇ ગયો છે હવે આપણે અદર જવુ જોઈએ

શ્રીદેવી  કેટલો મીઠો અવાજ છે એનો ? કેમ કાંઇ બોલતી નથી રૂપા ? કે તને સગીત ઉપર પ્રેમ નથી ?

રૂપા  બાઈસાહેબ ! બાઈસાહેબ ! આ તો શેઠની મોટરનો અવાજ શેઠ આપણને અહી ઊભેલા જોશે તો શુ નુ શુ કરી નાખશે ચાલો અદર ચાલો

શ્રીદેવી  ભૂખના દુ ખને લીધે એ કેટલો દુર્બળ દેખાય છે ? રૂપા, જો તો ખરી એના અગ ઉપર એકેય સાજુ વસ્ત્ર નથી પગમા પગરખા નથી, હાથમા લાકડી નથી રૂપા, રૂપા, તુ એને અહી તેડી લાવ— અહી મારી પાસે જા—જલદી જા

રૂપા  જુઓ, જુઓ બાઈસાહેબ શેઠની મોટર ગવૈયાની સામે ધસી જાય છે  અરે, અરે

શ્રીદેવી  બેટા, ચિરતન ! બેટા ! અહી આવ, અહી આવ  અરે, કોઈ દોડો, દોડો મારા ચિરતનને મારા લાલને કોઈ હત્યારાએ કચડી નાખ્યો કોઈ એને બચાવો

*

શ્રીદેવી  તારા પગને હવે કેમ છે બેટા ?

ચિરતન  તમે  તમે હજી અહી જ છો ? તમારે ઘેર નથી ગયા ?

શ્રીદેવી  ગઇકાલે તને રૂપાએ નહોતુ કહ્યુ કે આ પણ મારુ જ ઘર છે

ચિરતન  તમારુ ઘર આવુ હોય ? અહી તો ચોવીસે કલાક દોરના અવાજ સભળાય છે, ગગા કિનારે થતો હતો એવો સાધુઓના ચિપિયાનો ખખડાટ થાય છે, કૂવા ઉપર પાણી માટે લોકો લડતા હોય એવુ લાગે છે આવુ તમારુ ઘર હોય ? મને તો આ કોઈ ધર્મશાળા લાગે છે

શ્રીદેવી  પ્રત્યેક મુસાફરનું ધર્મશાળા એ જ સાચુ ઘર છે બેટા !

ચિરતન  મારા માટે તમે સાચુ કહ્યુ

શ્રીદેવી  મારા માટે એ તારા કરતા પણ

વધારે સાચું છે હું પણ બેગ, હવે તારાથી જરાતરા ચલાય તો છે ને?

ચિરતન જમીન પર પગ ક્યા મૂકાય છે? જરાક પડખુ બદલુ છુ ત્યા પગમા આચકા લાગે છે જાણે કે આખુ અગ અચેતન બની ગયુ છે મને તો એમ લાગે છે કે જાણે મારા પગ જ નથી

શ્રીદેવી તારા પગ તો આ રહ્યા ભાઈ!

ચિરતન હાથ અડાડુ છુ ત્યારે મને એટલી ખબર તો પડે છે પણ જેમ જીભ ચાલે છે, આખના પોપચા ઉઘાડ બધ થાય છે, જેમ હાથ ઊંચા–નીચા થાય છે તેમ પગ થતા નથી ગોઠણ નીચેના ભાગ જાણે ખોટો પડી ગયો એમ લાગે છે ને બાઈસાહેબ

શ્રીદેવી, મે તને શુ કહ્યુ હતુ તે ભૂલી ગયો?

ચિરતન મને કશુ યાદ નથી

શ્રીદેવી મે તને નહોતુ કહ્યુ બેગ, કે હુ તો એક સામાન્ય સ્ત્રી છુ મને બાઇસાહેબ કહીને ન બોલાવીશ હો!

ચિરતન એક સામાન્ય સ્ત્રી? તમે?

શ્રીદેવી કહે જોઈએ, તુ મને હવે શુ કહીને બોલાવશે?

ચિરતન એક અધ અપગ અને અજાણ્યા બાળક ઉપર આટલુ હેત રાખનારને હુ માતા શા માટે ન કહુ?

શ્રીદેવી તને જ્યારે ત્યારે તારી મા કેમ બહુ યાદ આવે છે?

ચિરતન અતરમા સઘરવા લાયક મારે માટે આ દુનિયામા એ એક જ વસ્તુ છે એનુ સ્મરણ એ મારુ પાવન તીર્થધામ છે તમને નવાઈ લાગશે, જૂની સારગી સાથે રાત પડે એગે માતાની જ કથા ચાલે છે ગગામા હુ જેટલીવાર નહાયો છુ એટલીવાર મે માતાના કોમળ હાથનો સ્પર્શ અનુભવ્યો છે અને આજ તો તમે મારી એથીયે વિશેષ સભાળ રાખો છો, પછી તમને શા માટે મા ન કહુ?

શ્રીદેવી મા! બેટા, મા એ શબ્દો તારા મોઢામા કેવા મીઠા લાગે છે?

ચિરતન ઓહ, મારા પગમા અત્યત વેદના શરૂ થઇ છે મા!

શ્રીદેવી ગભરાશ નહિ હો! દાકતર કહેતા'તા કે હવે એક પાટો બાધ્યા પછી તરત જ પીડા ઓછી થઈ જશે

ચિરતન દાકતર સાહેબ હજી સુધી કેમ આવ્યા નહિ? રૂપાબેન ક્યા ગયા છે?

શ્રીદેવી રૂપા દાકતર સાહેબને તેડવા જ ગઈ છે બેગ! બન્ને હમણા આવી પહોચશે ને મારા હાથનો ટેકો લઇને તુ જરા બેઠો થા પગનો દુખાવો હમણા મટી જશે હો બેગ!

*

રૂપા અહી કોઈ જ નથી? અહો કોઈ જ નથી? જુઓ જુઓ પેલો રાક્ષસી પડછાયો હાથમા ધગધગતા સૂયા લઇને મારી આખો ફોડવા દોડ્યો આવે છે અરે, કોઈ દોડો, દોડો એ તો સાવ નજીક આવી ગયો એને પકડો, મને હમણા મારી નાખશે.

શ્રીદેવી અરે રૂપા, તને થયુ છે શુ? તુ બુમો શા માટે પાડે છે? અહી તો કોઈ નથી. તુ ગભરાય છે શા માટે?

રૂપા ઓહ! મારુ ચિત્તભ્રમિત થઈ ગયુ છે બાઈસાહેબ! ચિરતનની જેમ મારી આખો સામે પણ પડળ આવ્યા છે મને કાઈ દેખાતુ નથી–કાઈ દેખાતુ નથી

શ્રીદેવી એક પછી એક આવતી આપત્તિને લીધે તારી આ સ્થિતિ થઈ છે બહેન! તુ ગભરાઈશ નહિ–મારી પાસે આવ જો ચિરતન તને ક્યારનો સંભારી રહ્યો છે

રૂપા કેમ છે હવે એના પગને?

શ્રીદેવી સૌ સારાવાના થઈ રહેશે પણ કહે તો ખરી તને શુ થયું હતુ? તુ શેઠ પાસે ગઈ હતી?

રૂપા શેઠ પાસે? હા–હા, હુ શેઠ પાસેથી

જ આવુ છુ  બાઇસાહેબ, શેઠે મને બહુ અનિષ્ટ વચનો કહ્યા

શ્રીદેવી  અનિષ્ટ વચનો?

રૂપા  હા, બાઈસાહેબ! શેઠે ચિરંતનનો દવા દારૂ, દાક્તર વગેરે માવજત માટે રાતી પાઇ પણ આપવાની ના પાડી અને

ચિરંતન  મારા દવાદારૂ માટે કોણે ના પાડી રૂપાંબહેન?

શ્રીદેવી  કોઇએ નહિ બેટા, એ તો રૂપા કોઈ બીજાની વાત કરે છે  ધીમે ધીમે બોલ રૂપા! ચિરંતનના અંતઃકરણ ઉપર આવી વાતની અસર બહુ જલદી થાય છે બધી માંડીને વાત કર શેઠે શું કહ્યું?

રૂપા  શેઠે કહ્યું કે એવા હજારો આંધળા પાંગળા મહિને દહાડે મોટર નીચે ચગદાઇ મરે છે બધાના દવાદારૂ કરવા બેસીએ તો પાર ક્યાં આવે?

શ્રીદેવી  પાપ-સ્નાન! મહિને દહાડે હું, પણ રૂપા, મારા કહેવા પ્રમાણે તું શેઠને એટલું સમજાવી ન શકી કે શ્રીદેવી ચિરંતનને આપણી સાથે રાખવા ઇચ્છે છે?

રૂપા  જ્યારે સર્વનાશ થવાનો હોય છે ત્યારે જિંદગી પોતે જિંદગીને જાકારો આપે છે

શ્રીદેવી  તારા કહેવાનો ભાવાર્થ હું સમજી ગઈ  ચિરંતન આપણી સાથે રહે એ વાત શેઠને મંજૂર નથી એમ જ ને?

રૂપા  વધુ કહેતા મારી જીભ નથી ઉપડતી બાઈસાહેબ  ચિરંતનનું નામ સાંભળીને શેઠે ગુસ્સે થઇને એવા તો કડવા વચનો કહ્યા કે–

શ્રીદેવી  બોલને રૂપા, જલદી બોલ, શેઠે શું કહ્યું તને?

રૂપા  આગની જેમ ભડભડ સળગતી આખી વાતચીતનો સારાંશ એ હતો કે જો શ્રીદેવીને ચિરંતનની સાથે રહેવું હોય તો મારી હવેલીના દરવાજા એને માટે આજથી બંધ થાય છે

શ્રીદેવી  ઓહ, જો ચિરંતનની મા તરીકે હું સ્વામીની સાથે રહેવાની ઇચ્છા કરું તો એમની હવેલીના પગથિયાને હું સ્પર્શ પણ કરી શકું નહિ એમને? વાહ રે, પ્રતિષ્ઠિત પુરુષ!

રૂપા  વાતચીતના અંતમાં શેઠે ઉગ્ર રીતે જણાવ્યું છે કે ચિરંતનને લઇને શ્રીદેવીએ અત્યારે ને અત્યારે ગમે ત્યાં ચાલ્યા જવું  આપણને આ ધર્મશાળામાં રહેવાની પણ મનાઇ કરવામાં આવી છે

શ્રીદેવી  શેઠના આ અન્યાયી ફરમાનનો તેં કશો જ ઉત્તર ન આપ્યો રૂપા?

રૂપા  તમારી છાયામાં રહીને ઉત્તર આપતા તો હું બરાબર શીખી છું  મેં કહ્યું કે જે જનેતા પોતાના પુત્ર માટે પ્રાણની આહુતિ આપી શકે તે લક્ષ્મીથી ઉભરાતી તમારી હવેલી બહુ સહેલાઇથી છોડી શકે  ચિરંતનના રક્ષણ માટે આજે એક નહિ પણ બે અડીખમ દીવાલો ઊભી થઇ છે

શ્રીદેવી  બે દીવાલો? બે દીવાલો કઈ રૂપા?

રૂપા  એક શ્રીદેવી અને બીજી રૂપા

શ્રીદેવી  ધન્ય મારી બહેન, આજે મને લાગે છે કે આ દુનિયામાં હું એકલી નથી

રૂપા  તમે એકલા નથી પણ હું સાથે છું એ જાણ્યા પછી તો શેઠના ક્રોધાગ્નિએ માઝા મૂકી દીધી  ટેબલના ખાનામાંથી લાંબી છરી ઉપાડી એમણે મારી પાછળ દોડવા માંડ્યું, પણ સ્થૂળ શરીર કેટલુંક દોડે  બારણા નજીક આવતા આવતા ત્રણ વખત પડી ગયા, ને બહારથી હવેલીના કમાડ વાસી હું અહીં દોડી આવી  હવે આપણે અહીંથી નાસી છૂટવાની તૈયારી કરવી જોઇએ

શ્રીદેવી  પણ રૂપા તેં ચિરંતનનો વિચાર કર્યો? વખતસર દવા ન મળવાથી બિચારો બેઉ પગે સાવ અપંગ બની ગયો છે

રૂપા  હું એને મારી પીઠ ઉપર ઉચકી લઇશ  પણ હવે એક ક્ષણ પણ અહીં નથી રહેવું

ચિરંતન  શ્રીદેવી, મા?

શ્રીદેવી  કેમ બેટા, પગ બહુ દુખે છે?

ચિરંતન : ના, મા ! જરાયે હું ખતા નથી તમે જરાક પગ પર હાથ તો ફેરવો કેટલું બધું ચેતન આવ્યું છે એમાં? જાણે એમ થાય છે કે કેટલાયે ગાઉ ચાલ્યો જાઉં

રૂપા તને હવે અહીં રહેવું નથી ગમતું બાળગવૈયા ?

ચિરંતન જુઓને રૂપાબેન, અહીં આખો દિ પાન ખર્યા કરે છે પંખીઓ વેગ વિનાના ગાય છે લોકો યુદ્ધે ચડ્યા હોય એટલા જોરથી બોલે છે મને તો હવે અહીં જરાય ગમતું નથી

રૂપા સાંભળ્યું બાઈસાહેબ, શ્રીકાન્ત શેઠ લોકોને ઉશ્કેરીને આ તરફ મોકલતા લાગે છે આપણે જલદી અહીંથી ચાલ્યા જવું જોઈએ લાવો હું ચિરંતનને ઉંચકી લઉં છું સામે જુઓ પેલા માળામાં કોયલ એના બચ્ચાંને ઉડતા શીખવાડે છે

શ્રીદેવી હું મારા ચિરંતનને એમ ઉડતા યે શીખવાડીશ એની આંખો તો હું ન બની શકી પણ પાંખો જરૂર થઈશ

રૂપા શ્રીદેવી, બહેન તમારી આંખમાં આંસુ ?

શ્રીદેવી આ આંસુ વેદનાના નહિ પણ અંતરના દાવાનળના છે બહેન રૂપા ! કોઈ નાગી છૂટેલી કોયલ જેવી હું યે મારા બચ્ચાને પાંખમાં લપેટીને આ ઠાંગે આવી હતી ઝાડવે ઝાડવે વસંત રમતી તી હું યે એ વસંતની વચ્ચે આવીને બેઠી કરમાયેલ ફૂલ ઉઘડે તેમ હું ઉઘડીને ઉન્માદે ચડી હતી એ જ ઉન્માદે આજે મારા બચ્ચાને લઈને પાછી જાઉં છું રૂપા, મારા સૌભાગ્ય કંકણો આજે બળીને ભસ્મ થઈ ગયા છે એની રાખમાંથી હું મારા માતૃત્વની ઓષધિ શોધી રહી છું મારા સંતાનની સંજીવની શોધી રહી છું

*

## દુનિયામેં એક

ભારતના સુપ્રસિદ્ધ 'તબલેનવાઝ' (તબલચી) ઉસ્તાદ અહમદજાન તિરકવાના જીવનમાં બનેલી આ એક વાત છે

એક દિવસ એક જાહેર કાર્યક્રમમાં તેમનો તબલાવાદન । કાર્યક્રમ યોજવામાં આવ્યો એમના તબલાં સાંભળી લોકો આનંદથી ડોલી ઊઠ્યા કાર્યક્રમ પૂરો થયો ત્યારે વ્યવસ્થાપકે તેમને મહેનતાણાની નક્કી કરેલ રકમ આપી અને પાવતી પર પૈસા મળ્યા બદલ સહી માગી જરા પણ અચકાયા વિના ખાંસાહેબે ડાબા હાથનો અંગૂઠો શાહી લગાવવા આગળ ધર્યો એમને સહી કરતાં પણ નહોતી આવડતી એમની અભણ દશાની એક સુશિક્ષિત કાર્યકરે મશ્કરી કરી

સુશિક્ષિત કાર્યકરે મશ્કરી કરી તેથી ખાંસાહેબ જરાયે ગુસ્સે થયા નહીં સ્વસ્થપણે ગંભીરતાપૂર્વક તેઓ બોલ્યા

'માફ કરજો એક વાત પૂછું ? તમારા જેવા સુશિક્ષિત લોકો આ દુનિયામાં કેટલા હશે ?

પેલા કાર્યકરભાઈએ કહ્યું 'હજારો – લાખો હશે !'

સાંભળીને ખાંસાહેબે ફરીથી પૂછ્યું અને મારા જેવા તબલચી તિરકવા કેટલા હશે ? એક જ કે નહીં ? બસ બસ મારા મનનું સમાધાન થઈ ગયું મારા વડીલોએ મને એક જ શિક્ષણ આપ્યું છે 'દુનિયામાં એકમેવ બનો '

આમ કહી તબલેનવાઝ ખાંસાહેબે ડાબા હાથનો અંગૂઠો શાહીના પેડ તરફ આગળ લંબાવ્યો

કાર્યકર બિચારા શું બોલે ? —નવીનચંદ્ર જી મધાણી

# અર્વાચીન જગત અને કેળવણી

નવનીત મહેતા

આધુનિક જગત માટે આપણને આધુનિક શિક્ષણની જરૂર છે અત્યારના સમાજમાં સફળતા પૂર્વક રહેવા માટે આપણે યુવકોને તૈયાર કરવાના છે આવુ આવુ આપણે ઘણુ સાભળીએ છીએ આવી ઉક્તિઓમાં સાદી સમજ અને પરિસ્થિતિનું ભાન તરી આવે છે તેમાંથી તરત જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ઉપલા હેતુ માટે બાળકોને શુ શીખવવુ? આપણા વિદ્યાર્થીઓને અત્યારના પ્રશ્નોનુ જ્ઞાન આપવુ તે બરાબર છે, પણ તે પ્રશ્નો કયા છે અને જગત આધુનિક કયા અર્થમા છે તે પણ સમજવુ રહ્યુ આ પ્રશ્નોના જવાબ, વિના વિચાર્યે, આપી દેવાથી કોઇ ઉકેલ આવી શકશે નહિ

આપણે વાચીએ છીએ કે સારા વૈજ્ઞાનિકો તત્ત્વજ્ઞાનના પુસ્તકો તરફ વળે છે શ્રીનિવાસ શાસ્ત્રીને રામાયણનો શોખ હતો પૂ ગાંધીજીને ધાર્મિક પુસ્તકો વગર ચાલતુ નહિ ત્યારે આ મહાનુભાવો આધુનિક નહોતા? બર્મામા લડવા જતા પહેલા એક જુવાન અફસર પ્લેટો વાચતો હતો તે વાત સુવિદિત છે તેને તેમાંથી જેમ મળી રહેતુ હતુ મનુષ્યસ્વભાવ બહુ ઓછો પલટાયો છે, નહિ તો કાલિદાસ કે ભવભૂતિનો આપણા માટે કશો અર્થ ન રહ્યો હોત શેક્સપિયર કે શેલી પ્રેમાનદ કે દયારામ કોઇ અત્યારે વચાત જ નહિ મનુજ આદર્શો ઓછા પલટાય છે તે સનાતન તત્ત્વ છે પદ્ધતિઓ–પ્રણાલિકાઓ પલટાય પણ જીવનની ઊડી અને અમોઘ વસ્તુ અટલ રહે છે મનુષ્ય સ્વભાવમાં આ અમુક સનાતન તત્ત્વો છે આ તત્ત્વોને અગે જ મનુજજીવનના કોયડા કોઇ પણ યુગમાં તેના તે જ રહ્યા છે હવે લઇએ અર્વાચીન જગતના પ્રશ્નો આ પ્રશ્નો શા છે તે માટે સ્પષ્ટ થવાની જરૂર છે પ્રશ્નો વિવિધ હોય તો તેમા કયા અગત્યના છે તે પણ સમજવુ આવશ્યક છે સામાન્ય રીતે અર્વાચીન પ્રશ્નો બે વિભાગમાં વહેચી શકાય એક તો આપણી જટિન સસ્કૃતિના સામાજિક પ્રશ્નો વેપાર, અર્થશાસ્ત્ર, સ્થાનિક તથા મધ્યસ્થ સરકાર, પરદેશ સાથેના સબધો બીજી તરફ વિજ્ઞાનનું વિશાળ ક્ષેત્ર પડેલુ છે આ ઉપરથી એવુ જણાશે કે આપણી કેળવણી પ્રથાએ આ બે પ્રશ્નો સમજવા માટે–તેનો ઉકેલ લાવવા માટે વિદ્યાર્થીઓને શક્તિ આપવી જોઇએ Social Sciences અને Natural Sciencesનો અભ્યાસ વિદ્યાર્થીઓને કરવો પડશે આ રીતે અપાતી કેળવણી પૂરતી હશે?

કુદરતી બળોનું જ્ઞાન નાગરિકોને જોઇશે વેપાર–વાણિજ્યની પ્રથા તેણે જાણવી પડશે વસ્તુઓ કેમ તૈયાર થાય છે અને કયા કેવી રીતે વેચાય છે તે બધુ નાગરિકને સમજવુ પડશે રાજતત્ર કેમ ચાલે છે, મતની શી કિંમત છે, તેનું તેને જ્ઞાન હોવુ જોઇશે આપણુ સામાજિક જીવન બદલાવનારાં કયા બળો છે તેનુ થોડુ ઘણુ જ્ઞાન તે મેળવશે અર્વાચીન જગત માટે આ અર્વાચીન કેળવણીની આછી રૂપરેખા થઇ આને ધ્યાનમા રાખીને અભ્યાસ ક્રમ ઘડવો જોઇશે

પણ આ દૃષ્ટિએ ઘડાયેલા અભ્યાસક્રમ માનવ શાંતિની દૃષ્ટિએ પૂરતો હશે? અર્વાચીન જગતની જરૂરિયાત તે ખરેખર સતોષશે? તેમાં ધર્મની તો કશી વાત નથી. સાહિત્ય, કલા, સગીત વગેરે ઉપર ખાસ ભાર નથી બીજા ‘ઉપયોગી વિષયોના અનુસધાનમાં જેટલુ શીખી લેવાય તેટલુ જ શીખવવાનું વિષયો વધારે રાખ્યાથી પણ શો ફાયદો છે? જેમ ઘરમા માણસો વધી જાય અને આરોગ્ય બગડે તેમ અભ્યાસક્રમમા પણ વિષયો વધારી નાખવાથી માનસિક આરોગ્ય કથળે છે Overcrowding in education, as in housing means ill health શાળા એક અધારી કોટડી બની જશે આવી ગદી કોટડીમા ગભીર રોગ ફાટી નીકળે જ્ઞાનનો દીપ ત્યાં પ્રજ્વળી શકે નહિ ઉપરછલ્લી માહિતી ત્યાંથી મળી શકે ઊડી માહિતી મેળવવાનો

વખત જ ન રહે આવુ ઉપરછલ્લુ જ્ઞાન અમુક અ શે ઉપયોગી થઈ પડે જીવનને થોડો સમય ઉલ્લાસિત પણ બનાવે, પણ તેની ઉપયોગિતા અલ્પજીવી છે પણ ઘણી વખતે તેવુ જ્ઞાન ભયજનક છે આપણે જે નથી જાણતા, તે બરાબર જાણીએ છીએ એવો ભ્રમ સેવીએ છીએ અભણ માણસો દેશને ભયરૂપ છે, પણ તેથી વિશેષ ભય તો અર્ધશિક્ષિતોનો છે જે વિષયનું જ્ઞાન નથી તે ઉપર આ અર્ધશિક્ષિતો અભિપ્રાય આપે છે–તેમના અજ્ઞાનનુ તેમને જ્ઞાન નથી કેળવણીનું મુખ્ય કાર્ય આ અર્ધદગ્ધોની સ ખ્યા ઘટાડવાનું હોવુ જોઈએ આમ કરવાનો એક ઉપાય લોકોને જ્ઞાન શુ છે તે સમજાવવાનો છે વિદ્યાર્થી એક વિષય પણ બરાબર શીખ્યો હશે તો તેને તે વિષય પૂરતુ જ્ઞાન મળશે અત્યારની શિક્ષણ પ્રથા અનેક વિષયો શીખવવાનો પ્રયત્ન કરે છે અને પરિણામે એક પણ વિષય બરાબર શીખવી શકતી નથી

હવે વિજ્ઞાન ઉપર રચાયેલ અભ્યાસક્રમ નિહાળીએ આ અભ્યાસમાં થોડી સચોટતા તો રહેવાની આધુનિક સ સ્કૃતિના ખાસ લક્ષણ પ્રયોગાત્મક વિજ્ઞાન તથા હુન્નર–ઉદ્યોગો છે, અને આ લક્ષણ પ્રમાણે વિજ્ઞાનનો અભ્યાસ પ્રથમ પસ દગી માગી લે છે ખરી વાત છે કે અત્યારની દુનિયામા વિજ્ઞાન એક મોટુ બળ છે દુનિયાને વિશેષ વિજ્ઞાન–શાસ્ત્રીઓની જરૂર પડશે વિજ્ઞાને ઘણુ કર્યુ છે ઘણુ કર્યે જાય છે અનેક અજ્ઞાન પ્રદેશોમા પ્રકાશ ફેકયો છે દુનિયાની સૂરત એક રીતે ફેરવી નાખી છે, પણ ઈ સ ૧૯૧૪થી અત્યાર સુધીમા બે મોટા વિશ્વયુદ્ધો આવી ગયા લડાઈઓ કઈ પદ્ધતિઓ વપરાઈ, વિજ્ઞાને શો ભાગ ભજવ્યો તે બધુ વિજ્ઞાન કહેશે વિજ્ઞાન–વિગ્રહનુ કારણ કહી શકશે નહિ માનવજાતિને નિગાડી નાખનારા યુદ્ધો કેમ અટકાવવા તે વિજ્ઞાન આપણને શીખવતુ નથી મનુજઆત્મા, તેની ભાવના, સાહિત્ય અને કલા વિષે વિજ્ઞાન કશુ કહેતુ નથી મનુજહૃદયની ઊર્મિઓ વિષે તે મૂક છે માણસના ઉલ્લાસો, દર્દો પ્રેમ વગેરે વિષે તે કશુ કહી શકે તેમ નથી

એક હાથમા ઝેરી ગેસ તથા અણુબોમ્બ હોય છે, જ્યારે બીજા હાથમા દર્દ ઓછુ કરનારુ પેનિસિલિન પણ હોય છે વિજ્ઞાનની શોધખોળોનો મનુષ્ય શો ઉપયોગ કરી રહ્યો છે ? જીવને તેમાથી શુ મેળવ્યુ ? માણસ વિજ્ઞાનની બધી સિદ્ધિઓમાથી અણુબોમ્બને જ પસ દ કરે તે તેમા વિજ્ઞાનનો શો વાંક ? પસ દગી માણસ કરે છે ગમે તે પસ દ કરવા તે સ્વત ત્ર છે મનુજજીવનની મહાન આધ્યાત્મિક વાતોને વિજ્ઞાન સ્પર્શતુ નથી આધ્યાત્મિક ખોજ અધૂરી રહી જશે અને દોઢડાહ્યો માનવી સમસ્ત માનવજાતિને નષ્ટ કરી જશે અર્વાચીન જગત માટે અર્વાચીન કેળવણીની વાત કરનારાઓએ આ ભયસ્થાન સ્વીકારવુ જોઈએ વિજ્ઞાને આપણી સ સ્કૃતિને ઘડવામા ઘણો મોટો ભાગ ભજવ્યો છે તે ખરુ, પણ વિજ્ઞાન સમગ્ર જીવનને સ્પર્શી શક્યુ નથી અર્વાચીન જગત અમુક અ શે જ અર્વાચીન છે ઘણી બાબતો તો જગજૂની છે મનુષ્ય સ્વભાવ એ જ છે ડાર્વિન પછી તે બદલાયા નથી ફેરફાર એ તો માત્ર વેશપલટો છે બહારની કોરને તે સ્પર્શે છે અત્યારના સમાજનુ તે કમભાગ્ય છે કે અલ્પજીવી તત્ત્વોને તે વળગી રહે છે કેળવણીનું કર્તવ્ય આ શોધખોળોને સ્વીકારવાનું છે, તેની વ્યવસ્થા કરી આપવાનું છે, બાહ્ય અલ્પજીવી તત્ત્વોને પણ સ્થાન આપવાનું છે પણ તેનો પાયો તો માનવતાનાં સનાતન તત્ત્વો ઉપર જ રચાવો જોઈએ તે સમજી લેવામા ભૂલ ન થવી જોઈએ કેળવણીનો ઉદ્દેશ માત્ર ટેકનિશિયનો કાઢવાનો નથી. સારા, સુખી, સમૃદ્ધ માણસો તૈયાર કરવાનું તેનું કાર્ય છે

જગની માણસના કરતા સુધરેલ માણસ કઈ રીતે જુદો પડે છે ? કઈ રીતે ચડિયાતો છે ? વિજ્ઞાન અને તેની શોધખોળો, છેલ્લુ યુદ્ધ, કાળાં બજાર, ભયંકર નફાખોરી, લાંચ રુશ્વતની ભરેલા વર્ગમાં ફેલાયેલી બદી, માનવતાનો અભાવ નીતિનો નાશ–આ બધુ શુ સૂચવે છે ? આ બધી બાબતો સામાન્ય બનતી જાય છે માણસ શુ સુધર્યો છે ? વિજ્ઞાનની બધી શોધખોળો તથા સમજો છતા માણસ અધમ માલૂમ પડયો છે Scientific inventions are Consistent with a lower level of humanity than of any savage

tribe. આધુનિક કેળવણીની વાતો કરનારા આ નવું સત્ય સમજી જાય તો સારું. અર્થશાસ્ત્ર, વિજ્ઞાન હુન્નરો, વ્યવસ્થા વગેરેની દૃષ્ટિએ જર્મનીમાં શી ઊણપ હતી? ખામી ભૌતિક સંસ્કૃતિમાં નથી, આપણામાં છે માણસે જગત ઉપર વિનાશ વર્તાવ્યો છે સ્વાર્થને હદ રહી નથી. વિજ્ઞાનની શોધખોળો તેના દિલને સ્પર્શી શકી નથી. વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, લોકશાસન ઠીક છે વિદ્યાર્થીને તેની તાલીમ અવશ્ય આપવી જોઈએ. કોઈ તેથી વિરુદ્ધ નથી, પણ જો તેનો ઉપયોગ લોકકલ્યાણ માટે થતો ન હોય તો તે ઓપ નકામો છે, ઘાતક છે કેળવણીએ આ સદુપયોગ શીખવવાનો છે; માનવતા પ્રગટાવવાની છે. વિજ્ઞાન માણસને બળ આપે છે, પણ તે બળ લોકકલ્યાણમાં યોજાવું જોઈએ. આ જડ યાંત્રિક દુનિયામાં આધ્યાત્મિક પાયો, નીતિનો પાયો, માનવતાનો પાયો 'કેળવણીએ' નાખવાનો છે. આ પાયો સુદૃઢ હશે તો તે ઉપર આ અલંકારો દીપી નીકળશે. The real modern problem is to humanise man, to show him the spiritual ideals without which, neither happiness nor success are genuine or permanent

*

## વિદ્યાર્થીઓ અને વાચન

વિદ્યાર્થીઓના મોટા ભાગના અસંતોષનું મૂળ તપાસીશું તો તે વિચાર અને વર્તણૂકનાં ચોક્કસ ધોરણોના અભાવમાં રહેલું જણાશે. આપણા વિદ્યાર્થીઓ બે દુનિયા વચ્ચે અટવાય છે તેમને જે પ્રકારનું શિક્ષણ મળે છે તેમાં ભારતના આધ્યાત્મિક અને નૈતિક વારસાનું નહિવત્ જ્ઞાન અપાય છે અને યુરોપનો અનુભવ તો તેમને માટે અજાણ્યો છે

કોઈ પણ સામાન્ય વિદ્યાર્થીને આ દેશની સંસ્કૃતિના સંદર્ભમાં નૈતિક મૂલ્યોના અર્થ વિષે પૂછશો તો તેનો મો વકાસેલો ચહેરો જોવા મળશે અને આને માટે માત્ર વિદ્યાર્થી જ દોષિત નથી

આજે જે શિક્ષણપદ્ધતિ છે એમા એવુ કશુ જ નથી, કે જે ભારતના વારસા વિષે વિદ્યાર્થીને સારી રીતે સભાન બનાવે આપણાં વિશ્વવિદ્યાલયોમાં એવો એકેય અભ્યાસક્રમ નથી કે જે દ્વારા હિંદુત્વને વ્યવસ્થિત રીતે સમજાવવાનું શક્ય બની રહે.

આપણા અભ્યાસક્રમોમા ધર્મોના તુલનાત્મક અભ્યાસ માટેની પણ જોગવાઈ નથી.

વિશ્વવિદ્યાલયના શિક્ષણ અને જીવનનાં નૈતિક તેમ જ આધ્યાત્મિક ક્ષેત્રોમાં ભારતના વારસા વચ્ચે યોગ્ય સમન્વય કેવી રીતે કરવો એ સવાલ પરત્વે ગંભીર વિચાર કરવાનો સમય પાકી ગયો છે.

આપણા વિદ્યાર્થીનાં જુદી જુદી બાબતો પરત્વેનાં વલણો ઘડવામાં ગરમાગરમ વાનીઓ પીરસનાં સસ્તાં સામયિકો અને અન્ય સામયિકો પણ કેવી અસર પહોંચાડે છે તેની તપાસ વ્યવસ્થિત મોજણી દ્વારા કરવી આવશ્યક થઈ પડશે. આવા સાહિત્યથી આખી પેઢીનુ મગજ બગડતુ હોય છે અને ઉત્તેજનાત્મક તેમજ અશ્લીલ લખાણોના આક્રમણથી બચવા માટ શૈક્ષણિક અભ્યાસક્રમમા એવું કશુ નથી કે જે વિદ્યાર્થીઓને જરૂરી શ્રદ્ધા અને વિવેકબુદ્ધિ આપી શકે. —ડૉ રાધાકૃષ્ણન્

# સાહિત્ય સૃષ્ટિ

સુરભિ છાયા

સાહિત્યમાં પ્રગતિવાદની કેટલીક ચર્ચા અને છણાવટ થઈ ગઈ છે. એ દરમિયાન જીવનનાં અવનવાં બળોને અપનાવતું અને દષ્ટિકોણોને રજૂ કરતું સાહિત્ય પિરસાવા માંડ્યું છે

*

ગતિ અને પ્રગતિ વચ્ચે તફાવત છે એ તો હરકોઈ સમજી શકે છે સાઇકલના પૈડાને અદ્ધર લઈને પેડલ લગાવીએ, અને પૈડું ગોળાકાર ફરતું રહે એ 'ગતિ' છે, પણ 'પ્રગતિ' નથી. સાઇકલના પૈડાને જમીન સાથે રાખીને, પૃથ્વીના આકર્ષણના પ્રતિબળ સામે પેડલ લગાવી, પૈડાને જમીન સરસું આગળ ચલાવો, ત્યારે એ પૈડું 'ગતિ' પણ કરે છે અને 'પ્રગતિ' પણ કરે છે

*

એવું જ માનવજીવનના, સમાજજીવનનાં, અને વિશ્વજીવનના બળોનું સમજતું સાહિત્ય, જીવન-માંથી આવે છે, અને જીવન માટે છે જીવન એટલે ગતિ જ નહિ—પ્રગતિ જે આગળ જાય છે તે જગત જગત આપણને આગળ લઈ જાય છે જીવન અને જગતને આગળ લઈ જાય, તેવું હોય તે સાહિત્ય અથવા બીજી રીતે વિચારીએ તો દૂર ઊભેલાને નજીક લાવે તે સાહિત્ય, સાહિત્ય તો હૃદય-હૃદય વચ્ચેની ગ્રન્થિ જેવું છે

*

કેટલીકવાર આપણે 'કલાને ખાતર કલા' તેમજ 'સાહિત્યને ખાતર સાહિત્ય'ની વાત સાંભળીએ છીએ ઠીક આમ તો નથી જ કલા અને સાહિત્ય, જીવન જોડે સંકળાયેલાં છે, જીવનમાંથી છે, જીવન માટે છે એમ જો નિઃસંદેહ સ્વીકારાય, તો પછી કલા માત્ર કલાને ખાતર ન હોય. સાહિત્ય માત્ર સાહિત્યને ખાતર ન હોય તેમ એક મનુષ્યનું જીવન, માત્ર એક એના પોતાનાને, માટે ન હોય. ખરી રીતે તો વ્યક્તિનું જીવન, વ્યક્તિના જીવન ખાતર હોય એ અશક્ય છે, કારણ કે વ્યક્તિનું જીવન, સર્વાંશે અલગ નથી ને સ્વયંપૂર્ણ નથી જીવનસમુદાયનો પરસ્પર આશ્રય રહેલો છે. એથી જ જીવન જીવન તરીકે ખરું સ્વતંત્ર અને પ્રપૂર્ણ બને છે

*

હમણાં હમણાં આપણે, પ્રચારલક્ષી સાહિત્યનો ઉગમ થતો જોઈએ છીએ જેમ કે, ગાંધીજીના આ યુગમાં દીનદરિદ્ર વર્ગનું, મધ્યમવર્ગનું, સાચું ચિત્ર દોરતું, અને ગાંધીયુગને સાક્ષાત્ કરતું સાહિત્ય પ્રગટે છે રશિયાના, સમાજવાદી, રંગઢંગનું સાહિત્ય લખાય છે ગદ્યની પેઠે પદ્યમાં પણ, આ પ્રકારનું સાહિત્ય પ્રવેશ્યું છે પરંતુ, અમુક વિચાર પ્રણાલિકાને પ્રતિબિંબિત કરતું સાહિત્ય, એ સાહિત્ય નહિ, એમ ન કહી શકાય, કેમ કે એ કૃતિ, સાહિત્યની છે કે નહિ, અથવા તો સાહિત્ય છે કે નહિ, તેનો મૂળ આધાર આ નથી

*

એવી જ રીતે, બીજી નજરે જોઈએ, તો, સાહિત્યની પણ, એક શુદ્ધ ભાવના છે જ તેમાં, સાહિત્યનું કોઈ બાહ્ય કારણ હોતું નથી ભવભૂતિ કહે છે તેમ જેમ સાચી અંતરપ્રીતિને બીજી કોઈ 'બહિ ઉપાધિ' બહારની ઉપાધિ હોય નહિ, તેમ સાહિત્ય, સાહિત્યની શુદ્ધ ભાવનાથી લખાતું જોઈએ પછી એમાં ગાંધીયુગની ફિલસૂફી હોય, બૌદ્ધ ધર્મની હોય કે સમાજવાદની હોય એ ફિલસૂફી તો, જીવનનો દષ્ટિકોણ રજૂ કરે છે—જીવનનાં બળોને પ્રગટે છે એથી સાહિત્ય કોઈ અસાહિત્ય કે વિશેષ સાહિત્ય થઈ જતું નથી

*

પરંતુ જે સાહિત્ય પ્રચારને પ્રધાનપદે સ્થાપીને સાહિત્યની શુદ્ધ ભાવનાને, ગૌણ, અથવા વિકૃત બનાવે; અથવા, જે સાહિત્ય શુદ્ધ ભાવનાને બદલે એક ઠરાવ બનાવે, અને જીવનને, જીવન તરીકે અલગ

શકે, પાછળ રાખે, અથવા તો પાછું પાડે, કે જીવનને વિકૃત કરે, કે જીવનથી વિમુખ કરે — એ પણ સાહિત્ય નથી

*

સાહિત્યની પ્રત્યેક કૃતિ 'સાહિત્ય' તરીકે મૂલ્યવાન હોવી જોઇએ એવી એક સ્પષ્ટ વ્યાખ્યા અને કલ્પના નથી, એમ નથી ફકત લૂખી હકીકત નોધી જાય, પ્રસગનું માત્ર સફુ, ખોખાં જેવું, નીરસ વર્ણન કરી જાય એ, સાહિત્યની કૃતિ, શી રીતે કહેવાય ? એ તો-સાહિત્યનો કચરાળો, કાચો માલ છે એમા હૃદયની ઉષ્મા ભળે, ચિત્તની વૃત્તિ ભળે અ તરની દૃષ્ટિ ભળે, અને આત્માની કલા પ્રકાશે, ત્યારે, એ સાહિત્યની કૃતિ બને છે, સાહિત્યની કલાકૃતિ બને છે સાહિત્ય કૃતિ, આમ આત્મકલાની મોરકલગી છે એ કલાનુ પ્રાગટ્ય જે કરે છે તેની સાહિત્યભાવના, આપોઆપ શુદ્ધ બને છે

*

સાહિત્યને કલારૂપે પ્રગગાવવાની અમુક 'રીતિઓ છે નિદર્શનની પણ અમુક રીતિ છે લય, તાલ રચના, ધ્વનિ, માપ અલકાર, શૈલી વગેરે છે એ બધાંને સમજી લેવાય તો આત્મકલાની ખીલવટ સહેલી થાય નવુ તેજદર્શન લાધે અને તેમાંથી આત્મકલા ની નવી નવી ચમક ઊઠે અને આ વસ્તુઓ પણ આત્મકલાના દર્શન માટે છે એને કુ ઠિત કરવા માટે નથી આ રીતિઓ ને પાળતા છતા કોઇ વિરલ સમર્થ સાહિત્યકાર નવી રીતિ અખત્યાર કરી શકે છે પર તુ એવી પરાશક્તિનો ખોટો કે માની લીધેલ દર્પ ધારણ કરીને કોઇ નવીન આગ તુક સ્વચ્છ દે વિહરે તો એ સાહિત્યનો સર્જક નથી જ વસ્તુત. આ બધી પર પરાની રીતિઓ માથી પસાર થઇને પછી જ સામાન્ય સાહિત્યકારો ક્વચિત્ અ શે અસામાન્ય સ્વતત્ર અને સવમાન્ય એવી 'રીતિ મેળવી શકે છે

*

આ રીતિઓ દ્વારા સાહિત્યકારની કાન્તદૃષ્ટિ કામ કરે છે એ દૃષ્ટિ એને સત્યનું અને આદર્શનું સુરેખ કે આછુ દર્શન કરાવે છે એને લીધે હકીકતનું સત્ય અથવા આદર્શનું સત્ય સાહિત્યનુ સત્ય બની જાય છે જેટલે અ શે આ દૃષ્ટિને કલ્પનાવૃત્તિ અને જીવનપ્રાણ પોષતી હોય છે તેટલી એની પ્રેરણા શક્તિ સાહિત્યકૃતિમા ઊતરે છે એટલો એ સારો, સાચો ને ઊંચો સાહિત્યકાર હોય છે

*

જગતનાં અને જીવનનાં કેટલાક તો શાશ્વત સત્યો ને સિદ્ધાંતો છે અને એ બધાં નવા નવાં પલટાતા કે બદલાતા યુગોમાં નવા અને વિવિધ રૂપે પ્રગટે છે અને નવાં મૂલ્યો ઊભા કરે છે એ રૂપો અને મૂલ્યોને સમજીને એ પોતાના સાહિત્યજીવનમાં આગળ ધપે છે-પ્રગતિ કરે છે જેઓ એમને ન સમજે અથવા ઇરાદાપૂર્વક જૂનાં રૂપોને અને જૂનાં મૂલ્યોને ધારતા રહે એ કનિષ્ઠ કોટિના સાહિત્યકાર લેખાશે

*

યુગનું એટલે 'કાલ'નુ તત્ત્વ સાહિત્યમાં કેવુ હોય એ સૂક્ષ્મ પ્રશ્ન છે સાહિત્યનો આનદ અજર, અમર, નિત્યનૂતન અને અનતનો છે એની કલા સ્થલકાલની મર્યાદાઓને નોપી નાખે છે એટલે કાલનાં ત્રણ રૂપો ભૂત વર્તમાન અને ભાવિનો ત્રેવડો દોર ઉત્કૃષ્ટ સાહિત્યમાં હોય એ ઉપરાંત તે અજર અમર, નિત્યનૂતન, અન ત આનદ આપનારુ બને જ પર તુ કોઇ સાહિત્યકૃતિમા વર્તમાનનુ તત્ત્વ વિશિષ્ટ હોય કોઇમા ભૂતનુ અને કોઇમા ભવિષ્યનું હોય પર તુ એમાં અમુક પ્રકારનો ઉચ્ચ સ વાદ રહે-વિસ-વાદ નહિ

*

સાહિત્યનો અર્થ માનવજાતિ માટે એક જ છે કારણ કે માનવી તરીકે જીવાત્મા અ ત કરણ હૃદય, વગેરેનું બનેલુ સૌનું વ્યક્તિજીવન એક જ છે-સાહિત્યમાં ભાષાનું વાહન જૂદુ એટલી જ જુદાઈ છે-બીજી ખાસ નહિ બાકી પ્રજાપ્રજાની એમની ભાષા, સ સ્કૃતિ અને પ્રણાલિકા અને યુગબળ મુજબ અમુક 'રીતિઓ' જરૂર જુદી પડી શકે છે પર તુ હમણાં વર્ણવી બતાવેલી સાહિત્ય ભાવના એક હોય છે છતાં સાહિત્યકાર તરીકે આપણે ઘણીવાર અસાહિત્યકાર પુરવાર થઇએ છીએ

# તામિલની નવી કવિતા

ઈન્દુલાલ ગાંધી

પ્રાચીન પદ્યસાહિત્યમાં સંવેદન, શબ્દસૌન્દર્ય, અર્થગાંભીર્ય અને છંદોબદ્ધતા આ ચાર અંગો જેમાં સમૃદ્ધપણે ખીલેલાં છે, એ અંગોને જ અનુલક્ષીને તામિલ કવિતા આગળ ચાલે છે. સંવેદન જ કવિને કવિતા રચવામા પ્રેરણારૂપ બને છે. આ પ્રેરણાને પરિણામે, કવિની મનોભૂમિમાં 'કોમલ કાન્ત પદાવલિ'નો ઉદ્ભવ થાય છે.

આપણે આજે જ્યારે તામિલ ભાષાની નવી કવિતાની ચર્ચા કરીએ છીએ ત્યારે મહાકવિ ભારતીની ભવ્ય કાવ્યપ્રતિભા આપણી દૃષ્ટિ સમક્ષ સાકાર થાય છે. મહાકવિ ભારતી નવી કવિતાના પ્રણેતા, પથપ્રદર્શક અને સન્માનનીય પુરસ્કર્તા હતા. સમત્વ, સહોદરત્વ અને સ્વાતંત્ર્ય – આ ત્રણ આવેગમય સંવેદનોથી ભારતીની કવિતા પરિપુષ્ટ બની છે. ભારતીના આજ વિચારતતુઓને પકડીને આજની કવિતા આગળ વધે છે

તામિલની નવી કવિતા – પેઢી સાંસારિક વાસ્તવિકતા, સામાજિક પ્રગતિ – અવગતિ, સાંસ્કૃતિક એકતા વગેરે ભાવદર્શનોમાં વિહરે છે, કેટલાક કવિઓએ તો આ ભાવના ક્ષેત્રમાં અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરી છે

મહાકવિ ભારતીએ ઉદ્ઘોષણા કરી છે

પરાશક્તિએ – મહાકાલીએ
રશિયા ઉપર વરદહસ્ત મૂકયો છે એનો;
હાહાકાર મચ્યો ને ક્રાંતિ સળવળી ઊઠી,
જાગી ઊઠયા દલિત-પીડિત ધરતીના છોરૂ.

કવિની વ્યાપક વાણી રશિયાની જનતા પૂરતી પર્યાપ્ત નહોતી – એણે કોરિયાના માનવસંઘર્ષને પણ આ રીતે વ્યકત કર્યો છે

આ તો શાંતિનું આંદોલન છે,
જનશક્તિના સબલ પ્રાણનું
આ મુક્તિ સંચાલન છે.
રકત પ્રવાહિની—યુદ્ધપિશાચિની
તારી ધ્વંસક લીલા;
ભડકી ઊઠશે, થંભી જાશે
તારી યુદ્ધતૃપાનાં અંગેઅંગો કરશે ઢીલાં.

આજે તામિલની લોકકવિતાએ પણ વર્તમાન પરિસ્થિતિના પ્રાગટ્યનું આ રીતે આંદોલન ઉપાડયું છે – સ્પુટિકની પૃથ્વીપરિક્રમા વિશે એક લોકકવિએ લખ્યું છે

કોઈ ભવ્ય પ્રતિભા ઊડે છે,
પૃથ્વીનો ચકરાવો લઈને
ગગનપાર એ કૂદે છે,
કોઇ ભવ્ય પ્રતિભા ઊડે છે

જાણે માનવની શુચિ પ્રજ્ઞા
સાહસ ઉપર સવાર થઈને
નભનો ખોળો ખૂંદે છે.
કોઈ ભવ્ય પ્રતિભા ઊડે છે.

આ રીતે નવીન વૈજ્ઞાનિક ચમત્કારોની પ્રશંસા કરતી કરતી તામિલ કવિતાએ પોતાનું નવું પ્રયાણ શરૂ કર્યું છે, રેડીયો, ટેલીવીઝન જેવા વરદાનોની યશગાથા આવી કવિતાઓમા જોઈ શકાય છે સામાજિક ગેરરીતિઓ, અન્યાય, અને ઉપેક્ષા પ્રત્યે તો તામિલ કવિઓએ આજે બેધડક લખવા માંડયુ છે. વિધવાની શોકતપ્ત દશાનું વર્ણન કરતા એક કવિ લખે છે

સામાજિક મૂલ્યોથી વંચિત
આ ઉપેક્ષિત નારી
રગદોળાઈ રહી છે ધૂળમાં
મોંઘી કેસર-કયારી.

પશ્ચિમના દેશોમાં જેમ ગ્રીક ભાષા પોતાની મહત્તા, સુંદરતા અને સમૃદ્ધતા માટે સુવિખ્યાત છે,

તેમ તામિલભાષા માટે પણ કહી શકાય. તામિલની શબ્દરચના એટલી સૌષ્ઠવપૂર્ણ અને મધુર છે કે એ ભાષામાં લખાયેલી કોઈપણ કાવ્યરચના ચિત્તચુંબક લાગે છે

તામિલ છંદશાસ્ત્રનું નામ છે 'યાપ્પિલ કક્કણુમ' અને એના છંદોનાં નામ છે, વેણુપા કલિયપા, વચિયપા, ભરટપા, વગેરે પણ નવા કવિઓએ આ પ્રાચીન વૃત્તોનાં બંધન ખંખેરી નાખ્યાં છે, આજની કવિતા સ્વતંત્ર રીતે – પોતાની નવી છંદરચનાનું સર્જન કરે છે: આ છંદરચનામાં જૂનાં ભજનો અને લોકગીતોની છાટ પણ ક્યાંક જોઈ શકાય છે. આવી મિશ્ર છંદરચનાને 'કણ્ણિ' એવું નવું નામાભિધાન મળ્યું છે એક રમતિયાળ કિશોરી ભાઈને શોધતી શોધતી શેરીમાં ભટકે છે – તેને કવિએ આ રીતે વર્ણવી બતાવી છે

વૃક્ષ ડાળીએ કોયલ કૂજે
પોપટ, મોર, બપૈયા, કોમલ સાદ કરે છે,
પણ બંધુનાં મુખદર્શન વિણ
મને ન પડતુ ચેન
શોધી શોધીને હું થાકી–હમણાં પડશે રેન.

હવે જોઈએ સૂર્યોદયનું વર્ણન.

રાતનું અંધારું આછરી ગયું ને
તારા બની ગયા ઝાકળ–મોતી
મોતી પડયાં જઈ પાનને પાલવ
સંતાયા ને શકુ કેમ હું ગોતી?
ધીરે ધીરે પનઘટની વાટે
જાતી'તી ગોરી–
એની રૂપાળી આંખડીની મહીં
બેઠાં હતાં બે રત્ન બિલોરી.



આજે આપણા દેશમાં જ નહી પણ આખી દુનિયામાં વેરઝેર, અસહિષ્ણુતા, કપટ, જૂઠ, અમર્યાદ ભોગલાલસા વગેરે વ્યાપક થયાં છે ને વધારે વધારે વ્યાપક થતાં જાય છે, માનવી માનવીનો કેમ જાણે દુશ્મન ન હોય એ પ્રમાણે દુનિયાનો વ્યવહાર ગોઠવાતો જાય છે, જીવનમાં સ્નેહ, માર્દવ, દયાળુતા, બીજા માટે ઘસવાની વૃત્તિ એ બધાં ઓસરી ગયાં છે અને ભયનું, બળનું સામ્રાજ્ય સ્થપાતું જાય છે. માનવી માનવીથી બીએ છે અધિકારીઓ લોકોથી બીએ છે, લોકો અધિકારીઓથી બીએ છે, શ્રીમંતો ગરીબોથી બીએ છે, ગરીબો શ્રીમંતોથી બીએ છે, શિક્ષકો વિદ્યાર્થીઓથી બીએ છે, વિદ્યાર્થીઓ શિક્ષકોથી બીએ છે માનવીમાત્ર જીવનમાંથી આસ્થા ગુમાવી બેઠો છે, કારણ કે તે પોતાના આત્મામાંથી આસ્થા ગુમાવી બેઠો છે

આજ સુધી માનવને ધર્મમાં શ્રદ્ધા હતી, પણ આજે ધર્મના દંભોએ તેને છેતર્યો છે એમ તેને લાગે છે. આજ સુધી તેને રાજ્યવ્યવસ્થામાં શ્રદ્ધા હતી, પણ ત્યાં તેણે કેવળ સત્તાની સાઠમારી જોઈ છે. આજ સુધી તેને વિદ્વાનોમાં શ્રદ્ધા હતી, પણ વિદ્વાનોનું જીવન પોકળ છે એમ તેઓ સ્પષ્ટ પારખી ગયા છે આને પરિણામે સમાજમાં જીવનનાં સનાતન મૂલ્યો કેમ જાણે પરવારી ગયાં હોય એવું માનવીને થઈ ગયું છે એટલે સુકાન વિનાનું વહાણ જેમ ભરદરિયે આથડે તેમ માનવી સંસારમાં આથડતો થઈ ગયો છે

# ભાગવતના દશમ સ્કંધમાં સુદામો

જયંત આચાર્ય

કૃષ્ણ સુદામાની આદર્શ મૈત્રીકથાએ ભારતવર્ષની વિવિધ લોકભારતીને આકર્ષેલ છે. ભાગવતના દશમ સ્કંધના એંશી અને એકાશીમા અધ્યાયમાં ભાગવતકારે કહેલી એ કથાની રસગંગા ગુજરાત અને મહારાષ્ટ્રમાં અનેકરૂપે અવતરી છે. કવિ સોમે પંદરમા સૈકામાં સુદામા–સાર રચ્યું ભક્તકવિ નરસિંહ મહેતાએ સુદામાચરિત રચ્યું અને ગાયું. ભાલણે, પ્રેમાનન્દના સમકાલિન જગન્નાથે, તેમ જ મરાઠી કવિ વામને પણ આ કથાસ્રોતમાંથી પોતાના કાવ્યકોડિયા પ્રગટાવ્યા છે. વળી ભીમે, સુંદર મેવાડાએ, મોતીરામે અને વિશ્વનાથ જાનીએ પણ સુદામાને ગાયેલ છે.

એ બધી કૃતિઓમાં પ્રેમાનન્દની કૃતિએ લોકમાનસમાં ઘર કર્યું છે. ત્યારે નરસિંહ મહેતાની કૃતિ એવી લોકપ્રિય ભલે નથી બની પણ તે છતાં એની પણ આગવી વિશેષતા છે. એણે સુદામાના પાત્રનું શીલ સાચવ્યું છે.

પ્રેમાનન્દે 'મામેરુ' રચી ભક્ત નરસિંહ મહેતાના પાત્રને ગુજરાતના નરનાર સમક્ષ રજૂ કર્યું છે. તેમાં જે રીતે તેમણે નરસૈંયાના પાત્રને જાળવ્યું અને ખેંચ્યું છે તે રીતે તેણે સુદામાના પાત્રની માવજત કરી નથી–એમ સુદામાચરિત્ર વાંચતા સહેજે પ્રતીતિ થાય છે નરસૈંયાના સમાજથી ન્યારા રંગઢંગ જોઈને લોકોમાં ખડખડાટ હાસ્ય ફેલાય છે–એ સાચું. પણ એમાં કવિ પોતે નરસૈંયાના શીલને કે સત્વને રજ પણ આંચ આવવા દેતો નથી ત્યાં કવિ જાણે કે હસતાં લોકની હાંસી ઉડાવે છે લોકોનાં ટોળાં સાથે કવિ પોતે નરસૈંયાની ટેકડીમાં શામિલ થતો નથી. ત્યારે સુદામાના પાત્રાલેખનમાં પ્રેમાનન્દ એ તાટસ્થ્ય જાળવતો નથી. ઠેકાણે ઠેકાણે આપણને એમ લાગે છે કે સુદામાનાં શીલ અને સત્વની જાળવણી કરવાને બદલે એ વારંવાર અડપલાં કરી લે છે. અને લોકોને એમ કરીને એ હસાવે છે. એટલું જ નહી પણ એ માટે ભાગવતકારની કથામાં એ મૂલગત ફેરફાર પણ કરે છે.

એટલે જ આજે આપણે ભાગવતના દશમ સ્કંધમાં સુદામાના વ્યાસ–કથ્યા શીલસત્વને જોવા–જાણવા તથા ચકાસવાનું વિચારીએ છીએ.

ભાગવતના દશમ સ્કંધના એંસી અને એકાશીમા અધ્યાયને વાંચતા એક આશ્ચર્ય તો એ થાય છે કે ત્યાં 'સુદામો' નામ જ મળતું નથી 'સુદામા'ને બદલે 'શ્રી દામો' એ નામ પણ સાંભળેલ છે. પરંતુ તે નામ પણ આ બે અધ્યાયમાં એક પણ ઉલ્લેખ પામ્યું નથી. માત્ર એંસીમા અધ્યાયને અંતે ઇતિનોંધમાં 'इति श्रीमद् भागवते महापुराणे दशमस्कन्धे उत्तरार्धे श्रीदाम चरिते अशीतितमोऽध्याय.'

રાજા પરીક્ષિત સૂતઋષિ પાસે કોઈ પુણ્યશ્લોક પુરુષની કથા સાંભળવાની કામના કરે છે ત્યારે ઋષિજી, શુકદેવજીએ કહેલી કથાનો આ રીતે પ્રારંભ કરે છે.

"कृष्णस्य आसीत् सखा कश्चित् ब्राह्मण ब्रह्मवित्तम' ।
विरक्त : इन्द्रियार्थेषु प्रशान्तात्मा जितेन्द्रिय : ॥
यदृच्छया उपपन्नेन वर्तमानो गृहाश्रमी ।
तस्य भार्या कुचैलस्य क्षुत्क्षामा च तथाविधा ॥"

કૃષ્ણનો કોઈ એક સખા હતો બ્રાહ્મણ હતો. પરમબ્રહ્મવિદ્ હતો. વિષયોથી વિરક્ત હતો પ્રશાન્તાત્મા હતો ને જિતેન્દ્રિય હતો. ભાગ્યયોગે જે મળતું તેનાથી તે પોતાના ગૃહસ્થાશ્રમ ચલાવતો. તે ચીંથરેહાલ હતો. અને તેની પત્ની પણ તેના જેવી ચીંથરેહાલ અને ભુખપીડીત હતી (અહીં 'કુચૈલ' શબ્દ પણ એ દંપતીની ચીંથરેહાલ દશા સૂચવે છે. – અને નહી કે એ બ્રાહ્મણના નામને)

ભાગવતકાર સુદામાને વિરક્ત અને જિતેન્દ્રિય વર્ણવે છે ત્યારે પ્રેમાનન્દનો વ્યંગ અને વિનોદ બીજી દિશામાં નિર્દેશ કરે છે. તે કહે છે.

'સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો
મન જેનુ સન્યાગી,
પતિવ્રતા પત્ની છે પાવન,
પતિને પ્રભુ કરી પ્રીછે,
સ્વામી સેવાનુ સુખ વાછે,
માયા સુખ નવ ઇચ્છે

દશ બાળક થયા સુદામાને,
દુખ દરિદ્રે ભરિયા,
શીતળાએ અમી છાંટો નાખ્યો,
થોડે અન્ને ઉછરિયા.

ભાગવતકારે સુદામાને સતતિ આપેલ જ નથી ત્યારે પ્રેમાનન્દ તેને દશ બાળકના પિતા બનાવે છે સુદામાને 'ગૃહસ્થાશ્રમી' કહીને 'મન જેનું સન્યાસી–એમ કહીને પીનો दवदत्त दिवा न भुक्ते' – જાઓ દેવદત્ત દિવસ ખાતો નથી' – એવુ તર્કછળ પ્રયોજી-ને આગળ જતાં કહે છે 'દશ બાળક થયા સુદામાને' અને તે પણ તેની સ્ત્રી 'માયા સુખ નવ ઇચ્છે' છતાં

નાગરીનાતની ભદ્રતાની અપેક્ષાએ નરસૈયાની સાધુજમાતનો વ્યતિરેક લોકોને સહેજે હસાવી શક્યો હશે પરતુ ભાગવતના સુદામાને ભાગવતભાખી પાત્રતા પ્રેમાનન્દે આપી હોત તો તેના શ્રોતાઓનુ મનોરજન ભાગ્યે જ થાત એટલે જ પ્રેમાનન્દે સન્યાસી સુદામાને દશ બાળકની ઘીઘે ઘેરેલો ચીતરલ છે

વળી એમ કરીને પ્રેમાનન્દે બીજો હેતુ પણ સાધ્યો છે જો આવડી મોટી સતાન જમાત ન હોય તો શ્રીકૃષ્ણને જાચવા જવાનુ બહુ અનિવાર્ય ન હતુ

"ભિક્ષાનુ કામ કામિની કરે,
કોના વસ્ત્રો ધૂએ ને પાણી ભરે,
જેમ તેમ કરીને લાવે અન્ન,
નિજ કુટુબ પોષે સ્ત્રી જન,

ઘણા દિવસ દુખ ધરતુ સહ્યુ,
પુરમા પછે અન્ન જડતુ રહ્યું,
બાળકને થયા બે ઉપવાસ,
ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ"

આમ પ્રેમાનન્દે એક કાંકરે બે પક્ષી માર્યાં છે સતાન સમૃદ્ધિ દ્વારા સુદામાને હાસ્યરસપદ પાત્રતા આપીને, કૃષ્ણને જાચવા જવા માટેના હેતુને પણ સાથોસાથ સબળ બનાવેલ છે

ભાગવતનો સુદામો પત્નીની પ્રાર્થનાને લગભગ તરત જ સ્વીકારી લે છે અને લેશ વિરોધવચન ઉચ્ચારતો નથી ત્યારે પ્રેમાનન્દનો સુદામો તો પત્નીની દલીલો સામે 'છેડી કેલુ કરી રે' એમ કહીને ભારે વિરાધ કરે છે તે કહે છે

"જોડવા પાણિ દીન બોલાવી વાણી,
થાયે વદન પીળુ વરણ;
એ ચિહ્ન છે જાચક તણા,
એથી તો રુડુ મરણ"

પણ તે સ્ત્રીના આંસુ પાસે હારે છે અને ભેટ માટે તાંદુલ લઈને દ્વારિકા જવા ઉપડે છે (અહી એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે સુદામા પોરબદરના વાસી હતા એનો ઉલ્લેખ નથી ભાગવતમાં કે નથી પ્રેમાનન્દના સુદામા આખ્યાનમાં. એ યોગ શી રીતે થયો હશે? એનાં મૂળ ભાગવતમાં તો નથી જ

ભાગવતનો સુદામો કૃષ્ણને યાચવા જાય છે. ત્યારે મનમાં માત્ર એટલો જ સકલ્પ કરે છે કે– अयं हि परम लाभ उत्तमश्लोक दर्शनम्' બીજુ કાંઈ નહી તો પુણ્યશ્લોક શ્રીકૃષ્ણના દર્શન તો થશે અને પ્રેમાનન્દ પણ એ વસ્તુને બીજી રીતે મૂકે છે "ધન નહિ જડે તો ગોમતીમજ્જન, દર્શનફળ નહિ જાય" અને એ શબ્દો સુદામપત્નીના મુખમાં એણે મૂકેલ છે

તાંદુલની ચીથરેબાંધી ગાંઠડી લઈને ભાગવતનો સુદામો માત્ર બે જ શ્લોકમાં દ્વારિકા પહોંચે છે

त्रिणि गुल्मानि अतीयाय, तिस्त्र कक्षाश्च स द्विज ।
विप्र अगम्यान् अधकवृष्णीनां गृहेषु अच्युतधर्मिणाम्
द्वि–अष्ट सहस्राणां महिषीणां गृहएकतम विवेश श्रीमत्
ब्रह्मानन्द गत यथा ॥

ત્રણ ગુલ્મ અને ત્રણ કક્ષ પાર કરીને, તે વિપ્રે સોળહજાર રાણીઓમાં એકના શોભાયમાન ગૃહમાં

પ્રવેશ કર્યો અને જાણે બ્રહ્માનન્દને પામ્યો. પરંતુ પ્રેમાનન્દ આ પ્રસંગને ખૂબ બહેલાવે છે: સુદામાનું દીનરૂપ વર્ણવતા તે કહે છે:

"સુખદુઃખનું જાળું વાધ્યું, કદ્રુપ દીસે કાય;
ઉપાન રેલ્લુએ અપ્રછાયે જોજન કોટાનકોટ:"

પછી તો દ્વારામતીના કાંગરા દેખાય છે. એ વર્ણન પણ દ્વારિકાના વૈભવની ઝાંખી કરાવે છે. દ્વારિકામાં પ્રવેશતા જાદવોના અળવીતરાં બાળકો અને જાદવોની ચીબાવલી સ્ત્રીઓ સુદામાની હાંસી ઉડાવે છે. મામેરું પૂરવા ગયેલા નરસૈયાની નાગર સ્ત્રીઓએ એવી જ હાંસી ઉડાવી હતી પરંતુ ભાગવતકાર તો સુદામાના સાત્વિક વ્યક્તિત્વને અકબંધ જાળવે છે પ્રેમાનન્દનો સુદામા તો કૃષ્ણ-વૈભવથી ડઘાય જાય છે. કૃષ્ણદ્વારે સંકલ્પવિકલ્પ કરતો ફેરા ફરે છે. અને ઘડીવાર દુખી થઈને કહે છે.

રમાડતો ગોકુળ માંકડાં!
ગુરુને ઘર લાવતો લાકડાં!
તે થઈ બેઠો પૃથ્વીપતિ!
મારે ઘરમાં ખાવા રજ નથી!

ભાગવતનો સુદામો સીધેસીધો શ્રી કૃષ્ણની નજરે ચઢે છે તે જરાક અસંભવિત જેવુ લાગે છે. પરંતુ પ્રેમાનન્દનો સુદામો સંકોચ અનુભવતો છતાં સંદેશો કહેવરાવે છે અને કૃષ્ણ, સુદામાનું નામ સાંભળતા જ—

ખરો ખરો કહે રણછોડ!
મારો બાળ સનેહી સુદામો,
હું દુખિયાનો વિસામો;
અતિ આનંદે ફુલીકાય,
હરિ દોડે ને સ્વાસે ભરાય,
પડે-આખડે બેઠો થાય,
એક પળ તે જુગ જેવી જાય.

અને પછી!

સુદામે દીઠા કૃષ્ણદેવ,
છુટ્યાં આંસુ શ્રાવણ નેવ.
મુખ અન્યો અન્યે જોયાં,
હરિનાં આંસુ સુદામે લોયાં."

ભાગવતકારે પણ ગાયું છે:

"दरव्युः प्रियस्य विप्रर्षे अगस्त गति निर्वृतः।
प्रीत व्यमुचत अब्विन्दून् नेत्राभ्या पुष्करेक्षण ॥"

વિપ્રર્ષિ પ્રિયસખાને ખુબ ભેટીને હર્ષિત થયેલ હરિ અશ્રુગદગદ બન્યા.

પછી તો સુદામાની આગતા સ્વાગતાને ભાગવતકાર ગંભીરભાવે બહેલાવી છે ત્યારે પ્રેમાનન્દે નટખટ રાણીઓના નટખટ વેણની પશ્ચાદભૂમિકાનો પૂરો ઉપયોગ કર્યો છે

પ્રેમાનન્દે શ્રીકૃષ્ણના અંતઃપૂરને ખુબ કૌતુકરંગે રંગ્યુ છે

સૂતા શય્યાએ શ્રી અવિનાશ,
અષ્ટપટ રાણીઓ છે પાસ;
બીજી સોળસહસ્ર શત શ્યામા,
કોઈ હંસગતિ ગજગામા;
મૃગાનેણીને ચંદ્રચકોરી,
કોઇ શ્યામલડી કોઇ ગોરી;

ત્યારે ભાગવતકારે તો સુદામાને રુકિમણીના મહેલમાં જ પધરાવ્યા છે. જો કે ત્યા પણ અંતઃપૂરની દાસીઓ પરસ્પર પૂછે છે;

किम् अनेन कृतं पुण्य अवधूतेन भिक्षुणा।
श्रियाहीनेन लोकेऽस्मिन् गर्हितेन अधमेन च ॥

योऽसौ त्रिलोकगुरुणा श्री निवासेन संभृतः।
पर्यंकस्था श्रियं हित्वा परिष्वक्तोऽग्रज यथा ॥

કેવા હશે આ નિસ્તેજ, અળખામણા, અધમ અને અવધૂત ભિક્ષુકના પુણ્ય કે ત્રિલોકગુરુ શ્રીકૃષ્ણે, લક્ષ્મીનો લલિત સંગ છોડીને, મોટાભાઈને ભેટતા ભેટતા હોય તેમ ભેટયા ?

પૂજનઅર્ચન પછી કૃષ્ણ સુદામા આશ્રમજીવનના સંસ્મરણોમાં સરી પડે છે. અને ભાગવતકાર એને સંક્ષેપમાં વર્ણવે છે ત્યારે પ્રેમાનન્દ એનો રસિકવિસ્તાર કરે છે.

આ કથામાં શિખર ચડાવે તેવો પ્રસંગ છે તાંદુલપ્રાશનનો: ભાગવતકાર કહે છે

किं उपायनं आनीतं वह्नन् मे भक्तैः ग्रहात।
अणु अपि उपाहृतं भक्तैः प्रेम्णा भूरिएव भवेत्॥
भूरि अपि अभक्तोपहृतं न मे तोषाय कल्पते।

હે મિત્ર મારે માટે ભેટ શુ લાવ્યા છે।? ભક્તોએ પ્રેમથી આપેલ કણી પણ મારે મન મહામૂલ્ય છે અને અભક્તોએ આપેલ મહાવૈભવ પણ મને રીઝવી શકતો નથી પણ સુદામા તો એટલો છોભીલો પડેલ છે કે તાંદુલની ગાઠી કર્યા સતાડવી તેની ચિંતામાં તે અકળાઈ જાય છે પણ છેવટે પ્રેમાનન્દ કહે છે તેમ– હસતા ખમતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી' વ્યાસજી પણ કહે છે "स्वयं जहार किम इयम् इति पृथ कतण्डुलान्" સુદામાએ ગાંઠી સતાડી તે કૃષ્ણે સ્વય લઈ લીધી પછી તો તંદુલપ્રાશનનો વિધિ શરુ થયો

इति मुष्टिं सकृत जग्ध्वा द्वितीया, जग्धु आददे।
तावत् श्री जगृहे हस्तं तत्परा परमेष्ठिन॥
एतावता अल विश्वात्मन् सर्वसपत् समृद्धये।
अस्मिन् लोके अथवा अमुष्मिन पुस त्वत् तोषकारणम्॥

એજ ભાવને પ્રગટ કરતી સુદામાની ઉક્તિ આ પ્રમાણે છે

'દ્વારિકા આપવા ઈચ્છા કરી,
વળી મુઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુક્મિણીએ સહાયો હાથ,
અમે અપરાધ શો કીધો નાથ!

એમાં શુ ઓછુ સ્વામિન્! અમને આપો ચતુર સુજાણ' ભક્તની તુચ્છ ભેટને ભગવાને એવી તો મહિમાવન્તી માની કે તેના બદલામાં સર્વસ્વ આપી દેવા તે તત્પર થયા પરંતુ રુક્મિણીએ ભગવાનને મર્મમાં સમજાવ્યુ કે જે આપ્યુ છે તે કાંઈ ઓછુ નથી

છતાં સુદામાને તેના ભાગ્યોદયની કશી ખબર નથી બીજે દિવસે સુદામા રવાના થાય છે ત્યારે પણ ભાગવતનો સુદામો લેશ પણ ખિન્ન નથી એ તો એમાં પણ કૃષ્ણની બ્રહ્મણ્યતા જુએ છે તે કહે છે

अधनोऽयं धनं प्राप्य माद्यन् उच्चैः न मां स्मरेत्।
इति कारुणिको नूनं धनं मे अभूरि नाददात्॥

મને થોડી પણ ધન ન આપવામાં એમણે મારુ ભલુ જ વિચાર્યુ છે પરંતુ પ્રેમાનન્દનો સુદામા પ્રથમ તો ખૂબ ધોખો કરે છે. પણ પછી મન વાળે છે ત્યાં પણ પ્રેમાનન્દ, સુદામાના શીલ અને સત્ત્વને ભોગે શ્રોતાઓનું મનોરંજન કરે છે

સુદામા પોતાને ગામ પહોંચે છે અને કથા પણ પરાકાષ્ટાએ પહોંચે છે, તે કહે છે किं इदं! कस्य वा स्थानं! कथं तद् इदं इति अभूत? એ જ વાત પ્રેમાનન્દ વધુ રસમય રીતે કહે છે "ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતના, એ ભવનમાં વસતા હશે જેણે સેવ્યા ચરણ ભગવંતના" ભાગવતના સુદામાનું સામૈયુ કરે છે 'नचनार्य अमरप्रभा' એટલે ત્યાં કશી ભૂલ ભુલામણી ઊભી થતી નથી પરંતુ પ્રેમાનન્દ તો ન્યારુ કૌતુક ઊભુ કરે છે. તેનો સુદામો પ્રથમ તો કહે છે 'તૂટી સરખી ઝૂંપડી, લૂટી સરખી નાર સડવાં સરખાં છોકરાં મળ્યાં ન બીજીવાર" ત્યાં તો તની પત્નીની નજર સુદામા પર પડે છે અને તે કેવળ દાસીઓને લઈને સામૈયુ કરવા આવે છે સુદામા 'લૂટી સરખી નાર' જેવી પોતાની પત્નીને ઓળખી જ શકતો નથી કારણ કે તે તો 'રુપિણી શ્રી'–સાક્ષાત્ લક્ષ્મી સમી બની ગયેલ છે એટલે તે તો તેમને 'પરનારી' અને 'રૂપગર્વિની' ગણીને તેમના હાથમાંથી છૂટીને ભાગે છે તે કહે છે "તમને પાપણીઓ પરમેશ્વર પૂછશે" પણ ત્યાં પત્ની જ સ્પષ્ટી કરણ કરીને તેમને ઘેર લઈ જાય છે અને છેવટે ભાગવતકાર કહે છે• "विषयान् जायया व्यस्यन् बुभुजे नाति लम्पट। તેણે વિરક્તભાવે ગૃહસ્થાશ્રમ સેવ્યો પ્રેમાનન્દ પણ એ જ રીતે એના સુદામાને સ્થિર કરે છે

*

# ગુરુપરંપરા

કે. શ્રીનિવાસન્

અષાડની પૂનમ દેશભરના ધાર્મિક હિંદુઓ ગુરુ-પૂર્ણિમા તરીકે ઉજવે છે.

એક માસમાં શુકલ અને કૃષ્ણ એમ બે પક્ષ આવે તેમ એક વર્ષમા ઉત્તર અને દક્ષિણ એમ બે અયન આવે. પક્ષ ચંદ્રની કળા બનાવે છે અને અયન સૂર્યનો માર્ગ. મકરસંક્રાંતિ (૧૪મી જાન્યુઆરી) થી સૂર્ય ઉત્તર દિશામા વળે અને ત્યારે ઉત્તરાયન શરૂ થાય, અષાડની શરૂઆતથી દક્ષિણાયન શરૂ થાય.

અષાડ માસથી ચાતુર્માસનો પ્રારંભ થાય. અનિકેત એવા સંન્યાસીઓ પણ ચાતુર્માસ કરવા ઠરીઠામ થાય. લોકભાષામાં આનો અર્થ એવો ઘટાવે છે કે ચોમાસામાં સાપનો ભય વધારે હોય અને ગામડાના રસ્તા ઘણાં કપરા હોય એટલે પરિવ્રાજકોને પણ પરિભ્રમણ ન ફાવે. સંન્યાસીઓનો ધર્મ તો એટલો કડક છે કે એક ગામમાં એક રાતથી વધારે રહેવાય નહિ, પરંતુ ચાતુર્માસમાં આ વ્રતમાથી એમને મુક્તિ આપી છે. આ છૂટ મૂકી તેમાં પણ અમુક નવાં વ્રત ઉમેર્યાં છે અને એ ગાળામાં સન્યાસીઓને વધારે કામ સોપ્યું છે

ભારતની આધ્યાત્મિક સાધનામા ગુરુનું સ્થાન અનોખું છે. ગુરુ એટલે ઉત્તમ માર્ગદર્શક આપણું જીવન અગમ્ય ભણીનું એક સાહસ ગણાય. અરણ્યમાં માર્ગ નથી ને કેડી પણ નથી એમાં જતા ડરે કે મૂંઝાય તેણે ભોમિયો રાખવો પડે, ને નહિ તો જંગલમા એ અટવાતો રહે વેદધર્મનો આદેશ છે કે દરેક વ્યકિતએ પોતાપોતાની આધ્યાત્મિક સાધના કરવાની છે એ માટે એણે ગુરુનો આશ્રય લેવો એ ગુરુ જાતે જ શોધી લેવા, અંતઃકરણથી એમનો સ્વીકાર કરવો અને એમનામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવી. સૌ મુમુક્ષુઓને ગુરુ અનિવાર્ય છે એમ શાસ્ત્રો કહે છે. ગુરુમાં શ્રદ્ધા રાખી હોય તો જ્ઞાનનું રહસ્ય પૂરેપૂરું થાય.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

(શ્વેતાશ્વતર ઉપનિષદ: ૬–૨૩)

જેની એ પરમાત્મા પ્રત્યે ભકિત હોય અને જેને એ પરમાત્મા જેવી જ ભકિત–ગુરુ પ્રત્યે હોય, તેવા મહાત્માને આ ઉપર કહેલી વસ્તુઓ અનુભવવામા આવે છે.

બુદ્ધિવાદી માટે આ અઘરુ છે એનો વિશ્વાસ તો તર્ક અને ન્યાયમા છે, દલીલો કરવામા ને બુદ્ધિથી સમજવામા એ રોકાય છે એને તો ગુરુથી જ્ઞાનનું દ્વાર ઊઘડે છે એમ નથી, પરંતુ એ દ્વાર બંધ થતુ જણાય છે, પરંતુ તર્ક અને ન્યાયવાળી બુદ્ધિ એ તો જીવનનો એક અંશ છે, ને તે પણ નાનો અંશ છે; મોટો ભાગ તો ભાવ અને અનુભવનો છે બુદ્ધિની ઘણી મર્યાદા છે, ચિત્તનો એ એક વિભાગ માત્ર છે, અને ચિત્ત પણ જીવના એક અંશરૂપે જ છે. બુદ્ધિમા વિકાર પણ થાય છે

બુદ્ધિથી પર પહોંચીને વેદધર્મે જ્ઞાન અને ભકિતના માર્ગ સ્થાપ્યા છે માર્ગ ગમે તે હોય–જ્ઞાન, કર્મ કે ભકિત–ત્યાં એ સૌમા ગુરુ અવશ્ય જોઈએ. ગુરુ અનુભવોના સાગર ગણાયા છે ને દેવોની કૃપાનો પ્રસાદ પણ પામ્યા હોય છે આથી સંતોએ વારંવાર કહ્યુ છે કે 'ગુરુ બિન કૌન બતાવે વાટ?'

વેદધર્મમાં ગુરુને દેવના જેવુ સ્થાન આપ્યુ છે. આનુ રહસ્ય જાણવા જેવુ છે વેદના મન્ત્રોનુ દર્શન કરનારા ઋષિઓ હતા. આ ગુરુઓને લીધે વેદનું જ્ઞાન પ્રાપ્ત થયું અને પ્રમાણિત કર્યું. એમને દૈવી પ્રેરણા થઈ ત્યારે વેદ અવતર્યા એમની વાણીમાં સત્યનો વાસ થયો, પ્રકૃતિનાં શાશ્વત મૂલ્યોનો એમનામાં ઉગમ થયો એવા ગુરુ માટે પૂજ્યભાવ ન હોય તો બીજું શું હોઈ શકે?

સત્યનુ સંપૂર્ણ દર્શન કરવુ હોય, તો શિષ્યે એના ગુરુ સાથે તાદાત્મ્ય કેળવવુ જોઈએ જે જે રીતે ગુરુ વિચારે, તે તે રીતે એણે પણ વિચારવુ જોઈએ ચિત્તમા એકરાગ થવો જોઈએ જ્યારે ગુરુની ઇચ્છાની આડે શિષ્યના મનમા કોઇ અતરાય ન રહે, ત્યારે ગુરુના જ્ઞાનનો પ્રવાહ સરળ રીતે શિષ્ય ભણી વહેતો થાય એ અતરાયો દૂર કરવા શિષ્ય એના ગુરુને પોતાનું આત્મનિવેદન કરે, શરણે જાય એથી ઉભય વચ્ચે પ્રેમની ગાઠ બધાય શિષ્યનું વર્તન જોઈને ગુરુના ભાવમાં ભરતી ચડે અને એની સાથે ગુરુનુ જ્ઞાન શિષ્યના પાત્રમા ઠલવાઈ જાય

સિદ્ધાતમા તો આ વાત સહેલી જણાય છે પરતુ યુગે યુગે ગુરુની પ્રકૃતિ ભિન્ન હોવાની એમનુ દર્શન કાળે કરીને વિકૃતિ પામવાનુ, એમના ગ્રથોમા પાઠાતરો થવાના ને ક્ષેપક ઉમેરવાના એમનુ કેટલુક જ્ઞાન કાળમા લુપ્ત પણ થઈ જવાનુ અદ્વૈતના ગુરુ ઓએ એનો પણ વિચાર કર્યો છે અને એમણે એવો માર્ગ કાઢેલો છે જેમા શિષ્ય અને ગુરુ વચ્ચે માનસિક વિક્ષેપ રહે જ નહિ દરેક જણ પોતાના આત્માને ગુરુપદે સ્થાપી દેવો એમ એમણે કહ્યુ છે અને અદ્વૈતદર્શનમા આત્મા અને પરમાત્મા વચ્ચે અભેદ છે એટલે પરબ્રહ્મ ગુરુ બને છે ગુરુ સાક્ષાત્ પર બ્રહ્મ ગુરુને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની દેવત્રિપુટી સમા ગણ્યા છે

ગુરુપૂર્ણિમાને દિવસે વ્યાસપૂજા પણ થાય છે, વેદધર્મની ગુરુમહિમાનામા વ્યાસ મેરુ સમાન છે એમણે રચેલા બ્રહ્મસૂત્રોમા વેદધર્મના સિદ્ધાંતોનાં મૂળ રહેલા છે અને મહાભારતના કવિ પણ એ જ મનાય છે કવિ તરીકે એમણે વિશુદ્ધ કર્મનો મહિમા ગાયો છ પરતુ બ્રહ્મસૂત્રોમા વિશુદ્ધ કે અશુદ્ધ કર્મ માત્રને ગૌણ માન્યુ છે, એમા જ અટવાઈ જવાશે એમ જાણી સાવધ રહેવાનુ કહ્યું છે એ ઉપરાત, ભાગવતના કર્તા પણ વ્યાસ છે કેટલાક માને છે કે વ્યાસ જ્યારે અદ્વૈતથી થાકયા અને નિષ્કામ કર્મથી પણ થાકયા, ત્યારે એમણે ભગવાનના ભજન કરવા ભાગવતનો ગ્રથ રચ્યો અને એ રીતે પરમાનદમા લીન બની શકયા

વેદાત તો આ ભૂમિમા એકરસ બની ગયુ છે, એને બદલી શકાય એમ નથી વિવેકાનદે શ્રી રામકૃષ્ણને ગુરુસ્થાને સ્થાપીને સિત્તેર વર્ષ પહેલા પશ્ચિમના દ્વાર ખોલી નાખ્યા છે ત્યારથી એ ગુરુમા જગ ગુરુ જણાયા છે

## દેશનું યૌવનધન

આપણા યુવાનોનુ શુ થવા બેઠુ છે ? જેઓના પર આપણા દેશના અને તેની પ્રજાના ભાવનો આધાર છે તઓ જો તેમને માથે આવી પડનારી જવાબદારી સપૂર્ણ રીતે સભાળી શકે એવી યોગ્યતા મેળવવાની દરકાર ન કરતા યુવાનીના તનમનાટમા મોજશોખ, એશઆરામ અને ભોગ તોફાનોમા સમય ગાળવાની વૃત્તિ વધારે પ્રમાણમાં દાખવતા થાય અને એની સથોસાથ સ્વૈરાચારી વર્તન પણ કરતા જાય તો આપણા દેશના ભાવિ માટે ઊજળી આશા રાખવાનું કઈ રીતે બની શકે ? યુવાનોમા વધતી જતી વિલાસી વૃત્તિ સાથે વધતુ જતુ સ્વચ્છદી વર્તન દેશ માટે મોટી ચિંતાનો વિષય છે યુવાનીનો કાળ એવો છે કે જે કાળમા ચોક્કસ પ્રકારનો ઉન્માદ સ્વાભાવિક લેખાય પણ એને સયમિત બનાવીને જો આપણા યૌવન ધનને યોગ્ય દિશામા વાળીને ચારિત્ર્યશીલ અને કર્તવ્યપરાયણ બનાવવામાં નહિ આવે તો દેશ ભવિષ્યમાં વિમાસણમાં જ મુકાઈ જશે

*

# પાપનો બાપ કોણ?

ગામના લોકો આજે બહુ આનંદમાં હતા બાર વર્ષ પહેલાં વિદ્યાભ્યાસ કરવા કાશી ગયેલો એક સામાન્ય બ્રાહ્મણ-પુત્ર આજે મહાવિદ્વાન બનીને પાછો ફર્યો હતો તેના માતાપિતા આ બાર વર્ષ દરમિયાન મૃત્યુ પામ્યા હતા ને ગામના લોકો તેને ભૂલી પણ ગયા હતા, એવામાં એ ગામમાં પાછો ફર્યો તેનું નામ પંડિત ચંદ્રશેખર એણે અનેક પદવીઓ પ્રાપ્ત કરી હતી ન્યાય વ્યાકરણ, વેદાંત, જ્યોતિષ, ધર્મશાસ્ત્ર બધી વિદ્યાઓ અને વિષયોમાં એ પારંગત ગામના શાસ્ત્રપ્રેમી વૃદ્ધો તો તેની વેદાંતની સૂક્ષ્મ વ્યાખ્યા સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયા. આવું બધું પાંડિત્ય! ત્યાં શ્રોતાઓમાંથી એક અભણ ખેડૂતે પ્રશ્ન કર્યો 'મહારાજ, એ તો બતાવો, પાપનો બાપ કોણ?'

'પાપનો બાપ?' ક્ષણમાત્રમાં પંડિત ચંદ્રશેખરના મનમાં આ પ્રશ્ન ગુંજી રહ્યો શાસ્ત્રોના બધા પૃષ્ઠો એના માનસપટ પર ફરી ગયા. ક્યાંયથી ઉત્તર મળ્યો નહીં એ પણ યાદ ન આવ્યું કે કયા શાસ્ત્રમાં આ પ્રશ્નની ચર્ચા કરવામાં આવી છે એને બહુ દુઃખ થયું. સભા છોડીને તે ચાલી નીકળ્યો. જઈ પહોંચ્યો કાશી શાસ્ત્રો ફેંદ્યા ગુરુઓને પૂછ્યું જાતજાતના ઉત્તરો મળ્યા, પણ તેના મનનું સમાધાન ન થયું કાશી છોડીને તે પ્રયાગ પહોંચ્યો બીજા અનેક જગ્યાએ મહિનાઓ સુધી ભટકતો રહ્યો પરંતુ પ્રશ્નનો ઉત્તર ક્યાંય મળ્યો નહિ પ્રશ્ન ઊલટાનો વધુ જટિલ બનતો ગયો. ત્યારે એને લાગ્યું કે આ પ્રશ્નનું સમાધાન શાસ્ત્ર દ્વારા નહિ જ થાય થશે તો માત્ર આત્મચિંતન-મનન વડે જ થશે ત્યાં સુધી તો આ યુવાન પંડિતને ખબર જ નહોતી કે જ્ઞાન સિવાય અનુભવથી પણ શાસ્ત્રીય પ્રશ્નોનું સમાધાન થઈ શકે છે એક દિવસે કૃશ થયેલા શરીરવાળો ચંદ્રશેખર ચિંતામગ્ન દશામાં, ભાનભૂલેલા જેવો, પૂનાના એક બજારમાંથી જઈ રહ્યો હતો ત્યારે ત્યાંની એક વેશ્યા વિલાસિનીની નજર તેના પર પડી વેશ્યાને લાગ્યું કે આ બ્રાહ્મણ કોઈ ને કોઈ ચિંતાથી ઘેરાયેલો છે તેને વિચાર આવ્યો આ બ્રાહ્મણને મદદ કરવાથી જરૂર પોતાને પુણ્ય મળશે તેણે દાસીને નીચે મોકલી અને પંડિતજીને ઉપર બોલાવ્યા. વિલાસિનીએ દૂરથી જ તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા, તેના ચરણોમાં ફૂલ ચડાવ્યાં અને પૂછ્યું 'મહારાજ, આપને શું ચિંતા ઘેરી વળી છે? આ દાસી આપને ચિંતામુક્ત કરશે, કહો'

પંડિતજી હસ્યા, તેમણે કહ્યું 'મારી ચિંતા ધનથી કે તનથી દૂર થાય એવી નથી મારે તો સંસારના મૌલિક પ્રશ્નનો ઉત્તર મેળવવો છે 'પાપનો બાપ કોણ?'' વિલાસિનીએ ફરી પ્રણામ કર્યા અને કહ્યું 'એક અઠવાડિયા જેટલો મને સમય આપો અહીં આપના પ્રશ્નનું સમાધાન જરૂર થઈ જશે મને જીવનમાં એકાદ પુણ્યકાર્ય કરવાની એક તક આપો આપના રહેવાની વ્યવસ્થા અલગ ઓરડામાં થઈ રહેશે સંધ્યા-પૂજા વગેરેની વ્યવસ્થા પણ, આપની ઇચ્છા મુજબ થઈ રહેશે ભોજન આપ જાતે જ બનાવજો. બધી જ સામગ્રીઓ શુદ્ધ અને પવિત્ર હશે.'

એક બાજુ અત્યંત કુશળ વેશ્યાનો વિનય વિવેક અને બીજી બાજુ સીધાસાદા પંડિતજીનું નિશ્ચિંત મન. પંડિતજી રોકાઈ ગયા શુદ્ધ ભોજન, આરામદાયી જીવન, મરજી મુજબ પૂજાપાઠ કરવાની સ્વતંત્રતા— ચારપાંચ દિવસમાં પંડિતજીનો થાક દૂર થઈ ગયો, મનમાં તાજગી આવી ગઈ અને આશા પણ બંધાઈ કે મારા પ્રશ્નનો ઉત્તર અહીં જરૂર મળી જશે

સાતમે દિવસે સવારમાં જ વિલાસિની પંડિતજી સમક્ષ હાજર થઈ હાથ જોડીને એણે કહ્યું 'મહારાજ, મારી એક વિનંતિ આપે માન્ય રાખવી પડશે. આજે આપનું ભોજન હું જ મારે હાથે તૈયાર કરીશ આજે આપ જ મારા દેવ છો. આજે આપને ભાતભાતનાં ભોજન જમાડીને હું આપને દસ સુવર્ણમુદ્રાઓ ભેટ ધરીશ મને આટલું પુણ્ય આપ લેવા નહીં દો તો

તેનું પાપ આપને લાગશે '

પંડિત ચંદ્રશેખર વિચારમાં પડી ગયા જીવનમાં કોઈ દી આવું ભોજન જમ્યા નથી ! ને દસ સુવર્ણમુદ્રા ! ! ને વળી પુણ્યકાર્યમાં સહાય ! '

પંડિતજીએ કહ્યું 'ભલે, જેવી તમારી ઇચ્છા '

રસોઈ તૈયાર થઈ જતાં પંડિતજી ચંદનના બાજઠ ઉપર ભોજન કરવા બેઠા તેમની સામે ચાંદીના થાળમાં ભાતભાતનાં ભોજન હતાં સામે જ સોનાની તાસકમાં દસ સુવર્ણમુદ્રાઓ જાણે ધન્ય બનીને હસી રહી હતી પંડિત ચંદ્રશેખરે પ્રથમ ગ્રાસ લેવા હાથ લંબાવ્યો ત્યાં જ વિલાસિનીએ ચાંદીનો થાળ પાછો ખેંચી લીધો

'મહારાજ, હું વેશ્યા ને તમે મહાજ્ઞાની પંડિત ! મારા વિચારોની ભુલભુલામણીમાં આવી જઈને આપ આપનું આચરણ ભ્રષ્ટ કરવા તૈયાર થઈ ગયા ! જોનો, શા માટે ? આપની નિદ્રાનો ભંગ કરનાર આ પાપને જે ભાવે આપના મનમાં જાગ્રત કર્યું તે લોભ જ પાપનો બાપ છે '

પંડિત ચંદ્રશેખરની ક્ષુધા શાંત થઈ ગઈ એમને પ્રશ્નનો ઉત્તર મળી ગયો. તેમણે કૃતજ્ઞતાથી વેશ્યા તરફ જોયું અને ચૂપચાપ નીચે ઊતરી ગયા અને પ્રસન્નવદને તેઓ ફરી પાછા પોતાને ગામ જવા નીકળી પડ્યા

# સ્વાર્થ અને પ્રેમ

દુનિયામાં જે જે સ્વાર્થાશ્રિત સંબંધો કહેવાય છે ત્યાં સદ્કાર્ય ભલે થતું હોય પણ યથાર્થ સહજીવન નથી હોતું દીકરાને જ્યાં સુધી માની આવશ્યકતા છે, ત્યાં સુધી તે એને પ્રિય છે દીકરો જ્યાં સુધી કમાઈને માને ખવડાવે છે ત્યાં સુધી એ દુલારો છે, લાડનો લાગે છે ભાઈ જ્યાં સુધી બહેનની ઇચ્છાઓ પૂરી કરે છે ત્યાં સુધી એનો સ્નેહભાજન બને છે, અને જ્યાં સુધી બહેન ભાઈની કંઈ સેવાશુશ્રૂષા કરી શકે છે ત્યાં સુધી એ એની લાડલી બહેન રહે છે 'आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति'નો આ વ્યાવહારિક અર્થ છે આ બધા ઓપાધિક સંબંધો છે એમાં સ્વાર્થ ગરજ, મતલબ જરૂરિયાત વગેરે મુખ્ય છે પણ પ્રેમ ગૌણ છે 'મતલબ' એ અનંગ ચીજ છે અને 'પ્રેમ અનંગ છે સહજીવનમાં જેટલો સ્વાર્થનો અંશ હશે, જેટલી માત્રામાં મતલબ હશે તેટલા પ્રમાણમાં સહજીવન મિથ્યા અને નકલી સાબિત થશે

કૌટુંબિક અને લગ્નના સંબંધોમાં સંપત્તિ પણ એક આધારભૂત સાધન બની જાય છે આપણે દીકરીને એવે ઠેકાણે દેવા ઇચ્છીએ છીએ, જ્યાં કંઈક સંપત્તિ હોય છે છોકરાનું લગ્ન એવે ઠેકાણે કરવા માગીએ છીએ, જ્યાંથી બારનું દહેજ મળવાનું હોય ! આ તો વળી પેલા કરતાંય વધુ તુચ્છ લાલન છે જ્યાં એકબીજાની સેવા અને સહાયતાની જરૂર હોય છે ત્યાં તો પ્રીતિ અને પવિત્રતા માટે કંઈક અવકાશ છે પરંતુ અહીં તો આર્થિક પ્રેરણા જ મુખ્ય બની જાય છે, પ્રેમ ગૌણ થઈ જાય છે એટલું જ નહીં સંસ્કાર પણ નિરર્થક નીવડે છે જ્યાં સંસ્કારના ગૌણ બને છે અને દ્રવ્યની આકાંક્ષાનું મહત્ત્વ મનાય છે, ત્યાં મનુષ્યનો વિક્રય થાય છે, ત્યાં દેહનું વેચાણ થાય છે જે સ્ત્રી દેહનો વેપાર કરે છે તેને આપણે 'વેશ્યા' કહીએ છીએ સમાજમાં એ હીન અને ત્યાજ્ય મનાય છે ધર્મ અને કાનૂન તેને ધિક્કારે છે પરંતુ લગ્ન વખતે છોકરો દહેજને સારુ આત્મા વેચે છે તેમ જ મોટરગાડી અને વાડીવજીફા સારુ છોકરી પોતાનો દેહ વેચે છે, તેને આપણે આવી બજારુતા નથી માનતા તો શું એ ધર્મ છે ? આ રૂઢિશિષ્ટ, સ્વીકૃત અને સમાજમાન્ય ભલે હોય પરંતુ તે સંસ્કાર નથી એ રૂઢિ કે વિધિ કાનૂન મુજબની ભલે હોય પણ તે ધર્મવિહીન વ્યભિચાર છે જ્યાં બે વ્યક્તિનાં હૃદય એક નથી થતાં જ્યાં તેઓ મુખ્યત્વે ધન અને કામની ઇચ્છાઓ એકબીજાની સાથે રહે છે, ત્યાં સહવાસ હોય છે, પણ સહજીવન નથી હોતું જ્યાં સંસ્કારિતા છે ત્યાં આર્યતા હોય છે પણ જ્યાં શારીરિકતા છે ત્યાં અનાર્યતા હોય છે અંગ્રેજીમાં 'વલ્ગેરિટી' શબ્દ છે, તેવો સંસ્કૃત શબ્દ છે 'અનાર્યતા '

—દાદા ધર્માધિકારી

# ચોર પરોણા

રૂસ દેશમા એક ખેડૂત રહેતો હતો એને જોડા બનાવવા માટે ઝાડની છાલ જોઈતી હતી તે મેળવવા માટે એ જગલમા ગયો ઘણા ઝાડ પરથી છાલ ઉખેડી એણે તો છાલનો મોટો ઢગલો કર્યો આ કામ કરતો હતો તેવામા તેણે દૂરથી એક રીછ આવતુ જોયુ, એટલે ગભરાઈને સતાવાની જગ્યા શોધવા લાગ્યો છાલનો ઢગલો પાસે જ પડ્યો હતો એટલે એની નીચે તે સતાઈ ગયો

રીછ તો પાસે આવી પેલો ઢગ જોઈને મન મા કહે છે 'અહિયા આટલી બધી છાલ શા કામ માટે ભેગી કરી હશે? ગમે તે હોય પણ જરા આરામ લેવા માટે આ જગ્યા ઠીક છે' આમ વિચારી એ તો ત્યા ઢગ આગળ બેઠુ

થોડીક વારે એક વરૂ ત્યાથી દોડતુ દોડતુ નીકળ્યુ રીછે તેને કહ્યુ કા દોસ્ત આમ ઉતાવળો ઉતાવળો કયા ચાલ્યો? આવ બેસ તો ખરો જરા વાતો કરીએ' એટલે વરૂ પણ પેલા ઢગ પાસે બેઠુ અને રીછને કહેવા લાગ્યુ 'હુ તો પેલા ખેડૂતને ત્યાથી એક ઘેટુ ચોરી લાવવા જતો હતો'

'એ તો બહુ સારી વાત રીછે કહ્યુ 'હુ પણ ચાલ તારી સાથે આવીશ ને તેને ત્યાથી મધ માખીનો એક પૂડો ઉપાડી લાવીશ પછી આપણે મજેદાર ભોજન કરીશુ

એવામા પાસેની ઝાડીમાથી એક સસલાએ ડોકુ કાઢ્યુ રીછે તેને જોઈને બોલાવ્યુ 'અરે ભાઈ, અહી આવજે, આપણે જરા વાતો કરીએ'

'ના રે, ભાઈ! હુ તો બહુ કામમા છુ' સસલાએ જવાબ દીધો 'મારે તો પેલા ખેડૂતની વાડીમાથી કોબીનો એક ગોટો ઉપાડી લાવવો છે'

રીછ કહે 'વાહ તુ પણ ત્યા જ જવાનો છે કે? ત્યારે તો તુ તે કોબી લઈને અહી જ આવજે હુ પણ ત્યાંથી મધ લઈ આવવાનો છુ ને આ વરૂ એક ઘેટુ લાવશે પછી આપણે બધા સાથે મળીને નાસ્તો કરીશુ'

આમ મનસૂબો કરી ત્રણે જણ પોતાનુ કામ કરી લેવા ત્યાથી નીકળ્યા વરૂ ઘેટુ લેવા ખેડૂતના ઘર તરફ ગયુ રીછ મધ લેવા માટે ફળોના બાકડા તરફ ચાલ્યુ અને સસલુ કોબી લેવા સારુ વાડીમા પેઠુ

છાલના ઢગલા નીચે સતાયેલા ખેડૂતે આ જનાવરોની બધી વાત સાભળી હતી એટલે તે ચોર પરોણાઓ પોતાને ઘેર પધારે તે અગાઉ તે ટૂકા રસ્તે પોતાના ઘર તરફ દોડ્યો ઘેર પહોચીને તરત પોતાની સ્ત્રીને બોલાવી કહ્યુ 'જલદી એક હાંડલી ભરી પાણી ચૂલા પર મૂકી દે આજે મહેમાન આવવાના છે તેને માટે અગત્યની તૈયારી કરવી છે'

થોડી જ વારમા ખેડૂતે વરૂને પોતાના ઘર તરફ લપાતુ છૂપાતુ આવતુ જોયુ તેને જોઈને તરત તેણે પોતાની સ્ત્રીને હાક મારી 'અલી એ જલદી ગરમ પાણી લાવજે' તેની સ્ત્રી તરત જ ગરમ પાણી લઈ આવી, અને જેવુ તેવુ વરૂ વાડીના દરવાજામા પેઠુ કે ખેડૂતે ગરમ ગરમ ખદખદતુ પાણી તેની પીઠ ઉપર રેડી દીધુ વરૂ તો બિચારૂ ચીસ પાડતુ ત્યાથી નાઠુ એ દોડતુ જાય તેમ અગન બળે એટલે જરા અટકી પોતાની દાઝેલી ચામડી ચાટે ને વળી પાછુ દોડે

પેલો ખેડૂત તો પાછો ટૂકે રસ્તે પેલા છાલના ઢગના આગળ દોડ્યો ને જનાવરો પાછા ત્યા આવીને શુ કરે છે તે જોવા તે ત્યા ભરાઈને બેઠો

પહેલા રીછ મધ લઈને આવ્યુ પછી કોબી લઈને સસલુ આવ્યુ ને બને વરૂના આવવાની રાહ જોતા વાતો કરતા બેઠા એટલામા વરૂ દોડતુ દોડતુ આવ્યુ ને પછી ઊભુ રહીને પોતાની દાઝેલી ચામડી ચાટવા લાગ્યુ

'કેમ ભાઈ, તમારું ઘેટું ક્યાં છે?' રીંછે પૂછ્યું

'અરે ભાઈ, ઘેટાની વાત જવા દો ને! એ ખેડૂતની વાડી તો ભારે આફત ભરેલી છે તેમાં જ્યારે ખેડૂત બૂમ પાડે કે 'અની એ, ગરમ પાણી લાવ' ત્યારે તો આપણું પ્રાણીઓનું મોત જ આવું સમજવું'

ખેડૂત ઢગના પાછળ છૂપાઈને આ બધું સાંભળતો હતો, એણે હવે ત્યાં બૂમ પાડી 'અની એ, ગરમ પાણી લાવ'

આ બૂમ સાભળતા જ જનાવરો એવા તો ભડકયા કે ચોરેલો માલ પણ ત્યા જ મૂકીને નાઠાં

અને ખેડૂત એ બધા પતાવીને પછી નિરાંતે પોતાનું મધ, દોણી અને પોતાને જોઈએ એટલી ઝાડની છાલ લઈને ઘેર ગયો

*

## પ્રસન્ન મનોવૃત્તિ

જીવનસાફલ્યની વિધવિધ કૂંચીઓ અનેક ચિંતકો–ચિંતકોએ બતાવી છે એ ચિંતકો જીવનની સફળતાનો, તેના માધુર્યનો આધાર સંતોષી વૃત્તિને ગણે છે કોઈ પારકે સુખે સુખ પામવાનું–અનુભવવાનું ઉદ્‌બોધન કરે છે, પરંતુ એ બધા કરતા સાચું સુખ અને સફળતાનું હાર્દ તો મનની પ્રસન્નતામાં જ રહેલું છે

પ્રસન્ન મનોવૃત્તિ જ જીવનઘડતરનો પાયો છે

પ્રફુલ્લતા, ઉત્સાહ, વિનોદી વૃત્તિ આ બધું મન પ્રસન્ન હોય ત્યારે જ માણી શકાય

જે માનવીના જીવનમા, વ્યવહારમા વર્તનમા આ વૃત્તિ તરી આવતી હોય તેના મનમા દુઃખની અનુભૂતિ ક્ષણવાર પણ ટકવા પામતી નથી

શ્રીકૃષ્ણે ભગવદ્‌ગીતામા પ્રસન્નતાની વિસ્તૃત અને વિશદ વિચારણા આપી છે આ એક નાનકડા શ્લોકમા એમણે ઘણું ઘણું કહી દીધું છે

પ્રસન્ન મનોદશાથી મન–આત્મા સ્થિરતા અનુભવે છે, પ્રસન્ન મનોદશાવાળાની પ્રજ્ઞા તેજસ્વી બને છે હરકોઈ આમતની મીમાંસા તે સ્થિર બુદ્ધિપૂર્વક અને તટસ્થપણે કરી શકે છે અને એથી સદ્‌વિવેક બુદ્ધિનો વિકાસ થાય છે

સાગરની સપાટી પર નાનામોટા અનેક તરંગો ઊઠે કે લય પામે છતાં તેની કોઈ અસર સમુદ્રના એ વિશાળ પટ પર કે તેના અંતસ્તલમા થતી નથી ધૂપસળી કે ચંદનકાષ્ઠ બળે છે ત્યારે તે એમ વિચારતું નથી કે હું અન્યને મારા પમરાટથી પ્રફુલ્લ બનાવું છું તેવું જ જેણે પ્રફુલ્લ મનોવૃત્તિ આત્મસાત કરી છે તેને માટે કહી શકાય

સામાને પ્રસન્ન કરવાની શકિત આપણે કેમ ન કેળવીએ? આપણા પ્રસન્ન ચહેરાને જોતા જ માનવીને સુખનો–શાન્તિનો સંદેશો મળે છે, એને સાચા સુખની ઝાંખી થાય છે

જેના અંતરમા પ્રસન્નતા જ પ્રસન્નતા વ્યાપેલી હોય છે તેની પાસે ગમગીની કયાંથી જ ફરકી શકે!

હસતું મુખ સામાની આશાને અજવાળે છે, તેના દુઃખને ઘડીભર વિસારે પાડે છે માનવીને જીવન જીવવાની પ્રેરણાના અમી પાય છે

આપણને કહેવામા આવે છે કે ભોજન સમયે ચિત્ત પ્રસન્ન રાખવું શા માટે? પીરસનારનો ઉલ્લાસ ભર્યો હસતો ચહેરો નજરે પડતા જમનાર માનવી એની આન્તરિક વ્યથાને ઘડીભર ભૂલી જાય છે અને સંતુષ્ટ બને છે આથી જ હરકોઈ સુશીલ ગૃહિણી ગમે તેવી મુસ્કેલીના સમયે પણ તેના ચહેરા પર પ્રસન્નતાની ઝલક રાખવાની કોશિશ કરે છે આમ કોઈ પણ બાબતમા આ પ્રસન્ન મનોવૃત્તિના–મધુર મનોદશાના મીઠા ફળ નીપજે છે

આ જગતની આળપંપાળમા ક્યાંય જીવનની મધુરતા ન દેખાતા તેનાથી દૂર જવા આપણે નિસર્ગ પાસે હાથ લંબાવીને છીએ ચંદ્રની ચાંદનીમા, પક્ષીઓના મીઠા કલરવમા, નિર્દોષ શિશુને એની મસ્ત દશાની રમતમા મગ્ન જોતા આપણે ક્ષણભર જગતની વિષમતા વીસરી જઈએ છીએ આથી જ જીવન-માધુર્ય માણવા માટે માનવીએ પ્રસન્નમન રહેવાની જરૂર છે

–ઉર્મિલા ભટ્ટ

# સપનું સાચું પડયું

માર્ટિન નામે એક મોચી હતો નાનકડી ગલીમાં, નાનકડી ઓરડીમાં એ રહેતો હતો ઓરડીની બારીમાંથી જતાં-આવતા લોકોના પગ જ દેખાતા પણ માત્ર પગ ઉપરથી એ જનારને ઓળખતો કેમ કે એમના બૂટ ઘણીવાર એના હાથ નીચે આવી જતા કોઇકને નવા સીવી આપતો, કોઇકને એડી મારી આપતો, તો કોઇકને ટાંકા દઇ દેતો

એના પત્ની-બાળકો મરણ પામ્યાં હતા પોતે એકલો હતો એને થતું 'હવે જીવવું કોને માટે ?' એક દિવસ એક યાત્રાળુએ કહ્યું 'ઇશ્વર માટે જીવતા શીખ, તને બધું મંગલમય દેખાશે '

'પણ એ બને શી રીતે ?' માર્ટિન અકળાયો

'ઇસુના ઉપદેશની ચોપડી વાંચ એમાંથી તને સમજાશે

માર્ટિન મોટા અક્ષરોવાળી ચોપડી લઇ આવ્યો અને રોજ વાંચવા માંડયો ધીરે ધીરે એમાં રસ પડવા લાગ્યો એટલો બધો ધ્યાનમગ્ન થઇ જતો કે દીવામાં તેલ ખૂટી જાય તોય ખબર પડતી નહિ એનું જીવન જ બદલાઇ ગયું પહેલાં તો હજારો વિચારો એને ઘેરી વળતા પણ હવે પથારીમાં પડયા ભેગો જ ગાઢ નિદ્રામાં પડી જતો આખો દિવસ કામ કરીને સાંજ પડે કે દીવો સળગાવીને એ વાંચવા બેસી જતો. એકવાર એણે વાંચ્યું કે ઇશ્વરને કોઇક શ્રીમંતે પોતાને ઘેર નિમંત્રણ આપ્યું ત્યારે તેને ઘેર જતાં કેવી બેદરકારી બતાવી—અને એક પાપી સ્ત્રીએ કેવી રીતે આંસુથી ઇશ્વરના પગ પખાળ્યા વળી એ પણ વાંચ્યું કે ઇશ્વરે કેવી રીતે એને ખિજાવી

'હું તારા ઘરમાં આવ્યો, તેં મને પગ ધોવા પાણીય ન આપ્યું પણ તેં મારા પગ આંસુથી ધોયા અને સુંદર સુંવાળા વાળથી લૂછ્યા !'

માર્ટિનને થયું કે ભગવાન તેને ઘેર આવે તો તે પેલા શ્રીમંતની જેમ વર્તે કે પેલી પાપી બાઇની જેમ ? અને આ વિચારમાં ને વિચારમાં એ ઊંઘી ગયા ગાઢ નિદ્રામાં એને ધીરગંભીર અવાજ સંભળાયો 'કાલે ગલીમાં જોતો રહેજે હું તારે ત્યાં આવીશ ' એ ઝબકીને જાગી ગયો આંખો ચોળીને જોયું પણ કંઇ જણાયું નહિ સપનું હતું કે સત્ય એ એને સમજાયું નહિ

બીજે દિવસે કામ કરતા કરતા રાતનો બનાવ એના સ્મરણપટ પર ઝબકી જતો, અને વારવાર એની નજર ગલીમાં ફરી વળતી કેટલાય લોકો પસાર થતા હતા પડોશનો શ્રીમંતનો નોકર આવી ગયો ભિસ્તી પાણીની મસક લઇ ગયો

એટલામાં એણે જોયું કે બહાર એક મજૂર રસ્તા પરનો બરફ ખસેડતો હતો એના બદન પર પૂરતાં કપડાં નહોતા થોડી થોડી વારે તે પાવડો નીચે મૂકીને હાથ મસળી ગરમાવો મેળવી લેતો. માર્ટિનને થયું કે એને ચા પીવા બોલાવ્યો હોય તો ?

'અંદર આવો અને ચા પીને થોડા ગરમ થાઓ તમને ઠંડી લાગી લાગે છે'

'ભગવાન તમારું ભલું કરે મારું તો હાડકે હાડકું દુખવા માંડયું હતું' અને બરફ ખખેરીને એ અંદર આવ્યો.

માર્ટિને એક કપ તેને આપ્યો અને બીજો પોતે લીધો પેલો તો એકીશ્વાસે ગટગટાવી ગયો માર્ટિનનો કપ એના હાથમાં એમનો એમ હતો એની નજર ગલીમાં જ ભટકતી હતી

'કોઇની રાહ જુઓ છો ?' મજૂરે પૂછ્યું

માર્ટિન શરમાયો. રાતની વાત એણે એને કહી વાત સાંભળી મજૂર ગદ્ગદિત થઇ ગયો જતી વખતે તે બોલ્યો 'આભાર માર્ટિન, તમે મારા આત્મા ને શરીર બંનેને ખોરાક આપ્યો છે.'

મજૂર ગયો એટલે માર્ટિન ફરી કામે વળગ્યો. પણ આજ તેનું ચિત્ત કામમાં ચોંટતું નહોતું. વારે વારે નજર રસ્તા પર જ જતી હતી જાણ્યા-અજાણ્યા અનેક માણસો પસાર થઇ રહ્યા હતા. એટલામાં એક ચીંથરેહાલ બાઇ નાના બૂળકાને ઠંડીથી બચાવતી બારી પાસે આવીને ઊભી રહી. માર્ટિને બાળકને રડતું સાંભળ્યું. એણે બાઇને અંદર બોલાવી: 'શા માટે બહાર થથરો છો? અંદર આવો ને!'

બાઈ અંદર આવી. માર્ટિને તેને માટે પથારી પાથરી અને કહ્યું કે સગડી પાસે બેસીને થોડીવાર તાપો, પછી પોતાને માટે બનાવેલ કોબીનો સૂપ એને પીવા આપ્યો અને પોતે બાળકને રમાડવા બેઠો. મહાપ્રયત્ને તે છાનું રહ્યું. સૂપ પીતાં બાઇએ પોતાની રામકહાણી કહી. માર્ટિનને ખૂબ દુ:ખ થયું. તેણે પૂછ્યું: 'તમારી પાસે ગરમ કપડાં નથી, કેમ?' અને પોતાનો એક ગરમ ઝભ્ભો એણે કાઢી આપ્યો.

બાઇ એ લેતા લેતા બોલી. 'ઇશ્વર તમારું ભલું કરે! ઇસુએ જ તમારી પાસે મોકલી, નહિ તો મારું છોકરું ઠંડીમાં ઠીંગરાઇ જ જાત!'

માર્ટિન હસ્યો 'તમારી વાત સાચી છે. પ્રભુની પ્રેરણાથી જ મેં ગલીમાં જોયું.' અને તેને પણ એણે સપનાની વાત કહી.

બાઇના ગયા પછી તે ફરી કામે વળગ્યો. હાથ કામમાં પરોવાયેલ હતા પણ એની નજર તો રસ્તા તરફ જ હતી.

આમ કરતાં કરતાં સાંજ પડી, માર્ટિને કામ પૂરું કરી દીવો સળગાવ્યો અને વાંચવા બેઠો. ફરી સપનું યાદ આવી ગયું તેને લાગ્યું કે કોઈ એની પાસે ઊભું છે: 'માર્ટિન, મને ઓળખે છે?'

'કોણ?'

'એ તો હું.' અને પેલો મજૂર તથા પેલી ચીંથરેહાલ બાઇ દેખાઇ હોય એવો એને ભાસ થયો.

એણે પુસ્તક ખોલીને વાંચવા માંડ્યું. પાનું ખોલતાં જ એણે વાંચ્યું: 'હું ભૂખ્યો હતો, તેં મને રોટલો આપ્યો; હું તરસ્યો હતો, તેં મારી તરસ છિપાવી; તેં મને અજાણ્યાને આશરો આપ્યો; તેં જે તારા ભાઇભાંડુ માટે કર્યું તે મારે માટે જ કર્યું.'

અને માર્ટિનને લાગ્યું કે એનું સપનું સાચું પડ્યું છે.

*

## એક નવા પૈસાની વસૂલાત!

ફક્ત એક જ નવા પૈસાની સરકારી વસૂલાતને લગતો એક મનોરંજન પ્રસંગ વિદર્ભના વર્ધા જિલ્લામાં આવેલ આરવી તાલુકાની કચેરીમાં બની ગયો. આ સમય દરમિયાન ખેડૂતો પાસેથી તગાવીના બાકીના લેણી રકમ વસૂલ કરવાનું કામ પૂરજોશમાં ચાલતુ હતું. આ વિભાગના એક જાણીતા ખેડૂત મોતીરામ ચૌકડેએ સરકારી તગાવી લીધી હતી અને તેને પૂરેપૂરી સમયસર ભરપાઈ પણ કરી દીધી હતી. પણ આ રકમમાં વ્યાજનો હિસાબ કરતી વખતે કારકુને ભૂલથી માત્ર એક જ નવો પૈસો ઓછો ગણેલો જેની ખબર પાછળથી પડી. આથી મોતીરામ પાસે સરકારનું એક નયા પૈસાનું લેણું બાકી રહ્યું.

જોકે આ એક નયા પૈસાની વસૂલાત મોતીરામને કાગળ લખીને પણ કરી શકાત પરંતુ સરકારી રીતરસમ આડે આવી. આ માટે તાલુકાની કચેરીએ મોતીરામ ઉપર જપ્તીનું વોરંટ બજાવ્યું. આ વોરંટ કઢાવવા માટે નિયમ મુજબ તાલુકાની કચરીને વોરંટ ફીનો દોઢ રૂપિયો તેમ જ ચલાન ફીના પચાસ નયા પૈસા મળીને રૂપિયા બે ભરવા પડ્યા. આમ ફક્ત એક જ નયા પૈસાની વસૂલાત માટે બે રૂપિયાની ખોટ વેઠી!

—આનંદરાવ જોશી

# રજાઓનો ઉપયોગ

'શિક્ષક'

એક દિવસ ગામમાં ફરતા એક પરિચિત યુવાન મળ્યા તે રજાઓમાં ઘેર આવેલા જણાયા તેમને મેં સહજ પૂછયું 'કયારના આવ્યા છો? હમણાં શું કરો છો?'

તેમણે કહ્યું 'આ જુઓને દિવસ પસાર કરીએ છીએ! એક મહિનાનું વેકેશન છે પ્રવૃત્તિ બીજી શી હોય? આમતેમ ફરવાનું અને દિવસો પૂરા કરવાના! બીજું શું?'

આ સાંભળી મને થયું એક બાજુથી સમાજની નવરચનામાં ચનગનતા લોહીની ખોટ જણાય છે, ત્યારે બીજી બાજુથી આ રીતે યુવાન લોહીનો સાચી રીતે ઉપયોગ નથી થઈ શકતો રજાઓ ગાળવા આવેલા સેંકડો વિદ્યાર્થીઓ આમ કોઈ પણ હેતુ વિના કલાકોના કલાકો વેડફી નાખતા હશે સામાન્ય રીતે તેમનો કાર્યક્રમ આ જાતનો હોય છે' સવારના ૭-૭॥ વાગ્યે ઊઠવું ૧૦ વાગ્યા સુધીમાં ચા-નાસ્તો, સ્નાન વગેરેથી પરવારી જવું ત્યાર બાદ ગામમાં એકાદ અમસ્તું ચક્કર લગાવી પાછા આવી જમી લેવું જમ્યા બાદ રેડિયો વગાડવો કે પછી બે-ચાર મિત્રો મળી પાના રમવા, અને એનાથી થાક ચડે ત્યારે ઊંઘનો આશરો લેવો તે વહેલી પડે સાંજ! વળી સાંજના પાછા લટાર મારવા નીકળવું આમતેમ ચક્કર લગાવ્યા પછી વાળુ કરીને કોઈક નવલકથા વાંચવી કે પછી ઈધરતીધર ગપ્પાં હાંકવા

આ આપણી રજાઓનો ઉપયોગ શું રજાઓ આટલા માટે પાડવામાં આવે છે? શું આ જાતના રજાઓના ઉપયોગથી વિદ્યાર્થીઓના મગજને આરામ મળે છે ખરો? અને તેઓ તાજામાજા થઈ, સ્ફૂર્તિ મેળવી શાળાઓમાં જતા હશે ખરા?

ખરી વસ્તુ એ છે કે મગજને કે શરીરના કોઈ પણ અવયવને આરામ આપવો હોય તો તેને પ્રવૃત્તિ વગરનું પડયું રહેવા ન દેવું તેમ કરવાથી તો લાંબે ગાળે તેમાં જડતા આવે તેથી આરામ માટે નિષ્ક્રિય રહેવાને બદલે હળવી અને મનગમતી પ્રવૃત્તિ કરવી જોઈએ જેમ કે વિદ્યાર્થીઓને સારા રમતગમતમાં પ્રવૃત્ત બનાવવાથી થાકને બદલે તેઓ વધારે સ્ફૂર્તિ મેળવી શકે છે

તેવી જ રીતે, એક સત્ર સુધી અભ્યાસમાં રત રહેલા વિદ્યાર્થીઓ સમગ્ર વેકેશન દરમિયાન એવા આતમાનના કાર્યક્રમો રજૂ કરવા જોઈએ કે જેથી રજાઓ પછી શાળામાં દાખલ થતા તેમનામાં તાજગી અને તરવરાટ દેખાય આવી લાંબી રજાઓ દરમિયાન જાત જાતના પ્રવાસો-નગપાળા, રેલવે મુસાફરી, જનયાત્રા-યોજી શકાય ગામડે ગામડે સંસ્કાર કાર્યક્રમો યોજી સમાજ શિક્ષણનું કામ કરી શકાય ગ્રામ સુધાર પ્રવૃત્તિ-રસ્તા સુધાર ગ્રામ સફાઈ, કૂવા સફાઈ-પણ કરી શકાય અમુક ચોક્કસ વસ્તુ કે વિષય સમજવા માટે અભ્યાસ વર્ગો યોજી શકાય 'ભણો અને ભણાવો' નો નાદ ગજવી લોકોમાં શિક્ષણ પ્રત્યે સહાનુભૂતિ અને અભિરુચિ કેળવી અક્ષરજ્ઞાનનો બહોળા પાયા પર પ્રચાર કરી શકાય આવા આવા અનેક કામો યોજી શકાય

આવી લાંબી રજાઓનું નિયમ સ્થાન અંગ્રેજોના દિનના આગમન પછી અને તેમણે શરૂ કરેલા શિક્ષણ પછી જ થયું કહેવાય ખાસ કરીને તો આ યોજનામાં શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓને બદલે શિક્ષણ આપનાર પ્રોફેસરોના જ હિતનો વિચાર કરવામાં આવ્યો હોય તેમ જણાય છે

આજે તો તે રાજકર્તા અંગ્રેજો ય નથી અને તે શિક્ષણ આપનાર પ્રોફેસરો પણ નથી. પણ તેમણે આપેલી ભેટ કાયમ છે! તેમાં રૂપાંતર કરી તેને નવું રૂપ આપવું જોઈએ, અને આ વેડફાતી યુવક શક્તિને યોગ્ય માર્ગે વાળવી જોઈએ. આ દિશામાં થોડા પ્રયત્નો થાય છે, પણ તે બહુ ઓછા છે તેને બળ-

વાન અને વેગવાન બનાવવાની જરૂર છે દામોદર નદી, ભાકરાનાંગલ જેવા જલપ્રવાહોને આપણે નાથવા મથીએ છીએ તેમ આ મહાન શક્તિના પ્રવાહને નિરર્થક વહી જતો રોકવાની જરૂર નથી? કોલેજો અને યુનિવર્સિટીઓના સંચાલકોએ દર રજા પહેલાં એને માટે કાર્યક્રમ બનાવવાની જરૂર નથી?

*

# સાધુની જાત

જાતિ ન પૂછો સાધુકી, પૂછ લિજિયે જ્ઞાન,
મોલ કરો તલવાર કા, પડા રહન દો મ્યાન,

સાધુની નાત કે કુળ જાણવાની ઇચ્છા ન રાખો, પણ એનામાં જ્ઞાન કેટલું — કેવું તેજસ્વી છે તે પૂછો તલવારની કિંમત કરી લ્યો, મ્યાનને એક બાજુ જ રાખો

નાના એવા દુહામાં અમોલો ઉપદેશ ભર્યો છે એનું પાલન જો આપણા દેશે કર્યું હોત તો કેટલીયે આફતમાંથી ઊગરી ગયો હોત આ દેશમાં જ્ઞાતિનું જેટલું મહત્ત્વ છે, જન્મ કોને ત્યાં થયો છે તેનું જેટલું અભિમાન છે તેટલું કોઈ દેશમાં નથી દુહો તો કહે છે કે શરીર તો મ્યાનના સ્થાને છે મ્યાન ચામડાનું હોય કે રેશમનું હોય ઉપર મૂઠ મોતીની હોય કે હીરાજડિત હોય, પણ અંદરની તલવાર જો કટાઈ ગયેલી હોય પાણી વગરની હોય તો મ્યાન શું ખપનું? મ્યાન સંગ્રામમાં બચાવ કરી ન શકે તેમ આ ભવરણમાં આત્મા — શુદ્ધ, બુદ્ધ, તેજસ્વી, વીતરાગ, ભયવિહીન, દયાભીનો આત્મા જ આપણને જિતાડે છે આપણું કુળ આપણને કાંઈ ખપ લાગતું નથી શરીર બ્રાહ્મણનું હોય કે વૈશ્યનું, મહત્ત્વનું તો આત્મા કેવો પાણીદાર છે, ભવજાળ, રાગદ્વેષની માયા કાપવામાં કેવો ધારદાર છે તે જ મહત્ત્વનું છે હીરાની કિંમત અંકાય, ડાબલીની નહિ

આ દેશે જાતિનું મહત્ત્વ નથી તે વાત સમજવાની ભારે જરૂર છે છેક મહાભારત કાળથી હીન જન્મને કારણે આપણે અનેકને પીડતા આવ્યા છીએ કર્ણે ઘણુંયે કહ્યું 'દૈવાયત્ત કુલે જન્મ મમાયત્ત હિ પૌરુષ' 'તમે બધા તો દૈવકૃપાથી ઊંચા કુળમાં જન્મી જઈ આ સ્થાને આવ્યા છો, હું તો મારા બાવડાને જોરે—મારી લાયકાતને જોરે અહીં આવી પહોંચ્યો —'

પણ આપણે કર્ણને સ્થાન ન આપ્યું તે ન જ આપ્યું પરિણામે મહાભારત થયું જો કર્ણ દુર્યોધનના પક્ષે ન હોત તો દુર્યોધન લડવાની હામ ન ભીડત એ સ્પષ્ટ છે પણ કર્ણને ભીમે, દ્રૌપદીએ 'સૂતપુત્ર સૂતપુત્ર' કહીને મારેલાં મેણાં ખટકતાં હતાં એ મેણાંનો માર્યો એ દુર્યોધનની આગમાં ઈંધણાં હોમવે ગયો ૧૮૫૭માં દિલ્હીના ઘેરામાં દેશી લશ્કરનો ઉપરી એક રસોઈયાનો છોકરો હતો એટલે અમીરોએ એને સાથ નહોતો આપ્યો

ખીલજી વંશમાં એક વગેન હરિજને સત્તા હાથ કરી મુસલમાનોને હાંકી કાઢવા હિંદુઓની મદદ માગી હતી પણ તે નહોતી મળી

આજે પણ આપણે આ ટૂંકી દૃષ્ટિમાંથી બહુ આગળ વધ્યા નથી નહિતર કર્ણની જેમ તિરસ્કાર પામી જીવન વિતાવતા આદિવાસીઓ, હરિજનો, કોળી ખારવા, ઠાકરડા જેવી શરીર-કર્મવીર જાતિઓને આપણા બાંધવની જેમ આપણી વચ્ચે બેસાડીને મિલન સાધ્યું હોત

દુહો તો સાધુની જાતિ ન પૂછવી પણ જ્ઞાન પૂછવું એમ કહે છે, પણ આપણે એને વ્યાપક કરીને કોઈની જાતિ પૂછવી નહિ સૌના કર્મ જોવા ને તે પ્રમાણે આદરમાન આપવા

•

# સર્વોદય એટલે શું ?

અજ્ઞાત

સર્વોદય, એ શબ્દ, મૂળ ગાંધીજીનો જ બનાવેલો છે. એ શબ્દ, એમને કેવી રીતે સૂઝયો, તેની એક મજાની વાત છે. એ શબ્દનો સંબંધ, ઇશુ ખ્રિસ્તના ઉપદેશો સાથે જોડી શકાય. ઇશુ ખ્રિસ્તે, પોતાના અનુયાયીઓને, એક વાર્તા કહી સંભળાવી હતી.

એક જમીનદાર હતો. તેના ખેતરોમાં લણણીનો વખત થઇ ગયો હતો. એટલે, તે વહેલી સવારે મજૂરોની શોધમા, બજારમાં જઇને ઊભો રહ્યો, અને કામની શોધ કરતો. જે કોઇ મજૂર મળ્યો, તેને, તેણે, ખેતરમા રવાના કર્યો. આમ, સવારના છ-સાત વાગ્યાથી માંડીને, સાંજ સુધી, જેટલા મજૂરોએ, કામની માગણી કરી, તે બધાને, તેણે કામે મોકલ્યા. કેટલાક મજૂરો, સવારના છ વાગ્યે કામે ચડયા હતા, કેટલાક સાત વાગ્યે, કેટલાક આઠ વાગ્યે, અને કેટલાક તો છેક સાંજે પાંચ વાગ્યે જ, ખેતરે પહોંચ્યા હતા. દિવસ પૂરો થતાં, બધાને મજૂરી ચૂકવવાનો વખત આવ્યો, ત્યારે જમીનદારે, સૌને સરખી મજૂરી ચૂકવી. એટલે કે સવારે છ વાગ્યે આવનારને ચાર આના આપ્યા, તો સાંજે પાચ વાગ્યે આવનારને પણ પૂરા ચાર આના આપ્યા.

આ જોઇએ, જેઓ સવારથી કામે ચડયા હતાં, તેમને ખોટું લાગ્યુ. તેમણે કહ્યું : ' આ આપનો ન્યાય કેવો ? આ પાછળથી આવેલાઓને અમારા જેટલી મજૂરી કેમ આપી શકાય ? '

જમીનદારે જવાબ આપ્યો કે ' ભાઇ, તમને તો પૂરી મજૂરી મળી છે ને ? તમારા પૈસા ઘટાડયા તો નથી ને ? મોડા આવનારને તમારા જેટલા જ પૈસા આપ્યા, તો, તે, તમારા પડાવી લઇને તો નથી આપ્યા ને ? તમને, તેમની અદેખાઇ ન આવવી જોઇએ. હું તો સૌથી પાછળ આવનારને પણ, જેટલા પૈસા જીવવા માટે તદ્દન જરૂરી છે, એટલા પૂરેપૂરા આપીશ.'

આ વાર્તામાં, જમીનદારે, ન્યાયના જે સિદ્ધાંતનો ઉપયોગ કર્યો, તેને ' છેલ્લા નંબર સાથે સમાનતા ' નો સિદ્ધાંત કહે છે. એટલે કે, દુનિયામાં જે સૌથી નીચલા વર્ગનો, અશક્ત અને ગરીબમાં ગરીબ માણસ છે–છેલ્લા નંબરનો માણસ છે. તેને પણ ખોરાક. પાણી, કપડાં, વગેરેની જરૂરિયાતો પૂરી પડે, એટલું મળવું જોઇએ, અને પહેલો નંબર માનતો હોય, કે તેને જે મળે છે, તે ઉચિત, આવશ્યક અને વાજબી મહેનતાણું જ છે, તો છેલ્લા નંબરને, એથી ઓછું કેમ આપી શકાય ? એટલે કે ન્યાય અથવા કાયદો તો એ જ, છે, કે જીવનની જરૂરિયાતોની બાબતમાં, પહેલા ને છેલ્લા નંબર વચ્ચે કશો ભેદ ન પાડવો જોઇએ, બલકે સૌનું હિત હોવું જોઇએ. સૌના ભલા માટે, સાહિત્યનો શબ્દ ' સર્વોદય ' છે. એટલે આ સિદ્ધાંતને ' સર્વોદય ' નો સિદ્ધાંત પણ કહે છે.

ઇશુ ખ્રિસ્તે કહેલી આ વાર્તા, લોકોએ હજારો વરસ સુધી વાંચી ને સાંભળી પણ કોઇએ એ વિષે પૂરો વિચાર નહોતો કર્યો. ગયા સૈકામાં, ઇંગ્લંડમાં જોન રસ્કિન નામનો, એક પ્રખ્યાત લેખક થયો. તેણે, આ વાર્તા પર ખૂબ ચિંતન કર્યું, અને એ પ્રમાણે વર્તવું હોય, તો પોતાનું જીવન કેવી રીતે ગુજારવું, તેનો વિચાર કરવા લાગ્યો. ઘણો વિચાર કર્યા પછી, તેણે એ વિષે ' અન્ટુ ધિસ લાસ્ટ ' નામનું એક પુસ્તક લખ્યું ' અન્ટુ ધિસ લાસ્ટ ' એટલે ' છેલ્લા નંબર સુધી.'

મહાત્મા ગાંધી, દક્ષિણ આફ્રિકામાં રહેતા હતા, ત્યારે એક મિત્રે તેમને, આ પુસ્તક વાંચવા આપ્યું. તેમને એ એટલું ગમી ગયું, કે આખી રાત જાગીને તે વાંચી કાઢયું. એ પુસ્તકે, એમને એવા પકડી લીધા, કે એક અઠવાડિયાની અંદર, તેમણે એમાં જણાવેલા સિદ્ધાંતો પ્રમાણે વર્તવાનો, નિર્ણય કરી લીધો. તેઓ, ત્યારે વકીલાત કરતા હતા. અને

તેમાં એમને, ઘણા પૈસા મળતા હતા, પણ, તેમણે વિચાર કર્યો, કે વકીલાતની આવકમાંથી, પોતે એક સામાન્ય મજૂરની કમાણી જેટલું જ ખર્ચ કરી શકે. એથી વધારે ખરચ કરવાનો, પોતાને કશો હક નથી, કારણ કે દુનિયામાં જે કંઇ છે, તેનો માલિક, ઇશ્વર છે. એટલે બાકીના બધા પૈસા, લોકોના ભલા માટે ખરચવા જોઇએ આવો વિચાર કરીને, તેમણે દક્ષિણ આફ્રિકામાં, એક આશ્રમ સ્થાપ્યો, જે આજે પણ 'ફિનિક્સ આશ્રમ' ને નામે પ્રખ્યાત છે ત્યાં મજૂરથી માંડીને માલિક સુધીના, સૌને માટે, મજૂરીનો દર એક સરખો ગણવામાં આવ્યો અને બધુ કામ મજૂરો અને ઘરના લોકો સાથે મળીને કરવા લાગ્યા

રસ્કિનના આ પુસ્તકનો, ગાંધીજીએ ગુજરાતી તરજુમો બહાર પાડ્યો અને તેનું નામ 'સર્વોદય' રાખ્યુ. આ રીતે આ નવો શબ્દ આપણી ભાષામાં દાખલ થયો

સર્વોદયના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે છે

૧ તમામ સંપત્તિ ઇશ્વરની છે કબજેદાર માણસ તેનો કેવળ રખેવાળ અથવા ટ્રસ્ટી છે

૨ તેનો એણે બરાબર હિસાબ આપવો જોઇએ. એટલે કે તેણે સંપત્તિ સાચવવી જોઇએ વધારવી જોઇએ અને દુનિયાના ભલા માટે જ વાપરવી જોઇએ

૩ દરેક માણસે પોતાની રોટી શારીરિક મહેનત કરીને, પોતાના પરસેવાથી કમવી જોઇએ

૪. પોતાના કામનું મહેનતાણું પોતાની જરૂરિયાત જેટલું જ લેવું જોઇએ ભલે દુનિયા તેના કામની કિંમત ગમે તેટલી આંકતી હોય.

૫ ઈશ્વરે પેદા કરેલા સર્વે જીવોને જીવવાનો હક છે એટલે માણસને જે ઓછામાં ઓછી જરૂરિયાતો ગણાય છે તે તો દરેકને મળવી જ જોઇએ અને જરૂર કરતા વધારે લેવાનો કોઇને હક નથી. એટલે બધાં કામની કિંમત સરખી જ સમજવી જોઇએ

૬ જે કંઇ ભેદ પડે તે જરૂરિયાતોને કારણે જ પડે જેમ કે વૃદ્ધ, બાળક, બીમાર વગેરે કામ ન કરી શકે, છતાં તેમની જરૂરિયાત વધારે હોઇ શકે હષ્ટપુષ્ટ માણસનો ખોરાક વધારે હોઇ શકે, દૂબળાપાતળાનો ઓછો હશે. લંગડા કે બીમાર માણસને વાહનની જરૂર હોઈ શકે વગેરે આમ જેને વધારે લેવું પડે તેની તેમાં લાચારી છે, યોગ્યતા નહિ. એ જ પ્રમાણે કોઇ કામ સારી રીતે થાય એટલા માટે તે કામ કરનારાને મકાન, ગાડી, કારકુન વગેરે વધારે આપવા પડે તો તે તેની મોટાઇ માનીને નહિ પણ કામની મહત્તા સમજીને આપી શકાય

ગાંધીજીના મનમા આ વિચારોએ ઘર કર્યું હતુ ભારત આવીને તેમણે જે રચનાત્મક કાર્યો એક પછી એક શરૂ કર્યાં અને જે સંસ્થાઓની સ્થાપના કરી તે બધી આ સિદ્ધાંતો મુજબ જ રચાઇ. આ જ સિદ્ધાંતો પ્રમાણે સર્વોદય સમાજના ઉદ્દેશો ને કાર્ય નક્કી કરવામા આવ્યુ છે

*

બર્નાર્ડ શૉ, જગતના એક મહાન મર્મજ્ઞ, ગાંધીજીની પ્રવૃત્તિમાં પણ ઊંડો રસ ધરાવતા હતા અને તટસ્થ રહીને બધું નિહાળ્યા કરતા

ગુજરાતના એક પ્રતિષ્ઠિત સજ્જન શ્રી લલ્લુભાઇ શામળદાસ મહેતા વિલાયત ગયેલા ત્યારે એક વાર તેમણે બર્નાર્ડ શૉની મુલાકાત લીધી હતી વાત પરથી વાત નીકળતાં મહાત્મા ગાંધીજી વિષે વાત નીકળી

બર્નાર્ડ શૉએ ગાંધીજીનો ઉલ્લેખ કરીને લાક્ષણિક ઢબે કહ્યુ 'તમને એ સ્વરાજ્ય તો મેળવી આપશે જ પરંતુ સ્વરાજ્ય પછી એ મહાત્માનું શું કરશો ? એ માણસ તમને કશા ખપમા નહીં આવે '

સર લલ્લુભાઇએ કહ્યુ : ' એ નિવૃત્ત થઇ જશે. '

એટલે બર્નાર્ડ શૉએ માર્મિક વાક્ય ઉચ્ચાર્યું ' અથવા સ્વરાજ્ય સરકાર એને જેલમાં પૂરી દેશે '

# વાંઝણી શબ્દોપાસના

ઈ. ગાંધી

ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારો આજે ક્યાં ઊભા છે તેનું સાચું માપ ગયા વખતના દીપોત્સવી અંકોમાંથી નીકળી ગયું.

દિવાળી અંકોએ સહસ્ર જીભે ઉચ્ચાર્યું કે અમારી પાસે રૂપરંગ છે, નયનગમ્ય ગોઠવણી છે, ઊજળા દૂધ જેવા કાગળો છે પણ અમારા લખાણોમાં સત્ત્વ નથી. સાહિત્યને ગૌરવ અપાવે એવું કોઈ પ્રાણવાન હીર નથી.

લેખકો કૂણી કૂણી રચનાઓ લઈને હાજર થઈ ગયા છે, પણ સ્વતંત્રતાની દીપ્તિ નથી: મળેલા સ્વરાજ્યને માટે કોઈ નવું માર્ગદર્શન નથી: વિચારોમાં રાષ્ટ્રીય ખમીર નથી.

લેખકનું કામ મુખ્યત્વે દુભાષિયાનું છે. માનવસમાજ માટે તે પ્રકૃતિનો પ્રાણવાન દુભાષિયો છે.

વિશ્વભરમાં અત્યારે જે કોલાહલ મચી રહ્યો છે, તેનું એક કારણ એ પણ છે કે આપણે ત્યાં સત્ય-વેધી દુભાષિયાની મોટી ઊણપ છે.

અન્યાય અને અત્યાચાર વિરુદ્ધ યુદ્ધ કરવા માટે દુભાષિયાની ખાસ જરૂર છે. વિચાર-સંકલ્પોની પૂંજી વડે આ યોદ્ધાઓ અનેક યુદ્ધો લડી શકે છે. સંકલ્પોને રચનાત્મક રૂપ આપવાની જેનામાં શક્તિ છે તે જ આ વર્તમાનને પોતાનો કરી શકે છે.

ભૂતકાળની વાતો આજના લેખકોને બહુ ઉપયોગી નથી. ભાવિ માટે થોડાંક પગથિયાં તૈયાર કરવાની એમની ફરજ છે ખરી, પણ મોટે ભાગે તો વર્તમાનના મહા મહાલયના ચણતરનું જ કાર્ય એમણે તો કરવાનું છે.

જે લેખકો પોતાના મનમંદિરમાં પ્રગતિશીલ હોવાનો ફાંકો રાખે છે, પણ જેમના આચારમાં પ્રત્યાઘાતી તત્ત્વો પૂર્ણપણે પ્રકાશમાન હોય છે તેઓ કદી પણ લોકજીવનમાં સંજીવની ફૂંકી શકે એ સંભવ જ નથી.

'જેમના ઉદ્ધારની આપણે વાતો કરીએ છીએ એમની વચ્ચે બેસીને એમના સુખદુ:ખ જાણવાની ઇચ્છા આપણામાંથી કેટલા લેખકોએ કરી છે? આ બહુ ગવાયેલા 'ઉદ્ધાર' શબ્દને આપણે આપણા જીવન માટે વાપરીએ તો ઘણું સારું કહેવાય.'

શ્રી કાકાસાહેબનો આ સંજીવની મંત્ર, વાંઝણી શબ્દોપાસનામાં રચ્યા પચ્યા રહેનાર લેખકોને સાચું માર્ગદર્શન આપી શકે તેમ છે.

આજે લેખકોએ એમના સાહિત્ય-જીવનને દૈનિક ગ્રામ્યજીવનના સંપર્કમાં લાવવું જોઈએ. આપણા ગામડાં; નગર, તાલુકા કે જિલ્લા જ નહિ, પણ સંસારની પળેપળની પરિવર્તનશીલ પરિસ્થિતિથી ખરેખર અજ્ઞાત છે.

આવેલી નવી સ્વતંત્રતાએ છાપાંઓ પહોંચે એવી વ્યવસ્થા કરી છે ખરી, પણ સક્રિય રીતે ગામડામાં બેસીને કાર્ય કરનારા સોએ પાંચ નીકળે તો કોણ જાણે!

લખતાં ખરેખર સંકોચ થાય છે પણ ગ્રામજીવનમાં દૃશ્યો પોતાની કવિતામાં, વાર્તામાં, પ્રવાસ-વર્ણનોમાં ઊતારીને જે લેખકો પહેલી પંક્તિના ગણાઈ ચૂક્યા છે એમને ગામડાંની આંતરિક પરિસ્થિતિની કાંઈ જ ખબર હોતી નથી. તેઓ તો પાધરમાં ઊભેલા પાળિયા જોઈને જ પાછા વળી ગયા હોય છે.

આમ 'વાસ્તવિકતા' તરફ લેખકોને વાળવાની વાત ઘણાંને જૂની લાગશે, પણ અત્યાર સુધી એ નવા પ્રવેશેલા શબ્દને આપણે સૌએ માત્ર ચમક્યા જ કર્યો છે.

— એક મોટું વિમાન ઝપાટાબંધ ઊંચેથી

નીચે આવી, ધરતીની ધૂળને અડે ન અડે ત્યાં પાછું વાદળાંની વચ્ચે જઈને સંતાઈ જાય એવું જ કાંઈક આજની 'વેજીટેબલ' વાસ્તવિકતાએ કર્યું છે.

આ જાતના સંપર્કોની ઈચ્છા ગુજરાતી લેખકો-એ નથી કરી એવું નથી, પણ અંતરાત્માના આદેશ મુજબ વર્તવું અઘરું છે. આ બધું તો પોતપોતાની રુચિ, યોગ્યતા, સામર્થ્ય અને પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે.

વિશ્વકવિ રવીન્દ્રનાથે સાચા સાહિત્યકાર માટે આમ કહ્યું છે : 'સર્વાંગી અમર સાહિત્યકાર તો તે જ કહેવાશે જે બહારની સ્વતંત્રતાને ઓળખતો હશે. આવી સાહિત્યકારની કલમને સરકાર કે કોઈ સંસ્થા ખરીદી નહિ શકે. પોતાના અંતરાત્માનો આદેશ એના માટે સર્વોપરી હશે.'

ઉપર ગણાવ્યા તે લેખકોને આપણે પ્રાર્થના કરીએ : તેઓ વાંચ્છનીય જીવનની કલ્પનામૂર્તિઓ સંસારની સમક્ષ ઉપસ્થિત કરે ને સ્વતંત્ર રાષ્ટ્રનું મંગલમય ચિત્ર આપણી સમક્ષ દોરી બતાવે.

—ને તે પણ લોકજીવનના અનુભવો મેળવીને, એમાં ઓતપ્રોત થઈને, એમાં સર્વાંગે ભળી જઈને. બાકી કોઈપણ લેખકની વાંઝણી શબ્દોપાસના નહિ લેખકને તારી શકે કે નહિ તારે સંસારને.

*

## નવા લખનારને

આજે વિદ્યાર્થીવર્ગ અંગ્રેજી ભાષાના થોડા–ઘણા કવિતા–સાહિત્યથી પ્રેરાઈ ગુજરાતી કવિતામાં ઉદ્યમો કરવા માંડે છે; પરંતુ એ લેખન-પ્રવૃત્તિની પછી ગુજરાતી કવિતા-સાહિત્યના અભ્યાસની તેમ જ છંદશાસ્ત્રના જ્ઞાનની સબળ પીઠ ન હોવાને લીધે એ ઉદ્યમો બહુ સફળ નીવડતાં નથી. એક તો સાચા જીવન-અનુભવોનો અભાવ હોય, યૌવનાવસ્થાને લીધે કલ્પનાતરંગ હવાઈ સરખો હોય, શિખાતા સંસ્કૃતના અભ્યાસથી સંસ્કૃતમય લખવાની ધૂન લાગી હોય અને બીજું અંગ્રેજી શાળા-અભ્યાસના પરિણામે સંસારના સમુદાય જીવનથી તથા રૂઢ, સરળ ને ભાવવાહી લોકબોલીથી અળગા ને અજાણ રહેવાથી સાહિત્યના આત્માને વિદ્યાર્થીવર્ગ પિછાનતો હોતો નથી. આ બધાં એની નિષ્ફળતાનાં કારણો બને તો એમાં દોષ કોનો ?

છતાં આજે લોકજીવનનો સહવાસ વધ્યો છે, વિદ્યાર્થીજીવનનો ઉત્કર્ષ વિકસ્યો છે; જૂનું-નવું સાહિત્ય વિપુલપણે પ્રગટે છે—એટલે આજનો વિદ્યાર્થી ધારે તો ગઈકાલની ઉણપો પળવારમાં પૂરી કરી શકે છે. એવો લાભ મેળવનાર સાચી કવિતાના માર્ગે આપમેળે ચડી જાય છે. હવે ગુજરાતી ભાષાના આપણા અભ્યાસક્રમમાં છંદશાસ્ત્રનો સમાસ કરવામાં આવે એ જરૂરી વસ્તુ છે.

*

અનુ રોજ લાયબ્રેરીમાં આવે અને રોજ એની એ ચોપડી ઉઘાડી એનું એ પાનું કાઢી ધરાઈ ધરાઈને હસે.

એક જણે આ જોયું અને એને જાણવાની ઈચ્છા થઈ કે રોજ આ છોકરો શું હસે છે ?

અનુની પીઠ પાછળ ઊભા રહી તેણે ચોપડીમાં જોયું. એક ચિત્રમાં નાના છોકરા પાછળ આખલો દોડતો હતો.

આ જોઈને પેલો માણસ તો પૂછવા જ જતો હતો ત્યારે આપણા અનુભાઈ આખલા સામે આંગળી ચીંધીને બોલ્યા : 'હેડ ઢાંઢા, આટલા દિવસથી દોડે છે છતાં આવડાં છોકરાને તું નથી પકડી શક્યો ?'

# મૃત્યુદૂત

રોહિણી શાહ

એના સ્મરણથી ગમે તેનુ હૃદય ક્ષણવાર પણ આચકો અનુભવે છે પાતળા અધકાર જેવુ બિહામણુ શરીર લઇને હાથમા અદૃશ્ય ભાલો તોળતો કોઈ અમાનુષી અવાજે ધરતીને કપાવી મૂકતો આ મૃત્યુદૂત કવિની કલ્પનામાથી નીકળી આપણી આખો સામે આવી સજીવન થાય છે એની આખો ભૂખ્યાડાંસ જેવી છે એનુ ખપ્પર ગમે ત્યારે ખાલી જ હોય છે અધકારમાથી કોરેલી એની મૂર્તિ બીકના ઢગના જેવી અડગ ઊભી દેખાય છે મહાન જૂનાવળ ચાવી ચાવીને એના જડબા સખત થયા છે વર્તમાનના તાજા ખોરાકની ગધ એના મોમા પાણી લાવે છે. ખપ્પર ખખડાવતો એ દોડયો આવે છે

એનામા દયાનો છાંટો નથી બાળક, યુવાન કે વૃદ્ધની એને કશી જ અસર થતી નથી ફૂલ જેવા કોમળ બાળકનું દયામણુ મો એને જરા પણ અસર નથી કરતુ યુવાનીના પ્રફુલ્લ રગે રગાઇને ગુલાબી ભાવિના ઈમારતો બાધતા યુવાનના આશાભર્યા હૈયાનુ તેને જરા પણ નથી લાગી આવતુ. એના શાસ્ત્રમા એક જ મત્ર દોઢી રહ્યો છે અને તે આખા જગતનો ક્રમવાર વિનાશ આચરવાનો

આ વિનાશના રહસ્યમાથી જ મૃત્યુદૂત વિષેની લાખો વાર્તાઓ લખાઈ, તે દૂતને મનુષ્યના જન્મ સાથે વેરભાવથી ધીખી રહેતો એવો એક દેવ માનવામા આવ્યો આ દેવ અહીંતહીં ભમી જીવના હાડપિંજરોને ધિક્કારતો આખા ઘરનો જેના ઉપર અખડ પ્રેમ ઢોળાતો હોય એવા એકના એક રત્નને આ છૂપો દુશ્મન બાણના અણીથી કચ્ચરો કરી નાખતો આપણા ભૂતકાળના સાહિત્યમાની પરીઓની વાર્તાઓ ચોખ્ખુ બનાવે છે કે આપણા પૂર્વજો—જિંદગીને એક સાહસ માનતા, તેને મૃત્યુના પજામાથી છોડાવવા અત્યત કાળજીપૂર્વક રક્ષણ કરતા તેઓને લેશ પણ જ્ઞાન નહોતું કે મૃત્યુ તો કુદરતી છે, ને તે કોઇનું પણ અટકાવ્યુ અટકે તેમ નથી આજે પશુઓમા પણ તે જ માન્યતા હોય તેમ કેટલાક માને છે

માણસનો આત્મા પૃથ્વી પર જન્મ પામ્યા પહેલા સ્વર્ગમા ઘણો વખત રહે છે, તેથી જન્મ પામ્યા પછી પેલી ઉચ્ચ ભૂમિકાની આછી આછી સ્મૃતિ-રેખાઓ તેના મગજમા રમ્યા કરે છે, એને ફરી એ ભૂમિકાને હાથ કરવાની તેની મહત્ત્વાકાક્ષા સારા કર્મોરૂપે જગતમા પથરાતી ચાલે છે સગીત અને ગણિતશાસ્ત્ર કોઇએ શોધી કાઢ્યા નથી, પણ આત્મે તેને યાદ રાખીને પૃથ્વી પર ચિરંજીવ કરી મૂક્યા છે.

અત્યારની ઝળહળતી પ્રગતિમા પણ આપણે મૃત્યુથી ડરવાનુ છોડયુ નથી પેરિસના કોઇ આધ્યાત્મવાદીએ કહ્યુ હતુ કે પૃથ્વી સર્જાઈ ત્યારે માણસને દોઢસો વર્ષનુ આયુષ્ય મળ્યુ હતુ, પણ કોઇ અસામાન્ય ગુનાના બદલે તેમાથી અર્ધું આયુષ્ય છીનવી લેવામા આવ્યુ આ વાતમા કદાચ કઈ વજૂદ હોય અને માણસ દોઢસો વર્ષનુ આયુષ્ય ભોગવવાના સ્વપ્ના ઘડે અને ફેંદે કે વિજ્ઞાન આ વિષયમા પ્રગતિ કરે તો પણ માણસનુ આયુષ્ય સરાસરી સો અથવા તેની અદર માડ રહેશે

આખી જિંદગી ખૂબ ઉલ્લાસ અને સુખમા વિતાવ્યા પછી કોઈ માણસ માનવ તરીકે વૃદ્ધાવસ્થાએ પહોચ્યો હોય તો પણ મૃત્યુ એવુ નથી કે તેના અત સમયે તેના માનવપ્રેમને અકુદરતી રીતે અટકાવી શકે, અથવા એ ઉચ્ચ આત્માને હાસ્યાસ્પદ સ્થિતિમા લાવી મૂકે

મહાકવિ ગએટે જ્યારે મરણપથારીએ છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો ત્યારે એનું અતર પૂર્ણ વાત્સલ્યથી ઊભરાઇ ગયુ તેણે પાસે ઊભેલા ઓટીલને કહ્યુ મારા હાથમા તારો સુવાળો હાથ મૂક અને પછી ચાલ્યા આવતા મૃત્યુના ધીમા પણ નક્કર પગલામા તેણે પોતાની છેલ્લી ઘડીઓ સકેલાતી જોઇ ચાકરોને

કર્યું બારી-બારણાં ઉઘાડી નાખો, જેથી પ્રભુનો પ્રકાશ મારા આત્માને અજવાળવા આવે તેની આંખો મિંચાણી ત્યાં સુધી તેના અંતરમાંથી માનવપ્રેમનો વહેતો ઝરો સુકાયો નહોતો કે પ્રભુના સૌમ્ય પ્રકાશની ઝંખના શાંત નહોતી થઇ

હવે એવા જ એક ઉચ્ચ આત્મા ઉપર મૃત્યુ કેવી ભયંકર તરાપ મારે છે તે જુઓ એડમન્ડ બર્ક જે જીવનની શરૂઆતથી જ લક્ષ્મી અને મિત્રો વગરનો હતો અને જેને જગતમાં કોઇ પિછાનતુંયે નહોતું તે યુરોપની એક મહાન વ્યક્તિ તરીકે પ્રસિદ્ધિમાં આવ્યો અઢારમી સદીમાં ત્યાં તેની સત્તા સર્વોપરી હતી તે બિનહરીફ હતો તેને હવે મિત્રોનો સુમાર નહોતો લક્ષ્મી અઢળક હતી એટલી જ લાગવગ હતી, પણ જ્યારે મૃત્યુએ તેના ભાગ્ય ઉપર પોતાનો કાળપંજો મારી તેના એકના એક જુવાન પુત્રને ઝડપી લીધો ત્યારે આ લક્ષ્મી અને જાહોજલાલી તેને ઝેર જેવા થઈ પડ્યાં તેના આત્માની બધી શકિત હણાઈ ગઈ શરીરનું ચેતનત્વ પીગળી ગયું અને અંતરના ઊંડાણમાંથી બળતા નિસાસા જેવી ક્રૂર વેદના શરૂ થઇ એને લાગ્યું કે 'સભર ભરેલા વિશ્વમાં હું એકલો જ છું' તે ઘડીથી તે પોતાને દુ:ખથી કચરાયેલો, અટૂલો રઝળતો વૃદ્ધ માણસ ગણાવવા લાગ્યો જો કે તે પછી તેણે ઘણાં સત્કાર્યો કર્યાં, પોતાના હૃદયમાં ભરેલી બધી દયા અને કરુણા તેણે ગરીબોમાં વહેંચી આપ્યાં અને તેણે એક પુસ્તક પણ લખ્યું છતાં ભાંગી પડેલું હૃદય ફરી ક્યારેય બેઠું થયું નહિ

મૃત્યુની એવી જ એક કરુણ ઘટના થોમસ કાર્લાઈલની ધર્મપત્ની જેન વેલ્સ બની ગઈ આ પ્રખ્યાત તત્ત્વવેત્તાને કુમારવય થતાં જ જેન વેલ્સ ઉપર અત્યંત પ્રેમ હતો પણ લગ્ન પછી સંજોગોએ તેમની ઉપર આક્રમણ કર્યું, અને જેન વેલ્સને એક એકાંત ખેતરમાં રાખવામાં આવી અહીં તેને ગજા ઉપરાંત કામ આપવામાં આવતું. તેના કોમળ શરીરે આવું દુ:ખ કે હાડમારી વેઠ્યા નહોતા પણ ભાવિના સુખની આશા રાખીને તે સહનશીલતાપૂર્વક બધું કામ પતવ્યે જતી ઘણો કાળ ત્યાં પસાર કર્યા પછી તને પતિપત્ની લંડન ગયાં અને ઘણી પ્રખ્યાતિ પામ્યાં

એક દિવસ થોમસ કાર્લાઈલ કામ પ્રસંગે બહાર ગયેલો અને જેન વેલ્સને બહાર ફરી આવવાનું મન થયું તેણે ગાડી જોડાવી અને હાઇડપાર્કમાં ફરવા નીકળી પડી. ઘણીવાર થઇ છતાં ગાડી ઘર ભણી લેવાની અંદરથી કોચમેનને આજ્ઞા ન થઇ તેથી તે વિચારમાં પડ્યો અને ગાડી ઊભી રાખી નીચે ઊતરી અંદર જોયું તો પોતાની શેઠાણી આ લોકમાંથી વિદાય લઈ ગઈ હતી

ડેવનશાયરના ડયૂકનો લોર્ડ ફ્રેડરિક યોદ્ધા તરીકે ખૂબ પંકાતો પ્રમાણિકતા અને ચારિત્ર્યમાં તેની જોડી નહોતી તેની પત્ની પણ એટલી જ માયાળુ અને સદાચારી બાઈ હતી બન્નેને અરસપરસ સારી ચાહના હતી પ્રજામાં એમનું વજન હતું ઓળખનાર તમામ તેના હિતચિંતક હતાં

આયર્લૅન્ડમાં કંઇક લડાઈના ભણકારા જેવું થયું ફ્રેડરિકની અનિચ્છા છતાં તેને ત્યાં જવાની ફરજ પડી હજી તો ડબ્લીનની સરહદ એણે પૂરી વટાવી યે નહોતી ત્યાં દુશ્મનોની ગોળીથી વીંધાઈ અચાનક એ મૃત્યુ પામ્યો

ફ્રેડરિકના મૃત્યુ પછી તેની પત્નીનું હૃદય ભાંગી પડ્યું તેના બધી શકિત હણાઈ ગઇ આખો દિવસ તે પ્રાર્થનામાં ગાળતી ને તે પ્રભુને વીનવતી કે 'કશાય અપરાધ વગરના મારા પતિના બલિદાનથી તું આયર્લૅન્ડમાં શાંતિ ઉતારજે' રાત અને દિવસ તેનું આ જ ચિંતન હતું તેના પતિની કબર ઉપર કોઈને એક પણ સખત શબ્દ કહેવાની ના પાડી તેનું અંતર બળીને ખાખ બની ગયું હતું તે જીવી ત્યાં સુધી સુખ જેવી વસ્તુ તેને સ્પર્શી શકી નહિ

છેલ્લા સૈકાના થોડાક આગળના વર્ષોમાં એક જન્મથી જ નમ્ર સ્વભાવનો બાળક હતો આખો દિવસ તે કવિતાઓ વાંચ્યા કરતો અને એનું ઊંડું અધ્યયન કરી અંતરમાં ઉતારી રાખતો યુવાનીના પહેલા પગથિયે તેનો પગ પડ્યો- ન પડ્યો ત્યાં તો તેણે જગતને કવિતાનીથી આંજી નાખ્યું તેના કલ્પનાની ગૂંથણી અને અસરકારક વર્ણનોથી એ ભાવનાશાળી કવિને લગભગ બધાએ સ્વીકાર્યો. પણ એની

# પ્રણયપત્ર

કાંતિલાલ દોશી

'આજ તો બરાબર સપડાયો છે દીકરા!' અજિતનો અવાજ સંભળાયો અને મારા ઘરમાં મારુ મિત્રમંડળ પ્રવેશ્યું

રામપુર ગામડામાં પણ નહિ અને શહેરમાં પણ ન ગણી શકાય તેવું ગામ હતું તેમાં ગામડાની સાદાઇ હતી અને છતાં શહેરમાં મળતી સાધારણ સુખ-સગવડો પણ હતી મેટ્રિક સુધીનું શિક્ષણ આપતી હાઇસ્કૂલ હતી અને તે હાઇસ્કૂલમાંથી જ મેટ્રિક પાસ થઇ અમે ચાર મિત્રો- હું, અજિત, સુરેશ ને રણજિત સાથે જ ત્રીસ માઇલ દૂર આવેલ રંજનપુરની કૉલેજમાં અભ્યાસ કરતા હતા

સમર વેકેશન પડ્યું હતું આ વખતે તો ટ્રીપ કે એવો બીજો રખડવાનો પ્રોગ્રામ કેન્સલ કરીને અમે મિત્રોએ શાંતિથી વતનમાં આખું વેકેશન ગાળવાનો નિશ્ચય કર્યો હતો અને વેકેશનના દિવસો આનંદ કિલ્લોલમાં કપાયે જતા હતા

મારે ત્યાં જ લગભગ દરરોજ મિત્રોનો અડ્ડો લાગતો, કારણ કે ઘરમાં દાદા અને બા સિવાય અન્ય કોઇ ન હતું મારા પિતાશ્રીનું મરણ યુવાન વયે થયેલ, જે વખતે હું ફક્ત ત્રણ વર્ષનો હતો દાદાએ વૃદ્ધાવસ્થામાં પણ આ કારી ઘાને હિંમતથી સહી લઇ મારા લાલન-પાલન માટે પોતાની જાતને ટકાવી રાખી હતી આજે હું કૉલેજમાં અભ્યાસ કરી રહ્યો હતો એ તેના હૈયાને સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કર્યાનો સંતોષ હતો આમ મારે ત્યાં હું પૂર્ણ સ્વતંત્ર હોઇ બપોરનો વખત અમે મિત્રો રમતગમતના નિર્દોષ વિતાવતા

પણ આજ તો સવારમાં જ મિત્રોએ ઘર માથે લીધું અજિતના બુલંદ અવાજે પૂજામાં બેઠેલા દાદાને બેધ્યાન કરી દીધા મારી ખાસ ઓરડી કે જેને અમે 'બેઠક' કહેતાં તેમાં આવતાં જ મેં અજિતને શાંત કરવા પ્રયત્ન કર્યો 'પણ એય એવ ફ્રેન્ડ, છે શું! અત્યારમાં આ દેકારો શું માંડ્યો છે!

'પણ એ મહાત્મની પૂંછડી! આ રણજિતની ચોટ્ટી જો! બરાબર ભૂતની ચોટલી જ! આજ તો આબાદ સપડાઇ ગયો છે' અહાહા! શી મધુર સુવાસ!

અને સેન્ટની સુવાસથી તરબતર એક ખૂલું પરબીડિયું અજિતે આગળ ધર્યું, અને તેમાંથી વાદળી રંગનો પત્ર ધીમેથી બહાર કાઢ્યો 'આ છે પ્રિય શકુન્તલાનો આર્ય દુષ્યંત પરનો પ્રણય-પત્ર!'

રણજિતનું મોઢું પડી ગયું તેનો ખાનગી પત્ર આમ ઉઘાડો પડે એ તેને અણગમતું હતું પત્ર પાછો મેળવવા તે આઠમી વાર કરગર્યો 'અરે ભઇ! છોડને હવે, ભાઇસા'બ! એમાં કશુંય નથી!

'હં દીકરી કેરી ગરવી ગાય થઇ ગઇ!' વિચિત્ર ચાળા સાથે અજિત ખડખડાટ હસી પડ્યો

મેં અજિતને ફરીથી શાંત પાડવા પ્રયત્ન કર્યો. 'પણ અજિત! જરા ધીરે બોલ ને, દાદા પૂજામાં બેઠાં છે- નહિ તો ચાલને બહાર જ જઇએ!'

'ના રે! હવે તો આ પ્રણયપત્રનું પુનિત પારાયણ અહીં જ અને અત્યારે જ થશે' અજિત પણ આજે ખૂબ ખીલ્યો દેખાયો

દાદાને પૂજામાંથી ધ્યાનભ્રષ્ટ કરનાર અજિત પર મને ચીઢ ચડી, પણ પ્રણયપત્રના નામે મારા રસિક દિલને ઝણઝણાટી પેદા કરી, અને હું પણ બોલી ઊઠ્યો 'ત્યારે થવા દે દોસ્ત!'

પણ પ્રણયપત્રની ઘડી ઉકેલાય તે પહેલાં દાદાની ચાખડીના ચટાકા અમારી નજીક આવતા સંભળાયા

બેઠકમાં પ્રવેશતાં જ દાદાએ અજિતને પ્રશ્ન કર્યો 'અહો અજિત! આજ તો બહુ લહેરમાં આવી ગયો છે ને શું! આટલા બધા હર્ષનું કારણ શું છે?'

'કાંઇ નહિ, દાદા ! એ તો આજ કાલના છોકરા....' સુરેશે વાતને ટાળવા પ્રયત્ન કર્યો.

રણજિતનું મોઢું પડી ગયું હતુ તે દાદાના ધ્યાનમાં આવી ગયુ 'પણ રણજિત ! આ છે શું ?'

દાદા, કાંઇ નહિ એ તો .' રણજિતે વીલે મોએ અધૂરો જવાબ આપ્યો.

અજિતની જીભ સળવળી ઊઠી 'દાદા ! આજકાલના છોકરાઓની વાતોમાં તમને સમજ નહિ પડે ! આ .છે એ બિચારા ભૂતની ચોટલી !' એમ કહીને અજિતે પત્રવાળો હાથ ઊંચો કર્યો

દાદા સમજી ગયા રણજિતની સગાઇ છ માસ પહેલા જ રંજનપુરમાં થઇ હતી. નયના મેટ્રિકનો અભ્યાસ કરતી હતી અને ત્યાં જ અભ્યસ કરતો રણજિત છૂપી રીતે નયનાને ત્રણ ચાર વખત મળી પણ આવ્યો હતો વખતચંદ શેઠ-રણજિતના બાપાને આ વાતના વાવડ રામપુરમાં મળી ગયા હતા અને દિવાળી પછી તુરત જ પોતાના સપુતને ચાર ફેરા ફેરવી જગ જીત્યાનો સંતોષ અનુભવી લેવાની પેતરણમાં પડેલા હતા આ વાત દાદાની જાણમાં હતી અને તેથી જ દાદાની જૂની આંખે આ નવતર વાદળી પત્રને ઓળખી કાઢયો

દાદા વિચાર-નદ્રામાં પડ્યા તેમ થોડો વખત આંખ મીચી રહ્યા એકાએક આંચકો અનુભવતા અમારા તરફ હાથ લબાવી બોલ્યા 'બેટા ! મારી પાછળ આવો !'

અમે દાદાની પાછળ પાછળ તેની પૂજાની ઓરડીમાં આવ્યા સ્વચ્છ લીંપણ કરેલી ઓરડી સુવાસિત અગરબત્તીના ધૂપથી મહેકતી હતી દાદા શંકરના અનન્ય ઉપાસક હતા. સ્નાન કરીને પૂજા અને હૃદયે ત્રિપુંડ અને હાથમા રુદ્રાક્ષની માળા ધારણ કરેલ લાંબા સફેદ વાળ શિખા વડે દાદા ખરેખર ભીષ્મની મૂર્તિ જેવા દેખાતા હતા

દાદા વ્યાઘ્રચર્મ પર શાંતિથી બેઠા સામે બિછાવેલી એક તાડપત્રી પર અમે બેઠક લીધી નીલકંઠના બાણના ચરણે પડેલી એક નાની રૂપાની દાબડી દાદાએ ઉપાડી અને અજિતના હાથમાં મૂકીને કહ્યુ 'બેટા' આ દાબડી ખોલ જોઉં !'

અજિતે જાળવીને દાબડી ઉઘાડી અને અમે કુતૂહલ-દૃષ્ટિએ અંદર જોયુ તો એક જીર્ણ ઘડીબંધ કાગળ પડેલો દીઠો તેના પર એક ગુલાબનું તાજુ ફૂલ પડયુ હતું દાદા પૂજા માટે દરરોજ બીલીપત્ર મંગાવતા તેની સાથે નિત્ય એક ગુલાબનું ફૂલ કેમ મંગાવતા તે મને આજે સમજાયુ

'હવે એ પત્ર ખોલ અને શાંતિથી વાંચ !' દાદાએ બીડેલી આંખે આદેશ કર્યો

અજિતે ધ્રુજતે હાથે એ પત્ર ખોલ્યો કાળના ઘસારા સામે એ પત્ર ઝીંકી રહ્યો હતો

મારા જન્મો જન્મના દેવ !'

તમારી ચૂંદડી ઓઢેલી આ દાસીની આ પહેલી છેલ્લી અરજ ધ્યાનમા લેજો ' નાથ ! બાપ કસાઈ થયો છે લક્ષ્મીના લોભે આ તમારી દાસીને કોઇ બુઢ્ઢા સાથે આજ રાતે જ પરણાવી દેશે પણ વહાલા ! એમ થતા પહેલા તો આપની દાસી આ દંભી દુનિયાનો ત્યાગ કરી પ્રભુના ધામમાં પહોચી જશે જન્મે જન્મે ફરીથી આપની જ સાથે જીવન જોડવા પ્રભુને લાખ લાખ વિનંતિ કરી રહી છુ !

નાથ ! મળાય તો સત્વર આવી મળજો નહિ તો પરભવમા મળીશુ તમને સુખી જોઇ મરણમા પણ આનંદ અનુભવીશ

લિ

તમારી ભવોભવની ચરણની દાસી

પત્ર વાંકા ચૂંકા અક્ષરે લખાયેલો હતો પણ અમારા હૃદયને સ્પર્શી ગયો 'દાદા ! આ શું ?' હું બોલી ઊઠયો.

પણ દાદા તો નત-મસ્તકે બીડેલા નેત્રો સહ ધ્યાનમાં પડી ગયા હતા અમે પણ શાંત બેઠા રહ્યા લગભગ આમ દશેક મિનિટ ચાલી ગઇ એકાએક જાણે કે ભૂતકાળના સંસ્મરણોની દુનિયામા વિહાર કરી દૂર દૂરથી આવતો હોય તેવો દાદાનો ધીમો અવાજ સંભળાયો 'બેટા ! આજે એક એવી પવિત્ર

ગુપ્ત પ્રણય-કથા હું તમને સંભળાવીશ કે જેમાં તમારા આજના પ્રણયે રંગાયેલા હૈયાઓને પણ સ્પર્શી જવાની પૂર્ણ તાકાત ભરી હશે...'.. અને જરા ટટ્ટાર બેસી દાદાએ વાત શરૂ કરી.

*

આશરે સિત્તેર વર્ષ પહેલાની વાત છે. તે વખતે આ ગામમાં એક શ્રીમંત વણિક વેપારી રહેતો હતો. તેની પ્રતિષ્ઠા દૂરદૂર સુધી ફેલાઈ હતી. ધીકતો વેપાર ચાલતો હતો સંપત્તિ અને કીર્તિના કારણે તેના એકના એક પુત્રનું સગપણ નાનપણથી જ પાસેના ગામ સુજનપુરમાં થઈ ગયું હતું. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય એ કહેવી અનુસાર એ પુત્ર નાનપણથી જ બુદ્ધિશાળી અને તેજસ્વી દેખાતો હતો.

ગુજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી ભણવાની અતિ તીવ્ર ઇચ્છા છતાં તે વેપારીએ પુત્રને રંજનપુર અંગ્રેજી અભ્યાસાર્થે ન મોકલ્યો અને વેપારમાં જ વળગાડી દીધો.

તડકા પછી છાયો એ કુદરતના નિયમનુસાર આ સુખી કુટુંબ પર આફતના ઓળા ઊતરી પડ્યા. રૂના ધીકતા વેપારમાં જબરજસ્ત ખોટ આવી અને ઘરબાર વેચીને પણ આબરૂ સાચવવા જતા તે વેપારીની સ્થિતિ તદ્દન નબળી થઈ ગઈ હજુ પણ અધૂરું હોય તેમ સંસાર વ્યવહારમાં બાળક જેવા યુવાન પુત્ર પર સંસારનો ભાર નાખી એક દિવસ તે વેપારી હૃદય બંધ થઈ જતા આ સંસારના જંજાળ છોડી ચાલ્યો નીકળ્યો

પુત્રની ઉંમર આ વખતે વીસ વર્ષની હતી. પણ સંસાર વ્યવહારમાં એ યુવાન તદ્દન નાદાન હતો. રહી સહી નિષ્ફળ પણ સંપત્તિનાં સ્વજનો વગેવગે કરી ગયાં. એવામાં વળી બીજી મુસીબત ઊભી થઈ. સુજનપુરથી કાગળ આવ્યો: 'વેવાઈને માલમ થાય જે અમારી દીકરી ઉંમર લાયક થઈ છે. તો એની સાથે જ લગ્ન કરી નાખવા અમારો વિચાર છે, માટે તમારી તૈયારીમાં રે'જો, નહીં તો તમારે અને અમારે રામરામ સમજી લેજો.'

પતિ-વિયોગના દુઃખ પર પડેલા આ અસહ્ય ઘાને રુઝાવવા માતાએ કંઈકને બોલાવી કથવાના અને મદદ માગી, પણ સુખના સંગાથી એવા એ સ્વજનોએ ઘસીને ના સુણાવી દીધી.

પિતાના મરણને પાંચેક માસ વીતી ગયા. પૈસાની જોગવાઈ ક્યાંયથી થઈ શકી નહિ અને સગપણ તૂટું તૂટુંના ભણકારા એ દુઃખી કુટુંબના કાન પર સંભળાવા લાગ્યા. વૈધવ્ય અને આર્થિક આક્રમણથી ભાંગી પડેલી માતા બીમાર પડી. પથારીવશ થયેલ માતાની ખડેપગે ચાકરી કરવી એ યુવાને શરૂ કરી.

સુજનપુર એ યુવાન બાળપણમાં પોતાના પિતા સાથે બે-ત્રણ વાર જઈ આવેલો સુજનપુરથી દરરોજ સવારે દૂધ વેચવા આવતા ભરવાડ-રબારીઓ ખબર લાવતા કે: 'ગરજુ વાણિયો જુવાન છોકરીને થોડા વખતમાં બીજે પરણાવી દેવાની તજવીજમાં પડ્યો છે.' આવા સમાચારથી દુઃખી માતાને વધુ આઘાત લાગતો.

વસંતપંચમીની સુંદર સવાર આનંદ અને ગીતના કલ્લોલથી રામપુરમાં ગુંજી ઊઠી હતી. પણ આ દુઃખી કુટુંબને તો તે ગાનના નાદ આકરા લાગતા હતા.

સવારમાં જ સુજનપુરની એક ભરવાડણ એ દુઃખી યુવાનના હાથમાં એક પત્ર આપતી ગઈ. યુવાને ધબકતે હૈયે પત્ર વાંચ્યો, ફરી વાંચ્યો અને બીજી જ ક્ષણે તેની કાયરતાને ખંખેરી નાખતી પ્રેરણા એ નાના પત્રે યુવાનની નસેનસમાં વહેતી કરી દીધી

માતાની પથારી પાસે તે યુવાન બેસી ગયો: બા ! બા ! આજે આ તારા પુત્રની કસોટીની ઘડી આવી પહોંચી છે ! આ તારો પુત્ર તારું દૂધ ન લજવે એવો આશીર્વાદ આપ ! બા ! કાં તો એ તારી વહુને આજે અહીં લાવીશ અને કાં તો તારો આ પુત્ર સદાને માટે દુનિયામાંથી વિદાય લેશે.' આમ બોલી તે યુવાન માતાના ચરણોમાં નમી પડ્યો.

મા સમજી ચૂકી પુત્રને માથે પોતાનો નબળો ધ્રુજતો હાથ મૂકી મૂંગો આશીર્વાદ આપ્યો. બાદ

મનોદશામાં અને, વિહ્‌વળ ચિત્તે દિવસ માંડ માંડ પસાર કર્યો અને સૂર્ય અસ્ત થતાં જ તે યુવાને પિતાની રહી સહી મિલકત તેજણ ઘોડી પર સવારી કરી અને ઘોડીને સુજનપુર તરફ મરી મૂકી.

અંધકારના ઓળા પૃથ્વી પર ઊતરી ચૂક્યા હતા તે વખતે તે યુવાન સુજનપુરના પાદરમાં પહોંચી ગયો. ઘોડી પરથી નીચે ઊતરી તેણે એક ઝાડ સાથે ઘોડીને બાંધી અને ધીમે પગલે ગામ ફરતી કરેલી વાડની પગદંડીને રસ્તે ગામમાં પેઠો અને એક મકાન પછવાડે આવી અટક્યો. અત્યારે તે મકાનમાં લગ્નની ધામધૂમ થઈ રહી હતી. પૂંજા શેઠની એકની એક પુત્રીનાં આજે લગ્ન હતાં. દૂર દેશાવરથી કોઈ ૧૯ લક્ષાધિપતિ શેઠિયો પરણવા આવ્યો હતો. આંગણ-માં જાન જમી રહી હતી. શહેરમાંથી ભાડે આણેલી 'કીરસન લઈટો' ઝળહળી રહી હતી. અને ઘરમાં ઠેકઠેકાણે લગ્નના ગીત ગવાઈ રહ્યાં હતાં.

ઘરની પછળ ઓરડામાં એક બારી હતી. અત્યારે તે ઊઘાડી હતી. યુવાને પોતાની ભેટ તથા ભુજાની જરા કસકસાવીને અને બારી વાટે અંદર પગ મૂક્યો. ઓરડામાં લગ્નના વેશમાં સજ્જ થયેલ કન્યા બેઠી હતી. બૈરાંઓ તો જમતી જાનને 'ફટાણાં' ગાવાની હોંશમાં આંગણામાં જમા થયેલાં હતાં. શૂન્ય ચક્ષુઓ અને નિરાશ થયેલા હૈયાથી તે સુંદર કન્યા અત્યારે જોગમાયા જેવી લાગતી હતી. યુવાનના અચાનક પ્રવેશ-થી તે ચોંકી ઊઠી, પણ બીજી જ ક્ષણે જુગજુગની ઓળખાણ તેને યુવાનની આંખોમાં દેખાણી. અને 'આવી પહોંચ્યા.. નાથ!' કહી દોડીને યુવાનને તે ભેટી પડી.

યુવાને ક્ષણભર વિચાર કરી લીધો એક પણ શબ્દ બોલ્યા સિવાય, કન્યાનો હાથ પકડી એ સડસડાટ ચાલી ગયો. આ વખતે કન્યાનો પિતા પૂંજો શેઠ ઢેઢિયા પાસે બેસી ઝાંખા પ્રકાશમાં રૂપિયા, આના, પાઈનો હિસાબ ગણી રહ્યો હતો 'હાશ રામ રામ!' કહી યુવાને તે કંજૂસ વાણિયાનો હાથ પકડ્યો અને 'આ તે સ્વપ્ન કે સત્ય?' તેની ગમ તે કંજૂસને પડે તે પહેલાં તો યુવાન લગ્નભૂષણ સહિત કન્યાને ઉપાડી બારી વાટે પલાયન થઈ ગયો.

સુજનપુરમાં હોહા થઈ પડી 'બહારવટિયો કન્યાને ઉપાડી ગયો. જુવાન છોકરી નાસી ગઈ!' વગેરે અનેક અફવાઓ ગામલોકમાં ફેલાઈ ગઈ. શેઠે કન્યાને મેળવવા ભાડૂતી ઘોડાઓ દોડાવ્યા, પણ તેઓને હાથ ઘસતાં વીલે મોઢે પાછું ફરવું પડ્યું અને તેજણ તો રામપુરની નજીક પહોંચી ગઈ.

ગામમાં સોપો પડી ગયો હતો. ઘોડીની ગતિને ધીમી પાડી યુવાને ગામમાં પ્રવેશ કર્યો અંધારી શેરીઓ વટાવી તે પોતાની ડેલી પાસે આવ્યો. પોતે નીચે ઊતર્યો અને કન્યાને ઊતરવામાં મદદ કરી. ડેલીનો ખખડાટ સાંભળી હતાશ માતાના લથડતાં શરીરમાં અપૂર્વ જોમ આવી ગયું અને કમાડ ઊઘાડતાં જ જે સુખદ દૃશ્ય તેણે જોયું તે દૃશ્યે તેની માંદગીને દૂર ફગવી દીધી.

માતાનું હૃદય હર્ષથી છલકાઈ ગયું: 'જુગ જુગ જીવો, મારા દીકરા!' કહી ઓવારણાં લઈ વર-કન્યાને માતાએ ઘરમાં લીધાં હૃદયથી જોડાઈ ચૂકેલા આ દંપતીને બાહ્ય લગ્નવિધિની કશી પણ જરૂર ન જ રહી.

તે દિવસથી એ યુવક તે પ્રણયપત્ર કે જેણે તેના સંસારને સ્વર્ગ બનાવી દીધું હતું તેને જિંદગી-ભર કોઈ પવિત્ર વસ્તુસમ સાચવી રહ્યો.

પણ યુવાનની કસોટી હજુ બાકી હતી, તેના સુખી સંસારમાં ત્રણ વર્ષ પછી એક પુત્રનો જન્મ થયો. યુવાનના આનંદની અવધિ ન રહી પણ એ આનંદ કમનસીબીના ઊંડા સમુદ્રમાં ડૂબી ગયો. પુત્રની જનેતા-યુવકની દેવાંગનાસમ પ્રિય પત્ની, પુત્રને પતિના હાથમાં સોંપી હસતે વદને સ્વર્ગે સંચરી.

યુવકનું જીવન શુષ્ક બની ગયું સંસારના કામ-કાજમાંથી તેનું મન ઊઠી ગયું ઘડીભર આપઘાત તરફ તેનું દિલ ખેંચાયું, પણ પેલા પુનિત પ્રણયપત્રે તેને રોકી રાખ્યો અને એ પ્રેરણાની દાતા પ્રિય પત્નીની એક માત્ર થાપણ-પોતાના બાળ પુત્રની ખાતર તેણે વજ્રનું હૈયું કરી ભીષ્મ જેવા વિરાગી

મને જીવન વિતાવવા માંડયું માતા પણ પુત્રના આ અસહ્ય દુઃખથી થોડા સમયમાં આ ફાની દુનિયા છોડી ચાલી નીકળી. યુવાનને ઘણે રચગેથી ફરી લગ્ન માટે કહેવામા આવ્યુ, પરંતુ એવો વિચાર સરખો પણ કરવામા પાપ ભાસ્યુ. અને પેલો પ્રેરણાદાયી પુનિત પત્ર તે યુવકની જીવન-ગીતા બની ગયો.

* *

દાદાનો અસ્ખલિત વાક્પ્રવાહ બંધ થયો. અમે સમજી ગયા આ પ્રણય-પત્ર, કે જેનું દાદા પૂજન કરી રહ્યા છે, જેની પાછળ એક વીરતા અને સમર્પણની દિવ્ય કથા રહેલી છે, અને જે આટલા વરસો સુધી જીવનના ઝંઝાવાત સામે ઝઝૂમતા દાદાને કર્મયોગની પ્રેરણા પાઇ રહ્યો છે તેનો સ્પર્શ માત્ર પણ કરવાની અમારી યોગ્યતા વિષે અમારા હૃદયમા પ્રશ્ન ઊઠયો.

...અને ત્યારે રણજિતના એક ક્ષુદ્ર 'પ્રેમલા-પ્રેમલી!' પ્રણય-પત્ર માટે આટલી બધી ઉત્કંઠા અને રસવૃત્તિ બદલ અમે શરમમાં ડૂબી ગયા અને વિચાર તંદ્રામાં પડી ગયા.

'ચાલ ભાઇ! ચા તૈયાર છે. બધાંય અહીં આવો' બાનો સ્નેહાળ અવાજ અમારે કાને પડયો અને ત્યારે જાણે કે બીજી દુનિયામાં સફર કરી આવ્યા હોઇએ તેમ અમે મિત્રોએ આંખો ખોલી.

દાદા તો શાંત-સૌમ્ય મુખે માળા ફેરવી રહ્યા હતા ભીષ્મના અવતાર જેવી એ મહાન વિભૂતિને વંદન કરી અમે મિત્રો બાની પાસે જવા રસોડા તરફ વળ્યા.

●

'તમે નહક તમારા માસિકને બાળકોનું માસિક કહી રહ્યા છો, એમાં બાળકો પચાવી શકે એવુ એક પણ લખાણ નથી આવતું?'

'કેમ ભૂલી જાઓ છો? એને પહેલે પાને જ બાળાગોળીનો જાહેર ખબર તો આવે છે.'

*

'હું તમને પૈસા તો ઊછીના આપું પણ તમે એ પાછા આપી દેશો તેની ખાત્રી શી?

'હું એક સદ્‌ગૃસ્થનાં વચન ઉપર કહુ છુ કે તમારા પૈસા તરત જ ભરી દઇશ'

'વારૂ ત્યારે, એ સદ્‌ગૃહસ્થને તેડીને આવજો.'

*

શિક્ષક: ચાલો છોકરાઓ, સત્યભામાનો પાઠ બોલી જાઓ, સત્યભામા શ્રીકૃષ્ણની પટરાણી શી રીતે થઇ?

એક છોકરો એ વાત નવીન લાગે છે સાહેબ, શ્રીકૃષ્ણે કોઇને મોઢે કીધી લાગતી નથી.

*

માથે ગ્યાસતેલનો ડબ્બો ઉપાડીને મજૂર ચાલતો હતો ત્યાં અચાનક તે લપસીને પડી ગયો અને તમામ ગ્યાસતેલ ઢોળાઈ ગયુ. આ જોઇને મજૂરે શેઠને કહ્યું 'મારો વાંક નહોતો શેઠ, પગ નીચે કેળાની છાલ આવી ગઇ.'

વાંધો નહિ. હવે જે ગ્યાસતેલ ઢોળાયુ છે તે પડીકીમાં બાંધી લે.'

# તારો ખર્ચો

પંકજ

'હવે પાછા વળશું?'–શ્રી પહેલાં બોલી. રજની પાછો ફર્યો.

'પણ ક્યાંક થોડું બેસીએ તો ?'–કુમુદના મનનો પ્રશ્ન રજનીએ જ પ્રગટ કર્યો.

નજીકની શિલા પર રજની બેઠો. કુમુદ બાજુમાં બેઠી. ધીમે ધીમે રજનીનું રાજ પથરાતું હતું ને કુમુદ ખીલ્યે જતાં હતાં.

'કુમુદ!' રજનીએ શાંતિનો ભંગ કર્યો.

'હં!' કુમુદ વધુ બોલેય શું ?

'કુમુદ, આપણે આ રીતે ફરીએ એને સમાજ ચલાવી લેશે ?'

'સમાજ!' સરોષ કુમુદ અક્કડ થઈ. 'સમાજ પાસે નિર્દોષતા ને વિશુદ્ધિ જોવાનાં પવિત્ર નેત્રો ક્યાં છે ? એવા દંભી સમાજની દરકાર રાખનાર નિર્બળ છે. સમાજમાં જ્યારે નીતિ અને ન્યાય, સમાનતા અને શુદ્ધિ, માનવતા અને ખાનદાનીની વસશે ત્યારે જ એ સમાજની ગણના કરવી જોઈએ.' કુમુદે સ્વાભાવિક ખુમારીથી કહ્યું.

'પણ સમાજને ક્યાં તમારા મનનાં વિચાર અને દિલની ભાવનાની કૈં પડી છે! એ તો સ્થૂલ રીતે જે જુએ એના પર અભિપ્રાય બાંધે છે.' રજનીને કુમુદ કરતાં સમાજનો વધુ પરિચય હતો. સમાજ એણે અનુભવ્યો હતો. એણે કુમુદ કરતાં વધુ હોળી જોઈ હતી.

'આપણા આચાર ને વિચારમાં આપણે શુદ્ધ છીએ પછી જગતની આપણને શી પડી છે ?' કુમુદે યૌવનના ઉજાસથી કહ્યું.

'આપણે સમાજમાં રહેવું હોય તો સમાજ ને જગતની દરકાર રાખવી જ પડશે. સમાજની સેવા કરવા તૈયાર થયેલાં આપણે સમાજથી પર – દૂર જઈ ને શું કરશું ? રજનીની વ્યવહારિકતા બોલી.

'હું એમ પૂછું છું કે સમાજ એટલે કોણ? થોડાં વર્તુલવંતા અગ્રણીઓ, મોટાઈ પામવા મથતા શેઠિયાઓ, થોડાં શ્રીમંત બડેખાંઓ, થોડા નિંદાખોર ચેવટિયા ને થોડા દંભી ખુશામતખોરો! સમાજ વ્યક્તિનો બને છે. વ્યક્તિનો સમૂહ એટલે સમાજ, ને સમાજનું એકીકરણ એ રાષ્ટ્ર. સમાજમાં ભૂખે મરતા ભિખારીથી 'એનીમા' ના નિયમિત ગ્રાહક સુધી સૌનો એક સરખો સૂર જોઈએ– એક સરખો હક જોઈએ. સૌના સપ્રમાણ અધિકાર અને સહકારથી એ વ્યવહાર ચાલવો જોઈએ. એક વ્યક્તિ સમાજનો મન માન્યો ઘાટ ઘડ્યે જાય એ રમતને સમાજ કહેવાય જ નહિ.'

રજની વધુ વ્યવહારુ હતો. સમાજ માટેના એના અનુભવ છીછરાં નહોતાં. જીવનના અનેકવિધ રંગો એણે તપાસ્યા હતા.

'પણ જ્યાં સુધી આપણે આખી સમાજ વ્યવસ્થા ન બદલાવી શકીએ ત્યાં સુધી આમ ચલાવી જ લેવું પડે. ને આખી વ્યવસ્થા બદલવા સમાજનાં મૂળ જ બદલવા પડે. એના પાયાના ચણતર ફરી ચણવા પડે– આખી રચના ફરી સુયોજિત કરવા માટે.' રજનીએ વાસ્તવિક કથન રજૂ કર્યું.

'એ માટે આપણે જ કાર્ય કરવું જોઈએ. નાની શી લોકક્રાંતિ ઉજાવવી જોઈએ ને આપણું સ્વાતંત્ર્ય સાચવી લેવું જોઈએ. એ વગર આપણી સમાજરચના વધુ ને વધુ શાહીવાદી બનતી જશે. આપણી પ્રતિકાર કરવાની બિન આવડત ને ગુલામી સહેવાની બૂજદિલીથી એ લોકો આપણા પર વધુ ને વધુ વર્ચસ્વ જમાવતા જશે.' કુમુદે આઝાદી અને નવજીવનના પથે પ્રકાશ પાથર્યો.

'પણ ક્રાંતિ માટે જોઈએ સંઘબળ, સંઘબળ માટે સહકાર અને સહકાર માટે જાગૃતિ. લોકોને પોતાના હકનું ભાન થવું જોઈએ દરેક દેશનો એક જ પડઘો હોય તો જ ક્રાંતિ સફળ થઈ શકે.' રજની-

એ કહ્યું.

'જ્યાં સુધી લોકોમાં અંધકાર અને અજ્ઞાન હશે ત્યાં સુધી સહકાર મળવો અશક્ય છે. એ તો આપણા જેવાએ જ પહેલ કરવી જોઈએ. એકવાર ક્રાંતિ જાગી પછી બધાં એમાં સામેલ થવાનાં. ક્રાંતિની ઝાળ કોઈ નથી પેટવી શકતું, એનો પ્રકાશ લેવા સૌ કોઈ આવે છે.' કુમુદે કહ્યું.

'પણ એવી અકાળે ને બિન તૈયારીએ પ્રકટાવેલી ક્રાંતિ આપણને અજવાળવાને બદલે બાળી મૂકશે અગ્નિ એ આપણા તાબામાં હોય ત્યાં સુધી સારો છે, પણ જ્યારે એ મર્યાદા બહાર જાય ત્યારે ઘાતક નીવડે છે આવા ક્રાંતિના ઉભરાથી મળેલી કાચી સિદ્ધિ આપણે જાળવી નહિ શકીએ' રજનીના સહૃદયી શબ્દો એના અનુભવ અને સ્થિર બુદ્ધિના પ્રતિબિંબરૂપ હતા.

'પણ ક્યાં સુધી લોકો સહી શકશે—આ ગેર-ઈન્સાફ, અસમાનતા ને બેઈન્સાનિયત?' કુમુદની માનવતા ઉગ્ર બની.

'એ માટે તો આપણે લોકોના પ્રાણને જગાડવા જોઈએ એમના હકનું આપણે એને ભાન કરાવવું જોઈએ. એમની કચડાયેલી પ્રતિભાને ફરી સજાવવી જોઈએ આપણા શિક્ષિત અને સંસ્કારી યુવક-યુવતીના એ ધર્મ ગણાય આપણા માટે આજે હિંસક ક્રાંતિ યોગ્ય નથી. આપણે તો રચનાત્મક કાર્ય કરી ઉન્નતિ સાધવાની છે' રજનીના શબ્દોમાં ભારતનો નૂતન સાદ પડઘા પાડતો હતો નવયુગની સાત્ત્વિક છાયા એના પર પ્રભા રેલાવી રહી હતી

'એ ધીમી ગતિએ કદી પ્રગતિ થાય જ નહિ – પાંચ પચીસ જણ ચરખા ચલવે, પાંચ-પચીસ આગળ ચોપડા રાખે, પાંચ-પચીસ છાપાં વાંચતાં થઈ જાય એથી સમગ્ર સમાજની વ્યવસ્થા ક્યાંથી સુધરે? આપણે તો મૂડીવાદ અને એની ઘોર અસમાનતા સામે લડવાનું છે. એ ક્રાંતિ હિંસા વગર ન બને.' કુમુદમાં તેજ અને જુસ્સો બન્ને ઊછળી આવ્યાં

'આપણા માટે આજે હિંસા અનુકૂળ નથી. હિંસાથી મેળવેલી સત્તા અમાનુષી છે. માનવતા માટેની આપણી લડત આપણે અમાનવ બનીને લડશું? આપણી સાચી સમાનતા તો સમાજને અનુકૂળ રીતે જ મેળવવી રહી – કોઈ પણ વસ્તુની અતિશયતા વિનાશક હોય છે.' રજનીએ કહ્યું.

'પણ એ તો મોટો આદર્શ – આમજનતા એ આદર્શને પિછાનતી નથી. એનો મુખ્ય પ્રશ્ન રોટીનો છે. પોતાના પેટનો સંતોષ એ જ એની જિંદગીનો સર્વોદય આદર્શ છે.' કુમુદની વાતમાં આમજનતાનું જીવન પ્રકટ્યું.

'આદર્શ તમારે મન કોઈ અસાધ્ય કે કલ્પનાની વસ્તુ હશે, પણ જો આદર્શ સિદ્ધ થઈ મૂર્તિમંત બને તો જ એ આદર્શ 'આદર્શ છે– નહિતર ફક્ત કલ્પનાનો વિલાસ માત્ર] આદર્શ એ તો જીવનના વિકાસનો પથ છે. પણ આદર્શ માટે માણસે સર્વ પ્રકારની અનુકૂળતા અને આવશ્યકતા તપાસી લેવા જોઈએ. પોતાની શક્તિ અને શ્રદ્ધાનો સાચો માપ કાઢી લેવા જોઈએ આદર્શ અને વ્યવહાર એકબીજાથી વિરોધી વસ્તુ નથી, પણ એકબીજાનાં પૂરક છે. વ્યવહાર આદર્શ વિના અપૂર્ણ છે ને આદર્શને વ્યવહાર સાથે સમન્વય કર્યા વિના ચાલે નહિ.' રજનીએ આદર્શવ્યવહારનું દર્શન કરાવ્યું.

'પણ આજના વિકાસના આ ત્વરિત યુગમાં પ્રગતિની આટલી નાની રેખા કંઈ આપણને ખાસ આગળ વધારતી નથી આપણે તો હવે જગતની સાથે થવા ફાળ ભરવી પડશે. આ વેગે તો આપણે કદાચ પાછળ રહી જવાના.' અધીરી કુમુદ ધીરેથી બોલી.

'અહીં જ જણાય છે તમારી ઉર્મિશીલ ઉતાવળ. વિકાસ ફાળવેગે કદી શક્ય નથી. વિકાસ હમેશાં ડગલે ડગલે થાય છે. ફાળ ભરતાં વચ્ચેનું અંતર વણખેડ્યું જ રહી જાય છે. એથી વિકાસ સળંગ નથી થતો ને ફક્ત એકથી બીજી ફાળ પર જાય છે. વિકાસ ફાળને અંત નથી, બે પગ વચ્ચેના અંતરમાં છે. એ અંતર આપણે ડગલે ડગલે વટાવશું તો જ આપણો વિકાસ સળંગ અને સરળ થશે.' રજનીએ કહ્યું.

'રજનીભાઈ ! જ્યારે જ્યારે લોકક્રાંતિ જાગે છે ત્યારે એને શમાવવી ભારે થઈ પડે છે. જ્યારે અન્યાયનો અગ્નિ અસહ્ય બને છે ત્યારે ભૂખ્યા પેટનો જઠરાગ્નિ સમાજની સામે પ્રજ્વળી ઊઠે છે ને જ્યારે અત્યાચારનો બોલો ઘેરા શોક જાગે છે ત્યારે એમને અધિકાર ને આઝાદી મળે છે. શબ્દોના સાથિયા આપણને કંઈ ઉપયોગી નહિ થાય. આપણે આજે ભિખારા અને બાપડા બનવા કરતાં કઠિન અને કારમા બનવું પડશે. પતંગની દોર તમે જેટલી વધુ છોડશો એટલો એ તમારાથી દૂર થતો જશે' કુમુદનો મિજાજ સંગ્રામે ચડયો.

'અધિકાર અને આઝાદી ભિક્ષાથી ન મળે– એ તો આપણે જ મેળવવાની હોય એ સાચુ– પણ એ માટે આપણે હિંસા કરી શા માટે મંગલ વસ્તુને અપવિત્ર કરીએ ?' રજનીની નીતિ ખંડનાત્મક નહોતી

'લોહી વગર આઝાદી ન મળે, ક્રાંતિ અને હિંસા વગર હક ન મળે. લોહી રેડીને જ, બલિદાન ચડાવીને જ માણસને અધિકાર અને આઝાદી પ્રાપ્ત થાય છે. સમર્પણ વગરની આઝાદી એ દીપક વગરના કોડિયા સમાન છે.' કુમુદે વિરોધભાવની વાત પીરસી

'બલિદાન વગર અધિકાર નહિ એ વાત ખરી, પરંતુ આજે આપણે હિંસાથી ક્રાંતિ જગાવીએ, હિંસક સામનાથી લડીએ એ નિરર્થક છે. આપણી પાસે એ તૈયારી નથી, તાલીમ નથી માનવી પોતાની શક્તિ અને તૈયારી અનુસાર કાર્ય કરે તો જ સફળ થાય. ક્રાંતિ, હિંસા, બલિદાનનો હું વિરોધી નથી, એ કદાચ તાત્કાલિક યશ અપાવે પણ ખરાં, પરંતુ એ વસ્તુ આપણી મર્યાદાની બહાર છે.' રજનીની વાતોમાં કુમુદ મૂંઝાય ગઈ. એણે કહ્યું

'જ્યાં સુધી એ ક્રાંતિ ન જગાવીએ, ધરતી લોહીભીની ન કરીએ ત્યાં સુધી એ જ્ઞાન, એ તાલીમ, એ શક્તિ આપણને મળનાર નથી.'

'જ્યારે માનવીના અંતરાત્મા જાગશે ત્યારે એને કોઈ નહિ દબાવી શકે. આજે જગત પાસે બે રસ્તા છે, એક છે અહિંસાનો, શાંતિનો, પ્રેમનો. બીજો છે, અણુશક્તિનો, સર્વોપરી સત્તાનો બન્ને પથ શાંતિની શોધમાં છે, એક પ્રેમથી, માનવતાથી, અહિંસાથી આગળ વધે છે, જ્યારે બીજો ક્રુર ને લોહિયાળ પ્રવૃત્તિને પથે છે. માણસે માણસ બનીને રહેવું હોય, જીવવુ હોય ને બીજાને જીવવા દેવા હોય ને વિકાસ અને સંસ્કૃતિની સર્જનકથા સાધવી હોય તો એણે માનવતાના પથે જવું જ પડશે. આજના આ અણુવિજયમાં શાશ્વત વિનાશના ઓળા પડે છે, જ્યારે સનાતન કાળની આ અક્ષય સાધના માનવતાના પથે સંજીવનીના સિંચન કરે છે. આપણે શાંતિની શોધ અશાંતિ દ્વારા કરીશું કે શાંતિથી ?' રજનીએ પોતાના હૈયાની કથામાં જીવનની દશાને જડી લીધી.

'તમે જગતના ઈતિહાસ જોશો તો જણાશે કે જ્યાં જ્યાં અન્યાય, જુલમને સત્તા સામે યુદ્ધ થયાં છે ત્યાં હિંસક સામનાથી જ સિદ્ધિ થઈ છે.' કુમુદ હજી અડગ જ હતી.

'ને તમને એય દેખાશે કે એ સિદ્ધિમાં કેટલી માનવતા છે ? ફેર માત્ર સત્તાની ફેરબદલી પૂરતો થાય છે. સત્તાની અસરથી માનવી સત્તાધીશ બની જાય છે. એટલે હું ઈચ્છું છું કે આપણા અધિકાર અને આપણી આઝાદી મેળવી આપણે એને બરાબર પચાવી શકીએ–બરાબર જાળવી અને શોભાવી શકીએ.' રજનીએ કહ્યું.

એ જ વખતે આકાશમાં એક તારો ખર્યો. ને નૂતન સાધનાના પ્રતાપી રૂપે રજની–કુમુદે આશા બાંધી : 'જગત પરથી અસમાનતા, અન્યાય અને અત્યાચારનો નાશ થાઓ.. શાંતિ, પ્રેમ અને માનવતાનું જગતમાં રાજ હો–માનવીને માનવી બનવાની, એની પ્રતિભા ખીલવવાની અને પંકમાંથી પંકજ બનવાની પ્રભુ શક્તિ અને તક આપો.'

•

દિલીપ ગાંધી

હજુ તો રૂમમાં દાખલ થવાની તૈયારીમાં હતો ત્યાં જ–

બજારમાં જઈ આવ્યા ? આ દરરોજ તમારે માટે આ તો શીરો રાખ્યો છે, ખાઈ જાઓ જોઉં અમે મા દીકરાએ તો ખાધે, આ તો તમારે માટે જ છે ખાઓ અને ભાવે તો બીજો પણ માગો પણ–પણ બીજો હવે વધ્યો નથી હો !'

આમ જ્યારે રાણીજીની જીભ ચાલુ થાય ત્યારે અટકવાની જરૂર જોતી નથી મને પણ રાણીજીની વાતો સાંભળવાનું મન રહ્યા કરે છે મારે ભાગે બોલવાનું ઓછું આવે ને મારા સ્વભાવ પ્રમાણે હું વધુ બોલું પણ નહિ

'પણ શા માટે આ આ શીરો મારા માટે રાખ્યો રાણીજી ?

'હવે ખાઓને મારા લહેરો કરતા રાણીજી મરક્યા 'કોણ રોજ રોજ ખવરાવવાનું છે આમ તમને ? મારા બાપુને ત્યાં તો રોજ પાંચ–સાત બ્રાહ્મણોને જમાડ્યા વગર કોઈ જમતા નહોતા બાપુ વૃદ્ધ હોવા છતાં ય રોજ ગંગામાં નહાવાનું ને શિવજીની પૂજા કરવાનું ભૂલતા નહોતા પાછી ફરતી વખતે કોઈ કોઈ બ્રાહ્મણને જમાડવા માટે સાથે લાવ્યા જ હોય કેવા મજાના એ દિવસો હતા ! હવે તો મારી મા પણ નથી રહી બાપુ પણ ક્યાં રહ્યા છે ? કે લીક જમીન હતી મારા બાપુની પાસે જેમાંથી થોડીક સરકારે લઈ લીધી અને થોડીક સગાવહાલાંએ હડપ કરી લીધી જે ઘરમાં હું રમ્યા કરતી ત્યાં હવે કોઈ નથી રહ્યું ગયા વરસે મારા બાપુના ગામના હરિજન લોકો આવ્યા અને કહ્યું કે તે ઘર હું તેમના નામ પર કરી દઉં એટલે મેં તેમ કરી નાખ્યું જ્યાં હવે રહેવું જ નથી ત્યાં યાદ કરીને શું વળવાનું છે, નહિ માસ્તરજી ?'

'માસ્તરજી, બીજા લોકો માટે તમે ઓફિસર હશો, પણ પપ્પુ અને મારે માટે તો તમે માસ્તર જ રહેવાના છો હો !

'સાંભળ્યું છે માસ્તરજી, તમે પણ હાથ જોઈ શકો છો પપ્પુ કહી રહ્યો હતો કે માસ્તરજીએ મારો હાથ જોઈને કહ્યું હતું કે હું મોટો માણસ બનીશ તો મારો પણ હાથ જરા જોઈ જુઓ ને, અને બતાવો કે મારે બીજા કેટલા વરસ જીવવાનું છે ?

'તમે લગ્ન કેમ નથી કરી લેતા માસ્તરજી ? ઓફિસેથી આવીને આમ એકલા બેસી રહો છો તે તમને તમારા જીવનમાં એકલપણું નથી લાગતું ? મારી તરફ શું જોઈ રહ્યા છો – હું તો હવે કેટલા વરસ ? મારા જેવું નસીબ હે ભગવાન, મારા દુશ્મનને પણ ક્યારેય ન દેજો !

પાત્રીસ વરસના રાણીજીએ એમના જીવનમાં બધું જોયું છે – ભોગવ્યું છે જાણે દરેક ફૂલ સૂંઘ્યું છે અને દરેક કાંટાની પીડા સહન પણ કરી છે એમના ઘણા રૂપ છે એમના મકાનમાં ભાડૂત થયાને મને છ માસ થઈ ગયા – અને આ છ મહિનામાં મેં એમનાં રૂપ જોયાં છે

સૌથી પહેલા મેં રાણીજીને બંગલાના માલિકના રૂપમાં જોયા હતા આ મકાનમાં લગભગ બારેક ભાડૂત રહે છે રાણીજી માત્ર ભાડું વસૂલ કરે છે એવું નથી પરંતુ જો ક્યારેય પાણી ભરવાને માટે કે બાળકોને માટે ભાડૂતોના અંદરોઅંદર ઝગડા થાય છે ત્યારે સુલેહ–સંપ તેઓ જ કરાવી આપે છે તેમ જ મેળ–સુમેળથી રહેવાનો ઉપદેશ પણ આપે છે છતાં તેમાં જો કોઈ એ ઉપદેશને માનવાને તૈયાર ન થાય તો રાણીજી તેને બીજું મકાન શોધવાનું કહી પણ દે છે નવા ભાડૂતને જે ભાડું એકવાર રાણીજીએ કહી દીધું હોય તેમાં ઓછું–વધતું કરવાનો પછી સવાલ જ રહેતો નથી ભાડૂત માટે જ્યારે ભાડું નક્કી થઈ

જાય છે ત્યારે કેટલીક શરતો પણ સાથે હોય છે, જેના પર અમલ કરવો ભાડૂતને માટે ઘણુ જરૂરી છે.

મારો રૂમ ચોથા માળ પર છે આ રૂમનો એક બધ દરવાજો રાણીજીના પોતાના રૂમમા ખૂલે છે એમ મારો ખ્યાલ છે તે છતા એ દરવાજો કયારેય ખૂલ્યો હોય એ મે જોયુ નથી મને ભાડૂત તરીકે માન્ય કરતા પહેલા રાણીજીએ જે શરતો મારી સમક્ષ મૂકી હતી તે આ હતી

૧ કુટુબ મોટુ ન હોવુ જોઈએ (મારી જન્મ-પત્રિકામા મગળ ગ્રહને કોપ છે અને હાથમા લગ્નની રેખા જ નથી, તેથી આ શરત વગર મા-યે માન્ય થઇ હતી )

૨. રાતના દસ વાગ્યા પહેલા જ ઘરમા આવી જવુ જોઈશે ( અત્યાર સુધી મારી આ ચાલીસ વર્ષની ઉમરમા આ દુનિયાના દરેક રગ મે જોઈ લીધા છે સારુ—નરસુ શુ છે એ સારી રીતે અનુભવ કરી ચૂક્યો છુ, એટલે હવે કોઈ પણ વસ્તુ મારે માટે આકર્ષણરૂપ રહી નથી. તેથી આ શરત પણ મારા માટે કોઇ નવી ન હતી )

૩ મળવા હળવા આવનારાઓને મકાનના દરવાજેથી જ પાછા વાળવા પડશે (આ ભરેલી દુનિયામા મને મિત્ર ઓછા મળ્યા છે ને દુશ્મન વધારે હવે તો જીવનમા એક સિદ્ધાત વણી લીધો છે કે પોતે પોતાનામા જ રહેવુ સારુ છે એટલે આ આકરી શરત પણ મારા પોતના માટે સાધારણ જેવી જ હતી )

૪ બત્તી રાતના અગિયાર વાગ્યા પહેલા જ ઓલવવાની રહેશે. (આ શરત જરા મુશ્કેલ હતી—પણ વિચાર્યુ કે રહેતા રહેતા એ પણ સારી રીતે ફાવી જશે. તેથી તેને પણ ગમે તેમ માન્ય કરી લધુ.)

૫ ભાડુ નિયમિત રીતે આપવુ પડશે. (એ તો બરાબર જ કહેવાય)

આ પાચ શરત મે મજૂર કર્યા પછી મને ચોથા માળનો આ રૂમ મળ્યો હતો આ માળ પર માગ સિવાય બીજો કોઈ ભાડૂત ન હતો. માત્ર હતા અમે રાણીજી, પપ્પુ, અને હુ.

રાણીજીનું બીજુ રૂપ એક માતાનું છે દસ વરસનો પપ્પુ એમનું પોતાનું સતાન નથી

ઠાકોર કૃષ્ણસિહ એ વખતે સિત્તેર-ઓતેર વર્ષના હતા, જ્યારે તેઓ સોળ વરસની એક સુદર, નમણી છોકરીને આ મકાનમા લાવ્યા હતા બાદશાહી મકાન હતુ ઠાકોર સાહેબને રાજા કહેવામા આવતા હતા પણ નવી રાણી હજુ માડ ઓગણીસ વર્ષના થયા કે રાજા સાહેબ પરલોક સિધાવી ગયા રાણીજીને રાજા સાહેબના ચાલ્યા જવાનુ દુખ નહોતુ લાગ્યુ કે તેમની ઉમર જ એટલી હતી કે બહુ વર્ષ જીવી શકે તેમ નહોતા પણ રાણીજી હતપ્રભ થયા હતા—પોતાની આ નાનકડી ઉમરમા એ પહાડ જેવડો—જે સામે આવીને યૌવન બનીને ઊભો રહી ગયો હતો

દુખની પગથીમાથી પસાર થવા માટે રાણીજીએ એક વરસના પપ્પુને પોતાની સાથે લઈ લીધો પપ્પુને તે એટલો પ્રેમ કરતી કે કોઈ એવુ વિચારી પણ ન શકે કે પપ્પુ એમનો પોતાનો બાળક નથી! આમ જુઓ તો પપ્પુ ગમે એવો છોકરો હતો તે ચોથા ધોરણમા કોન્વેન્ટમા ભણતો હતો કયારેક ક્યારેક મારી પાસે કઈ પૂછવા આવી જતો એ લે તો રાણીજી પણ મને માસ્ટરજી કહે છે

રાણીજીનુ ત્રીજુ રૂપ એક એવી સ્ત્રીનું છે જે પતિને જીવતા પ્રભુ સમજે છે અને મરણ પામ્યા પછી પણ પતિને પ્રભુથી કઈક વધારે ગણીને પૂજા કરે છે રાજાજીના આ સસારમાથી ગયા લગભગ સત્તરેક વર્ષ થવા આવ્યા છે, પણ રાણીજી રોજ સવારે પાચ વાગે ઊઠીને, નહા-ધોઇને, સફેદ સાડી પહેરીને—સામેની દીવાલ પાસે રાખેલી રાજગાદી ખુરશી પર રાખેલા કૃષ્ણસિહના મોટા ચિત્ર પર ફૂલોનો હાર ચડાવે છે, એમની સામે ધૂપ-દીવો પણ કરે છે અને માથુ ટેકવીને રડતા રડતા વિનતી કરે છે 'મારા પ્રભુ! હવે મને પણ તમારી પાસે બોલાવી લો, તમારા વિના આ સસારમા મારા માટે શુ રહ્યુ છે?' આમ ઘણીવાર સુધી પોતના દુખોને યાદ કરીને રાણીજી વાત કરતા હોય છે

જ્યારે હું નવો નવો આ બંગલામાં રહેવા આવ્યો હતો ત્યારે રોજ સવારે રાણીજીને આવી રીતે ચિત્રની સામે વાત કરતા જોઇ આશ્ચર્ય થતું હતું લાગતું હતું કે ખરેખર તે જીવિત રાજાજી સાથે જ વાત કરી રહી છે મખમલ ભરેલ ખુરશી પર રાખેલું તે ચિત્ર ખરેખર કોઇ એવા પ્રકારનું હતું કે જાણે સાચેસાચ રાજાજી ત્યાં આવીને બેસી ગયા હોય! માથા પર દસેક વારનો સાફો, સફેદ દૂધ જેવું અચકન, ગળામાં મોતીની માળા રાજાજીનું આ ચિત્ર રાણીજીએ પોતાના જીવથી પણ અધિક સાચવીને રાખેલું છે

રાણીજીનું ચોથું રૂપ આ ત્રણેયથી બિલકુલ જુદું છે તે રૂપ છે એક એવી સ્ત્રીનું–જે દરરોજ લગભગ પચાસ સિગારેટ પીએ છે કોઇનાથી લપાઈ–છૂપાઈને નહિ, પણ બધાની નજર સામે જ્યારે આખી દુનિયા અરધી રાતે સૂઈ ગઇ હોય ત્યારે રાણીજીની આંખો બંધ થવામાં નથી માનતી પલંગ પરથી ઊઠીને રાણીજી રૂમની અંદર કલાકો સુધી આમથી તેમ આંટા મારતી રહે છે, દરવાજો ખોલીને ઝરૂખામાં આવી જાય છે કેટલીય વાર સુધી આકાશ પર કંપતા તારાઓ અને ચંદ્રનું સળગતું શરીર જોતી રહે છે એ પછી ઝરૂખાના એક ખૂણામાં બેસીને રડવાનું શરૂ કરી દે છે આ બધું કર્યા બાદ પણ જો ઊંઘ ન આવતી હોય તો રાજાજીના ચિત્રની પાસેના કબાટમાંથી દારૂની બોટલ કાઢીને ગટગટાવી જાય છે ત્યાર પછી બત્તી બોલવીને રાણીજી પલંગ પર ઢગલો થઈ પડી જાય છે બીજે દિવસે શેરીઓમાં જતા આવતા સાધુઓને અથવા મને હાથ બતાવીને પૂછે છે 'હજી મારે બીજા કેટલા વરસ જીવવાનું છે?

રાણીજીનું પાંચમું રૂપ ચૌદ–પંદર વર્ષની ભલી-ભોળી નાનકડી કિશોરીનું રૂપ છે જે ઉમંગ અને ઉન્માદમાં આમથી તેમ દોડતી ફરતી હોય સફેદ દૂધ જેવા દુપટ્ટામાં જાણે પોતાના આવતા યૌવનને શણગારવા બેઠી હોય! રાણીજી જ્યારે આવા રૂપમાં હોય ત્યારે કલકલ કરતા ઝરણાની જેમ એનો અવાજ વધુ મીઠો થઈને કોઇ ગીત ગણગણતો હોય

હવે મારી આંખોની સામે રાણીજીનું છઠ્ઠું રૂપ પ્રગટ થઈ રહ્યું છે મારી આંખોની સામે હજારો–લાખો ફૂલ ખીલી ઊઠયાં છે ઠંડુ ધુમ્મસ ચારે બાજુ પથરાયેલું છે સફેદ માખણ જેવા મિનારા મહેલની આસપાસ ઊભા રહી ગયાં છે લાલ કપડામાં સજ્જ થયેલા લોકો વાજા વગાડતા વગાડતાં ચાલતા જોવામાં આવે છે, અને મને જાણે એમ લાગે છે કે આકાશ વિવિધ રંગોથી ભરાઇ ગયું છે અને તે રંગો ફેલાતાં ફેલાતાં દૂર દૂર ચાલ્યા જાય છે

રાણીજીનું આ રૂપ મારે ત્યારે ઓળખવું જોઈતું હતું જ્યારે એકવાર હું ઓફિસના કાર્ય દૂર પરથી રાતના લગભગ ૧૨ વાગ્યે પાછો ફર્યો હતો જ્યારે દરવાજા પર ટકોરા પાડયા ત્યારે દરવાજો ખોલવાને માટે ખુદ રાણીજી ચાર માળની સીડી ઉતરીને નીચે આવ્યાં અંધારામાં ઉપર જતી સાંકડી સીડીઓમાં રાણીજીનું કોમળ શરીર મારા શરીરને સ્પર્શ કરી ગયું મારી અંદર એક અજબ પ્રકારની ધ્રુજારી જન્મ લેતી ગઇ ઉપર આવીને જ્યારે મેં રાણીજીને કહ્યું 'તમે ઘણું કષ્ટ લીધું રાણીજી!' તો તે હસીને મીઠી અવાજમાં બોલ્યા હતાં, 'એમાં કષ્ટ શું માસ્ટરજી?

રાણીજીનું આ રૂપ હું તે દિવસે પણ નહોતો ઓળખી શક્યો જ્યારે તેઓ બેચાર દિવસને માટે બીમાર પડી ગયા હતા અને હું કંઈક કામને લીધે અને કંઇક મનની બીરુતાને કારણે ફક્ત એક જ વાર થોડીક મિનિટોને માટે તેમની તબિયતના સમાચાર પૂછવા ચાલ્યો ગયો હતો પછી તે રાત્રે પલંગ પર સૂતા સૂતા મારા કાનોમાં રાણીજીની એ વાતોની ભડક પેદી હતી, જે તેઓ પપ્પુને કહી રહ્યા હતા 'પપ્પુ તારા માસ્ટરજી તો ઘણા કઠોર હૃદયના માણસ લાગે છે, કોઇ મરે કે જીવે તોય તેમને ક્યાં કાંઇ પડી છે? તેઓ તો કોઈના ખબર પણ નથી પૂછતાં!

પછી એક દિવસે મેં રાણીજીનું આ રૂપ બરાબર ઓળખી જ લીધું

રાત્રિના દસ વાગ્યા હતા વર્ષા શરૂ થઈ ચૂકી હતી પવન જોરશોરથી વીંઝાતો હતો મારા રૂમમાં

બેઠો બેઠો હું વાર્તાનું એક પુસ્તક વાંચી રહ્યો હતો કે અચાનક બત્તી બુઝાઇ ગઇ કેટલીય વાર સુધી હું બત્તીની પ્રતીક્ષા કરતો રહ્યો આખરે કંટાળીને મેં પુસ્તકને ઓશીકા નીચે રાખી સુવાની તૈયારી કરવા લાગ્યો, એવામા લાગ્યુ કે કોઇએ દરવાજો ખોલ્યો છે.

'માસ્ટરજી, સૂઇ ગયા કે શુ?' રાણીજીનો ધ્રુજતો અવાજ મારા કાને પડયો

'ના જી, આવો – બેસો' હુ ઊઠીને પલંગ પર બેસી ગયો

'દીવાસળીની પેટી નથી મળતી, તમારી પાસે હોય તો મને આપો'

હુ ઊઠયો કોટના ખિસ્સામાંથી પેટી લઈ રાણીજી તરફ લબાવ્યો એકાએક એ જ સમયે વાદળ ગરજ્યા અને વીજળી ચમકી એ સમયે મને લાગ્યુ કે રાણીજીએ પોતાનું માથુ મારી છાતી પર રાખ્યુ છે થોડીવાર પછી માથુ હટાવી તે રડતાં રડતાં બોલી મને કયાક છૂપાવી લો માસ્ટરજી, કયાક છૂપાવી લો' આટલુ કહીને પળવાર મારા તરફ જોતી રહી અને પછી દોડતી મારી રૂમ બહાર નીકળી ગઈ

ત્યાર બાદ રાણીજીના આ રૂપને ઓળખીને મે એક દિવસ પપ્પુને બનાવતા અને રાણીજીને સંભળાવતા કહ્યુ 'પપ્પુ, રાણીજી આટલી બધી સિગારેટ પીએ ને તુ તેમને મના પણ નથી કરી શકતો?'

એ પછી કયારેય મે રાણીજીને સિગારેટ પીતા નથી જોયા. વળી એક દિવસ સવારે જ રાણીજીને પૂછ્યુ 'તમે અડધી રાતે કબાટમાંથી બોટલ કાઢીને શુ પીઓ છો?'

સાંભળી તે શરમથી લાલ થઇ ગઇ જાણે તેની ચોરી પકડાઇ ગઇ હોય તેમ નીચુ જોતા બોલી 'કઇ નહિ, હુ તો કઈ નથી પીતી માસ્ટરજી!'

'તમે જૂઠું શા માટે બોલો છો? હુ દરવાજાની તરડમાંથી બધુ જોઇ શકુ છુ – આ કાલ સાંજની વાત છે'

ત્યારે તેણે મારી પાસે કબૂલ કર્યું કે દવાની જેમ કયારેક કયારેક દારૂ પીએ છે લગભગ ચાર વરસ પહેલા એક લેડી ડોકટરે ઊંઘ ન આવતી હોય તો થોડો પી લેવાનુ કહ્યુ હતુ

'તમે જો કહેતા હો તો હવે હુ એ આગ ભરેલા પાણીને કદી હાથ નહિ લગાડુ – તમારા સોગન!'

રાણીજીનું આ છડુ રૂપ દિવસો દિવસ ઊભરાતુ જતુ હતું મારી ઉમરના બરફ જેવા ઠંડા વરસો રાણીજીના ગરમ ગરમ શ્વાસમા હવે ઓગળવા લાગ્યા હતા – જાણે હુ ફરી જુવાન થતો જતો હતો અને રાણીજી પણ એવી જ કોમળ અને સ્વસ્થ થતી જતી હતી જાણે કોઈ સૂનેરા સારા કવિના ચહેરા પર અજાણ્યા જ હાસ્ય પ્રગટી રહ્યુ હોય તેમ

× × ×

રાત અડધી વીતી ચૂકી છે હુ પલંગ પર સૂતો સૂતો મારી આંખોમા રાણીજીના રૂપને ભરતો પડયો છુ એમની એ વાત મારા કાનમા ગુંજી રહી છે જે એમણે આજે સાંજે જ મને કહી હતી માસ્ટરજી, આજ બપોરે મે એક સાધુને મારો હાથ બતાવ્યો એ સાધુ કહેવા લાગ્યો 'રાણીજી, આપના હાથ પર વિવાહની બે રેખાઓ છે જલ્દીના જ તમારો હાથ ગ્રહણ કરવાવાળો તમને મળી જશે' હુ તેને શુ કહુ માસ્ટરજી? મે ફક્ત તેને એટલુ જ કહ્યુ કે તેની વાતમા થોડુ સાચુ છે, થોડુ ખોટુ છે મારો હાથ પકડવાવાળો મળશે નહિ– મળી ચૂકયો છે સાચુ ને માસ્ટરજી?

આથી વિશેષ રાણીજી કશુ ન બોલ્યા પણ તેમની બોલતી આંખો મારી સામે જોઈ રહી પછી દોડીને પોતાના રૂમમા ચાલ્યા ગયા અને દરવાજો બંધ કરી દીધો

× × ×

બહાર વરસાદ અનરાધાર વરસી રહ્યો છે છત પરથી ટપકતા ટીપા ટપ ટપ કરતા નીચે એક બનીને વહી રહ્યા છે હુ જાગતો પડયો છુ. શુ

રાણીજી પણ સૂતાં હશે ! આજ અમારા બંનેના સ્વપ્ન એક છે સમયના સમુદ્રમા સપના વહેતા વહેતા ક્યારેક જ કશુવાર આવે છે– જ્યારે બે પ્રાણીઓના સ્વપ્ન એક હોય

મારા કાને મા હવે રાણીજીના ડૂસકાનો અવાજ પડી રહ્યો છે તે રડી રહી છે અને મારી આંખો ની સામે નાચતો–કૂદતો–ઊછળતો સમુદ્ર જાગતો પડ્યો છે હુ રાણીજીને કહેવા માગુ છુ 'રડશો નહિ રાણીજી, આ એક દરવાજો, આ એક દીવાલ હવે મને તમારાથી દૂર નહિ રાખી શકે આજે નહિ તો કાલે કાલે નહિ તો એ પછીના દિવસે– આ દીવાલ તૂટી પડશે, દરવાજો ખૂલી જશે અને તમારા અંતરમા જે ભાવના ઊછળી રહી છે, એ હમેશાને માટે મારા થકી સાકાર બનવા લાગશે'

બહાર વરસાદે વધુ જોર પકડ્યુ છે પવનના ઝપાટા સખત થઇ રહ્યા છે બધુ સૂમસામ છતા ભરેલુ ભરેલુ લાગે છે આખી શેરી, આખો મહોલ્લો આખુ શહેર સૂતેલુ પડેલુ છે બસ હુ એક જાગી રહ્યો છુ આવી રાત જીવનમા વારવાર આવતી નથી

હુ પડ્યો પડ્યો વિચારુ છુ 'જો હવાનો આ ઝપાટો દરવાજાને તોડતો રાણીજીના રૂમમાં ચડી જાય અને બાજઠની ખુરશી પર રખડેલ રાજાજીના ચિત્રને નીચે ફેંકી દે ને એ ચિત્રના ટુકડે ટુકડા થઈ જાય તો તો

છન ન ન

કડીક પડવાનો અને કાચના તૂટવાનો અવાજ સભળાયો કોઇક પવનનો ઝપાટો નક્કી રાણીજીના રૂમમાં ઘૂસી ગયો છે ખુરશી પર રહેલો બોજ નીચે ઊતરી ગયો છે હવે રાણીજીનો હમેશાનો ડર મૃત્યુ પામ્યો છે – રાણીજી હવે મુક્ત છે

રાત મરી ચૂકી છે

સવાર થઇ ગયુ છે હુ રાહ જોઈ રહ્યો છુ કે રાણીજીના રૂમનો દરવાજો ખૂલે અને હુ તેમને કહુ કે 'કાન વાળો સાધુ આજે આવી જાય તો એમને કહેજો રાણીજી, કે તેની કહેલી બધી વાત આખરે સાચી પડી છે તમારો આ હાથ મેં પકડ્યો છે રાણીજી'

આખરે એમના રૂમનો દરવાજો ખૂલ્યો પણ રાણીજી ખુદ નહિ એમની નોકરાણી બહાર આવી

'મારાજી, રાણીજીની હાલત બહુ જ નાજુક છે, તમને બોલાવે છે'

હુ ગભરાતો ગભરાતો એમના રૂમમા પ્રવેશ્યો ખરેખર એમની હાલત નાજુક હતી બદહાલી ખુરશી પર બેભાન જેવી પડી હતી તેમનુ માથુ ઢળી પડ્યું હોય તેમ લાગતુ હતુ નીચે એમના પગ પાસે રાજાજીનું ચિત્ર પડ્યુ હતુ ચિત્રનો કાચ ભિન્ન ભિન્ન ભાંગીને ભૂક્કો થઈ ગયો હતો

'રાણીજી !' હુ ગભરાતો તેમની તરફ આગળ વધ્યો 'ભાનમા આવો રાણીજી !

તેમણે ધીરે ધીરે થોડીક આંખો ખોલી મારા તરફ જોયુ ને ધીરે ધીરે પ્રયત્ન કર્યો મે જોયુ તો તેમની આંખોમા એક અજબ પ્રકારનો પ્રકાશ દેખાયો આંખો હવે પૂરેપૂરી ખૂલી ગઇ જરા લજ્જા હોય તેમ સાડીના પાલવને સભાળતા કહ્યુ 'મહારાજ અજથી તમે બીજુ કોઈ મકાન શોધી લેજો' પછી પાસે ઊભેલી નોકરાણી તરફ દૃષ્ટિ કરતા કહ્યુ 'રાજાજીનુ ચિત્ર અત્યારે જ બજારમા લઈ જઇને એના પર નવો કાચ લગાવીને જલદી પાછુ લઇ આવજે'

–અને આટલુ કહીને રાણીજીએ ફરી ધીમે ધીમે પોતાની આંખો બધ કરી દીધી

*

ધારાસભાગૃહમા પત્રકારોની મેજ ઉપર અંધારુ જોઇને મને વિચાર આવ્યો કે ધારાસભાએ એમ તો નહિ વિચાર્યું હોય કે 'આ અક્ષર-જમાતને તો અધારામા જ રાખવી સારી !

*

સાવરણી નવી કરતા જની સારી, ખૂણે ખૂણો સાફ કરી નાખો

# ટૂંકી વાર્તામાં પાત્રાલેખન

ચન્દુલાલ ગાંધી

નવલકથા કે નાટક કરતા ટૂંકી વાર્તાનું ક્ષેત્ર મર્યાદિત હોવાથી એમા પાત્રાલેખનની કલા અમુક દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન ધરાવે છે માણસ જે કાર્યો કરે છે તેમાથી પોતે નથી પરિણમતો પરંતુ કાર્યો માણસમાથી પરિણમે છે, એટલા માટે વસ્તુ સાથે વ્યક્તિનું પણ એટલું જ મહત્ત્વ હોય છે વાર્તામાં પણ પાત્ર પ્રસગોને ઘડે છે, અને પ્રસગો પાત્રને ઘડના હોવાથી, તેમ જ મનુષ્યના મનોગત ભાવોનું પૃથક્કરણ અને તલસ્પર્શી આલેખન વાચકના હૃદયને સૌથી વધારે અસર કરતુ હોવાથી પાત્રનિરુપણ વાર્તા સાહિત્યમા મહત્ત્વનું અંગ છે

ટૂંકી વાર્તાનું પાત્રાલેખન નવલકથા કે નાટક કરતા નાટિકા સાથે વધુ મળતુ આવે છે મર્યાદિત ક્ષેત્રને લીધે ટૂકી વાર્તામા પાત્રલેખન માટે નાટ્યાત્મક કલા વાપરવાની ફરજ પડે છે એટલે જ એમા પાત્રોને કુટુંબ, સગા-સબધીઓ, ભૂતકાળનો ઇતિહાસ અને અતિદૂરના ભાવથી, દરેક બાબતમા કલાત્મક રીતે અલિપ્ત રાખી આલેખવાં જોઇએ અને જરૂર પડે તો ધ્વનિ, સૂચન કે કથાત્મક સવાદ દ્વારા એનો ઉલ્લેખ થવો જોઇએ

નવલિકામાં પાત્રોનો વિકાસ નવલકથામાં થાય છે તેમ ધીમી ગતિથી ન થઇ શકે, તેમ જ પાત્રના જીવનભરના વિકાસનું પણ આલેખન ન થઇ શકે ટૂકી વાર્તામાં મુખ્યત્વે પાત્રના જીવનમાનો એક પ્રસગ પ્રસગ ઉપાડી લઈ એક જ લાગણી, કે એ પ્રસગમાથી ઉદ્ભવતી લાગણીઓ આસપાસ પોતાનું કલેવર રચે છે ટૂકી વાર્તામાં ખાસ કરીને એક જ પાત્રનાં જીવનમા આવતા કટોકટીના, મથનના વળાંક કે પલટના અથવા તો પાત્રના સમગ્ર દૃષ્ટિબિંદુને ફેરવી નાખે એવા પ્રસગોનું સક્ષિપ્તમાં નાટ્યાત્મક રીતે આલેખન થવુ જોઇએ પાત્રના જીવનમા આવતો અસાધારણ પલટો વાર્તામા અગાઉથી ગુપ્તપણે રહેલો, સૂચવાયેલો કે પ્રગટ રીતે દર્શાવાયેલો હોવો જોઇએ Evelyn Albright કહે છે કે–

'And the best short story is that which presents not the development in full length or in a summary, but a stage or cross section of development – the character at a crisis, about to be determined in one direction or the other.'

'ટૂકી વાર્તાનું મુખ્ય પાત્ર સાચી અને જીવત વ્યક્તિ લાગવી જોઇએ એ સર્વશ્રેષ્ઠ ન હોય કે દુષ્ટમા દુષ્ટ પણ ન હોય એ સકુચિત, શકાશીલ, વિલક્ષણ, મજોગો સામે લડતી પ્રલોભનોથી ખેચાતી, કોઇક વાર પાપ પણ કરી બેસતી ને આખરે વિજય મેળવતી એવી કોઇ પણ વ્યક્તિ હોય પરતુ વાર્તાની શરૂઆતથી તે અંત સુધી એના જીવનમા વાચકને રસ પડે એવી રીતે એનું આલેખન થવુ જોઇએ

જીવતપણાની છાપ એ પાત્રાલેખનમા અતિ મહત્ત્વની વસ્તુ છે શ્રેષ્ઠ પાત્રો (પાત્રાલેખનની દૃષ્ટિએ) હમેશાં માનવસ્વભાવના સચા નમૂના જેવાં લાગવા જોઇએ સધારણ દેખાતા છતા એનું જીવન અસાધારણ હોવુ જોઇએ 'He must live, but the Course of his life must be unusual While Seeming to be usual'

એટલા માટે, સમગ્ર વેલ ટૂકી વાર્તાના કે કોઇપણ વાર્તાના પાત્રાલેખનની સફળતામા ઘણો અગત્યનો ભાગ ભજવે છે અમુક પાત્રો મીન પાત્રોમાં જે લાગણી જન્માવે તેવી જ લાગણી લેખક પોતે, અને વાચક અનુભવે ત્યારે એ આલેખનની રસનિષ્પત્તિ ઊચી કક્ષાએ પહોચે છે માટે વાર્તાલેખકે મુખ્ય વસ્તુ ધ્યાનમા રાખવાની હોય છે તે આ કે 'મારા માનવીઓ વિશેનો સ્વાનુભવ હુ વ્યક્ત કેમ

કરી શકું ? સ્વાનુભવ એટલે માત્ર મને થયેલો અનુભવ નહિ, પણ બીજાને થયેલા અનુભવનો કલ્પના અને સહાનુભૂતિ દ્વારા મેં કરેલો અનુભવ, અને આવા અનુભવ ઉપરથી કાલ્પનિક સંજોગોમાં જુદા જુદા માનવીઓ કેમ વર્તે તે વિશેનો મારો ખ્યાલ.'

એક પાત્રને આલેખવા, એની માનસિક ક્રિયા પ્રગટ કરવા અને વર્તનમાં વ્યક્તિત્વને ઉતારવા વર્ણન, પૃથક્કરણ અને નાટ્યાત્મક કાર્યની લેખકને જરૂર પડે છે. પાત્રનું વર્ણન બને તેટલું ઓછું અને જરૂરનું હોવું જોઈએ. એ વર્ણનમાં પાત્રોનાં નામ, પહેરવેશ, બાહ્ય દેખાવ વગેરે આવી શકે, અને તે લેખક પોતે કે બીજાં પાત્રો દ્વારા કે બીજાં પાત્રોના દૃષ્ટિબિન્દુથી વર્ણવી શકે. નામ, પહેરવેશ અને વ્યક્તિના બાહ્ય દેખાવ સાથે વર્ણનમાં પાત્રના વાંકવળાંકના કાર્યને સમજાવવાના હેતુથી પાત્રનું શિક્ષણ, સાંસ્કારિક વારસો, પૂર્વ અનુભવ, ઇતિહાસ વગેરે પણ સૂચન કે સંવાદ દ્વારા આવી શકે. પાત્રના બાહ્ય કપડાં વગેરેનું વર્ણન ઐતિહાસિક દૃષ્ટિએ તળપદું વાતાવરણ ઉપજાવવામાં અને પાત્રના માનસિક વ્યાપારો તથા ખાસિયતો સૂચવવામાં ઉપયોગી નીવડી શકે. વર્ણનમાં ઝીણી ઝીણી બિનજરૂરી વિગતોને સ્થાન ન હોવું જોઈએ, તેમ જ એ વર્ણન વિગતોની યાદી જેવું ન બની જવું જોઈએ, ચોક્કસ સંજોગોમાં મૂકાયલા પાત્રનો મુખ્ય તરી આવે એવી તથા જેમાં કંઈક ઉપયોગી અર્થ સમાયો હોય એવી વિગતોનું જ અસરકારક રીતે વર્ણન થવું જોઈએ; અને બાકીનું વાચકની કલ્પના પર છોડી દેવું જોઈએ, કારણ કે વાચકની કલ્પના સતેજ ન થાય ત્યાં સુધી એ પાત્રમાં તેને પૂરો રસ પડતો નથી.

વર્ણનના બીજા પ્રકારમાં લેખક પાત્રની માનસિક ક્રિયાનું પૃથક્કરણ કરી શકે. માનસિક તેમજ નૈતિક લાક્ષણિકતાઓ સૂચવવા, વિચાર અને લાગણીની છુપાઓ છતી કરવા અને જીવનનું રહસ્યરહસ્ય દર્શાવવા કરેલા માનસશાસ્ત્રીય પૃથક્કરણ સાથે સંવાદની યોગ્ય અને સંભાળભરી પસંદગી થવી જોઈએ કોઈ વસ્તુ અસ્પષ્ટ કે પરિણામ વિના રહી જતી હોય ત્યારે આવા પૃથક્કરણની ખાસ જરૂર પડે છે. પરંતુ પૃથક્કરણનું પ્રમાણ વધારે પડતું ન થઈ જાય તેની ખાસ તકેદારી રાખવી જોઈએ, કારણ કે નહિ તો ટૂંકી વાર્તાના મર્યાદિત ક્ષેત્રમાં નાટ્યાત્મક તત્ત્વ અને બનાવનું પ્રમાણ ઘટી જવા સંભવ છે.

પાત્રોના નામાભિધાન પર પૂરતું લક્ષ આપવું જોઈએ. પાત્રોના નામો આકર્ષક અને જલદી જીભે ચડી જાય એવાં હોવાં જોઈએ એટલું જ નહિ, કંઈક વ્યક્તિત્વવાળાં અને એના જીવન તથા વ્યવસાયને અનુરૂપ એવાં ઔચિત્ય અને યથાર્થતાવાળાં હોવાં જોઈએ. વિચિત્ર, તરંગી કે અસંગત નામો મર્મ કે કટાક્ષપ્રધાન વાર્તા સિવાય ન વાપરવાં જોઈએ. પાત્રોના નામો વાર્તામાં સ્વાભાવિક રીતે જ સંવાદ દ્વારા કે સીધે સીધાં આવવાં જોઈએ. એમાં કોઈ પણ પ્રકારનો આયાસ ન જણાવો જોઈએ.

વાર્તામાં લેખકનું જીવનદર્શનનું પ્રતિબિંબ પડ્યા વિના રહેતું નથી. લેખકનું પાત્રો પ્રત્યેનું વલણ જ ઘણું ખરું આ કહી દે છે. એ વલણ પણ લેખકે લેખકે ભિન્ન હોવાં સંભવ છે પાત્રો પ્રત્યે ઠંડી બેદરકારી, ખરેખરો રોષ, સ્પષ્ટ પ્રશંસા, કે યોગ્યતાનુસાર સહાનુભૂતિ જેવાં જુદા જુદા પ્રકારનાં વલણો હોઈ શકે– ખાસ કરીને છેલ્લું વલણ–યોગ્યતાનુસાર સહાનુભૂતિ–વધારે ફાવટવાળું અને સફળ નીવડી શકે છે.

ટૂંકી વાર્તામાં વાસ્તવદર્શી, ભાવનાલક્ષી કે રંગદર્શી એવાં કોઈ પણ પાત્રોનાં મુખ્ય બે ભેદ પડે છે કેટલાંક સ્થિર તો કેટલાંક પરિવર્તનશીલ. એ પાત્રો પણ બે પ્રકારનાં હોય છે. કેટલાંક 'નમૂના' અને કેટલાંક 'વ્યક્તિ'. રાષ્ટ્ર, જાતિ, વર્ગ, વ્યવસાય, જાતીય કે વ્યક્તિગત એવી કોઈ પણ એક વસ્તુ પર મળેલા અસાધારણ લક્ષણો એક જ પાત્રમાં એકત્ર થતા એ પાત્ર 'નમૂનો' બને છે. રાષ્ટ્ર, વર્ગ, વ્યવસાય ઇત્યાદિનાં કેટલાક લક્ષણો સાથે હાર્દિક, માનસિક અને નૈતિક ગુણાવગુણો ભળતાં એ પાત્રો 'વ્યક્તિ' બને છે.

ટૂંકી વાર્તાના પાત્રાલેખન ગમે તે પ્રકારના પાત્રની પસંદગી કરવામાં આવી હોય, એના આલેખનમાં ગમે તે આયોજન પદ્ધતિ અપનાવવામાં આવી હોય કે પાત્રો પ્રત્યે લેખક ગમે તે વલણ ધરાવે, પરંતુ ઔચિત્ય સાથે જીવંત લાગે અને વાચકને એમાં સાદ્યંત રસ પડે એ રીતે એનું આલેખન થવું જોઈએ

હેતુ કે મૂળ વિચારને મૂર્ત સ્વરૂપ આપવા માટે પાત્ર, વસ્તુ અને વાતાવરણની જરૂર પડે છે જે વાર્તામાં પ્રધાનસ્થાને વસ્તુ કે વાતાવરણને બદલે પાત્રો હોય તે વાર્તા 'પાત્ર પ્રધાન' કહેવાય છે, જગતની મહાન વાર્તાઓ આ પ્રકારની હોય છે અહીં જ વાર્તાકારની ખરી કસોટી થાય છે સ્વાભાવિક, સચોટ અને જીવંત પાત્રોનું સર્જન માનસશાસ્ત્રનું ઊંડું જ્ઞાન, ઊંચી કલ્પના, સારી નિરીક્ષણશક્તિ અને તીવ્ર મનોવેધક દૃષ્ટિ માગી લે છે

એટલા માટે જ, શ્રેષ્ઠ પાત્રોના સર્જન દ્વારા લેખક સમાજજીવનના ઘડતરમાં સુંદર ફાળો આપી શકે છે

*

તું મૃત્યુને ઘણીવાર આમંત્રે છે
પણ એ તારું આમંત્રણ ઉપરછલ્લું હોય છે
એટલે એ સિદ્ધ થતું નથી
બાકી તું તારી ઇચ્છાશક્તિ સંપૂર્ણતયા મૂકી માગે
ને તને કોઈ વસ્તુ ન મળે તેવું નથી
હા તેં સુખ માગ્યું હોય તો
એની સાથે કોઈ ને કોઈ દુ:ખ વીંટાળીને જ હું આપું છું
એ બદલ 'આ ન માગ્યું હોત તો સારું હતું'
એમ તને લાગે છે
પણ તેં એવી રઢથી માગ્યું હતું
કે મારે આપ્યા વિના છૂટકો ન હતો
આવા અનુભવ પછી તું એમ કર
તારા સ્વાર્થના સાંકડા મીંમાંડા ભેદી નાખ
જરા ઊંચેથી જો ને વિચાર,
'મને જે કાંઈ મળ્યું છે એને હું યોગ્ય હતો'
તું તારા કુકર્મના-પાપના-પડઘા પ્રમાણી શકે કે
પણ તું તારા પુણ્યના મૂળ કાં જોતો નથી?
એ જોઈશ એટલે તને એ સીંચવાનું મન થશે
એ તારું જીવન છે
આ જીવનપદાર્થ તારા હાથમાં આવશે
પછી તારે મૃત્યુને આમંત્રણ આપવાપણું નહિ હોય,
અને જ્યારે એને ખરેખર આવવાનું થશે
ત્યારે તને માત્ર જીવનના કોઈ સામાન્ય તબક્કામાંથી
પસાર થઈ રહ્યા છું એવું લાગશે
તારે મૃત્યુને જીતવા માટે એક જ માર્ગ છે
જીવનને વધુ ને વધુ ઊંડાણથી સમજવાનો,
ચાહવાનો — રામપ્રસાદ દવે.

# રાષ્ટ્રીય અપરાધ

સ્વામી શિવાનંદ સરસ્વતી

આજે આપણા દેશમાં સૌથી મોટી મુશ્કેલી છે ખોરાકમા અને દવાઓમા ભેળસેળની ખોરાકમા અને દવાઓમા ભેળસેળની નીતિરીતિ ભયંકર રોગચાળા જેવી છે, જે સૂક્ષ્મરૂપે અનેકાનેક બીમારીઓને અને કલેશોને જન્માવે છે આ પ્રકારના ભેળસેળ કરનારાઓ તેમના અંતરને દગો દે છે

રાષ્ટ્રના સ્વાસ્થ્ય તેમ જ જીવનને માટે પણ એ એટલુ ભયંકર અને નુકસાનકારક છે ભારત જેવા આધ્યાત્મિક દેશમાથી આવી નીતિરીતિઓને દેશવટો આપવા સરકાર જાગ્રત હોવી જ જોઈએ સાથોસાથ, લોકોનો સહકાર પણ હોવો જરૂરી છે ખાદ્ય પદાર્થો અને દવાઓમા ભેળસેળ એ મોટામા મોટો ગુનો છે. નીતિનુ પતન અને રાષ્ટ્રીય ચારિત્ર્યહીનતા એમાથી વ્યક્ત થાય છે

લોકોને અને સરકારને આ ભેળસેળના પ્રકારોનુ જ્ઞાન હોવુ જોઈએ ક્યારેક ક્યારેક તો ઘીમા મોબિલ ઓઇલ પણ મેળવવામા આવે છે, અને સારા ડબ્બાઓમાં પેક કરીને બજારોમા વેચવામા આવે છે. પહાડી પ્રદેશોના લોકો માખણની સાથે વનસ્પતિ ઘી બહુ નિષ્ફતભરી રીતે ભેળવે છે

શુદ્ધ માખણ અને ભેળસેળવાળા માખણમાં સહેજ પણ ફરક દેખાતો નથી ચા પણ, જુદી જુદી જાતની નકામી પાંદડીઓ અને કળીઓને રંગ લગાડીને સુંદર ડબ્બાઓમા પેક કરી તેના પર આકર્ષક લેબલ લગાવીને બજારમાં વેચવામા આવે છે આ ચાનાં પાંદડાંને ચાના એસેન્સથી સુગંધિત કરવામા આવે છે ચોખામાં પણ સસ્તી વનસ્પતિઓને સૂકવીને તથા રંગ લગાવીને ભેળવે છે, લોટમા પણ સસ્તી મકાઈ અને જુવારનો લોટ ભેળવવામાં આવે છે દાળમા પણ આવી ભેળસેળ થાય છે.

બધા પ્રકારના મસાલાઓમા નાની નાની ડાંખળીઓના ટુકડા કરીને તથા તેને રંગ લગાવીને ભેળવી દેવામાં આવે છે આ ભેળસેળની કોઈ હદ નથી બહુ ખરાબ રીતે ભેળસેળ કરેલી ચીજો પણ ચોખ્ખી વસ્તુ જેવી લાગે છે લોકોના આરોગ્ય જીવન માટે ભેળસેળ કરતા બીજી કોઈ ભયંકર વસ્તુ નથી

દવાઓમા પણ ભેળસેળ થાય છે બિલકુલ નકામા પાઉડરને કેપ્સ્યુલમા ભરીને દવા તરીકે વેચવામા આવે છે તેથી કોઈપણ વસ્તુ ખરીદતા પહેલા જેટલી સાવધાની રાખીએ એટલુ સારુ છે ધન-સંપત્તિના લોભ અને લાલચમા રાચતા લોકો ન કરવાનું પણ કરી બેસે છે—મહા સૂક્ષ્મ અપરાધ કરી બેસે છે આ દગાબાજી અને ઠગવિદ્યા દ્વારા માનવી કેન્સર, ટી બી, પેટમા ચાંદા, ભગંદર, બહેરાપણુ, મૂંગાપણુ, આંધળાપણુ, હૃદય તથા પગમા બળતરા જેવા રોગોનો ભોગ થઈ પડે છે. આ ક્રિયા અને એની પ્રતિક્રિયા બહુ વિપરિત હોય છે

લોકોએ અને સરકારે તાત્કાલિક આ ભેળસેળ દૂર કરવા તરફ ધ્યાન આપવુ જોઈએ ખોરાક, દૂધ, ઘી, તેલ તથા દવાઓમા થતી ભેળસેળને શક્ય તેટલી ત્વરાથી દૂર કરવી જોઈએ આ દેશમાં આ અપરાધ બહુ ભયંકર થઈ પડ્યો છે. આના વિષે વધુ લખવાની કોઈ જરૂર નથી ભેળસેળનુ કાર્ય નૈતિક પાપ, સામાજિક અપરાધ તથા રાષ્ટ્રીય ભય છે જે લોકો આ કાર્યમા ભળેલા છે તેમણે એના બૂરા ફળ ભોગવવા પડશે. લોકોના નૈતિક સ્તરને ઊંચે લઈ જવાની જરૂરત છે. બધા અપરાધોમા ભેળસેળનો અપરાધ એ અધમ કોટિનો અપરાધ છે આને લીધે સાર્વજનિક સ્વાસ્થ્યને હાનિ પહોંચે છે એનાથી ભયંકર બીમારીઓ ઉત્પન્ન થાય છે લોકોના લોહીમા ઝેર ભળી જાય છે અને આ રીતે અમૂલ્ય માનવ-જીવનને હાનિ પહોંચે છે લોકોને જાણ કરવી જોઈએ કે, ભૌતિક સંપત્તિની ઝાકઝમાળ પાછળ આંધળી દોટ મૂકવાથી કોઈ લાભ થવાનો નથી, ઊલટાનું ભયંકર નુકસાન થશે આ માટે આધ્યાત્મિક જ્ઞાનનો ફેલાવો અત્યંત જરૂરી છે તેના દ્વારા જ ભારત-વર્ષના નૈતિક જીવનને ઊંચે લઈ જઈ શકાય તેમ છે

# સંતોનું સ્મરણ

કેદારનાથજી

સંત સજ્જનો અને મહાપુરુષોએ અત્યંત કષ્ટ વેઠીને, પ્રસંગે પડ્યે પોતાના પ્રાણ અર્પીને પણ માનવતાની વૃદ્ધિ કરી છે સોક્રેટિસ, ઇશુ ખ્રિસ્ત મહાત્મા ગાંધીજી જેવા સંત સજ્જનોએ માનવજાત પર અપાર ઉપકાર કર્યો છે અંદર અંદરના લૌકિક ભેદો ભૂલો ઉચ્ચનીચના ભાવ છોડો ધન, વિદ્યા, બળ અને જાતિ વિશેનો ક્ષુદ્ર અહંકાર તજો માન–પ્રતિષ્ઠા વગેરેનો મોહ ટાળો એકબીજા સાથે પ્રેમથી, સરળતાથી અને સમતાથી વર્તો, આપસમાં કલહ, મત્સર કે વેર કરો નહિ' એવા ઉપદેશો તેમણે માનવજાતિને વખતો વખત આપ્યા છે આવા પુરુષોના વચનો અને ગ્રંથો ન હોત તો સંકટને સમયે હિંમતપૂર્વક, ધીર સાચવીને વર્તત। માટે આપણને કયો આધાર હતો? તેમના ઋણમુક્ત થવા તેમને શું આપીએ? આ જિંદગી તેમના ચરણમાં અર્પણ કરીએ તો પણ તે ઓછું જ છે

જેના હૃદયમાં હરહંમેશ જાગૃતિ છે તેને એક દિવસની જાગૃતિની જરૂર નથી પરંતુ બહુજનસમાજ જાગૃત બને તે માટે જન્મદિન મનાવાય છે રામનવમી, કૃષ્ણાષ્ટમી, બુદ્ધજયંતી, મહાવીરજયંતી ગાંધીજયંતી વગેરે દ્વારા સંતોનું સ્મરણ કરવાથી સમાજ જાગૃત રહે છે પણ જાગૃત રહેવા માટે દંભ કરવાની જરૂર નથી બાર મહિનાથી રેંટિયો માળિયા પર રખાતો પડ્યો હોય અને ગાંધીજયંતી કે પુણ્યતિથિને દિને તેને સાફસૂફ કરી કાંતણપ્રવૃત્તિ આદરવામાં એક પ્રકારનો દંભ જ રહેલો છે તેને એક જાતનો કર્મકાંડ કહીએ તો પણ શું ખોટું? આપણે સર્વોમાંય તેમને રાષ્ટ્રપિતા માનતા હોઈએ તો આપણું જીવનધોરણ તેમના વિચારો મુજબ હોવું જોઈએ જ્યારે હું કોઈને મારો સેનાપતિ માનું ત્યારે એક સૈનિક તરીકે માગમાં અને મારા સેનાપતિના જીવનમાં કંઈક સામ્યની આશા કરું સેનાપતિમાં ભલે વધુ ગુણો હોય છતાં સૈનિકમાં તે ઓછેવત્તે અંશે પણ હોવા જોઈએ આપણે રામ, કૃષ્ણ, મહમ્મદ, ગાંધીજીને માનીએ છીએ, પણ શું તે અર્થમાં તેમના સાચા અનુયાયી છીએ? તેમના જીવનમાંથી આપણે શું ગ્રહણ કરીને જીવનમાં ઉતાર્યું? કેવળ તેમને વિશે અભિમાન રાખવાથી સિદ્ધિ નહિ મળે પ્રત્યક્ષ કાર્ય કરવાથી સિદ્ધિ વરે છે તે જ તેમનું સાચું સ્મરણ છે તેમની સાચી શ્રદ્ધાંજલિ છે

કોઈ પણ મહાપુરુષ શ્રેષ્ઠ અવસ્થા પર કદી પહોંચતા નથી શ્રદ્ધાને લઈને તેમના અનુયાયીઓ ભલે એમ માને કે તેઓ જન્મથી જ પૂર્ણ હતા, પણ માનવમનનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરીશું તો સમજાશે કે આપણી ગતિ ક્રમશઃ અજ્ઞાનમાંથી જ્ઞાન તરફ જવાની છે તેમની વિશેષતા એ છે કે તેમની વિવેકબુદ્ધિ જલદી જાગૃત થઈ તેમને બીજાની જેમ વારંવાર ઠોકર ખાવાની જરૂર ન પડી જ્ઞાનની પૂર્ણતા કદી એક ક્ષણમાં વીજળીના ઝબકારાની માફક થઈ આવનારી વસ્તુ નથી જીવનભર જ્ઞાનનો સંગ્રહ કરતાં કરતાં માણસ જ્ઞાનસમૃદ્ધ થતો જાય છે જ્ઞાન એ હંમેશ વધતું રહેતું હોવાથી જીવનની કોઈ પણ એક ક્ષણને સંપૂર્ણ જ્ઞાનપ્રાપ્તિની ક્ષણ માનવી એ ભૂલભરેલું છે

જ્યાં જ્યાં માનવજાત છે ત્યાં ત્યાં સંતો પેદા થયા છે દુનિયા કેવી રીતે સુખી થાય એ દૃષ્ટિથી તેમણે ઘણું કર્યું, કહ્યું છે અને સમજાવ્યું છે તેથી કોઈએ પોતાના દેશાભિમાન ન રાખવું કે મારા જ દેશમાં મહાત્માઓ થયા છે ઈશ્વરને વારંવાર આપણા દેશમાં જ શા માટે અવતાર લેવો પડે છે? તે શું આપણે ગૌરવ લેવા જેવી વસ્તુ છે? જો ઘેર રોગ રોગ ડૉક્ટરો વારંવાર આવે તે ઘરનું આરોગ્ય સારું ગણાય કે જ્યાં ત્યાં કોઈ ડૉક્ટરની જરૂર જ ન પડે તેનું? જે ગામમાં પોલીસની ભરતી થાય તેની સામાજિક સ્થિતિ સારી કે જે ગામમાં પોલીસની જરૂર જ ન પડે તેની? આ રીતે વિચારતાં જણાશે કે આપણે ત્યાં ઈશ્વરને વારંવાર અવતાર લેવા પડે

તે ગૌરવસૂચક નથી, પણ આપણી નૈતિક દુર્બળતાની નિશાની છે

સંતોની સંપત્તિ આખા માનવસમાજની છે. તેને અમુક વર્ગ, જાતિ કે દેશકાળના બંધન નથી બાઈબલ, કુરાન, ગીતા વગેરે ગ્રંથો અમુક દેશનો જ નહિ, પણ સમગ્ર માનવજાતનો વારસો છે જેમ ઔષધ સૌને માટે છે, વૈદકશાસ્ત્ર સૌને માટે છે, જેમ માનસશાસ્ત્ર સૌને માટે છે તેમ સંતો પણ સમસ્ત માનવજાતની મૂડી છે જે લોકો મહાપુરૂષોના ઉપદેશ મુજબ જીવન ગાળે છે તેઓ તેમના સાચા વારસદારો છે તેમના જેવી ટોપી પહેરવાથી કે તેમની માફક તિલક કરવાથી તેમના વારસદાર બનાતુ નથી જેઓની પાસે જ્ઞાન, ચારિત્ર્ય, સદ્ગુણો તથા તેમના ધર્મનું આગ્રહી પાલન છે તેઓ તેમના સાચા વારસદારો છે

દેશ, કાળ, પરિસ્થિતિ જોઇને સંતોએ સાધન માર્ગ બતાવ્યો છે તેમના બધા વચનો એક સરખા મહત્ત્વના નથી હોતા એક જ સર્વશ્રેષ્ઠ ભૂમિકા પરથી તે ઉચ્ચારાયેલા નથી હોતા સંત-સજ્જનો પણ જુદી જુદી અવસ્થામાંથી પસાર થાય છે જુદા જુદા અનુભવોમાંથી બોધ લે છે તેમના વચનોમાંના કેટલાક તેમની સાધક દશાની શરૂઆતના હોય છે તે વખતે અનુભવ કરતા કલ્પના, ભાવના કે શ્રદ્ધાનો ભાગ વધારે હોય છે તેથી તે સમયના વચનોમા વૈરાગ્ય, ક્રિયાકાંડ એકાન્તપ્રિયતા વગેરે પર ભાર હોય છે ત્યારપછીના મધ્યમ કાળમા તેમનું ચિત્ત વિવેક અને જ્ઞાન તરફ વળે છે તેમનામા શોધકવૃત્તિ પેદા થાય છે ચંચળતા ઘટે છે છેવટના કાળમા મન સ્થિર થાય છે વિવેક સૂઝે છે, કલ્પનાઓ લુપ્ત થાય છે જગત વિશે આત્મીયતા લાગે છે સમતા સ્થિર થાય છે આથી સમજાશે કે તેઓના બધા વચનો પ્રમાણ કે સિદ્ધાન્તરૂપ ન માનતાં દેશ, કાળ અને આજની આપણી પરિસ્થિતિ આપણા આદર્શો અને આપણી મુશ્કેલીઓ—એ બધાનો વિચાર કરીને આપણે તેનો ઉપયોગ કરવો જોઇએ ટૂંકમા આપણાં સાધ્ય અને સાધનની દૃષ્ટિએ ઉપયોગી થાય એવા વચનો તેમાંથી આપણે વિવેકપૂર્વક ખોળી કાઢવાં જોઇએ

સાધુસંતોએ જુદી જુદી રીતે લોકોને ઉપદેશ આપ્યો છે 'આપણે બધા એક જ ઈશ્વરના બાળકો છીએ' 'સૌમા એક જ રામ વસે છે' 'આપણે પણ ભાઇભાઈ છીએ' આ બધા વચનોનો સાર એ છે કે આપણા બધાની માનવતા જાગૃત થાય, આપણે બધા નિર્દોષ બનીએ અને આપણા બધામાં સમભાવ પેદા થાય મનુષ્યપ્રાણીની વિશેના સમતા લાવવાની શક્યતામાં છે કુટુંબમા આપણે માબાપને શ્રેષ્ઠ ગણીએ છીએ, કારણ તે પોતાની બધી સંપત્તિ બધાની છે એમ સમજે છે સર્વ જગત જેનું કુટુંબ બન્યુ છે તેને માટે પોતાની અલગ સંપત્તિ નથી રહી તે સૌને ચારિત્ર્ય શીખવે છે, સદ્ગુણી બનાવે છે બધાને વિશે પ્રેમ, ઉદારતા, મૈત્રી, વિશ્વાસ ઉત્પન્ન થાય તો માનવ સુખી બને, આ સદ્ગુણો સમભાવના લક્ષણો છે તેથી એક પ્રકારની સહૃદયતા ઉત્પન્ન થાય છે સમરસ થયા વિના દયા નથી ઊપજતી આથી જ કહેવાયુ છે કે દયા વિના માનવતા નથી આવતી 'दया धर्म का मूल है पाप मूल अभिमान ।' એક વાર જીવનમા સદ્ગુણો સ્થાન લેશે તો પછી 'આ સંપત્તિ મારી જ છે એમ કોઈ નહિ કહે ત્યાર પછી વિદ્યા, કળા, હુન્નર જે કાંઇ વિશિષ્ટ હશે તે સમાજ અર્થે વપરાશે વેપારી માણસ અનાજને આર્થિક દૃષ્ટિએ ખરીદે છે પરંતુ જે સમભાવી છે તે જે પ્રદેશમા દુષ્કાળ પડ્યો છે તે પ્રદેશમા અનાજ પહોંચાડશે

માન-પ્રતિષ્ઠા ધનદોલત બધું મેળવીએ, પણ સમતા ન સાધી શકીએ તો માનવતા ગુમાવી બેસીએ છીએ—શાશ્વત સુખ નથી મળતુ માનવતાનો હેતુ મનુષ્ય-જન્મ સાર્થક કરવાનો હોવો જોઇએ નિર્વૈર બનવાથી, અંદરના દ્વેષ, ઈર્ષા, કલહ દૂર કરવાથી માનવજન્મની સાર્થકતા થાય છે આ વસ્તુ પ્રાપ્ત કર્યા વિના જન્મ ગુમાવીએ તો જાણવું કે જીવનના મુખ્ય વસ્તુ ભૂલ્યા માણસની પશુતા, અજ્ઞાન, મોહ, જડતા ઇત્યાદિ દુર્ગુણોનો નાશ કરવાનું સામર્થ્ય ધન, બળ, વિદ્યા સત્તા કે ઐશ્વર્યમાં નથી તે સામર્થ્ય એક માત્ર સજ્જનતામા જ છે ધનવાન બનવાથી માણસ

અહિંસક બનતો નથી. સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા ઇત્યાદિ મહાવ્રતોને ધારણ કરવાનું સામર્થ્ય સજ્જનતા મેળવ્યા સિવાય નથી આવતું.

જેને આ વિચારો બરાબર સમજાયા હશે તે આનાથી ઊલટું આચરણ નહિ કરે. સમજવું-એટલે કે જીવનમાં ઉતારવું. ફક્ત બુદ્ધિથી સમજીએ એટલે કાર્ય સરતું નથી. સાચી સમજણ ત્યારે કહેવાય જ્યારે જીવનમાં તે મુજબ ફેર પડ્યો હોય. જે ખરી રીતે સમજે છે કે ઇશ્વર એક છે તો પછી તે અનેક દેવ-દેવીઓની બાધા નહિ રાખે; પરંતુ જીવન બદલવા માટે સાચી સમજણપૂર્વક આચરણ કરવા માટે નૈતિક હિંમત જોઇશે.

જ્યાં સુધી બાળકને ખબર નથી હોતી ત્યાં સુધી તે અંધારા ઓરડામાં પુરાઈ જવાની ધમકીથી થરથરશે. પણ જેવું તેને માલૂમ પડશે કે અંધારા ઓરડામાં અંધકાર સિવાય બીજું કંઇ નથી, નથી બાવો કે નથી હાઉ; તો પછી તે આવી ધમકીથી જરા પણ ગભરાશે નહિ તેને સમજણ પડશે કે તે તો તેની કલ્પના હતી. તે નિર્ભય બનશે. આપણે પણ આ રીતે જ ખોટી વસ્તુની સમજણ પડ્યા પછી તેને છોડવાની છે. બુદ્ધિ કહે તેમ આચરણ કરીએ તો તેમાં વિકાસ છે. આચરણ માટે દ્રઢતા જોઈએ, નિશ્ચય નહિ હોય તો બીજાના આગ્રહને વશ થતાં વાર નહિ લાગે.

વિકાસ એટલે સદ્‌ગુણોની વૃદ્ધિ. સંયમ અને પુરુષાર્થ સિવાય આ વૃદ્ધિ થતી નથી. પ્રત્યક્ષ આચરણ વિના સિદ્ધિ નથી. ચિત્તની શુદ્ધિ વિના વિકાસમાં ગતિ આવતી નથી. સંતોનું સ્મરણ આવા વિકાસમાં સહાયરૂપ બને છે.

*

પૃષ્ઠ ૩૪૪ થી ચાલુ ]

બ્રાહ્મણ સમય થતા ન્યાય કચેરીએ ગયો. તેના સાક્ષીનું નામ પણ પોકારવામાં આવ્યું 'બિ...હા...રી... હાજર છે?'

એક પ્રતિભાશાળી વ્યક્તિ આવી અને કહ્યું "હા....જ....ર છું."

ન્યાયમૂર્તિ આવનાર સામે જોઈ જ રહ્યા. બિહારીનું મુખ ઉઘાડું હતું બાકી આખું શરીર ધાબળાથી ઢંકાયેલ હતું.

બિહારીને અદાલતના નિયમ મુજબ સોગંદ લેવડાવવામાં આવ્યા અને પછી પૂછવામાં આવ્યું "તમે આ બ્રાહ્મણને ઓળખો છો?"

"હા"

"આ બ્રાહ્મણે શેઠને રૂપિયા ભર્યા ત્યારે તમે ત્યાં હતા?"

"હા, હું હાજર હતો. શેઠે વિશ્વાસઘાત કર્યો છે. શેઠે એની રકમ મૂળ ચોપડામાં નહિં પણ ખાનગી ચોપડામાં લખી છે."

"તમે સાબીત કરી શકશો?"

"હા, અત્યારે જ તેને ઘરે ચોપડા જપ્ત કરો તો, નહિંતર એ ચોપડા ગુમ કરી દેશે"

ન્યાયાધીશ બિહારીની પ્રતિભાથી મુગ્ધ બન્યા હતા. ન્યાયાધીશ તથા અન્ય વ્યક્તિઓ વેપારીને ત્યાં ગયા.

બિહારીએ શેઠના ચોપડામાંથી એક ચોપડો ન્યાયાધીશને આપ્યો અને તિથિવાર તથા રકમ અને પાના નંબર બોલવા લાગ્યો.

બિહારીના કહેવા મુજબ રકમ ચોપડામાં જમે નીકળી.

બસ બિહારી અદ્રશ્ય. બિહારી ક્યાં ગયો તેની કોઈને સમજ ન પડી.

શેઠને વિશ્વાસઘાત માટે સજા થઈ.

બિહારીના દર્શન પછી ન્યાયાધીશ પદ એ બિહારીની પ્રતિભા ઉપર મુગ્ધ બન્યા. રાજીનામું આપી સંસારનો ત્યાગ કરી વૃન્દાવનમાં બિહારીજીના પરમ ઉપાસક બન્યા.

# શાહનામા-એ-ફિરદૌસીનાં સીપાત્રો

મણિભાઈ વોરા

## ૧૨ ગુરદયા

સ્વદેશભક્તિ અને ભ્રાતૃપ્રેમથી ભરપૂર હૃદયવાળી ગુરદયા ઇરાની નારીરત્નોમાં અનન્ય પાત્ર છે. પ્રાચીન રાજધાની રાઇનગરના મુખ્ય દરોગા બેહરામ ચોબીનએ શાહ નોશીરવાનના પુત્ર હુર્મઝ્દ સામે બળવો કરી ઈરાની તખ્ત હાથ કરવા પ્રયત્નો આદર્યા એ સમય ઈસુની છઠ્ઠી સદીનો હતો બેહરામ ચોબીનાની બહેન ગુરદયા બાળપણમાં અનાથ થયેલી આ નાની બહેનને બેહરામે વાત્સલ્યથી લાડમાં ઉછેરી હતી બહેનની કુશાગ્ર બુદ્ધિ અને સુંદર ચારિત્ર માટે ભાઈને ગર્વ હતો, તે બહેનનો પડયો બોલ ઝીલતો

એક દિવસ બેહરામ તેના મકાનમાં કેટલાક સરદારો સાથે શાહ હુર્મઝ્દને પદભ્રષ્ટ કરવાની યોજના વિચારી રહ્યો હતો પર્દા પાછળથી અચાનક બહાર આવી અને ભાઈને શિખામણ આપી 'સુજ્ઞ માણસોને જે કાર્ય હીન લાગે તે કરાય નહિ, ડહાપણ ઉપર લોભને સ્વાર થવા દેશો નહિ આવો માર્ગ ભાઈ, આપણો ન હોય!' સરદારો પ્રભાવિત થઈ ગયા, પણ પણ બેહરામે નાની બહેનના ડહ્યા શબ્દો પ્રતિ લક્ષ આપ્યુ નહિ, અને પોતાની યોજના પાર પાડવા ચર્ચા વિચારણા આગળ ચલાવી ગુરદયા નારાજ થઈ અશ્રુ-ભીની આંખે અંદર ચાલી ગઈ

બેહરામ ચોબીનાએ શાહ હુર્મઝ્દ અને તેના શાહજાદા ખુશરૂ પરવીઝ વચ્ચે વૈમનસ્ય ઊભું કર્યું હુર્મઝ્દને શાહ તરીકે અમાન્ય જાહેર કરી, ખુશરૂને શાહ તરીકે સ્વીકારી તેના નામના સિક્કા છપાવી નાખ્યા ચોબીનાની યોજના તો શાહ અને શાહજાદા બન્નેને મારી નાખવાની હતી ખુશરૂ ચેતી જઈ ઇરાન બહાર રૂમ તરફ નાસી ગયો ખુશરૂને રૂમ બાજુથી રક્ષણ હતું બેહરામ ચોબીનાને ચીન (ચીનાઈ તુર્કસ્તાન)ની સહાય હતી શાહ હુર્મઝ્દને તેના ભાઈઓએ જ પકડી કેદ કરી આંખો ફોડી અંધ બનાવ્યો વફાદાર અમીરો અને બહારની લશ્કરી સહાયથી ખુશરૂ પરવીઝ ઈરાન પાછો આવી પાર્સના તખ્ત પર બેઠો અંધ શાહ હુર્મઝ્દને વૃદ્ધ પિતા તરીકે ઉદારતાપૂર્વક માનથી રાખી ખુશરૂ પરવીઝ ઈરાનનો શાહ બન્યો (ઇ સ ૫૯૦-૬૨૮)

બેહરામ ચોબીનાએ ઈરાનના ઈશાન ભાગમાંથી ખુશરૂ શાહ સામે ખુલ્લો બળવો જાહેર કર્યો ગુરદયાને જાણ થતાં આવી પ્રવૃત્તિથી દૂર રહેવા પોતાના વહાલા ભાઈને સમજાવવા પ્રયાસ કર્યો યુવાન અને ખરા સાસાનિયન વંશના રાજાનો વિરોધ ન કરવો જોઈએ દેશની આબાદીને આડે ન આવવુ જોઈએ તેમાં જ સૌનું હિત છે પણ બેહરામનું મસ્તક આકાશમાં હતુ. તે બહાદુર હતો અને ખુશરૂને ભારે પડી ગયો શાહ ખુશરૂને ઈરાન છોડવુ પડયુ હવે તેણે રૂમના કિસરનો આશરો લીધો કિસરાએ બેહરામ ચોબીનાને ઈરાનમાંથી દૂર કરવા માટે ખુશરૂને લશ્કરી મદદ આપી રૂમી-ઈરાની લશ્કર લઈ ખુશરૂએ ઈરાન પર હલ્લા કર્યા બેહરામે ખુશરૂને બે વખત પાછો પાડયો, પણ ત્રીજી વખતે ખુશરૂ પરવીઝ વિજેતા થયો બેહરામ ચોબીના ભયંકર રીતે જખ્મી થયો. બેહરામનો અસ્ત થયો

ભાઈ જખ્મી થયાના સમાચાર જાણી ગુરદયા તુરત જ રણ મેદાનમાં ઘવાયેલ બંધુ પાસે દોડી આવી તેણે બેહરામનું મસ્તક ખોળામાં લીધુ લોહી ભીના કપાળ ઉપરથી વાળ સરખા કર્યા ભાઈના ચહેરાને પંપાળી આશ્વાસન આપવા લાગી બેહરામે પણ નાની બહેનના મુખને નજીક લઈ વહાલથી માથા પર હાથ ફેરવ્યો, તેના ડહાપણ અને વફાદારીનાં વખાણ કર્યાં, અને થોડીવારમાં તેનો વીર આત્મા ઊડી ગ । ઊંડી નિરાશા અને શોકમાં ડૂબેલી ગુરદયાએ બહાદુર બેહરામ માટે કિંમતી જનાજો તૈયાર કરાવ્યો રાજવીની અદાથી તેના દેહને કિનખાબમાં લપેટી, ચિરનિદ્રામાં પોઢેલ ભાઈની શાનદાર અંતિમ ક્રિયા કરી પોતે

શોકમગ્ન બની.

એહરામ ચૌમીનાના મૃત્યુ પછી તરત જ ચિનાઈ તુર્કસ્તાનના ખાને ખાસ દૂત મોકલી ગુરદયાના હાથની માગણી કરી, લગ્નની વિનતી કરી ગુરદયાએ ચિનાઈ ખાનને ઉત્તર મોકલ્યો કે આવી માગણી કરવાનની છે ભાઈના દેહાંતને પૂરા ચાર માસ વીત્યે જ હું વિચારી શકીશ આ બહાદુર નારીએ હાથ્યા સરદારોની સલાહકાર મંડળીને બોલાવ્યું અને તેઓને કહ્યું 'આ ચિનાઈખાન તો મારા ભાઈના મૃત્યુની રાહ જોતા હતા. આપણે આ ઉત્તર–પૂર્વ પ્રદેશમાંથી પશ્ચિમ તરફ પાર્સમાં ઉતરી જવું જોઈએ. સૌએ ગુરદયાની યોજનાને સમંતિ આપી પછી ગુરદયાએ પોતાની લશ્કરી તાકાત તપાસી એક સુભટ દશને પહોંચી વળે એવા બાર્મો ચુનંદા સૈનિકોને તૈયાર કરી, પોતે ભાઈનું બખ્તર પહેરી તેના અશ્વ પર સ્વાર થઈ સૈન્ય સમક્ષ આવી, અને આદેશ આપ્યો: "હજી પણ જેને અહીં રહેવું હોય, મારામાં વિશ્વાસ ન હોય તે અહીં ખુશીથી રહી જાય" સૌએ તલવાર ખેંચી એકી સાથે ગુરદયાના શબ્દને આધીન મૃત્યુ પર્યંત વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લીધી, અને આખી ફોજ નક્કી કરેલ માર્ગે પવન વેગે ઉપડી ગઈ

દ્રોહીઓએ આ વાત ચિનાઈખાનને પહોંચાડી. ક્રોધે ભરાયેલ તુર્કરાજે પોતના–મુખ્ય સરદારને ૭ હજાર તુર્ક સૈનિકો સાથે ગુરદયાની પાછળ તરત જ રવાના કર્યો સરદારને સૂચન હતું કે ઈરાનીઓ સામનો કરે તો જ લડાઈ આપવી. શત્રુતા દાખવવી નહિ. માત્ર ગુરદયાને હાથ કરવાની જ નેમ હતી ચાર દિવસમાં તુર્ક લશ્કર ગુરદયાની ફોજને પહોંચી ગયું તાર્તાર સરદાર બખ્તરમાં સજ્જ વીરનારીને ઓળખી શક્યો નહિ તેણે પૂછ્યું, 'ગુરદયા ક્યાં છે ?" અશ્વરૂઢ ઈરાની સરદારે હિંમતપૂર્વક કહ્યું, 'ગુરદયા હું છું !" સરદાર અચંબો પામી ગયો, બૂનકાળમાં સફેદમહની સિંહણ ગુરદફરીદ પુરુષવેશે અશ્વરૂઢ થઈને વીર સોહરાબને પડકાર કરતી ઊભી હતી, તે યાદ આવી ગઈ ખોવાઈ ગયેલા તાર્તાર સરદારે સ્વસ્થતા ધારણ કરી ખાનનો સંદેશો ગુરદયાને આપ્યો જેમાં હતું કે ગુરદયા ખાનની બેગમ થવા કબૂલ ન

થાય તો તેને કેદ કરી ચિનાઈ તુર્કસ્તાન લઈ જવી ખાનના આવા અભિમાન પૂર્ણ પયગામની ગુરદયા પર અવળી અસર થઈ. તેણે પડકાર કરી ઘોડાને એડી મારી, અને પોતાના સૈનિકોને તુર્કો પર તૂટી પડતા હુકમ છોડ્યો ભારે યુદ્ધ મચ્યું, અસંખ્ય તાર્તારો સાથે સરદાર પણ મરાયો ઈરાનીઓ પણ મોટી સંખ્યામાં કામ આવ્યા હારી ગયેલા તુર્ક સૈન્યના બચી ગયા તે ખાનને સમાચાર પહોંચાડવા સ્વદેશ ગયા. ઈરાનીઓ વિજયી થયા તુર્કો ઉપરના ઈરાની વિજયના આ સમાચાર તરત જ ગુરદયાએ ફાર્સમાં શાહ ખુશરૂ પરવીઝને મોકલ્યા

દરમિયાન ખુશરૂ પરવીઝનો મામો ગુસ્તાહમ જેણે હુર્મઝ્દનું ખૂન કર્યું હતું અને જે એહરામ ચૌમીનાનો શાગિર્દ હતો તે ગુરદયાને આશ્રયે આવ્યો ગુસ્તાહમને ડર હતો કે ખુશરૂ શાહ તેને દ્રોહી ગણી દંડ દેશે. એને આશા હતી કે એહરામના અનુયાયી તરીકે તેની બહેન તેને રક્ષણ આપશે ગુરદયાના સરદારોમાંથી કોઈએ ગુસ્તાહમની વકીલાત કરી અને તેને આ સૈન્યમાં આશ્રય મળ્યો થોડા સમયમાં તે ગુરદયાનો માનીતો થઈ પડ્યો આ વીર નારી એ ન સમજી શકી ગુસ્તાહમનો મૂળ આશય તો, ગુરદયાની લશ્કરી તાકાતના બળે ખુશરૂનું પતન કરવું અને એ બહાદુર સ્ત્રી સાથે પોતે લગ્ન કરવું, એ હતો

શાહ ખુશરૂના ચકો પણ ગનિમાન હતા. એક રાત્રે ગુસ્તાહમનું ખૂન થયું શાહ ખુશરૂ પરવીઝે ખાસ દૂત મોકલી ગુરદયા પાસે પોતાની શહેનશાહ તુ બનવાની માગણી મૂકી ગુરદયાએ તરત જ આ માગણીને સ્વીકારી લીધી અને ખુશરૂ સમક્ષ હાજર થઈ પોતાનું શૌર્ય અને સૌન્દર્ય શાહેઈગાનને ચરણે ધર્યાં. ખુશરૂ પરવીઝ પણ ગુરદયાની ઈરાની તખ્ત પ્રત્યેની વફાદારી અને માતૃભૂમિની ભક્તિ યાદ કરી પ્રસન્ન થઈ એ વીર રમણી પ્રતિ પોતાનો પ્રેમ વધરતો રહ્યો. આ રીતે આ વીરનારી ગુરદયા ઈરાની મહા રાજ્યની મહારાણી બની

ખુશરૂએ આ રાણીની દક્ષતા જોઈ તેને આખા રાજ મહાલયની સર્વાધિકારિણી બનાવી, અને

એ પદ ગુરદયાએ દીપાવ્યું. આ સમયે રાઇનગરના હાકો તેના હાકેમના જુલ્મથી કંટાળી ગયા હતા. રાણી ગુરદયાને એ શહેર પ્રત્યે મમતા હતી, તેથી તેને પોતાની જાગીર તરીકે આપવા શાહ સમક્ષ અર્જ કરી શાહના હાકેમે કબૂલ રાખી અને શાહની મંજૂરી મળતાં રાઇ ગુરદયાની દેખરેખ નીચે આવ્યું. પોતાની વહીવટી કુનેહથી રાઇનગર આબાદ બન્યું. લોકોને સુખ શાંતિમય જીવન મળ્યું.

સાતમી સદીની શરૂઆતમાં થઇ ગયેલ ઇરાનની આ વીરનારીએ રાજકાજમાં, રણમેદાનમાં, શિકારગાહમાં, જનાનખાનામાં આગળ પડતો યશસ્વી ભાગ ભજવી રામાયણની કૈકેયી કે મહાભારતની કૃષ્ણા જેમ મહાપુરૂષ સમોવડું પરાક્રમ દાખવ્યું હતું. ગુરદયાના વર્ગમાં મૂકી શકાય તેવી હિન્દુસ્તાનમાં સૈકાઓ બાદ રઝિયા બેગમ, સુલ્તાના ચાંદ, નૂરજહાં, રાણી દુર્ગાવતી અને ઝાંસીની લક્ષ્મીબાઇ થયાં

*

# ‘संमीलने नयनयोर्न हि किञ्चिदास्ति’

એક વખત કોઈ એક ચોર ભોજરાજાના શયનગૃહમાં ચોરી કરવા સંતાયો મધરાત થઈ એટલે ભોજ એચિંતો જાગ્યો અને આમતેમ આંખ મારતો બોલ્યો.

‘चेतोहरा युवतय सुहृदोऽनुकूला सद्बान्धवाः प्रणयगर्भगिरश्च भृत्याः । वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरंगा ॥

ચિત્તનું હરણ કરે તેવી પ્રિયાઓ છે, અનુકૂળ મિત્રો છે, સ્નેહયુક્ત ભાઇભાંડુ છે, પ્રેમાળ વચનો બોલનાર આજ્ઞાપરાયણ નોકરચાકર છે, દ્વારે હાથીઓ ઝૂલી રહ્યા છે ને અશ્વો હણહણી રહ્યા છે.’

આ ત્રણ લીટીઓ ભોજ વારંવાર બોલ્યો, પણ ક્યાંય સુધી તે ચોથી લીટી બોલ્યો નહિ એટલે પેલા ચોરે કહ્યુ

‘संमीलने नयनयोर्न हि किञ्चिदस्ति ।

આંખ મિચાશે ત્યારે આમાંનું કાંઇ નહિ હોય’

આવી આબાદ પાદપૂર્તિ સાંભળી ભોજ આનંદ પામ્યો પણ તે બોલનાર કોણ હશે તે તેને સમજાયું નહિ. તેથી આશ્ચર્યચકિત થઇ તેણે કહ્યું : ‘હે મહાપુરુષ, તમારી પ્રાસાદિક પાદપૂર્તિથી હું ઘણો ખુશ થયો છુ અને તમારા એ ચરણ આગળ મારાં ત્રણ ચરણ કંઈ જ વિસાતમાં નથી. પણ તમે કોણ છો અને અત્યારે અહીં શા માટે આવ્યા છો તે કહો’

એટલે પેલા ચોરે કહ્યું. ‘હે રાજન્, પહેલા મને અભયવચન આપો. પછી હું મારી બધી હકીકત તમને કહું’

ભોજે તેને અભયવચન આપ્યું ચોરે કહ્યુ : ‘હે દેવ, હું એક ગરીબ બ્રાહ્મણ છું અને મહાવ્યસની છુ. જુગારમાં હું મારું બધું ધન ગુમાવી બેઠો છુ તેથી ચોરી કરવાના ઇરાદાથી અહીં આવ્યો છું. હું જાણું છું કે,

‘अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति । प्राप्ते एकादशे वर्षे समूलं च विनश्यति ॥

અન્યાયથી મેળવેલું ધન દશ વર્ષ સુધી ટકે છે પણ અગિયાર વર્ષે તે સમૂળગું નાશ પામે છે.’

છતાં દુઃખના માર્યો આ અધમ માર્ગ મારે લેવો પડ્યો છે.

ભોજે તેની સત્યનિષ્ઠા અને વિદ્વત્તાથી પ્રસન્ન થઇ તેને ક્ષમા આપી અને ઉપરથી એક લાખ મહોર ભેટ આપી.

# ચરણરજ

ગિરિજાશંકર કે. વ્યાસ

સૌરાષ્ટ્ર તો મહાત્મા ગાંધીજી જેવા પુણ્યશાળી પાવન અને પ્રસિદ્ધ સંત મહાપુરુષોનો પુનિત પ્રદેશ. અહિ સામાન્ય ગણાતો એવો માનવી પણ સાચો "વૈષ્ણવજન" જેમ જ જીવનભર જીવી ગયો છે! જીવન માંગલ્ય અને માનવ–પ્રજા હિતના કાર્યમાં તે કુશળતાથી વર્તી રહ્યો છે એવા એક માનવીની આ કથા છે.

તે વખતે સૌરાષ્ટ્ર "કાઠીઆવાડ" તરીકે ઓળખાતું. નાના મોટા અહિ તાલુકા રજવાડા અને રાજ્યો હતા. એવા એક નાના રજવાડાના દરબાર પોતાના રાજ્યના એક ગામનું નિરીક્ષણ કરવા ગયા. સાથે તેમના કામદાર પણ હતા. કામદાર સીધો સાદો પ્રભુમય ભાવનાવાળો બ્રાહ્મણ હતો. લોકોના હિતની તે કાળજી રાખતો.

ગામના લોકો દરબારને મળ્યા. સુખદુઃખની વાતો થઈ. તેમાં એક વાત એ હતી કે "ગામમાં મંદિર નથી, તો દરબાર બંધાવી આપે." દરબાર ભોળા અને ઉદાર હતા. તેમણે કામદારની સલાહ લઈ લોકોની ઈચ્છા પ્રમાણે ગામને પાદર શિવમંદિર બંધાવી આપ્યું.

શિવાલય બંધાવી આપ્યા પછી દરબારે વિચાર કરી કાયમને માટે ત્યાં પૂજાપાઠ તથા આરતી ધ્યાન થયા કરે, તે માટે રાજ્ય તરફથી એક બ્રાહ્મણ પૂજારી પણ નીમ્યો.

થોડા સમય પછી તાલુકદાર પાસે તે ગામના અગ્રણીઓ આવ્યા અને દરબારને વિનંતિ કરતાં જણાવ્યું. "બાપુ! શિવમંદિર થયું અને પૂજારીની નિમણૂક થતાં રોજેરોજ પૂજાપાઠ તથા આરતી પણ થતા રહે છે. પણ બાપુ! આ બધું કાયમ નભે એવું કાંઈક કરો તો ઠીક!"

દરબાર સમજુ, વિવેકી, અને દીર્ઘદૃષ્ટિવાળા હતા. તેણે પછી દરબારી માલિકીની એક સરસ ઉપજ મળે, તેવી વાડી શિવમંદિરને અર્પણ કરી! કરનાર ને તે અંગે દાનપત્ર તૈયાર કરાવ્યું! અને રાજ્યની માલિકી તે વાડી ઉપરથી રદ્દ કરી તે વાડી તે ગામના શિવમંદિરના આધિપત્ય નીચે મૂકી. રાજના દફતરમાં પણ તે પ્રમાણે નોંધ કરાવી. એટલું જ નહિ પણ ભવિષ્યમાં તે વાડી અંગે કોઈ ટંટો ફરીઆદ કે તકરાર–વાંધો ન આવે, તે માટે તેમણે રાજપુરોહિતને બોલાવી, પ્રતિજ્ઞા કરી તે વાડી તે ગામના શિવમંદિરને અર્પણ કરી! આ અંગેનો પણ દરબારે એક કરારપત્ર લખાવી, ગામદરબારના દફતરે નોંધ કરાવી રાખ્યો.

આ વાતને વર્ષો વહી ગયા! પેલા તાલુકદાર પણ સ્વર્ગવાસ પામ્યા. તે પછી તો પેઢી દર પેઢી દરબારો આવ્યા. તેમાં એક જુવાન દરબાર પછી રાજગાદી ઉપર આવ્યો.

આ નવો જુવાન દરબાર થોડો આધુનિક હતો. તે ભણેલો હતો, અને તેણે શહેરની કૉલેજમાંથી અર્થતંત્રનું જ્ઞાન મેળવ્યું હતું. રાજગાદી ઉપર આવ્યા પછી તે નવા જુવાન દરબારે, ધીમે ધીમે રાજની પેદાશ વધે, તે માટે વિવિધ ઉપાયો સૂચવવા માંડ્યા.

આ વખતે જે કારભારી હતા, તે આ નવા રાજાના પિતાના સમયથી કામ કરતા હતા. એટલે તે પૂરા અનુભવી વૃદ્ધ અને રાજના હિતનું ધ્યાન આપનારા હતા. નવા દરબારને, તેના પિતા મૃત્યુ પામ્યા તે વખતે, કહેતા ગયા હતા, 'તું આ કામદારને પૂછીને રાજ કરજે. અને બીજું એ કે એ કામદારને તું ગમે તે ખરચતો હો તો પણ તારે છંછેડતા ન કરતા એને જરૂર પડયે પૂછી વિચારી રાજ કરજે."

નવા દરબારને નવા વિચાર હતા. છતાં પોતાના પિતાને પોતે એ સમયે, તેમની ઈચ્છા મુજબ

પોતે પાલન કરશે એમ કહેવું પડ્યું હતું. અને તેથી તેણે એ વૃદ્ધ કારભારીને ચાલુ રાખ્યા હતા કારભારી પણ ઘણા સમજુ હતા તેમણે નવા રાજવીને પણ તેમની જે તે ઇચ્છા પ્રમાણે રાજ કરવા દીધું, સિવાય કે જ્યાં પ્રજાના હિતમા કે રાજનાં હિતમાં કાંઇ નુકસાન થવાનું હોય, તો તે વખતે કારભારી યોગ્ય કરવા સલાહ સૂચના આપતા

આ પ્રમાણે નવો રાજવી રાજ ચલાવતો હતો હવે થવા કાળ તે આ નવા દરબાર પેલા શિવમંદિરવાળા ગામે એકવાર આવ્યો આ વખતે કારભારી તથા અન્ય અધિકારી નોકર વર્ગ સાથે હતો ત્યા તેણે મુકામ રાખ્યો શિવમંદિરના વ્યવસ્થા જોઇ તેની વ્યવસ્થા માટે જે વાડી તેના પૂર્વજ દરબારે આપી હતી તે પણ જોઈ અને દરબારને ઘડીભર વિચાર થઇ આવ્યો તે તો ત્યાં જ વિચાર કરી રહ્યો "આ વાડીની જમીન અતિશય ફળદ્રુપ છે અહિ વળી કૂવા કોશ તથા અન્ય સાધન સંપત્તિ પણ સારી છે આ એક જ વાડીની ઉપજ એક તરફ અને બાકીના તમામે તમામ ખેડતો ।- એટલે કે આખા ગામની ઉપજ બીજી તરફ જો મુકાબલામા રાખીએ તો વાડીની ઉપજ વધી જાય ! આવી અમૂલ્ય અને મહાન ફળદ્રુપ જમીન-સંપત્તિવાળી વાડી એક મંદિરને કેમ આપી દેવાય ? બહુ બહુ તો પૂજા પાઠનો ખર્ચ જે થાય તે રાજ આપે અથવા તો ગામ સમસ્ત સમૂહ રીતે ઉઘરાવી આપે !' નવા રાજવને આ વિચાર ઘોળાવા જ લાગ્યા !

રાજવી તો પછી પોતાની રાજધાનીમા આવ્યો રાજવીના વિચાર તો બીજા કોઇ ન કળી શકયા પણ વૃદ્ધ કારભારી જાણી ગયા !

તે ગામમાંથી નીકળ્યા પછી તે ઠેઠ રાજધાનીમા આવ્યા ત્યાં સુધી જુવાન રાજવીએ એક શબ્દ પણ કહ્યો ન હતો તેનું ન કહેવાનું કારણ એકે આ વિચાર હમણાં કારભારીને જણાવું કે પછી ? અને એથી જ કાંઇપણ બોલ્યા વિના રાજવી પોતાની રાજધાની સુધી આવી પહોંચ્યો

પરન્તુ રાજવીને તે વિચાર કહેવાની જરૂર ન જ પડી વૃદ્ધ કારભારીએ વિચાર કરી, જેવો રાજવી પોતાના ઘોડાં ઉપરથી નીચે ઊતરી, રાજમહેલમાં પગ મૂકે છે, ત્યાં તો કારભારી પ્રણામ કરતો, તેની પાસે આવી પહોંચ્યો તેણે નમ્રતાપૂર્વક વિનંતી કરી. "આપના બૂટને મારા આ ખેસથી સાફ કરવા દો"

રાજવીને તો આ વૃદ્ધ કારભારી તેના ખેસ વડે પોતાનાં બુટ-પગરખાં સાફ કરવાનું કહે તે જાણી નવાઇ લાગી તેનો આશ્ચર્ય પામતો બોલ્યો :

"કેમ ? કારભારી સાહેબ ! તમે શું પૂછો છો ?'

'જી, નામદાર ! હું એક જ અરજ ગુજારૂં છું"

"પણ, આવી તે કાંઇ અરજ હોય ?"

"જી મારી એવી ઇચ્છા થઈ છે" કારભારીએ કહ્યું

"આવી તે ગાંડી ઇચ્છા કેમ થઈ ?'

"જી, મને થયું કે આપના બૂટની રજ-આપના ચરણની રજ હું મારા ખેસમા સંગ્રહ કરી લઉં !'

"પણ મારા ચરણની રજને તમારા ખેસમાં રાખવાનું કારણ ખરૂં ? મને કાંઇક સમજાવશો ?',

"જી, હું તો વૃદ્ધ છું, અને મે આ રાજની સેવા ખંતપૂર્વક, પ્રમાણિકતાથી અને વિશ્વાસપૂર્વક કરી છે, તેથી જ મને હવે લાગ્યું કે આપના ચરણની-બૂટની રજ હું ખેસમાં લઇ લઉં !"

"પણ બૂટ જો ધૂળવાળા થયા હોય તો બીજું કયાં કોઇ હાજર નથી ? તે તમે જાતે એવી તસ્દી લઇ તમારા ખેસ વડે, સ્વચ્છ ખેસીને એ ધૂળ ખંખેરો ?'

"પણ બાપુ ! આપ કહો છો તે વ્યાજબી છે. હું તો એમ ઇચ્છું કે આપનું અને રાજનું હિત રહે કલ્યાણ થાય, જગત રહે, તે માટે જ મારે જીવનના અંત સુધી કરવું રહ્યું !'

કારભારીની આ વાત સાંભળી રાજવી ઘડીભર પાછો શાંતિથી એક બાજુ ઊભો રહ્યો ત્યારે તેણે કારભારીને બોલાવી, તે શું કહેવા માગે છે, તે સ્પષ્ટતાપૂર્વક કહેવા જણાવ્યું

રાજા બીજા અન્ય માણસોથી થોડે દૂર એકનો ઊભો, અને ત્યાં તેણે કારભારીને બોલાવ્યો, જેથી કારભારી રાજી થયો. હવે તે સાચી હકિકત કહેવા માગતો હતો ત્યાં તો રાજવીએ જ તેને તે વાત કહેવા જણાવ્યું તેથી કારભારી નમ્રતાપૂર્વક બોલ્યો "જી, નામદાર! મને એમ લાગ્યું કે આપણે તે શિવમંદિર વાળા ગામે ગયા હતા ત્યાં તે મંદિરની વ્યવસ્થા જોઈ, તે માટે રાજ તરફથી અપાયેલ વાડી, તેની જમીન, તેની સંપત્તિ–સંપત્તિ તથા ઉપજ પણ જાણી ત્યાર-થી મારા મનમાં દહેશત રહે છે કે આપ નામદારને તે વાડી પાછી રાજહસ્તક લઈ લેવી ."

"હા હા ખરેખર, કારભારીજી! મને એવો જ વિચાર થયો હતો, અને હજુ પણ છે હું તે માટે તમને જ પછી પૂછવાનો હતો ત્યાં તમે આમ જાણી લીધું તેથી તો તમારી આવી વૃદ્ધ વયે પણ ચપળતાભરી બુદ્ધિચાતુર્યતા જોઈ હું ઘણો જ રાજી થાઉં છું ખરેખર પૂરા તો કારભારી તમારા જેવા જ જોઈએ" રાજવીએ વચ્ચે જ કહ્યું,

"આપની એ પ્રશંસા બદલ અત્યંત આભારી છું પણ મારી વિનંતી જુદી જ છે"

"જુદી છે?" આશ્ચર્ય પામતાં રાજવીએ પૂછ્યું

"જી હા નામદાર! મારી તો નમ્ર વિનંતી છે કે આપના એ વિચારમાં સહેજ પણ આ રાજ માટે, આ રાજ્યના પૂર્વજો માટે, તથા આ રાજ્યની પ્રજા માટે, કોઈ હિતકારી અર્થ સમાતો નથી" કારભારીએ તરતના ફેરવી કહ્યું

"શું કહો છો? કેવી રીતે?"

"આપ તો જાણો છો કે આ શિવમંદિર આપના પૂર્વજે લોકોની અરજ ઉપરથી લોકોનાં હિત ખાતર બંધાવ્યું. વળી તેમણે જ લોકોની ઈચ્છા અનુ-સાર એ શિવમંદિરની કાયમી વ્યવસ્થા જળવાઈ રહે, તે માટે આ વાડી દાનમાં આપી! આ રાજના એક રાજવીએ રાજની પ્રજાની ઇચ્છા મુજબ, પ્રજાના હિત ખાતર, આ વાડી પ્રતિજ્ઞા ઉપર દાનમાં આપી છે! તે રાજવીએ એ માટે પવિત્ર કરાર કરેલ છે દાનપત્ર લખી આપેલ છે! તેની નોંધ આપણા રાજના દફતરે પણ છે સહુ પ્રજાજનો તથા અન્ય રાજવીઓ કે તેમના લોકોને પણ આ વાતની સારી એવી જાણ પણ છે! ત્યારે એ જ રાજમાં, અને એવા પ્રતાપી પૂર્વજના, આપ વંશજ છો, ત્યારે આ પ્રતિજ્ઞા કરાર તોડો એ કેટલું અન્યાયી અને અયોગ્ય ગણાય? આપનાં મનમાં એ વિચાર વ્યાપ્યો હતો, ત્યારથી મેં અનુમાન કર્યું કે નક્કી આપ નામદાર અહિં આવ્યા પછી, એ અંગે હુકમ આપશો. આપ એવો અન્યાયી હુકમ આપો તે પહેલાં મને થયું કે એ પવિત્ર ભૂમિની જેને આપના પૂર્વજે પ્રજાના હિત ખાતર, અને પ્રજાની ઈચ્છા મુજબ, દાનપત્ર આપી પવિત્ર કરાર કરેલ છે તે ભૂમિની–જગ્યાએટલી પણ રજ આપના ખૂણમાં, ત્યાં આપ ચાલતા હતા તેથી, રહી હોય, અને આપ એવો અન્યાયી હુકમ કરો, તો પછી એ પવિત્ર ભૂમિની પણ મહત્તા ન જ રહે! તેથી જ હું એ ચરણરજ મારા ખેસમાં લઈ લેવા વિનંતી કરું છું!"

આટલું કહી વૃદ્ધ કારભારી હાથ જોડી ઊભો રહ્યો.

રાજવીને પણ આ સ્પષ્ટતા–અને ખરેખર સાચા હૃદયના ભાવથી કહેલી એ વાત–જાણી પોતે જે વિચાર કર્યો હતો, તે તેણે તરત જ નષ્ટ કર્યો! એટલું જ નહિ, પણ તેણે કારભારીને ભેટી પડી કહ્યું "ધન્ય ધન્ય કારભારી! તમે મને ખરે ટાણે, ખરો ઉપદેશ આપ્યો છે! મારા પૂર્વજે જે પવિત્ર કરાર કરી, દાનપત્ર લખી આપી, રાજની મહત્તા કરી છે–અને તે પણ પ્રજાની ઈચ્છા મુજબ, અને સમસ્ત પ્રજાના હિત ખાતર–ત્યારે મારે એમાં કોઈ નાજમીલ હેતુ વચ્ચે લાવવો જ ન જોઈએ જે પ્રતિજ્ઞાપૂર્વકના કરાર થયેલ છે, તેની પવિત્રતા પરિપૂર્ણ રીતે પળાય તેમજ અવશ્ય મારે કરવું જોઈએ! કરાર તે કરાર! એમાં જરાપણ ફેરફાર ન જ થવો જોઈએ!"

કારભારી તો આ સાંભળી રાજી રાજી થઈ ગયો!

*

# સાક્ષી બન્યા બિહારી

કનૈયાલાલ વ્રજલાલ વાધાણી

વૃન્દાવન પાસે એક ધર્મનિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો. બ્રાહ્મણને બિહારીજી ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. આ શ્રદ્ધાળુ જીવ સીધો સાદો સરળ બ્રાહ્મણ હતો.

આ બ્રાહ્મણના ઘરના જીવો બધા એક પછી એક કાળના તેમને શરણે થયા હતા. ઘરમાં બાપડો એકાકી જીવ રહેતો હતો.

આ બ્રાહ્મણે પોતાનું ઘર ગીરો મૂકી એક વેપારી પાસેથી પાંચસો રૂપિયા ઉછીના લીધા હતા.

માગી ભીખી એ બ્રાહ્મણે થોડા પૈસા ભેગા કર્યા અને લેણદારને ભર્યા. આમ ધીરે ધીરે એ બ્રાહ્મણ પોતાનું દેવું ભરપાઈ કરતો હતો.

બ્રાહ્મણ તો વિશ્વાસુ જીવ હતો એટલે લેણદારને વિશ્વાસે રૂપિયા આપતો હતો.

લેણાની રકમ પૂરી ભરી દીધા પછી એ બ્રાહ્મણે લેણદાર પાસેથી ઘરના ખત માગ્યા.

"જબરો લાગે છે? લેણાની રકમ આપ્યા વગર ખત માગતા શરમાતો નથી? ગરીબ બ્રાહ્મણ જાણી તને ખરે વખતે રૂપિયા આપ્યા હતા તેનો આ બદલો? ઉલટો ચોર કોટવાળને દંડે એવી વાત કરતાં લાજતો નથી?" લેણદાર વેપારી ગાજી ઊઠયો.

"શેઠજી! મેં ભરોસે રૂપિયા આપ્યા. તમે કહ્યું બધા ભરપાઈ થાય પછી ખત આપીશ, એટલે મેં ભરોસે પહોંચ પણ ન માગી."

"આમને ગળે પડતાં તને આવડે છે? તને આવો હરામખોર નહોતો ધાર્યો." શેઠ બ્રાહ્મણને ગળે પડયા અને કહ્યું.

આ ગરીબ બ્રાહ્મણનું સાચું પણ કોણ માને? ગામના લોકો શેઠની વાત સાચી માનવા લાગ્યા.

બ્રાહ્મણ બાપડો દુઃખી થયો એની આંખોમાંથી આંસુડા ટપકવા લાગ્યા.

"મારા બિહારી તારો ભરોસો છે."

શેઠે બ્રાહ્મણ સામે દાવો માંડયો. બ્રાહ્મણ તો બિહારીજીના મંદિરમાં બેઠો હતો ત્યાં ચપરાસી સમન્સ લઈને આવ્યો."

બ્રાહ્મણ બીચારો ચોધાર આંસુએ રડવા લાગ્યો. "ભાઈ મેં માગી ભીખી પૈસા ભર્યા હવે ઈ નામક્કર જાય છે."

ચપરાસીને દયા આવી અને પૂછ્યું.

"ભાઈ! તારો કોઈ સાક્ષી ખરો!"

"ભાઈ! મારો સાક્ષી બિહારી, બીજો કોણ?"

ચપરાસી સમજ્યો કે બિહારી નામનો કોઈ માણસ હશે. ચપરાસીને બ્રાહ્મણ ઉપર દયા આવી. તેણે જેમ તેમ કરી બિહારી ઉપર સાક્ષી સમન્સ કઢાવ્યો.

ચપરાસી સાક્ષી સમન્સ લઈને બિહારીજીના મંદિરે આવ્યો અને બ્રાહ્મણદેવને કહ્યું "ભાઈ! બિહારી કયાં રહે છે? સરનામું આપો તો એને સમન્સ પહોંચાડું."

"ભાઈ! અહિં મંદિરને બારણે ચોડી દઈ જજે એનું કયાંઈ નિશ્ચિત ઠેકાણું નથી."

ચપરાસીએ મંદિરના બારણે સમન્સ ચોડી દીધો.

બીજે દિવસે દાવાની મુદત હતી. એ બ્રાહ્મણ બિહારીજીના ચરણે આંસુડા પાડી કરગરી રહ્યો હતો.

"દેવ બિહારી! મારી આવી ભૂંડી હાલત? મારી સાચી વાત મારી જાય છે. પ્રભુ દયા કર, દયા કર. તારા ભરોસે છું"

બ્રાહ્મણ બિહારીજી પાસે આખી રાત રડતો પડી રહ્યો: "આમ ને આમ એ બ્રાહ્મણને ઝોકું આવી ગયું. સ્વપ્નામાં તેને કોઈ કહી રહ્યું હતું. ' જરા પણ ગભરા નહિં સાચને આંચ નહિં આવે.

[અનુ૦ પૃ૪ ૩૩૭

## સાહિત્યદર્શન–ભારતીય

પ્રકાશક સરદાર પટેલ યુનિવર્સિટી,
વલ્લભવિદ્યાનગર પાનાં ૭૨૦ કિંમત રૂા ૨૦

જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીમાં, માનવ વિદ્યાશાખા વિભાગમાં આ સાતમું પ્રકાશન છે હરિઃૐ આશ્રમ નડિયાદના પૂ. મોટાએ વિસ્તૃત યોજનાદાનથી જ્ઞાનગંગોત્રી શ્રેણીનો આરંભ કર્યો છે આ અગાઉ છ પુસ્તકો નીચે પ્રમાણે પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે (૧) બ્રહ્માંડદર્શન (૨) પૃથ્વીદર્શન (૩) સ્વાસ્થ્યદર્શન (૪) રસાયણ દર્શન (૫) સ્વરાજ્ય દર્શન (૬) ગણિતદર્શન હવે આ જ શ્રેણીમાં સાતમા ગ્રંથરૂપે સાહિત્યદર્શન (ભારતીય) પ્રાપ્ત થાય છે આ પુસ્તકોના સંપાદક, સંયોજક, તંત્રીમંડળ અને પરામર્શકો તરીકે ગુજરાતના એંશીથી ત્રણ ઉપર પ્રથમ પંક્તિના સાક્ષરો–વિદ્વાનો–પ્રાધ્યાપકો–વૈજ્ઞાનિકો–સંશોધકોનો સમાવેશ થયો છે તેથી આ શ્રેણીનું દરેક પુસ્તક એક દુર્લભ, પ્રમાણિત ગ્રંથ બની રહે છે

પ્રસ્તુત પુસ્તકમાં ભારતની મુખ્ય ૧૩ ભાષાના સાહિત્યને આવરી લેવાનો પ્રયાસ થયો છે, જેની રૂપરેખા નીચે પ્રમાણે છે

પ્રવેશક. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
ભારતીય સાહિત્ય : શ્રી સુનીતિકુમાર ચેટરજી
હિંદી સાહિત્ય : શ્રી રઘુવીર ચૌધરી
ઉર્દૂ સાહિત્ય શ્રી વારિસહુસેન અલવી
બંગાળી, આસામિયા, ઓરિયા. ભોળાભાઈ પટેલ
મરાઠી સાહિત્ય શ્રી યશવંત દોશી
પંજાબી, કશ્મીર, સિંધી શ્રી હરીન્દ્ર દવે
કન્નડ તેલુગુ તમિળ, મલયાલમ : શ્રી નિપિન ઝવેરી
ભારતીય અંગ્રેજી શ્રી સરયૂ જગમોહન

પુસ્તકની શરૂઆતમાં જ ભારતના નકશામાં આર્યભાષાભાષી તથા અનાર્ય ભાષાભાષી પ્રદેશો, ભારતની સોળ લિપિના નમૂના, અને બાર શ્રેષ્ઠ સાહિત્યસર્જકોની છબી આપ્યા બાદ સાહિત્ય પરિચય શરૂ થાય છે

જે વિશાળ ફલકને આવરી લેવાનો આ પુસ્તકમાં પ્રયાસ થયો છે તે એટલું વિરાટ છે કે એકાદ ગ્રંથમાં તેને પૂરતો ન્યાય આપી શકાય નહી. છતાં જે જે ભાષાના સાહિત્યનો પરિચય અહીં કરાવવામાં આવ્યો છે તે ટૂંકો અને મુદ્દાસર હોવા છતાં દરેક ભાષાને પૂરતો ન્યાય આપે છે અને જે તે ભાષાના અત્યારસુધીમાં થઈ ગએલા મુખ્ય લેખકો, કવિઓ, વિદ્વાનો, વિવેચકો, ફિલસૂફોને આવરી લે છે એટલું જ નહીં પણ મૂળ ભાષાની ખૂબીઓ માણવી સરળ બને તે રીતે ગદ્ય તેમજ પદ્યના ઉત્કૃષ્ટ નમૂના વીણી-વીણીને મૂકવામાં આવ્યા છે જેથી દરેક લેખક કવિની મહત્તા શાને આભારી છે તે વાચક જાણી શકે છે અને પર–પ્રાંતિય ભાષાનો આસ્વાદ માતૃભાષામાં માણી શકે છે પુસ્તકમાં પાને પાને ફોટાઓ તેમજ ચિત્રો આપીને સાહિત્યિક કવિત્વને ચોટદાર બનાવવાનો યશ સંપાદકોને ફાળે જાય છે, કેમ કે બંગાળી, તમિળ, તેલુગુ, મરાઠી સાહિત્યકારોના નામ સાથે તેમના ફોટા હોય તો જે નિકટતા અને અનુભૂતિ વાચક અનુભવી શકે છે તે માત્ર ગદ્યાત્મક લખાણના શુષ્ક વાચનથી ભાગ્યે જ માણી શકે "ભારતીય સાહિત્ય" નામના ઉપોદ્ઘાત જેવડા માળખામાં શ્રી સુનીતિકુમાર ચેટરજીએ ભારતની ભાષાઓના ઉદ્ગમ, પ્રેરણા અને વિકાસની ઝાંખી સંક્ષેપમાં કરાવી, ત્રણ હજાર વર્ષના ઇતિહાસને તાજો કર્યો છે. પ્રવેશકમાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આ ગ્રંથને "ભારતીય સંસ્કૃતિનું મણિપ્રવાલખચિત એક તોરણ–એક પ્રવેશમંડપ" તરીકે વર્ણવેલ છે "આ ગ્રંથ સાહિત્યના ઇતિહાસનો કે વિવેચનનો નથી. એવો એનો આશય કે વ્યાપ પણ નથી. એનું ધ્યેય અર્વાચીન ભારતીય સાહિત્યની વિવિધ સિદ્ધિઓનો

શિ.

આસ્વાદલક્ષી, લઘુ પણ દિશાસૂચક તથા જિજ્ઞાસાવર્ધક પરિચય આપવાનું છે.. એના પરિચયથી સામાન્ય શિક્ષિત વાચકનું બૌદ્ધિક ક્ષિતિજ સહેજે વિસ્તરશે... આવા ઉપયોગી ગ્રંથની રચનાની ગુજરાતીમાં પહેલ કરી તેનો જશ લેખકોને તેમ સંપાદકો અને સરદાર પટેલ યુનિવર્સિટીને છે જ" આ વિરાટ કાર્યની ધૂરા વહેનારાઓમાં સંપાદક શ્રી ભોગીલાલ ગાંધી તથા સહાયક સંપાદક શ્રી બંસીધર ગાંધી છે જ્યારે આ યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી રમેશ મ્ર મહેતા યોજનાના સંયોજક છે "જ્ઞાન ગંગોત્રી" દ્વારા માનવ વિદ્યાશાખાના ૨૦ અને વિજ્ઞાન વિદ્યાશાખાના ૧૦ એમ કુલ ૩૦ ગ્રંથોની શ્રેણી વિચારવામાં આવી છે

જ્યારે એક બીજી મર્યાદાનો વિચાર કરીએ છીએ ત્યારે ઘડીભર એમ થાય છે કે આવો ભગીરથ પુરુષાર્થ ગુજરાતના સનિષ્ઠ વિદ્વાનોના સહિયારા પ્રયાસ વિના શક્ય બન્યો ન હોત સંપાદકોએ આનો નિર્દેશ કરતાં કહ્યું છે: "શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓના ચયન માટે મૂળભાષાઓનું ઊંડું પરિશીલન આવશ્યક છે. ત્યારે તમિળ, તેલુગુ, કન્નડ, મલયાળમ, પંજાબી, સિંધી અને કાશ્મીરી ઉપરાંત ઓડિયા અને અસમિયા સાહિત્યના જાણકાર ગુજરાતી લેખકો ક્યાં શોધવા? ભોગીભાઈ પટેલ જેવા કોક જ જેમણે આ લખવાનું માથે લીધું કે તરત ઓડિયા, અસમિયા ભાષાઓ પાકી કરી લઈ એના મૂળમાં અવગાહન કરવાનું સાહસ કર્યું."

ભારતના ૧૩ પ્રાંતોમાં સાહિત્ય પ્રવાસ કરનાર વાચક, અભ્યાસી અને વિદ્યાર્થી આ ગ્રંથના વાચન પછી સાચા અર્થમાં ભારતીય પ્રજાજન બની રહેશે— પોતાના પ્રાંતની સંકુચિતતા તેનામાંથી ચાલી જશે. ગુજરાતી સાહિત્યને તો આ ગ્રંથમાંથી બાકાત રાખવામાં આવેલ છે કેમકે તેનો સ્વતંત્ર જુદો ગ્રંથ પ્રકટ થશે ઘેર બેઠા, એક જ પુસ્તકમાં ભારતની ભાષાઓના સાહિત્યનો આવો સુંદર, સંક્ષિપ્ત અને રસપ્રદ ઇતિહાસ મેળવવા માટે ગુજરાતીઓ માટે ધન્ય ઘડી અને ધન્ય ભાગ્ય!

આની પછી આઠમો ગ્રંથ આવે છે વિશ્વ સાહિત્યનો! ભારતદેશમાં પરિભ્રમણ કર્યા પછી આવે છે વિશ્વનો પ્રવાસ! તેને માટે સાબદા રહીએ!

## મહાભારતની કથાઓ

લેખક: શ્રી ધૂમકેતુ: પ્રકાશક:–
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
કિંમત: પાંચે ભાગના રૂા ૧–૦૦

બીજી આવૃત્તિમાં શ્રી ધૂમકેતુની મહાભારત કથાઓ પાંચ ભાગમાં મળે છે. તેનો અનુક્રમ આ પ્રમાણે રહ્યો છે.

ભાગ ૧ (૧) કાયવ્ય પારધી (૨) વિદ્યાની મહત્તા
ભાગ ૨ (૧) સ્યમંતક મણિ (૨) ભીષ્મપ્રતિજ્ઞા (૩) એકલવ્ય
ભાગ ૩ (૧) કુંતીનો ત્યાગ (૨) મહારથી કર્ણ (૩) અશ્વત્થામા
ભાગ ૪ (૧) અર્જુને ધનુની ભૂલ સુધારી (૨) જરાસંધ વધ (૩) ધૂત આવ્યું, વિનાશ આવ્યો.
ભાગ ૫ (૧) દ્રૌપદી વસ્ત્રાહરણ (૨) તપસ્વીઓનો અધિકાર (૩) સાચું કહેનારો કોઈક નીકળ્યો

બાળસાહિત્ય માટે આથી વધુ સારું અને પ્રેરણાદાયી આજે ક્યાંય મળતું નથી ત્યારે આ કથાઓ અત્યંત આનંદદાયક અને ઉપયોગી બની રહે છે. ધૂમકેતુ જેવા સમર્થ ગદ્યસ્વામી જ્યારે આ પ્રસંગો મઢારે ત્યારે તે નવું રૂપ અને તેજ ધારણ કરી ભાવિ પેઢી માટે આદર્શ વાચન બની રહે છે નવા સર્જકો પાસે નવું આપવા જેવું આજે કંઈ રહ્યું નથી ત્યારે જૂના સર્જકો આપણા સંસ્કાર વારસાનું જે મૂલ્યાંકન કરે છે તે ચિરંજીવ બની રહે છે. દરેક શાળામાં, ગ્રંથાલયોમાં, અને ગુજરાતના દરેક ઘરમાં સ્વ ધૂમકેતુની બાલસાહિત્ય શ્રેણી તેમજ લોક સંસ્કાર દીપાવલિ શ્રેણી અવશ્ય હોવી જોઈએ તેનાથી બાળકો માટે ટ્યુશન રાખવાની જરૂર પડતી નથી. આ શ્રેણી એક શિક્ષકની ગરજ સારે છે. તેની લખાવટ, શૈલી, છપાઈ, મુદ્રણ એ જ દૃષ્ટિએ થએલ છે.

*

# ધી જૂનાગઢ ડીસ્ટ્રીક્ટ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેંક લિ: જૂનાગઢ

ટેલીફોન :- મેનેજર, ૨૦૭ – ૨૦૭-એ
એકાઉન્ટન્ટ :- ૨૭૮.

ટેલીગ્રામ : Coopbank
પોસ્ટ બોક્સ નં. ૪

તા. ૨૨-૪-૧૯૫૯ ના રોજ મુંબઈ રાજ્યના સહકારી કાયદા હેઠળ નોંધાયેલ:
મુખ્ય કચેરી : વણઝારી ચોક, જૂનાગઢ.

પ્રમુખ : શ્રી ચિત્તરંજન ર. રાજા,

ઉપ પ્રમુખ : શ્રી ભોજાભાઈ વિરમભાઈ રાઠોડ

| શેર ભંડોળ : | લાખ |
|---|---|
| ૧. અધિકૃત શેરભંડોળ | ૨૦૦.૦૦ |
| ૨. ભરપાઈ થયેલ શેરભંડોળ | ૧૨૮.૩૭ |
| ૩. અનામત ફંડ અને અન્ય ભંડોળ. | ૪૫.૪૨ |
| ૪. કાર્ય ભંડોળ | ૮૭૪.૧૭ |

## : શાખાઓ :

| | | | |
|---|---|---|---|
| ૧. વેરાવળ | ૭. માંગરોળ | ૧૩. બેંસાણ | ૧૯. બાંટવા |
| ૨. માણાવદર | ૮. માળિયા | ૧૪. મેંદરડા | ૨૦. શાપુર. |
| ૩. પોરબંદર | ૯. તાલાળા | ૧૫. ચોરવાડ | ૨૧. ગીરગઢડા |
| ૪. ઉના | ૧૦. વિસાવદર | ૧૬. માધવપુર-ઘેડ | ૨૨. સરદારગઢ |
| ૫. વંથલી. | ૧૧. કુતિયાણા | ૧૭. બીલખા | ૨૩. લાંબુડા |
| ૬. કેશોદ | ૧૨. રાણાવાવ | ૧૮. ગીરગઢડા રોડ-ઉના. | ૨૪. રાણપુર |

- દરેક પ્રકારની થાપણો આકર્ષક વ્યાજના દરે સ્વીકારવામાં આવે છે.
- પંચાયતો, મ્યુનિસિપાલીટી, જુદા જુદા પ્રકારનાં બોર્ડ અને ટ્રસ્ટની બેંકર તરીકે કામ કરે છે.
- દરેક શાખા પર તથા ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યના શહેર ઉપર ચેક, ડ્રાફ્ટ ઇશ્યુ કરવામાં આવે છે.
- ગુજરાત રાજ્યના શહેરો તથા બીજાં સ્થળો ઉપર હુંડી, બીલ વિ. વસુલ કરવાની વ્યવસ્થા કરવામાં આવેલ છે.
- જિલ્લાની સહકારી મંડળીઓ મારફત ખેડૂતોને ખેતીવિષયક કામકાજ માટે ધીરાણ કરવા ઉપરાંત ગૃહ અને નાના ઉદ્યોગોના વિકાસ માટે પગારદાર કર્મચારીઓને તથા નાગરિક બેંકોને પણ નાણાંકીય સગવડ પૂરી પાડવામાં આવે છે.

વધુ વિગત માટે સંપર્ક સાધો.

મનહરલાલ ર. નારેચણીયા
બી. કોમ એલ. એલ. બી.
મેનેજર

## રાજકોટ નગરપાલિકા



નગરપાલિકા વિસ્તારમાં ડેવલપમેન્ટ પ્લાન મંજૂર થઈ આવેલ હોઈ, તેનો અમલ કરવા માટે અધિનિયમો મંજૂર થયા છે, જેથી નગર હદમાં કોઈપણ પ્રકારનું બાંધકામ, ચણતર કે મકાનમાં ફેરફારો કરવા માટે તેની ચોક્કસ જોગવાઈઓ લાગુ પડે છે. આવી જોગવાઈઓ વિરૂદ્ધ કાંઈ પણ ચણતર કરવાનું કૃત્ય ગુનો બને છે અને તે ઉપરાંત આવું ચણતર તુર્ત પાડી નાખવા પાત્ર બને છે. નવા અધિનિયમો હેઠળ અનધિકૃત મકાનો પાડી નાખવા વિશાળ સત્તાઓ નગરપાલિકાને પ્રાપ્ત થઈ છે. આથી જાહેર જનતાને જણાવવાનું કે કોઈપણ હેતુ માટે મકાન ચણતર કરતાં પહેલાં, તેની કાયદેસરની મંજૂરી મેળવવામાં આવે તેમ નહિં થતાં આવું ચણતર વિના વિલંબે દૂર કરવાની નગરપાલિકાને ફરજ પડશે.

તા. ૧૩-૧૦-૭૧

જે. વી. રૂપારેલ<br>
મુખ્ય અધિકારી,<br>
રાજકોટ નગરપાલિકા.

શ્રી. મલ્લિકજી કૃત

અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ.... | ૧–૨૫ |
| ગીતાંજલ એક અધ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

શ્રી. મલ્લિકજી કૃત

અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ.... | ૧–૨૫ |
| ગીતાંજલ એક અધ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા ... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેસકોર્સ રોડ, રાજકોટ



# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય અપતું માસિક : નવેમ્બર : ૧૯૭૧

# વૈષ્ણવજન

વર્ષ : ૧૦ ] નવેમ્બર ૧૯૭૧ [ અંક : ૮

## અનુક્રમણિકા





### સૂચના

**[ ગ્રાહકોને ]**

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

**[ લેખકોને ]**

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

"વૈષ્ણવજન'
૨—રામકૃષ્ણનગર
રાજકોટ—૨



પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ—૨
મુદ્રણ—સ્થાન સ્વરૂપ મુદ્રિકા રેઇસકોર્સ રોડ રાજકોટ

# અમરજ્યોતિ

ગુરુદયાલ મલ્લિક

વર્ષો પહેલાંની વાત છે. એક દિવસ સવારે હું બાગમાં બેઠો હતો. સવાર પડવાને થોડી વાર હતી. હજી રાતનો અંધકાર હતો. કોઇ મસ્તીમાં આવીને ગાતું હતું :

નમું ઉસ બ્રહ્મ કો જો સબ સે મહાન.
પૃથ્વી જિસકી પાદુકા, અંતરિક્ષ શરીર,
સૂરજ-ચાંદ આંખે, ઔર શિર આસમાન.
જ્યોતિ ઉસકી વાણી, દિશા ઉસકે કાન.
પવન ઉસકા પ્રાણ, જો સબ મેં સમાન.

ગાનાર 'જ્યોતિ ઉસકી વાણી' એ પંક્તિખંડને વારંવાર દોહરાવીને ગાતો હતો. એ વખતે કુદરત એનો અર્થ સમજી ગઈ અને અંધાર દૂર થયો. ચારે તરફ પ્રકાશ ફેલાઇ ગયો. અંધારામાં દરેક વસ્તુ હાજર તો હતી જ, પણ તે દેખાતી ન હતી, આ ઝાડ, ફૂલ, પહાડ, નદી, રસ્તો, મકાનો બધું એક વિરાટ કાળા કામળાની નીચે ઢંકાઈ ગયું હતું. પણ જ્યાં પ્રકાશ પથરાયો કે તરત દરેક ચીજ નજરે પડી અને એ દરેકનો એકબીજા સાથે સંબંધ છે એનું જ્ઞાન થયું. આપણે એકબીજાને ઓળખવા માટે ભાષાનો ઉપયોગ કરીએ છીએ તેમ જ્યોતિ પણ બધાને ઓળખવાની ભાષા છે. પ્રભુને અને એમની લીલાને સમજવા માટે જ્યોતિની જરૂર છે માટે જ આત્મા કહે છે કે, મારે પ્રકાશ જોઈએ, હજી વિશેષ પ્રકાશ જોઇએ- પ્રકાશ વિના હું જીવી શકું નહીં. અંધકારમાં જીવતા કીડાઓ જેવો હું નથી. હું તો માત્ર પ્રકાશમાં જ જીવી શકું છું.'

પ્રભુની બીજી ચીજો પેઠે પ્રકાશ પણ અનંત છે આત્માને પ્રકાશની ભૂખ ન હોય તો આપણે જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સ્કૂલે શા માટે જઇએ ? દિવ્ય જ્ઞાન



માટે મંદિરોમાં શા માટે જઈએ ? સૌન્દર્ય દ્વારા એ પ્રકાશને પામવા માટે કલાભવનોમાં શા માટે જઈએ ! સંસ્કૃતિની શોધ શા માટે કરીએ ? સંસ્કૃતિ શું છે ? સંસ્કૃતિ એટલે જે સત્ય છે, જે સાર છે, જે અનંત છે તેને જાણવાની ઇચ્છા.

પણ પ્રકાશ બે પ્રકારનો છે, એક અંદરનો અને બીજો બહારનો એ બનેની વચ્ચે બાહ્ય અને અંતરની આમેનો ઝઘડો રહેશે પણ એ ઝગડામા આખરી ફેસલો ફક્ત એક સત્યથી જ થશે સત્ય જ્યોતિ છે હકીકતમા જીવનનું સત્ય એક જ છે જેવી રીતે અદર અને બહારનો પ્રકાશ એક છે

એમ પણ કહી શકાય કે જે બહારનો પ્રકાશ છે તે અદરના પ્રકાશનો જ અશ છે લોકો આ દુનિયાને માયા કહે છે પરન્તુ જ્યારે એ માયા આટલી ખૂબસૂરત છે, તો એ દુનિયારૂપી માયા જેણે નિર્માણ કરી તે કેટલા ખૂબસૂરત હશે ? એટલા માટે જ માયના પડદા પાછળથી જ 'હુ આવ્યો' એમ ભગવાન કહે છે

એક પ્રસંગ યાદ આવે છે વસત ઋતુ હતી ચારે તરફ સૌંદર્ય પથરાયુ હતુ રાબિયા એક ગુફામાં બેસી ધ્યાન ધરતી હતી એવામા એની બહેનપણી આવીને તેને કહેવા લાગી 'રાબિયા ! બહાર આવ જરા ખુદાની કુદરત જો– કેવી ખીલી છે !'

'તુ સૌંદર્ય દર્શનમાટે બહાર બોલાવે છે તે વ્યાજબી જ છે પણ હુ તને અદર ગુફામા બોલાવુ છુ તુ અદર આવીને કુદરતના ખુદાને–સર્જકને જો'

આમ બહારના તેમ જ અદરના બને પ્રકાશની જરૂર છે જેના હૃદયમા પ્રકાશની ઝખના છે, જે સાર છે એને સમજવા માગે છે એ જ માણસ છે

મારો એક ભત્રીજો છે માબાપે એને કહી રાખેલુ કે રાતે પ્રાર્થના કર્યા પછી સૂવુ છોકરાના શયનખડમા કૃષ્ણની છબી હતી એક દિવસ કામકાજ પતાવી ઘરે પહોચ્યો ત્યારે છોકરો સૂવાની તૈયારી કરતો હતો ત્યારે છોકરાની ઉમર ત્રણ વર્ષની હતી ખડે અધારુ હતુ મે પૂછ્યુ 'કેમ પ્રાર્થના કરી ? કૃષ્ણના દર્શન કર્યા ?

'ચાચા ! કૃષ્ણના દર્શન કેવી રીતે કરુ ? અહી તો રોશની જ નથી' છોકરાએ કહ્યુ

ક્યાથી દેખાય ? જ્યાં સુધી આપણે અધારામાં જ ગૂચવાયેલા રહીશુ ત્યા સુધી કોઈ પણ પ્રકારનો પ્રકાશ આપણને નહી દેખાય !

એકવાર શ્રીકૃષ્ણને કોઈએ પૂછ્યુ 'અરે કૃષ્ણ ! તુ આટલો કાળો કેમ ?'

'કેમ કે, કાળા રગમા બધા રગો મળી જાય છે' કૃષ્ણે કહ્યુ

એ જ રીતે સાચા પ્રેમમા બધા રગ મળે છે, એમા નાત–જાત, ગરીબ અમીર, નાના–મોટા કોઈ જાતનો ભેદભાવ રહેતો નથી પ્રેમનો રગ કૃષ્ણનો રગ છે

પ્રકાશ પ્રકાશમા પણ ફેર છે ગેસનો પણ પ્રકાશ છે ઇન્દ્રિયોનો પ્રકાશ ગેસ જેવો છે એ આંખોને આંજી નાખે છે, ઝાખી પાડે છે, જ્યારે આત્માનો પ્રકાશ આંખને સાફ કરે છે આત્માના પ્રકાશ જેવો કોઈ સુરમો નથી

જેમા પ્રકાશ હોય તે જ સાચો આનદ છે એવા પ્રકાશમય આનદથી જ જીવન ઉજ્જવળ બને છે અને અદરનો તેમજ બહારનો અધકાર દૂર થાય છે

એટલા માટે એ અમરજ્યોતિ માટે પ્રાર્થના કરવી પડે છે દિવસ–રાત એની અગાશમા રહેવુ પડે છે



# પરિભ્રમણ

આશુતોષ

### શહેનશાહત

પર્શિયન સામ્રાજ્ય સ્થપાયાને અઢીહજાર વર્ષ થયાં તેની ખુશાલી ઈરાને મનાવી છે, અને બાર–પંદર કરોડ રૂપિયાને ખર્ચે ઠાઠમાઠ સાથે ઉજવણી કરી દેશ વિદેશોના મહાનુભાવો રાજાઓ, રાણીઓ, પ્રમુખો ઈરાનને આંગણે મહેમાન બન્યા સાયરસ ધ ગ્રેઇટને યાદ કરી કરીને જગતના લોકો ઉપર એમ ઠસાવવાનો પ્રયત્ન થયો કે મોટાં રાજ્યો ઊથલી પડયાં, રાજાશાહીનો મુગટ ગયો, લોકશાહી શાસનો અને સામ્યવાદી શાસનોએ પૃથ્વીના પટના મોટાભાગને આવરી લીધો ત્યારે જૂનામાં જૂની રાજાશાહી ઈરાનમાં ટકી શકી છે કેમ કે તેનો પાયો લોકોના પ્રેમ ઉપર રચાયો છે વળી રાજાશાહી પણ લોકોનું કલ્યાણ કરી શકે છે અને લોકશાહી અથવા સમાજવાદી રચનામાં સામાન્ય જનતા જે વસ્તુની અપેક્ષા રાજ્ય પાસેથી રાખે છે તેની ઉત્તમ રીતે રાજા પાસેથી પણ મળી શકે છે ઈરાન પાસે તેલના ભંડારો હોવાથી તેની ભૌતિક સમૃદ્ધિ અઢળક છે અને દ્રવ્યના જોરે ઈરાન જગતના કોઈ પણ દેશ પાસેથી શસ્ત્રો અને લશ્કરી સરંજામ ખરીદી શકે છે રશિયાનો પડોશ તેને ગમતો નથી–આરબ રાષ્ટ્રોની પંચાતમાં ઈરાન સંડોવાતું નથી–પાકિસ્તાન સાથે તેને બહુ જ ફાવે છે–તુર્કી ઈરાન અને પાકિસ્તાન મળીને ભૂમધ્યથી જાવા સુધી ઈસ્લામી પ્રદેશ રચવાનું એક ખ્વાબ ધર્મઝનૂની સ્વપ્નદ્રષ્ટાઓ રાખી રહ્યા છે તેમાંના એક ઈરાનના શાહોના શાહ છે દેખાવમાં શાહ ભલા લાગે છે અને ઉચ્ચારમાં મધ જેવા મીઠા છે ભારત સાથે ગરજ પૂરતો વેપારી ક્ષેત્રે સંબંધ બાંધ્યો છે ઈરાનના તેલનું ભારત મોટું ઘરાક છે અને આ ઘરાકને રાજી રાખવા ચા શણ પોલાદ અને એન્જિનિયરીંગ સામાન આપણી પાસેથી ખરીદે છે ક્ષેત્રફળની દૃષ્ટિએ ઈરાન અર્ધા ભારત જેવડું થાય પરંતુ વસતિ ભારતના બારમા ભાગ જેટલી માંડ હશે આમ જોઈએ તો ઈરાન અને ભારતના સંબંધો સદીઓ જૂના છે અને તે કલા સાહિત્ય, ફિલસૂફી, અને વ્યાપારને આવરી લે છે ઈરાની શહેનશાહત આજના યુગમાં ટકી રહી છે તે શાહની કુશાગ્રબુદ્ધિનું પરિણામ છે ઈરાનના શાહે લોકોપયોગી કામો એક પછી એક હાથ ધરવા માંડયા અને લોકશાહી સમાજમાં જે જે વાત સારી હતી તેનું અનુકરણ ઘેર આંગણે કરવા માંડયું એટલે તેઓ લોકચાહના ખૂબ મેળવી શકયા અને તેનો લાભ લઈ તેઓ દુનિયાને રાજાશાહીનું સામર્થ્ય દેખાડી આપ્યું શહેનશાહત છેવટે કોઈ બૂરી ચીજ નથી આજે અમેરિકા જેવી લોકશાહી જે દંભ આચરે છે તે ઈરાનને દગો દઈ ચીન સાથે મિત્રતા શોધતા ફરે છે, ભારતની વિરુદ્ધ હત્યાકાંડ આચરનાર પાકિસ્તાનને લશ્કરી મદદ આપે છે એના કરતાં ઈરાનની રાજાશાહી હજાર દરજ્જે દંભવિહોણી તો અચ્છી છે

### કેશોદની ક્ષય હોસ્પિટલ

તાજેતરમાં ગુજરાતના ગવર્નર શ્રીમન્ નારાયણે કેશોદ ખાતે સોરઠ ક્ષય નિવારણ સમિતિ દ્વારા ઊભી કરાએલ હોસ્પિટલનો ઉદ્ઘાટન વિધિ કર્યો તે માત્ર એક ઔપચારિક બાબત નથી આરોગ્ય ક્ષેત્રે ભારત જેવડા વિશાળ તેમજ વસતીની દૃષ્ટિએ વિરાટ દેશ માટે ઠેર ઠેર લોકોની જરૂરિયાત માટે હોસ્પિટલો ઊભી કરવી, તબીબી સ્ટાફ રોકવો અને સારવાર પૂરી પાડવી તે કામ નાણાકીય દૃષ્ટિએ અઘરી બાબત છે સદ્ભાગ્યે આ હેતુ માટે દાનવીરો હંમેશા મળી આવે છે અમરનગર (થોરડી) ખાતે ટી બી હોસ્પિટલ શરૂ થઈ અને જે દબાણ તેના ઉપર આવ્યું ત્યારે જ ખબર પડી કે આવી હોસ્પિટાલોની તો ઠેરઠેર જરૂરિયાત ઊભી થવાની છે જામનગરમાં તેમજ રાજકોટ પાસે હોસ્પિટલો આવી હોસ્પિટાલો છે હવે કેશોદ ખાતે એક વધારો થતા

સૌરાષ્ટ્રના દરદીઓ કંઇક રાહત અનુભવશે અને જીથરી ખાતેનુ દબાણ હળવુ થશે આ હોસ્પિટલ ઊભી કરવા માટે સોરઠ ક્ષય નિવારણ સમિતિ તેમજ શ્રી રતુભાઇ અદાણીનો સહકારની નિષ્ઠારૂપી ફાળો ઘણો મોટો છે અને લોકોના સહકારથી જ ૨૫ લાખ રૂપિયા જેવી રકમ એકઠી થઇ શકી તે મોટી વાત છે હવે જ્યારે હોસ્પિટલ શરૂ થઇ છે ત્યારે તેના નિભાવનો પ્રશ્ન એથી પણ મોટો છે તબીબી સ્ટાફ તથા તબીબી સાધનો તેમજ દર્દીઓ માટેની દવા તથા સુવિધાઓ અઢળક નાણુ માગી લે છે જેમને પૈસાનો સદુપયોગ કરવો છે તેમને માટે અહી માનવતા હમેશા સાદ પાડતી ઊભી જ છે

ફટાકડા

દિવાળી એ આનંદ અને ઉલ્લાસનો પર્વ છે વાસ્તવમા તો દીપ દિવાળીમાં કેન્દ્ર સ્થાને છે દીપ–દીપક–દીવડો જે અંધારાને ઉલેચે હૃદય અને મનમા પ્રકાશ પાથરે દીપમાળા દિવાળીનું આકર્ષક આભૂષણો છે ઘેર ઘેર દીવડો થાય છે–દુકાનો તથા ઇમારતો રોશનીથી ઝળહળી ઊઠે છે ફટાકડા વિના દીપોત્સવીનો રંગ જામતો નથી અને બાળકોનો ફટાકડા માટેનો ઉત્સાહ અદમ્ય હોય છે પ્રતિવર્ષ વધુ જોખમી પ્રકારનું દારૂખાનુ બજારમાં આવે છે ખાસ કરીને હવાઇઓ, રોકેટો અને કાન ફોડી નાખે તેવો અવાજ કરતા ટેટાઓ અને એટમબોમ્બ વિષે ઠીક ઠીક પ્રમાણમાં ઊહાપોહ વર્તમાનપત્રોમા પણ જાગ્યો છે અને તે સાચો છે કેમકે આ દારૂખાનુ નિર્દોષ નથી–તેનાથી બીજાઓને ત્રાસ થાય છે.

આ ત્રાસનુ પૃથક્કરણ કરવામાં આવે તો તે જાણીને જ સૌ કોઇને ત્રાસ થશે! રસ્તે ચાલતા રાહદારીઓ ઘણીવાર ફટાકડાનો ભોગ બને છે મુંબઇ જેવા શહેરોમા જ્યાં વધુ માળના મકાનો હોય છે ત્યાં સળગતા ફટાકડાઓ ઉપરથી નીચે અથવા નીચેથી ઉપર જતાં કમનસીબ બનાવો સર્જે છે પુખ્ત ઉમરના, નબળા તેમજ વૃદ્ધ ઉપરાંત માંદાઓને ફટ-કડાનો અવાજ અસહ્ય થઇ પડે છે ફટાકડાના ભોગ અવાજથી ગમે તેવી ઉમરના સશક્ત સ્ત્રી અથવા પુરુષના કાનને–કર્ણપટને નુકસાન થાય છે મૂગા પ્રાણીઓ–જાનવરો–કૂતરાઓ ફટાકડાથી ત્રાસી જાય છે કોઇ મકાનના અગાશીની પાળ ઉપર અથવા ઇલેકટ્રીકના વાયર ઉપર હારબંધ સૂતેલા કબૂતરો ફટાકડાથી ફફડી ઊઠે છે અને ત્રસ્ત બનીને ઊડવા લાગે છે. દારૂખાનામાં ફૂલઝર, કોઠી, સપ્તરંગી તારા, સૌમ્ય પ્રકાશપૂંજ વેરતા સાધનો નિર્દોષ અને આહ્લાદક છે લવિંગિયા અને ચાંદલિયા બાળકો માટે ઠીક છે, અને આદર્શ છે તેમનો અવાજ મધ્યમ હોવાથી કોઇને હરકતકર્તા નીવડતો નથી સત્તા-વાળાઓ તરફથી દિવાળીના દિવસોમાં અમુક પ્રકારના ફટાકડા ફોડવાની મનાઇ કરવામાં આવે છે તે હાસ્યાસ્પદ બની રહે છે કેમકે તેનો અમલ શક્ય નથી અને પ્રતિબંધિત વિસ્તારમાં પ્રતિબંધિત ફટાકડા છડે-ચોક ફૂટે છે આમાં સત્તાવાળાઓનું ગૌરવ રહેતું નથી આ અનિષ્ઠને દૂર કરવા સરકારે મૂળમાંથી રોગને ડામવો જોઇએ જે કારખાનાઓ પ્રતિબંધિત દારૂખાનું બનાવે તેની સામે પગલા લેવામા આવે અથવા જ્યાં આવા ગૃહઉદ્યોગો ચાલે છે ત્યાં જ તકેદારી રાખવામા આવે તો દિવાળી પર્વનું ગૌરવ જાળવવામા અને લોકહિત સાધવામા સરકાર લોકોના અભિનંદન મેળવશે

શબ્દકોષ

ઑક્સફર્ડ ઇંગ્લીશ ડીક્ષનેરીની સુધારેલી નવી આવૃત્તિ શબ્દકોષના રચયિતાઓ માટે અનુકરણીય બની રહે છે કોઇ પણ ભાષાનો શબ્દકોષ રચવો એક ભગીરથ કાર્ય ગણાય છે ઑક્સફર્ડ ડીક્ષનેરી લખાવાની શરૂઆત ૧૮૫૮મા થઇ હતી અને ત્યારે ૮૦૦ વોલન્ટિયરોએ, કંઇ પણ દામ લીધા વિના, તે કામ ઊપાડ્યુ હતુ ભાષા જેમ સમૃદ્ધ અને વધુ ખેડાએલી તેમ કામ વધુ અઘરુ. અંગ્રેજી ભાષા આ પ્રકારના વર્ગમાં આવે છે આ કામ શરૂ કર્યા પછી તેમાં અનેક અડચણો ઊભી થઇ, અને ખોરંભે પણ પડ્યુ છેવટે ૧૮૮૯થી ૧૯૨૮ના ગાળામાં તે નવેસરથી હાથ ધરવુ અને પૂરું કર્યું તેર ભાગમાં સેંકડો હજાર પાનાંની આ ડીક્ષનેરી અંગ્રેજી ભાષાનું

ગૌરવ ગણાય છે. તાજેતરમાં તેની સુધારેલી આવૃત્તિ ફોટોમાફિક પ્રોસેસથી બહાર પાડી છે તે એક મોટું આશ્ચર્ય છે. મૂળ ડીક્ષનેરી કરતાં તેનું કદ નાનું છે. તેના માત્ર બેજ ભાગ છે અને ચાર હજાર પાનાં છે–કિંમત પણ ઘણી ઓછી છે અને છતાં મૂળ ડીક્ષનેરીના શબ્દો કે અર્થોમાં કાંઇજ ફેરફાર કર્યો નથી ! ન માનવામાં આવે એવી આ વાત છે. આજે જ્યારે છપાઇ કામમાં દરેક વાતમાં ભાવ વધી રહ્યા છે ત્યારે આજથી ૪૦ વર્ષ પહેલાંની કિંમત કરતાં પણ સસ્તી કિંમતે ઑક્સફર્ડ શબ્દકોષ પ્રજાને મળે તેવી સુવિધા ઊભી કરી શકનાર પ્રકાશકને કેટલા અભિનંદન આપવા ? આપણે ત્યાં ગાંધીજીએ ગુજરાતી ભાષાનો સાર્થ જોડણીકોષ–શબ્દાર્થ સાથે–સસ્તી કિંમતે આપવા નવજીવન દ્વારા સાહસ કર્યું હતું. ગોંડલ નરેશ શ્રી ભગવતસિંહજીએ પણ શિક્ષકોની ફોજ વેઠે વળગાડીને ભગવદ્ગોમંડલ ગુજરાતી શબ્દકોષ બહાર પાડવાનું કોઇ રાજવી હાથ ન ધરે તેવું સાહિત્યિક સાહસ પાર પાડ્યું હતું. પણ તે કોઇના ખિસ્સાને પોસાય તેની મર્યાદા બહારની કિંમતે પ્રાપ્ય છે.

## ત્રાંબાના તારની ચોરી

રેલવેને પાટાઓની બાજુમાં જ આપણે તારના થાંભલાઓની હારમાળા હંમેશાં નીરખીએ છીએ અને મુસાફરી કરતી વખતે આંખને ઊંચેનીચે થતી તારની લબાઇ ગમ્મત આપી જાય છે. આપણે જેને 'તાર મોકલવો' કહીએ છીએ તેને પસાર થવા માટેની આ રચના છે તેમાં જસતના અને ત્રાંબાના બે જાતના તાર હોય છે. આ થાંભલાઓ મોટેભાગે વન વગડામાંથી પસાર થતા હોય છે ત્રાંબાના તાર ઘણા મોંઘા મળે છે અને કેટલીક તસ્કર ટોળીઓ આ તારના દોરડાઓને કાપી તફડંચી કરવાનો ધંધો કરે છે. આવા ચોરોને પકડવાનું કામ ઘણું મુશ્કેલ છે કેમકે દેશભરમાં ગમે ત્યાં ગમે ત્યારે તેઓ તેનો કસબ અજમાવતા હોય છે. છેલ્લા ત્રણ વર્ષના ત્રાંબાના તારની ચોરીના કિસ્સા આ રહ્યા.

| વર્ષ | સંખ્યા | નુકસાન |
|---|---|---|
| ૧૯૬૭–૬૮ | ૧૫૧૪૯ | ૭૨ લાખ |
| ૧૯૬૮–૬૯ | ૧૭૪૮૨ | ૧.૦૧ કરોડ |
| ૧૯૬૯–૭૦ | ૧૭૬૦૧ | ૧.૦૪ કરોડ |

જાહેર મિલકતને નુકસાન પહોંચાડવાનો દેશવાસીઓને જન્મસિદ્ધ હક્ક છે તેના ઉપર તરાપ મારવા સરકાર વિચારણા કરી રહી છે. તારની ચોરી માટે આકરી શિક્ષાની જોગવાઇ વિચારાઇ રહી છે પણ તેથી શું ચોરી અટકવાની છે ? રેલવેના ડબ્બાઓમાંથી પંખાઓ અને વીજળીના ગોળાઓ ચોરાઇ જાય છે. વાહનવ્યવહારની બસમાં મુસાફરી કરતી વખતે 'ડનલોપીલો' બેઠક ઉપર બ્લેઇડ મૂકી 'સ્પોન્જ' (વાધરી) કાઢી લેવામાં દેશના દરેક રાજ્યના લોકો પાવરધા છે. અમે હજી પણ સરકારશ્રીને વિનંતિ કરીએ છીએ કે કેટલીક ચોરીઓ અટકાવી શકાતી નથી જેમકે કરચોરી. તેમ આના પ્રત્યે ઉદારતા રાખે વર્ષે એક કરોડનું નુકસાન કરચોરીના હિસાબે કાંઇ નથી !

## मोदकान् स्वादन्ते ब्राह्मणा

બ્રાહ્મણ અને લાડુનો સંબંધ અનાદિ અનંત છે અને તેને કોઇ પડકારી શકતું નથી તાજેતરમાં દક્ષિણ ભારતના પ્રખ્યાત તિરૂપતી દેવસ્થાનમાં આવો પ્રયત્ન કરનાર તેના નિયામકને તે ભારે પડી ગયો હતો આ નિયામકની નિમણૂંક સરકારે કરી છે. ભગવાન તિરૂપતીને નૈવેદ્યમાં ૭૦૦ ગ્રામ વજનના લડ્ડુ બનાવીને ધરવામાં આવે છે ત્યારબાદ આ પ્રસાદરૂપી લાડુ દેવસ્થાનના પૂજારીઓ વહેંચી લે છે, લાડુ બનાવવામાં ઘી અને ખાંડ મહત્ત્વનો ભાગ ભજવે છે અને આવી મોંઘવારીમાં આ પદાર્થનો વ્યય ઓછો થાય તે દૃષ્ટિએ મંદિરના કમિશનરે અડધા વજનના એટલે ૩૫૦ ગ્રામથી વધુ વજનના લડ્ડુ બનાવવા ઉપર પ્રતિબંધ મૂક્યો. પૂજારીઓને ભાગે આવતા લાડુમાં કાપ મૂકાતાં તેમણે કોર્ટનો આશરો લીધો અને બંધારણમાં ધાર્મિક સ્વતંત્રતાની જે કલમ છે તેને જંતરમંતરથી આહ્વાન કરી, શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રસાદનું જે પ્રમાણ નક્કી

થયું છે– સત્યનારાયણની પૂજા માટે શીરો બનાવવા જેમ રવો, ઘી, ખાંડ નક્કી થયાં છે તેનું પ્રમાણ ટાંકીને કમિશનર સાહેબને ન્યાયાલયમાં પડકાર ફેંક્યો. વિદ્વાન ન્યાયમૂર્તિએ ધાર્મિક અધિકારમાં થતી દખલને નામંજૂર કરી, કમિશ્નરના હુકમને ગેરકાયદે જાહેર કર્યો. પૂજારીઓની જીત થઇ અને હવે પૂરેપૂરા ૭૦૦ ગ્રામ વજનના ગોળમટોળ લાડુ પ્રસાદમાં ધરાય છે અને બ્રાહ્મણો તે આરોગે છે. લાડુ ઉપર બ્રાહ્મણોના અધિકારને પડકારવાનું દુઃસાહસ હવે સરકાર ક્યારેય નહીં કરે. જેમ ભારત અને પાકિસ્તાન વચ્ચેના સંબંધમાં સુધારાને અવકાશ નથી તેમ બ્રાહ્મણ અને લાડુ વચ્ચેના ગાઢ સંબંધમાં બગાડને અવકાશ નથી ! !

## બેકરી માટે ઘઉં ? ? ?

ભારતમાં મોડર્ન બેકરીના આઠ ભઠ્ઠાઓ સરકારી રાહે ચાલે છે તેમાંનું એક અમદાવાદમાં છે. બેકરી માટેની મશીનરી અને પ્લાન્ટ ઓસ્ટ્રેલિયન સરકારે ભેટ આપેલા છે અને તેને ચલાવવા માટેના ઘઉં પણ ઓસ્ટ્રેલિયાથી આયાત કરવા પડે છે. ભારતના ઘઉંમાંથી બ્રેડ બની શકતી નથી કેમકે ઘઉંમાં એક ખાસ પ્રકારનું તત્ત્વ દેશી ઘઉંમાં નથી. આ બેકરી માટે વર્ષે ૫૦ હજાર ટન ઘઉંની જરૂર પડે છે અને હરિયાળી ક્રાંતિ પછી પણ તેની આયાત કરવી પડે છે. આ ખાસ પ્રકારના ઘઉં ભારતમાં ઉગાડી ન શકાય ? બહુ બહુ તો બિયારણની શરૂઆતમાં જરૂર પડે એટલું જ પરંતુ રશિયાથી મેરીનો ઘેટાં વિમાન મારફતે ભારતમાં આવે અને તેની મદદથી વધુ સારી જાતના ઘેટાની ઓલાદ વધુ ઊન આપતી થાય તો ઘઉંની બાબતમાં આવું પરાવલંબન શા માટે અને ક્યાં સુધી ?

## તૈવાન

તૈવાનને યુનોમાંથી હાંકી કાઢવામાં આવ્યું છે અને તે સ્થાન ચીનને આપવામાં આવ્યું છે તેથી સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે રહેવાની ફાર્મોસાની ઇચ્છાને આંચ આવવાની નથી–જેમ આજ સુધી ચીને વગર બેઠકે લડત આપી તેમ હવે તૈવાને લડવાનું રહ્યું. ચૌદ હજાર ચોરસ માઇલનું ક્ષેત્રફળ ધરાવતા આ ટાપુના લોકોએ આર્થિક ક્ષેત્રે માની ન શકાય તેવી આગેકૂચ કરી છે. ઔદ્યોગિકરણની દિશામાં અમેરિકાની મદદથી તૈવાને ઊંચા શિખરો સર કર્યાં છે. તેની બધી આયાતો ભારતની લગોલગ પહોંચી જાય એટલી વિરાટ તેની ઉત્પાદન શક્તિ છે તૈવાનનું કાપડ ૧૦૭ દેશોમાં જાય છે. અહીં ઉત્પન્ન થતું રાસાયણિક ખાતર થાઇલેન્ડ, વિએટનામ, મલેશિયા, જાપાન, ફીલીપાઇન, કોરિયા અને અમેરિકા ખાતે જાય છે. વ્યાપારી જહાજો અને ઓઇલ ટેન્કર અહીં બને છે, તૈવાનને પોતાની ખનીજ તેલની રીફાઇનરી છે. એલ્યુમિનિયમના તાર બનાવવાની પોતાની ફેક્ટરી આ દેશમાં છે. ટેલીવીઝન સેટ મોટા પ્રમાણમાં અહીં બને છે અને તેની દસ મોટી કંપનીઓ અસ્તિત્વમાં છે. તૈવાનમાં જ દસ લાખ ટેલીવીઝન સેટ છે. મોટરકાર, ટ્રક, બસ, સાઇકલ, સ્કુટર તૈવાનમાં બને છે. એટલું જ નહીં તેની નિકાસ થાય છે. ટેલિફોનના સાધનો દક્ષિણપૂર્વ એશિયાઇ દેશોમાં નિકાસ થાય છે. રેફ્રીજરેટર, વોટરકુલર, ટ્રાન્સફોર્મર જેવા વીજળીના સાધનો પણ તે ઉત્પન્ન કરે છે. સીવવાના સંચા ભારત કરતાં સસ્તી કિંમતે તૈવાન દુનિયાની બજારમાં વેચી શકે છે. તૈવાને ૧૯૪૯માં મુખ્ય ભૂમિ સાથે છેડો ફાડ્યો ત્યાર પછી જમીન સુધારણા, ખેત સુધારણા દાખલ કરીને માથાદીઠ આવકમાં અનેકગણો વધારો કર્યો અને ખેત સમૃદ્ધિમાંથી ઉદ્યોગના પાયા નખાણા એક હેક્ટાએકર જમીનદીઠ ચોખાનું ઉત્પાદન તૈવાને બમણું તો કરી નાખ્યું છે. ભારત માટે આમાં મોટો બોધપાઠ રહેલો છે–ખાસ કરીને ભારતના લોકો માટે. જે દેશ પોતાના પગપર ઊભો રહી શકતો નથી તે ત્રિશંકુ જેવી દશામાં રહે છે.

## નવા કરવેરા

શ્રી યશવંતરાવ ચવાણ સાહેબે નવા કરવેરાના બચાવમાં જે આશ્વાસન આપ્યું તેનાથી સૌના દિલની ધડકન શમી જવી જોઇએ. ફક્ત બે મહિનાના ગાળા માટે હંગામી સરચાર્જ લોકોએ ભરવાનો રહેશે. ડિસેમ્બરની આખરમાં શરણાર્થીઓ પૂર્વ બંગાળમાં પાછા જશે કેમકે ત્યાં સુધીમાં બંગાળનો પ્રશ્ન પતી



[ અનુ૦ પૃ૪ ૩૭૮

# જીવનની સાર્થકતા

કેદારનાથજી

માનવજીવન આજે એટલું બધું અશુદ્ધ થઈ ગયું છે કે ભાવિ પ્રજાની શું સ્થિતિ થશે તેની કલ્પના આપણે કરી શકતા નથી આપણા અશુદ્ધ વ્યવહારથી આપણે પોતાના જીવનમાં અને સમાજમાં શાની વૃદ્ધિ કરીએ છીએ, તે તરફ દરેક જણ જુએ તો તેને જણાશે કે પોતે પોતાના જીવનમાં અને સમાજને ભારરૂપ થઈ રહ્યો છે. અસત, અપ્રમાણિકતા, છેતરપિંડી વગેરેથી પ્રાપ્ત થયેલી વસ્તુની ભૌતિક દૃષ્ટિએ ગમે તેટની કિંમત અંકાતી હોય, પણ તેને આપણા હાથમાંથી સરી જતાં વાર લાગશે નહીં. પરંતુ તે પ્રાપ્ત કરવા માટે વધારેલા દુર્ગુણોને સમાજમાંથી અને પોતામાંથી નાશ કરવા આપણે શકિતમાન થઈશું નહીં. આ રીતે પ્રાપ્ત કરેલી વસ્તુથી આપણી કઈ શકિત વધે છે ? પોતાની માનેલી કાર્યસિદ્ધિ માટે જો આપણે પરસ્પર દુર્ગુણોની હરીફાઈમાં પડીશું, તો તેનું શું પરિણામ આવશે તેનો વિચાર કરવો જોઈએ બહારની પ્રજાઓ વિષે જ્યારે હું સાંભળું છું, ત્યારે મને લાગે છે કે, આપણી આવી સ્થિતિ કેમ ? જેટલી ખરાબી અહીં છે તેટલી ત્યાં નથી. તેનું કારણ એ જણાય છે કે, આપણે સામુદાયિક–સામાજિક ધર્મ પર જેટલો ભાર આપવો જોઈએ તે આપ્યો નથી. તત્ત્વજ્ઞાનમાં આટલી આગળ વધેલી પ્રજાની આવી સ્થિતિ કેમ થઈ તેનો વિચાર કરવો જોઈએ. આપણે આપણી દૃષ્ટિ પરમેશ્વર, જન્મમરણ, મોક્ષ કે પરલોક સુધી પહોંચાડીએ છીએ, પણ પ્રાપ્ત થયેલા જીવનમાં કેમ રહેવું તે તરફ દૃષ્ટિ પહોંચાડતા નથી. આપણે અને સર્વ સુખી થઈએ તેમાં જ આપણું અને રાષ્ટ્રનું હિત છે એ રીતે વિચાર કરતા નથી. આપણે બધી રીતે વ્યકિતગત રીતે જ વિચાર–આચાર કરવા ટેવાયેલા છીએ. જે કંઈ જોઈએ તે પોતા પૂરતું જ. મોક્ષ જોઈએ તોયે કેવળ મારે. તેમ વિદ્યા–ધન વગેરે જે કંઈ જોઈએ તે મારા પોતાના માટે તેનાથી ઊંચી કલ્પના જ કરી શકતા નથી સામુદાયિક રીતે વિચારવાની અને જીવન જીવવાની કલ્પના જ આપણા મનમાં ઊઠતી નથી. માટે આપણે હવે સામુદાયિક કલ્પના ધારણ કરી મનને પ્રથમ શુદ્ધ કરવું જોઈએ. તે પ્રમાણે વ્યવહાર પણ શુદ્ધ જ જોઈએ. એકબીજાની સાથેનો વ્યવહાર શુદ્ધ થયા વગર આપણે સુખી નહીં થઈ શકીએ. આ સ્થિતિ કાયદાથી સુધરવાની નથી. મનુષ્ય સુધરે છે સંસ્કારથી. જે કાંઈ અશુદ્ધિ છે તે મનમાં છે. જીવનમાં સારી ટેવો અને સુસંસ્કારો ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. તે માટે બાળપણથી સારીસારી ટેવો અને સુસંસ્કારો પાડવા જોઈએ. બાળપણમાં પડેલી ખરાબ ટેવો મોટી ઉંમરે કાઢવી મુશ્કેલ પડે છે, અગર કાઢી શકાતી નથી. બાળપણથી જો સુસંસ્કારો પડે, તો તે સદ્‌ગુણોમાં પરિણમે છે અને એ સદ્‌ગુણો ધીમેધીમે સ્વભાવમાં ફરી જાય છે. આ રીતે એકવાર તે સદ્‌ગુણો સ્વભાવમય બની જાય તો દૃઢ રહે છે.

આજે આપણે ચાલુ પ્રવાહને અનુસરીએ છીએ. પણ દરેક વ્યકિત શુદ્ધ રહેવાનો નિશ્ચય કરે અને તે પ્રમાણે પ્રયત્ન કરે, તો ઈશ્વર તેને તેના પ્રયત્નમાં મદદ કરશે અશુદ્ધિ એકદમ આવતી નથી, તેમ એકદમ જતી નથી ધીરે ધીરે આવે છે અને પછી તેને દૂર કરવા માટે પ્રયત્ન કરવો પડે છે. વ્યવહાર ચલાવવામાં કદી અશુદ્ધ વ્યવહારથી માણસને યશ અને સફળતા મળે છે એટલે તે તેમાં વધારે ને વધારે ખૂંચતો જાય છે આપણે મનથી અશુદ્ધ થયા એટલે વ્યવહાર પણ અશુદ્ધ થયો. હૃદય મલિન થવાથી આપણાથી જે કાંઈ ક્રિયા થાય તે ખરાબ જ થાય. મન ખરાબ ન હોય તો અશુદ્ધ ભાવ પેદા ન થાય. મન શુદ્ધ થયું છે, તેનું દર્શન તેની ક્રિયાથી થાય છે. ભૂમિ કહેતી નથી કે તે કેવી છે, પણ અંકુર ફૂટે એટલે માલૂમ પડે છે કે તે કેવી છે. તેવી જ રીતે મન કેવું છે તેનું દર્શન ઇંદ્રિયો દ્વારા થતાં કર્મોથી થાય છે. અંતર અને બાહ્ય ઇંદ્રિયોની શુદ્ધિથી જીવન શુદ્ધ થશે. જેમ દીપક ઉપર સ્ફટિક રાખ્યો હોય, તો તેમાંથી તેના

રંગ પ્રમાણે દેખાય છે, તેવી જ રીતે મનની શુદ્ધતા પ્રમાણે વ્યવહાર જણાશે. જગતમાં બન્ને જાતના વ્યવહાર ચાલે છે: સત્ય અને અસત્ય. જેને જે રીતે જીવન ચલાવવું હોય તે રીતે ચાલે છે વ્યવહાર શુદ્ધિ માટે હૃદયશુદ્ધિની આવશ્યકતા છે. હૃદયની શુદ્ધિ માનવજીવનનું ધ્યેય છે.

વિદ્યાર્થીની પરીક્ષા તેના વર્તનથી થાય છે. તેની પાસે રૂપિયા હોય અને જો તેના પર સારા સંસ્કારો પડ્યા હોય, તો તે, ધન પરોપકારમાં વાપરશે. જો વિલાસના સંસ્કારો પડ્યા હશે તો તેને પોતાના મોજશોખ માટે વાપરશે. જીવનમાં આપણે શું કર્યું? શું મેળવ્યું? એનો દરેકે વિચાર કરવો જોઇએ. સંસ્કારો, સદ્‌ગુણો મેળવવાના છે એવો દરેકે આજથી જ નિશ્ચય કરવો જોઇએ. જે સમય જાય છે તે પાછો આવતો નથી મૃત્યુને કોઇ પણ દૂર કરી શકતુ નથી. તેને દૂર કરવા માટે લાખો રૂપિયા આપવામાં આવે, તો પણ તે દૂર કરી શકાતું નથી. માનવજીવનનું સાર્થક્ય સમયને વ્યર્થ ન જવા દેવામાં છે. વિદ્યાઓ, કલાઓ અને સદાચારની પ્રાપ્તિ માટે સમયનો ઉપયોગ કરવો જોઇએ

મનુષ્યજીવન એ શ્રેષ્ઠ જીવન છે. કોઇ પણ ગરીબ કે દુ:ખી માણસ પશુજીવન પસંદ નહીં કરે મનુષ્ય અને પશુ બન્ને ખોરાક મેળવે છે, પણ બન્નેની મેળવવાની રીતમા ફેર છે. મનુષ્યને જ્ઞાનેન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ બધું મળેલું છે. તે બધાંનો ઉપયોગ કરીને તે પોતાની જરૂરિયાતો મેળવે છે પશુને તેવું કાંઇ વિચારવાનુ હોતું નથી. મનુષ્યને તેને યોગ્ય શરીર પણ સ્વાભાવિક રીતે મળ્યું છે તેને બલિષ્ઠ અને નીરોગી કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ, તેવી જ રીતે બુદ્ધિને પ્રગલ્ભ-પ્રખર ને તેજસ્વી બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. મન પવિત્ર અને નિર્મળ તથા અનેક સદ્‌ગુણોથી યુક્ત રહેવુ જોઇએ શરીર, બુદ્ધિ અને મનનો આ ત્રીન વિકાસ કરવો જોઇએ. પશુને તેવાં સાધનો નથી. તે કુદરતી રીતે જીવે છે. મનુષ્યને આ સાધનો મળ્યા છે તેમનો સદુપયોગ થવો જોઇએ. જીવનસિદ્ધિ માટે એક ક્ષણ પણ નકામી ન જવા દેવી જોઇએ સમયનો સદુપયોગ કરવાનું કામ આપણું છે, બજારમાં જઇએ અને રૂપિયા આપી વસ્તુ ખરીદીએ તો રૂપિયા ગયા એમ નહીં પણ વસ્તુરૂપે તે આપણા હાથમાં આવ્યા છે. તેવુ જ સમયનું છે. સમયનો સદુપયોગ કરી શક્તિ, સામર્થ્ય કે સદ્‌ગુણો પ્રાપ્ત કર્યાં હોય તો તે સમય વ્યર્થ ગયો નથી. પણ શક્તિસામર્થ્ય કે સદ્‌ગુણોરૂપે આપણી પાસે છે. જેણે આ રીતે સમયનો સદુપયોગ કર્યો છે, તેને પોતાના જીવનમાં શાંતિ-પ્રસન્નતા-ધન્યતા-કૃતાર્થતા લાગે છે આ જ યથાર્થ જીવન છે. તેને મૃત્યુ ભયાનક નહીં લાગે, ત્યારે પણ તે શાંત અને સ્થિર રહી શકશે. જેણે માનવજીવનનું મહત્ત્વ સમજીને, સંયમનો ઉપયોગ કરી માનવતા પ્રાપ્ત કરી છે, તે કયારે પણ ચિંતાગ્રસ્ત કે બેચેન થતો નથી માણસને અનેક પ્રકારનો ધન - વિદ્યા - સત્તા - સામર્થ્ય વગેરેનો મદ આવે છે પણ ઉચ્ચ અને ઉદાત્ત જીવનમાં તે જુદી રીતે આત્મગૌરવ અનુભવે છે. તે કઠણ પ્રસંગોમાં મૃત્યુના સમયે પણ તે શાંત રહી શકે છે. તે પ્રસંગોમાં તેનું તેજ વધે છે. જો તે નિર્બળ બને તો તેનું આત્મત્વ નાશ પામે છે. જે શૂરવીર છે, તેનુ તેજ રણમા જાગ્રત થાય છે. પશુને આકાશનો ભય હોતો નથી, સિંહને જંગલનો ભય હોતો નથી, માછલીને પાણીનો ભય હોતો નથી તેમ સજ્જનને સંકટનો ભય હોતો નથી માનવ-જીવનમાં કોઇ પણ સારી વસ્તુ પ્રાપ્ત કરવા માટે સમય ચાલ્યો ગયો એમ ન માનવું જોઇએ. જાગ્રત રહી તે માટે વારંવાર પ્રયત્ન કરવો જોઇએ. જો આપણને સુખ-શાંતિ જોઇએ તો આપણે સંયમી બનવું જોઇએ. સંયમ, વિવેક કે સાવધાની વગર મનુષ્ય, બની શકતો નથી. ઇંદ્રિયોને કાબૂમાં ન રાખી શકીએ તો તે પોતાની છે એમ કેવી રીતે કહી શકીએ? ઘોડા પર બેસીએ ને લગામ કાબૂમાં ન રાખી શકીએ તો શી સ્થિતિ થાય? મોટરમાં બેસીએ ને બ્રેક ન હોય તો શી સ્થિતિ થાય? જ્યારે મૃત્યુ-સમયે આપણે શાન્તિ-પ્રસન્નતા જાળવી શકીએ, ત્યારે જીવન સાર્થક થયું કહેવાય. એવી સાર્થકતા પ્રાપ્ત કરવા માટે ભોગથી સુખી થવાય છે, એવી માન્યતા અને ઇચ્છા છોડવી જોઇએ ત્યાગથી સુખી થવાય છે, એવું

ધ્યેય આપણે સ્વીકારવું જોઈએ. સંસારી અને વ્યવહારી ત્યાગ અને સંયમથી જ સુખી થઈ શકે છે. જો ઇંદ્રિયો આપણા કાબૂમાં હોય તો જ સુખી થવાય. માનવતા સાધ્ય કરવી હોય, ચિત્તની શુદ્ધિ કરવી હોય, સદ્‌ગુણોની વૃદ્ધિ કરવી હોય, તો સંયમી થવું જોઈએ, વિવેકશીલ થવું જોઈએ. સંયમી થવા માટે પ્રયત્ન કરવો પડે છે. ગાયક, ચિત્રકાર કે વિદ્વાન બનવું હોય તો તેવો પ્રયત્ન કરવો જોઈએ. દરેક પ્રકારની વિદ્યા-કળા-જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે દૃઢ સંકલ્પ જોઈએ. કોઈ કરી શકે ને કોઈ ન કરી શકે તેનું કારણ સંકલ્પ અને પ્રયત્નનો અભાવ છે, જ્યાં શક્તિ લગાડીએ ત્યાં તે કામ કરે છે. માનવતાનું ગૌરવ આપણે સમજવું જોઈએ. તેની વિરુદ્ધ વર્તન કરતાં આપણને શરમ આવવી જોઈએ. મન જેના હાથમાં હોય તેના પર કોઈ હકૂમત ન ચલાવી શકે. સ્વતંત્ર તે જ છે, સુખી પણ તે જ છે કે જેની ઇંદ્રિયો પોતાના કાબૂમાં હોય. પવિત્ર હૃદય એ શ્રેષ્ઠ સંપત્તિ છે ગૌરવ થાતું રાખવું એની પૂરી સમજ ન હોવાથી થોડુંક ધન વધે, ઘરબાર વધે એટલે મનુષ્ય તેનું અભિમાન રાખે છે. સોનાની ફ્રેમના ચશ્માં પહેરે અને તે માટે અભિમાન રાખે પણ આંખ નબળી પડી ગઈ છે તે તરફ નજર જતી નથી. મોટાઈના ખોટા ખ્યાલને લીધે આમ થાય છે. બત્તીનો ઉપયોગ અંધકાર દૂર કરવા માટે છે પણ લગ્ન પ્રસંગે કેટલી બત્તી લગાડીએ છીએ? આ તેનો સદુપયોગ છે? લોકો પણ એવાની પ્રશંસા કરે છે. ભૂખ લાગે ને કોઈ લાડુ આપે તો ભૂખ સંતોષાય પણ તેને બદલે જો લાડુના હાર કરી ગળામાં પહેરીએ, તો ભૂખ મટે નહીં ને લોકો પાગલ કહે. તેમ બત્તીનાં તોરણોનું સમજવું જોઈએ. પૈસાનો વ્યર્થ ખર્ચ કરવામાં આવે છે એમ કરવાનો આપણને અધિકાર છે શું? તે જ પ્રમાણે શક્તિનો પણ વ્યર્થ વ્યય ન કરવો જોઈએ. દરેક જણ વ્યવહાર શુદ્ધ કરવામાં શક્તિનો ઉપયોગ કરે, તો દુઃખ નહીં રહે. દુઃખ તો મૂર્ખતાથી વર્તન કરવાથી આવે છે. જે બધાને આત્મવત્ સમજે છે તે જ પોતાની દરેક શક્તિનો સદુપયોગ કરી શકે છે વાણીના સચ્ચાઈ, મધુરતા અને સદ્‌ભાવ પરથી મનુષ્યની પરીક્ષા થાય છે. આમાં માનવતા છે, એ બધા સદ્‌ગુણોમાં જ જીવનની સાર્થકતા છે.

*

પૃ. ૩૭૬થી ચાલુ ]

બેકાર સ્ત્રી પુરુષોને કમાણીનું થોડું સાધન. ખાદીની કિંમતના નેવું ટકા જેટલી રકમ ગરીબોને રોજી રૂપે વહેંચાય છે, જ્યારે મિલના કપડાના દશ ટકા જેટલી રકમ મજૂરોને મળે છે. આ વિચારથી ખાદી પહેરવી એ 'ગુપ્ત દાન મહાકલ્યાણ' છે. આનાથી સાદગીભરી સુંદરતા વધારે ખીલે છે અને હવે તો ખાદીમાં પણ વિવિધતા અને બારીકાઈ લાવી શકાય છે. જે મિલ કાપડની સરખામણીમાં કોઈ રીતે ઊતરતી નથી.

સાચું તો એ છે કે અસલી સૌંદર્ય આપણા સ્વાસ્થ્યમાં બહુ મોટું છે. જો આપણું શરીર તંદુરસ્ત હશે તો સાદા કપડાંઓમાં પણ સુંદર દેખાશે. પરંતુ જો આપણે રોગી અને દુર્બળ હોઈશું તો ફેશનેબલ પોશાકો પહેરવાથી પણ આપણા શરીરની રોનક નહીં ખીલે.

અંતમાં, કોઈ પણ વ્યક્તિની સુંદરતા એના ચારિત્ર્ય પર નિર્ભર છે એક કહેવત છે: 'સુંદર તે છે જે સુંદર કામ કરે છે.' જેનું દિલ ગરીબો પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિથી ભરેલું છે, અને જે જનતા જનાર્દનની ભલાઈ અને ઉન્નતિમાં રાતદિવસ તલ્લીન રહે છે, એના ચહેરામાં એક અપૂર્વ આકર્ષણ હોય છે પછી ભલે એનો રંગ, ચહેરો બિલકુલ સાધારણ હોય.

બુદ્ધિ અને વિવેકના ગુણોની સાથે માનવ એક સામાજિક પ્રાણી પણ છે. એનું અસલી વ્યક્તિત્વ પહાડોની ગુફાઓમાં નહીં પરંતુ સમાજની સેવામાં ખીલે છે. કવિવર તુલસીદાસે પણ આ શ્રદ્ધા વ્યક્ત કરી છે.

परहित बस जिनके मन माही ।
तिन्ह कहं जग दुर्लभ कछु नाहीं ॥

સંસારની સ્થિતિ અત્યારે સંતોષજનક નથી. જુદા જુદા દેશોની વચ્ચે ભિન્નતા અને ભાઈચારાની કમી છે. રાષ્ટ્રોની આંતરિક વ્યવસ્થા પણ ચિંતાજનક છે. ભાષા, રંગ, ધર્મ અને વિસ્તારના આધારે વૈમનસ્ય અને કટુતા છે. માનવ શરીર મેળવવાનું ભાગ્ય ત્યારે જ સાર્થક થાય છે જ્યારે આપણે 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવનાથી ઓતપ્રોત હોઈએ અને મનુષ્ય એકબીજાનો ભક્ષક નહીં રક્ષક બને આપણા વેદકાળના ઋષિઓએ પણ આ જ પ્રાર્થના કરી હતી.

पुमान् पुमांसं परिपातु विश्वतः

# કલા અને કલાકાર



ગાંધીજી જીવનભર ઉત્કટ સાધના અને સાધનાની સાર્થકતાનો પ્રચાર કરતા રહ્યા. અનેકોની દૃષ્ટિમાં જે વસ્તુ અનિવાર્ય સમજાતી હતી, તેને ગાંધીજી અનાવશ્યક સમજતા હતા. એને પરિણામે કેટલાયે લોકોની માન્યતા બંધાઈ ગઈ કે ગાંધીજીના જીવનમાં સંગીત, ચિત્રકામ તથા તે સિવાયની બીજી લલિત કળાઓને માટે સ્થાન નહોતું. ગાંધીજી પ્રત્યે જેઓ સંપૂર્ણપણે શ્રદ્ધાળુ છે, તેઓમાં પણ ઘણાયે લોકોની મુખ્યત્વે એવી જ માન્યતા રહી છે; પરંતુ જેમણે ગાંધીજીને ઘનિષ્ટભાવે જોયા છે, તેઓ જાણે છે કે ઉપરોક્ત ધારણા પાયા વગરની છે.

ગાંધીજીએ સઘળી કળાઓમાં સંગીતને પ્રાધાન્ય આપ્યું હતું. તેઓ કહેતા હતા કે 'નાનાં છોકરા-છોકરીઓ દ્વારા હું સંગીત સાંભળવું પસંદ કરું છું. ભક્તિ અને ધાર્મિક ભાવનાયુક્ત સંગીત મને અવશ્ય પ્રિય છે. સંગીતનો જાણકાર હોવાનો હું દાવો નથી કરતો અને એનો મને કોઈ ખાસ ખેદ પણ નથી. સરસ ગાણું મને પણ સારું લાગે છે અને મારે માટે એટલું જ પૂરતું છે. સંગીતની એ જ વિશિષ્ટતા નથી શું?"

સંગીતની રીતિ અને પદ્ધતિ સંબંધી એમનામાં ઊંડું જ્ઞાન નહોતું, એનો એમણે પોતે જ સ્વીકાર કર્યો છે. પરંતુ આ બધાનો સ્વીકાર કરતાં છતાંયે ગાંધીજીમાં તાલસ્વરના જ્ઞાનનો અભાવ નહોતો. કેવળ કોઈ એકલદોકલ સંગીતકારનું જ નહી, સમૂહગાન અથવા પ્રાર્થનાસભામાં પણ, તેઓ બસરું અને બેતાલું સંગીત પસંદ નહોતા કરતા. એમની દૃષ્ટિમાં સંગીત તો આનંદ, ઉત્સાહ અને પ્રેરણાનું જન્મદાતા હતું. તેઓ કહેતા હતા કે આટલું થોડુંક મેળવવાથી જ મને સંતોષ છે. રવીન્દ્રનાથની સંગીતરચનાનું ક્ષેત્ર પણ ગાંધીજીની વિચારસરણીથી પ્રભાવિત હતું.

જે સંગીતના સ્વર, ભાવ અને ભાષાના માધ્યમ દ્વારા સાધક પોતાની સત્તા અને અસ્મિતાથી સત્તામાં એકરૂપતાની કલ્પના કરવાની ક્ષમતા રાખી શકે, એવું સમરસ સંગીત ગાંધીજીને મુગ્ધ કરતું હતું. એમના ઉદ્દેશની પૂર્તિમાં પ્રેરણા અને ઉત્સાહ સીંચતું હતું. અને એમના મનની સઘળી નિરાશા દૂર કરતું હતું.

રવીન્દ્રનાથના કેટલાંયે આત્મલક્ષી ઊર્મિગીતો ગાંધીજીને ઘણાં જ પ્રિય હતાં. કબીર અને મીરાંનાં ભજનો ગાંધીજીની પ્રાર્થનાનાં અનિવાર્ય અંગો હતાં. તેઓ કહ્યા કરતા હતા: 'મીરાંનાં ગીતો ખરેખર અત્યંત ભાવપ્રચુર છે. આત્મલક્ષી મીરાંના હૃદયના મંથન દ્વારા આ ગીતો એના અંતરમાંથી જન્માં હતાં. તે ગીતો મર્મને સ્પર્શ કરવાની તાકાત ધરાવે છે. મીરાં ગાતી હતી: ગાયા વિના રહેવાનું એને માટે અસંભવિત હતું. ઝરાના પાણીની માફક જાણે મીરાંના અંતસ્થળમાંથી ગીત બહાર નીકળતાં હતાં. આ ગીતો પાછળ કોઈ સ્વાર્થ કે યશની કામના નહોતી. એટલા માટે આ ગીતો આટલાં સુંદર છે.'

આપણા રાષ્ટ્રની શિક્ષણ સંસ્થાઓમાં આ ગીતો પ્રત્યે ધ્યાન નથી અપાતું, એનો ગાંધીજીને અત્યંત ખેદ હતો. ઉત્સાહના અભાવથી અથવા નિરાશાને કારણે આપણાનનું જે બાહુલ્ય આ રાષ્ટ્રમાં દેખાય છે, એથી ગાંધીજીને હૃદયદ્રાવક દુઃખ થતું હતું. તેઓ કઠોર સાધનાના મતધારી અથવા એના સમર્થક હતા, પરંતુ કલા, ખાસ કરીને સંગીતકલાના તેઓ વિરોધી હતા, એ વાત ગાંધીજીની બાબતમાં નાપાયાદાર છે. એમનું માનવું હતું કે આધ્યાત્મિક જીવનમાં સંગીત વિના સંપૂર્ણતા આવી શકતી નથી.

પરંતુ શિલ્પકળા સંબંધી એમની માન્યતા બિલકુલ સ્વતંત્ર હતી. કલાકારોની બાબતમાં એમ કહેવાય છે કે તેઓ ઈશ્વરથી પણ મોટા છે. એનું કારણ એ છે કે ઈશ્વર પોતાના નિયમોનું ઉલ્લંઘન કરી શકતો નથી. એથી ઊલટું કલાકાર સંપૂર્ણ

સ્વતંત્ર છે અને તેને નિયમોની મર્યાદામાં બાંધી શકાતો નથી ગાંધીજીને આ સ્વીકાર્ય નહોતું. તેઓ કહેતા હતા કે આ કેવળ કલાકારનો અહમ્ જ છે. એમની માન્યતા હતી કે સાચી કલાનો વિકાસ સહજ, સરળ અને સ્વાભાવિક રૂપમાં જ હોવો જોઈએ. કલાની ભાષા પણ પ્રકૃતિની ભાષાની માફક પ્રત્યક્ષ છે. કલાની સાથે શિલ્પની આત્યંત અટપટી ગૂઢતાનો જરા પણ સંબંધ નથી. જેને સમજવા માટે તથા જેની આલેખન પદ્ધતિને હૃદયસાત્ કરવાને માટે વિશેષ જ્ઞાનોપાર્જનની આવશ્યકતા જરૂરી જણાય, તેને ગાંધીજી બહુ મોટી કલા માનતા નહોતા. પ્રકૃતિ-સૌંદર્યનું આકર્ષણ જે પ્રકારે સર્વને માટે સમાન છે, તે જ પ્રમાણે કલા પણ જો આકર્ષક ન હોય, તો એ કલા માની શકાય નહીં.

ઘરની દીવાલો પર ફોટાઓ ટાંગવાનું ગાંધીજી પસંદ કરતા નહોતા એમને મતે ઘરની દીવાલો ફોટાઓ ટાંગવા માટે નથી, એ તો મનુષ્યને આશ્રય આપવા માટે છે આંખોની સામેનું ચિત્ર માનવીની પ્રેરણાનો સ્રોત બની રહે છે એ માન્યતા સાથે પણ ગાંધીજી સમ્મત નહોતા પ્રકૃતિ-સૌંદર્યમાં પ્રેરણાનો જે અક્ષય સ્રોત છે, તે જ મનુષ્ય માટે પૂરતો છે. ગાંધીજી કદી કદી પ્રકૃતિ-સૌંદર્યનું પાન કરતા કરતા એમાં લીન થઈ જતા હતા. અસંખ્ય તારા-ગ્રહો, સૂર્ય-ચંદ્ર આકાશમાં એક અવર્ણનીય અને મહા વિસ્મયકારી ભાવોનો સંચાર કરે છે, અદૃશ્ય શિલ્પીનું આ વિરાટ રૂપાન્તર એમની આંતરિક સૌંદર્ય-તૃષ્ણાને શાંત કરતું હતું. નક્ષત્રોથી ભરેલું આકાશ, મહાસમુદ્ર અને ઉન્નત પર્વતો, મનુષ્યના મનમાં જે પ્રેરણા જાગૃત કરવા માટે શક્તિ ધરાવે છે, તે શું હાથ દ્વારા નિર્માણ થયેલા કોઈ પણ ચિત્રમાં સંભવિત છે?

ગાંધીજીનું કહેવું હતું:

'ઉદયાચળ પર પ્રભાતનો સિંદૂરિયો રંગ અને અસ્ત સમયના સુવર્ણ રંગની તુલના શું કોઈ શિલ્પીની પીંછીના રંગો સાથે કરવી શક્ય છે? પ્રકૃતિ દ્વારા મને જે પ્રેરણા મળે છે એથી અધિકની આવશ્યકતા નથી પ્રકૃતિએ આજ સુધી મને વિમુખ કર્યો નથી પ્રકૃતિ અને મુગ્ધ કરે છે, વિસ્મય પમાડે છે અને અંતરને એક અવર્ણનીય રસથી છલકાવી દે છે. ઈશ્વરની આ શિલ્પસૃષ્ટિની સામે માનવની શિલ્પ સૃષ્ટિ શું દરિદ્ર નથી?'

આ ઉપલબ્ધિ દ્વારા એઓ વિશ્વ-સ્રષ્ટાને ઉપલબ્ધ કરવાનો પ્રયત્ન કરતા હતા સમગ્ર સૃષ્ટિના મૂળમાં જે સત્સ્વરૂપ ઢંકાયેલું છે, તેનું પ્રતિબિંબ તે પ્રકૃતિ છે. અને એટલા માટે પ્રકૃતિમાં અવર્ણનીય સૌંદર્ય છે. સૂર્ય-ચંદ્ર, તારા-ગ્રહો જો ઈશ્વરી સત્તાની પ્રાપ્તિ માટે પ્રેરણા ન આપી શકતા હોત, તો તેઓ પણ કુરૂપ હોત.

'કલા ખાતર કલા'નો સિદ્ધાંત ગાંધીજીને માન્ય નહોતો. જો કે ગાંધીજીની આ માન્યતાની એ વખતે ખૂબખૂબ ટીકા થઈ હતી, પરંતુ આજે તો મોટા મોટા વિદ્વાન સાહિત્યકારો પણ એમના મતનું સમર્થન કરે છે શિલ્પ અને સાહિત્યમાં એકાંતભાવથી તલ્લીન હોવા છતાંયે પણ જો જીવનની બીજી બધી દિશાઓ સાથે સંપર્ક હોય અને પછી માનવતાની ન રખાય તો ભયાનક પરિસ્થિતિ પેદા થઈ શકે છે. રોમાં રોલાંએ કહ્યું છે કે કેવળ સૌંદર્ય-બોધ દ્વારા મનુષ્ય લાંબા કાળ પર્યંત ભાવનાજગતમાં ખોવાયેલો નથી રહી શકતો, એના જીવનનું ચારિત્ર્ય એને અનુરૂપ હોવું આવશ્યક છે પરંતુ આ વાત સાધારણ નથી કારણ કે ભાવુકતાપૂર્ણ શબ્દાવલિ તમને એક મધુર સ્વપ્નોની દુનિયા પ્રત્યે આકર્ષણ જન્માવતી જશે, પણ જો તમારા પોતાના ચારિત્ર્યમાં ઉપર તમને વિશ્વાસ ન હોય અને તમે સંયમની મર્યાદામાં ન રહો તો એ ભાવુકતાપૂર્ણ શબ્દો તમને એવા કાલ્પનિક જગતમાં લઈ જશે જ્યાં હવાઈ મહેલો રચવા સિવાય તમે બીજું કંઈ પણ કરી શકનાર નથી.

ગાંધીજી ઇચ્છતા હતા કે શિલ્પી શુદ્ધ ચારિત્ર્યસંપન્ન હોય અને જો એમ ન હોય તો એનું મૂલ્ય માટીના ઢગલાથી વધુ નથી. રવીન્દ્રનાથ પ્રત્યેની ગાંધીજીની શ્રદ્ધાનું એક આ પણ કારણ હતું રવીન્દ્રનાથમાં જેવી કવિ-પ્રતિભા અને ગંભીર શિલ્પદૃષ્ટિ હતી, એવી જ રીતે ચારિત્ર્યની સાર્થકતા પર પણ તેઓ સમાન ભાવથી ભાર મૂકતા હતા.

જેઓ રંગ અને રેખાઓ દ્વારા ચિત્રસૃષ્ટિ સર્જાવે છે, તેઓ ઉપરોક્ત કથનનું સમર્થન નહીં કરે એ સ્વાભાવિક છે; કારણ કે એમની નજીક શિલ્પસૃષ્ટિ જ મુખ્ય છે અને સત્ય સાથેનો સંબંધ ગૌણ કે બિલકુલ પણ નથી. પરંતુ ગાંધીજીની પાસે સત્યાચરણ જ મુખ્ય હતું અને કહેવાતી કલા ગૌણ. એમની માન્યતા હતી કે પ્રથમ સત્યની શોધ આવશ્યક છે, સત્યનું અનુગામી સુંદર બનશે. 'સત્ય' સઘળું સુંદર છે, પરંતુ સઘળું 'સુંદર' સત્ય નથી.

પરંતુ અમારા ઉપરોક્ત કથયિતવ્યનું તાત્પર્ય એવું લગીરે નથી કે ગાંધીજી ચિત્રો અને ધાતુઓમાંથી બનાવેલી પ્રતિમાઓના વિરોધી હતા. ગાંધીજીની કોટડીમાં દીવાલ પર જોકે ચિત્રો નહોતાં ટંગાતાં રહેતાં, પરંતુ એમની પાસે ઈશુખ્રિસ્ત, ટોલ્સ્ટોય તથા એની બિસન્ટ જેવી મહાવિભૂતિઓનાં ચિત્રો હતાં. રોમના એક સંગ્રહાલયમાં ક્રોસબદ્ધ ઈશુની પ્રતિમા જોઈને ગાંધીજી કેટલીયે મિનિટો સુધી મૂગા ખડા રહ્યા હતા. કેટલીકવાર પછી એમણે મહાદેવ ભાઈને કહ્યું : 'આ મૂર્તિને જોઈને અશ્રુ રોકવાં અસંભવિત છે.' મહિસૂરના એક વિષ્ણુમંદિરમાં જુદી જુદી મૂર્તિઓ જોતી વખતે એક નારીની પ્રતિમા જોઈને તેઓ મગ્ન થઈ ગયા હતા. સ્ત્રીએ પોતાના શરીર પરના એક માત્ર વસ્ત્રને ખોલી નાખીને જમીન પર ફેંકી દીધું હતું, એના દેહ પર એક વિષયાસક્ત ફેલ્લો હતો. ગાંધીજી કેટલીક ક્ષણ મગ્ન બનીને કેટલીય શતાબ્દી પહેલાંના શિલ્પીના ઉદ્દેશ્યની પ્રશંસા કરવા લાગ્યા. એમણે કહ્યું : આ જે ફેલ્લો છે એ કામનાનું પ્રતીક છે અને આ યુવતીએ કામના દંશનથી બળીબળીને આત્મરક્ષા માટે–આ ફેલ્લારૂપી કામનાના હાથમાંથી મુક્તિ મેળવવા માટે–શરીરના એક માત્ર વસ્ત્રને પણ ઉતારીને ફેંકી દીધું છે.' કલાના ક્ષેત્રમાં ગાંધીજી 'વિશેષીકરણ'ના વિરોધી હતા. તેઓ કલાના સાર્વજનિકપણાના પક્ષપાતી હતા. સાચો કલાકાર મુઠ્ઠીભર લોકોના સંતોષને માટે કદીયે આત્મનિયોજન કરી શકતો નથી. ગાંધીજીના આ દૃષ્ટિકોણનું કારણ એ હતું કે તેઓ મૂળથી જ સેવાધર્મી અને જનકલ્યાણ-વ્રતધારી હતા. એટલા માટે એમની પાસે મનુષ્યનું દુ:ખ જ મોટું હતું. ભારતીય શિલ્પ અને સંસ્કૃતિની ગૌરવયુક્ત પરંપરા પ્રત્યે ગાંધીજી જાગૃત નથી એવો અભિયોગ રવીન્દ્રનાથે ગાંધીજી પર લગાવ્યો હતો. ગાંધીજીએ એના ઉત્તરમાં લખ્યું :

'કવિ જુએ છે પ્રભાતે આકાશમાં ઊડતાં પંખીઓને અને મનમાં કસરત કરવા મંડી જાય છે; પરંતુ હું જોઉં છું એવાં પંખીઓને જેમની પાંખોમાં જોર નથી; કારણ કે એમને ભોજન મળતું નથી. જે રોગ, યાતનાથી પીડાય છે, એને કબીરનું ભજન સંભળાવીને કોઈ સ્વસ્થ નહીં કરી શકે. કોટિકોટિ ભૂખ્યાઓને કેવળ એક જ કવિતાની આવશ્યકતા છે–અને એ કવિતા છે ભોજન, જે એમના પ્રાણોને જીવન-દાન આપશે.'

ખરેખર ગાંધીજી પોતાને શિલ્પી માનતા હતા, પરંતુ રંગ અને પીંછીના શિલ્પી નહીં–જીવશિલ્પી! કલા સૌંદર્યની પૂજા છે અને સત્ય છે સર્વથી મોટું સૌંદર્ય. ગાંધીજી હતા સત્યના પૂજારી, તેથી સૌંદર્યના પણ પૂજારી, ને એટલા માટે તેઓ શિલ્પી પણ હતા. તેઓ માનતા હતા કે જીવનમાં સાત્ત્વિકતાનું પાલન એ સહુથી મોટું શિલ્પ છે. કલા જે પ્રકારે સૌંદર્યનું સ્વાભાવિક પરિપોષણ છે તે જ પ્રકારે કૃત્રિમતારહિત સરળ સુંદર જીવનનું નામ જ સાત્ત્વિક જીવન છે. સહુથી સુંદર જીવન જે વિતાવે છે, તે જ છે ગાંધીજીની દૃષ્ટિમાં સહુથી મોટો કલાકાર. ઈશુ ખ્રિસ્ત અને મહંમદ પેગંબર ગાંધીજીની દૃષ્ટિમાં મહાન કલાકારો હતા.

ગાંધીજીની કલા કેવળ જીવનને અંગે જ નહોતી, મૃત્યુ માટેની પણ હતી. સત્યની સાધનામાં જો કોઈ આત્મવિસર્જન કરી દે તો એનાથી વધારે મહાન મૃત્યુ બીજું એકે સંભવિત નથી. જીવન-શિલ્પીને માટે જેવું આ મૃત્યુ સ્વાભાવિક છે, તે જ મૃત્યુ સુંદર છે. એમનું કહેવું હતું : 'અનશન દ્વારા થોડું થોડું કરીને જાન આપી દેવાની કલ્પનાથી મને આનંદ થતો નથી. સત્યની કઠણ પરીક્ષા તો એ દિવસે હશે, જ્યારે હત્યા કરનારની ગોળીઓ મારી છાતી પર છૂટશે અને એ જ ગોળીઓ છાતીના ચૂરેચૂરા કરી નાખશે. આવા મૃત્યુની કલ્પના કરવાથી મન આનંદથી નાચી ઊઠે છે.'

ગાંધીજીના જીવન અને મૃત્યુએ એમની કલાત્મક માન્યતાને વિકાસની અંતિમ સીમા પર પહોંચાડી દીધી.

# શાહનામા-એ-ફિરદૌશીનાં સ્ત્રીપાત્રો

મણિભાઈ વોરા

## ૧૩. શીરીન

ઈરાનના કવિઓ જેની વાર્તા કહેતા થાકયા નથી તે શીરીન, સાસાનિયન વંશના શાહ ખુશરૂ પરવીઝની માશૂક અને પછીથી તેની પટરાણી હતી પરંતુ જગતમાં ખુશરૂ–શીરીન કરતાં શીરીન–ફરહાદની વાર્તા વિશેષ જાણીતી છે પોતાના સૌંદર્યથી અને ફરહાદ સાથેની પ્રેમ કહાનીને કારણે તે જગતભરના કવિઓની કવિતામાં સ્થાન પામી છે. ગુજરાતી કવિઓ પણ શીરીન–ફરહાદને ભૂલ્યા નથી.

શાહ હોર્મઝદના સમયમાં શાહજાદો ખુશરૂ ઈરાનમાંથી દેશવટે હતો ત્યારે આરમિનિયન યુવતી શીરીનના પ્રેમમાં પડયો ખુશરૂએ પ્રેયસી શીરીનને એક સુંદર શાહી સુવિધાથી સજ્જ આવાસ બંધાવી દીધે, શીરીન સુખેથી ત્યાં રહેતી માત્ર આ સૌંદર્ય-રાણીને ત્યાં તાજું દૂધ મેળવવાની મુશ્કેલી જણાણી દૂધાળા પશુઓનાં ટોળાં શીરીનના આવાસથી ઘણાં દૂર હતા, તેણે ઇચ્છયું કે પશુના ચરાણની જગ્યાથી પોતાના મહેલ સુધી કોઈ નીક બનાવી આપે તો તાજું દૂધ મળે. ઈરાનના એ સમયના જાણીતા સ્થપતિ ફરહાદને એ કામ સોંપવામાં આવ્યુ ફરહાદ સૌંદર્યપ્રેમી શિલ્પકલાકાર પણ હતો વિખ્યાત ઈરાની ચિત્રકાર શાહપોરનો સહાધ્યાયી આ ફરહાદ, ચીનમાં જઈ શિલ્પવિદ્યા શીખ્યો હતો શીરીન સમક્ષ આવતાં જ તેની નજર શીરીનના અલૌકિક લલિત્યમય દેહ પર ઠરી ગઈ, રૂપથી છક બની તે અવાક ઊભો રહ્યો તેણે શીરીન માટે નીક બનાવવાનું મહદ્‌કાર્ય માથે લીધું અને એક માસમાં તે પૂર્ણ કર્યું. ડુંગર ખોદી પોતાના માટે તૈયાર થયેલી નીક જોઈ શીરીન ખુશ થઈ, ફરહાદને બદલો માગવા કહ્યું. શીરીનના રૂપથી ઘાયલ બનેલા ફરહાદે બદલો લેવા ના પાડી અને અરણ્યમાં ચાલી નીકળ્યો અને 'શીરીન' 'શીરીન' બૂમો પાડી વગડો ગજાવવા લાગ્યો.

શાહ હોર્મઝદ સામે બેહરામ ચોબીનાએ બળવો કર્યો–શાહના પતન બાદ શાહજાદા ખુશરૂને પણ બળવાખોર સાથે યુદ્ધમાં ઉતરવું પડયું બેહરામે ચીનના ખાનનો સહારો હતો, ખુશરૂને રૂમના કિસરાની સહાય મળી. આ અશાંતિના સમય દરમિયાન ખુશરૂ પેલી રૂપગર્વિતા શીરીન તરફ લક્ષ આપી શકયો નહિ શીરીન તેના મહેલમાં એકાંત વિરહદશા ભોગવી રહી. અંતે ખુશરૂ વિજય થઈ ઈરાનનો શાહ બન્યો એક દિવસ મૃગયા કરવા જતાં શીરીનના મહેલ પાસે આવી ચડયો. શીરીનને જાણ થતા તે સુંદર રૂમી લાલ કિનખાબનો ઝભ્ભો અને મૂલ્યવાન જરજવાહરથી સજ્જ, માથે તાજ ધારણ કરી અગાસીમાં આવી. ખુશરૂનો અશ્વ નજીક આવતાં જ મીઠા પણ દર્દપૂર્ણ શબ્દોમાં બોલી "અરે શેરમર્દ શાહ, વીરોના સરદાર, કયા ગયો તારો પ્રેમ ? કયાં ગયાં જીગરનાં આંસુ ? કયા છે પેલા પ્રેમવચનો ? દિનરાતનું ભાન ભૂલવતી ઇશ્કની મસ્તી કયાં ગાયબ બની ?" પોતાની પ્રેયસીના આવા વચનોથી ખુશરૂ શરમાયો અને રજખટપટમાં ભૂલી જવા બદલ પસ્તાવો કર્યો. પૃથ્વી પરના પરવીઝને વાદળ વિખરાતાં આકાશનો ચાંદ ફરી પ્રાપ્ત થયો.

શીરીનનું પુનઃમિલન થયું. એ માટે ખુદાનો એહસાન માની પોતાના વફાદાર સુભટોની સંભાળ નીચે ખુશરૂએ શીરીનને શાહી સુવર્ણમહેલમાં મોકલી દીધી અને મૃગયાપૂર્ણ થયે તુરત જ તે મહેલ તરફ શીરીન જોડે લગ્નથી જોડાવા પહોંચી ગયો. અમીરોએ પ્રથમ તો શીરીનને મહારાણી તરીકે સ્વીકારવા વાંધો દર્શાવ્યો પણ જ્યારે ખુશરૂએ આ રમણીના બચાવમાં કહ્યું કે ખુશરૂ પ્રત્યે શીરીન સદા સર્વદા વફાદાર જ રહેલ છે અમીરોની સંમતિ બાદ શીરીન ઈરાનની શાહબાનુ બની. આ સમયે રૂમના કિસરાની પુત્રી મરિયમ ખુશરૂની મુખ્ય રાણી હતી. પણ થોડા સમયમાં તેનું મૃત્યુ થતાં ઈરાનનાં શાહી જનાનખાનામ શીરીન પટરાણી પદે આવી.

ખુશરૂ–શીરીનના પ્રેમ અને તેમની કથા પાછળના યુગમાં હિન્દુસ્તાનના મોગલશાહ જહાંગીર અને નૂરજહાંના પ્રેમ અને કારભારને મળતાં દેખાય છે.

શીરીન અને તેના પ્રેમદિવાના આશક ફરહાદની વાત ફિરદોસી કરતા નથી. એ શિલ્પકલાકારના શીરીન પ્રત્યે પ્રેમનો કિસ્સો નિઝામી તેના કાવ્યમાં –'ખુશરૂ–શીરીન'માં સુંદર રીતે વર્ણવે છે :

મશહૂર શિલ્પી ફરહાદે શાહ ખુશરૂની ચિરંજીવ નોંધ પત્થરમાં કોતરી. તે કલાકાર શાહ ખુશરૂની પ્રેયસી શીરીનના પ્રેમમાં પડયો. શાહને તેની અદેખાઇ તો આવી જ હતી. પણ શાહે કલાકારના ટાંકણાને ઉત્તેજન આપવા શાહબાનુ શીરીનના દીદાર અને મુહબ્બતથી કલાકારને વિભૂષિત કરવાનું વચન આપ્યુ. કલાવિદે હૃદયના રંગથી શ્રમપૂર્વક ખડકમાં ચમત્કારો સર્જ્યા, જેના અવશેષો હજુ જોઇ શકાય છે જ્યારે ફરહાદનું કામ પૂરું થયું અને રાણી શીરીનને શિલ્પીને સોંપવાની ઘડી આવી લાગી ત્યારે રાજાએ પોતાના હરીફને દૂર કરવા યુક્તિ બતાવવા સલાહકારોને પૂછ્યું, અને તેઓએ બતાવ્યું કે શાહે શિલ્પીને એવું કાર્ય સોંપવું કે તે પૂર્ણ થતા પહેલા શિલ્પીનું જીવન વ્યતીત થઇ જાય.

ફરહાદે અગાઉ દૂધ માટે નીક ખોદી આપી હતી તે યાદ કરી ખુશરૂ પરવીઝે શિલ્પીને દરબારમાં બોલાવી કહ્યુ : "બિસિતૂન પહાડમાં એક માર્ગ કોતરી કાઢો કે જેથી એ પહાડની બન્ને બાજુ વહેતી નદીઓ સાથે થઇ જાય." પ્રેમ ઘેલા કલાકારે કહ્યું; આ મહાકાર્ય માથે લઉં છું એ શરતે કે કામ પૂરું થયે બન્ને નદીઓના પ્રવાહ મળ્યે મને શીરીન મળવી જોઇએ." ખુશરૂને ખાત્રી હતી કે આ અશકય કાર્ય પૂરું થઇ શકવાનું જ નથી તેણે શિલ્પીની શરત કબૂલ કરી. અને ફરહાદ રાત દિવસ તડકો, ટાઢ, ધુમ્મસ કે વરસાદને ગણકાર્યા સિવાય પહાડ કોતરવાના અવિરત શ્રમમાં કાર્યરત બન્યો. કુહાડા–ખડકમાંથી અગ્નિ ઝરે છે, અને શિલ્પના મુખ અને દિલ શીરીનનું નામ જપે છે, 'ઓ શીરીન, મારું ગમે તે થાય. પણ દુનિયા જાણશે કે ફરહાદે કામ અને વફાદારીથી પોતાની માશૂક શીરીનનું નામ અમર કર્યું'! આશા, શ્રદ્ધા, ખંત અને મહેનતથી શિલ્પીએ ભગિરથ કાર્ય અણધાર્યા સમયમાં પૂરું કર્યું! પ્રકૃતિમાં જે અશકય છે તેને પ્રેમ કરી બતાવે છે. ફરહાદે પહાડની કોતરેલી કમાન સામે દાસીઓના વૃંદ વચ્ચે સુંદરી શીરીનની પ્રતિમા બનાવી મૂકી, અને પાસે શાહી અશ્વ પર બખ્તરમાં સજ્જ ખુશરૂ પરવીઝનું પણ પત્થરમાં સુંદર બાવલું બનાવી મૂક્યું. આ કમાન જેને 'તાકે બોસ્તાન' કહેવામાં આવે છે. તેની નીચે જ પહાડની બન્ને બાજુ વહેતી નદીઓના પ્રવાહનું મિલન થે છે સ્થપતિ–શિલ્પીએ ચમત્કાર સર્જી ખુશરૂશાહની ઇચ્છા પૂર્ણ કરી. ફરહાદના શીરીન માટેના પ્રેમનો વિજય થયો.

ખુશરૂને દુઃખ થયું તેને સલાહ મળી કે શિલ્પીનું મૃત્યુ યોજવું જોઇએ. જ્યારે ફરહાદ ઊંચા ખડક ઉપર પોતાના અદ્દભુત કાર્યને આખરી રૂપ આપી રહ્યો હતો ત્યારે શાહની યોજનાપૂર્વક એક ઘરડી સ્ત્રી ત્યાં જ પહોંચી, અને કર્કશ અવાજે કહ્યું, "અરે શિલ્પી, હવે શીરીનની કબ્ર બનાવો, શાહબાનુ શીરીન મૃત્યુ પામી છે!" સાચો પ્રેમી આ શબ્દો સાંભળી આકાશ ભણી મીટ માંડી ચીસ પાડી ઊઠયો "શીરીન! શીરીન!" ટાંકણું હથોડી ફેંકી દીધાં અને તે ઊંચી ટેકરી ઉપરથી નીચે ગર્તમાં કૂદી પડી પોતની માશૂકને મળવા આ દુનિયા છોડી ગયો.

શીરીનને પોતાના કલાકાર વફાદાર આશકનાં દર્દ અને મૃત્યુની કથા સાંભળી અતિ દુ ખ થયું તેણે તેના પ્રેમને હૃદયનાં આસુનો અભિષેક કર્યો નિઝામીએ કથેલ શીરીન–ફરહાદની વાત આમ પૂરી થાય છે.

ખુશરૂ શીરીનની કથા ફિરદોસી આગળ વધારે છે કે મરહૂમ શાહબાનુ મરિયમનો શિરવી નામે પુત્ર હતો શાહ ખુશરૂ પરવીઝની દૃષ્ટિએ શાહજાદો શિરવી રાજગાદીને પાત્ર ન હતો તેથી તેને એક એકાયદા આવાસમાં કેદ રાખ્યો હતો. કેટલાક સરદારોના કાવતરાંથી શિરવી બંદિવાન દશામાંથી મુક્ત થઇ પિતા સામે બળવે ચડયો. આ બળવામાં શિરવીને રૂમના કિસરાએ પૂરી મદદ આપી. કિસરાનો શિરવી દોહિત્ર

હતો. શિરવીએ ખુશરૂ પરવીઝને પદભ્રષ્ટ કરી કેદ કર્યો. આ સમયે શીરીને પણ પોતાના પતિ સાથે કેદમાં જ રહેવાનું પસંદ કર્યું. ખુશરૂના શત્રુઓએ તેનું મૃત્યુ ઇચ્છયું અને કુપાત્ર પુત્રે તેને મરાવી પણ નાંખ્યો. શીરીન પતિના વિયોગે અતિ દુ:ખી બની એકાંતમાં રહી.

ખુશરૂ પછી શિરવી તખ્ત પર આવ્યો. એ માસ બાદ શાહ શિરવીએ શીરીનને પોતાની સમક્ષ હાજર થવા કહેણ મોકલ્યું. શીરીને કહેવડાવ્યું કે ડાહ્યા પુરુષોની હાજરીમાં હું તમારી સમક્ષ આવી શકીશ. શિરવીએ સુજ્ઞ અમીરોની સમિતિ બોલાવી અને નવા રાજાની હજુરમાં શીરીન ઊભી. બુરખો દૂર કરી બોલી:

'મારું મુખ જોવું છે? જુઓ જે છે તે. કાંઈ જૂઠ હોય તો દર્શાવો મારા વખાણની વિશેષતા છે. પૃથ્વી પર કોઈએ તે જોયા નથી હું જે દેખાઉં છું તે મારી મહત્તા ઇશ્વરે દીધી છે. સદ્ગુણને લીધે છે. છળકપટ કે દુષ્ટ ભાવથી મુક્તપણાને લીધે છે.

શિરવી શીરીનના સુંદર મુખારવિંદના દર્શને દિગ્મૂઢ બન્યો અને તુરતજ તેની સમક્ષ પોતાની રાણી થવા માગણી મૂકી. શીરીને કહ્યું મારો જે ખજાનો છે તે મને સોંપી આપો એટલું હું તમારી માગણી પર વિચારીશ. શિરવીએ તે મંજૂર રાખી. શીરીનને તેનો શાહજાનુ તરીકેનો ખજાનો સોંપ્યો. વિપુલ દ્રવ્ય શીરીને ગરીબ ગુરબામાં વહેંચી દીધું, પોતાના સર્વ ગુલામોને મુક્તિ આપી. પછી તેણે નવા શાહને કહેવડાવ્યું કે મારે આપને એક વિશેષ અરજ કરવાની છે, અને તે એ કે મારા સદ્ગત પતિ શાહ ખુશરૂ પરવીઝની આરામગાહ ખુલ્લી કરવાની મારા એ મરહૂમ ખાવિંદનું મુખ કબરમાં છેલ્લીવાર જોઈ લેવાની મારી ઇચ્છા છે. શિરવીએ શીરીનની એ ઇચ્છાનો પણ તુરત અમલ કરાવ્યો. શીરીન દુ:ખી દિલે અને ભીની આંખે ખુશરૂની ખોલેલી કબ્ર પાસે આવી કાતિલ ઝેરથી પોતાના એ પતિની બાજુમાં ઢળી પડી.

ખુશરૂનો શીરીનને માટે અનહદ પ્રેમ હતો જેનો પાછળના ફારસી સાહિત્યમાં ઉલ્લેખ મળે છે. ખાનકીન પ્રદેશમાં ખુશરૂ પરવીઝે પોતાની એ પ્રેયસી માટે એક સુંદર મહેલ 'કસ્ર-એ-શીરીન' બંધાવી તેના દરવાજા પર શિલાલેખ મુકાવેલ હતો, જેમાં લખ્યું હતું:

"હે સૌન્દર્ય રાણી આ પૃથ્વી પર આનંદથી રહે,
જગત તારા દર્શનથી સુખ અને શાંત પ્રાપ્ત કરે છે."

ગત યુગની ઇરાની રજવાડીઓમાં માત્ર શીરીનની પ્રતિમા 'તકે-બોસ્તાન'માં શાહ ખુશરૂ પરવીઝ સાથે મૂકાયેલ હતી. જેને પછીના ફારસી વિદ્વાનોએ ઓળખી કાઢી હતી એવા ઉલ્લેખ છે.

શીરીન સર્વકાળે જગતની શ્રેષ્ઠ રોમાંચક કથાઓમાંહેની એકની નાયિકા તરીકે શાહનામા તેમજ પછીના પશ્ચિમ એશિયાના સાહિત્યમાં અમર બનેલ છે. સુફી કવિ હાફેઝ કહે છે:

"શીરી શરીરના સુખ તણી, ખેરના ખુશરૂએ કરી,
પણ પહાડ-ફાડ ફરહાદની, દર્દે દિલ મહેનત ખરી,
કારકૂટ ઝેરી જગત, દિવાના ફરહાદે કરી,
'જિંદગી નિરાશ મારી, શીરીન જાદુએ કરી'

'શીરીન' શબ્દ પર શ્લેષ કરતા કવિ આગળ કહે છે: "હકાં કે શીરીન જહરા શીરીન કર્દ!" (શીરીન=મધુર) સાચે જ, શીરીન જગતને શીરીન કરી ગઈ!



માણસ શરીરથી થાકતો નથી એટલો મનથી થાકે છે. મનનો થાક માણસના આત્માને કચડી નાખે છે. એના જીવનને નિરાશામાં ફેરવી નાખે છે. એ જ થાક શરીરને વધારે અસર કરે છે. એટલે જ આઘાત ને પ્રત્યાઘાતોની વચ્ચે સમતુલા જાળવવી એ મનુષ્યની સાધનાનો પાયો મનાય છે. જે મનથી થાકતો નથી, જે મનથી સ્વસ્થ છે તે જ સાચો વિજયી છે, તે શરીર ઉપર, આત્મા અને સારીયે માનવજાત ઉપર જીત મેળવે છે

# વિશ્વાસઘાત જેવું કોઈ પાપ નથી

ધૂમકેતુ

પગી માવદાન રાતના નવ વાગે એટલે ચારે તરફ વિશાળ બંગલાના કંપાઉન્ડને ફરતો એક આંટો મારી આવે. પછી દરવાજો બરાબર દેવાયો છે કે નહિ તે જોઈ આવે. અને પછી એક ઠીબડાની સગડીમાં થોડા દેવતા હોય, ને એમાં એકબે નાનકડા લાકડાના કટકા મૂકયા હોય, તેને સંકોરે. ધીમે ધીમે તાપ થાય, એટલે એ બેઠા બેઠા ત્યાં ભજન લલકારે. ભજન એનો જીવનરસ બની ગયો. અજ્ઞાત રીતે એ ભજનો એને ઘડી રહ્યાં હતાં. એનો કંઠ ભારે મીઠો. ઘૂંટાઈ ઘૂંટાઈને એવો ઘાટીલો બની ગયેલો કે, પોતે સંગીત-બંગીતમાં કે રાગમાં સો કંઈ સમજે નહિ, છતાં એના ગળામાંથી જ્યારે ભજન છૂટે, ત્યારે બે ઘડી તો માણસ ડોલી જાય. એ ભજનિક બની ગયો હતો. રાતની ચોકીએ એને ભજનિક બનાવી દીધો હતો. એની કેટલીક બીજી ખાસિયતો પણ એણે આ નોકરીને અંગે ઘડી કાઢી હતી. એવા એના નિત્યના સાદા જીવનવ્યવહારે એનું જીવન ઘડયું હતું, એમ કહી શકાય.

સવારમાં એ અચ્છેર લોટનો બાજરીનો એક ટીક્કડ બનાવી કાઢે ને શાક કરે. આગલી સાંજે દૂધ મેળવ્યું હોય, એની એક છાલિયું છાશ. બસ, સવારનું એનું ભોજનકામ પતી જાય.

સાંજે એક ભાખરી અને અચ્છેર કે પોણો શેર દૂધ.

આ એનો હંમેશનો ક્રમ. એમાં કોઈ દિવસ ફેરફાર નહિ. કોઈ એની મેળે બંગલામાંથી કાંઈ આપી જાય તો ભલે, બાકી પગી માવદાન પોતાના પગાર સિવાય, બીજી કોઈ આશા કદી રાખે નહિ. એ એના સ્વભાવમાં જ નહિ.

રાતના નવ વાગે એને ભજન ગાતાં સાંભળવો, એટલે જાણે ભક્તિરંગમાં ડૂબી જવું. એ બેઠા બેઠા ભજન લલકારતો જ હોય

ગરવ કયો સો ઈ નર હાર્યો,
સીયારામજી સેં, ગરવ કર્યો,
સો ઈ નર હાર્યો.

એનો એ પ્રલંબ મધુર અવાજ હવામાં ફેલાતો રહે અને રાતના દસ, અગિયાર, બાર એમ ટકોરા પડતા રહે. દોઢ બે વાગે એ જરાક ઝંપે. પણ એની નીંદર એ કાગાનીંદર. જરાક સંચળ થાય કે એણે ખોંખારો ખાધો જ હોય, દંગ સમારી હોય. અને 'ગરવ કર્યો'ના મીઠા ભજનનો અવાજ પાછો હવામાં ફેલાઈ રહે.

એની જરૂરિયાત એણે ઓછામાં ઓછી રાખેલી. એને લીધે એને જીવનમાં એક જાતનો સંતોષ પણ આવી ગયેલો. એનાં છોકરાંછૈયાં ચાર પાંચ ગઉ છેટે, ગામડાગામમાં રહેતાં. ત્યાં એક પસાયતું પડ્યું હતું, એ સંભાળતાં ને વારે તહેવારે આવી ચડતાં. એના ટૂંકા પગારને આ ઠીક ઠીક ટેકો હતો. કદાચ જીવનની જીવાદોરી હતી.

આમ પગીનો સંસાર નભતો જતો હતો. એને બીજું કોઈ વ્યસન ન હતું. બહુ ઝાઝી લપનછપન ન હતી.

પણ ધીમે ધીમે મોંઘવારીની આકરી ભીંસ એને પણ હવે લાગવા માંડી હતી. એના મનમાં મૂંગો ને મૂંગો સવાલ થતો હતો કે આમ આ બધું કયાં સુધી નભશે ? કયાં સુધી ચાલશે ?

આ પ્રશ્ન એનો એકનો ન હતો. હજારો ને લાખોનો હતો પણ એનો કોઈ જવાબ કોઈ પાસે ન હતો. સિવાય કે થોડાંક સમજ્યા વિનાનાં ગોખેલાં ભાષણો, બનતા સુધી અંગ્રેજીમાં આપેલાં કે જેનો એક અક્ષર પ્રજાનો પા ટકો પણ સમજે નહિ. પગી પણ આમાં કાંઈ સમજતો નહિ. પણ મનમાં ને મનમાં ભજન

સંસ્કારતો અને સવાલ-જવાબ બન્નેને ભૂલી જતો બીજો કોઈ માર્ગ એને દેખાતો ન હતો આટલાં વર્ષ બીજો નવો ધંધો હાથ પણ કર્યાની કરે ?

પણ છોકરાને નિશાળમાં હવે પૈસાની જરૂરત હતી ચોપડીઓ ફી, એ ખરચ આકરું હતું ઘર પડે તેમ હતું વરા માથે લટકતા હતા એને પોતાનો સંસારભાર વધતો જણાતો હતો અને જીવનબળ ઘટતું જતું હતું બે વરસ પછી તો કદાચ, આ નોકરી પણ ન હોય વર્ષો થયાં જે એકધારી શાંત હવામાં એ રહેતો હતો, એ હવા જ હવે જાણે ફરી ગઈ હતી કોઈ એવી હવા ફેલાઈ ગઈ હતી કે જાણે માનવને ભરખી લે ! માટે, એ તરસી હોય ! છતા માવદાન ધીમે ધીમે પોતાનું ગાડું ગબડાવ્યે જતો હતો

ખૂબી આ હતી જયાં એ નોકરી કરતો હતો લગભગ પચીસ વર્ષ થયાં, ત્યાં પણ કોણ જાણે શું થયું હતું, માણસો-રીતરસમ-વાતચીત, વ્યવહાર બધા જ બનાવટી જેવા લાગવા માંડ્યા હતા

તે પહેલાં તો રાવ ચેમ્બારદાર માવદાનની પણ જરૂરિયાત સારેનરસે પ્રસંગે કાંઈક હોય જ, એમ વગર કહે સમજનાર માણસો હતા હવે તો કોણ જાણે શું થતું હતું—'ક્યાં મફત કામ કરે છે ? આપ ણેય ધારાધોરણ પાળવા પડે છે ના ?' એવી કાયદા વાત આવી ગઈ હતી એનું કારણ સ્પષ્ટ હતું માનવસંબંધો સુધારનાર કાયદાએ પહેલું કામ જ આ કર્યું હતું માનવને જ મારી નાખ્યો હતો ! કારણ કે કાયદો કરનાર કેવળ ગેબણપદીના માણસો હતા એમાં ભાગ્યે જ કોઈ જીવનનો માણસ હતો.

એક વખતની વાત છે માવદાન પોતાને ઘેર ગયો હતો, બૈતંઠોક તીખા નજર કરતા પોતે વાડી દાર હતો, એને ખેતર તો એણે અરધિયાણું ખેડવા માટે આપ્યું હતું એ જૂની રીતરસમ પ્રમાણે કામ ચાલતું હતું પણ એણે જોયું કે એનું ખેતર ખેડનારો માણસ, જે એનો દૂરનો સગો પણ હતો, તે આજ દિવસ સુધી પાચ પાલી કઠોળ પાક્યા હોય તો અઢી પાલી ઘેર આવીને વગર કહે પહોંચાડી જતો હતો તે માણસ પણ મનમાં માનતો થઈ ગયો હતો કે, આ માવદાન મારી રહેમ ઉપર જીવે છે ! હમણાં જો હું કાંઈક આડોઅવળો જવાબ આપું, તો એ રખડી પડે ! આ બુદ્ધિ એને બુદ્ધિહીન કાયદાઓએ આપી હતી એને ચારે તરફની હવાએ દૃઢ બનાવી હતી માવદાને જોયું કે પોતાના ગામમાં જે થોડીઘણી પ્રીતભાવ જીવતી રહી હતી, અને જે સુધારવા માટે, એ ગામના માણસોને જ ભેગા કરીને સરકાર બંદોબસ્ત કરવાની પહેલી જરૂરિયાત હતી, એને બદલે આ અર્ધદગ્ધ એનો અક્કલ વિનાનો માર્ગ આવ્યો હતો કે, માણસ માત્રના દિલમાં દિલચોરી ઊભી થઈ ગઈ હતી અને વધુમાં તો જાણે ધરતી પણ દિલચોરી કરવા માંડી હતી !

પણ જ્યારે માવદાને પોતાના નાનકડા ગામમાં પણ વડના વડ જેવા માણસોને સેવાના સ્વાંગ નીચે, અને સાચાખોટા નાનામોટા અધિકારી, અર્ધસરકારી કામના ઓઠા નીચે સિફતભરેલી લૂંટમાં સંડોવાયેલા જોયા, ત્યારે તો એનું હૃદય તદ્દન ભાંગી ગયું જીવનમાંથી એનો વિશ્વાસ ઊડી જતો હતો અને આ જેવીતેવી ભયંકર ખોટ ન હતી એણે જોયું કે એનું આખું ગામ આ ખોટમાં પડ્યું હતું તે દિવસે સાંજે એ ગામના જૂના પ્રતિષ્ઠિત પોતાના હિતસ્વી, એવા એક મુખ્ય માણસને મળવા ગયો. એના માટે નાનપણથી જ એના દિલમાં એક એવો અચળ વિશ્વાસ બેઠો હતો કે, મેરુ ડગે તો ભલે, પણ આ માણસ ન ડગે એને એ મળવા ગયો નાનકડા ગામમાં તો હજુ કાયમ નહિ આ વિશ્વાસ, આ હવા, આ સદી સમજણ જ, બધાને જાળવી રહી હતી અને કોને કહેવું કોઈ દુર્જન, એ હવાને ન માને, છતાં સર્વવ્યાપક, અને સરળ, અને સહજ અને તત્કાળ અસરકારક તો એ ઉપાય જ હતો—સરકારમાર્યાનો—પણ એ તૂટ્યો પછી તો દરેક માણસ લોભમાં પડ્યો હતો પગાએ જોયું કે અહીં પણ હવે ક્યાંય આશાઉની સાદાઈ કે સચ્ચાઈ દેખાતી ન હતી

અને એ નવાઈ પામી ગયો. જેમને એ મળવા આવ્યો હતો તે ભાઈ બહાર આવ્યા. પણ એણે એના સાથે ઉપર ટપકેની જ વાત કરી માવદાનનું

મન ભાંગી ગયું. તે થોડીવાર પછી ત્યાંથી બેઠો થઈ ગયો. એણે જોયું કે સામાન્ય માણસની સામાન્ય મુશ્કેલીનો કોઈ જ માર્ગ કોઈની પાસે ન હતો. બધાની પાસે ઉપદેશ હતો અને તે પણ નકારાત્મક.

[ ૨ ]

બીજે દિવસે માવદાન પાછો પોતાની ચોકીદારી ઉપર હાજર થવા માટે ઘર–આંગણેથી નીકળવાનો હતો. એનો સાથ લઈને એક ગાડું પણ નીકળવાનું હતું. ગાડામાં પેલા જ પ્રતિષ્ઠિત ભાઈની દીકરી પણ સાસરે જવા માટે નીકળવાની હતી. માવદાન જેવો સાથ હતો, એટલે એમણે પોતે જ માવદાનને બોલાવીને કહ્યું હતું કે તું સાથે છો, એટલે વાંધો નથી. બાકી હમણાં ગાડામાં એકલા નીકળવા જેવું રહ્યું નથી. બધેથી જાણે માણસાઈએ વિદાય લીધી છે. પણ ખૂબી આ હતી. આ એમનો અંગત મત હતો. જાહેર મત બીજો જ હતો. ખૂબી આ હતી.

એટલે માવદાન કાંઈ બોલ્યો નહિ–પણ એનું દિલ આક્રંદ કરી રહ્યું હતું

એણે જ આ પ્રતિષ્ઠિત ગૃહસ્થ વિષે ઘણાને મોંએ સાંભળ્યું હતું કે એણે નવા ધારાધોરણનો લાભ ઉઠાવીને હજારો રૂપિયા જમીનમાંથી જ ઉપજાવી લીધા હતા. અને પાછો સેવાભાવી ભાષણોનો મારો પણ ચાલુ રાખ્યો હતો! ખરેખર, નવો માનવી આવ્યો હતો!

પણ જ્યાં હવા જ ફરી ગઈ હતી, ત્યાં માવદાન કે કોઈ બીજો શું કરવાનો હતો? પેલો ભર્તૃહરિનો શ્લોક નથી: 'ખલનો વાર્તાલાપ તો સાંભળવો પડ્યો, પણ મનમાં જાણતા હતા કે એની આ તદ્દન શઠવાત છે, તો–પણ હસતું મોં રાખીને એ સાંભળવો પડ્યો!' દુઃખ તો આ હતું. હસતું મોં રાખીને બધું સાંભળવાનું! બધે બધાની આ જ દશા હતી. પણ મોંને હસવાનું હતું! એટલે માવદાન પણ ચુપચુપ પેલા પ્રતિષ્ઠિત સજ્જનની વાત સાંભળી રહ્યો. મનમાં ઊંડી ઊંડી એવી આશા પણ ખરી કે એ ભાઈ ધારે તો વખતે હજી પણ મદદ કરે. એટલે મૂગી સંમતિ આપી.

ગાડામાં એની પુત્રી આવવાની હતી. પોતે એનો હસતે મોંએ ને આક્રંદ કરતાં દિલે ચોકીદાર થઈને ચાલ્યો!

મનમાં તો એને એવી ખાઈ ગઈ હતી કે આ બધાય ધોળા દિના ધોળા લુટારુ જેવા તેવા ભયંકર ન હતા! છતાં એના સ્વભાવમાં એટલી ચોકીદારની ફરજે અને દુરાશાએ એને આ કામ માથે લેવરાવ્યું.

ચાંદની રાત હતી. ગાડું આગળ ચાલ્યું. પોતે સાથે ચાલ્યો.

ધીમે ધીમે ગાડું રસ્તો કાપતું આગળ વધી રહ્યું હતું.

ગાડાવાળો માવદાનને ઓળખતો હતો, તેણે તેને ટાળવા માટે હોય તેમ એક વખત કહ્યું: 'તમારે માવદાનભાઈ! આંહીં આ ટૂંકી કેડીએ જવું હોય તો તમતારે જાઓ. અમે લાંબે ગાડામાર્ગે હમણાં તમને પકડી પાડીશું. બેન બેઠાં છે, એટલે ગાડામાં બેસવાનું તો તમને કહેવાય નહિ. નકર તો ગાડામાં જ બેસારત!'

'કાંઈ વાંધો નહિ મનજી કોળી! અમે તો રહ્યા ચોકીદાર! અમારું તો આમ જ ચાલે. અમારે તો રાત પડે; એટલે દિવસ ઊગે!'

ગાડું આગળ ચાલ્યું. થોડીવાર એ એમ ચાલ્યું. ત્યાં તો ધીમે ધીમે રાતનો અમલ ઝાંખો પડતો જણાયો.

મનજી કોળીએ ગાડું ઊભું રાખ્યું. 'હું આ આવ્યો' કહીને પોતે નીચે ઊતર્યો. પડખેની એક થોરની વાડ પાછળ જરાક ગયો, અને એક બીડી ચેતાવતો ત્યાંથી તરત પાછો આવ્યો.

'આવોને માવદાનભાઈ!' ત્યાં બોલકણા જ એણે કહ્યું: 'જરાક ફૂંક મારી લઈએ. ટાઢ પણ પાછલે પો'રે શરૂ થાય છે!'

માવદાન એની તરફ ગયો

મનજી કોળીએ એને બીડી આપી માવદાને ચેતવી બન્ને જણા સામસામા ફૂંક લેતાં બેઠા

મનજીએ અચાનક પૂછ્યું 'કેટલાં થયાં માવદાનભાઇ !'

'આ પંચાવન તો પૂરાં થઇ ગયાં છપ્પન ને સત્તાવનમું ચાલે છે !

'હવે તો કે' છે ધારા થવા છે સાઠે બુદ્ધિ નાઠી ગણે એવો જાટલીમેટ હોય-સાઠ વરસે ઘેર બેસરી દેવો તમારેય એવું થાશે ના ?'

'હા ભાઇ ! અમારેય એવું એમાં કઠ ના પડાય ? ધણીનો કોઈ ધણી છે ?

'પણ તમારાં છોકરાં તો નાનાં છે તમે હજી કડેધડે છો એક કલમને લસરકે બધુંય નો હાકતા હોય !'

'જો ! ધણીનો રોઇ ધણી છે ? ધારો ઇ ધારો !

'અરે શું ધારો ? આ બધાય ધારાને ઘોળીને પી ગયા નથી ?'

'કેણ ?'

'નાર તો જાણે તમે નહિ જાણતા હો આ ગોતરીને જેને મૂકવા જાવ છો, એના જ બાપ-તમે કહેતા તા ને સો ટચનું સોનું છે, એ પોતે જ !'

'ઓ એ તો કળજગ છે !

'પણ આવાને લૂંટવા હોય તો પાપ નો લાગે હો, માવદાનભાઇ ! બાપના સમ, મને તો મન થાય છે કે કામ કાઢી નાખું પણ તમે ભેગા છો, એટલે શું કરું ? પણ એમ કરીને'

'શું ?

'આ તમારાં છોકરાં છે નાના આવતી કાલે નોકરી ન હોય બચારા ગભરુ દખીના હાળિયા થઇ જાશે કેમે આવા બખે ખાવા જેટલી જાગ પણ રહેવા દીધી નહિ આખો મનક હેરાન થાય છે ને આખો મલક લૂંટ કરે છે ! આવાને તો આવે ટાણે એવો ઘા મારી લેવો જોઇએ કે મારા બેટા જિંદગભર બો ભૂલી જાય ! એણે કૈંકને લૂંટયા છે આપણે એને તમે તરે જરાક આડા-અવળા થઇ જાવને તમારે કયાં છતું થાતું છે ? આગળ થેગનું નાળિયું આવે છે એનાં એક કાકો બેસાર્યો છે ! ને તમારો ભાગ મારે પોં'ચાડવો રાત જેવું ધાબું છે ખોટું નહિ બોલું એક જ કલાક છે આખી જિંદગીનું સુખ થઇ જાશે નહિ નહિ તો પાંચેક હજારનો માલ હશે તમતમારે જરાક ભળ ભાખળું થાવ, એ ને તોટો લઇને જરાક આવા પાછા થઇ જાજો ને ! તમારે કયાં બીજું કાંઈ કરવું છે ? તમને તમારો ભાગ તમારે ઘેર પરોંચનો નો કરું તો મેં બાપનો કેજો ! મા અંબા મા મને ભરખે અડધા કલાકની વાત છે !'

માવદાન કાંઇ બોલ્યો નહિ પણ એનાથી જરાક ફિક્કિયાત જેવું હસાઇ ગયું ને ધીમેથી બોલાઇ પણ ગયું કળજગ કળજગ મને ને તને બન્નેને હવે વળગી પડયો છે થાય રોનક જેવું !

મનજી એનો મર્મ સમજી ગયો

વારે મોડા વિના જ બન્ને જણ બીડી ફેંકી દઇને પાછા ગાડા તરફ આવી ગયા

'મનક આખો લૂંટે છે !' મનજીનું એ વાકય સચોટ નીવડયું હતું માવદાન પણ વિચારમાં પડી ગયો હતો 'એક મહીના જેટલો એનો આધાર હતો, એ પણ છૂટવાઈ જવાનો હતો ! પોતે આ ઉંમરે કયાં જવાનો હતો ?

છોકરા ખાશે શું ?

'બચારાં ભણશે નહિ તો મારી પેઠે ભૂખે મરશે ! પંદર રૂપિયે મણ દાણો-માણસ ખાશે શું ! ને મને ચોકીદારને કોણ પૂછવાનો હતો ? એના મનમાં આવા દુષ્ટ વિચારોનો એક સાગર રેલાઇ રહ્યો હતો પોતે બાંધેલી જીવનમર્યાદાઓ ઉપર એમનો હલ્લો હતો

પણ રહી રહીને હવે પીળામાં ધૂળ, એવા વિચાર પણ એને આ વાં એગલામાં થેડું થેડું ભ્રમાખળું થવા માંડયું વખત કાગામધ વહી

રહ્યો હતો. અરધી કલાક પછી તો કાંઇ વાત નહિ. હોય !

ચોરની લાંબી નેળ દેખાણી. મનજીએ ગાડાને ઉતાવળે ઉપાડ્યું. 'અરે હો હો !' કરીને બળદને હાંકી મૂક્યા !

અચાનક માવદાને પૂછ્યું : 'લોટો ખોરો છે ?'

'હા છે ને !' મનજીએ કહ્યું. 'સાંભળી ભરી છે, નીચે લટકે છે. પાછા ખોટી થાતા નહિ ! અમે તો હમણાં સામે નીકળી જઇશું !'

'ખોટી શું થાશે-? આ આવ્યો. આ તો બગભાખરું થયું છે, એટલે હવે વાંધો નથી–તું જરાક ઉતાવળે હાંકતો થા ..'

મનજીએ ગાડું હાંકી મૂક્યું.

પણ માવદાનના મનમાં એ વખતે એક વિચાર આવી ગયો. વર્ષોની નીતિમર્યાદા છોડતાં મન બળાપો કરતું હતું. પણ એ મનમાંથી જ એક ઉપાય સૂઝ્યો. કોઇ સાંભળે નહિ, એટલે દૂર ચાલ્યું જવું. એટલે પોતાને ખબર જ ન પડે, ને પોતે પોતાની વાત પણ જાણતો કહેવાય !

મનની આ ઠગારી વાતને સમજવા જેટલી એનામાં શક્તિ ન હતી એમ નહિ, પણ પોતાની મુશ્કેલીનો સહેલો ઉપાય એને આકર્ષી રહ્યો હતો !

એટલે એ થોડેક વધારે દૂર ચાલ્યો ગયો. મનજીનો ડચકારો હવે સંભળાતો ન હતો. છતાં એ હજી થોડેક આગે ગયો. મન માનતું ન હતું અને એને મનાવવું તો હતું જ. ઉપર ટપકેનો દેખાવ, જળવાઇ જાય તો એ પણ એને આશ્વાસન સમું જણાતું હતું !

પણ જ્યાં એ થોડેક વધારે આગળ ગયો, ત્યાં પાણી ઊંડા માર્ગ જતો હતો. સુપડ ગયેલા વોંકળાનો એ માર્ગ હતો. ત્યાંથી આવતી, એક કરુણ ચીસ એને કાને અચાનક આવી. અને એ થંભી ગયો. કોઈ બાઇ માણસનો, હૃદય ચિરાઇ નાખે તેવો અનાથ, ફાટી જતો, ભયથી ધ્રુજતો, અવાજ આવી રહ્યો હતો: 'દોડ઼ જો, કોઇ દોડો, કોઇ બચાવો ! મારી નાખી રે...ઓ મા !'

પણ માવદાન કાંઇ વિચાર કરે કે વધુ સાંભળે તે પહેલાં તો એના પગ જ ઉતાવળે એ દિશામાં દોડી રહ્યા હતા ! વર્ષોથી પડેલા સંસ્કારને લીધે, એ તરત એ બાજુ દોડી જ ગયો, વિચાર કરવા થોભ્યો જ નહિ !

પણ વોંકળાના કાંઠા ઉપર આવતાં એની આંખ ચાર થઇ ગઇ. અંદર વોંકળામાં એણે જોયું તો કોઈ અનાથ જુવાન સ્ત્રી ઉપર કોઇ માણસ હલકટ હુમલો કરી રહ્યો હતો. સ્ત્રી હાંફી ગઇ હતી. એક જ પળ મોડું–અને એ બિચારીનું જીવન વેડફાઇ જવાનું હતું. પછી વિચાર કરવા થોભી શક્યો જ નહિ. એણે તો તરત પડકાર ફેંકીને વોંકળામાં જવા માટે ઊભી દોટ જ મૂકી.

પણ એને ધડબડ ધડબડ આવેલો જોતાં જ પેલો કાયર ઘાતકી એકદમ ભાગ્યો !

પછી એની પાછળ દોડતો હતો–પણ ત્યાં પેલી બાઇએ જ ફાટી ગયેલા અવાજે આજીજી કરી: 'ભાઇ, મને મૂકીને જતા નહિ, જતા નહિ. એ મારો રોયો ગુંડો છે. મને મોટે મારગે પહોંચાડી દ્યો ભગવાન તમને બદલો આપશે. મને ઝટ, મોટે મારગે મૂકી દ્યો !'

માવદાને એને તરત મોટા મારગ સુધી સાથ આપ્યો. અને એટલામાં તો એ મારગ ઉપર કોઇ હળ હાંકી જતું હતું, એની સાથે બાઇ ચાલી ગઇ. એને મોટી ચિંતા, પોતાને કોઈ ઓળખી લે તેની લાગી. એટલે એણે ઉતાવળે એ સાથ મળતાં જ માવદાનને 'ભાઇ, હવે વાંધો નહિ' કહીને રજા જ લઇ લીધી.

માવદાનને હવે તરત નાળિયાને માર્ગે જતું પોતાનું ગાડું સાંભર્યું.

પણ એના પગ હવે દોડતા જ હતા. એણે દોટ મૂકી. નાળિયાના માર્ગે ગાડું લૂંટાવાનું હતું. એને સાંભરી આવ્યું. પોતે જ એમાં મૂંગી સંમતિ આપી દીધી હતી, એ પણ યાદ આવી ગયું. એના પગ એના મનને જાણે ઠપકો આપતા હોય તેમ નાળિયાને માર્ગે વેગથી દોડવા ઊપડ્યા. એક નવી

નવાઈની વાત બની હતી. મન પગને હુકમ કરે. અહીં પગ મનને હુકમ કરતા હતા ! એને લાગ્યું કે એ વખતસર નાળિયામાં પહોંચી ગયો હતો. એણે ગાડાને ત્યાં ઊભેલું જોયું, કોઈકના હોંકારા પણ સાંભળ્યા. શી વાત હતી, એનું અનુમાન કરવાની એને જરૂર જ ન હતી. વાતની એને ખબર જ હતી. એણે વિચાર વિના અચાનક જ, મોટેથી તરત પડકાર ફેંક્યો: 'અલ્યા કોણ છે એ બે માથાળો ? અલ્યા મનજી કોળી ! સંભાળજે હો ! મારા દેખતા જો કાંઈ આડુંઅવળું થયું છે, તો કોઈની ભલીવાર નથી; કોણ છે એ માથાળો આડો ઊભો છે ?'

મનજી કોળી પહેલાં તો એમ સમજ્યો કે માવદાન દેખાવ રાખવા પૂરતો આવી પહોંચ્યો છે. એણે કાંઈ જવાબ ન વાળ્યો. પોતે ગાડેથી નીચે ઊતરીને આઘો જ ખસી ગયો.

'અલ્યા કોળા, સંભાળજે હો !' માવદાને ઉશ્કેરાટમાં આવી હાથમાંના સોટાનો છુટ્ટો ઘા જ કર્યો

એ ઘા ધડાક કરતો પેલા મનજીભાઈના શાગીર્દને જ વાગ્યો.

અને વાગ્યો તે એવો વાગ્યો કે આ દેખાવ નથી, પણ ખરાખરીનો ખેલ છે, ને માવદાન આડો પડવાનો છે, એ સમજતાં મનજીને વાર ન લાગી !

'હત ગોલીના કોળા ! મને ફસાવ્યો ના ?' એમ બોલતોકને પેલો શાગીર્દ તરત ભાગી છૂટ્યો.

માવદાન આગળ આવ્યો. તેણે મનજીને કહ્યું : 'મનજી ! ગાડે ચઢી બેસ, ને નાળિયામાંથી ઝટ લઈ લે !'

'અરે પણ ભાઈ ! પેલાને બિચારાને કારણ વિનાનો ... .'

'હવે હારસ, ને. ભારસ...શું એમાં શું સમજે ?'

'અરે પણ શું મારા ભાઈ ! તમેય તે....'

મનજી ગાડે ચઢી બેઠો. ને કાંઈ ન હોય તેમ ઉતાવળે ગાડું ઉપાડ્યું.

માવદાને ભજન ઉપાડ્યું : 'જગ્ય કર્યો સો ઈ નર હાર્યો, સીયારામજી સેં, ભરત કર્યો સો ઈ નર હાર્યો ?'

પણ-મનજી કોળીને તો એના આ ભજા-નકના વર્ણનનો ભેદ સમજાતો ન હતો. એ તો યાંત્રિક રીતે 'હો હો !' કરીને ગાડું હાંકતો જ રહ્યો.

જ્યારે નાળિયાની બહાર નીકળ્યા ત્યારે તો ઠીક અજવાસ આવતો હતો. મનજીએ માવદાન સામે જોયું. એને બે વેણ કહી દેવાની એના મનમાં તલાવેલી જાગી હતી. એને એમ થતું હતું કે આને પણ છેતરાયો તો કરું એટલે એ પણ જાણતો જાય.

અને એ બોલ્યો પણ ખરો : 'કાકા ! માવદાન-કાકા ! વશ્વાસઘાત જેવું કોઈ પાપ નથી હો !'

અને ફરી પણ બોલ્યો : 'કાકા ! માવદાન કાકા વશ્વાસઘાત જેવું કોઈ પાપ નથી !'

માવદાને જવાબ વાળ્યો : 'તારી વાત સાચી છે ભત્રીજા ! વિશ્વાસઘાત જેવું પાપ કોઈ નથી. મારા પગ-એણે મને જિંદગીભર સેવા આપી છે. આજ પણ એણે જ મને રસ્તો બતાવ્યો અને જાળવી લીધો. એણે મારો વિશ્વાસઘાત ન કર્યો પણ જો સાંભળ, હું ત્યાં ગયો' તો નળિયાથી આગે, ત્યાં પણ કોઈક લફંગો કોઈક ભાઈ માણસને સતાવી રહ્યો હતો. જાણે હવે ક્યાંય કોઈનો ડર જ રહ્યો નથી. કોણ જાણે શું થયું છે ? ધોળે દિવસે માણસ લૂંટાય—આ તે કેવી વાત ! પણ મારું મન તો વિચાર કરતું કરે છે ત્યાં તો મારા પગ વીજળી જેમ દોડ્યા !

'આ ત્યારે જ હું સમજ્યો કે માણું જે કામ કર્યું છે, ઈ ખરે ટાણે જવાબ આપે જ છે.

'ત્યાં જ મને થઈ ગયું કે વિશ્વાસઘાત જેવું બીજું કોઈ પાપ નથી. અને મારા પગે જ મને દોરવ્યો !

'મનજી કોળી ! મન દોરે છે પગને, પણ પછી તો પગ દોરે છે આપણને. અમથા કાંઈ બધાને બાપ, ઇંદ્રિયોને દેવતા કહીને હાથ જોડ્યા છે ?

'આ પગ, હાથ, આંખ, કાન એ તો આપણા દેવતા છે.

'આજ આ પગદેવતાએ મને એક પળમાં માણસમાંથી ક-માણસ થતો બચાવી લીધો છે હવે, ઉતાવળો થા, આપણે દી ઊગ્યા પહેલાં પહોંચી જવું છે !'

'હો-હો ! હો !' કરીને મનજી બળદને હાંકવા માંડ્યો

# 'बड़े भाग मनुष तन पावा'

શ્રીમન્નારાયણ

એ દિવસોમાં જ્યારે અમે દરબારમાં શ્રી આનંદમયી માને મળ્યા ત્યારે એમણે ખૂબ પ્રેમપૂર્વક સમજાવ્યું કે મનુષ્યે પોતાનું શરીર મન અને બુદ્ધિ સ્વચ્છ અને શુદ્ધ રાખવા માટે નિરંતર પ્રયત્ન કરવો જોઈએ અને જે ભગવાનનું નામ પ્રિય હોય તે મનમાં ગણગણતા રહેવું જોઈએ, અને પછી ધીરેથી બોલ્યાં, 'જુઓ ભાઈ, આ મનુષ્ય શરીર ખૂબ ભાગ્યથી જ મળે છે. આધ્યાત્મિક વિકાસ માટે એનો પૂરેપૂરો લાભ લેવો જોઈએ ને ?"

શ્રી મ.નાં આ પાવન વચન સાંભળીને મને અનાયાસ ભગવાન રામના એ શબ્દોનું સ્મરણ થઈ ગયું, જે એમણે અયોધ્યાવાસીઓને કહ્યા હતા.

> बड़े भाग मनुष तन पावा ।
> सुर दुर्लभ सब ग्रन्थनि गावा ॥

ભગવાને માનવ શરીરને "साधन, धाम, मोच्छ कर द्वारा" કહ્યું છે. જે એને મેળવીને પણ પરભવ નથી સુધારતો તે રડે છે અને પસ્તાય છે.

તુલસીદાસે 'વિનય પત્રિકા'માં તો વારંવાર એ જ પ્રાર્થના કરી છે કે એમનો મનુષ્ય જન્મ અકારણ ન થાય અને રામ ભજન મારફત જ તે મુક્તિ મેળવે.

> हरि ! तुम बहुत अनुग्रह कीन्हो ।
> साधन, धाम बिबुध-दुरलभ तनु,
> मोहिं कृपा कर दीन्हो ॥
> बिषय-बारि मन-मीन भिन्न नहिं,
> होत कबहुं पल एक ।
> ताते सहौं बिपति अति दारुन,
> जनमत जोनि अनेक ॥

એવી જ રીતે સુરદાસજીએ પણ આ અમર ગીત ગાયું છે :

> मो सम कौन कुटिल खल कामी ।
> जिन तनु दियो ताहि बिसरायो ऐसो निमकहरामी ॥

ચોર્યાશી લાખ યોનિઓમાં માનવ યોનિ સર્વોત્તમ મનાય છે. આધુનિક વિજ્ઞાનના વિકાસ સિદ્ધાંત પ્રમાણે મનુષ્ય શરીર બધી યોનિઓના અંતમાં મળે છે. અને એક વાર માનવ યોનિમાં જન્મ મળ્યા પછી મનુષ્ય પશુ-પક્ષીની યોનિમાં પાછો નથી જતો. હિંદુ ધર્મમાં આથી કંઈ વિપરીત માન્યતાઓ છે. મહાત્માઓના શ્રાપથી કાકભુશુંડીની જેમ કેટલાય સાધુ સંતોએ પશુ પક્ષીની કાયા અપનાવવી પડી છે. જે હોય તે, પરંતુ મનુષ્ય શરીર સૌથી ભાગ્યશાળી મનાય છે, અને એનું કારણ પણ સુવિદિત છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુન તો બધી યોનિમાં સમાન છે, પરંતુ ભગવાને મનુષ્યને બુદ્ધિ અને વિવેકની શક્તિઓ આપી છે. એના માધ્યમથી જ તે પોતાના 'સહજ સ્વરૂપ'ને ઓળખીને બ્રહ્મલીન થઈ શકે છે અને જન્મજન્માંતરના ફેરાના બંધનમાંથી મુક્ત થાય છે. આપણાં ઉપનિષદોએ શરીરને રથ, ઇન્દ્રિયોને ઘોડા, મનને લગામ અને બુદ્ધિને સારથી કહ્યાં છે.

> आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
> बुद्धिं तु विद्धि मनः प्रग्रहमेव च ॥

તપના સંયમ વડે મનુષ્ય પોતાની ઇન્દ્રિયોને અને મનને વશ કરી શકે છે અને એ પ્રકારે આધ્યાત્મિક ઉન્નતિ તરફ આગળ ધપી શકે છે. જપ-તપનાં પવિત્ર સાધનો બીજી યોનિઓમાં નથી મળતાં. એટલા માટે માનવ શરીર દુર્લભ મનાયું છે.

એ તો સાચું છે કે 'માનવ શરીર' ખૂબ ભાગ્યથી જ મળે છે; પરંતુ આપણું ભાગ્ય ત્યારે જ સાર્થક થઈ શકે છે જ્યારે આપણે એનો (શરીરનો) સારો ઉપયોગ કરીએ. આ દૃષ્ટિએ તે સ્વસ્થ અને પવિત્ર રહેવું જોઈએ. મારા શ્રદ્ધેય પિતાજી અમને સમજાવ્યા કરતા હતા કે શરીર અંતરઆત્માનું મંદિર છે. એને ખૂબ સાફ અને પવિત્ર રાખવું જોઈએ. સ્થૂળ શરીર સિવાય આપણા ભાવ અને વિચારોનું શરીર પણ સ્વચ્છ રહેવું જોઈએ, જેથી કરીને આત્માનો પ્રકાશ સંસારમાં ચમકી શકે. આ ત્યારે જ શક્ય થઈ શકે છે જ્યારે આપણા રોજિંદા જીવનમાં સંયમ, વિવેક અને તપસ્યા હોય જેવી રીત

આપણી શારીરિક બીમારીઓની અસર મન પર પડ્યા વગર નથી રહેતી, તેવી રીતે આપણા મન અને ભાવનાઓનો પ્રભાવ શરીર પર પડ્યા વગર નથી રહેતો. આટલા માટે ગાંધીજી કેટલાય પ્રકારના રોગ દૂર કરવા માટે 'રામનામ' પર ખૂબ ભાર મૂકતા હતા. તુલસીદાસજીએ રામાયણના ઉત્તરકાંડમાં 'માનસ' રોગનું ખૂબ ધાર્મિક વર્ણન કર્યું છે. એમણે 'મોહ'ને બધી માનસિક વ્યાધિઓની જડ કહી છે.

मोह सकल व्याधिन्ह कर मूला ।
तिन्ह ते पुनि उपजहिं बहु सूला ॥

આ બધો માનસિક તાપ રામકૃપાથી દૂર થઈ શકે છે, પરંતુ આ ભગવદ્ કૃપા મેળવવાને પાત્ર થવા માટે આપણા જીવનમાં સંયમ જોઈએ, ઇન્દ્રિયો પર કાબૂ હોવો જોઈએ. આ વિચાર ફક્ત ધાર્મિક કે આધ્યાત્મિક જ નથી. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં ચાણક્ય નીતિ મુજબ પણ વ્યસનો ત્યાજ્ય ગણ્યાં છે. જો વ્યક્તિ તેમાં ફસાઈ જાય છે તો તે સફળતા નથી મેળવી શકતો.

न व्यसन परस्य कार्यावाप्ति
तस्य [illegible] इन्द्रिय निग्रह

આ વિવિધ સંયમ શારીરિક અને માનસિક બંને પ્રકારે સ્વાસ્થ્ય માટે આવશ્યક માનવો જોઈએ.

જો આપણું સ્થૂળ શરીર જ સ્વસ્થ અને કાર્યશીલ નહીં હોય તો પછી અર્થ, ધર્મ, કામ અને મોક્ષરૂપી ચાર ધ્યેય નહીં મેળવી શકીએ. આયુર્વેદના વૈદ્યશિરોમણિ ધન્વંતરિનું કથન છે.

ગાંધીજી પણ રાજકીય અને વ્યક્તિગત જીવનના આરોગ્ય પર ખૂબ ભાર મૂકતા હતા. જ્યારે તેઓ ૧૯૪૨ના ઑગસ્ટમાં 'ભારત છોડો' ચળવળમાં આગાખાન મહેલમાં નજરકેદ હતા ત્યારે એમણે રાજનીતિ સંબંધી કોઈ પુસ્તક ન લખ્યું પરંતુ એ ગંભીર વાતાવરણમાં પણ એમણે જેલમાં 'આરોગ્યની ચાવી' નામની પુસ્તિકા લખ્યાનું મહત્ત્વ સમજાવ્યું. આ ખરેખર કેટલી ઉલ્લેખનીય વાત છે. આ પુસ્તકમાં બાપુએ પ્રાકૃતિક ચિકિત્સા પર ખૂબ ભાર મૂક્યો છે અને શારીરિક સ્વચ્છતાની સાથે સાથે માનસિક પવિત્રતાનું મહત્ત્વ સમજાવ્યું છે.

આજકાલ તો 'એલોપથી' દવાઓના બોજ બન્યા છે. સહેજ પણ બીમારી થઈ તો લો 'ઈન્જેક્શન' અને અસરકારક 'એન્ટીબાયોટિક' દવાઓ. આ દવાઓથી બીમારી ભલે થોડા સમય માટે દબાઈ જાય, પરંતુ શરીર જર્જરિત અને ધાયલ થઈ જાય છે. મારો તો એ અનુભવ છે કે આહારક્રમ બદલવાથી અને ઉપવાસ કરવાથી ઘણી બીમારીઓ દૂર થઈ જાય છે. જરૂરત જ પડે તો હળવી 'બાયોકેમી' અથવા હોમિયોપેથિક દવાઓ ખૂબ અસરકારક સાબિત થાય છે. આયુર્વેદ પદ્ધતિ આપણા દેશ માટે ખૂબ અનુકૂળ છે ખાસ કરીને જડીબુટ્ટી વગેરે. પરંતુ વિનોબાજી વારંવાર કહે છે તેમ સૌથી સારી 'પેથી' તો 'સિમ્પથી' (સહાનુભૂતિ) જ છે અને તેની સાથે કુદરતી ઉપચાર પાણી, માટી, સૂર્યકિરણો, વાયુ અને આહાર શુદ્ધિ.

આહાર શુદ્ધિનું આપણા જીવનમાં વિશેષ મહત્ત્વ સમજવું જોઈએ. માનવ કાયાને શુદ્ધ અને સુંદર રાખવા માટે આપણું દૈનિક ભોજન સાત્ત્વિક હોવું તે ખૂબ જ આવશ્યક છે. જેવો આપણો આહાર હશે તેવું જ આપણું સ્થૂળ શરીર બનશે. 'ચાણક્ય નીતિ'એ સ્પષ્ટ કહ્યું છે

यदन्न भक्षयेन्नित्य जायते तादृशी प्रजा ।

પરંતુ આજકાલ તો માંસ અને મદિરાનો પ્રચાર ખૂબ ઝડપી થઈ રહ્યો છે. આ વ્યસન સ્ત્રીઓ અને નવયુવકોમાં પણ ફેલાઈ રહ્યું છે તે વિશેષ ચિંતાની વાત છે. રાજકીય જીવનમાં તો પાણીની જેમ વપરાય છે. મેં મોટા મોટા ઑફિસરોને નશામાં ચૂર થઈને બકવાટ કરતા જોયા છે. ભારતમાં અને નેપાળમાં પરંતુ મેં હિંમત કરીને ભારતીય એલચી ભવનમાં દારૂને સહેજ પણ સ્થાન નહોતું આપ્યું. એનું પરિણામ હિતકર જ રહ્યું અને અમારે ત્યાં શુદ્ધ આહાર અને પેયની વ્યવસ્થા રાખતા હતા. એના ફળસ્વરૂપે સ્થાનિક સમાજોમાં શાકાહાર અને દારૂબંધી તરફ વિશ્વાસ વધ્યો. આવું આપણી જીવનપદ્ધતિમાં દૃઢ રહીએ તો જનતા પણ આપણને આદર કરે છે. અમે તો વિશ્વભ્રમણ કરી ચૂક્યા છીએ. બધા દેશોમાં અમને શુદ્ધ આહાર મેળવવામાં કોઈ પ્રકારની મુશ્કેલી નથી નડી.

યુરોપના એક વિખ્યાત ડૉક્ટરે એ પણ કહ્યું કે આજકાલ કેન્સર વગેરે જેવી અનેક પ્રકારની ગંભીર બીમારીઓ દારૂ અને સિગારેટના વ્યસનથી થાય છે, સોવિયેત યુનિયન જેવા રાષ્ટ્રમાં પણ 'ધૂમ્રપાન' વિરુદ્ધ જોરદાર આંદોલન ચાલી રહ્યું છે. દારૂની વધતી જતી માત્રાને કારણે પશ્ચિમના કેટલાય દેશો પરેશાન છે, અને ઉપાય શોધી રહ્યા છે કે આ વ્યસનને કેવી રીતે કાબૂમાં લાવી શકાય આ સંબંધમાં એક જાપાની કહેવત ખૂબ સુંદર છે. "પહેલાં માણસ દારૂ પીએ છે, પછી દારૂ દારૂને પીએ છે અને અંતમાં દારૂ માણસને પીએ છે." ખરાબ વ્યસનોના હાલ હંમેશા આવા થાય છે. જેવી રીતે અગ્નિમાં ઘી નાખવાથી ભડકો વધે છે તેમ આપણી ઇંદ્રિયોની વાસના તૃપ્ત કરવાના પ્રયત્નોથી એની ભોગલાલસા વધે છે મનુસ્મૃતિમાં આ વિચારને સુંદર રીતે વ્યક્ત કર્યો છે

> વ્યસનસ્ય ચ મૃત્યોશ્ચ વ્યસનં કષ્ટમુચ્યતે ।
> વ્યસન્યધોઽધો વ્રજતિ સ્વર્યાત્યવ્યસની મૃત ॥

અર્થાત્, વ્યસન અને મૃત્યુ એ બંનેમાં વ્યસન વધારે દુઃખદાયી છે, કારણ કે વ્યસન મનુષ્યને નીચે અને નીચે લઈ જાય છે, જ્યારે વ્યસનરહિત મનુષ્ય સ્વર્ગ તરફ ઊંચો જતો જાય છે.

લોકો હંમેશા કહેતા હોય છે કે, સાચુ છે, અમે પણ દારૂ અને સિગારેટ પીવાનું ખરાબ સમજીએ છીએ. પરંતુ આદત પડી ગઈ છે, ધીરે ધીરે છોડવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ અનુભવી ડૉક્ટરોનું કહેવું છે કે વ્યસનોનો ત્યાગ ધીરે ધીરે નથી થઈ શકતો. આપણી સંકલ્પશક્તિ દૃઢ કરીને એનો એકદમ ત્યાગ કરવો જોઈએ. આમાં માનસિક તથા શારીરિક ઠીક ઠીક કષ્ટ થાય છે, પરંતુ સફળતા પણ મળે છે.

હમણાં જ એક વિખ્યાત ડૉક્ટરે ખૂબ જ અગત્યની વાત કહી છે: 'જગતમાં ભોજનસામગ્રીની અછત હોવા છતાં ઓછું ખાવા કરતાં વધારે ખાવાથી ઘણા લોકો મરે છે" એ ખરું છે કે દુનિયામાં અત્યારે ભૂખમરો છે, ખાસ કરીને એશિયા અને આફ્રિકાના દેશોમાં. પરંતુ વધુ ખાવાથી જે લોકો મરે છે તેમની સંખ્યા વધુ છે. શહેરોમાં રહેતા ધનપતિઓએ આ વિષયમાં ખૂબ ઊંડાણથી વિચારવું જોઈએ ને ! એનાથી એમના શરીરનું તો ભલું થશે: પરંતુ સાથે સાથે દેશ અને સમાજનું પણ. ભૂખ લાગ્યા વગર ખાતા રહેવું એ પોતાના શરીર પર અત્યાચાર જ છે.

દરેક ધર્મમાં નિયમિત ઉપવાસ કરવાની કથા રહેલી છે. હિંદુઓમાં એકાદશી અને અન્ય તહેવારોના દિવસોમાં ફળાહાર કરવાનો રિવાજ છે. ઇસ્લામમાં 'રમઝાન' વગેરેની પ્રથા હજુ પણ ઘણી પ્રચલિત છે. આવી જ રીતે બીજા ધર્મોમાં પણ. સ્વ. લાલબહાદુર શાસ્ત્રીએ ભારતવાસીઓને અપીલ કરી હતી કે દર સોમવારે સાંજનું ભોજન બંધ કરવું. હું આ ક્રમને ઘણા વખતથી પાળી રહ્યો છું, જેથી બીજી વાતો સિવાય અમારી તંદુરસ્તીને ઘણો ફાયદો થયો છે.

જ્યારે અમે ૧૯૪૨ના આંદોલનમાં જબલપુર જેલમાં હતા. ત્યારે ઘણા મિત્રો કહ્યા કરતા હતા: 'કમ ખાના ગમ ખાના, તબ કટે જેલખાના.' મારા મતે તો આ સિદ્ધાંત મુજબ જેલની બહાર સામાન્ય જીવનમા પણ સારી રીતે અપનાવી શકાય છે.

ભોજન સિવાય કપડાં અને પોષાકો પર આપણી તંદુરસ્તીનો ઘણો આધાર રહે છે. આજકાલ ફેશનના નામે જ જાણે કેટલાય રિવાજો પડી ગયા છે, ભારત જેવા ગરમ દેશમા કોટ-પાટલૂન, ટાઇ અને હવે તો 'ડ્રેનપાઈપ' જેવા સાંકડા પોશાકો ખરેખર ભયંકર છે. પરંતુ આપણાં યુવક-યુવતીઓ એનો શિકાર બનતા જાય છે. નેપાલમાં પણ વિદ્યાર્થીઓના આવા જ હાલ છે. સ્ત્રીઓમા ઘરેણાની ફેશન કંઇક ઓછી થઇ ગઈ હતી, પરંતુ હવે ફરીથી એ જોર પકડતી જાય છે ઘરેણુ તો હોવું જ જોઇએ ભલે તે નકલી હોય પરંતુ માનવ શરીરની સુંદરતા જો આભૂષણો પર નિર્ભર હોત તો બ્રહ્માએ એનો પ્રબંધ જન્મથી જ કરી નાખ્યો હોત ને ?

વાસ્તવમાં આપણા શરીરની સાચી સુન્દરતા સાદગીમાં છે—શુદ્ધ, સાદા ખોરાક અને સ્વચ્છ સાદાં કપડાં. આ દૃષ્ટિથી ગાંધીજીએ સ્વાતંત્ર્ય સંગ્રામ વખતે ખાદી પર એટલો બધો ભાર મૂક્યો હતો. ખાદીમાં સ્વાર્થ પણ છે અને પરમાર્થ પણ. આપણને શુદ્ધ અને ગરીબો મારફતે કાંતેલુ-વણેલું-પવિત્ર વસ્ત્ર પહેરવા મળે છે. અને એ મારફત લાખો



[ અનુ૦ પૃષ્ઠ ૩૬૧

# આદર્શ સ્મશાન

શિવશંકર શુક્લ

સ્મશાન શબ્દ કાને પડતાં સામાન્ય રીતે ગમગીનીનું વાતાવરણ સર્જાઈ જાય છે. મરણ પછી શબને બાળવાની જગ્યા એટલે મસાણ–સ્મશાનમાં મુડદાં બળી રહ્યાં હોય, રાખની ઢગલીઓ પડી હોય, જમીન ભૂખરી બની ગઈ હોય, કંઈક ચિતાઓ ઠરી રહી હોય, હાડકાં આમતેમ રખડતાં હોય, કૂતરાં ભટકતાં હોય એ ચિત્ર આપણી આંખ સામે ખડું થાય, ત્યારે વિષાદની લાગણી ફરી વળે છે કોઈક અઘોરી બાવો હોય, ભૂતપ્રેતની સાધના કરનાર આવતા હોય, ભૂત, પ્રેત, પિશાચ, ડાકણ, શાકણ, ઝંડ વગેરે રખડતાં આપણે માનસિક દૃષ્ટિએ જોઈએ ને એ બધા અમંગળ વચ્ચે શિવજી વાસો કરીને રહ્યા હોય. સ્મશાનનું આ વાતાવરણ વૈરાગ્ય ભલે પ્રગટાવતું હોય, પણ તે પ્રેરણાદાયી કે મંગલ વૈરાગ્ય નથી હોતો.

કબરસ્થાન ને પારસીનાં દખમાં પણ વિષાદમય ને ભયંકર વાતાવરણ ઊભું કરે છે. હિંદુઓએ શબને બાળવાનો રિવાજ કર્યો છે એ ઘણી રીતે યોગ્ય જ કર્યું છે, તેમાં અપવાદરૂપે તદ્દન નાનાં બાળકો અને સંન્યાસીઓ માટે દાટવાનું રાખ્યું છે સ્મશાન માટે સામાન્ય રીતે નદીનો કિનારો કે બે નદીઓનો સંગમ અથવા સરિતા–સાગર–સંગમ પસંદ કરવામાં આવે છે. નદી ન હોય તો દરિયાકિનારો. પ્રકૃતિનું સાન્નિધ્ય એ રીતે એક જાતની ગંભીરતા સરજે છે તેની સાથેસાથે પાછળ મૂકી આવેલા પ્રપંચની નશ્વરતાનું ભાન પણ કરાવે છે. મુંબઈના સોનાપુર જેવું સ્મશાન હોય તો તે ઔદ્યોગિક શહેરોમાં શબને પણ ઔદ્યોગિક રીતે જ પતવી દેવાની વ્યવસ્થા સિવાય બીજું શું કરી શકે?

મેં ઘણાં સ્મશાન જોયાં છે પહેલવહેલું સ્મશાન જોયાનો ખ્યાલ છે: મહીસાગર ઉપર મધરાતે... વાસમાં એક સુવાસિનીનું શબ લાકડાંની મોટીમોટી ગંડેરીઓમાં બળી રહ્યું હતું. ત્યાર પછી કાશી, પ્રયાગ દિલ્હી, ચાણોદ, પૂના, મુંબઈ, કારવારનાં સ્મશાનો પણ જોયાં. અમદાવાદનાં દૂધેશ્વર ને સપ્તર્ષિ તો અસંખ્યવાર જોવાં પડ્યાં હશે. દેટલેક ઠેકાણે સ્મશાનમાં દિવસ ને રાત પણ ગાળી છે અને છેલ્લે ભારતને પશ્ચિમ છેડે ઘૂઘવતા સાગર ઉપર દ્વારિકાનું સ્મશાન જોયું. આ બધા પ્રસંગોએ હૃદયમાં કંઈક અજંપો જ થયો છે, વિષાદની સાથે વૈરાગ્યની આછી અસર પણ આવ્યા વગર ન રહે. પણ તેથી શું? મરણ એ માત્ર પૂર્ણવિરામ છે: જીવનનું એ સાર્થ વાક્ય નથી. મરણ આવવાનું જ છે તો જીવન કેવી રીતે જીવવું તેનો સંદેશો આજ સુધી કોઈ સ્મશાને મને આપ્યો નહોતો.

ખલીલ જિબ્રાનનું 'વિદાયવેળાએ' (પ્રોફેટ) પુસ્તક જેણે વાંચ્યું હશે, તેને જે સંદેશો મળી રહે છે, તેવો સંદેશો સ્મશાન પાસેથી મળી શકે ખરો? સ્મશાન માત્ર વૈરાગ્ય કે તત્ત્વજ્ઞાનના વિચારોને જન્મ આપે એ કરતાં જીવન જીવવા માટેની પ્રેરણા આપે એવું કંઈક ન થઈ શકે?

જામનગરની મુસાફરીએ અમે ગયા ત્યારે સ્થાનો જોવાના કાર્યક્રમમાં 'સ્મશાન'નો પણ સમાવેશ થતો હતો. મને થયું આ કેવો 'અભદ્ર' ખ્યાલ? સ્મશાનમાં તો વળી શું જોવાનું હશે? અને આપણે તો નકામો વખત બગાડવા નથી જ જવું એમ મેં નક્કી કર્યું પણ મોટરમાં બધાની સાથે પેક થઈ ગયેલો એટલે નાછૂટકે જવું પડ્યું.

પણ એ જવું પડ્યું એને સદ્ભાગ્ય જ સમજું છું. અમંગળ લાગતા સ્મશાનને મંગળમય કેવી રીતે બનાવી શકાય, સ્મશાન પાસેથી પણ જીવન જીવવાનો સંદેશ મળી શકે એ બન્ને વસ્તુ મેં ત્યાં જોઈ. જામનગરનું એ સ્મશાન પણ એક નાની નદીને કિનારે આવેલું છે સ્મશાનના ઝાંપામાં પેસીએ એટલે આપણે કોઈ જાહેર બાગમાં જ પેસતા હોઈએ એવું લાગે, સુંદર બગીચામાં બન્ને બાજુએ કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ગાંધીની પ્રતિમાઓ મૂકેલી છે પછી ચોકઠામાં ભાત–

વર્ષમાં થઇ ગયેલા સંતો, મહાત્માઓ ભક્તોની પ્રતિમાઓ છે. મીરાં, તુલસી, સહજાનંદ, રામદાસ, કબીર, જ્ઞાનદેવ, દયાનંદ, રામકૃષ્ણ વગેરે સંતો ત્યાં હમણાં જ બોલી ઊઠશે એવી રીતે ઊભા છે. એ પ્રતિમાઓ એટલી સુંદર રીતે તૈયાર કરવામાં આવી છે અને એટલી સરસ રીતે રંગવામાં આવી છે, કે આપણે સ્મશાનમાં નહિ પણ સંતલોકમાં ને રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર ને ગાંધીના નિર્વાણલોકમાં આવીને ઊભા હોઇએ એમ લાગે. ત્યાં પણ સુંદર છોડવા વાવેલા છે.

ત્યાંથી જરા આગળ જઇએ એટલે દાહસ્થાન આવે છે. તે પણ સ્વચ્છ અને સુઘડ હતું. ચોમાસા માટે ઉપર છાપરા પણ કરવામાં આવી હતી. મૂર્તિઓની પાછળના ભાગમાં નાહવા માટે એક વાવડી હતી અને તેના બાજુના ભાગમાં નાનીનાની ઓરડીઓમાં નાહવા સારુ ચકલીઓ મૂકેલી હતી તેમ જ કપડાં બદલવા માટે સારી મોકળાશ હતી. ચિતાસ્થાનને ધસાઇને નદીનાં નિર્મળ નીર વહે જતાં હતાં.

સામાન્ય રીતે સ્ત્રીઓ સ્મશાનમાં જતી નથી. જોવા માટે પણ ન જાય. એકલદૂકલ જાય તો છળી મરે, ભૂતના ભણકારા વાગે. પણ અહીં તો જાણે દેવદર્શન માટે મંદિરે આવતી હોય તેમ અનેક બહેનો આવતી હતી અમે ગયા ત્યારે શીતળાસાતમનો ને આઠમનો નદીકિનારે મેળો હતો. ત્યાંથી અનેક બહેનો ત્યાં આવે જ જતી હતી સ્મશાનમાં ગયા પછી નાહવું પડે એ ખ્યાલ પણ ત્યાં આવનાર કોઇ ને આવતો જ નહોતો.

એમને ત્યાંથી ખસવાનું મન થતું નહોતું. મરણ જો છે જ તો મરણના મારણનો મંત્ર પણ છે જ. અને ત્યાં ઊભેલી વ્યક્તિઓ એ મંત્રને બળે મૃત્યુંજય બની છે. મરણ આવવાનું જ છે, તો જીવન કેવી રીતે જીવી જાણવું એ સંદેશો જામનગરના સ્મશાનમાં એકઠા થયેલા સંતો આપી રહ્યા છે.

મને લાગે છે કે આ એક આદર્શ સ્મશાન છે. આ રીતે આપણા દેશમાં ગામે ગામ ને શહેરે-શહેર સ્મશાનોમાં પરિવર્તન થાય તો કેવું સારું ! જે વ્યક્તિને સ્મશાનમાં આ ક્રાંતિ લાવવાનો ખ્યાલ આવ્યો હશે, તેનો હિંદુ સમાજ હમેશને માટે ઋણી રહેશે.

*

પૃષ્ઠ : ૩૫૮થી ચાલુ ]
ગયો હશે. નહીં પતી ગયો હોય તો ચવ્હાણ સાહેબ પતાવી દેશે અથવા મુદત લંબાવી આપશે. આ અરસામાં યાહ્યાખાન ભારતને પૂછીને જ પાણી પીતા થઇ ગયા હશે.

ફક્ત એક જ વાત નથી સમજાતી. આંતરદેશીય પત્ર તેમજ કવર ઉપર પાંચ પૈસાનો સરચાર્જ લાગુ પડે છે જ્યારે પોસ્ટકાર્ડને તેમાંથી બાકાત રખાય છે. આજે ટપાલખાતાને પોસ્ટકાર્ડની સેવા ચાલુ રાખવા માટે જંગી ખોટ સહન કરવી પડે છે. હવે જ્યારે કવર અને આંતરદેશીય પત્રોનો વપરાશ ઘટશે ત્યારે પોસ્ટકાર્ડનો ઉપયોગ ખૂબ વધશે. પરિણામે ખોટનું પ્રમાણ પણ વધી જશે. તો નાણાપ્રધાનને માલુમ થાય કે પોસ્ટકાર્ડ ઉપર પાંચ નહીં તો બે પૈસા તુરત વધારી નાખજો–નહીંતર બેય છેડા ભેગા થાશે નહીં. અખબારો તેમજ પોસ્ટકાર્ડ આ બન્ને ચીજો ઉપર બે પૈસાનો, વધારો, બહુબહુ તો ફેબ્રુઆરી સુધી, ભારે નહીં પડે. ત્યારબાદ બધું આપણી ઇચ્છા મુજબ થવાનું છે—અમેરિકા વધુ મદદ કરશે. રશિયા તો કરવાનું જ છે અને ચીન પણ તેમાં ભળશે. અને રાજ્યોની ચૂંટણીમાં પાસા સવળા પડ્યા તો પછી ..



# નવો અવતાર

લલિતકુમાર શાસ્ત્રી

સૂરજે રૂપ બદલ્યું તેની સાથે મનની ગડીઓ પણ ઉકેલાઈ ગઈ. હૃદય માનતું નહોતું અને મન દલીલો કરતું હતું. પણ મારી બુદ્ધિની વકીલાત કામ લાગી નહીં અને મારાથી બોલાઈ ગયું...'તમે?'

આ શબ્દધ્વનિની સાથેજ મારી જિંદગીના પચ્ચીસ વર્ષ ઓછા થઈ ગયા. અને ભૂતકાળ વર્તમાનની સામે આવીને ઊભો રહ્યો.

મને મારી શરમ લાગી. અંતરે મારી પાસે જવાબ માગ્યો. મેં મૌન દ્વારા ઉકેલ શોધવાનો પ્રયત્ન કર્યો પણ જ્યાં યુગોનો હિસાબ ચૂકવવાનો હતો ત્યાં!

હું અને સાવિત્રી સાથે ભણતા હતા. મને યાદ છે ત્યાં સુધી એસ. એસ. સી. ની પરીક્ષા પણ સાથે આપી હતી. કાળી, પાતળી, ઊંચી સાવિત્રી મને ગમતી નહોતી એવું નહોતું, પણ એની જ્ઞાતિનો ખ્યાલ આવતાં મારું મન ધૃણાથી ભરાઈ જતું.

હું બ્રાહ્મણ કુળમાં જન્મેલો અને મને એનું અભિમાન પણ હતું. મહાપરાક્રમ તું પૌરુષમૂર્તિવાળા કર્ણનું પાત્ર મને કદી ગમ્યું નથી. એનું કારણ કદાચ એ પણ હોય કે અમુક જ્ઞાતિમાં જન્મ થવો એને હું ઇશ્વરની દેન સમજતો હતો. કર્મ મારે મન ગૌણ બની ગયું હતું.

વર્ગમાં હું હંમેશા પ્રથમ નંબર રાખતો, પણ સાવિત્રીય મારાથી પાછી હટે તેવી નહોતી. એ બીજો કે ત્રીજો નંબર તો લવતી જ. પણ મને એ ન ગમતું. જ્ઞાન અને વિદ્યા એ ઉચ્ચ વર્ણનો ઇજારો છે એમ હું માનતો તેથી સાવિત્રી અભ્યાસમાં અને બીજી પ્રવૃત્તિમાં કેમ પાછળ પડે તે જોવા પ્રયત્ન કરતો. જો કે આ બધુ સાવિત્રીની પીઠ પાછળ જ થતું. દેખીતી રીતે સાવિત્રી સાથેના મારા સંબંધો સારા હતા.

એ મારી સાથે ઘણીવાર વાત કરવાનો પ્રયત્ન કરતી. પણ તેમ તેમ હું તેને ટાળતો. પણ દરેક વખતે એ શક્ય બનતું નહીં.

એક દિવસ શાળા છૂટયા બાદ તે મારી પાસે આવીને કહે: 'તમારે ત્યાં ગીતા હશે મને વાંચવા આપશો?'

આ સાંભળીને પહેલી ક્ષણે તો મારું લોહી ગરમ બની ગયું આ હરિજનની છોકરી એના મનમાં સમજે છે શું? એ અક્ષર વાંચતાં આવડયું, તેથી શું ગીતાનું રહસ્ય ઉકેલતાં આવડી જશે? કોયલાને હજાર વાર ધુઓ તો પણ એ કાળા જ રહેવાના! જે ક્રમ બ્રાહ્મણોનું છે એમાં બીજાઓએ ખોટો હસ્તક્ષેપ શા માટે કરવો જોઈએ?

પણ બીજી મિનિટે મારા મનમાં ટીખળ સૂઝ્યું. એટલે મે કહ્યું: 'સારુ. હું કાલે લેતો આવીશ.

અને બીજા દિવસે 'સાવિત્રીને....સસ્નેહ એમ લખીને મારે ત્યાં ધૂળ ખાતી પડેલી ડઝન ગીતામાંથી એક એને ભેટ આપી દીધી.

પણ પંદર દિવસ પછી જ્યારે સાવિત્રી મારી પાસે આખી ગીતા કડકડાટ મોઢે બોલી ગઈ ત્યારે મારા અભિમાન પર ભારે આઘાત લાગ્યો. એ તો એમ જ માનતી હતી કે મને ગીતા સહીત અનેક ગ્રંથ મોઢે છે અને એના ઉપર હું સારું વિવેચન પણ કરી શકું તેમ છું.

મને મારી પોતાની શરમ લાગી, કારણ કે મને ગીતાના પાંચ શ્લોક પણ મોઢે નહોતાં. પણ સાવિત્રીના ગીતાપાઠ પછી મને જે ચાનક ચડી, તેથી મેં નિયમિત ગીતા વાંચવાનું શરૂ કર્યું. મને ગીતા તો મોઢે થઈ ગઈ પણ શ્લોકપાઠમાં સાવિત્રી જેવું માધુર્ય હું ન લાવી શક્યો.

આ પછી તો અમે અવારનવાર મળતા અને ઈશ્વર, ધર્મ, સમાજ વગેરે અનેક વિષયો પર ચર્ચા કરતાં હુ એને સારુ લગાડવા ઘણીવાર કહેતો 'હરિજનોને યુગોથી અન્યાય થયો છે અને એ માટે અમે જ જવાબદાર છીએ

'ના, ના, એવુ નથી અમારી આ સ્થિતિ માટે અમે પોતે જ જવાબદાર છીએ જેમ પર્વત ચડતા મુશ્કેલી પડે છે તેમ સરકારનું શિખર સર કરતા પણ મહેનત પડે છે ભીખ માગવાથી કે માગણી દ્વારા મેળવવાનો કશો જ અર્થ નથી

'ગાંધીજીએ અસ્પૃશ્યતા નિવારણ માટે ઘણુ કર્યુ છે' મે કહ્યુ 'પણ જ્યા સુધી એક હરિજન ભાઈ જ પોતાની પેટા જ્ઞાતિના બીજા ભાઈને અસ્પૃશ્ય ગણતો હોય ત્યા ગમે તેટલા સારા પ્રયત્નો પણ એળે જાય છે જ્યા મૂળમા સડો પેઠો હોય પછી ડાળ-પાદડાનો દોષ જોવા જઈએ તે કેમ ચાલે ?

પણ તમને એમ નથી લાગતુ કે ઉચ્ચ વર્ણના છોકરા-છોકરીઓ હરિજનો સાથે લગ્નગ્રથીથી જોડાય તો આ પ્રશ્ન સરળ બની જાય !

સાવિત્રીએ સ્પષ્ટતાથી કહ્યુ 'વર્ષો જૂની માન્યતાઓને ઠુકરાવવાનુ એકદમ સરળ નથી હુ એમા બીજા સમાજનો દોષ પણ જોતી નથી હુ તો મારા સમાજ વિશે જાણુ જો તેઓને પોતાને એટલુ ભાન થાય કે તેઓ કુસસ્કારની ગર્તામા ધકેલાયા છે – તેમાથી તેમણે ઊંચે ઊડવુ જોઈએ જો કે આ કામ અલાઉદ્દીન અને જાદુઈ ચિરાગની માફક એકદમ થઈ જાય તેમ નથી, પણ દૃઢ મનોબળ શુ નથી કરતુ '

અમારો પરિચય વધતા સાવિત્રીએ મને હરિજનવાસમા આવવા બે ત્રણવાર આગ્રહભર્યું આમત્રણ આપ્યુ હતુ, પણ મે એક યા બીજુ બહાનુ કાઢી ત્યા જવાનુ ટાળ્યુ હતુ પણ એક દિવસ હુ ના ન પાડી શક્યો હરિજનવાસમા પેસતા પહેલા જ મારે નાક પર રૂમાલ દાબવો પડ્યો હતો ઠેર ઠેર ગદકી આવારા કૂતરાની માફક જ્યા ત્યા રખડતા નાગા બાળકો, અર્ધનગ્ન સ્ત્રીઓ, જીર્ણ ઝૂપડીઓ અને ખાસતી જિદગીઓ – આ બધુ જોઈ મારુ મન દબાઈ ગયુ ગદી ગાળો સાભળીને મારી ઘૃણામા વધારો થયો મારાથી મનોમન બોલાઈ ગયુ આ લોકો આને જ લાયક છે વર્ષો શુ, યુગોના યુગો વિતી જાય તો પણ આ લોકો સુધરી શકે તેમ નથી. સરકાર કદી ઉછીના મળી શકે ખરા ?

પણ મારા પ્રશ્નનો જવાબ આપતુ હોય તેમ આ બધાથી તદ્દન જુદુ તરી આવતુ સાવિત્રીનુ ઝૂપડુ દેખાયુ સ્વચ્છ સુદર બેઠા ઘાટનુ નળિયાવાળુ ! અદર પણ એથી ય વધુ સ્વચ્છ ! ક્ષણભર માટે હુ ભૂલી ગયો કે હુ હરિજનના ઘરમા ગયો છુ પણ 'અહ' એની સત્યતાથી ઓગળે તેમ નહોતો.

ઘરમા સાવિત્રીની બા એકલી જ હતી બરાબર સાવિત્રીનો પ્રૌઢ ચહેરો જ જોઈ લો મે પિતા અને ભાઈ અગે પૂછ્યુ ભાઈ બેકાર હતો અને પિતા સુધરાઈમા ડ્રાઈવર હતા દારૂની આદતને કારણે ઘરમા પૈસા અનિયમિતપણે આપતા

હુ મારા ઘરના સસ્કાર પર ગર્વ લેવા લાગ્યો શ્રુતિ–સ્મૃતિની વાત કરી મારી સર્વોપરિતા સિદ્ધ કરવા લાગ્યો સાવિત્રી શાતિથી અને અહોભાવથી મને સાભળતી રહી

આખરે મારે છૂટા પડવાનો વખત આવ્યો એસ એસ સી ના ફોર્મ ભરાઈ ગયા હતા અને વિદ્યાર્થીઓએ વિદાયની પાર્ટી ગોઠવી હતી પાર્ટી પૂરી થતા પછી સાવિત્રીએ મને પૂછ્યુ એસ એસ સી પછી કઈ લાઈન લેશો ?

મે ગર્વથી કહ્યુ 'આમ તો સાયન્સ લેવા વિચાર છે ડેડીનો વિચાર મને ડોક્ટર બનાવવાનો છે તેઓ મને અમેરિકા મોકલવા ઈચ્છે છે'

'ઘણુ જ સરસ હુ તમને તમારા શિક્ષણમા સફળતા ઇચ્છુ છુ

મે એના બોલવા તરફ લક્ષ આપ્યા વિના જ કહ્યુ 'તમે હવે શુ કરશો ?

'કશુ જ નિશ્ચિત નથી હુ એસ એસ. સી. મા આવી તે જ વર્ણુને તો હિમાલય જેટલી સિદ્ધિ લાગે છે '

ખાદીના ફ્રોકમા ગોપાયેલી સાવિત્રીની સામે મે એક નજર નાખી અને મને એના ભાવિની દયા આવી મને પહેલી વાર એના પ્રત્યે અનુકપા ઉપજી પછી મે ગમ્મત કરવાના આશયથી પૂછ્યુ 'હવે તો તમે લગ્ન કરી લેશોને ? તમારામા તો લગ્ન ઘણા વહેલા થાય છે '

'એ વાત સાચી પણ એ બાબતમા હુ ખૂબ મક્કમ છુ પ્રેમ વગર લગ્ન કરવાનો અર્થ શો ?

પ્રેમના સ્વપ્ના જોનાર સાવિત્રીની મને દયા આવી મને થયુ કે આ દુખી થવાની નિશાની છે મે પૂછ્યુ 'તમારી જ્ઞાતિમા ભણેલા યુવકો ન મળે ?

'મળે ન મળે એવુ નથી હવે તો અમારા મા ય ભણવા લાગ્યા છે પણ માત્ર શિક્ષણ એ જીવનસાથીની પસદગીની પારાશીશી નથી

'તો તમે કેવો વર પસદ કરો ?

'જે આપણા અતરથી 'પર' નહી હોય અને જે આપણા સ્થાનથી આપણને ઊચે લઈ જાય તે.'

'તમે તો પ્રેમ અને લગ્ન બાબતમા બહુ મોટો આદર્શ સેવો છો પણ એમા સફળ ન થયા તો ?

'તો મીરાબાઈની જેમ જીવતાં મને આવડે છે મારામા સહનશક્તિનો ભડાર છે અનેક દુખો એ મને જીરવવા અને જીવતા શીખવ્યુ છે'

એક ઉચ્ચ વર્ણની છોકરી જેવા વિચારો સેવવા માટે મને પહેલીવાર એના પ્રત્યે માન ઉત્પન્ન થયુ પણ તે થોડીવાર માટે જ બીજી પળે મને વાસ્તવના દર્શન થઈ ગયા મારા મને દલીલ કરી 'એ ફૂલ ભલે હોય પણ આખરે તો નરકમા જ ઊગેલુ ને '

અમે વધુ દલીલ કર્યા વિના છૂટા પડ્યા મને ભય હતો કે એ કદાચ મારા ઘરનું સરનામુ પૂછશે ! પણ તે પહેલા તો અમે દિશાઓ બદલી નાખી

પછી અમે એસ એસ. સીના પરિણામને દિવસે એક અખબારની કચેરી આગળ અકસ્માત ભેગા થઈ ગયા બન્નેએ એકબીજાને સામસામા અભિનદન આપ્યા અમે બને સેકન્ડ ક્લાસમા પાસ થયા હતા પછી ટોળાની બાજુ પર લઇ જઈને મને કહે 'મારે તમને એક વાત કહેવાની છે'

'કહો '

આના જવાબમા એણે મારા હાથમા એક પત્ર મૂક્યો જિજ્ઞાસાને કારણે મે તે કાગળ ખોલી વાચવા માડ્યુ પ્રિય ' અને મને ગભરામણ થઇ માંડી આગો આગળ ચાલી 'હુ તમને ચાહુ છુ એક નદીને સમુદ્ર પ્રત્યે જેવો સ્નેહ હોય એવા સ્નેહથી હુ તમને ચાહુ છુ એક સ્પષ્ટતા કરી દઉ હુ તમારી પાસે કશી અપેક્ષા રાખતી નથી હુ જાણુ છુ કે તમે મારી સાથે લગ્ન કરી શકો તેમ નથી તે છતા મારા પ્રેમનો અભિષેક તમારા અતર પર જ થયો છે મારા અતરમા ગોપાયેલી આ વાતમા કેટલુ સત્ય છે એ નક્કી કરવા મે રાતોની રાતો ઉજાગરા કર્યા છે અને અંતે હુ જાણી શકી છુ કે હુ મારા હૃદયને તમારાથી જુદુ પાડી શકુ તેમ નથી સ્નેહને કોઈ સરહદો નથી અને તમને આટલા નિકટથી ઓળખ્યા પછી સીમાઓ દોરી રાખવાનો કશો અર્થ નહોતો એટલે જ મારા અતરે અક્ષરોનો આકાર લીધો વધુ પડતુ લખાયુ હોય તો માફ કરશો.

મારા મનથી તમારી જ સાવિત્રી '

મારુ અગેઅગ જાણે આગથી સળગી ગયુ, પણ સાવિત્રીની આખોમા જોતાની સાથે જ એ આગ ઓગળી ગઈ મે સ્મિતનો અચળો ઓઢયો અને કહ્યુ 'પણ હુ તમને એક મિત્રની દષ્ટિએ જ જોઉ છુ એથી વિશેષ નહી '

'મારે માટે તો એય ઘણુ છે મે કોઇ હિસાબ માડીને તમને પ્રેમ કર્યો નહોતો.'

'પણ એકપક્ષી પ્રેમનો અર્થ શો ? આ બધી દર્દનો પાળો મારો પૂર્વગ્રહ કામ કરી રહ્યો હતો આખરે મે વાતને જરાયે મહત્વ આપ્યુ નહી અમે

છૂટા પડ્યા ત્યારે સાવિત્રીની આંખો ભીની હતી. પણ મેં એને મારે ઘેર કોઈ કોઈવાર આવવાનુંય આમંત્રણ ન આપ્યું.

પછી તો પાનખરમાં જેમ પાંદડાં ખરે તેમ આયુષ્યમાંથી વર્ષો સરવા લાગ્યાં. પિતાની અકસ્માત માંદગીને કારણે મેં અભ્યાસ છોડ્યો અને મેં કારકુન તરીકે નોકરી સ્વીકારી લીધી. લગ્ન કરી લીધાં અને પાંચ સંતાનોનો પિતા પણ બન્યો. જિંદગીનો ઇતિહાસ એટલી ઝડપથી લખાતો ગયો કે, સાવિત્રીનું શું થયું? એ શું કરે છે? એ જાણવાની જિજ્ઞાસા રહી નહીં. દિવસમાં દસ વાર ઝઘડતી ઉચ્ચ કુળની રૂપાળી પત્નીને જોઈ કોઈવાર કાળી સાવિત્રી યાદ આવી જતી પણ તે ક્ષણવાર પૂરતું જ! બીજી ક્ષણે હું ઉચ્ચ જ્ઞાતિના અભિમાનમાં ખોવાઈ જતો.

પણ આ અભિમાનનું અસ્તિત્વ હવે જોખમાયું હતું. મોટો છોકરો આવારા નીકળ્યો હતો અને બીજી છોકરી કોઈ અબ્રાહ્મણને લઈને ભાગી ગઈ હતી. હું ઢીલો પડ્યો હતો. ત્રીજી છોકરી આવું કંઈ ન કરે તે માટે મેં તેની આસપાસ દીવાલો ઊભી કરી હતી. પણ આખરે એક દિવસ ન ઇચ્છેલું બની ગયું. ત્રીજી છોકરી દાણચોરીનો ધંધો કરવા માટે ઝડપાઈ ગઈ હતી. પણ તે સગીર હતી એટલે તેને રીમાન્ડ હોમમાં રાખી હતી.

ત્રીસ દિવસ સુધી તો મળવા ન ગયો, પણ એકત્રીસમાં દિવસની સવારે રીમાન્ડ હોમની ઑફિસે પહોંચ્યો અને સંચાલિકાની કેબીન ખોલી ગાંડાની માફક અંદર ધસી ગયો, ત્યારે મારાથી બોલાઈ ગયું ..'તને ?'

મારી સામે બીજું કોઈ નહીં પણ સાવિત્રી-માંથી સાવિત્રીદેવી બનેલી મારી સહવિદ્યાર્થિની.. મારી ...મારી.... પછી આગળ ન વિચારાયું.

સાવિત્રીએ પ્રેમ અને ઉમળકાથી ખુરશીમાંથી ઊભા થઈ કહ્યું : 'બેસો.'

મેં ખુરશીમાં જગ્યા લેતાં કહ્યું - 'હું સુનીતિને લેવા આવ્યો છું.'

'તે લઈ જજો. હું ક્યાં ના કહું છું! પણ થોડા દિવસ તે અહીં રહે તો સારું. એનું મન બદલાઈ જશે.'

'મોટી મન બદલવાવાળી આવી છે તે!' આજે મારા મને આવી કોઈ દલીલ કરી નહીં. અને સુનીતિને જોયા પછી અને એના વિચારોમાં તથા વર્તનમાં થયેલું પરિવર્તન જોઈને તો હું આશ્ચર્યમાં જ પડી ગયો. જે કામ હું પિતા થઈને આટલાં વર્ષોમાં નહોતો કરી શક્યો તે આ સાવિત્રીએ થોડા દિવસોમાં કર્યું હતું.

અને જ્યારે સુનીતિએ પોતે જ મને કહ્યું : 'પપ્પા, સાવિત્રીબહેનનો જેટલો ઉપકાર માનું એટલો ઓછો છે! એમણે મારા મનને સંપૂર્ણપણે બદલી નાખ્યું છે. આજે મને લાગે છે કે સંસ્કાર અને કર્મનો આધાર જ્ઞાતિ પર નહિ પણ ઉછેર પર છે. પપ્પા, હું તો સાવિત્રીબહેન પાસે જ રહીશ. આપણા ઘર કરતાં અહીંનું વાતાવરણ વધારે સારું છે.'

જિંદગીમાં હાર કબૂલ ન કરનાર મેં મારા અંતરથી હાર કબૂલી લીધી અને મેં સંમતિ આપી. શરમના ભાર સાથે મેં સાવિત્રીની કેબિનમાં ફરી પગ મૂક્યો ત્યાં સુધીમાં મેં વહી ગયેલાં પચ્ચીસ વર્ષમાં સાવિત્રીએ સાધેલી પ્રગતિની વાત જાણી લીધી હતી. એસ. એસ. સી. પછી વિજ્ઞાનમાં દાખલ થઈ આખરે ડૉક્ટર બની ત્યારબાદ વિદેશમાં જઈ આવી સ્ત્રી અને બાળકોના રોગોની નિષ્ણાત બની. શહેરમાં ન રહેતાં ગામડાંમાં જઈ સેવા કરવા લાગી. ગુજરાતમાં વિનોબાજી આવ્યા ત્યારથી પોતાની આવકનો અમુક ભાગ સંપત્તિદાનમાં આપવા લાગી અને દુખીઓની ભગિની બની.

એક નાનકડી જિંદગી માટે આટલો નફો ઘણો હતો. એના ચમકતા કાળા ચહેરા પર પવિત્રતાનું તેજ હતું. મારામાં આભાર માનવાની પણ હિંમત નહોતી. મેં માંડ માંડ કહ્યું : 'હું જાઉં છું.'

એક કાગળ વાંચતાં તેણે કહ્યું : 'સુનીતિ ક્યાં છે?'

એ હમણાં તમારી પાસે રહેશે.'

'તમે મને તુ કહી શકો છો. તમારો એ અધિકાર છે'

આ સાભળી પાણીમા તરગ ઊઠે તેમ મારા અંતરમા તરગ ઊઠયા મે ધ્રુજતે અવાજે કહ્યુ 'ના એ અધિકાર મે ઘણા વર્ષો પહેલા ગુમાવી દીધો છે' મે સ્વેચ્છાએ એ અધિકાર તમને આપ્યો હતો. મે એ પાછો લઇ લીધો નથી.'

સાવિત્રી ખૂબ જિજ્ઞાસાથી પત્ર વાચતી હતી, એટલે મે પૂછ્યુ 'કોનો પત્ર છે?'

'મારા છોકરાનો.' એણે હસીને કહ્યુ અને મારા અતરે બીજો આચકો અનુભવ્યો મે પૂછ્યુ 'તમે ક્યારે લગ્ન કર્યા?'

'લગ્ન? મે લગ્ન કર્યા નથી આ છોકરો મારો પાલકપુત્ર છે .. મે એને એમ બી બી. એસ થવા મુબઈ મોકલ્યો છે મારી એક બીજી પાલકપુત્રી પણ છે તે તત્ત્વજ્ઞાન સાથે એમ એ થઈ છે અધ્યાપિકા છે' 'લગ્ન કેમ નથી કરતા? લગ્ન કરી લેતા હો તો?' મે ભીના હૃદયે કહ્યુ.

'મા। લગ્ન તો પચ્ચીસ વર્ષ પહેલા થઈ ગયા .. અને સ્ત્રી જીવનમા એક જ વાર લગ્ન કરે છે.

આ વાક્યે મારા મનની જીર્ણ દીવાલોને ખેરવી નાખી ઉચ્ચ કુળનુ અભિમાન ક્યા ઓગળી ગયુ તેની મને ખબર ન રહી કેબિનમાથી બહાર નીકળતા પહેલા મે સાવિત્રીને, સુનીતિને પોતાની પુત્રી ગણી, તેના પાલકપુત્રને મજૂર હોય તો તેની સાથે તેના લગ્ન કરવાની વાત કરી, હુ બહાર નીકળ્યો ત્યારે મારા મનમા સદીઓથી ઘર કરી ગયેલા પૂર્વગ્રહો બરફની માફક ઓગળી ગયા હતા જાણે એનો મોક્ષ થયો હતો અને મારુ ખોળિયુ બદલાઈ ગયુ હતુ હુ નવો અવતાર પામ્યો હતો

---

હુ એક રક્તપીત્તિયાને ધણીવાર ગદુ કપડુ પાથરી ફૂટપાથ પર બેઠેલો જોઉ છુ. જતુ-આવતુ પાઈ-પૈસો નાખે એના પર એ નિર્વાહ કરે છે એના હાથની અને પગની આગળીઓ ખવાઈ ગઈ છે. બે આખ વચ્ચેનુ નાક પણ એ મહા વ્યાધિએ નામ-નિશાન વગરનુ કરી દીધુ છે એનો હુમલો ઠેઠ બે આખો સુધી પહોચી ગયો છે રસ્તે જનાર અનુકપિત થઈ દૂર ભગે છે એને જ્યારે ખરી ગયેલા આગળાના ઠૂઠામા સિગરેટ ભેરવી શોખથી ધૂમ્રપાન કરતો અને હસતો જોઉ છુ, ત્યારે હુ અત્યત આશ્ચર્ય અનુભવુ છુ

મને થયુ કે આવા કગાળ-કરુણ જીવન કરતા પિસ્તોલની ગોળીથી કે ગળે ફાસો લઈ કે જળસમાધિ કરી જીવનનો અત આણવો શુ ખોટો? પણ ના, તે એમ નથી કરતો એ જીવે છે, ખાય છે, ખાય છે, પીએ છે અને હસતો રહી જીવન વ્યતીત કરે છે

કોને ખબર, જીવનના કયા વૈભવ માટે આ દુખિયારો આવી આશા ભેર જીવનનુ લાલનપાલન કરી રહ્યો હશે? એ જાણે છે કે આ રોગ જીવલેણ છે, એ જાણે છે કે જગતમા એને હૂફ દેનાર કોઈ પણ નથી, છતા જીવનની કઈ મહત્ત્વાકાક્ષાએ એ જીવી રહ્યો હશે?

શુ આ મહારોગી એમ માનતો હશે કે કરેલા કર્મ ધૈર્ય અને હિમતથી ભોગવે જ જીવનના ઉન્નત માર્ગે એક ડગુ આગળ જવાતુ હશે? કે દેહના દુખો પર વિજય મેળવી કઈ નવા સત્યની શોધ કરવામા પુરુષાર્થ છે, એમ માની આ નશ્વર દેહને એ નથી ફેકી દેતો હોય? કે એનુ મન જે શોધવા નીકળ્યુ છે એ એને નથી મળ્યુ હોય એની રાહ જોતો જીવતો હશે?

જે અસહ્ય છે છતા સહ્ય સમજી એ જીવે છે આવુ અપાર દુઃખ છતા એ જીવનનો અત નથી આણતો શુ જીવનતત્ત્વ આવા કરુણ દુખથી મહાન હશે? નહી તો આ હતભાગી જીવ ઊડે ઊડે જીવન શુ કામ ઈચ્છે? કેટલી તીવ્ર જિજીવિષા!

—ચીમનલાલ મોદી

# કલામાં મનોરંજન

ભગવતીશરણ વર્મા

જ્યારે મનુષ્ય વાસ્તવિક પરિસ્થિતિથી અલગ થઈ જઈ પોતાની જાતને કલ્પનામાં ખોઈ દેવા ઇચ્છે છે, ત્યારે મનોરંજન તેની અર્ધચેતન અચેતન અવસ્થા સાથે સંબંધ ધરાવે છે. મારા અભિપ્રાય પ્રમાણે તો હું મનોરંજનને નશાની કોટિમાં મૂકવામાં કોઈ આપત્તિ જોતો નથી. પરંતુ સાધારણ નશાનો મોટામાં મોટો અવગુણ એ છે કે એમાં માણસ પોતના સમસ્ત સામાજિક અને બૌદ્ધિક પ્રતિબંધોની ઉપેક્ષા કરી પોતાના અસલના સ્વરૂપમાં આવી જાય છે અને તે વખતે તેની વિકૃતિઓ તેના ઉપર સંપૂર્ણ રીતે અસર કરતી થઈ જાય છે. સાધારણ નશા પર બહારનો પ્રભાવ નથી પડતો, તેમા આપણે બહારથી કશું ગ્રહણ નથી કરતા, આપણી અંદરથી જ ગ્રહણ કરીએ છીએ. મનોરંજનમાં અચેતન અવસ્થા પ્રાપ્ત નથી થતી, એમાં આપણે જે ગ્રહણ કરીએ છીએ એ બધુ બહારથી ગ્રહણ કરીએ છીએ; અને એ આપણને અર્ધચેતન જ બનાવી શકે છે, અચેતન નથી બનાવી શકતુ

કલા એ ઉચ્ચ કોટિનું મનોરંજન છે, કારણ કે કલાની સાથે સુરુચિ અને સ્વચ્છતા રહેલી છે. આ સુરુચિ અને સ્વચ્છતા કલાના સામંજસ્યવાળાં તત્ત્વોથી પ્રેરિત છે. સામંજસ્ય મનુષ્યના ગુણોમા જ સંભવિત છે વિકૃતિઓનાં અસામંજસ્ય અને અરાજકતા એ તો સ્વભાવિક ગુણ છે. આજે વિકૃતિઓથી યુક્ત વાસનાઓ છે તે સામાજિક નિયમોના વિરોધી તત્ત્વો હોવાને કારણે કેવળ ક્ષણિક મનોરંજન કરી શકે છે, અને એ તો નક્કી જ છે કે પરિતાપયુક્ત પ્રતિક્રિયા એની સાથે જોડાયેલી રહેશે

કલા સામાજિક મનોરંજન હોવાને કારણે વ્યક્તિગત વાસનાની પ્રતિક્રિયાથી મુક્ત રહે છે. એટલા માટે-અનાદિ કાળથી કલાને માનવજીવનમાં એક ઉચ્ચ ને મહત્ત્વનું સ્થાન મળ્યું છે. પરંતુ એ પણ સ્વીકારવામાં આવ્યું છે કે કલામાં સાત્ત્વિકતાની નિતાન્ત આવશ્યકતા છે. કલાને અશ્લીલતાથી બચાવવા માટે કોણ જાણે કેટલાય પ્રતિબંધો તેના પર મુકાયા છે. જે કલામાં સાત્ત્વિકતા નથી, જે કલા હલકા થરની ભાવનાઓ એટલે કે વાસનાઓનું પ્રતિબિંબિત્વ ધરાવે છે, એ કલા દૂષિત છે. આ કલાનો માત્ર અસ્વીકાર કારવામાં આવે છે એટલું જ નહિ પણ ક્યાક ક્યાક તો તેને દંડને પાત્ર પણ ગણવામાં આવી છે.

કલામાં બુદ્ધિનું તત્ત્વ હોવું અત્યંત આવશ્યક ને અનિવાર્ય છે. જોકે દરેક કલાનો સ્રોત ભાવનામાં છે અને કલાનો મૂળ ઉદ્દેશ ભાવનાને પ્રભાવિત કરવાનો છે, છતાં પણ કલા બુદ્ધિની મદદથી પોતાનું સ્વરૂપ ધારણ કરે છે. બુદ્ધિતત્ત્વના બન્ને ભાગ–વિવેક ને જ્ઞાનકલામાં સરખી રીતે મહત્ત્વપૂર્ણ છે. જ્ઞાનકલાના શરીરતત્ત્વને વિકસાવે છે, વિવેક કલાના પ્રાણતત્ત્વનું પોષણ કરે છે.

'કલા' શબ્દમાં કૃત્રિમતાનો બોધ છે અને કલા દરેક સ્થાને કૃતિમતાના નિયમોથી બંધાયેલી છે. જ્યાં સુધી કલાના સ્વરૂપને લાગેવળગે છે ત્યાં સુધી આ કૃત્રિમતા કલાનું વ્યાકરણ હોવાને કારણે સ્વભાવિક રીતે જ આવશ્યક છે અને તેની ઉપેક્ષા કરી શકાય એમ નથી. કલાના આત્મામાં વિવેક દ્વારા થતો પરિષ્કાર જ કલાને જીવંત કરી શકે છે.

ભાવના અને બુદ્ધિની સતુલના એ કલાની પ્રથમ આવશ્યકતા છે આ સંતુલના વિના કલાનો આત્મા નષ્ટ થઈ જાય છે, અહી આપણે એ પણ યાદ રાખવું પડશે કે બુદ્ધિતત્ત્વના બન્ને ભાગ-જ્ઞાન અને વિવેક–કલાના અંગો છે જ્યાં જ્ઞાન–વિજ્ઞાન વિવેકથી જુદાં પડી કેવળ બુદ્ધિનાં વાહક બની એકાંગી બને છે, ત્યાં કલા ભાવના અને બુદ્ધિ બન્નેને પોતાનાં બનાવી સર્વાંગી બની શકે છે.

ભાવનાને પ્રભાવિત કરવાનું સહુથી શક્તિશાળી માધ્યમ કલા છે. આટલા માટે આપણા ધાર્મિક અને સામાજિક નેતાઓ કલાના પ્રશ્નમાં ઘણા સતર્ક રહ્યા છે. આ સતર્કતા પાછળથી અનુદારતા જ નહીં, બલ્કે અન્યાયની સીમા સુધી પહોંચી ગઈ આમાં કલાકારોની પણ કેટલીક નિર્બળતા રહેલી છે, જે તેમની સ્થિતિમાં સ્વભાવિક ગણાવી જોઈએ. કલા વાસ્તવમાં સુંદરતાની ઉપાસના છે અને સામાજિક નિયમોમાં પ્રતિબંધોની કેટલીક કુરૂપતા તો રહે છે જ વખતોવખત કલા આ સામાજિક નિયમો અને પ્રતિબંધોને તોડવાની પ્રેરણા આપે છે. માનવસમાજને એનો અનુભવ છે. જ્યા કલામાં ઉપયોગિતાવાદયુક્ત વિવેકતત્ત્વ શિથિલ પડયુ કે કલામાં અસામાજિક બનવાની પ્રવૃત્તિ દાખલ થાય છે, અને એટલા માટે મધ્યયુગમાં જ્યારે સમાજિક નિયમો અને બંધનોની સખ્તાઈ ઘણી વધી ગઈ, ત્યારે કલાકારોને સમાજમાથી લગભગ દૂર જ કરવામાં આવ્યા હતા. સંગીતકાર, નૃત્યકાર, ચિત્રકાર, શિલ્પી—એ બધા કલાકારોનો એક જુદો પોતાનો સામાજિક વર્ગ બનાવી તેમને ઉચ્ચ અને સભ્ય સમાજમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યા હતા

પરંતુ મધ્યયુગનો એ રૂઢિચુસ્ત સમાજ સાહિત્યકારનો અનાદર ન કરી શકયો અને સાહિત્યકારો અને કવિઓનો કોઈ જુદો સમાજ બની શકયો નહીં, જો કે ચારણોના રૂપમાં કવિઓના એક ભાગને સમાજથી દૂર કરવાના પ્રયત્નમા એ સમયના સમાજને જરૂર સફળતા મળી હતી પણ એ સફળતાનું શ્રેય સમાજના નેતાઓને ફાળે એટલું નથી જતુ જેટલું આ કવિઓની ધન અને આશ્રયને માટે પૈસા પડાવવાની નિર્બળતાને ફાળે જાય છે સાહિત્યકાર સમાજનો નેતા રહ્યો છે, એ બૌદ્ધિક પ્રાણી છે સર્વ કલાઓમાં સાહિત્ય જ એક એવી કલા છે જેમાં મનોરંજનની સાથે સાથે બૌદ્ધિકતા તેમ જ સાત્ત્વિકતાને પ્રાધાન્ય મળે છે. સાહિત્યના સર્જનમાં સ્વાન્તઃ સુખાયવાળા તત્ત્વની પ્રચુરતા રહેલી છે સાહિત્યકારનો હમેશાં એ પ્રયત્ન રહ્યો છે કે તે પોતાના વ્યક્તિત્વમાં દુનિયાના વ્યક્તિત્વને લય કરી દે, નહિ કે દુનિયાની રુચિ અનુસાર તે પોતાના વ્યક્તિત્વનું સ્વરૂપ બદલે.

ભાવનાને બુદ્ધિથી માનવના પ્રત્યેક કર્મની સૃષ્ટિ સ્થાય છે અને હું કલાના સર્જનને કલાકારનું કર્મ જ ગણું છુ કલા ને સાહિત્ય પોતે કર્મ દ્વારા જ સાથે બીજાનાં કર્મોને પ્રભાવિત કરી શકે છે અને એટલા માટે કલા અને સાહિત્યની સફળતા તેમ જ સાર્થકતા લોકહિત અને સમાજકલ્યાણ પર આશ્રિત છે. જે કલા લોકહિત અને જનકલ્યાણમાં સહાયક નથી બનતી તે નિરર્થક ગણવામા આવે છે એમ તો બીજાને સુખ આપવુ, બીજાનું મનોરંજન કરવું એ ખુદમા લોકહિત અને જનકલ્યાણ છે એમ ગણી શકાય છે, પણ બૌદ્ધિક હોવાના સંબંધે મનુષ્યમાં જનહિત અને લોકકલ્યાણનો વ્યાપક અર્થ લગાવવાની પ્રવૃત્તિ છે. કોઈ પણ સુખ કે મનોરંજન જે હલકી વાસના પર આધાર રાખે, તે સ્થાયી નથી અને તેની ભયાનક દુઃખદ પ્રતિક્રિયાઓ થઈ શકે છે. એટલા માટે સાહિત્ય અને કલાને વાસનાથીપર બનવું પડશે. ભાવનાને વાસનાથી પર લઈ જાય છે બુદ્ધિનુ વિવેકતત્ત્વ અને એટલા માટે કેવળ સાહિત્ય અને કલામાં જ નહિ, પણ સમસ્ત માનવસમાજમાં બુદ્ધિને ભાવનાની સમકક્ષ માનવામા આવી છે. ભાવના કર્મની પ્રેરક જરૂર છે, પણ બુદ્ધિ કર્મનું અનુશાસન કરે છે. આ જ અનુશાસન સમાજનું નિર્માણ કરે છે અને વિવેકની પ્રેરણા આપે છે. પણ અહીં આપણે એક વાત સમજી લેવી પડશે. કલા અને સાહિત્યમાં બુદ્ધિનુ વિવેકતત્ત્વ જ મુખ્ય છે અને એનું ભાવનાથી કોઈ જુદું અસ્તિત્વ નથી. એમ તો આપણે એમ પણ કહી શકીએ કે કલાનું આધારભૂત મૂળતત્ત્વ ભાવના છે અને પ્રમુખતત્ત્વ બુદ્ધિ છે, પણ મહાન કલા તો એ જ છે જ્યા ભાવના અને બુદ્ધિ એકરસ અને એકરૂપ બની ગયા હોય અને તેમા કોઈ ભેદ ન જુએ.

*

# અવલોકન



## સાહિત્ય દર્શન

(વિશ્વસાહિત્ય-૧) [જ્ઞાનગંગોત્રી શ્રેણી ૯ પ્રકાશક સરદાર પટેલ યુનિવર્સિટી, વલ્લભવિદ્યાનગર પાનાં ૭૨૦ મૂલ્ય રૂપિયા વીશ]

જ્ઞાનગંગોત્રી શ્રેણીમાં આઠમું પુસ્તક વિશ્વસાહિત્યને આવરી લે છે દેખીતી રીતે જ એકભાગમાં વિશ્વસાહિત્યને ઇન્સાફ આપી શકાય નહી તેથી તેનો બીજો ભાગ હવે પછી પ્રગટ થશે "વિશ્વસાહિત્યના બે ગ્રંથોમાંનો આ પ્રથમ ગ્રંથ છે આ ગ્રંથના આરંભના પ્રકરણો આ ગ્રંથની એક વિશેષતા છે તેમાં માનવીની વાણીની ઉત્પત્તિ વિશ્વના મુખ્ય ભાષાકુળો, સાહિત્યનો સંસ્કૃતિ પરનો અદ્ભુત પ્રભાવ, શબ્દની ચમત્કારિક સર્ગશક્તિ તથા જગતના પ્રથમ પુસ્તકોની લેખનપદ્ધતિ અને સાહિત્યનું નિર્માણ- આ બધા અંગેની અત્યંત રસપ્રદ માહિતી આપણી જ્ઞાન પિપાસા વધારે અને ક્ષિતિજો વિસ્તારે એવી છે હજારો વર્ષનું આ સાહિત્ય મહાપ્રલયોમાંથી બચીને યત્કિંચિત સચવાયું છે તે ય ઘણું બધું વિપુલ છે એમાંનો એક અંશ જ આપણને ઉપલબ્ધ છે આ છતાં આવડા પચાસ-સો ગ્રંથોની બાથમાં માય નહી એટલું વિપુલ તો છે જ" સંપાદકીય નોંધમાંથી આ શબ્દો એટલા માટે ઉતાર્યા છે કે વાચકને વિશ્વસાહિત્યની વિશાળતાનો ખ્યાલ આવે

પ્રવેશકમાં શ્રી એસ આર ભટ્ટ લખે છે

'હિમાલય જેટલો પુરાણો માનવ, મિસરના પિરામિડ કરતાં યે પ્રાચીન છે, છતાં યે અદ્યતન વિચારનાં શબ્દો જેટલો નૂતન છે આશ્ચર્ય તો એ રહ્યું છે કે બહુભાષી માનવકુળોને ભિન્નત્વ અર્પતી નિરાળી ભાષાઓના વર્ણોના લનામ વિનાસ જેવી સાહિત્યકૃતિઓમાં વ્યક્ત થાય છે તે એનું પૃથક્પણું નથી એ તો છે એનું ઐક્ય જગતના પટ ઉપર માનવજીવનના વિકાસનું રહસ્ય કેવળ એના ચેતોવિસ્તારમાં છુપાયું છે એટલે દેશવિદેશના સાહિત્યનો અછડતો અભ્યાસ પણ પ્રતીતિ આપે છે કે સાહિત્યમાં વારંવાર પ્રશ્ન પુછાય તેના હજારેક વર્ષ પહેલાં એનો ઉત્તર લખાયો હોય છે- પ્રશ્ન પૂછનારના દેશથી સેંકડો જોજન દૂર કોઇ બીજા દેશના સાહિત્યમાં ત્યારે તો ભગવદ્‌ગીતાને વિષે કહેવાયું છે કે એનાં વિશેષનામ બધાં ભારતીય છે પરંતુ એનું ચિંતન સહુ માનવોને સ્વીકાર્ય છે " આ ગ્રંથમાં સૌ પ્રથમ શ્રી યોગેન્દ્ર વ્યાસ " આદિ માનવીની વાણી " તથા " આદિ લેખન અને સાહિત્ય " એ બે પ્રકરણો દ્વારા તેમજ તેમાં આપેલ સંજ્ઞાઓ અને ચિત્રો દ્વારા આપણને નાટ્યાત્મક રીતે ચિત્રલિપિ દ્વારા જે આદિ સાહિત્ય રચાયું તેનાથી વાકેફ કરે છે. ત્યારબાદ શ્રી હરિવલ્લભ ભાયાણી " ભાષાની ઉત્પત્તિ અને મુખ્ય ભાષાઓ " શીર્ષક નીચે તેમની વિદ્વત્તા સાથે જગતની ભાષાઓની ઝાંખી કરાવે છે. શ્રી ઉમાશંકર જોશીએ ' શબ્દની શક્તિ " વિષે લખ્યું છે તે આ પુસ્તકમાં બંધ બેસતું થતું નથી-તેનું સ્થાન ભારતીય સાહિત્યના પુસ્તકમાં યોગ્ય હતું હવે પછી સાહિત્યનો જે પરિચય ક્રમબદ્ધ થાય છે તે આ પ્રમાણે છે

| | |
|---|---|
| મેસોપોટેમી સાહિત્ય<br>મય અને ઇન્કા સાહિત્ય | શ્રી અમૃતલાલ યાજ્ઞિક |
| પ્રાચીન મિસરનું સાહિત્ય<br>હિબ્રુ સાહિત્ય | શ્રી નગીનદાસ પારેખ |
| અવરતા સાહિત્ય | શ્રી ફિરોઝ કાવસજી દાવર |
| ફારસી સાહિત્ય | શ્રી છોટુભાઇ નાયક |
| અરબી સાહિત્ય | શ્રી એમ એફ. લોખંડવાલા |
| ચીની સાહિત્ય<br>જપાની સાહિત્ય<br>મલય સાહિત્ય | શ્રી ગુનવંતરાય પ્રો કર<br>શ્રી જ્યોતીન્દ્ર જૈન |
| બ્રહ્મદેશી સાહિત્ય<br>સિયામી સાહિત્ય | શ્રી દીપક મહેતા |

ગ્રીક-રોમન મહાકાવ્યો શ્રી રજનીકાંત પંચોળી

ગ્રીક નાટકો
ગ્રીક ટ્રેજેડી } શ્રી જયંતિ દલાલ
રોમન નાટકો

મધ્યયુગીન વીરકાવ્યો શ્રી નલિન રાવળ

દરેક ભાષાને લગતું પ્રકરણ ચિત્રો, સાહિત્યિક ઉદાહરણો, ભાષાંતરો અને ગદ્યપદ્યના નમૂનાથી ભરપૂર છે. ઘનિષ્ઠ સંપર્ક અને અભ્યાસને કારણે ગ્રીક નાટકો, ગ્રીક ટ્રેજેડી. રોમન નાટકો વિષે જે વિસ્તૃત છણાવટ થઈ છે તે બ્રહ્મદેશી અને સિયામી (થાઇ) સાહિત્ય વિષે થઈ શકી નથી તે સ્વાભાવિક છે. આટલી બધી ભાષાઓના પ્રખર વિદ્વાનોની ગુજરાતી ભાષા પાસે અપેક્ષા રાખી શકાય પણ નહીં. છતાં દરેક વિદ્વાનો જે રજૂઆત કરી છે તે એટલી દિલચસ્પ અને આકર્ષક છે કે દરેક ભાષાના સાહિત્યને લગતી તમામ વિગતો વાંચવાની લાલચ તે પ્રગટાવે છે. ચીની કે જાપાની સાહિત્ય વિષે જાણકારી બીજે ક્યાં મળવાની હતી ? પ્રાચીન મિસરના સાહિત્ય વિષે વાંચતાં, ભારતના પ્રાચીન સાહિત્ય શૈલીનો નાતો દેખાઈ આવે છે અને તેથી જ દેશ જુદા, ભાષા જુદી છતાં સર્જકો, કવિઓ અને સાહિત્યકારો એક જ સત્યનો આવિષ્કાર કરી શકે છે તે જાણીને આનંદ થાય છે કે કવિ ગમે તે દેશનો હોય, તેના કવનનો સૂર એક જ રહે છે. વિશ્વસાહિત્ય દર્શનનો આ પ્રથમ ગ્રંથ છે– આ શ્રેણીમાં બીજો ભાગ હવે બહાર પડનાર છે. કેમકે અંગ્રેજી સાહિત્ય જ એક પુસ્તક જેટલો વિસ્તાર રોકે તેટલું સમૃદ્ધ અને અમાપ છે. સાહિત્યના વિદ્યાર્થી માટે જ્ઞાનગંગોત્રી શ્રેણીના આ પુસ્તકો અમૂલ્ય ઘરેણું બની રહેશે, અને કાલક્રમે આ પુસ્તકોને અભ્યાસક્રમમાં પણ પ્રયોજી શકાશે. ભારતની અન્ય ભાષાઓમાં ગુજરાતી કદાચ પ્રથમ જ એવી ભાષા છે જેણે આંતર ભારતી તેમ જ આંતરરાષ્ટ્રીય સાહિત્યને સ્વભાષામાં પીરસવાનો પ્રયોગ કર્યો હોય સરદાર પટેલ યુનિવર્સિટીની જ્ઞાન ગંગોત્રી શ્રેણી ગુજરાતી ભાષાનું શ્રેષ્ઠ આભૂષણ અને ગૌરવ છે.

વિચારવહેણ

( શ્રી પુરુષોત્તમ ગ. માવળંકર
સન્નિષ્ઠ પ્રકાશન, અમદાવાદ પાના ૮૪
કિંમત રૂા. ૨–૫૦

આ નાની પુસ્તિકામાં બાવીસ જેટલા ચિંત્ય અને મનનીય લેખો આપવામાં આવ્યાં છે, જે 'અભ્યાસ'માં નિયમિત પ્રગટ થતાં રહ્યાં છે. શ્રી પુ. ગ. માવળંકર અચ્છા કેળવણીકાર અને રાજનીતિજ્ઞ છે. તેમના વિચારો, પુખ્ત અને પાકટ વિચારસરણીના પરિપાકરૂપે, બહાર પડે છે. અમદાવાદમાં હેરોલ્ડ લાસ્કી ઇન્સ્ટીટ્યૂટ દ્વારા તેઓ ગુજરાતની જનતાને આંતરરાષ્ટ્રીય પ્રવાહોથી વાકેફ રાખતા રહ્યા છે અને 'અભ્યાસ' દ્વારા ભારતીય સંસ્કૃતિનો આવિષ્કાર કરી-કરાવી રહ્યા છે. 'સન્નિષ્ઠ' અગાઉનાં ૨૧ ઉપયોગી પ્રકાશનોમાં એક મહત્ત્વનો ઉમેરો કરતું આ પ્રકાશન આવકાર્ય છે.

સાધના

દીપોત્સવી ૨૦૨૭ તંત્રી શ્રી વિષ્ણુ પંડ્યા,
રેડક્રેસ અમદાવાદ

વિચારપ્રેરક, તેમજ વૈવિધ્યની દૃષ્ટિએ જેમાં નવીનતા કહી શકાય તેવો રસથાળ 'સાધના' દીપોત્સવી સારી રીતે પીરસી જાણે છે, તેનું એક કારણ પણ છે રાજકારણની દૃષ્ટિએ જોઈએ તો ચીલાચાલુ વહેણમાંથી એક ચોક્કસ દિશામાં વાચકોને લઈ જવાની નેમ આ પત્રે રાખી છે તેથી વાર્ષિક અંક 'વિચારોનો સેમીનાર' બની રહે તે સ્વાભાવિક છે ૨૦૨૭ના દીપોત્સવી અંકનું સાહિત્યક મૂલ્યાંકન પણ સવિશેષ રહે છે. કાવ્ય, વાર્તા, નિબંધો તથા સાહિત્યિક લેખોનું ધોરણ ઘણું ઊંચું રહ્યું છે. મુખપૃષ્ઠ અને છાપકામની બાબતમાં કોઈ ફરિયાદ રહેતી નથી. 'સાધના'ના યુવાન તંત્રી શ્રી વિષ્ણુભાઈ પંડ્યાની અંકને સર્વભોગ્ય બનાવવાની સર્વાંગી જહેમત ફળી છે.

'પાથેય' દીપોત્સવી ૨૦૨૭
તંત્રી. શ્રી માનસંગજી બારડ. અમદાવાદ

પાનાં ૧૮૮ કિંમત રૂા. ૩

પથિકે એક દસકો પૂરો કર્યો. ૨૦૨૭ના દીપોત્સવી અંક સાથે તે અગિયારમાં વર્ષમાં પ્રવેશે છે. આટલા સમયમાં ગુજરાતના શ્રેષ્ઠ વિદ્વાનોને આકર્ષવાની આ માસિકની સિદ્ધિ નોંધપાત્ર બની છે. ખાસ વિશિષ્ટ અંકોને બાજુએ મૂકીએ તો પણ 'પથિક'ના સામાન્ય અંકમાં વિષય વૈવિધ્ય સારું જળવાઈ રહે છે. દિવાળી અંકમા પણ ડૉ. હસમુખ સાંકળિયા, હરિપ્રસાદ શાસ્ત્રી, અધ્યા. કે. કા. શાસ્ત્રી, પ્રા. નરોત્તમ વાળંદ, પ્રદ્યુમ્ન ક. દેસાઈ, જ મિયત પંડ્યા, વિષ્ણુભાઈ પંડ્યા જેવા સમર્થોની કલમનો લાભ વાચકોને મળે છે સાથેસાથે નવીનોમાંથી પણ ઘણા છે 'પથિક'નું સંપાદન વર્ષોથી દાદ માગી લેતું બનતું રહ્યુ છે

'નવચેતન' સુવર્ણમહોત્સવ અંક
તંત્રીશ્રી ચાંપશી ઉદ્દેશી, અમદાવાદ
પાનાં ૪૪૦ કિંમત રૂા ત્રણ

ઑક્ટો. નવેમ્બરના સંયુક્ત અંક તરીકે સાડા ચારસો પાનાંની તદ્દન નિરાળી વાનગી પીરસી જનાર 'નવચેતન'નો સુવર્ણ મહોત્સવની યાદગીરીનો અંક ગુજરાતના સાહિત્યિક અને સાંસ્કારિક જીવનનાં છેલ્લા પાંચ દાયકાના ઇતિહાસને અક્ષરદેહ આપવામાં ગુજરાતના જે તે વિષયના ખેરખાંઓનો સાથ મેળવીને રજૂ થાય છે. સાહિત્યના પ્રવાહો, કલાવિકાસ, સામાજીક જીવન, રાજકારણ, કવિતા, વિજ્ઞાન, નાટકો, પત્રકારત્વ, એકાંકીઓ, નવલકથા, રંગભૂમિ, બાલસાહિત્ય, ચલચિત્રો, રમતગમત– એમ કોઈ પણ ક્ષેત્ર આ માસિકની નજર બહાર રહેવા પામ્યું નથી. 'નવચેતન'ને ૫૦ વર્ષ પૂરાં થાય છે તેની પાછળનો તેના તંત્રી શ્રી ચાંપશીભાઈનો પુરુષાર્થ હવે આખું ગુજરાત જાણે છે. તેમની નિષ્ઠા અને ચોક્કસ મૂલ્યો તથા આદર્શ માટેનો આગ્રહ જગજાહેર છે 'આ વિશિષ્ટ અંક તેની મૂલ્યવાન સામગ્રીને કારણે ચિરંતન મૂલ્ય ધરાવે છે.

શ્રી. મલ્લિકજી કૃત
અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ | ૧–૨૫ |
| ગીતાંજલ એક અભ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .. | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |

# વૈષ્ણવજન

વર્ષ : ૧૧ ] ડિસેમ્બર : ૧૯૭૧ [ અંક : ૯

## અનુક્રમણિકા





## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. એક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રાખે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨



પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.




# MUKAND MOVES INTO NEW AREAS OF STEEL CASTINGS

# ALLOY STEEL CASTINGS



High and low alloy steel castings for industry to specific requirements. Mukand's range covers furnace components, turbine casings and chemical process equipment.

Sophisticated research and development facilities like the Mohawk furnace to provide answers to specific problems. Comprehensive quality control. All these ensure uniformly high quality castings from Mukand.




ULKA MPC 17A

**Mukand Iron & Steel Works Ltd.**, Kurla, Bombay-70. AS

**Calcutta Office:** Raneegunj Coal House, 3-A Chowringhee Place, Calcutta-13.

# સિંધિયા આપને સાગર દ્વારા સમૃદ્ધિ અર્પે છે



SISTA S-SSN 228A GUJ

પ્રાચીન સમયમા વહાણવટાના વ્યવસાય દ્વારા
ભારતને અઢળક સંપત્તિ મળતી હતી આજે
સિંધિયાના જહાજો આપણી એ પ્રાચીન પરંપરા
અને વ્યાપારને જાળવી રહ્યા છે સિંધિયા
ભારતના દરિયાપારના તેમજ કાંઠાના વ્યાપાર ક્ષેત્રે
પોતાના અદ્યતન અને ઝડપી જહાજી કાફલા દ્વારા
ઝડપી, સુરક્ષિત અને કિફાયતી સેવા આપે છે

દરિયાપારની સેવા
ભારત પાકિસ્તાન ઇંગ્લૅંડ યુરોપ
ભારત રશિયા
ભારત-અમેરિકા (એટલાન્ટિક અને અખાતના બંદરો)
ભારત યુ.કે કેનેડા ગ્રેટ લેઇક્સ
ભારત પેસિફિક (પૂર્વ તરફને)
ભારત-ઇજિપ્ત
ભારત-એડ્રિઍટિક ઇસ્ટર્ન મેડિટેરિયન બંદરો
ભારત પશ્ચિમ એશિયા (અખાત)
કાંઠાની સેવા
ભારત પાકિસ્તાન બર્મા સિલોન



(સ્થાપના ૧૯૧૯)

**ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ**
'સિંધિયા હાઉસ', બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ ૧ ટેલિફોન ૨૬૮૧૬૧ (૧૨ લાઇન) ટેલેક્સ ૨૨૦૨
સેન્ટ્રલ બેન્ક બિલ્ડિંગ ૩૩ નેતાજી સુભાષ રોડ કલકત્તા ૧ ટેલિફોન ૨૨૫૮૪૨ (૪ લાઇન) ટેલેક્સ ૪૦૭
૧૦, એર માર્ગ નસરી નવી દિલ્હી, ટેલિફોન ૩૧૧૨૬૯ ટેલેક્સ ૩૨૨
દુનિયાના તમામ મુખ્ય બંદરોમાં એજન્ટો છે









જુવાન શિલ્પકારો
નટુભાઈ અને બાલકિશન રાવળ
કહે છે:
**"દેના બેંક**
**કસબીઓ અને કલાકારોના**
**પ્રેરક મિત્ર જેવી છે.**

"અમારા પિતાજી પાસેથી અમે શિલ્પકલાનો વારસો મેળવ્યો અને પથ્થરમાં કોતરકામ કરવાની તાલીમ લીધી. દેના બેંક તરફથી અમને લોન મળતા અમે સફળતાની કેડી પર કદમ માંડ્યા અને આ સુંદર પ્રાચીન કલાનું મૂર્તરૂપ પ્રજા સમક્ષ રજૂ કરી શક્યા."

આપનો ગમે તે વ્યવસાય હોય,
દેના બેંકની પ્રગતિશીલ લોન યોજના
આપને પણ સહાયરૂપ થશે



# દેના બેંક

રે. ઑફિસ દેવકરણ નાનજી બિલ્ડિંગ્સ
૧૭ હૉર્નિમેન સર્કલ, કોટ મુંબઈ-૧

RATAN BATRA    DB/G/178

# તમારા જેવાના પુણ્ય પ્રતાપે

દાદુભાઈ પટેલ

મારા એક મિત્ર સરકારી નોકરી કરે છે. આજે મોંઘવારીના પ્રમાણમાં પગાર એમનો સામાન્ય કહેવાય. થોડી જમીન હતી તે તો હવે ગણોતધારા મુજબ ખેડૂતને વેચાઈ ગઈ છે. એટલે ઘર ચલાવવું, બાળકો ભણાવવાં રૂઢિરિવાજો પ્રમાણે ખેંચાઈને પણ ખર્ચા કરવા એ બધું મુશ્કેલ તો ખરું જ. છતાં મિત્ર કોઈવાર મળે અને પૂછીએ કે, 'કેમ ચાલે છે?' તો તરત જવાબ મળે, 'ઈશ્વરકૃપાથી સારું ચાલે છે.'

પણ આ 'સારું'ની પાછળ કેવી મુશ્કેલીઓ ખડકાયેલી છે એની વાતો તો મિત્રનાં પત્ની પાસેથી જ જાણવા મળે. એમને પૂછીએ કે, 'ઓચિંતા ખર્ચા આવી પડે તો શું કરો છો?' તો એ શાંત ચિત્તે કહી દે છે: 'ચાલે છે. થોડું દેવું કરવું પડે, બીજું શું?

'અમારે ઉછીના કે વ્યાજે લાવવા પડે તેનું તો કંઈ નહિ, પણ ગમ્મત એ છે કે ગામમાં જઈને કહીએ તો અમારી વાત કોઈ માનતું જ નથી. કે' છે કે, 'તમે તો ખોટાં રોદણાં રડો છો: સરકારી ઑફિસરોને તો આજે પગાર ઉપરાંત બીજું મન-માન્યું મળતું હોય છે' પણ તમે તો જાણો છો કે આજ વીસ-બાવીસ વર્ષની નોકરી થઈ પણ અણહકનો પૈસો અમે ગાયની માટી બરાબર માન્યો છે.'

અને આ વાતમાંથી જ એ મિત્રપત્નીએ અનેક અનુભવોમાંથી એક તાજો જ પ્રસંગ કહી બતાવ્યો. બનેલું એમ કે જે દિવસે આ રૂપિયા ઉછીના આણીને મૂંઝવણનો ઉકેલ કરાયેલો તે જ દિવસે એક વેપારી એ બહેન પાસે (મિત્ર-પત્ની પાસે) આવ્યા ખુરસી પર બેસી એમણે એક બંધ કવર ટેબલ પર મૂક્યું. બહેને પૂછ્યું: 'શું છે ભાઈ?'

કંઈ નહિ એ તો.. એ તો ખુશીના છે. સાહેબે મારું કામ સારી રીતે કાઢી આપ્યું છે...'

બહેન સમજી ગયાં કે આ વેપારી સાહેબને ભેટ આપવા આવ્યા છે. બંધ કવરમાં નહિ નહિ તોય ચારસો-પાંચસો રૂપિયા હશે એમ લાગતું હતું. એટલે વાત સમજી જતાં બહેને અધવચ્ચે જ કહેવા માંડ્યું: 'પણ ભાઈ, તમે સાહેબને ઓળખ્યા લાગતા નથી.'

'અરે બેન, સાહેબને તો હું બરાબર ઓળખી ગયો છું. હું જાણું છું કે એ તો મને પાછો જ કાઢે, એટલે તો સીધો તમારી પાસે આવ્યો છું. મારાથી એમનો ગુણ કેમ ભુલાય?'

'તો ભાઈ, તમને ખરી વાત કહું? તમે ઘર ભૂલ્યા લાગો છો. અમે આવી રીતે પૈસો લેવાનું રાખ્યું હોત તો બંગલા બાંધ્યા હોત. પણ તમે જુઓ છો કે અમે આ ભાડાની ખોલીઓમાં રહીએ છીએ. અમારાં આ બાળકોનાં કપડાં જુઓ, આ આખી પાતળી અમારી ઘરવખરી જુઓ. એ બધાં પરથી પણ તમને અમારો ખ્યાલ આવી જશે.'

'પણ બહેન, આ કંઈ લાંચ નથી, આ તો ખુશીના છે. ખરી મુશ્કેલી વખતે સાહેબે મારું કામ કાઢ્યું છે.'

કહીને વેપારી તો ટેબલ ઉપર જ પૈસાનું કવર મૂકીને ઊભો થઈ ગયો. બહેને કવર પાછું લઈ જવાનો આગ્રહ કર્યો. કવર છેવટે ખિસ્સામાં પાછું મૂકતાં વેપારી બોલી ઊઠ્યા: 'આ બધું હું શું આંસુ છે? બહેન, એમ લાગે છે કે આ તે સ્વપ્નું છે કે સાચું છે? આવા સાહેબ અને તમારા જેવાં બહેન મેં મારી જિંદગીમાં જોયાં નથી. હું તો કહીશ કે તમારા જેવાના પુણ્યે જ આ ધરતી ટકી રહી છે.' અને વિદાય લેતાં વેપારીની આંખમાંથી અશ્રુ સરી પડ્યાં.

*

'આશુતોષ'

## સમુદ્રજળની ખેતી

ભાવનગર ખાતેની સેન્ટ્રલ સોલ્ટ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટે સમુદ્રનાં પાણી વડે ખેતી કરી, પાક લેવામાં જે પ્રયોગાત્મક સફળતા મેળવી છે તે ઘણા આશાસ્પદ અને ક્રાંતિકારી સમાચાર છે. વેપારી ધોરણે આ પ્રયોગને સફળતા પ્રાપ્ત થતાં હજુ વર્ષો લાગી જશે. તો પણ આપણા વિજ્ઞાનિકો આ બાબતે યશના અધિકારી છે. સમુદ્રના પાણીની ખારાશ ઓછી કરીને તેનો ઉપયોગ કરવાની એક ખર્ચાળ પદ્ધતિ તો જાણીતી છે જ પરંતુ આ તો સમુદ્રનું પાણી જેવું છે તે સ્થિતિમાં તેનો ઉપયોગ કરીને, છોડ ખારું પાણી ધીરે ધીરે સ્વીકારતો બને તેવો પ્રયોગ હાથ ધરાયો છે. અહીં પણ શરૂઆતથી ખારા પાણીનો ઉપયોગ થતો નથી. અંકુર જમીનમાંથી બહાર નીકળે ત્યાં સુધી તો મીઠું અને વરસાદનું પાણી જ ઉપયોગમાં લેવાય છે પછી ધીમે ધીરે ઓછી માત્રામાં તેને ખારું પાણી અપાય છે. આ માત્રા વધારીને છેવટે સમુદ્રના પાણીનો ઉપયોગ થાય છે. ભાવનગરમાં આઠ વર્ષની જહેમતને અંતે બાજરાપુરી' બાજરી ઉગાડવામાં સફળતા મળી છે ભાવનગરના વૈજ્ઞાનિકોનું કહેવું એમ થાય છે સમુદ્ર કાંઠે રેતીમાં આવો પાક લઈ શકાય. ઇઝરાયલ અને સ્પેઇનમાં આવા પ્રયોગો હાથ ધરાયા છે ઇંગ્લાંડમાં સમુદ્રના પાણીથી બગીચાઓ અસ્તિત્વમાં આવ્યા છે, તેમજ જવ અને કંદમૂળ પણ ઉગાડે છે ખોરાકમાં ઉપયોગમાં લઈ શકાય તેવો પાક સમુદ્રના પાણી વડે મેળવી શકવાનું માન ભાવનગરના સંશોધન સંસ્થા લઈ જાય છે એ સાચું કે આ અખતરો ઘણા નાના પાયા ઉપર કરવામાં આવ્યો છે પણ હવે તેને વિશાળ ધોરણે અમલી બનાવી શકાય છે, અને જો આમાં સફળતા મળે તો વધુ અનાજ ઉગાડવાની ક્રાંતિમાં ભારત અગ્રેસર બની રહેશે તે નિર્વિવાદ છે. અગ્રેસર ન બને તો પણ પોતાનો અનાજનો પ્રશ્ન ઉકેલવામાં ભારતને સફળતા મળે તો પણ અદ્વિતીય સિદ્ધિ ગણાશે.

## ભૂગર્ભ ધડાકો

ઉત્તર પેસેફિક સમુદ્રમાં આમચીતકા ટાપુ ઉપર અમેરિકાએ પાંચ મેગાટન શક્તિનો અણુ ધડાકો કર્યો તેનાથી ધારવામાં આવતું હતું તેમ કોઈ ધરતીકંપ થયો નથી કે સમુદ્રમાં રાક્ષસી મોજાં ચડ્યાં નથી ટાપુ ઉપર જીવદાની થઈ હશે એમ મનાતું રહ્યું. થોડા સમય બાદ વૈજ્ઞાનિકોના નિરીક્ષણ પછી અને અમેરિકન અણુપંચની પરવાનગી બાદ આ ભૂગર્ભ ધડાકાના રહસ્યનો ખયાલ કદાચ દુનિયાને જાણવા મળશે. આ ધડાકાની સામે મનાઈ હુકમ મેળવવા અમેરિકાની સુપ્રિમ કોર્ટના દ્વાર ખખડાવવામાં આવ્યા હતા પરંતુ કોર્ટે મનાઈ હુકમ ફરમાવ્યો નહીં. અમેરિકાનું સંરક્ષણ ખાતું આ પ્રશ્ને મક્કમ હતું. દુનિયાનો મત ગમે તે હોય તેમજ બીજા દેશોનું જે થવાનું હોય તે થાય રાષ્ટ્રના સંરક્ષણ માટે આ ધડાકો કરવા અમેરિકા કૃતનિશ્ચયી હતું જ જો મહાસત્તાઓ આ રીતે વર્તે તો પછી જગતના ભાવિ માટે કોઈ આશા રહેતી નથી. જે પશુ, પક્ષી અને વનસ્પતિનો આ ધડાકામાં નાશ થયો છે તે ક્યારેય જાણવા નહીં મળે અને મળે તો આ જીવસૃષ્ટિની કોને પડી છે? અમેરિકા, રશિયા અને ચીન આજે આ પ્રકારના પ્રયોગાત્મક અખતરા કરી શકે છે, ફ્રાન્સ અને બ્રિટન પણ કરે છે. ન પાડવાથી, તેનો નિષેધ દુનિયાના રાષ્ટ્રો દ્વારા શક્ય બનવાનો નથી. પરંતુ દુનિયાના દરેક દેશના એક શહેર પર આવો બોમ્બ ફેંકવામાં આવે તો જ તેની ભયાનકતાનો ખ્યાલ નજર સમક્ષ રહે. આજે ફક્ત જાપાન વિરોધ નોંધાવવા જાય છે કેમ કે તેને વીતી ગઈ છે મોસ્કો તેમજ વોશિંગ્ટન પર એક એક અણુબોમ્બ શા માટે ન ઝીંકવો? આમચીતકા ટાપુ ઉપરના લાખો જીવની જો કોઈ કિંમત ન હોય તો અમેરિકનોની

જીંદગી વધુ મૂલ્યવાન હોવાનું ભગવાન પણ કબૂલ કરશે ?

## વહાણવટું

ભારત સરકારના સાહસોમાં શીપીંગ કોર્પોરેશનની એક દાયકાની સિદ્ધિ ઊડીને આંખે વળગે તેવી છે. ૧૯૫૦માં સ્થપાયેલ ઇસ્ટર્ન શીપીંગ કોર્પોરેશન અને ૧૯૫૬માં સ્થપાયેલ વેસ્ટર્ન શીપીંગ કોર્પોરેશનનું ૧૯૬૧માં એકીકરણ થયું અને રાષ્ટ્રીય જહાજી નિગમ અસ્તિત્વમાં આવ્યું. શરૂઆતમાં આ નિગમ પાસે ૧૯ જહાજો હતાં અને ટનેજ ૧ ૯૪ લાખ થતું હતું તે આજે વધીને જહાજોની સંખ્યા ૮૦ સુધી અને ચોદ લાખ ટન સુધીની ટનેજ શક્તિ થાય છે. હવે પછીના પાંચ વર્ષમાં આ પ્રગતિ અનેકગણી વધી જવાનો સંભવ છે. ટનેજ શક્તિ ૧૯૭૪-માં ૨૦ લાખ અને ૭૮-૭૯માં ત્રીસ લાખ ટન સુધી પહોંચી જશે. ભારતનો આંતરરાષ્ટ્રીય વેપાર દરિયો એના જહાજો ઉપર આધાર રાખે છે, અને તેથી દરેક પ્રકારના જહાજો કોર્પોરેશનને રાખવા પડે છે. કોલસા માટે ધમરતી લાકડા માટે, અનાજ માટે, તેલ માટે તથા લોખંડની હેરફેર માટે વિધવિધ પ્રકારના જહાજોની આવશ્યકતા રહે છે. આજે દુનિયાના પાંચ ખંડોમાં ૫૮ દેશો સાથે ૨૧ જહાજી સેવાઓ રાતદિવસ દરિયો ખૂંદી વળે છે શરૂઆતમાં આવી આઠ જહાજી સેવાઓ હતી. નફાની દૃષ્ટિએ જોઈએ તો પ્રથમ વર્ષથી જ કોર્પોરેશને એક કરોડ રૂપિયાથી શ્રી ગણેશ કર્યા હતા તે આજે વધીને ૭ કરોડ સુધી પહોંચેલ છે. જે ચોખ્ખો નફો છે. આ ૧૦ વર્ષમાં શીપીંગ કોર્પોરેશને ૩૫ કરોડ રૂપિયાનો નફો કરેલ છે. મૂડીનું રોકાણ શરૂના વર્ષમાં બધું થઈને ૩૩ કરોડ હતું તે આજે પોણા બસો કરોડ થવા જાય છે. ભારતની સઘળી જહાજી કંપનીઓમાં રાષ્ટ્રીય નિગમ સૌથી મોટી કંપની છે અને વિશ્વની મોટી કંપનીઓમાં તેની ગણત્રી થાય છે એક લાખ ટન તેલ લઈ જનારાં મોટાં ટેન્કરો આ નિગમ ધરાવે છે. ભારતનો અતિવિશાળ સાગરકાંઠો જોતાં આ સિદ્ધિ હજુ આદર્શ તો ન જ ગણાય

## હોકીમાં નામ કેમ બોળાવ્યું ?

વિશ્વની રમતગમત દુનિયામાં હોકીના ક્ષેત્રે ભારતનો સિતારો વર્ષો સુધી ઝળહળતો રહ્યો. છેલ્લાં બે વર્ષથી એ પદ આપણી પાસેથી પાકિસ્તાને ઝૂંટવી લીધું છે. અને માટે એમ કહેવાય છે કે રમતગમતના ક્ષેત્રે રાજકારણ ઘૂસી ગયું છે; ઇંડિયન ઓલિમ્પિક એસોસીએશનના હોદ્દેદારોમાં અંગત સ્પર્ધા વધી ગઈ છે; પરદેશોમાં આપણા ખેલાડીઓ શિસ્તનું પાલન કરતા નથી, વ્યવસ્થા શક્તિને નામે મોટું મીંડું છે, રાજા ભાલિંદરસિંહ જેઓ ભારતની રમતગમત સમિતિના પ્રમુખ છે તેમણે જાતે જ વિશ્વ રમતગમત સંસ્થામાંથી ભારતનું સભ્યપદ નાબૂદ કરવા સૂચન કર્યું છે. વળી ખેલાડીઓની પસંદગીમાં પણ ખટપટ, ઈર્ષા, રાગદ્વેષ મદદરૂપ ભાગ ભજવી જાય છે. વિશ્વની રમતગમત દુનિયામાં કોણે જવું અને કોણે નહીં તેમજ ખેલાડી સિવાય હોદ્દેદારોમાંથી પણ જવા માટે જે ધરોડો પડે છે તેને કાબૂમાં રાખવાનું સરકાર માટે મુશ્કેલ બની જાય છે અને જાનમાં જવા માટે કુટુંબીઓમાં હોસાતુંસી થાય તેવું અહીં પણ બનતું હોય છે. ક્રિકેટની બાબતમાં આનાથી ઊલટું બન્યું અને સુંદર શિસ્ત તેમજ નેતાગીરીના કૌશલ્યથી ભારત વિશ્વવિજયી બન્યું હોકીની રમત માટે આપણા ખેલાડીઓએ આગલી રાત્રે સ્વસ્થ નિદ્રા કરીને આરામ લેવો જોઈતો હતો ત્યારે મોડી રાત સુધી દારૂ પીને છાકટાની જેમ રખડતા હતા. સામાન્ય જનતા આ બાબતમાં ઉદાસીનતા સેવે છે તેને લીધે પણ રમતગમતના ફેડરેશનોને પોતાનું ધાર્યું કરવાની—કરાવવાની ટેવ પડી જાય છે. રાષ્ટ્રીય ધોરણે ખેલાડીઓની ગુણવત્તાનું ધોરણ ઊંચું અને શ્રેષ્ઠ રાખવા માટે શિસ્ત તેમજ નેતાગીરી બન્નેની આવશ્યકતા રહે છે, વિશ્વ હોકી ચેમ્પિયનશીપમાં ઉપરાછાપરી બે વર્ષ પછડાટ ખાધા પછી, તેમજ દુનિયાની બજારમાં જે બનાવો હોકી વચ્ચે થયો તે નિહાળ્યા પછી સૌએ પોતપોતાનો અંતરખોજ કરવાની રહે છે.

## ઉપેક્ષિત માનવશક્તિ

સંપત્તિના જે પ્રકાર ગણાય છે તેમાં માનવ-

સંપત્તિ પણ આવી જાય છે. કમનસીબે આપણા દેશમાં આ સંપત્તિ વિપુલપ્રમાણમાં નથી એટલું જ નહીં પણ રાષ્ટ્ર માટે તે બોજારૂપ બની રહે છે. આના ઘણાં કારણો છે, જેમાંની એક આપણી સામાજિક વ્યવસ્થા છે. વળી બધી જ કક્ષાએ માનવીય સંબંધનો અભાવ ભારે વિષમતા સર્જે છે. કોઈ કારખાનું, ખાનગી પેઢી કે સરકારી દફતરનો દાખલો લ્યો ત્યાં શેઠ અને કર્મચારી વચ્ચે કેવા સંબંધો પ્રવર્તે છે? હડતાળ શા માટે પડે છે? વધુ પગારની માગણી કેમ થાય છે? નીચેના માણસોની સાથે કેમ વર્તવું, એક હજાર કામદારોને રોજ આપના કારખાનામાં કઈ રીતે વહીવટ ચલાવો ઘરે, સરકારી દફતરોમાં તાબેદાર નોકરિયાતો પાસેથી કઈ રીતે કામ વધુ લઈ શકાય એ બધું અભ્યાસ અને તપ વિના આવડતું નથી. આ એક કપરી કલા છે અને તે અસાધ્ય હોવાને કારણે આપણે ત્યાંથી શ્રેષ્ઠ માનવશક્તિ પરદેશ ચાલી જાય છે. ડૉક્ટરો, વૈજ્ઞાનિકો, એન્જિનિયરો પરદેશમાં જ રહેવાનું જ પસંદ કરે છે, કેમ કે જે વાતાવરણ તેઓ અહીં આશા રાખે છે તે આપણા દેશમાં શક્ય નથી. જાપાનનો દાખલો લઈએ તો ત્યાંનો કેઈ કામદાર ઉત્પાદનમાં રુકાવટ આવે તેવું કશે નહીં, કામચોરી કરશે નહીં. ખુરશી પર બેસી પગ ટેબલ પર રાખી ગપાટા હાંકશે નહીં. હડતાળ ભાગ્યે જ પાડશે માનવીય સંબંધો રાખતા આપણે શીખ્યા નથી. પરિણામે સરકારી કચેરીમાં લાખો કર્મચારીઓ વહીવટી સંચાલનમાં આત્મીયતા કેળવતા નથી; કારખાનાઓમાં કામદારોને શેઠ દુશ્મન લાગે છે. પરસ્પર–અન્યોન્ય ઉપેક્ષા રાષ્ટ્રની માનવશક્તિને કુંઠિત બનાવે છે. કુટુંબ જેવું વાતાવરણ ઊભું ન કરી શકીએ તો રાષ્ટ્રની માનવશક્તિ વેડફાતી જ રહેશે આ કોયડો વિચાર માગી લે છે અને સાથે સાથે પ્રયાસ પણ

## સૌંદર્ય સ્ત્રીઓ

આદિવાસી સ્ત્રીઓ સૌંદર્યસ્પર્ધામાં ભાગ લે અને "બ્યુટી ક્વીન" તરીકે પ્રતિષ્ઠા પામે તેમાં સુંદરતાનું ભારોભાર અપમાન રહેલું છે. થોડા દિવસ પહેલાં દૈનિકપત્રોમાં મધ્ય પ્રદેશના ગવર્નર સાથે સૌંદર્ય હરિફાઈમાં વિજયી નીવડેલ ત્રણ આદિવાસી રમણીઓને જોઈ અશ્રુ આંખની કિનારીએ આવીને અટકી ગયાં. રાજ્યપાલશ્રી એક હાથ આગળ કરી, બ્યુટી ક્વીનને રસ્તો ચીંધી રહ્યા હતા; 'બ્યુટી ક્વીન' ના મોઢા પર ગભરાટ સ્પષ્ટ જોઈ શકતો હતો અને જ્યારે એ શુભ્ર દંતપંક્તિઓ બને તેટલી ઓવાજનો જોઈ શકે તેમ પહોળી રાખી હાસ્યનો ફુવારો ઉડાડતા જવાની આ ક્ષણે આદિવાસી મહિલાને રાજ્યપાલના દિલાસાનો આધાર મનડું મૂંઝવી ગયો હશે. વળી આ આદિવાસી કન્યાએ તો મોંઘા શણગાર શરીર પણ ધર્યા હતા. માત્ર મુખ જ ખુલ્લું હતું જે ભૂલથી રહી ગયું હશે, ઘૂંઘટ ખેંચ્યો હોત તો વળી ઓર મઝા આવત. આજે 'બ્યુટી ક્વીન'ની હરીફાઈમાં ઓછામાં ઓછા વસ્ત્રો પરિધાન કરે તેનો ગજ વાગે છે... ........... .. . ,... ..... ત્યારે આ બાઈએ કાઠિયાવાડની ભરવાડણની જેમ ધાબળી કે કામળો ઓઢવાનું જે હિંમતભર્યું પગલું ભર્યું તે જરૂર અભિનંદનીય. પણ એ સમજાતું નથી કે આદિવાસી સ્ત્રી તેના પ્રાકૃતિક સ્ત્રીસુલભ દેહના નીડર પ્રદર્શનથી ભલા ભલા પુરુષોની આંખો નીચી નમાવી દે તેને શા માટે આવી નિર્માલ્ય સૌંદર્ય હરિફાઈમાં ઊભી રાખી, નાચ્યે ઉતરી પાડવામાં આવે છે! બસ્તર પ્રદેશની આદિવાસીને આવી સ્પર્ધામાં ઊભી રાખવામાં આવે તો ભારતભરની સૌંદર્યરાણીઓ ધૂળ ચાટતી થઈ જાય તેમ છે. પણ સૌંદર્યની શોભા પ્રદર્શનમાં નથી તેના કેવળ અસ્તિત્વમાં છે. કહ્યું છે ને Full many a gem...... .......

## પરદેશ યાત્રા

શ્રીમતી ઇન્દિરા ગાંધીની પરદેશ યાત્રા વાસ્તવિકતાની દૃષ્ટિએ બહુ જરૂરી હતી. આપણે એ ભૂલવું ન જોઈએ કે ભારત અને પાકિસ્તાનની સરહદો મૂકયા પછી, 'બાંગલા દેશ' શબ્દનો અર્થ કોઈને ગળે ઉતારતાં આંખો ઓડે આવી જાય. આયર્લેન્ડમાં તાજેતરમાં જે અનિરયુદ્ધ ખેલાઈ ગયું તેની જાણકારી ભારતમાં કેટલાને છે? હંગેરી અને ઝેકોસ્લોવેકિયા ઉપર રશિયા તૂટી પડ્યું ત્યારે જગતના કયા રાષ્ટ્રો મદદે દોડયા હતા? તેવી જ રીતે બાંગલાદેશનો પ્રશ્ન

# 'ईशावास्यं इदं सर्वम्'

શ્રીમન્નારાયણ

એકવાર ભગવાન બુદ્ધને કોઈ શિષ્યે ઈશ્વર સંબંધી પ્રશ્ન પૂછ્યો. એમણે શાંત ભાવે જવાબ આપ્યો :

"જે ઈશ્વર સંબંધી પૂછે છે તે ભૂલ કરે છે અને જે જવાબ આપે છે તે પણ ભૂલ કરે છે."

ગૌતમ બુદ્ધે તો સદાચાર અને પંચશીલ પર જ વધારે ભાર મૂક્યો હતો અને 'અષ્ટાંગ માર્ગ' મારફત માનવજીવનના કલ્યાણનો ઉપદેશ આપ્યો હતો.

કવિવર રહિમે પણ ઈશ્વર સંબંધી અગત્યનો દુહો લખ્યો છે:

रहिमन बात अगम्य है, कहन-सुनन की नाहिं।
जो जानत सो कहत नहिं, कहत सो जानत नाहिं ॥

આજકાલ ઈશ્વર અને બ્રહ્મની મીમાંસા કરવાવાળા એટલી સંકુચિત દૃષ્ટિથી એકબીજાની નિંદા કરે છે કે જો તેઓ ઈશ્વરની ચર્ચા જ ન કરે તો દુનિયા માટે વધારે હિતકર થાય. આ વિષય તર્કનો નથી, સાધના અને શ્રદ્ધાનો છે.

*

અત્યારે આપણા નવયુવકોમાં ઈશ્વર પ્રત્યે બિલકુલ વિશ્વાસ જ નથી રહ્યો. તેઓ આ કલ્પનાને નિરાધાર અને અવૈજ્ઞાનિક સમજે છે. કેટલાય નવયુવકો નાસ્તિક બની ગયા છે, અને એમનું જીવન નાવિક વગરના વહાણની જેમ વહી રહ્યું છે. પરંતુ જો આપણે આ વિષયને વૈજ્ઞાનિક રીતે સમજવાનો–સમજાવવાનો પ્રયત્ન કરીશું તો જણાશે કે આધુનિક વિજ્ઞાન અને વેદોમાં કોઈ પણ પ્રકારના સંઘર્ષનું કારણ નથી. આપણા ઋષિઓએ ગાયું છે:

ईशावास्यं इदं सर्वं, यत्किंच जगत्यां जगत्।

અને આપણા મહાન વૈજ્ઞાનિકોએ પણ અણુશક્તિનો વિકાસ કરીને એ જ સમજાવ્યું છે કે પ્રત્યેક વસ્તુમાં 'એટમ'નું તેજ છે. એક જ 'એટમ'નો વિસ્ફોટ કરવાથી અદ્ભુત શક્તિ પેદા કરી શકાય છે. આ અણુશક્તિમાં ઉત્પન્ન કરવાની, પોષવાની અને મારવાની શક્તિનો ગુણ છે. એનાથી ખેતી અને ઉદ્યોગક્ષેત્રે ઉત્પાદન કરી શકાય છે. કેટલાય પ્રકારના 'આઇસોટોપ'ની મદદથી ચમત્કારિક દવાઓની શોધ થઈ શકી છે જે માનવજીવનનું પાલન કરે છે અને અણુબોમ્બ બનાવીને આ શક્તિથી જ સંસારનો નાશ કરી શકાય છે. આ રીતે અણુશક્તિમાં 'બ્રહ્મ', વિષ્ણુ અને મહેશના દર્શન કરી શકાય છે. જો અણુશક્તિને હજારો–લાખો ગણી વધારી દેવાય તો તે બ્રહ્મના તેજની ઝાંખી કરાવી શકે ને? આ રીતે આધુનિક વિજ્ઞાન આપણને વેદાંત તરફ લઈ જવામાં સફળ થાય છે. અને મારી તો હવે એ ધારણા નિશ્ચિત બનતી જાય છે કે વિજ્ઞાનની પરાકાષ્ઠા એ બ્રહ્મજ્ઞાન જ હશે.

અદ્યતન વિજ્ઞાન આપણને એમ શિખવાડે છે કે જે ચીજ જેટલી સૂક્ષ્મ બની જાય છે એટલી જ તે વધારે શક્તિશાળી થઈ જાય છે. અણુશક્તિનું આ જ રહસ્ય છે. પરંતુ બ્રહ્મની અપેક્ષાએ 'એટમ' બહુ સ્થૂલ મનાવું જોઈએ. 'એટમ'ને કરોડગણું સૂક્ષ્મ બનાવવાથી બ્રહ્મની શક્તિ અને તેજનું અનુમાન લગાવી શકાય છે. सूर्य-कोटि सम-प्रभ।

ગીતાના અગિયારમા અધ્યાયમાં 'વિશ્વરૂપ-દર્શન'નું વર્ણન કરતી વખતે સંજયે વિસ્મય પામીને કહ્યું :

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता।
यदि भाः सदृशी सा स्याद् भासस्तस्य महात्मनः ॥

અર્થાત્, જો હજાર સૂર્ય એકસાથે આકાશમાં ચમકવા લાગે તો મહાત્માના તેજયુક્ત સ્વરૂપની

કહોય જ બરાબરી કરી શકાય.

અને જ્યારે 'અણુ' દરેક વસ્તુમાં સમાયું છે તો પછી પરમેશ્વર 'दत् किं च जगत्यांजगत्' માં સમાયો હોય એમાં શું આશ્ચર્ય છે? કોઇ સુફી કવિએ આ વેદાંત-દર્શન ખૂબ માર્મિક રીતે કહ્યું છે:

हर शय में तू ही शामिल है।
ज़र्रे ज़र्रे में तेरा नूर कामिल है॥

*

આ જ દૈવીશકિત આપણા સૌના હૃદયમાં બિરાજમાન છે. આ જ આપણા જીવનનું સ્રોત છે. એ શરીરને તેજોમય બનાવે છે એ જીવનશકિત નીકળી જવાથી શરીર મરી જાય છે અને બાળીને પંચભૂતમાં મેળવી દેવામાં આવે છે. જ્યાં સુધી આપણે આપણા સ્થૂલ શરીરને જ મહત્ત્વ આપતા રહીએ છીએ, ત્યાં સુધી આપણી આધ્યાત્મિક શકિત મર્યાદિત અને ગૂંગળાઇ જાય છે. પરંતુ જ્યારે આપણને અસલી બ્રહ્મ-રૂપનો આભાસ થાય છે ત્યારે આપણી શકિત ખૂબ જ વધી જાય છે અને એક રીતે આપણે જ બ્રહ્મ થઇ જઇએ છીએ 'अहम् ब्रह्मास्मि'

આ આત્મજ્ઞાન મેળવવા માટે કઠોર સાધના, તપ ત્યાગની આવશ્યકતા છે 'तेनत्यक्तेन भुंजीथा:'। મન અને આત્મની શુદ્ધિ માટે શરીરની શુદ્ધિ પણ જરૂરી ગણાઇ છે એટલા માટે જ આપણા ધર્મગ્રંથોમાં 'શૌચ' અને 'બ્રહ્મચર્ય' પર ભાર મૂકવામાં આવ્યો છે. આપણે જેવું ભોજન કરીએ છીએ તેવું શરીર બને છે. આટલા માટે માંસ-દારૂનો આધ્યાત્મિક વિકાસ માટે નિષેધ માનવામાં આવ્યો છે. પરંતુ કમભાગ્યે આપણા ધાર્મિક જનોએ ધર્મની બાહ્ય શુદ્ધિને જ પકડી રાખી છે, અંદરની અસલી શુદ્ધિને ભૂલી ગયા છે. આ જ કારણે શુદ્ધતાની જગ્યાએ પાખંડની બોલબાલા થઇ ગઇ છે.

થોડાં વર્ષો પૂર્વે જ્યારે આચાર્ય વિનોબાજી કાશ્મીરની પદયાત્રાએ ગયા ત્યારે અમારો મોટો પુત્ર ચિ. ભરતકુમાર પણ એમની સાથે હતો એ દિવસોમાં એક પડાવમાં એનો જન્મદિવસ આવ્યો. એની માએ પૂજ્ય વિનોબાજીને ચિ. ભરતની વર્ષગાંઠ પર કોઈ ગુરુમંત્ર આપવાની આગ્રહપૂર્વક વિનંતિ કરી વિનોબાજીએ થોડી વાર ઊંડો વિચાર કર્યો અને પોતાના હાથે મુંડકોપનિષદનો આ શ્લોક લખી આપ્યો:

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा,
सम्यग् ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्।
अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो,
यं पश्यन्ति यतयः क्षीण दोषाः॥

અર્થાત્, આ આત્માને હંમેશાં સત્ય, તપ, યથાર્થ જ્ઞાન અને બ્રહ્મચર્યથી પામી શકાય છે. પાપરહિત અને પ્રયત્નશીલ માણસો આ નિષ્કલંક અને પ્રકાશ-સ્વરૂપ આત્માને અંતઃકરણમાં જોઇ શકે છે.

*

જ્યારે મને ૧૯૪૨ના 'ભારત છોડો' આંદોલન વખતે વર્ધા જેલમાં ગીરફતાર કરવામાં આવ્યો. ત્યારે એક ગુજરાતી ભાઇએ ખૂબ જ સુંદર ભજન ગાયુ હતુ. જેનુ મને હજુ પણ સ્મરણ થઇ જાય છે:

मुझे राम से कोई मिलादे।
कोई कहे वह बसे अवध में;
कोई कहे वृन्दावन में।
कोई कहे तीरथ-मंदिर में,
कोई कहे मिलते वन में।
देख सकूं मै उनको अन्दर
ऐसी ज्योति जगादे!

સદગુરુ નાનકે પણ આ જ ભાવને બીજા શબ્દોમાં ગાયો છે -

काहे रे बन खोजन जाई।
सर्व-निवासी सदा अलेपा, तो ही संग समाई।
जन नानक बिन आपा चीन्हे, मिटे न भ्रम की काई।

જ્યારે આપણે એ વાતનો અનુભવ કરી લઇએ છીએ કે આ બાહ્ય શરીર નહીં પરંતુ અંદરનો આત્મા છે એ પરમેશ્વરની જ્યોતિનો અંશ છે ત્યારે

[ અનુ૦ પૃ૦ ૪૨૧



ચિત્ર] [પ્રતાપ મોદી

જાન્યુઆરી માસની પહેલી તારીખે ક્રાઈસ્ટનું નવું વર્ષ શરૂ થાય છે. લોકો તે દિવસે નવા વર્ષનો આનંદ-ઉત્સવ મનાવે છે. નવાં નવાં કપડાં પહેરીને તેઓ મિત્રોને અને સગાં-સંબંધીઓને મળવા જાય છે. મીઠાઈઓ ખાય છે, એકબીજાને ભેટો આપે છે; આ રીતે તેઓ બેસતા વર્ષની ઉજવણી કરે છે; પરંતુ નવા વર્ષની આ ઉજવણી બરાબર નથી. એની સાથે જે મહાપુરુષનું નામ જોડાયેલું છે, તેમનો સંદેશ અમલમાં મૂકો અને તેમના પવિત્ર કામોનું અનુકરણ કરવું એ જ ઊજવવાની સાચી રીત છે.

તેમની સ્મૃતિને હમેશને માટે તાજી રાખવા માટે લોકોએ તેમના નામથી ક્રાઈસ્ટ સન શરૂ કરેલ છે. ઈશુ ખ્રિસ્ત એક ક્રાંતિકાર પુરુષ હતા: ધર્મને નામે ચાલી રહેલી 'પોપલીલાઓ અને ધર્મગુરુઓની સત્તાલાલસાઓ' સામે તેમણે બળવો પોકાર્યો. ધર્મગુરુઓ તેમના પર ચિડાયા અને તેમનો પ્રાણ લેવાના માર્ગો શોધવા લાગ્યા. ઈશુ ખ્રિસ્ત આ સર્વ જાણતા હતા, છતાં તેમણે સત્યનો પ્રચાર કરવાનું ચાલુ રાખ્યું; તેમની પાસે બે માર્ગ હતા: કાં તો જીવનને વહાલું ગણવું અને અસત્ય સાથે આંખમીંચામણાં કરવાં અગર તો અસત્ય સામે બંડ પોકારવું અને તેમ કરતાં મૃત્યુને ભેટવું પડે તો તે માટે પણ તત્પર રહેવું. તેમણે મૃત્યુની પરવા કરી નહિ અને જિંદગીના જોખમે પણ સત્યનો પ્રચાર ચાલુ રાખ્યો. સત્યનો પ્રચાર કરતાં કરતાં તેમને મૃત્યુને ભેટવું પડ્યું; તેમ છતાં તેમણે સત્યનો માર્ગ મૂક્યો નહિ, એટલું જ નહિ પરંતુ તેમની વિરુદ્ધ પ્રચાર કરનાર સામે પણ જરાય રોષ પ્રદર્શિત કર્યો નહિ. ફાંસીને માંચડે ચડતાં ચડતાં તેમણે કાઢેલા ઉદ્ગારો સહનશીલતા અને ક્ષમાના આદર્શ સમાન છે તે સમયે પણ તેમણે કહ્યું:

'હે પિતા! તું તેમને માફ કરજે, કારણ કે તેઓ શું કરી રહ્યા છે, તેનું તેમને ભાન નથી.'

તેમના જીવનના આ અંતિમ ઉદ્ગારો હતા. તેમના આખા જીવનની સાધનાની સિદ્ધિ આ અંતિમ ઉદ્ગારોમાં આવી જાય છે. આપણને કોઈ કઠોર શબ્દો કહે ત્યાં જ આપણે તેના પર લાલપીળા થઈ જઈએ છીએ, ત્યારે આ સંત પુરુષે પોતાને શૂળીએ ચડાવનાર પ્રતિ પણ કેટલી સમાવૃત્તિ દાખવી! તેમની આ સિદ્ધિ કાંઈ નાનીસૂની નથી. પોતાને મારનાર પ્રતિ પણ અદ્વેષ દાખવવાનું અને પ્રેમભાવના પ્રગટાવવાનું કાર્ય વિરલ પુરુષ જ કરી શકે છે.

તેઓ પતિતો પ્રતિ પ્રેમ રાખનાર હતા. એક વાર એક બાદશાહે એક ચોરને પકડ્યો અને ગામમાં જાહેરાત કરી કે બધા માણસો પથ્થર લઈને ગામ બહાર આવે અને દરેક માણસ આ ચોરને એકેક પથ્થર મારે. ઈશુ ખ્રિસ્તને આ વાતની ખબર પડી, ત્યારે તરત જ તેઓ ચોરની પાસે ગયા અને આશ્વાસન આપતાં કહ્યું કે, 'ભાઈ, તું ગભરાઈશ નહિ; હું તારી પડખે ઊભો છું; ઈશ્વર તારી રક્ષા કરશે.'

તેવા કૃપણોને માટે ધર્મની પ્રાપ્તિ શક્ય નથી. આવા પરિગ્રહમાં આસક્ત મનુષ્યોને ધર્મની પ્રાપ્તિ કે આત્મદર્શન દુર્લભ બને છે. આ રીતે ઇશુ ખ્રિસ્તે અપરિગ્રહનો પણ ઉપદેશ આપ્યો છે.

જીવનનો ચરમ એટલે અંતિમ દિવસ મનુષ્ય કેટલો પવિત્ર ગાળે છે? મનુષ્યને ખબર પડી જાય કે આજે તેને મરી જવાનું છે તો તે, તે દિવસે બીજાની સાથે ઝઘડો કરે ખરો? તે દિવસે જુઠું બોલે ખરો? વધુ પૈસા મેળવવા બીજાને ઠગે ખરો? મરણના અંતિમ દિવસે કોઈ આવાં કાર્યો કરતું નથી, તેવી જ રીતે સૌ કોઇએ દરેક દિવસને અંતિમ દિવસ ગણીને જ પવિત્ર રીતે ગાળવો જોઈએ.

બીજી બાજુ આજે જ અંતિમ દિવસ છે એમ વિચારીને ધર્મ-કાર્ય કે પરોપકારના કાર્યમાં પ્રમાદ સેવવો ન જોઇએ.

વરસના આ પ્રથમ દિવસને અંતિમ દિવસ ગણીને, દરેક દિવસે આત્મનિરીક્ષણ કરતા રહેવુ જોઇએ. જીવનનાં જેટલા વર્ષો વીત્યા છે તેટલા ગુણો પ્રાપ્ત થયા છે ખરા? જીવનનાં જેટલા વર્ષો વીત્યાં છે તેટલી મિનિટો પવિત્ર વિતાવી છે ખરી? ન્યાયના ત્રાજવામાં બીજાને તોળવા આપણે તત્પર બનીએ છીએ, પરંતુ આપણી જાતને તોળી છે ખરી? બાહ્ય વિશ્વને જોવા કરતાં આપણા પોતના પર જ આપણી દૃષ્ટિ છે ખરી? આ રીતે આત્મનિરીક્ષણ કરી, આત્મસંયમની સાધના સાધી દરેક દિવસને જીવનનો અંતિમ દિવસ માની, જીવનને પવિત્ર અને ધન્ય બનાવવાનો તેમનો સંદેશ છે. જીવનને ઉન્નત બનાવવા માટેનો આ ઉત્તમ માર્ગ છે

ઉદારતા કેળવવા માટે તેમણે દાનનો ઉપદેશ કર્યો છે, પણ તે દાન આજે થાય છે તેવું નહિ આજે તો લોકો પોતાની જાહેરાત માટે, મોટે ભાગે દાન કરતા હોય છે પાંચ રૂપિયા આપનાર પણ પોતાનું નામ મોટેથી ક્યારે બોલાય અથવા છાપામાં ક્યારે છપાય; તેની રાહ જોઇને બેઠો હોય છે! પચાસ રૂપિયાનું દાન આપનાર પોતાનું નામ આરસ પર લખાય તે જોવા ઇચ્છે છે; આ રીતે આજે માન માટે દાન અપાય છે, પણ માનનો ત્યાગ કરી દાન આપવું તે જ શ્રેષ્ઠ દાન છે. જાહેરાત માટે દાન આપવું, એ તો પોતાના આત્માનો વિકાસ સાધવાને બદલે તેને સંકુચિત કરવા જેવું છે. શિલાલેખમાં નામ આવે, એટલે અપરો વિશ્વવ્યાપક આત્મા શિલાલેખમાં જ કેદ થઇ ગયો સમજવો! ત્યાં જ તેનો વિકાસ અટકી જાય છે. આટલા માટે જ આપણે ત્યાં ગુપ્તદાનનો મહિમા વર્ણવવામાં આવેલો છે. આપણે ત્યાં ગુપ્તદાનની કેટલીક રીતો પણ શોધાયેલી છે, જે વડે લેનારને ખબર પણ ન પડે કે આ દાન મને કોણે આપ્યું!

દાનનો ઉપદેશ આપતી વખતે ઇશુ ખ્રિસ્ત પણ કહે છે કે, તું તારા જમણા હાથે જે દાન આપે તેની તારા ડાબા હાથને પણ ખબર પડવી જોઈએ નહિ, એટલે કે તને પોતાને જ દાન આપ્યાનો ખ્યાલ રહેવો ન જોઈએ, ત્યાં બીજાને તો ક્યાંથી જ ખબર પડે? આ રીતે તેમણે દાનની સાચી વિધિ બતાવી છે.

'હું દાન આપું છું'-'મેં દાન આપ્યું' એવો વિચાર માત્ર દાનનું અજીર્ણ છે. જેમ નેત્ર, કાન, આદિ, ઇંદ્રિયો જોવા-સાંભળવાનું કામ સહજપણે કરે છે, તેમ દાનનું કાર્ય પણ સહજપણે થવુ જોઇએ. તારાઓ સહજપણે પ્રકાશ પાથરે છે અને પુષ્પો સહજ સુવાસ ફેલાવે છે તેમ દાનક્રિયા પણ તેવી જ સહજ થવી જોઇએ. ઈશુખ્રિસ્તના ઉપદેશનો આ જ ભાવાર્થ છે.

દાન પછી તેમણે તપનો ઉપદેશ આપ્યો છે, પણ સાથે સાથે તેમણે ખરા દાનની સાથે ખરા તપની વ્યાખ્યા પણ બતાવી છે. આજે જેમ દાનની જાહેરાત થાય છે, તેમ તપની જાહેરાત પણ થાય છે, બલ્કે દાનની જાહેરાત કરતાં તપની વિશેષ થાય છે. દાનની જાહેરાત માટે કોઈ વાજાં વગાડવતું નથી, પરંતુ તપની જાહેરાત માટે તો વાજાં વગાડવવામાં આવે છે! તેની પત્રિકાઓ છપાય છે; તપસ્વીઓના વરઘોડા નીકળે છે; જમણવારો થાય છે; લગ્નમાં જેમ

[ અનુ૦ પૃષ્ઠ ૪૧૩

# ભાવના અને આદર્શ

ઇલા મહેતા

'દુનિયાની અદર દરેક વસ્તુની કિમત જુદી હોય છે ને એનું મૂલ્ય જુદુ હોય છે અગ્રેજીમા એ બે ને 'પ્રાઈસ' અને 'વેલ્યુ' કહેવાય છે વસ્તુની કિમત પૈસાથી અકાય છે, જ્યારે એનું મૂલ્ય એની પાછળ રહેલી ભાવના અને આદર્શથી મપાય છે

પ્રોફેસરે આમ તેમ નજર ફેરવી જોયુ પોતાનો આ વિચાર વિદ્યાર્થીઓ બરાબર સમજી શક્યા છે કે નહિ તેનો અદાજ બાધવા પછી તેમણે પોતાના હાથમાથી એક વીટી કાઢી ઊચી કરી વિદ્યાર્થીઓને બતાવી.

'આ વીટી જૂની છે, ઘસાઈ ગયેલી છે બજારમા એની કિમત માડ પચાસેક રૂપિયા ઉપજે પરતુ મારે માટે એ અમૂલ્ય છે, કારણ કે એ મારી સદ્ગત પત્નીએ મને ભેટ આપેલી છે તો આ છે તફાવત કિમત અને મૂલ્ય વચ્ચેનો'

વર્ગ પૂરો થયો ને બધા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ કલબલાટ કરતા બહાર આવ્યા ત્યારે પણ ચદનના મગજમા તો પ્રાધ્યાપકનું ભાષણ જ રમતુ હતુ કિમત અને મૂલ્ય ! દુનિયામા દરેક વસ્તુ માત્ર પૈસાને ત્રાજવે નથી મપાતી કેટલીક ચીજો તો હૈયાને ત્રાજવે જોખાય છે

ચદન ઘેર ગઈ હાથ-મોં ધોયા ને જરા વાળ સરખા કરતા એણે પોતાનુ પ્રતિબિબ અરીસામા નિહાળ્યુ ને ઘૃણાથી આખો બધ કરી દીધી.

આ ચદન ! પોતે જ શુ ? આવી કદરૂપી, આટલી કાળી, શીતળાના ચાઠા ને જાડી ચામડી કાયા ! છી છી

ચદન ત્યાથી ખસી ગઈ ને બારી પાસે જઈને ઊભી રહી જ્યારે જ્યારે આવુ બનતુ ત્યારે ત્યારે એનું મન ખિન્ન બની જતુ એને પોતાને જ પોતાની જાત માટે તિરસ્કાર છૂટતો ને ક્યાક દૂર દૂર ભાગી જવાનું મોકળે મને રડી લેવાનું મન થતુ

'ચદન' એની બાનો અવાજ સભળાયો ચદન ચમકી, સ્વસ્થ બની આખો લૂછી નાખી. 'ચદન ' બાની બીજી બૂમ પડી ને સાથે સાથે પ્રમાણપત્ર પણ મળ્યુ, આ છોકરી છે જ મીઢી, સારો જવાબ જ ન બોલે ને

ચદન રસોડામા જઈ બાને રોટલી વણાવવા લાગી આ કામ એને ગમતુ, કારણ કે કોઈને ય કાણુ મોઢુ બતાવ્યા વગર, નીચુ મો કરીને એ ચૂપ ચાપ કામ કરી શકતી થોડી વારે બા ઊઠીને બીજા કામમા પરોવાઈ ને ચદને છુટકારાનો દમ ખેચ્યો

નાની હતી ત્યારથી એ જાણે છે કે એ કદરૂપી છે નાનપણથી જ સમસ્ત સમાજે એના તરફ આગળી ચીધી ચીધીને કહ્યા કર્યુ છે 'કાળકા માતા-કાળકા માતા !' એક વાર એ રસ્તેથી પસાર થતી હતી ત્યારે બાજુએથી બે બાઈઓ પસાર થઈ એના કાનમા અવાજ અથડાયો 'હાય મા, ડાકણ જેવી છે ! રાતે જોઈએ તો છળી મરીએ'

ચદનને સમજાતુ નહોતુ એમા એનો શો દોષ હતો ? તે દિવસે એ ઘેર આવી રડી પડી. તે દિવસ પછી ચદન પોતાની આ નિષ્કામણી કાયા માટે એટલી સભાન બની ગઈ કે એણે બહારની દુનિયા, સખીઓ, શાળા એ બધાનો સપર્ક ટાળવા માડ્યો ઘણુ ઘણુ એણે સાભળ્યુ હતુ મહેણા-ટોણા, ઉપહાસ અને દયાના ઉદ્ગારો !

એની બા ઘણી વાર ચિડાઈને કહેતી 'આ છોકરી સાવ મીંઢી છે' પણ બિચારી બા ! એ શુ જાણે કે ચદનનું મૌન, ચદનનો એકલસૂરો સ્વભાવ તો એક ઢાલ છે જેનાથી એ આ ક્રૂર દુનિયાની સામે પોતાનું રક્ષણ કરી રહી છે

રોટલી વણતાં વણતા ચદનને પોતાના આ બધા મન દિવસો યાદ આવવા માડ્યા. સાથે સાથે એને પ્રોફેસરના આજના શબ્દો પણ યાદ આવ્યા

વસ્તુની કિંમત ને એનું મૂલ્ય બે જુદાં જુદાં હોય છે શું આ વિશાળ પૃથ્વી પર સર્વત્ર જ એના જેવાં કાળાં-કૂબડાં માણસોનો આવો જ ઉપહાસ થતો હશે? એમની કિંમત નહિ પણ શું એમનું મૂલ્ય જાણવાની કોઈને પડી નથી?

તે સાંજે ચંદન રસોડામાં ભરાઈને રસોઈની તૈયારી કરતી હતી ત્યાં એને કાને બાનો અવાજ અથડાયો 'પછી પેલા લોકોએ શું જવાબ આપ્યો? ચંદનને જોવા આવશે કે?'

જવાબમાં બાપુનો નિસાસો સંભળાયો 'ના. એ લોકોએ ના પાડી કહે છે કે એમને જોવા આવવા માટે પણ રસ નથી'

ચંદનને ખૂણામાં ભરાઈ ભીંતમાં સમાઈ જવાની ઈચ્છા થઈ બા અને બાપુજી કૉલેજના પ્રથમ વર્ષના ભણતી ચંદનને માટે મુરતિયો શોધતા હતા સત્તરેક વર્ષની ચંદન! ઊગતી ઉંમર! પણ પેલા લોકોએ તો જોવા આવવાની પણ ના પાડી દીધી એમણે ચંદનના રૂપ વિષે સાંભળ્યું હશે

બહારનાં ઓરડામાંથી બાનો અવાજ સંભળાયો- હતાશ, ઉદાસ 'સારું થયું એક રીતે જોઈને નકામી ના પાડે તો છોકરીને મરવા જેવું થાય'

તે પછી દિવસો વીતતા ગયા, મહિનાઓ પસાર થયા ને ચંદનનું ક્યાંય ઠેકાણું પડ્યું નહિ બા અને બાપુ મૂંઝાયા ગભરાયા, આકુળવ્યાકુળ થયા બન્નેને માથે ચંદન એક બોજો બની ચડી બેઠી આ ઉંમરમાં જ જો છોકરીનું ઠેકાણું પડી જાય તો પડી જાય, બાકી જેમ જેમ વય વધતી જશે તેમ તેમ ઠેકાણાં મળવા મુશ્કેલ બનશે એ વાત તેઓ સમજતાં હતા પણ શું કરે? વાત આગળ વધે ન વધે ત્યાં ચંદનને જોઈને જ મુરતિયાના કુટુંબીજનો ના નો પરખાવી દેતા ચંદનની કુરૂપતાને હીરામોતીએ ઢાંકી શકાય તેટલો પૈસો પણ ન હતો રૂપની, પૈસાની અને છટાની આ દુનિયામાં ચંદનની કોઈ કિંમત ન હતી

બાપુના મિત્રો, સગાસંબંધીઓ વગેરે એ એક જ સલાહ આપી ચંદનને ભણાવીગણાવીને પોતાના પગ પર ઊભી કરો, નહિતર તમે લોકો નહિ હો ત્યારે એનું કોણ?'

ઘરમાં જે મૂંઝવણ અને ઉદાસીનું વાતાવરણ છવાઈ ગયું છે એનું કારણ પોતે છે એટલું ચકોર ચંદન સમજી શકી પહેલેથી જ એ ઘરમાં સંકોચાઈને ડરતી ડરતી રહેતી હવે તો એ તદ્દન મૂગી બની ગઈ, ઘરનો બોજો એ જો પોતાને માથે ઉપાડી લીધો ને છેક જ એકલસૂરી બની રહી

એવામાં ચંદનની ચિંતામાં ને ચિંતામાં બાપુને હૃદયરોગનો હળવો હુમલો આવ્યો બધા જ ગભરાઈ ગયાં ચંદને કૉલેજ છોડી, બાપુનું ધ્યાન રાખવામાં ને સેવામાં લાગી ગઈ

બાપુ સારા થયા, પછી એમણે એક દિવસ ચંદનને બોલાવી માથે હાથ ફેરવતા કહ્યું 'ચંદન, બેટા મારી એક વાત માનીશ?

ચંદન ભાગ્યે જ બાપુ જોડે બોલતી એ શરમાઈને નીચું જોઈ રહી બાપુએ કહ્યું તું ઘણી શાંત અને પ્રેમાળ સ્વભાવની છો ભલે બધા તારી ચામડીને જોતા, હું તો મારી દીકરીને જોઉં છું.'

ચંદન સમજી ન શકી કે બાપુજી શું કહેવા માગે છે એ નીચું જોઈને જ ઊભી રહી બાપુએ કહ્યું, બેટા તારો અભ્યાસ તેં છોડી દીધો છે એ બરાબર નથી પણ હવે તું નર્સિંગનો કોર્સ કર. તારું સ્થાન ગરીબો અને રોગીઓની સેવામાં છે

ચંદન તે વર્ષથી નર્સિંગની કૉલેજમાં દાખલ થઈ હવે એને રહેવાનું પણ હૉસ્પિટલના ક્વાર્ટર્સમાં હતું ને અઠવાડિયે પંદર દિવસે ઘેર જવાની છૂટ હતી

અહીંના વાતાવરણમાં ચંદન ધીરે ધીરે વિકસવા લાગી અહીં સમાજના જાતજાતના નાનામોટા સ્તરોમાંથી આવતી વિદ્યાર્થિનીઓ હતી અહીં કૉલેજનું રંગબેરંગી ચંચળ વાતાવરણ ન હતું પણ ધીર ગંભીર અને સેવામય વાતાવરણ હતું હૉસ્પિટલોમાં જાતજાતના દરદીઓ આવતા એમના રોગો, એમની સમસ્યાઓ ચંદન શાંતિપૂર્વક અને સહાનુ

ભૂતિપૂર્વક સાંભળતી, ને ત્યારે ચંદનને લાગ્યું કે દુનિયામા માત્ર એ એક જ દુઃખી નથી. એ તો સાજી સારી તદુરસ્ત છે. ઘરે મા-બાપ છે, થોડાઘણા પૈસા છે જ્યારે આ દુનિયામા તો લાખો ને કરોડો લોકો એવા છે જેને આંખ નથી, જેઓ અપંગ છે, એકલાં છે, ખાવા ધાન નથી એ બધાંની સરખામણીમાં પોતાનુ દુઃખ તો કઇ વિસાતમા નથી.

ધીરે ધીરે જેમ ફૂલ ઉઘડે ને એના રગ-સુવાસ પ્રકટે તેમ એકલવાયી, અનડી ચદનનું વ્યક્તિત્વ પણ ખીલવા લાગ્યુ એ ધ્યાન દઇને અભ્યાસ કરતી, ફરજપાલનમા કદી ગફલત કરતી નહિ દરદીઓ જોડે માયાથી વર્તતી નર્સિંગનો કોર્સ પાસ કરીને એજ હોસ્પિટલમા ચદન કામ કરવા લાગી

ઘરમા પણ ચદનનું સ્થાન બદલાઇ ગયુ. પોતાના પગારમાથી એણે નાના ભાઈ-બહેનોને ભણા વવાનો ખર્ચો ઉપાડી લીધો, બાને પણ વાર-તહેવારે ઘરખર્ચમા મદદ થાય તે માટે થોડા પૈસા આપતી. ઘરને ખૂણે ભરાઇ રહેલી ચદન જેમ ચદન ઘસાય ને સુવાસ આપે તેમ બધાને પ્રિય લાગવા માડી.

એવામા એક વાર હોસ્પિટલના મોટા ડૉક્ટરે ચંદનને બોલાવી ચદન નવાઇ પામી. હજી સુધી એમના હાથ નીચે એ કામ નહોતી કરતી. એ ત્યા ગઈ એટલે ડૉક્ટરે કહ્યુ

જુઓ મિસ ચંદન, મારે તમારી મદદની જરૂર છે'

'યસ સર!' ચદને કહ્યુ 'હું મારાથી બનતુ બધું કરીશ'

'તો જુઓ, મારા એક પેશન્ટ છે, બહુ મોગ ધનિક શેઠ છે, એમને હાર્ટ-એટેક આવેલો છે તમે એમને ત્યાં એકાદ મહિનો નર્સ તરીકે જશો? તમને સારો પગાર મળશે ને સારી રીતે રાખવામા આવશે.'

કોઇને ઘરે જવાનું નામ પડ્યુ કે ચદન એક-દમ કરમાઈ ગઇ. એને યાદ હતા એ બધા દિવસો, જ્યારે એના દેખાવ માત્રથી લોકો દૂર નાસતા આ શેઠને ઘરે પણ એના કાને કેવા કેવા વચનો અથડાશે એની એને બીક હતી. મોટા ડૉક્ટરનો આગ્રહ હતો એથી ચંદન ના ન કહી શકી, પણ જ્યારે શેઠના ઘરે દાખલ થઇ ત્યારે જ એના કાનમા અમૃત રેડાયુ. 'ડૉક્ટર પણ કમાલ છે ને! આખી હોસ્પિટલમાથી કોઇ ન મળ્યુ તે આ નમૂનો મોકલ્યો?'

અવાજ અદરની રૂમમાથી આવ્યો ને ચદનના હૃદય પર કારી ઘા કરી ગયો એને પાછા ચાલી જવાનું મન થયુ, પણ એકવાર એક જવાબદારી લીધી પછી એમાથી પાછા ખસી જવાનુ એના મને કબૂલ ન કર્યું, ચુપચાપ એ શેઠની સેવામા લાગી ગઈ

શેઠની ઉમર પચાસેક વર્ષની હતી એમના પત્ની ગુજરી ગયાં હતા, પણ પુત્રો, પુત્રીઓ તેમના સતાનો વગેરેનો બહોળો સમુદાય હતો બાપાની મિલ-કત બેસુમાર હતી રખેને પોતાની પહેલા બીજો ફાવી જાય એ બીકે દૂરદૂરથી પણ બધા જ ભેગા થઈ ગયા હતા આ સ્વાર્થી સ્વજનોને શેઠ સારી રીતે ઓળખતા હતા માટે જ એમણે ડૉક્ટરની પાસે નર્સની માગણી કરી હતી

ચંદનનું મોઢું જોઈ શેઠે નજર ફેરવી લીધી. ચદન પણ છોભીલી પડી ગઇ. થોડી વાર એ ત્યા જ બેસી રહી ને પછી બહાર બાલ્કનીમા જઇને ઊભી રહી આજે બહુ વખતે એની આંખોમાં પાણી ભરાઇ આવ્યા ને પોતાને આવી કુરૂપ બનાવવા માટે ઈશ્વરને શાપ દીધો. એ થોડી વારે રોઇ પાસે પાછી ફરી કે નરમ જ શેઠે કહ્યુ. 'નર્સ, મારી રીતભાતથી તમને ખરાબ લાગ્યુ હોય તો હુ ક્ષમા માગુ છુ'

ચંદન નવાઇ પામી એ લોકોને ઓળખતી હતી. એનો ઉપહાસ કરનારા લોકોમાથી કોઈએ હજી સુધી એની માફી માગી ન હતી એને નવાઇ લાગી, આનદ થયો એ મધુરુ હસી ને બોલી· 'નર્સ એટલે જ પ્રેમ અને ક્ષમાની મૂર્તિ! દરદીઓની દરેક જાતની રીતભાત અમારે માનાની ભમતથી ભૂલી જવાની ને ક્ષમા આપવાની હોય છે.'

આટલું કહી એ પોતે જ ખડખડાટ હસી પડી ને બોલી, 'જુઓ, કોઇ મારા રખાપુ નથી

કરતું એટલે મારે જ કરવાં પડ્યાં !'

આ હાસ્યથી બંને વચ્ચે આત્મીયતાનો સેતુ બંધાય ગયો.

શેઠ દિનપ્રતિદિન સારા થવા લાગ્યા તેમ તેમ ચંદન વધુ ઉદાસ બનતી ગઈ. એ પોતે પણ ન જાણે એમ એના હૃદયના તાર આ પુરુષ અને ઘરની આસપાસ વીંટાવા માંડ્યા હતા. શેઠ સારા થશે ને પોતાને જવું પડશે એ ખ્યાલથી જ એ બેચેન બની ઊઠી.

શેઠ અને ચંદનની પરસ્પર માટેની લાગણી શેઠના કુટુંબીજનોથી અજાણી ન રહી એકવાર ચંદન કંઈ કામસર બહાર ગઇ હતી સાંજના એ પાછી ફરી ત્યારે શેઠના ઓરડામાંથી સામસામી બોલાચાલી થતી હોય એવો અવાજ આવ્યો. એના પગ થંભી ગયા ; 'હા, હા, ધારીશ તો એને પૈસા પણ આપીશ, મિલકત પણ આપીશ ને ધારીશ તો પરણીશ પણ ખરો ' એ શેઠનો અવાજ હતો

'ખબરદાર, જો પરણવાનું નામ દીધું છે તો ! અમને ભૂખે મારવા છે ?' શેઠનો મોટો છોકરો બોલ્યા.

'બાપુજીને તે આ ઉંમરે આવી ગંદી, કાળી, જાડી બાઈને પરણવાનું સૂઝે છે ! સમાજ શું કહેશે ?' એમની દીકરી ગીતા બાપુજીને સમજાવતી હતી.

'સમાજ ? સમાજને નામે તમારે તમારો સ્વાર્થ સાધવો છે કેમ ? બાપ મરવા પડ્યો ત્યારે સાંભર્યો, તે પહેલાં કોઈ દી સાંભર્યો છે ? માંદે સાંજે પાણીનો લોટોય ભરવા કોઈ આવ્યું નથી ને હવે મારા વાલેસરીઓ થઇ પડ્યા !' શેઠે કહ્યું.

ચંદનને ગભરાટ થયો. એના પોતાને માટે નહિ, પણ વાત જો આગળ વધશે તો શેઠની તબિયત ખરાબ થઈ જશે એ માટે. એ દોડીને અંદર ગઈ.

'મોટાભાઈ, તમે હમણાં બાપુને ગુસ્સે ન કરો. તમે એમની તબિયત તો જાણો છો ને ?' એણે શેઠના છોકરાને આજીજી કરી.

'આવું મીઠું મીઠું બોલીને જ એણે બાપુને ફસાવ્યા છે. એ કાળકા માંના કેવી ઉસ્તાદ છે તે હું જાણું છું.' ગીતાએ કહ્યું

'ખબરદાર,' શેઠે બૂમ મારી. એકદમ એ પથારીમાંથી બેઠા થઇ ગયા ને નીચે ઊતરી કબાટ ઉઘાડ્યું. એમાંથી એમણે એક કાગળ કાઢી બધાને બતાવ્યો.

'જુઓ, મારું વિલ છે. આ ચંદન જો મને પરણવા કબૂલ થશે તો બધી જ મિલકત એને મળશે, નહિતર એને હું પચીસ હજાર રૂપિયા આપી જવાનો છું.'

બંને છોકરાઓ ચીસ પાડી ઊઠ્યાં : 'બધી મિલકત આ કાળી કૂબડીને ?'

શેઠનો છોકરો એકદમ ક્રોધમાં આવી એના બાપ તરફ ધસ્યો 'ડોસા, મતિ ફરી ગઈ છે કે શું ?'

શેઠ એકદમ ઉશ્કેરાઈ ગયા ને મોટા છોકરાને જોસથી તમાચો માર્યો ચંદન અને ગીતા દોડીને વચ્ચે પડ્યાં ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું. શેઠ હૃદય પર હાથ મૂકી જમીન પર ઢળી પડ્યા ને પળવારમાં તો એમના પ્રાણ ઊડી ગયા !

બીજે દિવસે શેઠનું વિલ વકીલે વાંચ્યું; લાગતાવળગતાઓનો મોટો સમુદાય એકઠો થયો હતો. વિલ સાંભળીને સહુ કોઈ નિરાશ થવા લાગ્યું, મોટા ભાગની રકમ ધર્માદામાં જતી હતી. શેઠનો મોટો છોકરો તથા બીજા છોકરાઓને ભાગે બહુ થોડું રહેતું હતું. અંદર અંદર ગુસપુસ થતી હતી ત્યાં વકીલે મોટેથી વાંચ્યું : રૂપિયા પચીસ હજાર, નર્સ ચંદનબહેનને...

ચંદનની પર બધાની તીક્ષ્ણ છૂરી જેવી નજર ભોંકાઇ 'શેઠને ભોળવ્યા ! ફસાવ્યા !' બધા જ જાણે એમ કહેતા હતા.

પણ હવે ચંદન ગભરાતી ન હતી, ડરતી ન હતી; એ ટટ્ટાર સીનો કરી બધાની સામે જોઇ રહી. એના હૃદયમાં શેઠનું સ્થાન કાયમને માટે કોતરાઇ ચૂક્યું હતું. હવે એ 'બિચારી ચંદન' ન હતી, જેની આ રૂપની, પૈસાની, છટાની દુનિયામાં કોઈ કિંમત ન હતી હવે એ ચંદન એક સ્ત્રી હતી, કોઇની પ્રિયતમા હતી, જેના પ્રેમનું, સેવાનું અને મમતાનું મોટું મૂલ્ય કોઈએ આંક્યું હતું !

# ધર્મ અને જીવન

સતબાલજી

માનવ જીવનમા અહતા અને મમતા એ બે તત્ત્વો મહત્ત્વનો ભાગ ભજવે છે અહકાર એક રીતે ખોટી વસ્તુ નથી, પણ જ્યારે તે શરીરવ્યાપી બને છે ત્યારે નુકસાનકારક બની જાય છે અહ તો દરેકમા પડેલો જ છે એનો ઉપયોગ કેવા કરવો તે સવાલ છે મમતાનુ પણ એવુ જ છે માનવ જીવે છે ત્યા સુધી તે કોઈ ને કોઈ સ્વરૂપે રહે જ છે પણ એ મમતા પોતા વિષે નહિ રાખતા પરાયા ઉપર થાય તો તે ફાયદાકારક બને છે મનુષ્ય ધર્મનુ તત્ત્વજ્ઞાન સમજી જાય અને તેનો જીવન સાથે મેળ પાડી દે તો બેડો પાર થઈ જાય એ જીવન શુ છે, તેનો વિચાર કરીએ

જીવન અને જિંદગી એ બને જુદા છે જીવન નિત્ય છે, શાશ્વત છે અને જિંદગી નાશવત છે આપણે જીવીએ છીએ, વહેવાર કરીએ છીએ, ત્યારે જે કાર્યવાહી ચાલે છે તે માત્ર ચેતન છોડીને ચાલતી નથી, તેમ ચેતન સાથે લઈને ચાલે છે તેમ પણ નથી પણ જડ અને ચેતનનો સયોગ કરાવનાર ત્રીજુ એક તત્ત્વ છે કોઈ મૃત્યુ પામે તો આપણે કહીશુ, તે મરી ગયો ખરી રીતે શરીર છૂટી ગયુ સૂક્ષ્મ શરીરરૂપે જીવન તો ચાલુ જ છે ગીતા કહે છે, ધર્મને જીવનમા ઓતપ્રોત કરનાર પુરુષ દેહ છોડ્યા પછી પણ પ્રગતિ કર્યા કરે છે, એટલે આપણે જિંદગી જીવવા કરતા જીવન જીવવાનો પ્રયત્ન વધારે કરવો જોઈએ આપણને થાય છે, મરી ગયા પછી મારા છોકરા શુ ખાશે? મારા ભાઈઓ શુ ખાશે? તેમનુ શુ થશે? પણ સમજતુ શુ થશે તેની ચિંતા થતી નથી જીવન એ બધાને વ્યાપીને રહેલુ છે, જ્યારે જિંદગી આપણા પોતા વિષે અને બહુ બહુ તો કુટુબ વિષે રહેલી છે ધર્મ અને ધર્મક્રિયા જુદી વસ્તુ છે મદિરમા ગયા, પૂજા કરી, દર્શન કર્યું એ ક્રિયા થઈ પણ ધર્મ જુદી વસ્તુ છે ધર્મ કોઈ એક સાધનથી મળતો નથી તેને પાળવા માટેના અનેક સાધનો છે ક્રિયા એ ધર્મમા જવા માટેની સીડી છે પણ આપણે ક્રિયાને ધર્મ માની લીધો છે એટલે સાચો ધર્મ બાજુએ રહી જાય છે ત્યારે ધર્મ છે કયા? એ વનમા જવાથી મળે કે ઘરમા રહીને મળે? મદિરમા જવાથી મળે કે ઉપાશ્રયમા જવાથી મળે કે બીજે સ્થળે મળે? મહાપુરુષો કહે છે, એ તો બધા નિમિત્તો છે નિમિત્તોથી દૂર થવા કદાચ એકાતમા જવાની જરૂર પડે, પણ એ જ વસ્તુ મુખ્ય નથી ‘તેરા દિલમા તેરા પ્યાર હૈ મગર મિલતા નહી.’ ભગવાન તારા દિલમા છે તેને જોનારી આખ મેળવવી જોઈએ જેમ કે ભગવાન બુદ્ધે છ છ વરસ સુધી તપશ્ચર્યા કરી, શરીર હાડપિંજર બની ગયુ. ચાલતા લથડિયા આવતાં હતા પણ ચેતન મળતુ નહેતુ દરેકે જુદા જુદા રસ્તા બતાવ્યા કોઈએ કહ્યુ, અમારામા આવો તો ચેતન મળશે પરતુ જે ચેતન આટલી યાતના વેઠ્યા પછી પણ નહેતુ મળતુ તે એક સામાન્ય વાતમાથી મળી ગયુ વાત એમ હતી કે ભગવાન બુદ્ધ બેઠા હતા ત્યાથી નજીક વારાગનાઓ જઈ રહી હતી તેઓ પોતાના સાથીઓને કહેતી હતી કે સારગીના તાર બહુ સખત ના કરશો, તેમ બહુ ઢીલા ન કરશો જો મધ્યમ રહેશે તો સગીત સુરીલુ બનશે ઢીલા કે સખત કરશો તો સગીત બસૂરુ બની જશે. આ વાક્યો સાંભળતાં જ બુદ્ધને તત્ત્વજ્ઞાન મળી ગયુ માણસ મધ્યમ માર્ગનું અનુકરણ નહી કરે ત્યા સુધી શાતિ નહી મેળવી શકે હજારો માણસોએ કાયાને ઘસી નાખી છે, વરસો સુધી તપ કર્યું છે પણ જે નથી મળી શક્યુ તે બહુ નાની વસ્તુમાથી મળી ગયુ છે નેમિરાજ નામના એક રાજવી દાહજ્વરમાં સપડાઈ ગયા છે, શરીરે અગન વરસી રહી છે તેના ઉપચાર માટે ઊચા પ્રકારનુ ચદન ઘસાઈ રહ્યુ છે એ ઘસારાનો અવાજ રાજાના કાનને કર્કશ લાગતો હતો એટલે મત્રીને બોલાવીને કહ્યુ મત્રીએ રાણીઓને કહ્યુ કે મહારાજને આ વેધાગ ગમતો નથી, ત્યારે શુ કરવુ ઘસતી વખતે હાથની બગડીઓ એકબીજાને અથડાતી હતી તેને કાઢી નાખવી તે તો પાલવે તેમ નહેતુ અને ચદન ઘસવુ હતુ એટલે બગડી એક

એક કરી નાખી. અવાજ બંધ થયો. નેમિરાજે પૂછ્યું. ચંદન નથી ઘસાતું? ઘસાય છે મહારાજ! પણ એક બંગડી છે એટલે અવાજ નથી આવતો. મહારાજ વિચારમાં ઊંડા ઊતરી ગયા. જ્યાં બે છે ત્યાં જ ઘોંઘાટ છે, એક છે ત્યાં શાંતિ છે, એકનો રસ્તો જ સાચો છે.

પુણિયો નામનો એક શ્રાવક થઈ ગયો એક વાર સભાએ મહાવીર ભગવાનને પૂછ્યુ 'આપણા શ્રાવકોમાં ઉત્તમ કોણ?' તો કહે, પુણિયો! પુણિયો સાવ ગરીબ હતો, પણ સિદ્ધાન્તનિષ્ઠ હતો, ન્યાયસંપન્ન આજીવિકા પ્રાપ્ત કરતો આર્થિક ક્ષેત્રની અંદર માણસ ન્યાયી આજીવિકા ના મેળવે, ધર્મનો મેળ ના પાડે તો મંદિર કે ઉપાશ્રયમા જવાથી ધર્મ મેળવી શકાતો નથી. પહેલવાનો રોજ દડમેડક કરે, પણ જ્યારે વરસમાં એક વાર કુસ્તી લડવાની આવે તે વખતે હારી જાય, તો તેની પહેલવાની નકામી નીવડે. વિદ્યાર્થી બાર માસ મહેનત કરે, પણ પરીક્ષા વખતે નાપાસ થાય તો માનવું કે એની મહેનત ખોટી હતી પુણિયો એક વાર ધ્યાનમા (સામયિક) માં બેઠો છે, તે વખતે તેનું ચિત્ત સ્થિર રહેતું નથી. એટલે પત્નીને પૂછે છે, કે આમ કેમ બને છે? અનાજમા કઈ પાપ પેઠું નથી ને? બાઈ વિચાર કરે છે. એને યાદ આવે છે: એક નની ભૂલ થઈ ગઈ છે. પાડોશમાથી છાણા પૂછ્યા વગર લીધાં હતાં. આમ તો પાડોશી સાથે સબંધ સારો છે, પણ એક વાર પૂછ્યા વગર લઉં ત્યા તેના મનમાથી સદ્‌ભાવ ચાલ્યો જાય એટલી મારી ચોરી કહેવાય પુણિયો સમજી ગયો પ્રાયશ્ચિત લીધું ત્યારે શાંતિ થઈ.

બાળક એક વાર ગંદકી હાથમા લે અને તમે ટોકો નહિ તો પછી ટેવ પડી જાય છે. એમ તમે એક વાર નબળાઈને પેસવા દીધી, તો પછી ટેવરૂપે સાબૂત થઈ જવાની. પુણિયાની સામાયિક (સમતા) આટલા માટે વખણાય છે. એ લે કહ્યુ, ધર્મ હાટે ન વેચાય, ધર્મ વાડીએ ન નીપજે, ધર્મ કરવાથી થાય. પ્રયત્ન કરવો જોઈએ વેપારીઓ દિવાળીના દિવસોમાં શારદાપૂજન કરે છે. તે વખતે જૈનો ચોપડામાં સૌ પ્રથમ શાલિભદ્રને યાદ કરે છે. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ એ કહેવત પ્રમાણે ધનની લાલસાવાળા શાલિભદ્રના જેવી રિદ્ધિસિદ્ધિ મળે તે માટે તેમના નામનો ઉપયોગ કરે છે. જેની વૈરાગ્ય ભાવના છે, તે શાલિભદ્રના ત્યાગને યાદ કરે છે. એ શાલિભદ્ર કોણ હતો? તે બહુ જ મોટો શ્રીમંત વેપારી હતો. રિદ્ધિ અને સિદ્ધિનો પાર નહોતો. એક વાર એ નગરના રાજા શ્રેણિક તેને મળવા પધારે છે મા દીકરાને ખબર આપે છે કે, 'બેટા! આપણા રાજા આવે છે.' બેટાએ કહ્યું, 'નાખો વખારમાં.' માતાએ કહ્યું, 'એ તો આપણા શિરતાજ કહેવાય. તેમનું સ્વાગત કરવા સામો જા.' દીકરાને થાય છે, હું માનતો હતો કે મારાથી મોટો આ જગતમાં કોઈ નથી, પણ અહીં તો છે. તુરત બધું છોડીને એ ચાલ્યો જાય છે. 'મારો કોઈ ઉપરી ના રહે તેવુ સ્થાન પ્રાપ્ત કરવુ છે' આ છે શાલિભદ્રનો ત્યાગ.

દરેક શાસ્ત્રની સાધના માત્ર પુસ્તકમાં નથી પૂરી રખાઈ, પણ જીવનમા આચરવાની છે, એ વાત ભૂલાઈ ગઈ છે તેને ફરી યાદ કરીએ. અર્થક્ષેત્રમાં પણ ધર્મ હોઈ શકે છે. જીવન અનેક ક્ષેત્રમાં વહેંચાયેલું છે. તે બધા ક્ષેત્રોમા ધર્મનો પુટ હોવો જોઈએ. એક વાર રૂપસુંદરીને તેના પતિ એકાંત ધારી કંઈક અડપલું કરવા જાય છે, ત્યારે તે રોકે છે અને કહે છે, 'આપણી પાસે ત્રીજો પુરુષ છે તે ન ભૂલી જાવ.' ઘોડિયામા સૂતેલા બાળક સામે આંગળી ચીંધે છે. અને ખરેખર તે વખતે એ બાળક મોઢું ફેરવી લે છે. જો આટલી ઝીણવટથી આપણે નહી તપાસીએ તો સમાજનું પતન થશે. એ બાળકો ધર્મ્ય બાળકો નહિ રહે, કામ્ય બાળકો બનશે એક ભાઈ મારી પાસે આવ્યા હતા. કહેતા હતા કે મે મારા બાપને જણાવી દીધું છે કે, 'તમે બહુ ઊંચાનીચા ન થશો; તમે મને જન્મ આપ્યો તે તો તમારા વિકારો પોષવાનાં આસ્માન થયો છે. તમારા આનંદ ખાતર વાસનાતૃપ્તિમાંથી એ બન્યું છે, મને પાળ્યો–પોષ્યો તે તમારા મોહ-મમતાથી, એટલે મારા ઉપર તમારો સાચો અધિકાર નથી' આ ભાઈના કહેવામાં કાંઈ તથ્ય નહોતું એમ ન કહી શકીએ. એ આપણને ચેતવણી આપે છે.

ઘણાં માણસોને પ્રશ્ન થાય છે કે ધર્મપુરુષો

રાજકારણમા ભાગ લઇ શકે ખરા? આપણો પૂર્વ ઇતિહાસ આની સાક્ષી પૂરે છે રામને સમયે મહા પુરુષોએ રાજ્યને દોરવણી આપી જ છે હેમચદ્રાચાર્યે રાજકરણમા ભાગ લીધો ન હોત તો આ ગુજરાતની જે સ્થિતિ છે તે હોત ખરી? સમર્થ રામદાસે શિવાજીને દોરવણી આપી સિદ્ધરાજ જયસિહ પાસે કુમારપાળ રહેતા હતા, તેમને જૈન ધર્મનો પુર મસ્કો તો કોનો ધર્મ ફેલાયો? વનરાજને જૈન મત્રી ન મળ્યો હોત તો આટલુ કામ કરી શકત ખરો? એની પાછળ ઇતિહાસ છે હિસા કરતા કરતા લડઈ કરતા કરતા પણ ધર્મ પાળ્યો છે આનો વિચાર કરીએ તો જ ખ્યાલ આવે કે એની પછવાડે કેવી પ્રેરણાઓ કામ કરતી હતી

વનરાજ જ્યારે રાજા નહોતો અને લૂટારાનુ કામ કરતો હતો હતો, ત્યારે ચાપો એક ઊટ ઉપર બેસી સોનામહોરો લઇને પસાર થતો હતો જગલમા બન્નેનો ભેટો થઈ ગયો વનરાજે પડકાર કર્યો, 'કોણ એ? ઉતર હેઠો' ચાપાએ જવાબ આપ્યો 'હુ જૈન છુ વાણિયો છુ શુ કામ છે?' 'મારે તને લૂટવો છે' ચાપો કહે 'તારી પાસે ખાવાનુ ન હોય તો થોડી મહોરો આપુ, પણ બીક બતાવી લેવા માગતો હોય તો હુ સાચો જૈન છુ, માટે નહિ આપુ અન્યાયને તાબે નહિ થાઉ' આની નીડરતા જોઈ વનરાજને નવાઇ લાગી થોડીવારમા ચાપો નીચે ઊતરી ગયો ભાથામા પાચ બાણ હતા, તેમાથી બે કાઢીને તેણે ભાગી નાખ્યા. વનરાજ આ બધુ જોઈ રહ્યો હતો તેણે પછ્યુ 'આમ કેમ કર્યુ?' ચાપાએ જવાબ આપ્યો 'મારી પ્રતિજ્ઞા છે કે એક વ્યક્તિ ઉપર એક જ વાર એક બાણ મારવુ. તમે ત્રણ છો હૃદય ધિગણુ થાય અને ક્રોધમા બીજા બાણ વપરાઈ જાય તો મારી પ્રતિજ્ઞા ભાગે' 'અરે, તુ એવો મરો બાબાતવાળી છે? બતાવ જોઈએ તારી વિદ્યા આ ઝાડ ઉપર ફળ છે તેને માર જોઈએ' ચાપો કહે 'એમા જીવ છે, મારાથી ન મરાય' જવાબ મળે છે કે, 'ભલા માણસ ઝાડને ન મરાય અને માણસને મરાય?' ચાપાએ કહ્યુ 'હુ જૈન છુ વગર કામનુ એક પાન પણ ન તોડી શકુ તો માણસને તો મરાય જ શી રીતે? પણ જ્યારે તમે મારુ ધન લૂટવા, અપરાધી બનો, ત્યારે જ મારી શકુ.' છેવટે તે પોટલીમાથી બાણ પસાર કરી પોતાની નિશાનબાજી બતાવે છે વનરાજ ખુશ થઈ જાય છે ભવિષ્યમા જ્યારે તે રાજા થાય છે, ત્યારે તેને પોતાનો મત્રી બનાવે છે

એક જૈન હથિયાર વાપરી શકે છતા ધર્મ પાળી શકે ઋષભનાથ ભગવાને અસી, મસી અને કૃષિ સમાજના ધારણપોષણ માટે શીખવ્યા છે સ્ત્રીઓ ચોસઠ અને બોતેર કળાની જાણકાર હતી ધર્મ કાયરનો હોતો જ નથી કાયર ધર્મને પાળી શકતો નથી આત્માનો મુખ્ય ગુણ નિર્ભયતા જ છે એ ન ભૂલવુ જોઈએ અહિસા નિષ્ક્રિય વસ્તુ નથી મોટા મોટા યુદ્ધો કરવા છતા અહિસા પાળી શકાય છે અહિસા ભાવની વસ્તુ છે ન્યાય માટે ચેટક મહારાજાને મોટુ યુદ્ધ લડવુ પડ્યુ કુણિક, હલ અને વિહલ ત્રણ ભાઈઓ હતા કુણિકને રાજ્ય મળ્યુ હતુ હલ અને વિહલને એક રત્નજડિત હાર અને સુદર હાથી મળ્યા હતા પણ કુણિકની પત્ની પદ્માવતીની દાનત બગડી તેણે હાર અને હાથીની માગણી કરાવી હલ-વિહલે કહ્યુ 'મોટા ભાઈ, ભાઈને નાતે માગે તો માથુ આપવા તૈયાર છીએ પણ અભિમાનથી સત્તાના જોરે માગતા હોય તો હરગિજ નહી મળે' તેમણે (ચેટક) મામાની સલાહ લીધી મામાએ સ્પષ્ટ કહ્યુ 'અન્યાયને મસ્તક અપાય જ નહિ એ ધર્મ નથી' છેવટે યુદ્ધ થાય છે એક કરોડ અને એંસી લાખ માણસોનો સહાર થાય છે પણ આ યુદ્ધ ધર્મયુદ્ધ બની રહે છે રાજા ચેટકને આનું પાપ લાગતુ નથી અને લાગે છે તો બધનકર્તા થતુ નથી કારણ કે ક્રિયા પાછળનો આશય પવિત્ર હતો

ધર્મમા રાજકારણ સમાઇ જાય છે રાજકારણમા ધર્મ સમાતો નથી ધર્મ એ સાગર છે તેમા બધા કારણો સમાઈ જાય છે આપણે તેનાથી ભાગવાની કોઇ જરૂર નથી આજના પ્રેમીઓ કાલે વિરોધી બનશે. કાલના વિરોધીઓ આજે પ્રેમી બનશે સિદ્ધાન્ત જ અબાધિત રહેવાનો છે માણસે સત્ય અને સિદ્ધાન્ત ચૂકવા જોઇએ નહિ જીવન પ્રવાહી છે, જીવનો નાશ છે પણ જીવનનો નાશ નથી, તે શાશ્વત છે જીવન ધર્મપ્રેરિત કેમ રહ્યા કરે તેને માટે સતત જાગૃત રહીએ ભગવાન આપણને એ માર્ગે જવાનુ બળ આપે એ પ્રાર્થના

# દાસીમાંથી ગૃહલક્ષ્મી

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

અભિમાનમાં ડૂબેલો પુરુષ એ દિવસમાં પોતાની જીવનસંગિનીને-સ્ત્રીને ખરીદેલી દાસી, ખરીદેલી બાંદી માનતો હતો. બાંદીના હિસાબે તેણે સ્ત્રીના પગમાં લોઢાની બેડી પણ નાખી હતી!

સ્ત્રી બિચારી આખો દિવસ કામ કરતી. પુરુષના ખંડને વાળીઝૂડીને ચાટલા જેવો કરતી, આંગણામાં તુલસીનો છોડ વાવતી અને દરરોજ તુલસી-ક્યારામાં ઘીનો દીવો કરતી. દીવો પ્રગટાવતી વખતે પ્રાર્થના કરતી: 'હે પ્રભુ, અમારા ઘર ઉપર અમંગલની છાયા કદી ન પડે! અમારા આ ઘરનું અશુભ કદી ન થાઓ!'

પુરુષની ક્ષુધાતૃપ્તિ માટે તે ભાતભાતની વાનગીઓ બનાવતી; તેની તરસ છિપાવવા માટે શીતળ જળ લાવતી; પૂજા કરવા માટે બગીચામાંથી ફૂલો ચૂંટી લાવતી.

આ બધું જોઈને પુરુષના અભિમાનને પોષણ મળતું. તેને થતું: 'સ્ત્રી મારા માટે આટલો બધો શ્રમ ઉઠાવે છે તેનું કારણ છે; મારા વગર તેનું જીવન વ્યર્થ છે, એટલા માટે તે આમ કરે છે. મને પ્રસન્ન રાખવામાં તેનો પૂરેપૂરો સ્વાર્થ રહેલો છે.'

પુરુષનો આવો ભ્રમભરેલો અહંકાર જોઈને વિધાતાને સ્વર્ગમાં બેઠે બેઠે હસવું આવ્યું. તેમણે એક દિવસ જાણીજોઈને પુરુષની જીવનસંગિનીને તેનાથી દૂર કરી નાખી. એ દિવસે સાંજે પુરુષ ઘેર આવ્યો, તો શું જુએ છે? ઘરમાં ભોજન માટે રસોઈ તૈયાર નથી; અને પૂજા માટે ફૂલ પણ નથી. અને ઘરમાં કોઈએ કચરો પણ વાળ્યો નથી. ઘર બધું ગંદુગોબરું પડ્યું હતું.

આથી પુરુષનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. તે ક્રુદ્ધ સ્વરે બોલી ઊઠ્યો: 'આજે આ ક્યાં ગઈ છે! આવી ધૃષ્ટતા! આ ધૃષ્ટતાની શિક્ષા તેને જરૂર થશે!'

વિધાતા અવકાશમાં આવી લાગ્યા. આકાશવાણી થઈ: 'કેમ ભાઈ પુરુષ, શું થયું? આટલો રોષ શું કામ? શું કષ્ટ છે?'

રોષપૂર્ણ સ્વરે પુરુષ બોલ્યો: 'અરે, કષ્ટની વાત જ પૂછશો નહિ. મારે તો એટલું જ જાણવું છે કે 'એ' ગઈ છે ક્યાં? આ તે કંઈ વાત છે! ઘરમાં ખાવાનું કશું નથી; પૂજા માટે ફૂલ પણ નથી!'

વિધાતા સસ્મિત બોલ્યા: 'બસ, આટલી જ વાત છે ને, પુરુષ? તેમાં આટલો અકળાય છે શું કામ? આ બધી વ્યવસ્થા હું તારા માટે અબઘડી કરી દઉં છું, પછી? તારી બધી સગવડ પહેલાંની માફક જ સચવાશે, પછી? ક્ષુધાતૃપ્તિ માટે ભોજન, તરસ છિપાવવા માટે પાણી અને પૂજાના માટે ફૂલ! એ બધાની હું વ્યવસ્થા કરી દઉં છું.'

વિધાતાએ આ બધી સગવડ કરી આપી. પુરુષની બધી જ સગવડ પહેલાંની જેમ સચવાવા લાગી પરંતુ સ્ત્રી પાછી ફરી નહિ.

બધું જ પહેલાંના જેવું-ખાવા માટે ભોજન સામગ્રી, પીવા માટે પાણી અને પૂજા માટે ફૂલો. આમ છતાં પુરુષને કંઈક કંઈક સૂનું સૂનું લાગતું હતું. જલપાન અને પૂજા વચ્ચેનો ગાળો શૂન્ય લાગતો; બધું નિરાકાર લાગતું; કોઈ સાકાર ઉપસ્થિતિની ઊણપ તીવ્રપણે અનુભવાતી. હવે ભોજન માત્ર ભોજન જ હતું, પાણી પાણી જ હતું અને ફૂલ માત્ર ફૂલ જ હતાં!

બહારથી થાક્યોપાક્યો પુરુષ એક દિવસે જ્યારે ઘેર આવ્યો ત્યારે જમવા માટે ભોજનથાળ તૈયાર હતો, પીવા માટે પાણી મૂક્યું હતું અને પૂજા માટે ફૂલ પણ હાજર હતાં. પરંતુ આ બધું છતાં એક પ્રકારની શૂન્યતા પુરુષને કોરી ખાતી હતી. તેને મનમાં કોણ જાણે એક જાતની ચીડ ચડી; તેના સારાયે મન અને પ્રાણમાં કોઈ અવ્યક્ત ક્રોધ વ્યાપી ગયો. તેણે લાત મારીને આ બધી સામગ્રી વેરવિખેર

કરી નાખી, ચિડાઇને તે બોલી ઊઠયો: ' બસ, હવે બહુ થયું ! મારી આવી ક્રૂર મશ્કરી ક્યાં સુધી ?'

એટલે પુરુષની દયા ખાઇ, વિધાતાએ સ્ત્રીને ફરી ભૂમંડળમાં મોકલી આપી.

સ્નેહની સાક્ષાત્ મૂર્તિ એવી સ્ત્રીને જોઇને પુરુષનું હૃદય પુલકિત બન્યું તરત જ તેણે સ્ત્રીના પગમાંથી લોખંડની બેડી ખોલીને ફેંકી દીધી. પછી તો તેણે સ્ત્રીના હાથમાં નમણાં અને નાજુક સોનાનાં કંગન પહેરાવ્યાં, ગરદનને મોતીના હારથી શોભાવી અને માથામાં કુંકુમનું સૌભાગ્યચિહ્ન નાખ્યું. પછી પશ્ચાત્તાપનાં આંસુ વહાવતો પુરુષ બોલ્યો : 'મને માફ કરે; તમે ખરીદાયેલી દાસી નથી, પરંતુ મારા જીવનની પૂર્ણતા છો. મારા અગાધ અસંપૂર્ણની પૂર્ણા છો ! મારા આત્માના સમગ્ર શબ્દને છંદમય બનાવનાર કવિતા છે; મારા ઘરનાં લક્ષ્મી છો !'

બસ, એ દિવસે પુરુષ જે ફૂલો લઇને પૂજા કરવા બેઠો તે ફૂલની સુવાસથી પારિજાતવન લજ્જિત બની ગયું !

*

પૃષ્ઠ ૪૦૪થી ચાલુ ]

આડંબરી વિધિઓ થાય છે, તેવી તપમાં પણ કરવામાં આવે છે તપની જાહેરાત કરવી તે તપને બાળીને ખાખ કરવા જેવું છે.

ઇશુ ખ્રિસ્તે તપનો ઉપદેશ દેતા કહ્યું છે કે:

જ્યારે તું ઉપવાસ કરે, ત્યારે તારા માથામાં તેલ લગાડજે અને તારું મોઢું સાફ કરજે, જેથી તેં ઉપવાસ કર્યો છે તેની કોઇને ખબર ન પડે.'

માણસનો ચહેરો ઊતરેલો હોય તો કોઇ તેના ઉપવાસનું અનુમાન કરી શકે; તેથી ઇશુએ કહ્યું છે કે તારો, ચહેરો સ્વચ્છ રાખજે, જેથી કોઇને તારા ઉપવાસનો ખ્યાલ ન આવે. આ ગુપ્ત તપના ઉપદેશનું અનુકરણ કરવાની જરૂર છે.

હિંસા ચોરી અને અસદાચારનો તેમણે નિષેધ કરેલો છે.

અઠવાડિયામાં એક દિવસ પાછલા ૭ દિવસનું આત્મનિરીક્ષણ કરવા માટે ગાળવાનો તેમનો ખાસ આદેશ છે:

૭ દિવસની પ્રવૃત્તિ પછીનો સાતમો દિવસ તપે નિવૃત્તિમાં ગાળજો અને તે દિવસે ૭ દિવસમાં તમારાથી ક્યાં ક્યાં ભૂલો થઇ છે તે તપાસજો; સાતમાં નિવૃત્તિના દિને, તમે નિવૃત્તિ લો એટલું જ નહિ પરંતુ તમારા સંતાન, નોકર–ચાકરને પણ નિવૃત્તિ આપજો, જેથી તેઓ પણ આત્મનિરીક્ષણ કરી શકે; તે દિવસે પશુઓ પાસેથી પણ કામ લેશો નહિ, જેથી પશુઓને પણ આરામ મળે.'

ઇશુ ખ્રિસ્તે આ રીતે વિવિધ બાબતો અંગે ઉપદેશ આપ્યો છે, તેઓ પોતાના જીવન દરમ્યાન જે કાર્ય ન કરી શક્યા તે તેમના મૃત્યુએ કર્યું. જીવન દરમ્યાન તેમના અનુસરનારાઓની સંખ્યા બહુ નાની હતી. ફક્ત બાર જ અનુયાયીઓ તેમને મળ્યા હતા, પરંતુ આજે તો લગભગ અર્ધી દુનિયા તેમની અનુયાયી છે, આ અનુયાયીઓમાં તેમના સાચા અનુયાયીઓ કેટલા છે તે તપાસવામાં આવે તો નિરાશા ઉદ્ભવશે. તેમના સાચા અનુયાયીઓના સામ્રાજ્યમાં અણુબોમ્બ અને હાઇડ્રોજનબોમ્બ ઉત્પન્ન થઇ શકે ખરા ? ઇશુ ખ્રિસ્તનો એક પણ સાચો અનુયાયી હોત તો આજે અણુબોમ્બ અને હાઇડ્રોજનબોમ્બના પ્રયોગને સ્થાને પ્રેમ, અહિંસા અને સત્યના પ્રયોગો થઇ રહ્યા હોત અને ભયના સામ્રાજ્યને સ્થાને શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું હોત. ક્યાં પાશ્ચાત્ય સંસ્કૃતિમાં પેદા થયેલ સંત ફ્રાન્સિસ, સોક્રેટિસ પ્લેટો, થોરે, ટોલ્સ્ટોય, ઇમર્સન, રસ્કીન જેવા તત્ત્વજ્ઞાની અને સંતપુરુષો અને ક્યાં આજની મનોદશા !

મારી કલ્પનાના સમાજમાં એવું નહિ હોય. કોઈ શેઠ કે નોકર ન રહેતાં, બધાં એકબીજાના સાથી, સહકાર્યકર, એક જ કુટુંબના સભ્ય બનીને રહેશે. એક ને બીજાથી મોટો નહિ મનાય. કોઈ એક બીજાને એમ નહિ કહે કે આટલું કરી નાખો! પરંતુ એમ કહેશે: ચાલો, આટલું કરી નાખીએ. એ સમાજમાં માતાનું અવસાન થતાં બાળકને અનાથાશ્રમમાં નહિ જવું પડે. પરંતુ સગવડ મુજબ કોઈપણ સ્ત્રી એને પોતાનું જ બાળક બનાવી લેશે. અપનાવી લેશે. બાળકને ભૂખ લાગશે તો એને કોઈ પણ જગ્યાએ ખાવા-પીવાનું મળી રહેશે. જ્યાં ઈચ્છા થતાં જ કોઈપણ વ્યક્તિ શોધ કે સંશોધનનું કામ પોતાના હાથમાં લઈ લેશે. જ્યાં બની શકે ત્યાં સુધી પોલીસ પણ નહિ હોય; સ્નેહનું બંધન જ દરેકને કારાગાર સમાવવામાં બાંધી રાખશે, ત્યાં કોઈ ચોર-ડાકુ પણ નહિ હોય!. કારણ, કોઈને કાંઈ જરૂરતનો સામનો કરવો જ નહિ પડે ને! ત્યાં કોઈને પણ અસંતોષ નહિ રહે. કારણ કે લોહીના કે બીજા સંબંધથી કે ઓળખવાની છટાથી કોઈને વધુ સુખ-સગવડ નહિ મળી જાય. વ્યવસ્થા; કાયદો વગેરે કરાય હશે, પણ એ દંડ દેવા માટે નહિ; માત્ર સ્નેહ અને ઉદારતા પર જ આધારિત હશે.

આ છે મારી કલ્પનાનો સમાજ! પણ એ આ ધરતી પર સાકાર બનશે એવું કોણ કહી શકે? પરંતુ એ વાત સાચી કે એવા સમાજની કલ્પના પણ કેટલી સુખદ છે! ઝટ એને છોડી દેવાનું મન થતું નથી—ઝટ એ છોડતી જ નથી.

*

માત્ર રોટી પર જ માનવજીવન અવલંબિત નથી; પરંતુ તે સૌંદર્ય અને સુસંવાદિતા, સચ્ચાઈ અને સજ્જનતા, પ્રવૃત્તિ અને પ્રમોદ, સ્નેહ અને સમભાવ, આકાંક્ષા અને આરાધનામાં પરિપૂર્ણતા શોધે છે.

માત્ર રોટી પર જ નહિ; પરંતુ અગણિત નિહારિકામંડળોમાંથી સુશોભિત રજનની કલ્પના, પૂર્વાકાશમાં ધીમી ગતિએ આરૂઢ થતી ઉષાનાં ગુલાબી અજવાળાં, સંધ્યાકાળના રંગોની મિલાવટનો વૈભવ, ગુલમોરેરની હારમાળાનું સભર સૌંદર્ય, ગગનચુંબી અજય પહાડોની આદર્શશી ઊંચાઈ—આ બધાંનાં પુનિત દર્શનમાં જીવનની સાર્થકતા રહેલી છે.

માત્ર રોટીમાં જ નહિ; પરંતુ ગુલાબોની સુમધુર સુગંધમાં, નારંગીની કળીઓની મધુર સુવાસમાં, તાજાં કુમળા ઘાસમાંથી છૂટતા પરિમલમાં, મિત્ર-સાથીનાં દિલાંની હૂંફમાં અને માતાની વહાલભરી ચૂમીની કુમાશમાં જિંદગી જિંદગી બને છે.

માત્ર રોટીમાં જ નહિ; પણ મહાકવિઓનાં ઊર્મિગીતોમાં, મહાત્મા પુરુષોના પાઠોમાં અને જગતવંદ્ય મહાપુરુષોનાં સુચરિતોમાં આત્મા અને જીવનની સાચી વ્યાખ્યા સાંપડે છે.

માત્ર રોટીમાં જ નહિ; પરંતુ બંધુત્વભાવ અને ઉચ્ચ સહાસિક વૃત્તિમાં, પુરુષાર્થ અને શ્રમિનાં સેવા અને સમભાવનામાં, સમર્પણ અને સ્નેહપ્રાપ્તિમાં જીવનના રસો આવિષ્કાર પામે છે.

મનુષ્યમાત્ર રોટીથી જ જીવતો નથી; પરંતુ ભક્તિભાવમાં લીન થવામાં, અંતરાત્માનાં અજવાળાંના અનુસારે ચાલવામાં આજીવન અને અનંત કાળ સુધી પ્રભુની ઇચ્છાના શોધક અને સાધક બનવામાં માનવ-જીવન પોતાની તમામે તમામ પાંખડીઓએ ખીલેલું બની રહે છે. +

+સંચિત

—ભાઈલાલ એમ. છાટબાર

# બહાદૂર માતાનો બહાદૂર પુત્ર

જોગીલાલ દવે

લશ્કરી ઢબે છટાથી સલામ કરીને ઊભેલા યુવક સામે ઘડીભર ભરતી–અધિકારી જોઇ રહ્યા. યુવક સહેજ મલકાયો એટલે અધિકારીએ પૂછ્યું : 'નામ ?'

'વિજય'

'બાપનું નામ ?'

'અમરસિંહ'

'ઓહ !' અધિકારીએ આશ્ચર્યથી કહ્યું : 'તો શું તારા ચાર ભાઈઓ ..'

'જી હા ! યુવકે હસતાં હસતાં કહ્યું : 'મારા ભાઇઓ દેશને કાજે બલિ થઇ ચૂક્યા છે. હું તેમનો નાનો ભાઈ છું.'

અધિકારીએ ગંભીરતાપૂર્વક કંઈક વિચારીને થોડીવારે પૂછ્યું : 'ભાઇ ! તારા કુટુંબમાં બીજું કોણ છે ?'

'એક વૃદ્ધ મા...'

'બીજું કોઈ નહીં ?'

'જી ના !'

'તો...તો ભાઈ, તું પાછો જા, તારી સેવાની જરૂરત તારી વૃદ્ધ માતાને ઘણી છે.' અધિકારીએ યુવકનું નામ લીસ્ટમાંથી કાઢી નાખતા ઉચ્ચાર્યું : 'તને હું ભરતી કરી શકું તેમ નથી.'

યુવક આ સાંભળી ખૂબ જ નિરાશ થયો; કરગર્યો : 'સાહેબ આજે દેશને માતૃભક્ત, દેશભક્ત યુવકોની ઘણી જરૂરત છે. મને એ સેવામાંથી શા માટે બાકાત રાખો છો !'.

યુવકની ભાવના જોઇને અધિકારીને તેને માટે ખૂબ જ માન થયું : 'ભાઇ, તારી વૃદ્ધ માતાનો હવે તું એકનો એક પુત્ર છો. તું એની સેવા કરીશ, તે-દેશની જ સેવા ગણાશે. અત્યારે તો તું પાછો જા ! હું કોઇ પણ સંજોગોમાં તારી ભરતી કરી શકું તેમ નથી.'

રાત્રે એ નાનકડા ગામના એક ખોરડે ડેલીએ ટકોરા પડ્યા. ટક...ટક ..ટક...કોઇ દ્વાર ખોલાવવા માટે પ્રયત્ન કરતું હતું.

'કોણ ?' અંદરથી અવાજ થયો.

'મા, હું વિજય....'

'કોણ વિજય ?'

'તારો પુત્ર.'

'મારો પુત્ર અત્યારે અહીં ક્યાંથી ? ભાઇ, તું ચાલ્યો જા' ઘરમાંથી એક વૃદ્ધ નારી–અવાજનો આવેશ સ્પષ્ટ તરી આવતો. 'મારો પુત્ર તો લશ્કરમાં ભરતી થઇ ગયો છે. દેશને કાજે તેના ચાર–ચાર ભાઈ કુરબાન થયા છે એ પણ દેશની સેવા માટે ખમે ખાંપણ લઇને ગયો છે અત્યારે મારા પુત્રના નામે આવનાર તું કોઈ ઠગારો દેખાય છે !'

'અરે મા ! શા માટે મને શરમીંદો કરો છો ! હું ખરેખર વિજય છું. મારી વાત તો સાંભળો... દરવાજો ખોલો. માડી, મને ભરતી અધિકારીએ લશ્કરમાં લેવાની જ ના પાડી...એટલે હું પાછો આવ્યો છું !' પુત્રે કરગરીને કહ્યું.

અને ધડ દેતાં ડેલાનો દરવાજો ખૂલી ગયો : 'શા માટે ? તને શા માટે ભરતી અધિકારીએ ના પાડી ? શું દેશને તારી સેવાની જરૂર નથી ?'

'છે મા...દેશને માતૃભક્ત–દેશભક્ત નવયોદ્ધાઓની અત્યારે ખૂબ જ જરૂરત છે. પરંતુ અધિકારીએ કહ્યું કે, તારા ચાર ચાર ભાઈ બલિ થયા. હવે તું તારી વૃદ્ધ માતાની સેવા કરવા પાછો જા.'

'મારે તારી કોઈ સેવા નથી જોઈતી.'

'પણ મા...અધિકારીને મેં કહ્યું. મારું માન્યા જ નહિ. એટલે તારી સેવા કરવા હું પાછો આવ્યો છું.'

ઘડીક વિચારીને ડોશીમા બોલ્યાં : 'દીકરા, ઊભો રહે. તને એક ચિઠ્ઠી લખી આપું છું. એ લઇને તું હમણાં જ પાછો જા. જરૂર તારી ભરતી

કરવામાં આવશે જ.'

અને વૃદ્ધાએ એક પત્ર લખી કવરમાં પેક કરીને વિજયને આપતાં કહ્યું: 'જનેતાની કૂખ દીપાવજે. દેશને માટે–આઝાદીને માટે–બલિ થઈ જતાં જરાય પાછેહઠ ના કરજે ! જા હવે તારી ભરતી જરૂર થશે.'

ફરી ડેલીના કમાડ બંધ થઈ ગયા.

અને રાતો રાત યુવક વગડાનો પંથ કાપતો ફરી બાજુના શહેરમાં ભરતી અધિકારી સાહેબને મળવા ઊપડી ગયો.

*

'અરે તું પાછો કેમ આવ્યો ?'

'સાહેબ, મારી માતાએ આ પત્ર આપ્યો છે, અને કહ્યું છે કે હવે તારી ભરતી જરૂર કરવામાં આવશે. તેથી હું માતાની આજ્ઞાથી પાછો આવ્યો છું.' ઓમ યુવકે પત્રનું પરબીડિયું સાહેબના હાથમાં મૂક્યું.

સાહેબે પત્ર ખોલ્યો.

વાંચીને તે સ્તબ્ધ બની ગયા. તેમાં લખ્યું હતું : 'ફક્ત મારા જીવનને કારણે જ જો મારો આ પુત્ર દેશની સેવા કરી શકવા ભાગ્યશાળી ન બની શકતો હોય તો હું મારું જીવતર ટૂંકાવી નાખું છું. આ પત્ર આપને મળશે ત્યારે હું આ જગતમાં હૈયાત નહિ જ હોઉં. માટે તમારે હવે વિજયને ભરતી કરવો જ પડશે.'

સાહેબને સ્તબ્ધ બની ગયેલા જોઈ યુવકે પૂછ્યું : 'સાહેબ મને ભરતી કરશોને ?

'જરૂર...બહાદુર માતાના બહાદુર પુત્રને દેશની સેવા કરવાની ના પાડનારો હું કોણ ?'

અને વિજયને ભરતી કરી લેવામાં આવ્યો.

---

આજે લોકો વાસના તરફ વળ્યા છે. એમાં નથી પ્રેમ કે નથી જવાબદારી, પછી સયમ તો હોય જ ક્યાંથી ? શિક્ષણ પણ એવું રાખ્યું છે કે રોજેરોજ ધનનો શિકાર કરી શકાય. કાંચન–કામિનીની આ ભૂખ દાવાનળની માફક બધે ફેલાતી જાય છે. એ અગ્નિને હલકું વાર્તાસાહિત્ય, ફિલ્મો વગેરે પ્રદીપ્ત રાખે છે. આગેવાનો અને વેપારીઓ એમાં મશગૂલ બન્યા છે. એવાં બીજાં કારણો પણ હશે, પરંતુ કુદરતી લાગણી તપાસાતા નથી જતી, એ તો એનું કામ કરતી જ રહે છે.

અમેરિકા અને ઇંગ્લૅંડની સમૃદ્ધ પ્રજાઓ પાસે પણ અઢળક સાધનો હોવા છતાં કસોટીને ટાંકણે તેમની પ્રજા નિર્માલ્ય બની જાય છે; તે શાથી ? શક્તિ સાધનોથી નથી મળતી, એ મળે છે શરીરના અને મનના સંયમમાંથી–બ્રહ્મચર્યમાંથી. વિષયોનું સેવન કરનાર શરીર એકલું નથી, મન પણ છે. જે પ્રજા એની બુદ્ધિ અને લાગણીઓ ભોગવિલાસમાં રોકી રાખે છે, તેનું તેજ ઝાંખું પડી જાય છે. પછી એ ગમે તેવાં ભયંકર શસ્ત્રો બનાવે છતાં એને વિજય મળતા નથી. એમની સિદ્ધિઓ રેતીના પાયા ઉપર રહે છે.

કહે છે કે પ્રાણીઓની કોટિમાંથી મનુષ્યની ઉત્ક્રાંતિ થઈ છે. હાથે કરીને સંયમ છોડી દઈશું તો આપણો ક્રમ પાછો અસલ જગ્યાએ થવાનો; કેમ કે માનવીનાં બુદ્ધિ અને આત્મા બંને સંયમના પાલનથી જ બળવાન બને છે, અને ભોગવિલાસથી બુદ્ધિ તેમ જ બળ નાશ પામે છે.

ગીતામાં શરીરભોગને ઇંદ્રિયોનો આહાર કહ્યો છે અને માનસિક ભોગને રસ કહ્યો છે (ગી. ૨–૫૯). એ બંને છૂટી જાય ત્યારે બ્રહ્મચર્યનું પાલન થાય. જે સેવવા યોગ્ય છે, તે તો શ્રીહરિ છે. એક એમનું ધ્યાન ધરવાથી બીજા વિષયો ટળી જાય છે,

બ્રહ્મચર્ય સક્રિય છે, એ જીવનમાં તેજ લાવે છે જીવનશક્તિ વધારે છે. ભોગવિલાસ નિષ્ક્રિય જ નહિ, પરંતુ અહિતકારી છે. વ્યક્તિઓ માટે આમ છે, અને પ્રજાઓ માટે પણ એ જ સાચું છે. સંયમ વિના સંસ્કૃતિ ટકી શકતી નથી. આજે શસ્ત્રોથી, કે ઉત્પાદનથી પ્રજાનો ઉદ્ધાર કરવા મથીએ છીએ, પરંતુ એથી કશું નહિ મળે. એ તાકાત તો વિલાસમાં ખર્ચાઈ જશે

—રાજાજી

# શ્રમની પૂજા

કેનિંગ પોલાક

આજે રવિવાર છે અને લેખન એ મારો ધંધો છે, એટલે હું એમ કહી શકું કે હું રજાને દિવસે પણ કામ કરું છું. છતાં પણ મારા સહપ્રવાસીઓમાંથી કોઈ મારા જેટલું સુખી હશે કે કેમ એની મને શંકા છે.

મારી સાથેના ઘણાંખરાં લોકો કંટાળી ગયાં છે. એત્રણ જણ સૂઈ જવાનો પ્રયત્ન કરે છે. એક સજ્જન વ્યંગવિનોદની ચોપડીનાં પાનાં ફેરવે છે, પરંતુ એમના ચહેરા પર હાસ્યની એકેય રેખા નથી. બે સ્ત્રીઓ શબ્દરચના હરીફાઈમાં એટલી તલ્લીન છે કે ન પૂછો વાત. કેટલાંક અંદરોઅંદર અર્થહીન ચર્ચા કરે છે. પરંતુ તેઓ બધામાં પ્રસન્ન કે પ્રફુલ્લ તો કોઈ જ જણાતું નથી.

કામ અને મઝામાં એટલું જ અંતર છે કે જે કામ આપણે કરવું જ પડે છે માટે કરીએ છીએ તે કામ છે; તે જ કામ જો આપણી ઈચ્છા હોય ને કરીએ તો તે મઝા છે, ફૂટબોલ કે ક્રિકેટ રમવું એ મઝા છે, પરંતુ જેનો ધંધો જ રમત છે એવા કોઈને પૂછશો તો તે કહેશે કે એને એમાં રસ આવતો નથી. આ જ રીતે જેમને પોતાના ધંધાને અંગે પ્રવાસ કરવો જ પડે છે તે સિવાયના લોકો માટે, પ્રવાસ આનંદદાયક બની રહે છે.

હું નાનો હતો ત્યારે મારા પિતાની અખબારી કચેરીમાં જઈ એમને કહેતો કે મને કંઈક લખવાનું કામ આપો. પરંતુ હવે જ્યારે એ જ કામ માટે મને મહેનતાણું મળવા લાગ્યું, તો એ કામ મને બોજ સમું લાગ્યું અને હું પણ બીજાની જેમ રજા માટે ઉત્સુક રહેવા લાગ્યો. જ્યાં સુધી જગતમાં તન અને મનને નિત્ય નવજીવન આપનાર સાધન એક માત્ર કામ જ છે એ સત્ય મને સમજાયું નહોતું, ત્યાં સુધી મારી એ સ્થિતિ હતી.

ખરેખર, જગતમાં સૌથી દુઃખી માણસ એ જ છે, જેની પાસે કાંઈ કામ નથી. મેં એમને મૃગજળ પાછળ દોડતાં, હોટલના નોકરો સાથે કજિયાખોરી કરતાં, અર્થહીન સામાજિક મનોરંજનની યોજના કરતાં, માની લીધેલા અપમાન માટે દુઃખી થતાં, કપડાંનાં કબાટ ભરતાં, બીજાની નિંદા કરતાં, અફવાઓ ફેલાવતાં અને ખોટા વહેમના રોગથી દુખી થતાં જોયાં છે. વસ્તુતઃ તે બધા ખૂબ કંટાળી ગયેલા હોય છે.

મને પણ એક-બે મહિનાની રજા લઈને પ્રવાસમાં જવું ગમે છે. ખરેખર તો આ અવકાશ મને ગમે છે, કારણ કે હું જાણું છું કે અમુક નિશ્ચિત સમય પછી તે પૂરો થઈ જશે. અંતહીન છુટ્ટીના તો વિચારમાત્રથી હું કંપી ઊઠું છું. એક વાર મેં સાત મહિના સુધી પરિભ્રમણ કર્યું. પરંતુ સૌથી વધારે આનંદ મને જે વસ્તુ જોઈને મળ્યો તે હતું મારી ઑફિસનું ચિરપરિચિત ટેબલ.

તમે એવા ઘણા માણસો જોયા હશે, જેમની ઉંમર ૬૦ વર્ષની હોવા છતાં, કામ છોડ્યા પહેલાં તેઓ 'તરુણ' લાગે છે પરંતુ કામ છોડ્યા પછી એક વર્ષ બાદ, કોઈ જ કામ ન હોવાથી તેઓ શિથિલ અને વૃદ્ધ લાગે છે. એવું પણ નથી કે એમને કોઈ વિષયમાં રુચિ ન હોય ! પરંતુ એક નક્કી નિયમિત કામના અભાવે એમનું મન પૂર્ણ પ્રફુલ્લિત રહી શકતું નથી.

હું એક પ્રાચ્ય સંશોધનના પ્રોફેસરને ઓળખું છું. તેઓ પોતે નિવૃત્ત થવાની ઉત્કંઠાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા એમનો વિચાર હતો કે નિવૃત્ત થઈને શેષજીવન બધાં સંગ્રહાલયો જોવામાં ગાળવું. પણ જ્યારે તેઓ ખરેખર નિવૃત્ત થયા ત્યારે પોતાના નિવૃત્ત જીવનથી તેઓ એટલા કંટાળી ગયા કે, તે ફરીથી કોઈ કૉલેજમાં પ્રોફેસર થવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

મને સમજાતું નથી કે લોકો કામથી આટલા બધા ડરે છે શા માટે ? વધારેમાં વધારે વેતન મેળવીને ઓછામાં ઓછું કામ કરવાની વૃત્તિ શા માટે રાખે છે ! મેં જોયું છે કે, રસ્તા ઉપર ઘણા મજૂરો પાવડો કે કોદાળી પર હાથ ટેકવીને ઊભા હોય છે. એમાંના કેટલાક તો થાકીને આરામ લેતા હશે; પરંતુ મોટા ભાગના મજૂરો એવા હોય છે, જેમને કામના બોજને કારણે દિવસ લાંબો લાગે છે.

આજે લાખો માણસો અઠવાડિયામાં ૩૦ કલાક કામ કરવા માટે હિમાયત કરે છે. પરંતુ બાકીના ૧૩૮ કલાક તેઓ શું કરશે ? ૬૦ કલાકથી વધારે તો સૂવાનું પણ ન જ હોય. બાકી રહ્યા ૭૮ કલાક ! આ કલાકોને કારણ વગરની વાતોમાં કે અર્થહીન કાર્યોમાં વિતાવવામાં આવે તો ખરેખર જીવનનો ઘણોખરો અંશ નિરર્થક જ વીતી જશે. મારે માટે તો આ ૭૮ કલાકમાં મેદાનમાં દડા પાછળ દોડવું, સિનેમામાં પ્રણય-દૃશ્યો અને અપરાધોનાં ચિત્રો જોતાં આવાં છાપાં કે પત્ર-પત્રિકાઓનાં પાનાં ફેરવવાં એ એક ભયાનક રોગ જ થઈ પડે. મેં તો જીવનમાં હમેશાં નિયમના ૮૦ કલાક ગણીને જ કામ કરવાનો પ્રયત્ન કર્યો છે અને માનું છું કે બીજા બધા લોકો કરતાં હું ઘણો સુખી છું.

જગતમાં કોઈ વ્યક્તિ જ્યાં સુધી પોતાના કામમાં પૂરેપૂરો રસ ન લે ત્યાં સુધી તે સફળ તેમ જ સુખી થઈ શકતો નથી. વિરક્ત ભાવે અથવા જરૂરિયાતને કારણે જ માત્ર કામ કરવાથી કામ બગડે છે. અને કામ કર્યાનો સંતોષ પણ નથી મળતો.

રેલવેનો એક સામાન્ય મજૂર, જેણે કાલે અમારો સામાન ઉપાડ્યો હતો, તે મને જીવવા જીવવાની રીતની દૃષ્ટિએ એક સફળ કલાકાર લાગ્યો ! તે પોતાનો વ્યવસાય સુંદર રીતે કરતો હતો. એટલું જ નહિ, પરંતુ દરેક મુસાફરને વધારેમાં વધારે સગવડ આપવાનો પ્રયત્ન કરી રહ્યો હતો મેં ખુશ થઈને એને એક ડૉલર બક્ષિસ આપી. પરંતુ એણે ધન્યવાદ સાથે એ મને પાછો આપતાં કહ્યું, 'તમારી બક્ષિસ એ શ્રમનું મૂલ્ય નથી. એના કરતાં, કૃપા કરીને રેલવે બોર્ડમાં લાગવગ લગાડી તમે અમારા પગારનું ધોરણ ઊંચું કરાવો તો વધારે સારું. બક્ષિસ આપવી અને લેવી, એ બંને મનુષ્યની શ્રેણીના ભેદ પાડે છે, એટલે એ તો ઊલટું ખરાબ કહેવાય.' થોડા દિવસો પહેલાં એથી જુદા જ પ્રકારનો એક બીજો મજૂર પણ મને મળ્યો હતો. તે ખૂબ ખિન્ન સ્વભાવનો હતો. સામાન પણ બરાબર ઉપાડતો નહિ. એનાથી જે થઈ શકતું હતું એટલું કામ કરવાનો પણ એણે પ્રયત્ન કર્યો નહિ. છેવટે મારે જાતે જ સામાન ઉપાડીને ગાડીમાં મૂકવો પડ્યો. પોતાની મૂર્ખતામાં એણે પોતાની રોજી પણ ખોઈ.

હું તો માનું છું કે, માનવીના જીવનમાં જે કંઈ પ્રગતિ થાય છે તે શ્રમની પૂજાને કારણે જ થાય છે. જે સમાજમાં શ્રમ કરનારને હીન અને તુચ્છ માનવામાં આવે છે, એની પ્રગતિ રૂંધાઈ જાય છે. જે જેટલો મહાન છે, એણે એટલી જ વધારે મહેનત કરવી જોઈએ. પ્રગતિ, વૃદ્ધિ, સમાન અધિકાર અને લોકશાહી એ બધાનો મૂળ આધાર શ્રમનું ઉચિત મહત્ત્વ જ છે.

ઘણાં કાર્યો એવાં પણ હોય છે જે કરવાની ખાસ કોઈને ઇચ્છા હોતી નથી. પરંતુ આવાં નીરસ કાર્યોમાં પણ મહેનતાણા ઉપરાંત કંઈક ને કંઈક સંતોષનું કારણ મળી રહે છે. બીજું કંઈ નહિ તો તમને એટલું તો લાગશે જ કે, તમારું જીવન સાવ નિરર્થક નથી, તમારા શ્રમનો ઉપયોગ માનવસમાજ માટે થાય છે. જે પોતાનું નાનામાં નાનું કામ પણ રસપૂર્વક કરે છે, એ લાંબો વખત એની એ જગ્યાએ પડી રહેતો નથી. હું એ ભારતીય પુરાણ-કથાને વંદન કરું છું, જેમાં શ્રમ સુગંધનો કોષ મનાય છે, એટલે કે જે શ્રમ અપનાવશે તે બહારથી અને અંદરથી મહત્તારૂપી સુગંધ મેળવશે.

મારો એક મિત્ર જેને હું ૩૩ વર્ષથી ઓળખું છું, તે ખેતરમાં મજૂરી કરતાં કરતાં 'સુપરવાઇઝર' બની ગયો હતો. વૃદ્ધ થઈ ગયા પછી એણે પોતાના શેઠને કહ્યું, 'હવે મને ૬૫ વર્ષ પૂરાં થયાં, મને રજા આપો.' શેઠ જિંદગીના રહસ્યને જાણતા હતા. મારા

મિત્રની વૃદ્ધાવસ્થા પ્રત્યેનો ભય એમને યોગ્ય લાગ્યો નહિ. મારા મિત્રની હતાશ મુખમુદ્રા જોઈને એમને દુઃખ થયું હશે. એમણે ચતુરાઈપૂર્વક કહ્યું; 'વાહ, તમે તો હજુ યુવાનોના પણ યુવાન છો. ભગવાને તમારાં તન અને મન એવાં બનાવ્યાં છે કે તમે અંતકાળ સુધી કામ કરી શકો.' પ્રોત્સાહિત થઈને એણે છૂટા થવાનો વિચાર માંડી વાળ્યો. અને કુશળતાપૂર્વક પોતાનું કામ ચાલુ રાખ્યું અને ત્રણ દિવસની માંદગી ભોગવીને દવાખાનામાં એણે દેહ છોડ્યો.

એના મૃત્યુને એક મહિનો થયા પછી એના પુત્રે શેઠને કહ્યું, 'પિતાજી અંતિમ દિવસોમાં ગમે તેમ બોલતા હતા.'

શેઠે વિશ્વાસપૂર્વક કહ્યું, 'એમ જ નહિ. એ અંતકાળ સુધી એટલા સ્વસ્થ હતા, જેટલા અત્યારે તમે છો.'

દીકરાએ માથું ધુણાવીને કહ્યું, 'પરંતુ કદાચ તમને ખબર નહિ હોય, મરતા પહેલાં થોડી મિનિટો પહેલાં એમણે નર્સને બોલાવીને કપડાં અને જોડા પહેરાવવાનું કહ્યું હતું, જેથી પોતે કામ પર જઈ શકે. નર્સે એમને કપડાં અને જોડા પહેરાવ્યા પછી બે મિનિટમાં જ એમનું મૃત્યુ થયું...'

મારી પણ આશા છે કે આવું સૌભાગ્ય મને મળે, જ્યારે મારો અંતકાળ નજીક આવે ત્યારે હું પણ કામ કરતાં કરતાં જ મૃત્યુ પામું.

*

પૃષ્ઠ ૪૦૦થી ચાલુ ]

આપણે કામનારહિત થઈ 'રામ'માં લીન થઈ જઈએ છીએ અને ગણગણવા લાગીએ છીએ :

> सिय राम मय सब जग जानी,
> करौं प्रनाम जोरि जुग पानी।

*

પૂજ્ય વિનોબાજી વારંવાર કહ્યા કરે છે કે ભવિષ્યમાં હવે આપણે ધર્મના સ્થાને આધ્યાત્મ અને રાજનીતિને સ્થાને વિજ્ઞાનની સહાયતા લેવી પડશે. વિજ્ઞાન અને આધ્યાત્મના સંયોગથી જ દુનિયા શાંતિ અને પ્રગતિ તરફ ઝડપથી દોડી શકશે. પરંતુ જો વિજ્ઞાન તે સાથે હિંસક રાજનીતિની ગાંઠ બંધાશે તો પછી આપણો વિનાશ નિશ્ચિત છે. આપણે એ સ્પષ્ટપણે સમજી લેવું જોઈએ કે વિજ્ઞાન અને અધ્યાત્મમાં પણ ગાઢ વિરોધ નથી. વિજ્ઞાન પણ ધીરેધીરે આધ્યાત્મિક સાધના તરફ જ વધી રહ્યું છે, અને આધ્યાત્મએ પણ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ અપનાવવો જરૂરી થઈ રહ્યું છે. 'એટમ'-શક્તિ અને આત્મશક્તિ વચ્ચેની ભેદરેખા સૂક્ષ્મથી અતિસૂક્ષ્મ થઈ જશે અને એવો સમય જલદી આવી જશે કે વિજ્ઞાન અને કામનારહિત આત્મજ્ઞાન એકબીજામાં લીન થઈ જશે. ત્યારે આપણા 'વૈજ્ઞાનિક' મહાપુરુષો પ્રાચીન ઋષિઓના સૂરમાં પોતાનો સૂર મેળવીને કઠોપનિષદના આ શ્લોકનું ઉચ્ચારણ કરશે :

> अणोरणीयान् महतो महीयान्
> आत्मास्य जन्तोर्निहितो गुहायाम्।
> तमक्रतुः पश्यति वीतशोको
> धातुः प्रसादान्महिमानमात्मनः॥

અર્થાત્, આત્મા સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ છે, મોટાથી પણ અતિ મોટો છે. પ્રાણીના હૃદયમાં તે રહ્યો છે. નિષ્કામ પુરુષ વિધાતાની કૃપાથી જ આત્માનો મહિમા શોકરહિત થઈને જુએ છે.

ખૂબ જ માર્મિક છે આ શ્લોક. આમાં આપણું દિવ્ય દર્શન મળે છે, અને એની સાધનાનું પવિત્ર સાધન પણ. નિષ્કામ ભાવના આપણા અંતરને જાગૃત કરે છે અને પરમેશ્વરની અપૂર્વ શક્તિનો આભાસ કરાવી દે છે.



# વિદ્યા-કલા દ્વારા આનંદ

કેદારનાથજી

સત્કર્મો કરવા પ્રેરણા આપનાર વિદ્યાની અને કલાની અભિરુચિ હોવી એ જરૂરી બાબત છે. જેમને નાનપણથી જ એવી કોઈ પણ વિદ્યા કે કલાનો વ્યાસંગ લાગેલો હોય છે તેમનું જીવન ઉત્સાહી હોય છે; એટલું જ નહીં, પણ બીજાઓના જીવનમાં પણ તેઓ ઉત્સાહ પેદા કરી શકે છે. આપણા લોકોમાં નિર્વાહ ચલાવવા માટે જરૂરી વિદ્યા અને કલા સિવાય બીજી કોઈ પણ વિદ્યા કે કલાની વિશેષ રુચિ નથી હોતી. તેથી આપણા જીવનમાં સ્વાભાવિક ઉત્સાહ દેખાતો નથી અને અનેક પ્રકારે ઉદાસીનતા જોવામાં આવે છે. સામાન્ય લોકોમાં કલાની જે અભિરુચિ દેખાય છે તે કલાના ઉપભોગની અભિરુચિ હોય છે. તે અને કલાની અભિરુચિમાં ઘણો ફેર છે.

હંમેશના વ્યવસાયનો આપણને કંટાળો આવે છે એટલે આપણું મન કોઈ પણ સ્થૂલ કે સૂક્ષ્મ ઉપભોગ તરફ, વ્યસન તરફ કે બીજે ક્યાંક વળે છે. આ બાબતમાં દરેકે પોતાનું જીવન તપાસવું જોઈએ અને શોધી કાઢવું જોઈએ કે કોઈ પણ ધંધો કરીને પોતાના કુટુંબ માટે પૈસા કમાવા સિવાય બીજા કોઈ પણ સાત્ત્વિક કાર્યથી, સાત્ત્વિક વિદ્યાથી કે કલાથી આપણે બીજાને જ્ઞાન, આનંદ અને ઉત્સાહ આપી શકીએ છીએ કે કેમ? કેવળ ગપાટા મારવાનું બાદ કરીએ તો, આપણામાં એવી કઈ વિદ્યા, કલા, સ્વભાવનું માધુર્ય કે સદ્ગુણોની પૂંજી છે કે જેનાથી આપણે બીજાઓને દરરોજ થોડો વખત પણ પોતાની સોબતથી જ્ઞાન આપી શકીએ? તેમને આનંદિત અને ઉત્સાહિત કરી શકીએ? કઈ વિદ્યાથી આપણે બીજાઓનું દુઃખ ઓછું કરવું પણ ભુલાવી શકીએ? જેમનામાં આવી જાતનો કોઈ પણ ગુણ, વિદ્યા, કલા કે જ્ઞાન હોય તેમને જીવનમાં ઉત્સાહ અને આનંદની કદી ખામી જણાશે નહીં. આ પરથી જીવન અને સમાજની દૃષ્ટિએ કલા અને વિદ્યાની કેટલી આવશ્યકતા છે તેનો વિચાર કરીને દરેક જણે તે પ્રયત્નપૂર્વક સંપાદન કરવી જોઈએ. તેથી આપણા જીવનમાં નિત્યનવો ઉત્સાહ આવશે અને આપણું જીવન ઉપયોગી બનશે.

શરીરમાં બળ આવવાથી જેમ માણસને ઉત્સાહ લાગવા માંડે છે તેમ તેની બુદ્ધિનું બળ વધે અને મનોભાવના જાગ્રત થાય એટલે તેનામાં ઉત્સાહ આવે છે. કોઈ પણ વસ્તુથી આપણામાં દિનનો ઉત્સાહ આવતો રહે તો જીવનમાં કદી નીરસતા લાગવાનું કારણ રહેશે નહીં. જે વિદ્યા, કલા અને જ્ઞાન આપણને તેમ જ બીજાઓને સાત્ત્વિકતા તરફ લઈ જાય અને આપણું તેમ જ બીજાઓનું દુઃખ દૂર કરે તે માટે અભિરુચિ રાખી તે પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

આરોગ્ય, બળ, ચપળતા અને સ્ફૂર્તિ આવે તે માટે શાસ્ત્રીય પદ્ધતિથી વ્યાયામ, આસન, પ્રાણાયામનો અભ્યાસ કરતા રહીએ અને એ વિષેનું જ્ઞાન અને કલા હાથ કરીએ તો તે, આપણને તેમ જ બીજાઓને પણ ઘણાં ઉપયોગી નીવડે છે. પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર વગેરે શાસ્ત્રો; જ્યોતિષ, ભૂગોળ, ખગોળ આદિ વિદ્યાઓ; ગાયન, વાદન, ચિત્રઆલેખન, શિલ્પ, ભાષણ, લેખન વગેરે કલાઓ; હાથથી કરવાના મનુષ્યોપયોગી કારીગરીના અને કૌશલ્યના ઉદ્યોગો, દેશવિદેશના ધાર્મિક, આર્થિક, રાજકીય ને આધ્યાત્મિક ઇતિહાસ; રાષ્ટ્રની અને દુનિયાની વર્તમાન પરિસ્થિતિનું જ્ઞાન; જુદીજુદી રીતે લોકોપયોગી કાર્યો કરવાની પ્રવૃત્તિ; ગામની, સમાજની, વ્યક્તિગત કે સાર્વજનિક મુશ્કેલીઓ, સંકટો ને આપત્તિઓ દૂર કરવાના પ્રયત્નો; સાર્વજનિક સંસ્થાઓ, ધર્માદા દવાખાનાંઓ, ઇસ્પિતાલો વગેરેમાં લાગણીથી અને દયાપૂર્વક કામ કરવાની ઇચ્છા; વગેરે અનેક શાસ્ત્ર, વિદ્યા, કલાકૌશલ્ય, ઇતિહાસ, જ્ઞાન, પ્રવૃત્તિ, પ્રયત્ન

ઇચ્છા વગેરે દ્વારા આપણી શક્તિ, બુદ્ધિ અને સદ્ભાવનાની વૃદ્ધિ કરીને તે બધાનો ઉપયોગ આપણે પોતાનાં કુટુંબ, સમાજ, દેશ, રાષ્ટ્ર, માનવજાતિ વગેરેના હિતાર્થે કરી શકીએ. એટલા માટે કેવળ નિર્વાહ માટે જોઈતી વિદ્યા ઉપરાંત કોઈપણ કલ્યાણપ્રદ વિષયની, વિદ્યાની, શાસ્ત્રની, કલાની કે કાર્યની આપણને અભિરુચિ હોવી જોઈએ. અને તે પૈકી કોઈ પણ જ્ઞાનનો ઉપયોગ બને ત્યાં સુધી ઘણાના હિત માટે કરવાની સદિચ્છા આપણામાં હોવી જોઈએ અને તે જાતનું કાર્ય આપણે કરતા રહેવું જોઈએ. આવી જાતના જીવનમાં કદી પણ કંટાળો કે નિરુત્સાહ ન લાગતાં માણસને હંમેશ ઉત્સાહ અને આનંદ જણાયા કરશે.

આજે પણ આવી જાતની કોઈ પણ સારી અભિરુચિવાળા લોકોનું જીવન જોઈએ તો તેમનામાં હંમેશ આનંદ અને સ્ફૂર્તિ દેખાઈ આવે છે. શહેરના કૃત્રિમ જીવનમાં વખત ગાળવા માટે કૃત્રિમ સાધનોનો માણસને આશ્રય લેવો પડે છે ખરો, છતાં ત્યાં આગળ બીજી જગ્યાએ પણ જુદીજુદી રીતે જાહેર પ્રવૃત્તિમાં પોતપોતાના જ્ઞાનનો અને વિદ્યાનો સેવાભાવનાથી ઉપયોગ કરનારા કેટલાક સજ્જનો મળી આવે છે. સાર્વજનિક પ્રવૃત્તિ બધાને ફાવે છે એમ નથી. તેથી એવી પ્રવૃત્તિનો આગ્રહ ન રાખતાં પોતાનું કુટુંબ, સગાંસંબંધી અને પડોશી પ્રત્યે દૃષ્ટિ રાખીને જો માણસ પોતાના જીવનનો વિચાર કરે તો પણ તેને અનેક સારી વસ્તુઓ સૂઝશે. દુનિયામાં તદ્દન સાદાં ઘણાં માણસો-સ્ત્રીઓ અને પુરુષો, પણ પોતાનું જીવન હંમેશ કોઈ ને કોઈ ને કોઈ સારી પ્રવૃત્તિમાં ગાળતાં કોઈ કોઈ ઠેકાણે મળી આવે છે.

કેવળ નિર્વાહ માટે કરવા પડતા ધંધાથી માણસનો સર્વાંગી વિકાસ થતો નથી તેનું જીવન આનંદી ઉત્સાહી અને સુખી થતું નથી અલબત્ત, કોઈનો ધંધો જ એટલો વ્યાપક, જ્ઞાનમય અને કલામય હોય તો વાત જુદી પણ બહુ જનસમાજની સ્થિતિ એવી નથી હોતી. સતત એક જ જાતના કાર્યમાં અને સ્થિતિમાં માણસને અરુચિ અને કંટાળો ઉપજે એ સ્વાભાવિક છે. તેથી તે દૂર કરવા માટે અને આનંદ મેળવવા માટે વ્યક્તિગત, કૌટુંબિક તેમજ સામાજિક વ્રતો, તહેવારો અને ઉત્સવોની આપણા સમાજમાં યોજના કરેલી છે. દેશ, કાળ અને પરિસ્થિતિ પ્રમાણે એ યોજનામાં ફેરફાર કરવા જરૂરી હોય છે તેથી આપણે એવા ઇષ્ટ ફેરફાર કરતા રહેવું જોઈએ. સંસારનાં દુઃખોમાં માણસને આનંદનો આધાર, સાધન કે આશા ન હોય તો તે જીવવાની ઇચ્છા જ નહિ કરે. કશો જ શારીરિક, બૌદ્ધિક કે માનસિક પરિશ્રમ કર્યા વિના પાંચ જ્ઞાનેંદ્રિયો દ્વારા આનંદ ભોગવવાની ઇચ્છા તેને હોય છે. સાંસારિક પ્રવૃત્તિ કરીને થાકેલાને કષ્ટ વગર આનંદ અને સુખ મળે, થોડો વખત પણ તેના મનનું રંજન થાય. ચિત્તવૃત્તિ આનંદિત થાય તો તેટલા વખત પૂરતો પણ તે આનંદમાં તલ્લીન થાય છે. પોતાનું દુઃખ, યાતના, ગરીબાઈ, અપમાન, વ્યાધિ, દેવાદારપણું, ચિંતા વગેરે બધી બાબતો તેટલા વખત પૂરતી તો તે ભૂલી જાય છે અને તેટલા આનંદને કે સુખને આધારે તે પોતાની હંમેશની આપત્તિઓ સાથે ઝઘડવાને કે તે સહન કરવાને તૈયાર થાય છે. આનંદમાં કશું જ સામર્થ્ય ન હોત તો તેની ખાતર આપત્તિઓ સાથે ઝઘડવાની શક્તિ માણસમાં પેદા જ ન થાત. સંસારનું સુખ ક્ષણિક છે. તેનો આનંદ અશાશ્વત છે એમ તેનાથી કંટાળેલા કે તેનું છેવટે પર્યવસાન દુઃખમાં થાય છે એમ માનીને તેનો ત્યાગ કરનારા ભલે તે કહેતા હોય, પણ માણસ અનાદિ કાળથી આનંદ શોધતો અને મેળવતો આવ્યો છે. સંસારમાં અપરંપાર ભલે હોય પણ સુખ અને આનંદના જે પ્રસંગો તેને ભાગે આવે છે તેટલાથી જ તેની બધી શક્તિઓ તેનામાં પાછી ભરાઈ આવે છે. દુઃખ, આપત્તિ અને સંકટ સાથે ઝઘડવા માટે તેની બધી શક્તિઓ ઉત્તેજિત અને સમર્થ થાય છે. તે આનંદ પ્રાપ્ત કરવામાં આપણે જેટલો વિવેક વાપરીશું, જેટલી સાવધાનતા રાખીશું, જેટલી વ્યાપક અને સમુદાયિક દૃષ્ટિ રાખીશું તેમજ તે આનંદ સાથે અનેક સદ્ભાવોનો અને સદ્ગુણોનો પણ જેટલો વિચાર

આપણે જામત રાખીશું તેટલો તે આનંદ વધારે સાત્ત્વિક અને સામર્થ્યશાળી બનશે અને તેને લઈને આપણી માનવતા અને આત્મવિશ્વાસ વધતાં રહેશે.

નિર્દોષ અને સભ્ય વિનોદ કરતાં આવડવો એ પોતાને તેમજ બીજાઓને પણ આનંદ આપનારી એક ઉપયોગી કલા છે. આપણે જેનો વિનોદ કરીએ છીએ તેને પણ જે વિનોદથી આપણી પેઠે જ આનંદ થાય છે, જેને લીધે કોઈના ય મનને દુઃખ ન થતાં બધાના હૃદયમાં નિર્દોષ આનંદની લહેરો ઊઠવા માંડે છે, જેમાં આનંદનું પર્યવસાન કોઈ પણ જાતની મલિનતા, કર્કશતા કે કટુતામાં થતું નથી, જેમાં આનંદની સાથે જ બધાની બુદ્ધિને પણ થોડુંક પોષણ મળતાં તેમાં પ્રગલ્ભતા, સૂક્ષ્મતા ને માર્મિકતા આવે છે અને જેને લીધે કોઈને પણ જાતની સાત્ત્વિકતામાં અડચણ આવતી નથી, એ વિનોદ નિર્દોષ છે. એવો વિનોદ બુદ્ધિને તેજસ્વી અને મનને ઉલ્લસિત ને ઉત્સાહિત કરી શકે છે તથા આરોગ્યને સહાયક થઈ શકે છે. તેને લીધે એકબીજા વચ્ચેનો સંકોચ દૂર થાય છે અને પ્રેમ વૃદ્ધિ પામે છે તથા તેમાં માધુર્ય વધે છે, મન નિખાલસ અને પવિત્ર થઈ અરસપરસ એકઠાં થાય છે અને એકતા ને વિશ્વાસ વધે છે. આવી જાતની વિનોદની કલા દરેક જણે પ્રાપ્ત કરવી જોઈએ. તે સાથે જ બીજા કોઈ આપણો વિનોદ કરે તો તેમની સાથે આપણે પણ આનંદ લઈ શકીએ એટલું મિલનસારપણું, નિરહંકારપણું અને ઉદારતા આપણામાં હોવાં જોઈએ. સભ્ય નિર્દોષ, જ્ઞાનયુક્ત અને માર્મિક વિનોદમાં જે આનંદ અને હાસ્ય પ્રકટ થાય છે તેમાં કેટલાંય દુઃખો ભુલાવવાની તેમજ કંટાળો ઉડાવનારી ઉદાસીનતાની અને કોઈ કોઈ વાર ચિત્ત પર અતિશય ભાર૫ થયેલા ગ્લાનિ, ચિંતા અને ચિંતાની ક્લેશના ને અસહ્યતાના નિવારણ કરવાની શક્તિ ભરેલી હોય છે. આ પરથી વિનોદમાં જીવનોપયોગી કેટલાક વિશેષ ગુણો રહેલા છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નહિ થાય. પોતા પર આવી પડેલી કે આવી પડેલી આપત્તિઓ, દુઃખો, સંકટો કે સહન કરવી પડેલી કે પડતી વ્યાધિઓ અને યાતનાઓના વર્ણનમાં સરસતા અને હાસ્ય નિર્માણ કરવાની કલા જેમને હસ્તગત થાય તેઓ જીવનના કેટલાય દુઃખદ પ્રસંગોને સહેજે સૌમ્ય બનાવી દે છે. તેમની તિતિક્ષામાં કટુતા ન જણાતાં સ્વાભાવિકતા અને શાંતિ દેખાય છે. તેમનો આ સદ્ગુણ અને તેમની કલાનો પ્રભાવ જોઈને આપત્તિ, દુઃખ, વ્યાધિ વગેરેને હસતે મોઢે અને સંતોષથી સહન કરવાની વૃત્તિ બીજાઓમાં પણ જાગ્રત થાય છે. જેમના સ્વભાવમાં આ ગુણોનું સંવર્ધન થયેલું હોય છે તેમને એક જાતનું જીવનરહસ્ય પ્રાપ્ત થયું છે એમ કહેવાને હરકત નથી.

સારાંશ કે જીવનમાં બધી સ્થિતિમાં બધો વખત માણસ દુઃખને ટાળતો અને આનંદને શોધતો હોય છે. તે માટે જ તે જીવે છે પણ આમાં એક વાત અત્યંત મહત્ત્વની સમજીને આપણે હંમેશ ધ્યાનમાં રાખવી જોઈએ, કે આનંદની પ્રાપ્તિ સાથે આપણી માનવતા પણ વધતી રહેવી જોઈએ. તે માટે સાધનોની શુદ્ધિનો આગ્રહ આપણામાં હોવો જોઈએ. આપણે કેવળ આનંદના ઉપાસક ન બનતાં માનવતાના ય ઉપાસક બનવું જોઈએ. માનવતા સાથે આનંદ હોવાનો જ, પરંતુ દરેક આનંદ સાથે માનવતા હશે જ એવી ખાતરી ન રાખી શકાય અને એવો નિયમ પણ નથી. તેથી મનુષ્યોચિત આનંદને જ આપણે જીવનમાં મહત્ત્વ આપવું જોઈએ અને તેની જ વૃદ્ધિ આપણે કરતા રહેવું જોઈએ.

*

મહાત્માઓને ઈશ્વરે બે વિશાળ હૃદયો આપેલાં હોય છે. એક વિશ્વની વેદના સહન કરવા માટે અને બીજું વિશ્વાસઘાતની ક્ષમા આપવા માટે.

જે મોટા વિચાર વાણી વડે વ્યક્ત થાય છે, તે આપણા પર ઋણના રૂપમાં સવાર થઈ જાય છે. તદનુસાર જ્યારે આપણે હાથે ક્રિયા થાય ત્યારે જ આપણે ઋણમુક્ત થઈ શકીએ.

—કાકાસાહેબ કાલેલકર

# 'મૈં જાઉં તો કહાં જાઉં ?'- શબ્દનું વછૂટેલું તીર

ભૂપેન્દ્ર મો. દવે

આજે હું કોઈ ભજન, શ્લોક કે કથા વાર્તા વધુ નહીં કહું. મારા હૃદયમાં સંઘરી રાખેલી એક સત્યઘટના રજૂ કરીને હું મારા મનનો ભાર હળવો કરવા માગું છું.

બહુ જ થોડા દિવસ પહેલાં હું રેઈસ કોર્સ પરથી પસાર થઈ રહ્યો હતો. મારા વિચારોમાં હું એટલો મગ્ન હતો કે મને આજુબાજુ કોણ જઈ રહ્યું છે એનો ખ્યાલ નહોતો. એટલામાં એક અવાજ મારા કાન પર અફળાયો: 'સાહબ, મૈં ભૂખા હૂં" મારા વિચારોની સંકલનામાં હું એટલો ઓતપ્રોત હતો કે મને એ અવાજ સાંભળીને ચીડ ચઢી. મેં એ વ્યક્તિ કંઈ આગળ બોલે એ પહેલાં જ એ બોલનાર તરફ જોયા વિના સટ્ટસા કહી દીધું: 'જાઓ ભાઈ, જાઓ.' કોઈ પણ ભીખ માગનારને જેમ વારંવાર આપણે ટૂંકમાં કહી દઈએ છીએ એમ મેં સહજ તિરસ્કારથી કંટાળાને એમ કહી દીધું તો ખરું પણ મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે, મારો પ્રત્યુત્તર સાંભળીને વધુ આજીજીને બદલે એક તીર જેવું વાક્ય મને સાંભળવા મળશે.

"આપને યહ ભી સોચા કિ મૈં જાઉં તો કહાં જાઉં ? કહ દીયા: જાઓ, ભાઈ જાઓ."

શબ્દો સ્પષ્ટ હતા. મર્મભરપૂર હતા. સુંદર રીતે બોલાયા હતા. એના ધ્વનિની સંસ્કારિતાએ મને સચેત કર્યો. અને મેં પાછું ફરીને જોયું તો એ શબ્દો કહેનાર દસ-બાર વરસનો એક સુડોળ શરીરવાળો છોકરો હતો. મેલાં કપડામાં પણ એના અંગે અંગમાં અનોખી છટા હતી. એ તો આટલું કહીને ચાલતો થયો.

મને એણે સજ્જન માન્યો હશે. મારામાં કરુણા નિતરતી હશે એવી એની શ્રદ્ધા હશે. મારો ચહેરો જોઈ એણે પોતાના પેટની તૃપ્તિ માટે ભરપૂર આશા રાખી હશે.

*  *  *

એ શ્રદ્ધાનો મિનારો તૂટતાં એનું હૃદય ઘવાયું હશે કે એણે સારીયે સૃષ્ટિના સર્જન પરનો તિરસ્કાર મારા પર ઠાલવ્યો હશે. એ ગમે તે હોય, પણ મારા પ્રત્યુત્તરની રાહ જોયા વિના એ ત્વરિત ગતિએ જતો રહ્યો. મારું હૃદય કંપી ઊઠ્યું. મેં કહ્યું: "છોકરા" અને એણે મોં ફેરવીને મારા સામું જોયું. એક દૃષ્ટિ ફેંકીને એ દૂર નીકળી ગયો. નેત્રમાં ઝળઝળીયાં હતાં અને ચહેરા પર ઘૃણા હતી. મેં જેટલી નિષ્ઠુરતાથી "જાઓ ભાઈ, જાઓ" કહ્યું હતું એના કરતાં દસ ગણી લાપરવાહી એની એક એક રેખામાં તરવરી રહી હતી.

*

પ્રસંગ તો સાવ સામાન્ય હતો. પણ એ છોકરાની આંખમાં જે આગ વરસતી મેં જોઈ એ હું ન ભૂલી શક્યો. હું વિચારના વમળમાં અટવાયો. આવો સુકુમાર બાળક જરૂર ભૂખ્યો હશે. માબાપ મરી ગયા હશે. અને જીવતાં હશે તો ગરીબીએ બાળકની મમતા એમનાં હૃદયમાંથી છિનવી લીધી હશે. ભૂખથી રીબાઈને એણે કદાચ આ પહેલી જ વાર ભીખ માગી હશે. એમ ન હોત તો મેં ફરી બોલાવ્યો ત્યારે એ દોડી આવ્યો હોત. એની ભવા સુરેખ હતી. શબ્દોમાં રણકાર હતો. મોં પર ભાવની ઝલક હતી. કેવી કેવી પરવશતાએ એને હાથ ફેલાવવા માટે મજબૂર કર્યો હશે ?

આપણી સમાજ વ્યવસ્થાની ચક્કીમાં પીસાઈને આવાં કેટલાં આશાભર્યાં બાળકો આમ અથડાઈ અટવાઈને જીવનના અટપટા માર્ગમાં સપડાતાં હશે ? આ બાળકને યોગ્ય માવજત મળી હોત તો એના નિર્મળ ચહેરા પર ઘૃણાને બદલે કરુણા નિત-

રતી હોત. આંખમાં આંસુને બદલે હાસ્યનાં કિરણો ચમકતા હોત.

સમુદ્રની ગોદમાં કેટલાય અણુદ્રિષ્ટા હીરાઓ પડ્યા હશે! આવા બાળક જેવાં કેટલાય રત્નો સમાજની ભીતરમાં સંજોગના અભાવે રસ્તાની ઠોકરો ખાતા હશે! કેટલાંય ફૂલ વનવગડામાં ખીલીને ત્યાંને ત્યાં ખરી પડતાં હશે! એની સુવાસની પિછાન કરાવ્યા વિના એ ફૂલોની પાંખડીઓ ધૂળમાં રગદોળાતી હશે! શું આપણી સમાજ—વ્યવસ્થાનો સંચો આવું માનવધન મીટાવવા માટે જ ચાલ્યા કરે છે?

ચલતી ચક્કી દેખ કર
દેખ કબીરા રોય,
દો પાટન કી બિચમેં
બાકી બચા ન કોય.

જેમ સંસારની આધિ, વ્યાધિ, ઉપાધિમાંથી જીવ બચી શકતો નથી તેમ ગરીબીની ચક્કીમાં પીસાતું જીવન મુસિબતની ઝપટમાંથી બચી નથી શકતું એ બાળકની ભૂખ સમાવી શકું એટલું મને ભગવાને જરૂર આપ્યું છે, પણ બીજાના કરુણા જોવાને ટેવાયેલું મન યોગ્ય પ્રસંગે પણ નિષ્ઠુર બની જાય છે.

શાંતિથી કોઈની વાત સાંભળવાની ધીરજ ખોઈ બેઠો છું. નિષ્ઠુરતા એક આદત બનીને હૃદય ઉપર સવાર થઈ જાય છે હું છેક જ બેદરકાર બની ગયો એ માટે મને અફસોસ થયો.

જો ઘર પ્રેમ ન સંચરે,
સો ઘર જાન મસાન,
જૈસે ખાલ લુહારકી
સાંસ લેત બીન પ્રાણ.

કબીરજી કહે છે કે, જે હૃદયમાં પ્રેમ નહીં, કરુણા નહીં એ કેવળ મસાણ છે. જેમ લુહારની ધમણ પવન ફૂંકે છે એમ આપણે પણ શ્વાસોચ્છ્વાસ લઈએ છીએ, આપણે જીવીએ છીએ એટલી તસદી જીવનની યથાર્થતા માટે બસ નથી.

આમ વિચરતો વિચારતો હું ઘેર પહોંચ્યો. ખીસ્સામાંથી પૈસા કાઢીને મેં મારા ખાનામાં મૂક્યા. સિક્કાના રણકારમાં મને એ બાળકનો અવાજ સંભળાયો. એની મહોરમાં આઝાદીના પ્રતીકને બદલે એ બાળકનો પુણ્યપ્રકોપ ભરેલો ચહેરો તરવરી રહ્યો. ખાનું બંધ કરીને મેં આયનામાં જોયું તો મારું પ્રતિબિંબ મને પૂછી રહ્યું હતું કે: 'આપને વડ બી સોચા કિ મૈં જાઉં તો કહાં જાઉં?'

*

તમારું દુઃખ કદીયે પારકા આગળ રડો નહીં. અને જો કદાચ કહેવું પડે એમ જ હોય, તો દુનિયા આગળ કહેવું કે જેથી એ દુઃખમાં ભાગ લે: કોઈ સુખી આગળ વાત કહેવાથી ઊલટો તે તો પોતાના સુખના મદમાં તમને હસી કાઢશે કે એવો ભાવ વ્યક્ત કરશે.



શિ.

### નામઘોષાસાર

શ્રી વિનોબા : યજ્ઞ પ્રકાશન, હુઝરાતપાગા વડોદરા; પાનાં ૩૬૮
કિં રૂ. ૪–૫૦

ભક્તિગ્રંથ 'નામઘોષા' આસામના ઘરેઘરનું ઘરેણું છે આસામમાં ઘરેઘરમાં શંકરદેવ, માધવદેવ ને 'નામઘોષા'નાં નામ જાણીતાં છે. અને આસામના મહાન ગણાતા સંતપુરુષ માધવદેવનો આ ભક્તિગ્રંથ હવે ગુજરાતીમાં ઉપલબ્ધ બને છે.

"નામઘોષા"માં કુલ એક હજાર ઘોષા છે. એમાંથી વિનોબાએ ચયન કરેલી ૫૦૦ ઘોષા અસમિયા ભાષામાં પણ ગુજરાતી લિપિમાં અહીં આપી છે. ગુજરાતી લિપિમાં છપાયેલી અસમિયા ઘોષાનો મર્મ થોડીક કોશિશ કરતાં પામી શકાય છે લિપિનો અંતરાય દૂર થતાં, અસમિયા અને ગુજરાતી ભાષા કેટલી બધી નજીક લાગે છે! કેટલીક ઘોષાઓ તો સંભળાવાથી સમજી શકાય છે એનું એક કારણ એ હોઈ શકે કે આ ભક્તિગ્રંથ છે ભક્તિધારાના પ્રવાહને નાતજાત, ભાષા, ધર્મ, કે પ્રાંતના ભેદ નડે ?'

(પ્રકાશકીય)

"અસમિયાનું આધ્યાત્મિક સાહિત્યનું જે બહુ થોડું અધ્યયન મારું થયું છે તેમાં 'નામઘોષા'એ મને વિશેષ આકર્ષિત કર્યો. એ પુસ્તક મેં અનેક વખત વાંચ્યું. એમાંનાં કેટલાંય વચનો મને મોઢે થઈ ગયાં. એમની સંગતિમાં મને મિત્ર સંગતિનો આનંદ થયો એનો મેં પોતાના સારુ એક સંક્ષેપ કરી લીધો જેને સૌ સાધકોના ઉપયોગને માટે પ્રકાશિત કરવાનો વિચાર થયો. અસમિયા સાહિત્યમાં તો નામઘોષા લગભગ અદ્વિતીય જ છે." (વિનોબાજી : પ્રસ્તાવનામાં)

યજ્ઞ પ્રકાશને ગુજરાતી સાહિત્યને વિનોબાજીનું આ પુસ્તક આપી સમૃદ્ધ બનાવ્યું છે. આ પ્રકારનાં આંતર ભારતી સાહિત્યિક પ્રકાશનો આજે બહુ જરૂરી છે.

### 'દિવ્યજીવન'

(શ્રી અરવિંદ : અનુ : શ્રી અંબાલાલ પુરાણી, શ્રી અરવિંદ આશ્રમ પ્રેસ પોંડિચેરી; પાનાં ૨૪૫.
રૂ. ૭–૦૦

શ્રી અરવિંદના મહાગ્રંથ 'ધી લાઈફ ડીવાઈન'નાં નવ પ્રકરણોનો શ્રી અંબુભાઈ પુરાણીએ કરેલો અનુવાદ પુસ્તક રૂપે પ્રાપ્ત થાય છે. આ નવ પ્રકરણોમાંથી પ્રથમ સાત 'દિવ્યજીવન'ના પ્રથમગ્રંથનાં પહેલાં સાત પ્રકરણો છે. બીજાં બે પ્રકરણો તે બીજા ગ્રંથનાં (૨ મું અને ૨૮મું) છે. શ્રી અરવિંદના જે ગણ્યાગાંઠ્યા સાધકો છે તેમાંના એક શ્રી પુરાણીની આ પ્રસાદી છે, અને શ્રી સુંદરમે થોડા ઘણા સુધારા સાથે રજૂ કરી છે. શ્રી સુંદરમે પણ દિવ્યજીવનનો અનુવાદ કરેલો છે અને તે "દક્ષિણા" ત્રૈમાસિકમાં હપ્તે હપ્તે પ્રગટ થતો રહ્યો છે અને પુસ્તકરૂપે તે પણ મળી રહેશે. આમ શ્રી અરવિંદની વિચારધારા તેમના જુદા જુદા આરાધકો દ્વારા પુસ્તકરૂપે મળતી રહે તો આધ્યાત્મિક સાહિત્યની દરિદ્રતા તેટલે અંશે ઓછી થશે. શ્રી અંબુભાઈ પુરાણીના આ અનુવાદમાં ભાષાની ક્લિષ્ટતા નિવારી શકાઈ હોત તો સારું હતું. અનુવાદકે એ ધ્યાનમાં રાખવાનું છે કે આરેખમ વિષયને રજૂ કરતી વખતે મૂળ લખાણની અર્થઘનતાને હળવી કરવાનો પ્રયાસ કોઈ રીતે શ્રી અરવિંદ તરફની નિષ્ઠાને અસર કરતો નથી.

### 'અભિનવ ભારતી'

દીપોત્સવી ઑક્ટો. ૭૧

(તંત્રી મોહનલાલ મહેતા–લાભુબેન મહેતા, ૯૪ મિન્ટ રોડ મુંબઈ—૧ પાના ૧૯૨ કિંમત રૂ. બે )

'અભિનવ-ભારતી'નો દીપોત્સવી અંક મોહિકાવ્યો તથા વાર્તાઓની દૃષ્ટિએ ઘણો સભર બની

આપી છે. નવલિકાઓમાં શ્રી શિવકુમાર જોશી, કુન્દનિકા કાપડીઆ, સરોજ પાઠક, દિનકર જોશી, મુરલી ઠાકુર, ચંદુલાલ સેલારકા, વિઠ્ઠલ પંડ્યા તેમજ કવિઓમાં શ્રી નાથાલાલ દવે, હીરા પાઠક, ભગવતીકુમાર શર્મા, સુન્દરમ, મકરન્દ દવે, હરીન્દ્ર દવે, રમેશ જાની, મનસુખલાલ ઝવેરી, યશવંત ત્રિવેદી, સુરેશ દલાલ, પ્રિયકાંત મણિયાર અને વેણીભાઈ પુરોહિતની રચનાઓનો લાભ મળે છે. મૌલિક કૃતિઓનું પ્રમાણ દિવાળી અંકમાં સવિશેષ છે અને ગુણવત્તાનું ધોરણ પણ સચવાઈ શક્યું છે.

અત્રે એક સૂચન કરવાનું મન થાય છે "અભિનવ ભારતી" માં મૌલિક કૃતિઓ ઓછી આવે અને ઈતરપ્રાંતીય તેમજ પરદેશી કૃતિઓ વધુ આવે તે જ ઈષ્ટ છે. આજે બધાં જ માસિકો મૌલિક આપી રહ્યાં છે અને ગુજરાતી સર્જકોની અનુભૂતિની મર્યાદા જોતાં હવે મૌલિક કૃતિઓમાં ભલીવાર જેવું દેખાતું નથી. જ્યારે ભારતની ઈતર ભાષાઓ તેમજ પરદેશી કૃતિઓ જો 'અભિનવભારતી'માં અપાતી રહે તો તેના બે સ્પષ્ટ ફાયદા છે. એક તો સર્જાતા સાહિત્યના વહેણમાં ગુજરાતી સાહિત્યની સરખામણી થઈ શકે અને વાચકોને તુલનાત્મક ખ્યાલ આવે. બીજું એ અન્ય ભાષાઓના વિકાસમાંથી ગુજરાતી લઘુતા-ગુરુતાનો અંદાજ પણ મળે. 'અર્પણનું નિવેદન' દીપોત્સવી અંકમાં વાંચીને રંજ થયો કે આ માસિક પણ ચીલાચાલુ ઢબે લોકપ્રિયતા મેળવવા અગ્રેસર બનશે તો અસામાન્યમાંથી સામાન્ય બની જશે. એ ભૂલવું ન જોઈએ કે ઇતર સાહિત્યની સમૃદ્ધિ, ગુજરાતીમાં આવે એટલે આપણા સાહિત્યની પણ સમૃદ્ધિ બની રહે છે.

શ્રી. મલ્લિકજી કૃત
અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ.... | ૧–૨૫ |
| ગીતાંજલ એક અધ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |



# વિશ્વમાનવ

સાંસ્કૃતિક સમન્વય અંગેનું માસિક : જાન્યુઆરી · ૧૯૭૨

# વૈષ્ણવજન

વર્ષ : ૧૦ ]　　　જાન્યુઆરી : ૧૯૭૨　　　[ અંક : ૧૦

## અનુક્રમણિકા





### સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. એક ટિકિટમાં વધે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો તે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા<br>પરદેશમાં સોળ શિલિંગ.

"વૈષ્ણવજન"<br>૭–રામકૃષ્ણનગર<br>રાજકોટ–૨



પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## સનાતન ગજગ્રાહ !

જ્યારથી માણસનો જન્મ આ જગતમાં થયો છે, ત્યારથી તેની બે મુખ્ય વૃત્તિઓએ–લોભ અને કરુણાએ – એક પ્રકારનું મહાભારત રચી નાખ્યું છે. અને એમ લાગે છે કે આ યુદ્ધનો અંત કોઈ દિવસ નહી આવે! પણ આંતરિક દૃષ્ટિથી જ્યારે આ યુદ્ધને જોઈએ છીએ, ત્યારે તો તે પ્રભુની લીલાનું રૂપ ધારણ કરી લે છે અને ત્યારે આ મહાભારતનું રહસ્ય થોડું ઘણુ સમજાય છે પણ ખરું.

માણસ મૂળમાં જીવ છે, પણ તેને થવુ છે શિવ. જીવનો જીવન–મંત્ર છે: 'જોઈએ, જોઈએ અને હજીયે વધારે જોઈએ.' પણ શિવનો સાધના–મંત્ર આનાથી તદ્દન ઊલટો છે. તે શ્વાસે શ્વાસે જપે છે: 'આપી દો, આપી દો; બધું જ આપી દો'. તેથી વ્યક્તિગત તેમ જ સમષ્ટિગત જીવનમાં જીવ અને શિવની લડાઈ ચાલુ જ રહે છે. પણ અંતમા વિજય કરુણામય જીવ અર્થાત્ શિવનો જ થાય છે.

લોભ જીતવાનો એક જ અકસીર રસ્તો છે, અને તે છે કરુણાનો. હિંસાથી હિંસાને જીતવાનું કામ આસુરી જીવનું છે, પણ અહિંસાથી હિંસાને જીતવા-નો ધર્મ શિવનો–ભગવાનનો છે. કરુણા આત્મશુદ્ધિ-નો કીમિયો છે. અને તે જીવને શિવ બનાવીને જ પોતાનું કામ પૂરું કરશે અને એ પ્રમાણે સ્વધર્મનું પાલન કરશે.

પરંતુ અતિશય દુઃખની વાત તો એ છે કે, લોભની વૃત્તિને રોકો અને વધારે પોષણ આપવા માટે ઘણીયે વાર ધર્મ અને નીતિનું નામ લઈને ધર્મ-પ્રચારકોએ તથા ધાર્મિક સંસ્થાઓએ અનુચિત મદદ કરી છે! જેમ કે, આપણા દેશમાં અસ્પૃશ્યતાની અમાનુષી પ્રથાને અને વિદેશમાં ગુલામીની કરમી–પ્રથાને. તેથી આપણા ગરીબ લોકો, જેમને આવો અત્યાચાર સહન કરવો પડે છે, તેઓ ફક્ત ભગવાનમાં અંધ વિશ્વાસ રાખીને જ પોતાનું જીવન પસાર કરે છે! પરંતુ તેઓમાં તેમ જ અન્ય કરુણામય લોકો-માં કોઈ એવી વ્યક્તિ જન્મે છે, જે આવા અત્યાચારનો વિરોધ પ્રાણ આપીને કરે છે. પછી તેમની કુરબાની બીજાઓને પ્રેરણારૂપ બની જાય છે અને એ રીતે ઘોર અંધકારમાં પણ પ્રકાશનાં કિરણો દેખાયાં કરે છે



શિવ એ તો નટરાજ છે! પણ તે નાચે છે ક્યાં ? સ્મશાન ભૂમિમાં. એવી જ રીતે કરુણા કે અહિંસા ચમકે છે લોભ અથવા હિંસાની ભૂમિકામાં જ. પ્રભુના કામને વેગ અને વૃદ્ધિ આપવા માટે વિરોધ તો જોઈએ જ ને ?....... ...

—ગુરુદયાલ મલ્લિક

# મારો રામ-આતમરામ

ગાંધીજી

અસહ્ય વેદનાથી પીડાતાને હું કહું છું કે 'લો રામનામ' ઊંઘ ન આવતી હોય તો પણ કહું કે 'લો રામનામ' એ રામ તે કોણ દશરથ કુંવર કે સીતાના પતિ રામ નહિ એ દેહધારી રામ નહિ જે આપણા હૃદયમાં વસે છે તે રામ દેહધારી હોય જ નહિ અંગૂઠા જેવડી વસ્તુ અને તેના પણ કેટ ઊંડાણમાં જે રામ સમાયો છે તે રામ દેહધારી હોય એમ બને નહિ અથવા તો તે કોઈ વર્ષના ચૈત્ર માસની નવમીએ જન્મ્યા એમ ન જ હોય એ તો અજન્મ છે પૃથ્વીને પેદા કરનાર છે, સંસારનો સ્વામી છે એટલે જે રામનું આપણે સ્મરણ કરવા ઈચ્છીએ છીએ અને જેનું સ્મરણ કરવું જોઈએ એ રામ આપણી કલ્પનાના રામ, બીજાની કલ્પનાના રામ નહિ

*

આપણે પૂજા કરીએ અંતર્યામીની એ અંતર્યામી જે સૌના અંતરમાં છે છતાં સૌથી જુદા છે અને સૌના સ્વામી છે એને જ વિશે આવ્યું ગયું કે નિર્બલ કે બલરામ! એમાં તો 'દુઃશાસનના નિર્બલ ભઈ ની પાગ્ વત આવી! હવે દ્રૌપદી અને દેહધારી રામનો ક્યાં મેળ ખાય? છતાં દ્રૌપદીની લાજ રાખે રામ એમ કવિએ ગાયું એમાં તો એ રામ છે જે બધાને સામાન્ય છે છતાં જેને કોઈ ઓળખી નથી શકતા તે રામનું આપણે સ્મરણ કરીએ છીએ આ અંતર્યામી રામ અને કૃષ્ણમાં ભેદ નથી

*

'શ્રી રામચંદ્ર પ્રભુ મારાથી બહુ વેગળા લાગે છે રામ તો મારા હૃદયમાં સામ્રાજ્ય ભોગવે છે જે સ્થળે મેં રામ ભરતાદિ પવિત્ર નામેનો ઉપયોગ કર્યો છે ત્યાં મારી દૃષ્ટિએ કેવળ મારી ભક્તિ જ નીતરી રહી છે જો કોઈ વૈષ્ણવ ભાઈ એવો દાવો કરે કે રામ પ્રત્યેનો તેમનો પ્રેમ મારા કરતાં વધારે છે, તો હું તેમની ઉપર રામના દરબારમાં દાવો માંડુ ને રામરાજ્યમાં મને ન્યાય મળે જ

જે પ્રેમની પરીક્ષા હનુમાને આપી હતી તેવી પરીક્ષા આપવાની મને ઇચ્છા થાય પ્રિયમાં પ્રિય વસ્તુ નિકટમાં નિકટ છે તે તો 'તું' જ હોય 'તમે' અંતરાય સૂચવે છે મારી માને મેં કોઈ દિવસ 'તમે' કહી બોલાવી જ નહોતી ને મારાથી ભૂલે પણ બોલાઈ જાત તો તે રોત કેમ કે તેનો દીકરો તેનાથી વેગળો થયો એમ તે જાણત

*

રામ તો મારે ઘેર આવ્યા છે તેને 'તમે' કહું તો કટાક્ષ કરે એમ હું જાણું છું મા નથી, બાપ નથી, ભાઈ નથી એવો હું છત્રહીન છું તેને રામ તો સર્વસ્વ છે તેનો જિવાડ્યો હું જીવું છું તેને હું સર્વ સ્ત્રીને વિશે જોઉં છું તેથી સર્વ સ્ત્રીને માતા કે બહેન સમાન સમજું છું તેને હું સર્વ પુરુષોને વિશે જોઉં છું તેથી બધાને વય પ્રમાણે બાપ, ભાઈ કે દીકરા સમાન ગણું છું તે જ રામને હું ભંગીમાં ને બ્રાહ્મણમાં જોઉં છું તેથી બંનેને વંદન કરું છું હજુ રામ મારી પાસે છતાં વેગળો જ હશે તેથી તેને તું કહીને બોલાવવો પડે છે જ્યારે તે ચોવીસે કલાક મારી પાસે જ હશે ત્યારે તો મને તુંકારવાપણું રે નહિ રહે મારી મને બીજા નહિ તુંકારના બીજા તો અનેક માનવાચક વિશેષણોથી તેને બોલાવતા તેમજ જો રામ મારો ન હોત તો તો હું પણ જરૂર મર્યાદિત રહેત પણ તે હવે મારો છે ને હું તેનો ગુલામ છું એટલે વૈષ્ણવો તેનાથી વેગળા થવાનો બોજો મારી ઉપર ન મૂકે એમ માની લઉં છું વિનયની પૂરણી માગે એ તે પ્રેમ હોય? બધી ભાષાઓમાં બધા ધર્મોમાં ઈશ્વર 'તું' જ સર્વનામે પકાર્યો છે

'આશુતોષ'

## રાષ્ટ્રની પરિપક્વતા

ભારત પાકિસ્તાન વચ્ચે યુદ્ધ છેડાઈ ગયું—૧૯૬૫ પછી ૭ વર્ષે ત્યારે નેતાઓ તેમ જ લોકોએ વધુ પરિપક્વતા બતાવી છે. ભારતના યુદ્ધકાલીન નેતા તરીકે ઈન્દિરાજીએ જે દઢ તાકાત બતાવી છે તેની નોંધ આખી દુનિયાએ લીધી છે. લોકોએ પણ આ વખતે ભય અથવા ડરની માત્રા ઘણી ઓછી બતાવી છે. ખાસ કરીને આપણી સરહદપરના લોકોએ અસાધારણ હિંમત બતાવી છે. યુદ્ધથી ટેવાઈ જવાની ખૂબ જરૂર છે. કેમકે મુસ્લીમ રાષ્ટ્રો ધર્મના નામે દુનિયામાં પોતાનો ઝંડો ફરકતો રાખવા માગે છે. આજે પણ તુર્કી, ઈરાન, સાઉદી અરેબિયા, જોર્ડન જેવા ઈસ્લામી રાષ્ટ્રો 'દુનિયાના મુસલમાન એક થાવ' એવો નારો લગાવતા સહેજ હિચકિચાટ અનુભવતા નથી. આ યુદ્ધમાં ખાસ કરીને ગૃહ મોરચે વ્યવસ્થિત, કાર્યરત અને યુદ્ધમાં મદદરૂપ રાખવા માટે શું ઉણપો દેખાઈ આવી છે તેનો અભ્યાસ કરી, શાંતિકાળમાં જ લોકોને તેની તાલીમ આપવાની શરૂઆત કરી દેવી જોઈએ. જે રીતે પૂર્વ બંગાળમાં છેવટ લગીના સામના માટે પાકિસ્તાને અપૂર્વ તૈયારીઓ કરી હતી તેવી જ રીતે, સમસ્ત મુસ્લીમ જગતનો પડકાર ઉઠાવી લેવા હવે પછી રાષ્ટ્રે ભગીરથ અને વિશાળ પ્રયત્નો કરવા પડશે. યુદ્ધમાં કેટલી ઝડપથી તાકાત ખર્ચાઈ જાય છે-વિનાશ આવી પડે છે અને ફટકા લાગે છે તે બધી જ શક્યતાઓની ગણતરી કરી તેને માટે તૈયાર રહેવાનું રહે છે. જેની ભૂખ કદી ન શમે એવો ખાઉધરો રાક્ષસ એટલે યુદ્ધ. સૈનિકો, શસ્ત્રો, દારૂગોળો, જહાજો, વિનાશિકાઓ, વિમાનો, ટેંકો, તોપો, સબમરીનો, પેટ્રોલના ભંડારો, ખાદ્યસામગ્રીના ગંજો, બાંધકામ માટેની વિપુલ સામગ્રી— આ બધું જ યુદ્ધના મોરચે તાકીદના ધોરણે જરૂરી બને છે. તેનો નાશ થાય તો તેની ખોટ બીજી જ ક્ષણે પૂરી લેવાની હોય છે. વળી સામે પક્ષે એકબીજાના દેશમાં કારખાનાઓ, વિમાની મથકો, વીજળી મથકો, વ્યવહાર અને પુરવઠા લાઈનો, રેલ્વે જંકશનો ઈત્યાદિનો નાશ કરવા જંગ ખેલે છે. બીજા વિશ્વયુદ્ધમાં જર્મનોએ બ્રિટન ઉપર સેંકડો અને હજારો વિમાનો મોકલીને તેનો જુસ્સો તોડી નાખવા કમર કસી હતી અને ચિન્સ્ટન ચર્ચિલે અતિ કપરા સંજોગો વચ્ચેથી દેશની નૌકા સહિસલામત પાર ઉતારી હતી. બ્રિટનની પ્રજાએ વર્ષો સુધી યાતનાઓ ભોગવીને યુદ્ધ પ્રયત્નોમાં મદદ કરી હતી. વાસ્તવમાં તો રાષ્ટ્રના લોકોએ દિમાગને ઠંડા રાખી, જે જ્યાં હોય ત્યાં, સૌએ ફરજ બજાવવાની હોય છે. થોડો વધુ પરિશ્રમ કરવાનો હોય છે. કેટલીક બાબતોમાં મર્યાદિત રીતે ચલાવી લેવાનું હોય છે. રાતે અંધારપટને ટેવાઈ જવાનું હોય છે. જીભ ઉપર તાળું મારી, અફવાઓ સામે કાનને બહેરા કરવાના હોય છે. હવાઈ હુમલા જેવા પ્રસંગોએ ગભરાટ વિના સ્વસ્થતાથી પ્રતિકાર કરવાનો હોય છે. આજે તો કોઈ મિત્ર રાષ્ટ્ર આપણી મદદે હોય તો સારી વાત છે. પરંતુ તદ્દન એકલા રહીને પણ યુદ્ધ લડી લેવાનો પ્રસંગ આવે તો લાંબા ગાળા સુધીની તૈયારી કરવાનું ભારતના લોકોએ શીખી લેવાનું રહેશે.

## કાવેરીના પાણી

નર્મદાના પાણીની જેમ કાવેરીના પાણી માટે મૈસુર, કેરળ અને તામીલનાડુ વચ્ચે ગજગ્રાહ ચાલે છે. છેલ્લા બે રાજ્યોએ સુપ્રિમકોર્ટને અરજ કરી કે કાવેરી ઉપર બંધ બાંધતા મૈસુરને અટકાવો પણ તે અરજી નકારી કાઢવામાં આવી છે. એટલે હવે મૈસુર પાસે જે યોજનાઓ છે તે ત્રણ જળાશયો બાંધી લેવાની તે ૧૯૭૪ સુધીમાં પૂરી કરી લેવાની રહી. મૈસુર-મદ્રાસ વચ્ચે ૧૯૨૪માં પચાસ વર્ષના કરાર થયા છે તે મુજબ તામીલનાડુને આ નદીના પાણીનો ઉપયોગ કરવાની વધુ પડતી છૂટ મળેલી છે. વળી આ કરાર પ્રમાણે મૈસુરને જેટલું પાણી વાપરવાની છૂટ મળી છે તેટલો ઉપયોગ હજુ તે કરી શકતું નથી. ૧૯૭૪ પછી આ કરારને આગળ લંબા-

વવા તામીલનાડુ આગ્રહ રાખે છે. પરંતુ મ્હૈસૂરની પોતાની જરૂરિયાતો હવેના વર્ષમાં ખૂબ વધી જવાની છે. આજે પરિસ્થિતિ એવી છે કે કાવેરીનાં પાણી તામીલનાડુ વધુ પ્રમાણમાં ઉપયોગમાં લે છે. દેખીતી રીતે જ મ્હૈસૂરને ભોગે આ પરિસ્થિતિ કાયમને માટે સંભવી શકે નહીં. તેથી જ પોતાના હકક માટે મ્હૈસૂર સજાગ બન્યું છે. સુપ્રિમ કોર્ટના ચુકાદા પછી પણ તે કેરળ તેમજ તામીલનાડુને પૂરતા પ્રમાણમાં કાવેરીનાં પાણી વાપરવાનું વચન આપે છે. ત્યાંના ગવર્નર શ્રી ધર્મવીરે કહ્યું છે કે અમારી યોજનાઓ પરિપૂર્ણ બનતાં, અમારા પાડોશીઓને પુરવઠામાં આંચ ન આવે તેની અમે તકેદારી રાખીશું. ભારતનો કોઈ ભાગ નદીના પાણીના લાભથી વંચિત રહે તે અમે કલ્પી પણ શકતા નથી સૌને સૌનો હિસ્સો મળી રહે તેજ અભિલાષા અમે સેવીએ છીએ કાવેરીનાં પાણીની આ વાત નર્મદાનાં પાણીને એ જ રીતે લાગુ પડે છે.

## વિશ્વનાથ સત્યનારાયણ

ભારતીય જ્ઞાનપીઠનો કળશ આ વર્ષે તેલુગુ સાહિત્યસ્વામી વિશ્વનાથ સત્યનારાયણ ઉપર ઢળ્યો છે તેમની માતૃભાષાના તેઓ કવિસમ્રાટ ગણાય છે નવલકથાઓ પણ તેમણે લખી છે રામાયણ ઉપરથી તેમણે તેલુગુમાં 'કલ્પવૃક્ષ' રચ્યું છે તેના પુરસ્કાર રૂપે જ્ઞાનપીઠ પારિતોષિક તેમને પ્રાપ્ત થાય છે. આંધ્ર-પ્રદેશના એક નાનકડા ગામમાં બ્રાહ્મણ કુટુંબમાં તેમનો જન્મ થયો હતો અને ૧૪ વર્ષની કુમળી વયે તેમણે સાહિત્ય સાધના આદરી હતી. વેંકટશાસ્ત્રી અને રામારાવ જેવા તેમને ગુરુ મળ્યા હતા. તેલુગુ ગદ્ય ઉપરનું તેમનું સ્વામીત્વ અદ્ભુત ગણાય છે અને આંધ્ર વિદ્યાપીઠે તેમને 'કલાપ્રપૂર્ણ'નો ઈલ્કાબ ભેટ ધર્યો છે.

જ્ઞાનપીઠનું ઈનામ મેળવનાર આ તેલુગુ કવિનો વિષય રામાયણમાંથી ઉદ્ભવે છે તે ઘણું સૂચક છે. લગભગ બધા જ સાહિત્યકારો પ્રેરણા માટે રામાયણ અને મહાભારત પાસે આવીને ઊભા રહે છે તે સ્પષ્ટ રીતે એક વાત સાબીત કરે છે કે ચિરંજીવ સાહિત્ય તેજ હોઈ શકે જેમાં જીવનનાં સનાતન મૂલ્યો સચવાઈ રહ્યાં હોય છે. આધુનિક કવિ અને કવિતાનો વળાંક જે તરફ જઈ રહ્યો છે તેનાથી જ્ઞાનપીઠ એવોર્ડની દિશા ઊલટી લાગે છે. ઉમાશંકર અને તારાશંકરની કૃતિઓએ યુગારપદનો ઝીલી બનાવ્યાં હતાં.

## સત્યાગ્રહમાં સંગીત

કેરળ રાજ્યમાં હડતાળો અને દેખાવો તેમજ રાજકીય મોરચાઓનું અસ્તિત્વ સવિશેષ છે ત્યાં આવું બધું હરહંમેશ ચાલતું હોય છે અને તેથી આ બાબત એટલી રોજીંદી બની ગઈ છે કે લોકો તેનાથી ધરાઈ ગયા છે અને તેના પ્રત્યે દુર્લક્ષ કરે છે. કેરાળામાં ૧૨૦ જેટલી કોલેજોના ૭ હજાર શિક્ષકો પ્રોફેસરોની હડતાળ બહુ અપ્રિય થઈ પડી હતી, કેમકે જો શિક્ષણ સંસ્થાઓમાંથી જ આ રોગ પ્રસરતો જાય તો ક્યાં જઈને અટકે? તેવી જ રીતે નોનગેઝેટેડ કર્મચારીઓની હડતાળ પણ લોકોમાં અકારી થઈ પડી હતી. પોતાને માટે વધુ સારી આજીવિકા ઇચ્છતા કર્મચારીઓ સામાન્ય જનતા રોજબરોજના પ્રશ્નો હાલ કરવામાં જે ઉપેક્ષા સેવે છે તે જાણ્યા પછી લોકોની નૈતિક સહાનુભૂતિ તેમના પ્રત્યે ભાગ્યે જ રહે. તાજેતરમાં ત્યાંની ત્રણ સંગીત વિદ્યાપીઠના ૧૫૦ જેટલા વિદ્યાર્થીઓએ (જેમાં મોટો ભાગ બહેનોનો હતો) સત્યાગ્રહ યોજવા માટે એક નવો જ નુસખો અજમાવ્યો અને લોકોનું ધ્યાન કેન્દ્રિત કરવા વિક્રમ સરજી દીધો. આ હતો અનોખો સંગીત સત્યાગ્રહ. અને તેમાં વિદ્યાર્થી કલાકારોએ કેળવણી પ્રધાન થી મહમદ કોયા સમક્ષ, તેમની વ્યાજબી માગણી નહીં સ્વીકારવા બદલ જાહેરમાં એક સાથે તબલા, હારમોનિયમ, સિતાર, વાયોલીન, અને શાસ્ત્રીય કંઠ સંગીતની રસલ્હાણ પીરસી ત્રિવેંદ્રમ શહેરને કૈયા સમક્ષ ઉપસ્થિત કરી દીધું હતું ! આ સંગીત યુદ્ધ દરમ્યાન રસ્તાઓ ઉપર વાહન વ્યવહાર અટવાઈ પડ્યો હતો. અનવ્યક્ત વિદ્યાર્થીઓનો સંગીતની ભાષામાં વ્યક્ત થએલા રોષે પ્રધાનશ્રીનું હૃદય પ્રફુલ્લિત કર્યા સાથે તેના ધબકાર પણ વધારી દીધા હશે. કેરળની જેમ આ પ્રકારના લલિત કલા દ્વારા થતા સત્યાગ્રહો વધુ વ્યાપક બને તો એકેડેમીએ તેને પુરસ્કારવા રહ્યાં !!

[ અનુ૦ પૃ ૪૬૪

# કર્મબળ ને સંસ્કારબળ

પ્રભુદાસ ગાંધી

ભક્તશિરોમણિ સૂરદાસજીએ ગાયું છે :

ऊधो, कर्मनकी गति न्यारी,
सब नदियां जल भरि–भरि रहीयां,
सागर केहि बिध खारी ?
उज्ज्वल पंख दिये बगुलाको,
कोयल केहि गुन कारी ?
मूरख मूरख राजे कीन्हे
पंडित फिरत भिखारी,
ऊधो कर्मन की गति न्यारी.

હે ઉદ્ધવજી ! કર્મની ગતિ વિચિત્ર જ છે. જુઓને, આટઆટલી નદીઓ મીઠાં અમૃત જેવાં પાણીથી વહ્યે જાય છે અને આ મહાસાગર જે આવડો મોટો પાણીનો ભંડાર છે, એ આખો ખારો જ ખારો છે. એવું તે કયે કારણે થયું હશે !

વળી બગલાને જુઓ તો, એની પાંખો ઉજળી દૂધ જેવી છે અને મીઠું મીઠું ગાનારી કોયલને જાણે કયે અવગુણે કાળી કાળી કોયલા જેવી બનાવી દેવામાં આવી હશે !

એ જ રીતે માણસ જાતમાં પણ મૂરખાઓને વીણી વીણીને રાજા બનાવી દેવામાં આવેલા દેખાય છે ને જે સાચા, જ્ઞાની પંડિતો છે, તેઓને ભિખારીની હાલતમાં રખડતા ફરવું પડે છે.

ખરેખર ઉદ્ધવજી ! કર્મનું જોર અનેરું જ છે.

સૂરદાસજીની આ વાત ડગલે ને પગલે સાચી અનુભવાય છે. સૂરદાસજીની પોતાની જ વાત લો. ચારસેં વરસ થઈ ગયાં તોયે સૂરદાસજીનાં રચેલાં ભજનો આજે પણ તાજાં, રસીલાં અને જોમભર્યાં આપણે અનુભવીએ છીએ. હિંદી ભાષામાં એમણે જે કળા, ભાષાની ને વિચારની પ્રતિભા, ઉપમાઓની સચોટતા તથા ભાવનાઓની કોમળતા બતાવી છે, એવી કોઈક જ બતાવી શક્યું છે જેમની જન્મભાષા હિંદી છે તેઓનાં હૈયાં સૂરદાસજીનાં ગીતોથી રસતરબોળ થઈ જાય છે, એટલું જ નહીં જેમની ભાષા હિંદી નથી તેમનેયે સૂરનાં ભજનો અખૂટ આનંદ આપે છે. આવા વિદ્વાન કલાકાર આંખે દેખતા ન હતા અને સાવ આંધળા હતા એ વાત એમનું સાહિત્ય વાંચતાં માનવામાં ન આવે એવી છે એમના સાહિત્યમાં દુનિયાના અનુભવોનું ને રોજ રોજના સંસારના વહેવારોનું ઝીણામાં ઝીણું જ્ઞાન દર્શાવવામાં આવ્યું છે. સૂરદાસજીની આંખે બગલાનો ને કોયલનો રંગ ક્યાં પરખાય એમ હતો ! પણ રોજ રોજ એ પ્રત્યક્ષ બગલો ને કોયલ જોનારાઓ કરતાં એમના જેવા પ્રજ્ઞાચક્ષુને એ વાત બહુ ખૂંચી અને સંભળાવી દીધું કે 'કર્મની ગતિ ન્યારી છે !'

એક વાર નહીં, ભૂલેચૂકે નહીં, પણ વારેવારે એવો અનુભવ થયા જ કરે છે કે કેટલાયે પ્રસંગોમાં કર્મનું ફળ સાવ અણધાર્યું જ આવે છે, અને તેમાં ખૂબ અન્યાય થયેલો જણાય છે. જ્યારે કાળજાતૂટ મહેનત કરીને કામ પાર પાડ્યું હોય ને જેટલી ચોકસાઈ ને ચતુરાઈ રાખી શકાય એટલી રાખી હોય, છતાં પરિણામ અવળું આવે ત્યારે મન સહેજે દૈવને તથા નસીબને મોટું માનવા લલચાય છે. પુરુષાર્થ કરવાની આસ્થા મોળી પડી જાય છે અને જેમ વધારે પડતી ખટાશ ખાવાથી દાંત અંબાઈ ગયા બાદ લીંબુ ને આંબલી સમી ખાટી ચીજ જોતાં જ દાંત દુખતા જણાય છે ને મનમાં કંપારી છૂટે છે, તેમ પોતાના પુરુષાર્થ પર પાણી ફરી વળેલું અનુભવ્યા પછી ફરી પાછા કમર કસીને કામે વળગી જવાની હિંમત ચાલતી જ નથી. મહેનતના વિચારથી મનમાં ધ્રુજારી આવે છે.

વાત એટલે નથી અટકતી. પોતાના શ્રમની નિષ્ફળતા મનમાં એક એવો દાહ પેદા કરે છે કે પોતા સિવાયના બીજાની સફળતા ઉદાર હૈયે ને પ્રસન્નચિત્તથી જોઈ શકાતી નથી. નિરાશા, અદેખાઈ, ડંખ, દ્વેષ, દૈયાબળતરા વગેરે

હોઠીને સૂકવી નાખનારા આવેગોમાં સપડાઈ જઈ રાતદહાડો જીવ અકળાયા કરે છે. પોતાનું આખું જીવતર ખારું-ખારું અને સંકડામણથી ભરેલું જણાય છે.

નિરાશા અને અદેખાઈનાં આ વમળો અને ભમરીઓ જ્યારે વધુ જોર કરે છે, ત્યારે આંખ ઉપર જાણે પડદો પડી જાય છે ને આગળપાછળનું કંઈ વરતાતું નથી. એમ ભાસે છે કે હવે તો લથડિયાં ખાતાં ખાતાં અને અહીંથી તહીં અફડાતાં અટવાતાં જીવનના દહાડા ગુજાર્યે જવાનું જ નસીબમાં બાકી રહ્યું છે.

આખી માણસજાત આવા ક્લેશમાં સોરાઈ રહી છે કે કેમ તે તો અધ્યયનનો વિષય છે, પણ આપણા દેશમાં ચાહે ગામડું હોય કે કસબો હોય, નાનું શહેર હોય કે મોટું નગર હોય, પ્રાંતેપ્રાંતમાં આવી કંટાળાભરેલી દશા નજરે પડે છે. મરુભૂમિમાં છાંયડી-રણદ્વીપ વધુ મળે, પણ આપણા દેશમાં ખાસ કરીને ગ્રામજીવનમાં એવું સ્થળ જવલ્લે જ મળશે, જ્યાં પોતાના કમનસીબને રોવા-ઝૂરવાનું ન ચાલતું હોય.

આપણા સમાજના સર્જકોએ તહેવારો તથા પર્વોની હારમાળા વડે વરસના બારેય મહિના ગૂંથી લીધા છે નિરાશા ખંખેરી, ઉત્સાહ ઉપજાવી, સ્નેહ વહેંચવાની ફરીફરીને લોકો આપબળ ને સંયમ કેળવે એવી વ્યવસ્થા આપણે ત્યાં છે. વસંતપંચમી, હોળી, હનુમાનજયંતી, વૈશાખી, દિવાસો, શ્રાવણી, શરદપૂનમ, દશેરા, દિવાળી અને બીજાં અનેક પર્વો મહિને મહિને નવજીવનનો ને નવીનતાનો સંદેશો સૌને સંભળાવે છે. પણ મોટે ભાગે એ બધા તહેવારો પળાતાં છતાં એમાં ઉત્સાહની ફોરમ નથી પ્રગટતી. જરાક હરખ દેખાય છે પણ તે સાવ ક્ષણિક. ઘણી ખરી વાર તો ઉત્સવો તમાચો મારીને મોઢું લાલ રાખવા જેવા નીવડે છે. હૈયામાં ઉમંગના અંકુર ફૂટતા જ નથી. ભીના કોલસાના અંગાર પર છારી વળી જાય પછી પચાસ વાર સંકોરો તોયે એ અંગારા ચેતશે નહિ, તરત જ રાખનું આવરણ ઓઢી લેશે, તેમ આપણું સમસ્ત જીવન ઉત્સાહ, આશા, ધારણા અને પ્રયાસવિહોણું થઈ પડ્યું છે.

કેમકે આપણા મનમાં વસી ગયું છે કે કર્મની ગતિ ન્યારી છે. એનો આધાર લેવા જતાં મનધાર્યું મળવાનું નથી. એટલે કે હાથપગ પછાડવાથી ઈચ્છિત વસ્તુ મળી જવાની નથી. અને તેમ છતાં કર્મનો ત્યાગ થઈ નથી શકતો. ઇચ્છાએ કર્મના ચક્કરમાં માણસ સમજથી અને અણસમજથી ઢસડાયે જ જાય છે. આપણા હાથમાંથી લગામ છૂટી ગઈ હોય, ઘોડો તોફાને ચડ્યો હોય અને જે ઘોડાગાડીમાં આપણે બેઠા હોઈએ એમાંથી ઊતરી પડવું આપણે માટે શક્ય ન હોય એટલે પછી જ્યાં અફળાવા-કુટાવાનું સરજાયું હશે, ત્યાં અફળાઈ પડવાની બીતિ સેવતા આપણે ગાડીમાં ખેંચાતા જઈએ. એવી ગફોડી સ્થિતિમાં આપણે કર્મની ગાડીમાં સપડાઈ ગયેલા છીએ.

જીવનની આ દુર્દશા ઉપર કાબૂ મેળવવો એનું નામ સંસ્કારિતા. સંસ્કારી બનવું એટલે પોતાની જીવનયાત્રાની લગામ પોતાના હાથમાં લેવી. જોઈ સમજી પોતાનો રસ્તો ચોક્કસપણે આંકી એ રસ્તે અડગતાપૂર્વક આગળ વધ્યે જવું, ગણી ગણીને પગલાં મૂકવાં. આડાઅવળા ધાક્કા વાગે ને આગળ કે પાછળ હડસેલાવું પડે, એ કંઈ જીવનયાત્રા ન કહેવાય. ચોતરફની બીક્ષમાંથી ઊગરી જઈ પોતાની શક્તિ મુજબ ડગલાં ભરવાં એનું નામ પ્રવાસ.

કર્મનો ન્યાય, કર્મનાં ફળ, કર્મનો વિપાક વગેરે વાતોની છણાવટ કરવી એ ઊંડા તત્ત્વજ્ઞાનનું કામ છે. ગીતાજી જેવા ધર્મગ્રંથોમાં કર્મના ભેદ વર્ણવેલા હોય છે અને એમાં સ્વાર્થસિદ્ધિના મનોરથ વડે કરેલાં કર્મો અને સ્વાર્થ જતો કરી કરવાને ખાતર જ કરેલાં કર્મોના ગુણદોષની ચર્ચા જાણવા મળે છે. એ ઊંડાણમાં સૌ કોઈ ઊતરી ન શકે. ઊતરે તો પૂરું સમજી ન શકે; પણ એટલું તો સૌ કોઈ શીખી ને સમજી શકે કે જીવનયાત્રા શુભ સંકલ્પવાળી બનાવી શકાય. દુનિયાના પ્રવાહમાં આપણે માથે જનમ્યાથી મર્યાં સુધીનો જે પ્રવાસ આવી પડેલો છે, તેમાં બાવરા બનીને ભટકતા ફરવા કરતાં એ પ્રવાસને આપણે આપણા ગજા પ્રમાણે ધીરતાથી

ખેડી શકીએ. આખી જીવનયાત્રા દુઃખદાયક, નિરાશામય અને અકળામણભરી નીવડે એ સ્થિતિ દૃઢ પુરુષાર્થને પ્રતાપે થોડીઘણીયે જરૂર બદલી શકીએ.

નસીબના વાવાઝોડાને નમતું ન આપતાં જો એકવાર માણસ પુરુષાર્થને પરાક્રમનું સુકાન પોતના હાથમાંથી પડતું ન મૂકવાનું ઠરાવે તો, વહેલોમોડો એને આત્મવિશ્વાસ આવે જ કે કર્મની ગાડીમાં પોતાને અનુચાર્યા તણાતું ને ભેખડાવું નથી પડતું, પણ કર્મને પોતાની રીતે હાંકવાની શક્તિ પોતાનામાં વધતી જાય છે. પછી તો સૂરદાસજીએ ગાયેલું 'કર્મની ગતિ ન્યારી !' ગાવાને બદલે આપમેળે એને કંઠમાંથી આલાપ નીકળવા લાગશે કે 'કર્મની ગતિ સારી, ત્યારે કર્મનાં પરિણામ અવળાં-ભર્યાં ન જણાતાં એનાં ફળ હૂફાળાં અને પોષક જણાવા લાગશે. બીજાની સફળતા જોઈ પોતાના હૈયામાં બળતરા નહીં ઊપડે, પણ પારકાની સફળતામાં સાથ પુરાવી પોતાનેય સફળ બનાવવાના કોડ જાગશે.

એટલે પાયાની વાત એ થઈ કે આપણને પોતાના કર્મની ગાડી યોગ્ય રીતે હાંકતાં આવડવી જોઈએ. આ આવડત જન્મની સાથે ભાગ્યે જ ઊતરી આવે છે. એ કેળવવી પડે છે. અને સોએ નવ્વાણું ટકા જ નહીં પણ હજારે નવસો નવ્વાણું ટકા એ આવડત રોજરોજ નવેસર મેળવવાની રહે છે. આપબળ વિના એ આવડત મેળવાય નહીં; પણ પોતાનું એ આપબળ જાગ્રત કરવાને પણ અનુકૂળ વાતાવરણ મળવું જોઈએ. અને એવું વાતાવરણ મેળવવા માટેનો પુરુષાર્થ થવો જોઈએ.

આવી રીતના આપબળને જે જગાડે, અંતરના ઉત્સાહને પ્રકટાવે પુરુષાર્થમય જીવન માટે શ્રદ્ધા વધારે તથા પોતાના કર્મની ગાડીને સારા-માઠા વળાંકમાં વાળતાં ને બચાવતાં શીખવે એનું નામ પાયાની કેળવણી. અને એ કેળવણી પૂજ્ય બાપુજીએ કહ્યું છે તેમ માતાના ગર્ભમાં આવ્યાથી માંડીને ચિતામાં પગ પહોંચવાની ઘડી સુધી સતત અને અખંડપણે ચાલુ રહેવી જોઈએ.

સાર એ કે કર્મબળ ઘણું જ જોરદાર છે, પણ સંસ્કારબળથી કર્મબળને પોતાના લાભમાં આણી શકાય છે : નાથ્યા વગરના આખલા નાથ્યા પછી પોતાના લાભ માટે હળે જોડી શકાય છે તેમ.

•

## હિંદુ ધર્મનો ઊર્ધ્વગામી સ્વર

હિંદી ગાન, વાદ્યવૃંદ કે નૃત્યના બધા કાર્યક્રમો વખતે તંબૂર તો ખરો જ, એનો ગુંજારવ આવશ્યક છે. એમ હિંદુ ધર્મના સર્વ વિચારોમાં એક ગુંજારવ સતત ચાલતો રહે છે : જેવી ઈશ્વરની ઈચ્છા : ધાર્યું ધણીનું થાય.' આથી દુનિયા એમ માને છે કે હિંદીઓ પ્રારબ્ધવાદી છે પરંતુ એ ભૂલ છે. સંગીતના 'સા' જેવો એ ધ્વનિ આપણા વિચારમા અને કામકાજમાં સર્વવ્યાપી છે.

ગીતાના ત્રીજા અધ્યાયમાં અર્જુન પૂછે છે : 'પાપ ખોટું છે એમ જાણ્યા છતાં લોકો એ કેમ આચરે છે ? કોણ એમને ધકેલે છે ?' ત્યારે ભગવાન એમ નથી કહેતા કે પૂર્વજન્મનાં કર્મને લીધે મનુષ્યો પ્રેરાય છે. પરંતુ કહે છે કે એ તો મનની કામનાઓને લીધે, રાગદ્વેષને લીધે, ક્રોધને લીધે માણસ તણાય છે, એને ભમાવે છે. એને જીતવા મનુષ્યે પૂરી તાકાતથી લડવું જોઈશે. એ દુશ્મનોને હણી નાખવા જોઈશે.

આ ઉત્તર બુદ્ધિપૂર્વકનો છે, હજી લગી કોઈએ આવી સમજણ આપી નથી

— રાજાજી

# પારકાના અવગુણનું સંશોધન શા માટે ?

કોઈ વ્યક્તિને નીચે ઉતારી પાડવાથી બીજી વ્યક્તિ ઊંચે ચઢી શકતી નથી, એ હકીકત વારંવાર ભૂલી જવાતી જોવાય છે.

ઘણીવાર એવું બને છે કે પોતાનામાં કાંઇ વખાણવા લાયક અમુક ઉચ્ચ પ્રકારના સદ્‌ગુણો ન હોય અને બીજી વ્યક્તિમાં તેવા સદ્‌ગુણો અગર કોઇ પણ પ્રકારના ચઢિયાતાપણાનો આવિર્ભાવ થાય તો, ગુણાનુરાગી વ્યક્તિઓ તે વ્યક્તિની અસર નીચે આવીને એક પ્રકારનો અહોભાવ અનુભવી વીરપૂજા અગર ભક્તિભાવ દાખવે છે, જ્યારે બીજા પ્રકારનાં મનુષ્યો પોતાનામાં તે સદ્‌ગુણોનો અભાવ છે એમ જોઇ ઇર્ષાળુ બને છે, અને તે અદેખાઈની આગને બૂઝવવા માટે પેલી વ્યક્તિના છિદ્રો ખોળવામાં તન્મય બને છે. તે વખતે એ વાત સાવ ભુલાઈ જાય છે કે ચઢિયાતા પ્રકારની વ્યક્તિના દોષો શોધીને તે તરફ બીજાનું ધ્યાન દોરવા ગમે તેટલા પ્રયત્નશીલ રહેશો, તેથી કદાચ જ તે વ્યક્તિ માટેનું માન ઓછું કરાવી શકાશે, પરતુ તેમ કર્યાથી છિદ્રશોધક વ્યક્તિ પોતે શી રીતે વધુ સન્માનને પાત્ર બનશે ?

દોષોની, ઊણપોની કે ખામીઓની યાદી ગમે તેટલી લાંબી બનાવીને રજૂ કરાશે, છતાં બીજી તરફ તે વ્યક્તિના સદ્‌ગુણો અને પ્રશસ્ય વૃત્તિઓની યાદી પણ કયાં રજૂ નથી થઈ જતી ? એ રીતે લોકો પોતે પોતાની મેળે પોતાની પ્રશંસાનું સ્થાન ખોળી લે છે.

ઘણી વાર એવું જોવા મળે છે કે સ્ત્રીઓ નાનું મન રાખે છે, અને પોતાના નિકટના વર્તુળમાં વસતી સ્ત્રીની કીર્તિ તે જીરવી શકતી નથી. ન્યૂયોર્ક કે મોસ્કોમાં વસતી મહાન સ્ત્રીના તે ગુણાનુરાગી બની શકે છે, ગુજરાતમાં વસતી સ્ત્રી બંગાળ કે પંજાબની નારીની મહત્તાનું મૂલ્યાંકન કરી જાણે છે, પરતુ પોતાના પ્રાન્તની સ્ત્રીના સદ્‌ગુણો અગર બાહોશીની પ્રશંસા તેને ગળે ઓછી ઊતરે છે. તેમાં પણ જો તેવી સ્ત્રી તેના પોતાના જ ગામમાં અને વળી પોતાના જ લત્તામાં રહેતી હોય તો તેના તમામ ગુણ વીસરી જઇ, તેના છિદ્રોનું સંશોધન કરવામાં તે મશગૂલ બની જાય છે.

આ પ્રકારની માનસિક સંકુચિતતા કદાચ સ્ત્રીઓમાં વધારે પ્રચલિત હોય એવું લાગે છે. આવું માનસ ધરાવતી સ્ત્રીઓએ સમજી જવું આવશ્યક છે કે ઉદાત્ત સદ્‌ગુણો ધરાવતી કોઈ નારીને તેના ઉચ્ચાસન ઉપરથી ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરવાથી, તેવી સ્ત્રીઓનું પોતાનું જે કાંઇ નાનું મોટું આસન હશે, તે જ ડોલાયમાન થવાનો સંભવ રહે છે. જે પારકાની મહત્તા જીરવી શકવા અસમર્થ છે, તે પોતે ઘણાં ફાંફાં માર્યાં છતાં મહત્તા કે ચિરંજીવ લોકપ્રિયતાની પ્રાપ્તિ કરવામાં સદા નિષ્ફળ જાય છે.

ગુણના સદા અનુરાગી રહીએ. સંસ્કૃતમાં એક જાણીતી ઉક્તિ છે કે.

ગુણાઃ પૂજાસ્થનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વય. ॥

અનેક વાર ઉચ્ચારાઇ ગયા છતાં આ ઉક્તિમાં સનાતન સત્ય સમાયેલું હોઈ તેનું રટણ મનમાં થતા રહેશું તો લાભ પામીશું.

લોકપ્રિયતા, સુકીર્તિ વગેરે પોતાનામાં રહેલા ગુણોને લીધે જ મળી શકે, પારકાના અવગુણોનું સંશોધન કર્યાથી હજી સુધી કોઈ મહાન બનેલું જાણ્યું નથી.

# શિવની કલ્પના

રોહિત મહેતા

અસંખ્ય વિદ્વાનોએ કવિતાની પરિભાષા કરવાની ચેષ્ટા કરી, પરંતુ કોઈપણ પૂર્ણ સ્વરૂપથી સફળ થઈ શક્યું નહિ. પ્રત્યેક વિદ્વાન એટલું તો ચોક્કસ સમજે છે કે સાચી કવિતા કલ્પના શક્તિની અમર ભાષા છે; કલ્પના શક્તિ જેટલી ભવ્ય અને ઉચ્ચ હશે એટલી જ પ્રબળ અને મહાન એની ભાષાકવિતા હશે. આપણા પૂર્વજો-ઋષિઓની કલ્પનાશક્તિનો પ્રસાદ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે એ જેટલા મહાન અને ભવ્ય છે એટલી અથવા એનાથી યે વધારે એમની કલ્પના શક્તિ પણ હોવી જ જોઈએ.

હિંદુઓના આદિ દેવ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છે. બ્રહ્મા સૃષ્ટિના ઉત્પન્ન-કર્તા છે, વિષ્ણુ એ સૃષ્ટિના પોષક છે અને શિવ એનો નાશ કરનાર છે. બ્રહ્માની ઉત્પત્તિ કમળમાંથી બતાવી છે કમળ એ કોમળ ભાવોનું સૂચક છે. કોમળ ભાવોથી પ્રેરિત બનીને પ્રાણીમાત્ર પ્રજાસમૃદ્ધિ વધારવાના કોડ ધરે છે, કઠોર ભાવો-ઈર્ષ્યા, દ્વેષ, ક્રોધથી પ્રેરિત બનીને નહિ. વિષ્ણુ એ પ્રજાનું કાળજીપૂર્વક પોષણ કરે છે એમનું સ્થાન છે ક્ષીરસાગરના તરંગો ઉપર, વિષ-કુંડમાં નહિ. ક્ષીર પ્રાણી માત્રને લાભદાયક છે, શેષ-નાગ જે ઉગ્ર ઘાતક શક્તિ છે, ફૂંફાડા મારતી ફેણોના પંખા પાથરી છત્ર બની તેમની રક્ષા કરે છે. જરા અદ્ધર તોળાઈને મૃત્યુ માણસની સાથે સદૈવ રહે છે, પણ થોડે દૂર રહે છે કેવળ અંત સમય આવેલો જાણીને એ તેને આલિંગન કરે છે લક્ષ્મીજી-ધન વિષ્ણુના પગ આગળ બેઠાં છે.

શિવના કલ્પિત શરીરમાં ઘાતક શક્તિઓને એકત્ર કરવામાં પ્રાચીન કવિઓએ આશ્ચર્યજનક કામ કર્યું છે એમની જટામાં ગંગાજી છે કરોડો વિઘા જમીનને જલપ્રદાનથી શીતળ કરી અન્ન ઉગાડનારૂં રૂપ એમનું અહીં નથી, અહીં તો કોઈ ઉગ્ર સ્વરૂપમાં જે સ્વરૂપે ભગીરથની પ્રાર્થના પર પ્રસન્ન થઈ તે ભૂમિ પર ઊતર્યાં હતાં,-જગતને ડારતાં બેઠાં છે. શિવની આંખોમાં પ્રલય છે, હાથ પહોળા થાય છે ત્યાં અનેક માતાઓના ખોળા નિઃસંતાન બની જાય છે. કાળના લબકારા જેવી જીભ જે ઘડીએ શિખરની કરાડ જેવા હોઠ વચ્ચે થઈને બહાર આવે છે ત્યારે અસંખ્ય સૌભાગ્યવતીઓનાં લલાટનું કુંકુમ ભૂંસઈ જાય છે. પગ પછડાય છે ને ધરતીકંપ થાય છે શ્વાસે શ્વાસે જ્વાળામુખીનો અગ્નિરસ પથરાતો હોય છે પોકાર ઊઠે છે: વિનાશ! વિનાશ! એમના મસ્તક ઉપર ચંદ્રમા છે. ગ્રીકનાં પુરાણોમાં એક કથા છે, પૂર્ણિમાને દિવસે પાગલ પ્રાણીઓની જમાત એમની કને એકઠી થાય છે. તે કોને કચડી નાખે છે એની એને પોતાને ખબર નથી રહેતી. બાળક, વૃદ્ધ કે યુવાન એને કશી દરકાર જ નથી. હાથમાં આવ્યું તેનો હોળિયો.

જ્યારે વિષ્ણુની ચારેકોર ક્ષીરસાગર નાચે છે, ત્યારે અહીં ભોળાનાથના કંઠમાં હળાહળ ભર્યું હોય. ભાંગ-ધતૂરો વગેરે મનુષ્યનો-પ્રાણીમાત્રનો વિનાશ કરનારી વસ્તુઓ એમનું પ્રિય ભોજન છે. વિધાતાનું ભૂમિભાર ઉતારવાનું અમોઘ શસ્ત્ર શરીરધારીઓનો સાક્ષાત્ કાળ-સર્પ એમના ગળામાં છે. પૂર્વજોનો વિશ્વાસ હતો અને આજનો તથા થિયૉસૉફિસ્ટોનો આજ પણ વિશ્વાસ છે કે પિશાચ તથા ભૂત જેને કેડે પડે છે તેનો નાશ કર્યા વિના છોડતાં નથી. આ બધા પિશાચો અને ભૂતજનો એમના પરમ સેવકો છે.

પોઠિયો એ એમનું વાહન છે. આ પ્રાણી પણ એટલું જ ભયંકર અને વિનાશી છે. બીજા બળદની જેમ એ ખેતરમાં અન્ન ઉત્પન્ન કરાવવાના કાર્યમાં નથી જોડાતું, પણ ફળદ્રુપ થયેલાં ખેતરોને ઉજ્જડ કરવાના કામમાં રોકાયેલું હોય છે અને કેટલાંક ઉપયોગી જીવોનો પ્રબળ શિંગડાં વતી નાશ કરે છે. તાંડવનૃત્ય એ શિવનો મનોરંજક વિષય છે. વાસનાનું

એ કદુ વેરી છે. ક્યાં વાસના અને ક્યાં મૃત્યુ મૃત્યુની સામે મદાંધ વાસનાવિહારીઓની વાસના પણ નષ્ટ થઈ જાય છે મૃત્યુ નઠારી ઇચ્છાઓને બાળીને ખાખ કરી દે છે.

ગૌરી એ શિવનાં ધર્મપત્ની છે. એમનું વાહન સિંહ છે. એમના પુત્રો ગણેશ-કાર્તિકેયનાં વાહન પણ ઘણાં જ વિચિત્ર અને આશ્ચર્ય પમાડે એવાં છે. શિવની આ કલ્પના અહીં જેટલી ભયંકર અને ભય ઉત્પન્ન કરનારી છે એટલી કોમળ અને કલ્યાણકારી પણ છે. શિવે આવી વસ્તુઓ તથા હળાહળ અને સર્પ પોતાની પાસે શા માટે રાખ્યાં હતાં તેનો ખુલાસો અત્યારે દૃષ્ટાંતો આપીને કરાય તેમ નથી. જગતની ભ્રમણાઓને વશ કરી કમે કમે એનો ઉચ્છેદ કરવા માટે જ તેમણે એ અવધૂત રૂપ સ્વીકાર્યું હતું. એમનો અતિ ઉગ્ર છતાં નિખાલસ સ્વભાવ એમના પ્રતિ ઘૃણા ઉત્પન્ન કરાવતાં કાયરનાં મનને પાછું વાળી દે છે. શિવ સંહારક છે એટલા ઉદ્ધારક પણ છે. એમની પ્રત્યેક પ્રકૃતિ જોઈને વચ્ચે અનેક વિરોધી તત્ત્વો આવતાં છતાં ભાવિક આખી જીવન સમૃદ્ધિને એમના ચરણે ધરી દેવા તત્પર થાય છે. તપશ્ચર્યા એકઠો કરીને એકને હાથે જગતના મજબૂત મૂળિયાને હચમચાવવાની શક્તિ શિવમાં છે. અને આપણા સૌમાં એ વારસો ઊતરો એવી એમની અંતરે ઇચ્છા પણ છે—હશે જ.



## ગાંધીજીએ શીખવેલા પાઠો !

'ગાંધીજીને લગતા કોઇ પણ સમારંભમાં હાજરી આપવાનું હું જ્યારે જ્યારે સ્વીકારું છું, ત્યારે હું એક જાતની મુશ્કેલી અનુભવું છું. ગાંધીજીને લગતો કોઇ પણ વિચાર મારા ચિત્તને જુદા જુદા વિચારોથી ભરી દે છે અને મારા ચિત્તને ગૂંચવી નાખે છે. અમુક પરિસ્થિતિમાં ગાંધીજીએ શા પ્રત્યાઘાત દાખવ્યા હોત, અમુક પરિસ્થિતિમા એમણે શી સલાહ આપી હોત અને એ સંભવિત સલાહની અપેક્ષાએ આપણે કેટલા નીચે ઊતર્યા છીએ, આવા બધા વિચારો મને આવે છે. હું માનું છુ કે આવી મુશ્કેલી બીજાઓ પણ કદાચ અનુભવતા હશે.

ગાંધીજીએ પસંદ કર્યાં હતાં તેવાં ઉચ્ચ ધોરણો અનુસાર હું વર્તી શકીશ એમ તો અલબત્ત, હું નથી ધારી શકતો, એમ છતાંય આ ખ્યાલ તો મને આવે જ છે-વારંવાર આવે છે કે અત્યારની પેઢીના આપણે ગાંધીજીના ઉપદેશ કેટલે અંશે આચરી રહ્યા છીએ ? આપણે જ્યારે ગાંધીજી વિષે વાત કરીએ છીએ ત્યારે ખરેખર આપણે ક્યાં છીએ, કઇ સપાટી પર છીએ, એમ તો મને લાગે જ છે. આપણે ઘણા બધા શબ્દોમાં આ બધી વાતો કરીએ છીએ, પણ તે પ્રમાણે વર્તી શકતા નથી આ એક મહામોટી સમસ્યા છે. હું પોતે જ જ્યારે એનો ઉકેલ કરી શકતો નથી ત્યારે બીજાઓને મારે શી સલાહ આપવી ? તે મને સમજાતું નથી ગાંધીજી આપણી કલ્પના કરતાં પણ વધારે મહાન હતા. તમે સહુ વિગતોમાં ગૂંચવાયેલા રહીને ગાંધીજીએ શિખવેલા મહત્ત્વના પાઠ ભૂલી જશો નહિ. ગાંધીજીને સતત ખ્યાલમાં રાખવાથી આપણાં કાર્યોમાં સુધારણા થાય છે એટલું જ નહિ પણ સાચા અને સ્વતંત્ર નિર્ણયો પર આવવામાં સહાયતા થાય છે.'

—જવાહરલાલ નહેરુ

# આપણા આંગણાંનાં પંચ મહાકાવ્યો

નરોત્તમ પલાણ

કાવ્યના હેતુ તરીકે સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓએ ઉપદેશ અને આનંદને ગણાવેલ છે. મમ્મટ 'કાન્તાની માફક ઉપદેશ' એવો સુધારો મૂકી આનંદની સાથે ઘણા જ રસપૂર્વક યા સહૃદયીનાથી ઉપદેશ કરવાનું કાર્ય કાવ્યશિરે મૂકે છે. આપણી આજુબાજુની-આંગણાની સૃષ્ટિમાંથી આ ધર્મો પૂરા પાડતા કોઇને નિરખવા જઈએ તો પહેલી જ નજર-જો આપણે પ્રકૃતિપ્રેમી-સુંદરતાભિમુખ હોઇએ તો વૃક્ષો ઉપર જ જવાની! અને સાચે જ, વૃક્ષો આપણા આંગણાનાં કાવ્યો સમા છે. નાના ફૂલછોડને તમે મુક્તક કહી શકો! ગુલાબ, ડોલર જેવા સહેજ મોટા રોપાઓને સૉનેટ અને ચંપા જેવાને ઊર્મિકાવ્ય તથા જાઈ આદિ લતાઓને ગઝલની ઉપમા આપી શકાય. કેળ, પોપૈયા ખંડકાવ્યો છે તો વડ, પીપળો, આંબો, આસોપાલવ, આંબલી, આપણા આંગણાંના મહાકાવ્યો છે!

આપણે મોટે ભાગે આંખો બંધ કરીને જ જીવનાર પ્રજા છીએ. શાળાએ જતા વિદ્યાર્થીને શાળાના પ્રાંગણમાં ઊભેલા વૃક્ષો તરફ પ્રશ્નની નજર નથી, તેમ સામાન્યજનને આંગણાના લ્હેરાતાં તરુવરો પ્રતિ જિજ્ઞાસાનો ભાવ નથી. રાતદિન આંગણામાં સ્થિર વૃક્ષો અસલ ક્યાંના છે? ક્યાંથી આવ્યા? કેમ ઉછરે છે તથા કેટલું જીવે છે એનું જ્ઞાન મેળવવા આપણે કદિ ઉત્સુક જણાતા નથી.

વડ આપણને અતિ પરિચિત એવું વિશાળકાય વૃક્ષ છે. એની વડવાઈઓ, લીલા પાન, દૂધાળી ડાળીઓ અને લાલ ટેટા-દરેક માનવીના શૈશવ સ્મરણોને પોતાની ઘટામાં ભરીને ગામને પાદર કે માર્ગ પર લ્હેરાતાં હોય છે. આજે તો સંપૂર્ણ હિન્દનું જ ગણાતું આ વૃક્ષ કદાચ એના પાલક આર્યોની સાથે જ ઇરાનમાંથી ભારતમાં આવેલું છે. તેનું 'બનયન ટ્રી' એવું નામ ઈરાનના વેપારીઓ 'બનિયા' જે વૃક્ષ નીચે બેસી વેપાર કરતા તે પરથી પડેલું છે! આપણે ત્યાં પુરાણ કાળમાં તેનું 'વટવૃક્ષ' લેખે અપૂર્વ મહત્ત્વ જણાય છે. પૂજા અને પ્રાર્થના માટે તે જરૂરનું પૂરવાર થયું છે. કહેવાય છે કે ભારતની કોઇ પણ ભાષા વડના કાવ્ય વિનાની નથી. ભારતનાં વૃક્ષોના અભ્યાસી ડૉ. સન્તપાઉ કલકત્તાના રોયલ બોટેનિક ગાર્ડનના વડની માહિતી આપતા લખે છે કે એ વૃક્ષનું પંદર મીટર ઘેરાવાનું હતું! તેની વડવાઇઓની સંખ્યા હજારથીય વધારે હતી! ચારે તરફ થઇને તેનો ઘેરાવો લગભગ ચારસો મીટરનો હતો!!

પીપળો અશ્વત્થામાના મૃત્યુને કારણે પિતૃઓનું સ્થાનક મનાયો છે અને અદ્યાપિ તેને શ્રદ્ધાભક્તિથી પાણી રેડવામાં આવે છે. અધિક માસ પીપળાપૂજનના ખાસ વિધિથી આપણે ત્યાં ધાર્મિક મહત્વ પામેલો છે. હિન્દુધર્મની જેમ બુદ્ધધર્મીઓનું પણ આ ધાર્મિક વૃક્ષ છે. અંગ્રેજીમાં તેનું 'રિલિજીઓસા' નામ ધર્મસ્થળ નજીક તે મળતો હોવાને કારણે પડેલું જણાય છે. ચમકીલી કુમળી ડાળખીઓ ઉપર નાના પેપળા અને અંડાકાર સુંવાળા સુંદર પાન જોવા જેટલા ગમે છે તેટલું તેનું ખડખચડું થડ જોવું ગમતું નથી. ડૉ. સન્તપાઉ પીપળના આયુષ્ય વિશે એક આશ્ચર્યકારક હકીકત નોંધે છે કે ઈ. સ. પૂર્વે ૨૮૮માં હિન્દથી લંકા લઇ જવાયેલો પીપળો ઈ. સ. ૧૮૫૨માં હયાત હતો!' મતલબ્ કે તે પીપળો ૨૧૪૦ વર્ષ જીવ્યો!

આંબો ભારતમાં સર્વત્ર પ્રાપ્ય છે. તેનું મૂળ સ્થાન અગ્નિ એશિયા અને મલાયા મનાયું છે. ભારતમાં તેનો ફેલાવો આસામમાંથી થયો હોવાનું વનસ્પતિશાસ્ત્રીઓ કહે છે. આપણા શિલ્પ સાહિત્યમાં હજારો વર્ષ થયાં આંબો જોવા મળે છે. પુરાણકાળનું 'કલ્પવૃક્ષ' કદાચ આંબો જ હશે. કાલિદાસ તેની પુષ્પમંજરીને કામદેવનું બાણ કહે છે. શિલ્પ તરીકે તેનું પહેલવહેલું અંકન ઈ. સ.

પૂર્વેના સાંચીના સ્તૂપમાં જોવા મળે છે. ફળોના રાજા તરીકે કેરી આપણે ત્યાં સુપ્રસિદ્ધ છે. ડૉ. સન્તપાઉ માત્ર ભારતમાં જ કેરીની ૫૦૦ જાતો નોંધે છે તેમાંથી આંધ્રની 'તેન્નુરુ' કેરી એક કિલોગ્રામથી વધારે વજનમાં અને વીસ સે. મી..થી વધારે લાંબી હોવાનું કહે છે.

આસોપાલવ સૌંદર્યની દૃષ્ટિએ ઘણું જ લોકપ્રિય બનેલું વૃક્ષ છે ઘણા પ્રયોગો પછી આ વૃક્ષને સીધું વધારી શકાય છે અને તેથી શહેરમાં ટૂંકી જગ્યાવાળા આંગણામાં પણ તે જોવા મળે છે. વડ અને પીપળા પછી આસોપાલવ આપણું પવિત્ર મનાતું વૃક્ષ છે. શુભ અવસરે કે તહેવારમાં તેના પાનના તોરણ આપણા દ્વારને શોભાવનાર બની રહે છે. સાંકડા, લાંબા, ચમકીલા લીલા પાન આપણી અધ્યાત્મ દૃષ્ટિને તેમ સૌંદર્ય દૃષ્ટિને પણ સતર્પક જણાયા છે. પંદર મીટર કે તેથી પણ વધારે ઊંચાઈમાં આસોપાલવ પણ આપણે ત્યાં નોંધાયેલા છે.

આંબલી અસલ હિન્દનું જ વૃક્ષ મનાયું છે. ફારસીમાં તમર-ઈ-હિન્દ (હિન્દનું ખજૂર) નામ આંબલીનો ઉદ્ભવ હિન્દમાં જ થયો હોવાનું કહી જાય છે. મોહક દેખાવનું આ વૃક્ષ આપણા ગામડાંઓને બહુ જ જાણીતું અને ચિત્રવિચિત્ર માન્યતાઓના ઘર સમુ ભાસે છે. ભૂતનો વાસ સામાન્યતઃ આંબલી મનાય છે. સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરી ઘુમલી એક વખત 'ભૂતની આંમલી' તરીકે જાણીતી હતી! 'ભૂતની આંમલી' ઉપરથી જ ભૂમલી અને ઘુમલી શબ્દ થયાનો રસિક ઇતિહાસ પણ સાંપડે છે. ડૉ. સન્તપાઉ નોંધે છે કે આંબલીના પાંદડામાં એક જાતનો તેજાબ રહેલો છે જેથી તેની નીચે સૂવું અપશુકનિયાળ મનાયું હશે. કાતરાની ખટાશ અને લાકડાના મજબૂતપણાને લીધે તે ઘણું જ ઉપયોગી વૃક્ષ થઈ પડ્યું છે.

વૃક્ષોની આ સામાન્ય માહિતીથી એનો પરિચય પૂર્ણ થતો નથી. સંધ્યા ઉષાના આછા પ્રકાશમાં કે બળબળતા બપોરે અનેક રંગી પંખીનો મેળો એની ઘટામાં હિલ્લોળા ચડ્યો હોય ત્યારે એની છાયા તળે બેઘડી આરામ લેવાનું લાગ્ય પ્રાપ્ત થાય તો જ સૃષ્ટિના એક પરમ હિતકારી અદ્ભુત તત્ત્વનો સાક્ષાત્કાર આપણા મુખમાં એક ઉદ્ગાર મૂકી જાય કે સાચે જ, વૃક્ષનો આસ્વાદ એ મહાકાવ્યનો આસ્વાદ છે. જીવતરની ધન્યતા છે!

*

## ધર્મનું ખરું રહસ્ય

વનવાસ કરતાં સતી દ્રૌપદીના મુખ પર એકાએક ખિન્નતા આવી ગઈ.

બાજુમાં જ ધર્મરાજ યુધિષ્ઠિર બેઠા હતા. તેમનાથી આ ફેરફાર અજાણ્યો ન રહ્યો.

તેમણે પૂછ્યું. 'સતી, વદન એકાએક ખિન્ન કેમ બની ગયું?'

'કંઈ નથી, નાથ!'

'કંઈ તો જરૂર છે.' યુધિષ્ઠિરે આગ્રહ કર્યો.

દ્રૌપદીએ કહ્યું: 'મહારાજ! મને વિચાર આવે છે કે આપ દિનરાત ધર્મ જ કરતા રહો છો, છતાં આ ઘોર જંગલમાં ભાઈઓની સાથે અપાર સંકટો અને દુ:ખો સહન કરવાં પડે છે.'

'હશે.'

'અને આ કૌરવો નિરંતર અધર્મ જ કર્યા કરે છે; છતાં તેઓ આનંદથી હસ્તિનાપુરમાં રાજ્ય કરે છે. આમ ધર્મથી ચાલવાનું ફળ જો દુખ જ હોય, તો બીજા ધર્મનું આચરણ કેવી રીતે કરશે!'

યુધિષ્ઠિરે માર્મિક હાસ્ય કરતાં કહ્યુ: 'સતી, હું તો ધર્મનું આચરણ કરું છું, તે તેનું ફળ મેળવવા માટે નહિ, પણ મારું કર્તવ્ય પૂરું કરવા માટે જ કરું છું. જે માણસ ધર્મ કરવાથી સારું ફળ મળશે, એવી લાલચથી ધર્મનું આચરણ કરે છે, તે ધર્મ કરતો જ નથી. એ તો વેપાર થયો. ગણાય: ધર્મને ક્ષુદ્ર ફળની લાલચમાં વેચવા જેવું થયું. ધર્મ પોતે જ ધર્મના આચરણનું ફળ છે.'

દ્રૌપદીની સમજમાં તે દિવસે ધર્મનું ખરું રહસ્ય આવ્યું.

પ્રેમચંદના ઉપન્યાસમાં જીવનની બાહ્ય પરિસ્થિતિની ભૂમિ પર બાહ્ય ઘટનાઓ દ્વારા ઉપસતાં પાત્રોનું ચરિત્ર-ચિત્રણ આપણને મળે છે. આ પ્રકારનું ચરિત્ર-ચિત્રણ, આજની મનોવૈજ્ઞાનિક ભાષામાં જેને સચેત મન કહેવામાં આવે છે, તે બાહ્ય મન સુધી જ સીમિત રહે છે. મનના અતલ ઊંડાણમાંથી ઊઠતાં તોફાનો સાથે તેને કંઈ પણ સંબંધ નથી રહેતો.

એવું નથી કે પ્રેમચંદે પોતાના પાત્રોનાં મનમાં ઊઠતી ભાવનાઓના આવેગોનું વર્ણન નથી કર્યું. પરંતુ આ આવેગ મનની ઉપરની સપાટીના જ છે. હર્ષ-અમર્ષ, ભય-ઉલ્લાસ, ઉદાસીનતા અને સ્ફૂર્તિ-આ આવેગ માત્ર મનુષ્યમાં જ નહિ, દરેક ઉચ્ચ પ્રાણીઓમાં જોઈ શકાય છે મનુષ્યની ઉન્નત ભાવનાત્મક અનુભૂતિ અને વિકસિત બૌદ્ધિક જ્ઞાન તેને, તે સાધારણ મનોવેગો સુધી જવાને, તેના મૂળ કારણોની શોધ કરવાને, તેમ જ તેનાથી છુટકારો મેળવવાને, પ્રેરણા આપ્યા કરે છે સ્વયં પ્રેમચંદે પણ આ આવેગોની પૃષ્ઠ ભૂમિમાં છુપાયેલી મનની ચક્ર ગ્રંથિઓનું મહત્ત્વ માન્યું છે. 'ગબન' અને 'ગોદાન'માં એનાં સ્પષ્ટ પ્રમાણ મળી રહે છે. પરંતુ પ્રધાનતયા તે બહારની ઘટનાઓ અને મનની ઉપરની જ અનુભૂતિઓથી ગૂંથતા રહ્યાં.

પ્રેમચંદજી પછીના લેખકો, પોતાના પાત્રોના અંતર્મુખી વ્યક્તિત્વને સૂક્ષ્મ મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ દ્વારા રજૂ કરવાના પ્રયત્નોમાં ખૂબ જ જાગ્રત દેખાયા છે આનું મુખ્ય કારણ તો એ છે કે પ્રેમચંદજી પછીના યુગમાં એક બાજુ સામાજિક ચેતનાનો વિકાસ થઈ રહ્યો, તો બીજી બાજુ વ્યક્તિની ભાવનાત્મક અને બૌદ્ધિક ચેતનાનો પણ વિકાસ થતો હતો આ ચેતનાઓના સંઘર્ષનું પરિણામ એ આવ્યું કે વાર્તાકાર, બાહ્ય જગતની ઘટનાઓ અને પરિસ્થિતિઓને અંતર જગતના અનુભવના પ્રકાશમાં જોવા લાગ્યા. તેઓને એ ખ્યાલ આવ્યો કે બહારની ઘટનાઓ અને પરિસ્થિતિઓનું કંઈ પણ મહત્ત્વ નથી, કારણ કે એની મૂળ સંચાલન કરનાર શક્તિ વ્યક્તિઓના અંતરતમાં નિવાસ કરે છે, એટલે પ્રેમચંદ પછીના યુગના વાર્તાકારોએ એવું વિચાર્યું કે તે મૂળ પ્રેરક તત્ત્વોની શોધખોળ શા માટે ન કરવી ?'

આ નવા યુગની નવી શૈલીના ઉપન્યાસોમાં પ્રથમ હતાં 'મૃણાલમયી' એ એવે સમય આવી કે જ્યારે એકબાજુ પ્રેમચંદની 'રંગભૂમિ'નો પ્રભાવ હિન્દીજગત પર છવાયો હતો. અને બીજી બાજુ પ્રસાદનો 'કંકાલ'-એક જુદી જ ભૂમિ પર ઊભા રહીને વાચકોને નવી જ ઔપન્યાસિક દૃષ્ટિ આપી રહ્યાં હતાં. બન્ને વચ્ચે ઘણું અંતર છે, રંગભૂમિમાં જ્યાં એક નૈતિક સદાચારપૂર્ણ સામાજિક આદર્શની શોધ છે, તો 'કંકાલ'માં ચરિત્રહીન દયનીય જીવનની વાસ્તવિકતા અને સમાજના નિરાધાર આદર્શોના સંઘર્ષનું ચિત્રણ પ્રધાનરૂપે મળે છે.

આવો તફાવત હોવા છતાં બન્નેમાં સામ્ય પણ છે. બન્નેમાં જીવનની બાહ્ય પરિસ્થિતિ અને બાહ્ય ઘટનાઓને જ પ્રાધાન્ય અપાયું છે. 'મૃણાલમયી'માં બાહ્ય સ્થિતિ ગૌણ બની છે જ્યારે વ્યક્તિના અંતર્મનમાં થતી પ્રતિક્રિયા પ્રમુખ છે-એ એક નવી દિશાનો સંકેત છે.

થોડા સમય પછી જૈનેન્દ્રની નવી રચના 'પરખ'ની પ્રસિદ્ધિથી આ નવી દિશા વધુ સ્પષ્ટ બની-જે પછીથી 'સુનીતા' અને 'ત્યાગપત્ર'માં સુવિકસિત સ્વરૂપે પહોંચી જૈનેન્દ્રની આ ઉપન્યાસોમાં બાહ્ય પરિસ્થિતિઓને કારણે અંતર્મનમાં થતાં આઘાત-પ્રત્યાઘાતનું મહત્ત્વ, તે મૂળ પરિસ્થિતિ અથવા ઘટના કરતાં વિશેષ ઉપસીને સામે આવે છે. ઉદાહરણ તરીકે 'ત્યાગપત્ર' લઈએ. આ ઉપન્યાસમાં તેની નાયિકા મૃણાલના જીવનમાં બનનારી મુખ્ય ઘટનાઓ

તરફ લેખક માત્ર ઈશારો જ કરે છે, તેનું વર્ણન કરતાં નથી. લેખકને પોતાની એ નાયિકાના જીવનમાં બનનારી ઘટનાઓની પ્રતિક્રિયામાં વધુ દિલચસ્પી છે. તેણીના લગ્નનો તેમ જ પતિ સાથેના જીવન દ્વારા થવાની જે ઘટનાઓ તરફ તેમણે ફક્ત ઉલ્લેખ જ કર્યો છે.

પરંતુ અણગમતાં લગ્નની જે ભીષણ પ્રતિક્રિયા મૃણાલ સહન કરી રહી છે, જીવનની ત્વરાથી બદલાતી પરિસ્થિતિઓની વચ્ચે રહેનારી અવચેતના વચ્ચે જે અદમ્ય હાહાકાર સર્જાય છે, તેને લેખકે અત્યંત કુશળતાથી પોતાની તીક્ષ્ણ અંતરદૃષ્ટિના પ્રકાશમાં સ્પષ્ટ કરેલ છે. લેખક એ વાત પર વધુ પ્રકાશ નથી પાડતા કે મૃણાલ આવી નિરંતર વિચિત્ર બનતી પરિસ્થિતિ વચ્ચે કઈ રીતે જીવન વિતાવે છે પરંતુ લેખકે એ વાત પર વધુ જોર આપ્યું છે કે તેણીના મનની અંદરની રહસ્યમયી પ્રવૃત્તિઓ એ પરિસ્થિતિમાં કેવાં ખેલ ખેલે છે !

'મૈં સંન્યાસી' અને 'પ્રેત ને છાયા'માં તથા અજ્ઞેયના 'શેખર' અને 'નદી કે દ્વિપ'માં આ અંતર્મુખી ધારા સ્પષ્ટ બની ઊઠી છે 'શેખર'માં અજ્ઞેયે પોતાના અંતર્મુખ નાયકના જીવનના ઇતિહાસ સાથે સંબધિત ઘટનાઓનું કોઈ મહત્ત્વ ગણ્યું નથી. પરંતુ નાયકના મનનાં ભાવનાત્મક દૃષ્ટિકોણ અથવા વિચાર–વિશ્લેષણ તરફ વધુ ઝોક દીધો છે.

એક જ ઉદાહરણથી 'શેખર'ની શૈલી પર પ્રકાશ પડે છે. લેખક લખે છે કે–'આપા .. ઉસને અભી તક કોઈ ઐસી ગહરી અનુભૂતિ નહિ જાની, જીસકે પ્રતિ, વહ અપને કો પૂર્ણતયા ઉત્સર્ગ કર દે...એક ક્ષણ ભી ઐસા નહિ આયા હૈ જબકી શેખર કે મનસે, યહ જ્ઞાન બિલકુલ મિટ ગયા હો, કિ વહ શેખર હૈ! ક્યા ઉસમેં સમયકાહી દોષ હૈ ઉસકા કુછ દોષ નહીં હૈ! ક્યા ઉસીને નહિ સુમકી તરફ અપનેકો, સહેજ સહજ કર રખા, જબ કિ બાત કરને કો વહ સારે સંસાર કો ઉલટ પુલટ દેનેકા સ્વપ્ન દેખા કરતા હૈ!

આ શૈલી પ્રેમચંદની ઇતિવૃત્તાત્મક શૈલીથી તદ્દન ભિન્ન પ્રકારની છે. ઇતિવૃત્તાત્મક શૈલી, બહિર્મુખી દૃષ્ટિનું પરિણામ હોય છે. જ્યારે શેખરની આ ભાવનાપ્રધાન-મનોવૈજ્ઞાનિક શૈલી અંતર્જગતની તરફ ઉન્મુખ થતી સૂક્ષ્મદૃષ્ટિની ઉપજ છે.

બન્નેનું મહત્ત્વ અલગ અલગ છે. અને બન્ને એક બીજાનાં એટલાં વિરોધી નથી, જેટલાં પૂરક છે. માત્ર બહિર્મુખી દૃષ્ટિ એકાંગીય હોય છે, કારણ કે તે બાહ્ય ઘટનાઓ અને પરિસ્થિતિઓને જ પોતે પૂર્ણ અને સ્વતંત્ર માને છે, અને કેવળ અંતરદૃષ્ટિ પણ અધુરી જ હોય છે, કારણ કે તે બહારના જગતની તદ્દન ઉપેક્ષા કરે છે. શેખર પોતે જ આ પ્રકારનો અનુભવ કરે છે. એક નાના ઉદાહરણથી આ વાત સ્પષ્ટ બને છે: 'ઉસને (અર્થાત્ શેખરને) અનુભવ કિયા કિ ઉસકી પ્રાણશક્તિ અંતર્મુખી હો રહી હૈ ઔર ક્રમશ: ઉસીકો ભસ્મ કર જાયગી... અગર કિસી તરહ અગ્નિને ઉસે ફિર બહિર્મુખી ન કર દિયા ક્યોંકિ બહિર્મુખી શક્તિ હી ક્રાંતિ કર શકતી હૈ–અંતર્મુખી નહિ!

આ બન્ને દૃષ્ટિઓને એક સામંજસ્ય સૂત્રમાં બાંધવાનો પ્રયાસ 'મૈં સન્યાસી', 'પર્દેકી રાની' અને 'પ્રેત અને છાયા'માં કર્યો છે આ ઉપન્યાસોમાં બાહ્ય જીવનની ઘટનાઓ અને પરિસ્થિતિઓને પૂરું મહત્ત્વ દેવા છતાં, તેની પ્રતિક્રિયાઓ વડે સર્જાતા અંતર્જગતના આવેગોનું વિશ્લેષણ કર્યું છે. અને સાથે બન્ને વચ્ચે સંતુલન અને સામંજસ્ય શોધવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો છે. જીવનની બાહ્ય પરિસ્થિતિઓની અવજ્ઞા કરવાનું કારણે જ 'સંન્યાસી'નો નાયક નંદકિશોર–દિશાશૂન્ય બનતો ભટકતો રહ્યો. 'પર્દેકીરાની'ની નાયિકા નિરંજના પોતાની અસપાસ એક ભ્રામક જાળ વણતી રહી-અને 'પ્રેત કી છાયા'નો નાયક પારસનાથ આત્મગ્લાની ચક્કરોમાં ફરતો રહ્યો. આ ઉપન્યાસોમાં આજના યુગના બૌદ્ધિક, ચેતનાશીલ તથાપિ અંતર્મુખ યુવકો અને યુવતીઓની અવચેતના ગત ભાવનાઓનું વિશ્લેષણ પર કર્યું છે, જૈનેન્દ્રની સુનીતા અને અજ્ઞેયના શેખરમાં આ વિશ્લેષણ અત્યંત તીખું બન્યું છે.

પરંતુ આ બધી ઉપન્યાસોના પાત્રોનું સૂક્ષ્મ મનોવિશ્લેષણ એટલા માટે કરવામાં આવ્યું છે કે તેમના

અનેક અહ્વરોમાં છૂપાયેલી બર્બર પ્રવૃત્તિઓને બહાર લાવી–તેનું માનસિક પરિષ્કરણ કરીને તે પ્રવૃત્તિને જંગલી અવસ્થાથી મંગલ અવસ્થા તરફ વાળવી તે છે.

કેટલાક વિવેચકોએ આ મનોવિશ્લેષણની ઉપયોગિતા માટે શંકા વ્યક્ત કરી છે. એમનું કહેવું છે કે 'આવાં પ્રકારનાં વિશ્લેષણથી કોઇ પણ ઔપન્યાસિક કવિની રસમયતા નષ્ટ થઈ જાય છે,' સૌંદર્યબોધની દૃષ્ટિથી તેઓ આ પદ્ધતિને ખોટી બનાવે છે. કારણ કે તેમનું માનવું છે કે આથી અંત: પ્રકૃતિના બિભત્સ તત્વ જ બહાર આવે છે. પરંતુ આ દૃષ્ટિ વાસ્તવિક અને મૂળગત મહત્વને સમજવામાં અસમર્થ સિદ્ધ થાય છે; કેઈ પણ યથાર્થ, માનવીય સૌન્દર્યતત્વ, આકાશ કુસુમની જેમ શૂન્યના સ્વપ્નાકાર પર ઊભું નહિ રહી શકે. એને તો રેડીયમની જેમ માનવીય અવચેતનાની શિલાઓનાં તળ તોડીને કોઈ અલક્ષ અંતર્ગૃહમાં શોધવા જવું રહેશે. એણે તો જીવનના કીચડમાંથી કમલનું સર્જન કરવું રહેશે. 'પ્રેત ઔર છાયા'ની નાયિકા, નાયકને કહે છે કે–જીવનની ગંદકી સાથે ક્યાં સુધી અળગો બનાવશો ? તેનાથી બચીને કયા આકાશી–શૂન્યના નિરધાર સ્વર્ગની કામના કરો છો ? જીવનના એ નર્કને–એ નર્કનાં જ તત્વોથી પરિષ્કૃત કરી નક્કર માનવીય સ્વર્ગની સ્થાપના થઇ શકશે.

'ત્યાગપત્ર'ની બૂઆ– જે રીતે નારકીય પરિસ્થિતિઓ વચ્ચે જીવન વિતાવે છે– તેજ જીવનનો મૂલ આધાર છે. સાચા આદર્શથી પૂર્ણ, એવા માનવ સમાજની સ્થાપના, યથાર્થ જીવનના નારકીય તત્ત્વોની માટી પર જ થઈ શકશે પ્રેમચંદોત્તર કાળના મનોવિજ્ઞાનિક ઉપન્યાસકારોએ આ ઘોર યથાર્થતાના મહત્વ પર જોર દીધું– જેના આધાર વિના કોઈ પણ સ્વર્ગીય આદર્શની કલ્પના ઢોંગ જ છે.

કેવળ આજના મનોવૈશ્લેષિક ઉપન્યાસકારોએ જ નહિ પરંતુ પ્રાચીન કાળના, મહાન માનવતાવાદી કવિઓ અને કલાકારોએ પણ યથાર્થ જીવનના નારકીય તત્વોની ભૂમિ પર જ નક્કર માનવીય આદર્શોની સ્થાપના કરી છે. દાખલા તરીકે મહાભારત જ લઈએ. આ કાવ્યાત્મક મહા ઉપન્યાસના દરેક મુખ્ય ચરિત્રનું અત્યંત નિર્ભય અને સૂક્ષ્મ મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ કવિએ કર્યું છે– અને આવશ્યકતા ઊભી થતાં બિભત્સમાં બિભત્સ પરિસ્થિતિઓને મહાન કલાનાં ઉપાદાન બનાવેલ છે. દ્રૌપદીના વસ્ત્રાહરણનો પ્રસંગ લ્યો. કેવી નાટકીય પરિસ્થિતિઓમાં દ્રૌપદીને સભા મધ્ય ઘસડી લાવવામાં આવે છે, અને કેવી પૈશાચિકતાથી અપમાનિત કરવાના પ્રયત્ન કરવામાં આવે છે ! આ પ્રસંગનું વિશદ વર્ણન કવિએ પૂરી નાટકીય કલાથી કર્યું છે, પાંડવોમાં પ્રતિહિંસાની આગ પ્રજ્વલિત કરનાર આ બનાવનું વિસ્તૃત અને સજીવ ચિત્રણ કવિએ જાણી જોઈને નિશ્ચિત યોજનાનુસાર કર્યું છે– કારણ કે આગળ ચાલતાં જે નક્કર માનવ આદર્શોની સ્થાપના તે કરવા ઇચ્છતા હતા તે આ ઘોર યથાર્થતાની ભૂમિના આધાર વિના જુઠ્ઠા અને ઢોંગ ભરેલા પ્રમાણિત થાય રામાયણમાં રાવણ દ્વારા હરાયેલ સીતાની દુર્દશા જીવનનો યથાર્થ છે. અને રામરાજ્યના સાચા આદર્શ તથા રામચરિત્રના યથાર્થ મહત્વની સ્થાપના કેવળ એ યથાર્થ પાયા પર જ થઈ શકે

'અભિજ્ઞાન શાકુન્તલ'માં શકુંતલાનું સ્નેહસ્નિગ્ધ અને ઉદાત્ત સ્વર્ગીય આદર્શ પૂર્ણ ચરિત્રના પ્રસ્ફૂટનને માટે તે ખૂબ જ આવશ્યક હતું કે તે નારીત્વનું અપમાન કરવાવાળી ઘોર, દયનીય પરિસ્થિતિઓમાંથી પસાર થાય. એટલે જ દુષ્યંત દ્વારા તેણીનો ઉપહાસ પૂર્ણ નિરાદર, કવિએ મનોવૈશ્લેષિક શૈલી દ્વારા પોતાની નાટકીય યોજના અનુસાર કરાવ્યો– જેથી તેને માટે તે સાચું, સ્થાયી સ્વર્ગ સ્થાપી શકે.

આ દૃષ્ટિથી આ વાત સ્પષ્ટ થાય છે કે પ્રેમચંદોત્તર કાળના મનોવૈજ્ઞાનિક ઉપન્યાસકારો પર જે આરોપ મૂકવામાં આવે છે કે તેઓ પાશ્ચાત્ય સાહિત્યકારોની મનોવિશ્લેષાત્મક પદ્ધતિથી પ્રભાવિત છે એ કેટલી ભ્રામક છે !

# રંગભૂમિ અને નાટક

નાટક અને રંગભૂમિ વચ્ચેનો સંબંધ મહત્ત્વનો છે. અન્ય કલાસ્વરૂપો કરતાં નાટ્યસ્વરૂપ ભિન્ન છે, કેમકે નાટક રંગભૂમિ પર રજૂ કરવાની દૃષ્ટિથી લખાયેલું હોય છે. રંગભૂમિ પર રજૂ થાય ત્યારે જ નાટકનો પૂરેપૂરો રસ અનુભવી શકાય એવું વિધાન પણ ખુશીથી કરી શકાય. આ વિશે મતભેદ નથી, પણ એમાંથી ઉદ્ભવતા આનુષંગિક અંશો પરત્વે મતભેદ હોય એમ જણાય છે. શ્લેગલ (Schlegel) નો અભિપ્રાય જોઈએ;

'નાટ્યાત્મક કવિતાનું સ્વરૂપ એટલે કે સંવાદાત્મક ક્રિયાની કથનસહાય વિનાની રજૂઆત રંગભૂમિની આવશ્યકતા માંગી લે છે. નાટ્યાત્મક સ્વરૂપ માટે દૃશ્ય રજૂઆત આવશ્યક છે. તેથી નાટ્યાત્મક કૃતિનો હમેશાં બે રીતે વિચાર કરવો જોઈએ: કેટલે અંશે એ કવિત્વમય છે અને કેટલે અંશે રંગભૂમિપર છે.'

અહીં જ મુખ્ય મુશ્કેલી નડે છે, અમુક નાટકો કવિતાની દૃષ્ટિએ નિષ્ફળ હોય છે અને રંગભૂમિની દૃષ્ટિએ સફળ હોય છે. મુંબઈ ગુજરાતી નાટક મંડળીની 'કુમળી કળી' સાહિત્યદૃષ્ટિએ બહુ સારી કૃતિ નથી, પણ રંગભૂમિ દૃષ્ટિએ એ બહુ સારી નીવડી છે. ઓગણીસમી સદીના અંગ્રેજી 'મેલોડ્રામા'ઓમાં શૈલીની કશી ખૂબી ન હતી, કશું પાત્રનિરૂપણ ન હતું. તે છતાં જ્યારે એ રંગભૂમિ પર રજૂ થતાં, અને આજે પણ જ્યારે એમને રંગભૂમિ પર રજૂ કરવામાં આવે છે ત્યારે ભેગા થયેલા પ્રેક્ષકવૃન્દને રસ આપી એમનું ધ્યાન રોકી રાખી, એમનામાં કુતૂહલ અને સમભાવ જાગૃત કરે છે. અમુક નાટકોમાં રંગભૂમિની દૃષ્ટિએ ઘણી ઊણપ હોય છે. તેમ છતાં જગત કવિતામાં સુયશ પ્રાપ્ત કરે એવી કવિતા એમાં હોય છે. કવિ નાનાલાલનો 'અકબર-શાહ' રંગભૂમિની દૃષ્ટિએ ઘણી ઊણપોથી ભરેલો છે, કેમ કે એમાં એક પ્રતાપી શહેનશાહના જીવન પ્રસંગોનો ક્રમ છે સાહિત્યિક દૃષ્ટિએ 'અકબરશાહ'માં રહેલું ઊર્મિતત્ત્વ પ્રશંસનીય છે; આમ 'કવિત્વમય' અને 'રંગભૂમિપર' એ બે પરસ્પર વિરોધી જણાતાં તત્ત્વોની સમતુલા કેમ જાળવવી એ પ્રથમ પ્રશ્ન બની જાય છે.

આટલેથી મુશ્કેલીનો અંત આવતો નથી. એક નાટક રંગભૂમિની દૃષ્ટિએ સફળ હોય છે અને કવિતાની દૃષ્ટિએ નિષ્ફળ હોય છે એ વાત તો સમજ્યા; પણ એક નાટકની અમુક રજૂઆત ગુણયુક્ત નીવડે છે અને અમુક રજૂઆત ગુણહીન નીવડે છે તેનું શું ? કવિ પ્રભુલાલ દ્વિવેદીનો 'વડીલોના વાંકે' નામે નાટક શ્રી દેશી નાટક સમાજ તરફથી રજૂ કરવામાં આવે ત્યારે એ ૨૦૦ ઉપર 'નાઈટો' ખેંચી જાય; અને કોઈ સામાન્ય નાટક કંપની તરફથી રજૂ કરવામાં આવે તો એનું આકર્ષણ ઓછું થઈ જાય. આમ જો એક જ નાટકની રજૂઆત ભિન્ન ભિન્ન જણાય તો આપણે નાટ્યાત્મક વિવેચનની મૂળ ભૂમિકા ક્યાં રાખવી ! આપણે એમ કહેવું કે 'વડીલોના વાંકે' નકામું નાટક છે ! આપણે એમ કહેવું કે 'વડીલોના વાંકે' સરસ નાટક છે ?

આ પ્રશ્નના પક્ષમાં અને વિરોધમાં જે કાંઈ કહેવામાં આવ્યું છે તે જોઈ જઈએ. મોલિયર (Moliere) સફળ નાટકકાર અને અદાકાર હોવાથી એનો અભિપ્રાય પહેલો લઈએ :

'સામાન્ય રીતે તો હું પોતે તો 'પીટ ક્લાસ'-ની તાળીઓ પર વધારે આધાર રાખું, કેમકે 'પીટ ક્લાસ'માં બેસનારાઓમાંના ઘણા નિયમો પ્રમાણે કૃતિ વિશે નિર્ણય કરી શકે એવા શક્તિશાળી હોય છે, અને ઘણાં અંધ અભાવ, કૃત્રિમ અનુકૃતિ અને ઉપહસનીય સંસ્કાર વગર સંજોગો પ્રમાણે વર્તાને જેમ નિર્ણય આપવો ઘટે તેમ નિર્ણય આપે છે.'

આવો જ અભિપ્રાય ફર્કાહર (Farquhar) નો છે: 'અંગ્રેજી કોમેડીના નિયમો એરિસ્ટોટલ પાસે

નથી, પણ પીટ ક્લાસ, બોક્સ અને ગૅલેરી પાસે છે.'

ત્યારે આ વિવેચકોના અભિપ્રાય પ્રમાણે રંગભૂમિ પરનો હર્ષનાદ એ નાટકની સફળતાનો માનદંડ છે. વિરોધની બાજુ લઈએ તો તેમાં અલેક્ઝાન્ડર ડુમા ફીલ્સ (Fils)ની સ્ક્રાઇબ (Scribe)ની ટીકા દ્વારા પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે.

'મોં. સ્ક્રાઇબે કૉમેડી લખવાનો પ્રયાસ ન કર્યો, એણે માત્ર રંગભૂમિ માટે લખવાનો પ્રયાસ કર્યો, લોકોને જ્ઞાન આપવાની, નીતિ આપવાની કે સુધારવાની એને જરાયે ઈચ્છા ન હતી– એ તો માત્ર લોકોને મનોરંજન આપવા ઇચ્છતો હતો. મરેલાંઓને અમર બનાવે છે તે યશની એને સ્પૃહા ન હતી; છીછરતાને જેથી લોકપ્રિયતા મળે એવી સફળતાથી અને દ્રવ્ય મળે એવી બહુફલપ્રદતાથી એને સંતોષ હતો. અજબ જાદુગર હતો. તમારી સમક્ષ એ પરિસ્થિતિ રજૂ કરે અને ઘડીકમાં હાસ્ય, ઘડીકમાં ભય, બે-ત્રણ કે પાંચ અંક દરમિયાન (કાર્ય નિર્વહણમાં જ હોય) દર્શાવ્યા કરે; હમેશાં એમ જ હોય– એને કશું કહેવાનું ન હોય.' અલેક્ઝાંડર ડુમાના આ અવતરણનો અર્થ એટલો કે મોં. સ્ક્રાઈબ રંગભૂમિ પર તાળીઓના નાદ મેળવતો, પણ એના નાટકો સારાં ન હતાં. આમ બે પરસ્પર વિરોધી અભિપ્રાયોનો સુમેળ શી રીતે કરવો ?

આ પ્રશ્નનો સુયોગ્ય ઉત્તર મળવો મુશ્કેલ છે. તેમ છતાં નીચેની વિચારણામાંથી કાંઈક માર્ગ નીકળશે. નાટક એ નાટક હોવાથી (કેમકે એ રંગભૂમિ પર પ્રયોગસ્વરૂપે રજૂ થવા માટે નિર્માયું હોવાથી) શુદ્ધ રંગભૂમિનું તત્ત્વ એમાં પ્રથમ આવશ્યક હોવું જોઈએ. 'હૅમ્લેટ' અને 'ઑથેલો'માં રંગભૂમિનું સારું તત્ત્વ છે માટે તે સારાં નાટક બને છે, એટલે વસ્તુના વિકાસમાં અને પાત્રના નિરૂપણમાં એવી કુશળતા હોવી જોઈએ કે જેને પરિણામે અભિનય-રજૂઆત માટે એઓ વિશિષ્ટ રીતે સુયોગ્ય નીવડે. આ બે નાટકો ખરાબ રીતે રજૂઆત થાય તો પણ અમુક પ્રકારની અપીલ રંગભૂમિ પર એ કરવાનાં જ; એમાં સારો સંવાદ છે– માટે નહિ, પણ વિષયના ઘડતરમાં અને નિરૂપણમાં કાંઈક એવું તત્ત્વ રહ્યું છે જે એમને રંગભૂમિ પર અસરકારક બનાવે છે. બીજી બાજુએ જોવા જઈએ તો ઘણા લોકો કદી મિ. સ્મિથના ખરાબ રીતે લખાયેલા, પણ સરસ રીતે ભજવાતા નાટકને, 'હૅમ્લેટ'ના ખરાબ રીતે ભજવાતા નાટકને મુકાબલે પસંદ કરે. 'હૅમ્લેટ' ખરાબ રીતે ભજવાતું જોવાથી એક પ્રકારનો અસંતોષ જ જન્મે. મિ. સ્મિથના નાટકમાં અદાકારોની કુશળતા કલાત્મક હોવાથી નાટકમાં નથી તે એકતા એને મળી જાય છે. આ ગુણને લીધે ગામ ફરતાં ભવાયાઓના પ્રયોગને, સીનરી ન હોવા છતાં, 'સેટિંગ' ન હોવા છતાં, લોકો સત્કારતા તે પણ આવા જ કારણે. આ સામે બાજુ એક દૃષ્ટિબિંદુ મૂકે.–અમુક નાટકો એમના જમાનામાં ખૂબ જ લોકપ્રિય હતાં તે આજે અનિવાર્ય રીતે લુપ્ત થયાં છે અને ભવાયાઓની સંસ્થા મૂળનો પડછાયો પણ રહી નથી; 'ઓડીપસ રેક્સ', 'હૅમ્લેટ', અને 'ઑથેલો' જેવાં નાટકો સનાતન કલાકૃતિઓ રહે છે અને પસાર થતા દશકાઓ દરમિયાન રંગભૂમિને નિત્યનૂતન પ્રયાસો કરવા પ્રેરે છે. એમનામાં રહેલું ખરું બળ કવિત્વ છે. એ નિઃસંશય. સર્જનાત્મક પ્રકારના સર્વ લેખનને માટે આ 'કવિત્વ' શબ્દનો ઉપયોગ અહીં સામાન્ય રીતે કરવામાં આવ્યો છે. આ કવિત્વ એમનામાં હોવાથી લખાયાં ત્યારથી આજ સુધીના અનેક વર્ષોના ગાળા દરમિયાન એઓ સજીવ રહ્યાં છે તેમ છતાં એમની કવિત્વ શક્તિનો જ ઉલ્લેખ કરવો એ પૂરતો ખુલાસો નથી, કેમકે 'હૅમ્લેટ'ની કે 'ઑથેલો'ની કવિતા એ 'પેરેડાઈઝ લોસ્ટ' કે 'ડીવાઈન કૉમેડી'ની કવિતા નથી. એ કવિતા નાટ્યાત્મક આવશ્યકતાને જ આધીન રાખવામાં આવી છે. અદાકાર 'સારો પાઠ' માગે છે તેનો અર્થ એવો નથી કે એ 'લાંબો પાઠ' માગે છે. 'સારો પાઠ' એટલે એનાં સંવાદની એકે એક લીટીમાં, એકે એક શબ્દમાં સત્યનો રણકાર સંભળાતો હોય એવો પાઠ. એજ પ્રમાણે 'સારો સંવાદ' એટલે પાત્રને અને અભિનયને એવી નાટ્યાત્મક ભાષા. સરસ નાટ્યકાર એ છે કે જે એકેક પાત્રને સ્થાને આવતો નથી; પણ પોતાના નાટકોમાં અદા કરતા સર્વ અદાકારોના સમૂહમાં પ્રવેશે છે;

અને તે સાથે અન્યના ગણાતા સંવાદમાં પોતાનું વ્યક્તિત્વ પેસી ન જાય તે જાળવવાની જેનામાં શક્તિ રહી છે. તમારે જોઈએ તેટલાં કવિતા કે ઉક્તિ-તત્ત્વ નાટકમાં આપો તે સામે વાંધો નથી; જોવાનું છે એટલું જ કે કવિતા એક વ્યક્તિનું વ્યાખ્યાન ન બનતાં રંગભૂમિના પ્રયોગની આવશ્યક જરૂરિયાતને આધીન રહે.

આવી કોઈક રીતે નાટકોને આપણા વિવેચકોએ જોવા જોઈએ. આવી કોઈક રીતે નાટકના ગુણ અને દોષની સમીક્ષા થવી જોઈએ. નાટકના ક્ષેત્રમાં શેક્સપિયર અને મોલિયર સંપૂર્ણ કલાકારો છે, કેમકે એમણે આ દિશામાં શક્તિ દર્શાવી છે. આપણા સમયમાં અદાકારના 'પાઠ'ને અનુકૂળ સંવાદ રચવાની શક્તિ બર્નાડ શૉએ દર્શાવી છે. આ સર્વ કલાસ્વામીઓ છે અને અન્યના દોષ એમની સાથે સરખામણી કરવાથી છતા થય એમ છે.

*

એક વાર સ્વામી વિવેકાનંદને ખેતડીના મહારાજાએ પુત્રજન્મની ખુશાલીમાં બોલાવ્યા. થોડા દિવસ સ્વામીજીએ અમેરિકાના પ્રવાસની તૈયારી માટે મુંબઈ જવાની ઈચ્છા દર્શાવી. મહારાજા જયપુર સુધી એમને વળાવવા ગયા ત્યાં એક યાદગાર પ્રસંગ બન્યો. મહારાજા અને તેમની મંડળી માટે એક ગાયિકાનો જલસો ગોઠવવામાં આવેલો. સ્વામીજી પોતાના તંબુમાં બેઠા હતા. તેમને આ જલસામાં આવવાનું મહારાજાએ આમંત્રણ મોકલ્યું. સ્વામીજીએ કહેવડાવ્યું કે સંન્યાસી આવા જલસામાં હાજરી આપી ન શકે. ગાયિકાએ આ સાંભળ્યું ત્યારે એને ખૂબ દુઃખ થયું. સ્વામીજીને એ જવાબ આપતી હોય તેમ એણે ભક્ત સુરદાસનું પ્રખ્યાત ભજન શરૂ કર્યું. 'પ્રભુ, મેરે અવગુણ ચિત્ત ન ધરો' સંધ્યાની શાંત પળોમાં આ ભજનના શબ્દો સ્વામીજીના કાને પડ્યા. સુરદાસનું ભજન સંભળાવીને એ ગાયિકા જાણે એવું સૂચવતી હતી કે સંન્યાસીને સૌ કોઈ સમાન છે! સ્વામીજી પોતે જ સમદૃષ્ટિનો ઉપદેશ આપતા હતા. સુરીલા કંઠમાંથી નીકળતા આ ભજને સ્વામીજીનું હૈયું પિગળાવી દીધું. તેઓ એકદમ ઊઠ્યા અને સભામાં જઈ બેઠા! એક જમાનો એવો હતો કે જો રસ્તામાં થિયેટર આવતું હોય તો સ્વામીજી એ રસ્તો છોડી દેતા; પણ હવે તેઓ સમદૃષ્ટિ સંન્યાસી હતા. સૌમાં એક જ બ્રહ્મ વિલસી રહ્યું છે એવા ભાવથી તેઓ જલસામાં ભજન સાંભળવા બેઠા.

*

કાશીમાં એક દિવસ વિવેકાનંદ દુર્ગામાતાના મંદિરેથી પાછા ફરી રહ્યા હતા, ત્યારે વાંદરાઓનું એક ટોળું એમની પાછળ પડ્યું. સ્વામીજીએ તો દોટ મૂકી. એ વખતે એક વૃદ્ધ સંન્યાસીએ આ દૃશ્ય જોયું અને એકદમ બૂમ પાડીને કહ્યું: 'ભાગો નહિ. પશુઓનો હંમેશા સામનો કરો.' આ શબ્દોએ સ્વામીજી પર જાદુઈ અસર કરી. તેમની બીક ક્યાંય ભાગી ગઈ. એ સામે ધસ્યા અને વાંદરાઓ તરત નાસી ગયા. આ પ્રસંગનો પડઘો વર્ષો પછી એમણે ન્યૂયોર્કમાં કરેલા એક પ્રવચનમાં પડ્યો. આ હકીકતને ઉદ્દેશીને એમણે કહેલું: 'કુદરતની સામે થાઓ! અજ્ઞાનનો સામનો કરો! માયાની સામે થાઓ! કદી એનાથી ભાગો નહિ.'



# કેવો સાચો સ્નેહ !

અનુ૦ રામજી જમોડ

દિનુ એની માને એકનો એક દીકરો હતો. એના પિતા એને નાની ઉંમરમાં છોડીને મરી ગયા હતા. દિનુની ઉંમર દસ-બાર વરસની હશે. શિયાળાના દિવસો હતા. દિનુ એની માની સાથે પતરાંના છાપરા ઉપર બેઠો હતો.

સામેના છાપરા ઉપર વાંદરાઓની એક ટોળી આવી. નર વાંદરાઓમાં કોઈ મોટા મોટા મલ્લ જેવા હતા. ઘણી વાંદરીઓ પોતાનાં નાનાં નાનાં બચ્ચાંઓની સાથે દેખાઈ. કોઈનું બચ્ચું પીઠ પર સવાર હતું તો કોઈનું વળી પેટે ચોંટેલું હતું. બચ્ચાં બહુ મજાનાં હતાં. તેમનાં લાલ મોઢાં અને માથાં પરની નાનકડી ભૂરી ભૂરી બાબરી અંગ્રેજનાં બાળકોની યાદ આપતી હતી. માતાને સંતાન બહુ પ્યારાં હોય છે અને બચ્ચાંઓ પણ પોતાની માતા સિવાય બીજાંને ગણતાં નથી.

એટલામાં બધાંની પાછળ એક વાંદરી આવી. તેની ચાલ ઉપરથી લાગતું હતું કે તે બહુ દુઃખી છે. આ વાંદરી થોડાં ડગલાં આગળ ચાલતી અને અટકી જતી વળી થોડી વાર ઊભી રહીને ચારે તરફ દર્દભરી નજરથી જોતી હતી. આ વાંદરી ત્રણ પગે ચાલતી હતી. તેના એક હાથમાં કંઈક સૂકી ચીજ હતી. તે ચીજ પર હજારો માખીઓ બણબણતી હતી. દિનુએ એની માને પૂછ્યું: 'મા, પેલી વાંદરીના હાથમાં શું છે ?' માતાએ જવાબ આપ્યો, 'એના હાથમાં તેનું મરેલું બચ્ચું છે.' દિનુ કહે, 'મા તે એણે એના પાસે શા માટે રાખ્યું છે ?' દિનુની માએ ઉત્તર દીધો, 'જ્યાં સુધી તે મરેલું બચ્ચું સડીસડીને ખરી જશે નહિ ત્યાં સુધી વાંદરી તેને છોડશે નહિ.'

દિનુએ કહ્યું: 'એમ કેમ મા ?' દિનુની માની આંખોમાં આંસુ છલકાઈ ગયાં હતાં તેણે તેના દીકરા દિનુના માથા પર હાથ ફેરવતાં ગળગળા અવાજે કહ્યું, 'એનું નામ માતનો સંતાન પ્રત્યેનો સાચો સ્નેહ.' દિનુએ આગળ કાંઈ પૂછ્યું નહિ.

દિનુની શેરીને નાકે રામજીભાઈનું ઘર હતું. રામજીભાઈ જાતના આહીર હતા. તેમની આખી શેરીમાં તેમને ત્યાંથી જ દૂધ જતું હતું. નાનાં છોકરાંઓ તેમને 'આભા' કહીને બોલાવતાં. રામજીઆભા તેમની સાથે હળીમળીને રહેતા હતા.

દિનુની સ્થિતિ ગરીબ હોવા છતાં તેની મા તેને રોજ અધો શેર દૂધ પિવડાવતી કોઈ કોઈવાર રામજીઆભાને ત્યાંથી ઘેર દૂધ આવી જતું તો કોઈક વાર દિનુની મા દૂધ લેવા જતી. એક દિવસ સવારે દિનુ અને તેની મા દૂધ લેવા ગયાં. ખડકીમાં પહોંચતાં જ અંદર કંઈ ગડબડ થતી સંભળાઈ અંદર જઈને જુએ છે તો થોડા આદમી ગાયને માર મારતા હતા ને ગાળો દેતા હતા, પણ ગાય ગણકારતી ન હતી. ગાય સામે શીંગડાં માંડતી હતી અને ફૂંફાડા મારતી હતી પૂંછડીના ફટકારાથી બધાના મિજાજને હરાવી રહી હતી.

આ પ્રમાણે થોડી વાર ચાલુ રહ્યું. સૌ થાક્યા. છેવટે રામજીઆભાની પત્ની આવ્યાં તેમને સૌ 'આબુ' કહેતાં તેમણે ખિજાયેલી ગાયની સામે એક વાછરડો લાવીને રાખી દીધો. વાછરડાને જોતાં જ ગાય એકદમ શાંત થઈ ગઈ. તે વાછરડાને ચાટવા લાગી. પછી રામજીઆભા ગાય પાસે બેસીને સરર સરર દૂધ દોવા લાગ્યા.

વાછરડો હાલતોચાલતો નહોતો તેથી દિનુએ તેની માને પૂછ્યું, 'મા આ વાછરડો કેમ હાલતો-ચાલતો નથી ? એને શું થયું છે ?' દિનુની માએ ઉત્તર દીધો, 'આ વાછરડો જીવતો નથી, મરી ગયેલો છે.' દિનુએ ફરી વાર પૂછ્યું, 'શું ગાય સમજતી નથી કે આ મરેલો વાછરડો છે ?' આ સાંભળીને દિનુની માની આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં: 'બેટા ! એનું નામ માનો પ્રેમ ! એ જ સાચો સ્નેહ !'

ક્વેટાના ધરતીકંપની વાત સૌ જાણે છે. વાતવાતમાં આખું શહેર ઊથલપાથલ થઈને ઈંટપથ્થરનો ઢગલો બની ગયું. આલીશાન અને ખૂબસૂરત મકાનો ધૂળમાં મળી ગયાં. જાનમાલની ભારે ખુવારી થઈ. આ લાંબાપહોળા ઢગલા ઉપર એક ખાસ જગાએ એક રાતો કૂતરો રોજ સવારસાંજ આવતો અને રુદન કરતો. લોકો તેને હુતકાર્યા કરતા પણ કૂતરો કોઈના તરફ જોતો પણ નહિ ને જતો પણ નહિ. કોઈ ખાવાપીવાનું આપતા તો સૂંઘતો પણ નહિ. તે માંદા જેવો થઈ ગયો હતો. હવે લોકો તેને 'ગાંડો કૂતરો' કહીને ધુતકારતા હતા. લોકોને તેના પરથી દયા પણ ઊઠી ગઈ હતી.

ગાંડા જેવી હાલતમાં પણ કૂતરો પેલા ઢગલા પર એજ રસ્તે રોજ સવાર સાંજ આવતો અને ત્યાં ઊભો રહીને રૂ...રૂ...નો કરુણ પોકાર કરતો. આમ કરતાં કરતાં એક દિવસ તે કૂતરાના પ્રાણ તે સ્થાન પર નીકળી ગયા.

જ્યારે ખોદાણ શરૂ થયું ત્યારે તે ખાસ સ્થાનેથી એક લાશ નીકળી આવી. આ લાશ પાસેના એક ગામડામાં રહેનાર આદમીની હતી. પેલો કૂતરો મરનાર આદમીનો પાળેલો કૂતરો હતો. પોતાના માલિકને ઘર પર ન જોવાથી તેની સ્થિતિ બગડી હતી. તેણે તેની સૂંઘવાની શક્તિથી જ્યાં તેનો માલિક દટાઈને પડ્યો હતો તે સ્થાનનો પત્તો મેળવ્યો.

દિવસ અને રાત કૂતરો ગામડામાં રહેતો અને સવારસાંજ તે જગાએ આવીને પોતાના માલિકની અલખ જગાવી જતો. છેવટે કૂતરાએ ખાવાપીવાનું ત્યજી દઈ પરલોકમાં પોતાના માલિકને જઈને મળ્યો. આવી સાચી વાતની લોકોને જ્યારે ખબર પડી, ત્યારે સૌ કૂતરાની પ્રશંસા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા:

'કેવો સાચો સ્નેહ !'

•

આ સાથે નીચેની એક અંગ્રેજ બાઈની કથા પણ વાંચવા જેવી છે:

'મારે રાજ્યની લાલસા નથી, મને મોક્ષની પણ ઇચ્છા નથી; મારે તો માત્ર એક જ વાત છે: 'પ્રાણીમાત્રના દુ:ખમાં મદદરૂપ કેમ થાઉં ?' આવો સંકલ્પ કરી એક અંગ્રેજ યુવતી મનમાં વિચાર કરવા લાગી, 'આવી જાતની સેવા કરવા માટે કયું ક્ષેત્ર પસંદ કરવું ?' વિચાર કરતાં કરતાં તેને લાગ્યું કે કોઢીખાનામાં જઈને કોઢના રોગીઓની સેવા કરવી. આ પ્રમાણે નક્કી કરીને તે તુરત કોઢીખાનામાં પહોંચી ગઈ. ત્યાં રાતદિવસ રહીને રોગીઓની તનમનથી સેવા કરવા લાગી ગઈ...

રોગીઓની સેવા કરવાથી તેને સંતોષ અને આનંદ બંને મળ્યાં. તે ધારતી હતી કે આવો આનંદ સ્વર્ગમાં રહેનારા દેવતાઓને પણ પણ નહિ મળતો હોય.

રોગીઓમાં એક નવયુવક ઘણો જ દેખાવડો હતો. તે યુવકના હાથેપગે કોઢ હતો. તેના હાથપગનાં આંગળાં ખવાતાં જતાં હતાં. તેના ચહેરા પર ઘાવો પડી ગયા હતા. અંગ્રેજ મહિલાને આ યુવક પર દયા આવી અને તે તેની ધ્યાનપૂર્વક સેવા કરવા લાગી. યુવતીનો એ ખ્યાલ હતો કે આ મટતો રોગ છે. જો તે મટી જશે તો નવયુવક પોતાના તંદુરસ્ત શરીરથી સ્વસ્થ નાગરિક બનીને પોતાનાં સંબંધીઓ પ્રત્યેની અને દેશ પ્રત્યેની ફરજ અદા કરશે.

યુવતી જેટલી વધારે આ યુવકની સેવા કરતી હતી તેટલી જ સંકુચિત માનસવાળા લોકોના દિલમાં વધારે શંકા પેદા થતી હતી. ધીમે ધીમે અફવા ઊડી. લોકોએ ત્રણના તેર કર્યા. લોકોનો અવાજ એટલો મોટો હતો કે યુવકયુવતીનું કાંઈ ચાલ્યું નહિ. લોકો યુવતીને સાચા માર્ગેથી હટાવવા માગતા હતા.

છેવટે માણસ છે. ! ક્યાં સુધી સહન કરે ! યુવતીના અચળ દિલમાં એ જ ફરિયાદ હતી: 'દુ:ખની આહ નાખીએ છીએ તો બદનામ થઈએ છીએ, પણ અમારી કતલ થઈ જાય, તો પણ એ વિષે કશી ચર્ચા થતી નથી.' દુષ્ટ પ્રકૃતિવાળા લોકોનાં વચનને તે સહન કરી શકી નહિ. આ વચનો તેને ભાલાની માફક ખૂંચતાં હતાં.

બીજે દિવસે સવારે રોજની માફક તે પેલા યુવક દર્દીની પાસે આવી. તેના ઘાવને ખૂબ પ્રેમપૂર્વક ધોયા અને તે ગંદા પાણીમાં કંઈક ભેળવી ઘૂંટીને પાણી પી ગઈ. થોડી જ વારમાં આનંદથી યુવાન દર્દીના ચરણ પર માથું ટેકવીને તે સદાને માટે સૂઈ ગઈ.

# શાહનામા—એ—ફિરદોસીનાં સ્ત્રીપાત્રો

મણિભાઈ વોરા

## ૧૪—પુરન્દુખ્ત :
(ઈ સ ૬૩૦—૬૩૧)

ખુશરૂ પરવીઝને દૂર કરી તેનો સત્તાનોભી શાહજાદો શિરવી ઈરાનનો શાહ બન્યો પણ તે થોડા સમયમાં મરણ પામ્યો તેના પછી ખુશરૂ પરવીઝના બીજા પુત્રો એક પછી એક ઈરાનના તખ્તેશાહી પર આવી, કાવતરાના ભોગ બની મરતા ગયા હવે સસનિયન વંશનો એક પણ શાહજાદો રહ્યો નહિ અને લોકોએ ખુશરૂની શાહજાદી પુરન્દુખ્તને ઈરાની તખ્તો તાજ સોપ્યા પુર દુખ્ત શિરવીની બહેન હતી આ ભલી અને માયાળુ સ્ત્રી પોતાના ભાઈ શિરવીના પિતૃઘાતીકૃત્યથી નારાજ હતી જ્યારે દેશે તેને મલિકા તરીકે સ્વીકારી તાજપોશી કરી ત્યારે તેણે ઈરાનનું રાજકીય વાતાવરણ શુદ્ધ કરવા દૃઢ નિશ્ચય કર્યો. દુષ્ટોનું દમન અને પ્રજા માટે અમન હાસિલ કરવા પુરન્દુખ્તે પોતાની શક્તિનુસાર કાર્યો ઉપાડ્યા રાજ્યાભિષેક વેળા પોતાની પ્રજા જોગ સંદેશામા આ નારીએ સમસ્ત પ્રજાને સુખી કરવા, ગરીબી દૂર કરવાની નીતિ જાહેર કરી કોઈ પણ પ્રજાજન દુખી ન હોવુ જોઈએ કેમકે દુખી રૈયત એ રાજકર્તાની આફત છે. આ આફતને દૂર કરવાનો નિર્ણય લઈ, ઈરાનના ભલા માટે તેણે રાજ્યપદ ધારણ કર્યું.

શાણી અને ભલી પુરન્દુખ્તને ઈરાનમા કાયદો તથા વ્યવસ્થા સ્થાપવામા વિજય પ્રાપ્ત થયો પણ તેનું રાજ્ય અલ્પ સમય માટે જ દૈવે મંજૂર કરેલુ હતુ! છ માસમા જ તે માંદી પડી અને જોત જોતામાં તે મૃત્યુ પામી પુરન્દુખ્તના જવાથી પ્રજાજનને થયેલુ દુખ વ્યક્ત કરતાં ફિરદોસી કહે છે

"દૈવની ગતિ ગહન છે! માનવ તેની આગળ અશક્ત છે માણસ સમૃદ્ધ હોય કે દીન હોય, મનવાંછિત વસ્તુ પ્રાપ્ત કરતો હોય કે નિરાશાની ગર્તમાં ડૂબેલો હોય, સુખી હોય કે દુખી હોય, રાય હોય કે રંક હોય અંત સર્વ માટે પરિણામ એક સરખુ જ છે આદિ તેનો અંત છે માનવીના ગણનાપાત્ર કૃત્ય જ તેના નામ સાથે બાકી રહી જાય છે આ દુનિયાને સુજ્ઞ માણસો વળગતા નથી કેમકે દુનિયા મુસાફિરખાનુ છે અંતીમ મઝીલ જુદુ જ છે પરમ જ્ઞાની આત્મા જ નિરંતર ફરતા આકાશ-બ્રહ્માંડની પાર પહોચી શકે છે

કહેવાય છે કે આ પુરન્દુખ્તે જ જેરુસલેમમાં ચૂકેડોસને પુન સ્થાપિત કર્યો હતો.

## ૧૫—આઝર્મદુખ્ત :
(ઈ સ. ૬૩૧—૩૨)

પુરન્દુખ્તના મૃત્યુ બાદ તેની બહેન આઝર્મદુખ્ત ઈરાનના તખ્તા પર આવી. પછીના જમાનામા ઇંગ્લેન્ડની ગાદી ઉપર ટ્યુડર વંશના હેનરી આઠમાના સંતાનો એક પછી એક આવ્યા હતા તેમજ સાસાનિયન વંશના ખુશરૂ પરવીઝના આ સંતાનો ઈરાનના તખ્ત પર આવ્યા.

આઝર્મદુખ્ત બહુ સમજુ અને કાબેલ રાજકર્તા હતી તેનો રાજ્ય અમલ વિશેષ વિસ્તૃત હતો. પોતે ન્યાયપ્રિય શાહબાનુ હતી એ તેના મલિકા તરીકેના ઢંઢેરા પરથી જાણી શકાય છે:

"ઈરાનના ધર્મગુરુઓ સામંતો મહાજનો અને સૌને રાણી તરીકે હુ ઈરાનની અત્યાર સુધીની પવિત્ર પ્રણાલિકાને અનુસરી ચાલવા આદેશ આપુ છુ. અમીરોએ અને અધિકારીઓએ દેશના હિત ખાતર જ ધનો ભોગ આપવો જોઈએ વફાદાર સામંતોને હુ રાજ્ય તરફથી સર્વ પ્રકારની સહાય આપીશ પણ જે શખ્સ વફાદારીમા કચાશ દાખવશે અગર સ્ત્રીરાણીના માર્ગથી વિમુખ બનશે તેને દૂર કરતા અચકાઈશ નહિ પછી તે ભલે અમીર હોય, ફોજી સુભટ હોય કે લશ્કરનો સરદાર હોય"

આ સમયે ઈરાનનો એક સમર્થ સરદાર ખોરાસાનનો હાકેમ, તેણે આઝર્મદુખ્તને પોતાની બેગમ બનાવવા ઈચ્છા વ્યક્ત કરી શાહબાનુએ આ ધૃષ્ટતા માટે તેને મરાવી નાખ્યો આ મરહૂમ અમી

રનો પુત્ર રૂસ્તમ ખોરાસાનમાં હતો તેણે પિતાના મૃત્યુના સમાચાર જાણી પૂરી લશ્કરી તાકાતથી આઝર્મ-દુખ્ત પર ચઢાઈ કરી. રૂસ્તમને હાથે આઝર્મદુખ્ત પરાજય પામી અને મૃત્યુને શરણે થઈ.

પ્રાચીન ઈરાનમાં ઈરાન પર રાજ્ય કરનાર આઝર્મદુખ્ત છેલ્લી ઈરાની રાણી હતી. ફિરદૌસીને હાથે શાહનામામાં ચિત્રણ પામેલા સ્ત્રીરત્નોમાં આ છેલ્લું પાત્ર છે.

ઈરાનના સાસાનિયન વંશના જરથુસ્તી શાહ યઝદજર્દનો જેને હાથે ખોરાસાનનો રૂસ્તમ પરાજય તથા મૃત્યુ પામ્યો, ઇ. સ. ૬૩૨ થી ૬૫૨ સુધી રાજ્ય કર્યું તેનું વર્ણન કરી ફિરદૌસીનું મહાકાવ્ય શાહનામા પૂર્ણ થાય છે.

જરથુસ્તી ઈરાની પ્રજા આરબ-ઈસ્લામના પ્રબળ પૂર સામે ટકી શકી નહિ. પોતાના પ્રાચીન જરથુસ્તી ધર્મનું રક્ષણ કરવા થોડાક જ પારસી કુટુંબો પવિત્ર આતશ લઈ ગુજરાતને ચરણે આવી રહ્યા. ગુજરાતની પ્રજામાં દૂધમાં સાકર ભળે તેમ ભળી ગયા.

ઉપસંહાર

ઈરાની તવારીખમાં સ્ત્રીઓએ દરેક યુગમાં સમાજના ઉત્કર્ષ માટે સક્રિય ભાગ ભજવ્યો છે. ઈસ્લામનો અંગીકાર કર્યો તે પહેલાં વર્ષોથી ઈરાની સ્ત્રીઓએ વાણી તથા વર્તનની સ્વતંત્રતા ભોગવી જાણી છે. સુરૂદાબે તો પોતાના ભાઈ મેહરાબ ચાબાનાની રાજખટપટની સભાઓમાં વજનદાર વ્યક્તિ તરીકે ભાગ લીધેલ દેખાય છે. હોમાય અને પુરાનદુખ્તે બહુ જ સમજપૂર્વક સારી અને સફળ રીતે રાજસત્તા હાથ ધરી સામ્રાજ્ઞીપદને શોભાવ્યું હતું.

સામાજિક સુધારો, રાજકીય બળવા તથા યુદ્ધ વગેરેમાં નારીએ નિષ્ક્રીય અંધારમાં રહેવાને બદલે પુરુષની સાથે સક્રીય સાથ આપનાર, પ્રણેતા સર્જનાર બળ તરીકે ભાગ ભજવેલો દેખાય છે. મહા તેજસ્વી, પ્રતિ સ્પર્ધીઓને હંફાવી ચકિત કરી મૂકનાર નારી રત્નો પ્રાચીન ઈરાનની અસ્મિતા સમા જણાય છે.

પ્રેમ સ્ત્રીહૃદયનું મહામોલું રત્ન છે. માતૃપ્રેમ હોય કે ભગિનીપ્રેમ હોય, પુત્રી પ્રેમ હોય કે દંપતી પ્રેમ હોય નારી એના સંપૂર્ણ સ્વાંગ સાથે ફિરદૌસીને હાથે નિરૂપણ પામેલી છે.

ફિરદૌસીની નાયિકાઓ પ્રથમ દૃષ્ટિએ જ વાચક તરફ આકર્ષાતી જણાય છે. ઝાલ તરફ રૂદાબા, રૂસ્તમ તરફ તેહમીના, અર્દેશીર તરફ ગુલનાર, શિયાવશ તરફ ફરાન્ગીસ, ગુસ્તાસ્પ તરફ કિતાયુન વગેરે અનેક અમર પ્રેમપથીઓ આના ઉદાહરણ પૂરા પાડે છે.

માતૃપ્રેમ સભર નારીહૃદય દરેક સંસ્કૃત સમાજમાં દેખાશે. ફરાનાક માતા તરીકે દીપી ઊઠે છે. તેહમીના પુત્ર પાછળ ઝૂરી મરી અદ્ભુત માતૃભક્તિનો પુરાવો પૂરો પાડે છે. ફિરદૌસી આવાં સ્ત્રી ચિત્રોને કેવા કેવા રંગથી ચિતરે છે.

મહારાણીઓમાં સ્ત્રીસુલભ દેહ અને દિલનું સૌંદર્ય તો અનિવાર્ય રહ્યું ગણાયું છે. સ્ત્રી સૌંદર્યમાંથી કવિ અને કલાકારે પોતાની કલા માટે પ્રેરણા લીધી છે. ફિરદૌસીએ પણ પોતાના સ્ત્રીપાત્રોને દેહ દિલ દિમાગથી રૂપવંત અને ગુણવંત આલેખ્યાં છે, કહો કે નારના સૌંદર્યને વ્યક્ત કરવામાં કવિએ જરાય કચાશ રહેવા દીધી નથી. તેનું દરેક પાત્ર વિશિષ્ટ રૂપે જ આગળ તરી આવે છે. વિવિધ ગુણ સંપન્ન નારી સમાજ પ્રાચીન ઈરાનને હતો તે હકીકત આર્યદેશની વ્યવસ્થિત સંસ્કૃતિનું દર્શન કરાવનાર પણ બની રહે છે.

ભારતના મહાકાવ્યો રામાયણ અને મહાભારતની પેઠે શાહનામામાં પુરુષપાત્રોની સાથે સમાન દરજ્જે સ્ત્રીપાત્રો પણ જીવનકાર્ય કરતાં દેખાય છે. માત્ર પુરુષપાત્રને ઉઠાવ આપવા, તેની પૂર્તિ કરવા સ્ત્રી પાત્ર નથી પણ સ્વતંત્ર, સબળ, મગરૂર અને અનોખું વ્યક્તિત્વ દાખવતાં તે નજર આવે છે. દેશ અને ધર્મ માટે સર્વસ્વ ત્યાગ કરતાં, ભક્તિભાવ અને સાત્ત્વિક ગુણોથી સભર એવાં શાહનામાંનાં નારીરત્નો જગતભરના સાહિત્યનો અમૂલ્ય ભંડાર છે.

અમર કવિ ફિરદૌસીને વંદના કરી, આ સ્ત્રીપાત્રો લખવાની પ્રેરણા જેના પુસ્તકમાંથી મળી તે શ્રીમતી બેપ્સી પાવરી અને તેમના પૂજ્ય પિતાશ્રી દસ્તૂરજી ખુરશેદજી પાવરી સાહેબનો હૃદયથી આભાર માની આ લેખમાળા પૂરી કરું છું.

# નામ રૂપ જૂજવા

પહેલાંના જમાનામાં તક્ષશિલા નગરીમાં બોધિસત્ત્વ બ્રાહ્મણને ઘેર અવતરેલા. તેઓ તે વખતે દરેક દિશાઓની પૂજા કરવાના મત ના પ્રમુખ આચાર્ય હતા અર્થાત્ તેમના ધાર્મિક કર્મકાંડમાં દિશાઓનું—પૂર્વનું, પશ્ચિમનું, ઉત્તરનું અને દક્ષિણનું પૂજન કર્યા કરવું એ એક અસાધારણ કર્મકાંડ હતું. અને એમ કર્યા કરવાથી મોક્ષ મળે છે એમ માનતા હતા. એટલે બોધિસત્ત્વ તે જમાનાના દિશાપ્રમોક્ષ દિસાપામોક્ખ સંપ્રદાયના પ્રમુખ આચાર્ય હતા અને રોજ તેઓ પોતાના પાંચસો શિષ્યોને વેદો ભણાવતા રહેતા હતા તેમાં એક શિષ્યનું નામ 'પાપક' હતું એ શિષ્યની ફઈએ તેના ઉપર કોઈની નજર ન પડે એટલે તેનું નામ 'પાપક' પાડ્યું હતું. આચાર્ય પોતે અને તેના વિદ્યાર્થીઓ તથા નગર આખું તેને પાપક! આવ, પાપક! જા, પાપક' અમુક લઈ આવ, એમ કહી કહીને બોલાવ્યા કરતાં હતાં. પાપક મોટી ઉમરનો હોવાથી તેને એમ લાગવા માંડ્યું કે અરે! આ મારું નામ અમંગળરૂપ છે માટે તેને મારે બદલી કાઢવું જોઈએ અને તેને બદલે બીજું કોઈ સારું મંગળરૂપ નામ ધરાવવું જોઈએ. આવો વિચાર કરી તે પાપક પોતાના આચાર્ય પાસે આવ્યો અને તેમને તેણે પોતાના અમંગળ નામને દૂર કરી કોઈ સારું એવું માંગલિક નામ આપવાની વિનતિ કરી. આચાર્ય વિવેકી હતા એટલે તેમણે પાપકને કહ્યું કે 'બેટા! તું સારું મંગળરૂપ નામ પસંદ કર અને એ શોધ માટે તું આપણા આ આવડા મોટા દેશઆખામાં ફરવા માંડ અને ફરતાં ફરતાં તને જે નામ મનપસંદ હોય તે શોધી કાઢ પછી મને આવીને એ નામની જાણ કર એટલે તારું મનપસંદ નામ પાડી આપીશ' હવે એ પાપક ગુરુની આજ્ઞાને માથે ચડાવી સુંદર નામની શોધ માટે ગામેગામ ભટકવા લાગ્યો. સાથે ભાતું ઠીક ઠીક લીધેલું એટલે તેને ફરતાં કોઈ તકલીફ ન નડી. પાપક ફરતો ફરતો કોઈ એક નગરમાં પહોંચ્યો. એ નગરમાં કોઈ જીવક નામનો માણસ રહેતો હતો. હવે તે મરી ગયો છે એથી તેના જ્ઞાતિજનો તેને મસાણે લઈ જતા હતા. એ જોઈને પાપકે તેનું એટલે મરનાર માણસનું નામ પૂછ્યું તો લોકોએ કહ્યું કે 'જીવક.' આ નામ સાંભળીને પાપકને મનમાં થયું કે શું જીવક વળી મરતો હશે! પેલા લોકોએ કહ્યું કે, 'ભાઈ! જીવક પણ મરે છે અને અજીવક પણ મરે છે, નામ તો માત્ર જાણવા માટે વ્યવહારના ખપનું છે' આ સાંભળીને પેલા પાપકે કહ્યું: 'અરે, એમ તે હોય! જીવક તે કદાંય વળી મરતા હશે?' પાપકની આ વાત સાંભળીને લોકોએ કહ્યું કે 'તું મૂર્ખ છે એમ અમને લાગે છે.' પાપકે તો પેલું મુડદું નજરોનજર જોયેલું અને તેનું નામ 'જીવક' છે તેની ખાતરી કરી લીધી હતી તથા લોકોએ તેને મૂરખ કહેલો એ પણ તેના ખ્યાલમાં હતું એ લે આ બનાવ જોઈને તેના મનમાં નામ વિશે થોડી ઉદાસીનતા આવી ગઈ કે હવે નામ શબ્દને વળી શું કામ છે? વળી એ તો એ નગરમાં આગળ ગયો ત્યાં કેટલાક ધણિયાણીઓ પોતાને ત્યાં ભાડે રહેતી કોઈ દાસીને ઘરના વચ્ચે બેસાડીને દોરડે દોરડે મારતી હતી તે દાસીનું નામ 'ધનપાલી' હતું. હવે ફરતો ફરતો પેલો પાપક પાસેની શેરીમાં પહોંચ્યો અને દાસીને માર ખાતી જોઈને તેના નામ વિશે એણે તપાસ કરી, તો કહેવામાં આવ્યું કે 'ધનપાલી'. આ સાંભળીને પાપકને થયું કે શું ધનપાલી વળી ભાડું નહી દેતી હોય! લોકોએ કહ્યું કે 'ભાઈ! ધનપાલીઓય કંગાળ નિર્ધન હોય છે અને અધનપાલીઓય રાંક નિર્ધન હોય છે. નામ તો માત્ર જાણવા પૂરતું હોય છે. તેને તેના અર્થ સાથે મેળ હોય જ એમ બનતું નથી તું કોઈ મૂરખ જણાય છે' આ સાંભળીને તથા નજરોનજર ધનપાલીને માર ખાતી જોઈને તેના મનમાં પોતાના નામ વિશે વળી વધારે ઉદાસીનતા આવી ગઈ અને એમ થવા માંડ્યું કે ભણવા-ગણવાનું મૂકી દઈને આ નામ બદલવાની પંચાતમાં વળી ક્યાં પડ્યો? જ્યાંય

કોઈ મનપસંદ નામ જડી જાય તો સારું એમ ધારીને નામની શોધ તેણે ચાલુ રાખી અને એ કોઈ મોટા રસ્તા ઉપર આવી પહોંચ્યો. ત્યાં માર્ગ વચ્ચે કોઈ માર્ગમૂઢ-માર્ગને ભૂલી ગયેલા માણસનો તેને ભેટો થઈ ગયો. પાપકે આ માર્ગમૂઢને પૂછયું : 'અરે! આમ તેમ શું જોયા કરે છે?' પેલાએ કહ્યું : 'હે સ્વામી! હું રસ્તો શોધું છું-ભૂલો પડી ગયેલો છું.' આ સાંભળી પાપકે તેનું નામ પૂછયું તો પેલાએ કહ્યું કે મારું નામ 'પંથક' છે. આ સાંભળીને પાપક બોલ્યો કે 'શું વળી પંથકો ક્યાંય માર્ગ ભૂલતા હશે?' લોકોએ કહ્યું કે 'ભાઈ! પંથકો પણ માર્ગ ભૂલે છે અને અપંથકો પણ માર્ગ ભૂલે છે. નામ તો ઓળખ પૂરતું હોય છે. અલ્યા! તું તો મૂરખ જણાય છે અને તેથી જ તું વારંવાર આ ચર્ચા ચલાવ્યા કરે છે. તને એકવાર કહ્યું કે નામ તો બોલાવવા પૂરતું ખપમાં આવે છે, તેને અને તેના અર્થને કોઈ સંબંધ હોય જ એમ બનતું નથી; છતાંય તું આમ બકબક કેમ કર્યા કરે છે? શું ગાંડો થઈ ગયો છે?' આ વાત સાંભળીને તો હવે પાપક પોતાનું નામ બદલવા વિશે વળી વધારે ઉદાસીનતમ થઈ ગયો અને તેણે નક્કી કરી લીધું કે નામ બદલીને શું કામ છે?

આ રીતે તે દેશમાં ચારે બાજુ ફરીને અને નામ બદલવા વિશે સર્વથા ઉદાસીન થઈને પાછો પોતાના આચાર્ય પાસે તક્ષશિલામાં આવી પહોંચ્યો અને તેણે આચાર્યને જણાવ્યું કે આચાર્યજી! જીવક નામવાળાય મરે છે અને અજીવક નામવાળાય મરે છે. ધનપાલી નામવાળાંય નિર્ધન હોય છે અને અધનપાલી નામવાળાંય નિર્ધન હોય છે તથા પંથક નામવાળાય પંથ ભૂલી જાય છે અને અપંથક નામ-વાળાય પંથ ભૂલી જાય છે. માત્ર નામ તો બોલાવવા પૂરતું ખપમાં આવે છે, નામથી કોઈ સિદ્ધિ થતી નથી માટે નામ બદલીને અને નવું નામ ધારીને મારે શું કામ છે? નામથી કાંઈ વળતું નથી પરંતુ સત્કર્મથી જ સિદ્ધિ થાય છે માટે મારું નામ ભલે 'પાપક' જ રહ્યું અને ભલે મને બધા 'પાપક' 'પાપક' કહ્યા કરે. આચાર્ય બોધિસત્ત્વે પોતાના શિષ્યના આ વિચારને, તેની આ સમજને અને તેણે જે કાંઈ નજરે જોયેલું તે બધાને સંમતિ આપીને નીચેની ગાથા કહી :

> जीवकं च मतं दिस्वा धनपालिं च दुग्गतं ।
> पंथकं च वने मूळ्हं पापको पुनरागतो ॥ इति ।

અર્થાત્ પોતાના પાપક નામને અમંગળ સમજી તેને બદલવાના હેતુથી અને મનપસંદ નામ શોધી કાઢવાના ઉદ્દેશથી દેશમાં ફરવા ગયેલાં પાપકે જ્યારે જાણ્યું કે જીવક નામદાર મરી જાય છે, ધનપાલી નામદાર નિર્ધન હોય છે અને પંથક નામદાર વનમાં પંથને ભૂલી જાય છે, ત્યારે તે પાપક બધે રખડી રખડીને પાછો પોતાને ઠેકાણે આવ્યો અને નામ બદલવાની પોતાની ધૂન છોડી દઈ સત્કર્મના આચરણે તત્પર બન્યો.

આપણા દેશમાં આવા જ પ્રકારની એક લોકવાર્તા પ્રચલિત છે. તેમાં કોઈ સ્ત્રી પોતાના પતિનું 'ઠંઠણપાલ' નામ ખરાબ સમજે છે અને તેને તે નામ બદલી કાઢવા અને તેને બદલે સુંદર મજાનું નામ શોધી કાઢવા ભલામણ કરે છે અને સુંદર નામ રાખે તો જ તેની સાથે રહેવાની હા પાડે છે એટલે પેલો ઠંઠણપાલ કોઈ સારા નામની શોધમાં ચારેકોર ભટકે છે અને છેવટ પોતાની સ્ત્રીને નામ બદલવા માટે ફરતાં ફરતાં તેને જે જે અનુભવો થયા તે વર્ણવી બતાવે છે, ત્યારે પેલી સ્ત્રી પોતાની સખીને ઝટ કહી નાખે છે, કે

> લખમી છાણા વીણંતી,
> ભીખ માગતો ધનપાળ;
> અમર તે તો મરી ગયા,
> ઠીક છે મારો ઠંઠણપાળ.

આ લોકકથા અને નામસિદ્ધિ જાતકવાળી વાત બન્ને હાડે એક સરખી છે એટલે આ લોકકથા કેટલી બધી પ્રાચીન પરંપરાને અનુસરે છે તે સહજમાં જણાઈ આવે છે. આ તો ગુજરાતી કથાની વાત થઈ, પરંતુ આવી જ બીજી સરખેસરખી કથાઓ મારવાડ, મેવાડ, પંજાબ, બંગાળ અને ઉત્તર પ્રદેશ વગેરે ભિન્ન ભિન્ન પ્રદેશોમાં પણ શબ્દફેરે ફેલાયેલી જ છે. સંભવ છે કે તે બધી કથાઓનું મૂળ આ

જાતકકથામાં હોય અથવા આ જાતકકથામાં જ કોઈ એવી અતિપ્રાચીન લોકકથામાંથી જ નીપજી હોય.

એમ પણ કલ્પના કરી શકાય કે આને મળતી કથાઓ સમગ્ર દુનિયામાંય ફેલાયેલી હોય, ચીનમાં, જાપાનમાં, રશિયામાં, જર્મનીમાં, તુર્કસ્તાનમાં, અરબસ્તાનમાં, એમ આખા એશિયામાં અને આખા યુરોપમાં પણ આ કથાનાં જુદાં જુદાં રૂપાંતરો આજે પણ ઉપલબ્ધ હોય. આ જોતાં લાગે છે કે સમગ્ર માનવજાત નામકરણની બાબતમાં કોઈ એક સરખી ભૂમિકા ઉપર છે.

*

## દાન ને દાતા

હિંદી સાહિત્યના મુસ્લિમ દાની કવિ રહીમને એક વાર કોઈએ પૂછ્યું :

सीखे कहँ न वाब जू ऐसी देनी दें ।
जेतो कर ऊँचो करो, तेतो निचो नैन ॥

દાન દેવાની આવી રીત ક્યાંથી શીખ્યા નવાબ, કે જેટલો હાથ ઊંચો કરો છો (આપવા માટે) તેટલી જ આંખો નીચી નમાવો છો ?

પ્રત્યુત્તરમાં રહીમ બોલ્યા:

देननहारा और है जो देता दिन रैन ।
लोग भरम हम पैर करें, यातें नीचे नैन ॥

દેનારો તો અન્ય છે જે રાત દિવસ દે છે. પણ લોકો મારા પર ભ્રમ કરે છે કે હું દઉં છું, તેથી આંખો નીચી કરું છું.

બીજું પણ ઉજ્જ્વળ દૃષ્ટાંત છે

નિઝામ સરકારના હોદ્દેદાર મહારાજા સર કિશનપ્રસાદ તેમની ગુપ્ત દાનવીરતા માટે પ્રસિદ્ધ છે.

એકવાર એક સરકારી 'દૌરા'માં એ નીકળ્યા હતા, ત્યારે અમુક ગામમાં એક ગરીબ સ્ત્રીએ પોતાની કન્યાને મહારાજાના ચરણો પર નાખી આજીજીભર્યા સ્વરે કહ્યું: 'આના બાપ તમારી સરકારમાં સૈનિક હતો, મા બાપ ! આનાં લગ્ન કરવાં છે, પણ ગરીબી એવી છે કે બામ્હણને દેવાનાય પૈસા નથી. તમે તો કર્ણ જેવા છો, આનાં લગ્ન કરાવી આપો.'

સરકારી કામે નીકળેલા મહારાજા હમીને 'ચઈ રહેશે બધું'. ચાર હાથવાળા ભગવાન બેઠો છે ને ઉપર !' કહી એનું નામ જાણી લઈ ચાલતાં થયા. પેલી સ્ત્રીને તેમના વિશે સાંભળેલી વાતો ખોટી લાગી.

થોડા સમય પછી એ જિલ્લાના તાલુકદાર પર એક પત્ર લખી પેલી સ્ત્રીની પુત્રીનાં લગ્ન મહારાજાની પોતાની પુત્રી સમજીને કરાવી આપવા કહ્યું. સાથે મોટી રકમની એક હૂંડી પણ મોકલી. સાથે ઊંચા વસ્ત્રો અને થોડાં આભૂષણ પણ મોકલ્યાં. એ છોકરીને મરતા સુધી પેન્શન મળે તેવી પણ વ્યવસ્થા કરી આપી. અને આશ્ચર્ય તો એ છે કે આ વાતની જાણ પણ પેલી સ્ત્રી કે છોકરીને ન થાય તેની સખત તકેદારી રાખવાની કડક સૂચના પણ પત્રમાં આપી !

—લલિત પરીખ

સંસ્કૃત ભાષામાં સૂંઠને શુંઠી, વિશ્વા, નાગર, વિશ્વભેષજ, મહૌષધ વગેરે નામોથી ઓળખે છે. હિંદીમાં તેને સોઠ કહે છે. અંગ્રેજીમાં તેને જિંજર નામથી ઓળખે છે.

નામરહસ્ય : સંસ્કૃતમાં તેને શુંઠી કહે છે. शुण्ठति प्रतिह न्त कफामवातादीन् इति शुण्ठी-शुठी प्रतिघाते 'अच्' सेतादि: । જે કફ, આમવાત તથા વાયુના રોગોના નાશ કરે તે શુંઠી કે સૂંઠ. તેનું બીજું નામ વિશ્વા છે. જે ગુણો દ્વારા રોગોને દૂર કરવા હૃદય વગેરે સ્થાનોમાં પ્રવેશે છે, તે વિશ્વા અથવા વિશ્વ. તેને નાગર પણ કહી છે. જે કફનો અવશ્ય નાશ કરે છે તે નાગર. તેને વિશ્વભેષજ પણ કહી છે જે લગભગ બધા રોગોના ઔષધરૂપ છે, તે વિશ્વભેષજ. છેલ્લે તેને મહૌષધ કહ્યું છે. જે આ જગતમાં એક મોટું ઔષધ મનાય છે, તે મહૌષધ. આમ સૂંઠનાં કાર્યો ઉપરથી જ તેનાં નામો રખાયા છે, તે બહુ મનનીય છે.

ગુણદર્શન : સૂંઠ રુચિ ઉપજાવે છે, આમવાત નામના વાયુરોગને મટાડે છે, ખોરાક પચાવે છે, મળબંધને તોડી નાખે છે, વીર્ય વધારે છે, સ્વર સારો કરે છે અને ઊલટી, શ્વાસ, શૂળ, ઉધરસ, હૃદયના રોગ, હાથીપગું, સોજા, હરસ, પેટમાં વાયુનું શૂળ વગેરે દર્દોને મટાડે છે.

કોને અહિતકર : કોઢ, પાંડુ, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, વ્રણ, પિત્તજ્વર, દાહ વગેરેના દરદીઓને તથા બહુ ગરમ પ્રકૃતિવાળાને સૂંઠ અહિતકર છે.

ક્યારે ખવી અહિતકર : ગ્રીષ્મ ઋતુ અર્થાત્ જેઠ અને અષાઢ માસમાં અને શરદ ઋતુ અર્થાત્ આસો અને કારતક માસમાં સૂંઠનું સેવન કરવું બહુ સારું નથી.

સૂંઠનું મારણ : ક્યારેક ભૂલથી સૂંઠનો અતિ ઉપયોગ થઈ જવાથી શરીરે ગરમી ફૂટી નીકળે છે.

તેવા સમયે કપૂર અને મધ ચાટવાથી આરામ થાય છે.

## કફના દરદીઓ માટે એક સર્વશ્રેષ્ઠ ઔષધ

કોના માટે ઉત્તમ : જેમને કાયમ શરદી રહેતી હોય, બેચેની રહેતી હોય અને કફના વ્યાધિઓ બહુ થતા હોય તેમને માટે આ શ્રેષ્ઠ દવા છે.

### વિશિષ્ટ પ્રયોગો

(૧) ભૂખ ન લાગવા ઉપર : જે લોકોને ભૂખ બરાબર લાગતી ન હોય, ખાવાની રુચિ જ થતી ન હોય તેમને નીચેનો પ્રયોગ કરવાથી ફાયદો થાય છે.

સૂંઠ, મરી, લીંડીપીપર, અજમો અને જીરું. આટલી વસ્તુ સરખા વજને લઈ ખાંડીને બારીક ભરી લેવી. જમતા પહેલાં આ ચૂર્ણ ૦ાા થી ૧ તોલો પાણી સાથે લઈ લેવાથી ભૂખ બરાબર ઊઘડે છે અને ખોરાકનું પાચન પણ બરાબર થાય છે અને ઉદરરોગમાં પણ ફાયદો થાય છે.

(૨) હરસ ઉપર : હરસના દરદીએ દરરોજ સૂંઠનું ચૂર્ણ છાસમાં નાખી લેવું અને સાથે સાથે દરરોજ સૂરણનું શાક ખાવાનું રાખવું.

(૩) શરદી ઉપર : સૂંઠ, મરી, પીપર, તુલસીનાં પાન, ફુદીનો, તજ અને ખડીસાકર એટલી વસ્તુનો ઉકાળો કરીને શરદીવાળા દરદીને આપવાથી ઘણો ફાયદો થાય છે.

(૪) માથું ભારે રહેવું–આધાશીશી ઉપર : સૂંઠનો બારીક પાવડર ૧ થી ૨ રતીની માત્રામાં નાકનાં બંને છિદ્રોમાં કાગળની ભૂંગળી કરી ફૂંકી દેવાથી બહુ ફાયદો થાય છે. અથવા સૂંઠને પાણી સાથે ઘસી તેનાં ૩ થી ૪ ટીપાં નાકમાં નાખવાથી આધાશીશી પણ ઊતરી જાય છે.

(૫) દંતશૂળ ઉપર : સૂંઠ ૧ ભાગ અને ફટકડી ૨ ભાગ, ટંકણખાર ૧ ભાગ એટલી વસ્તુ એકત્ર કરી દુખતા દાંત ઉપર મૂકવાથી દુ:ખ ઓછું થાય છે.

# પંડિત કે અનુભવી ?

નવલભાઈ શાહ

આપણે આપણી પ્રકૃતિમાં ખેડૂતને મોખરે રાખીએ છીએ; કારણ કે ખેડૂત જગતનો આધાર છે. તે અનાજ પકવે છે, તો જગત જીવે છે. પણ તેથી વિશેષ એનું જીવન બીજા અનેક ધંધાઓમાં પડેલા લોકો કરતાં વધારે નિષ્પાપ હોય છે, વધુ સરળ અને ઈશ્વરાભિમુખ હોય છે. પંડિતો, વિદ્વાનોને જે વાત સમજાતી નથી તે એ સહેલાઈથી સમજી શકે છે; કારણ કે એનું જીવન જ એને એ અનુભવ આપે છે આપણાં શાસ્ત્રમાં ચાર વેદનું વર્ણન આવે છે, પણ એ બધાથી વધુ કીમતી વેદ, પાંચમો વેદ અનુભવવેદ છે.

એક નાના બાળકનો જ દાખલો લો તે ચાલવાના અખતરાને જોઈને તેને પડવા જાય છે. આપણે તેને રોકવા પ્રયત્ન કરીશું તો તે રોકાશે ખરું; પણ આપણી ગેરહાજરીમાં તે હાથ નાખ્યા વગર રહેવાનું નહિ અને દઝાયા પછી કોઈ દિવસ એ બાળક બળતી વસ્તુની પાસે નહિ જાય: કારણ કે એને પ્રત્યક્ષ અનુભવ થઈ ગયો છે. પંડિત ઘણું વાંચે છે, ઘણું સમજે છે—કંઈથી ઘણું સમજે છે, પણ અનુભવથી જે સમજાય છે તે જ સાચું જ્ઞાન છે.

એક નાનો પ્રસંગ છે. એક રાજા હતો. તેના દરબારમાં અનેક પંડિતો હતા. વિદ્વાન રાજા પણ તેઓના પ્રત્યે પ્રેમ રાખતો હતો અને તેમને વર્ષાસન આપતો હતો. એક દિવસ રાજાને થયું કે દરબારમાં અટઆટલા જ્ઞાનીઓ છે, પંડિતો છે તો લાવ ને તેઓને મારા મનની મૂંઝવણ પૂછી લઉં !

દરબાર ભરાયો છે, પંડિતો આવીને પોતપોતાને સ્થાને ગોઠવાયા છે, ત્યાં રાજાએ પંડિતોને હાથ જોડી ગંભીરતાથી પ્રશ્ન કર્યો :

'આપ સૌ મારા દરબારનાં રત્નો છો, વર્ષોથી આપને વર્ષાસન મળે છે કે જેથી આપ નિશ્ચિંત રીતે જ્ઞાનસાધના કરી શકો. મારી એક મૂંઝવણ છે.'

'આપ જરૂર પૂછી શકો છો; અમે અમારી બુદ્ધિ અનુસાર એનો ઉકેલ કરીશું.'

"મારા ચાર પ્રશ્નો છે :

'ઈશ્વર છે ? તો હોય તો ક્યાં રહે છે?

'ઈશ્વર જો હોય તો તે શું ખાય છે ?

'ઈશ્વર ક્યારે હસે છે ?

'અને છેલ્લો પ્રશ્ન છે : ઈશ્વર શું કરે છે ?'

ઈશ્વર વિષે ઘણું વાંચ્યું હતું. ઘણો શાસ્ત્રાર્થ પણ કર્યો હતો. પણ એને બતાવવો કયાં ? આ તો રાજાનો પ્રશ્ન. આ કાંઈ થોડી જ જડ વસ્તુ છે કે હાથમાં પકડીને બતાવી શકીએ ! એટલે પંડિતો એકબીજાની સામે જોઈ રહ્યા.

આ પ્રશ્નોના જવાબ આપવા માટે પંડિતોએ થોડા દિવસની મહેતલ માગી. ઘણાં પોથાં ફેંદ્યાં, શાસ્ત્રચર્ચા કરી, પણ ઈશ્વરને બતાવવો કયાં ?

છેવટે એક દિવસ રાજાએ કહ્યું : 'આપ મારા આટલા પ્રશ્નોના જવાબ પણ ન આપી શકતા હો તો આ બધો ખર્ચ..'

પંડિતો સમજી ગયા. હવે શું ? વર્ષાસન મળે નહિ તો આ પાટનગરમાં રહેવું પાલવે કેમ ? એટલે તેઓ ચાલી નીકળ્યા.

રસ્તામાં એક નદી આવી. નદીને કાંઠે એક ખેડૂતનું ખેતર. ખેતરમાં શેરડીનો વાઢ ઊભો હતો. બપોર સુધી કામ કરીને થાક્યોપાક્યો ખેડૂત સ્નાન માટે નદીએ આવ્યો, ત્યાં આ વિદ્વાનોને જોયા. જોતાં જ ભક્તિપૂર્વક પગે લાગ્યો. અને તેઓને વાડીએ આવી શેરડીનો રસ પી પોતાને કૃતાર્થ કરવા વિનંતિ કરી.

'ભલા માણસ, રસ પીવાની ક્યાં વાત કરે છો! અમારો તો જીવનમાંથી જ રસ ઊડી ગયો છે ને?'

ખેડૂતે સ્નાન કરતાં કરતાં જોયું કે આ લોકો ભારે મૂંઝવણમાં છે. તે આગ્રહ કરી વાડીએ લઈ ગયો. રસ પાયો–'બોલો, આપની શી મૂંઝવણ છે?'

'ભઈ, એ તારા ગજા બહારની વાત છે! અમે રાજદરબારના પંડિતો પણ મૂંઝાઈ ગયા છીએ.'

'પણ વાત તો કરો.'

પંડિતોએ રાજાજીના ચાર પ્રશ્નો પેલા ખેડૂતને આખરે કહ્યા.

'ઓહો! એમાં શું? જાવ તમારા રાજાજીને કહો કે અમારો એક માણસ એનો જવાબ આપશે.'

પંડિતને થયું કે જો આ જવાબ આપતો હોય તો આપણું જાય છે શું? પ્રયત્ન તો કરીએ!

તેઓ રજા પાસે ગયા. રાજાએ સંમતિ આપતાં કહ્યું: 'આ મારી મૂંઝવણ છે, એનો ઉકેલ જે કરે તે.'

દરબાર ભરાયો. તમાશાને તેડું ન જ હોય. જે પ્રશ્નોના જવાબ રાજદરબારના ભલભલા પંડિતો નથી આપી શક્યા તેના જવાબ આપવાને ગામડાના એક મેલાઘેલા ખેડૂતને પંડિતો પકડી લાવ્યા છે. આવી વાતમાં કોને રસ ન પડે?

દરબાર ભરાઈ ગયો. ખેડૂતને બેસવા માટે ઊંચું આસન ગોઠવ્યું હતું કે જેથી શ્રોતાજન તેને જોઈ શકે–સાંભળી શકે. પ્રધાનશ્રીએ એ ખેડૂતને તે આસન પર બેસવા વિનંતિ કરી.

'પણ બાપુ! મને એ નો હોય! હું તો તમારો ખેડુ. ધરતીની રજ મારી જાત પર શોભે. તમતમારે પ્રશ્ન કરો.

'તો સાંભળો: ઈશ્વર ક્યાં છે? જો હોય તો બતાવો.'

'લ્યો, આપ જેવા માણસને આજ સુધી આટલુંય ન સમજાયું? આપ મને એટલું તો બતાવો કે ઈશ્વર ક્યાં નથી? એટલે હું હાથ પકડી ઈશ્વર બતાવી દઉં.'

રાજાજી આ જવાબ સાંભળી વિચારમાં પડી ગયા: ઈશ્વર ક્યાં નથી? શું મારા દેહમાં નથી? આ સભામાં બેઠેલા માણસોના દિલમાં નથી? ઝાડ, પાન, ફળફૂલમાં નથી?

સભામાં બેઠેલા લોકો પણ મેલાઘેલા ખેડૂતનો જવાબ સાંભળી આશ્ચર્યમાં પડી ગયા. માળો ખરો!

ત્યાં જ રાજાએ કહ્યું: 'માની લઈએ કે ઈશ્વર બધે જ છે. તો શું ચોર ચોરી કરવા જાય છે તે પણ ઈશ્વર જ કરાવે છે ને?'

'ચોરના દિલમાં પણ ઈશ્વર છે, પણ સાથે સેતાન પણ છે. એના દિલમાં બેઠેલો સેતાન જોર કરે એટલે એ ખોટું કરવા પ્રેરાય. તે વખતે અંદર બેઠેલો ઈશ્વર ધીમા સ્વરે એને કહે જ છે: 'આ ખોટું છે' અને આ જે કહે છે તે ઈશ્વર છે.'

'ઈશ્વર જો હોય તો તે શું ખાય છે? આ મારો બીજો પ્રશ્ન છે.'

'લ્યો! એ કાંઈ આપણી જેમ થોડો રોટલા ખાય છે? ઈશ્વરનો ખોરાક છે 'અહંકાર.' જ્યાં ઈશ્વર આવ્યો ત્યાં અહંકાર નાઠો જ સમજો. જ્યાં રામ ત્યાં કામ નહિ અને જ્યાં કામ ત્યાં રામ નહિ. કામનો જન્મ અહંકારમાંથી થાય છે. હું આ, હું આવો, આ મારું, આ બધી જ જાળ અહંકારમાંથી ઊભી થાય છે. ભગવાન આવે એટલે એ મારાપણું ભાગે અને જેનું મારાપણું ગયું તેનાં બધાં કામ ભગવાનનાં બની જાય છે.'

રાજા ખેડૂત પ્રત્યે આદરથી જોઈ રહ્યો, સભાજનો પણ એકબીજા સામે તાકી રહ્યા. જ્ઞાની પણ ન આપે તેવો સાદોસાદો જવાબ છે. એ તો ભાઈ થોડો શાસ્ત્રોને પૂછવા જાય છે? એના હૈયામાં જે ઊગે છે તે જ બોલે છે. જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ અને જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી.

રાજસભામાં વ્યાપેલી શાંતિ તોડતાં ધીર અને શાંત અવાજે રાજાએ પૂછયું: 'મારા બે પ્રશ્નોના

જવાબ તો હૃદય સોંસરા ઊતરી જાય તેવા છે. હવે મારો ત્રીજો પ્રશ્ન છે. ઈશ્વર હસે છે ક્યારે ?'

આ પ્રશ્ન સાંભળતા જ ખેડૂત ખડખડાટ હસી પડ્યો. ક્યાંય સુધી એના મુક્ત હાસ્યનું મોજું સભા પર ફરી વળ્યું. શાંતિ પથરાતાં જ ખેડૂતે કહ્યું: મહારાજ, ઈશ્વર તો હંમેશા હસે છે !'

'હંમેશાં ?' રાજાએ પૂછ્યું.

'હા;' અને તે માનવને જોઈને માનવદેહ પામતા પહેલાં તે કેટલો ડાહ્યો હતો ! આ બિચારા પશુને મન નથી, તેમને આંગળીઓ નથી. તે વિચારે છે : મને જો માનવદેહ મળી જાય તો હું હાથથી સુંદર કામ કરીશ. મનથી સારું જ વિચારીશ.

પરંતુ તેને માનવદેહ મળ્યો અને તે બદલાઈ ગયો. ઈંદ્રિયભોગોને જ સર્વસ્વ માનીને તે જીવે છે. જાણે એકઠું કરેલું બધું જ ધન તેની સાથે આવવાનું છે એમ માની ઠેઠ મરતાં સુધી સંગ્રહ કરે છે. છોકરાનું લાલનપાલન કરે છે, સ્ત્રીને ઘરેણાં અને વસ્ત્રોથી શણગારે છે.

'ભગવાન હસે છે માનવની આ બાલિશતા પર... ઘડપણ આવવાનું છે હાથમાં દંડો લઈને, દાંત પડવાના છે અને મોં બોખું થવાનું છે. જે ઈંદ્રિયોથી ભોગ ભોગવાય છે, તે શિથિલ થવાની છે; છતાં આ બધું તેની ચારે બાજુએ જુએ છે છતાં, ઇંદ્રિયોના ભોગોમાંથી, એકઠું કરવામાંથી, તે ઊંચો આવતો નથી. ઈશ્વર હસે છે હંમેશાં હસે છે–માનવીની આ પામરતાને.'

રાજા વિચારમાં પડી ગયો. તેને થયું કે આ ખેડૂત થાકી ગયો હશે તે એ ખેડૂતના પ્રભાવમાં આવી ગયો હતો. તેણે કહ્યું: 'તમે લાગો છો તો સાવ સીધાસાદા–મેલાઘેલા... ..'

'મહારાજ, મેલોઘેલો છું જ. અમારો ધંધો જ ધરતી સાથે, એટલે કપડાં એવાં જ હોય ને ?'

'તમે ઊભા જ રહ્યા છો તો જરા બેસો–' અને રાજાએ વધુ વિવેક વાપરીને પોતાના સિંહાસન પર બેસાડ્યો.

'જરા આરામ પડ્યો થયું છે'– ખેડૂતે સિંહાસન પર બેસીને રાજાને કહ્યું.

'જેવી તમારી ઈચ્છા' – અને રાજાજી ખેડૂતના આસન પર ગયા.

આખી સભા સ્તબ્ધ થઈ ગઈ આ શું ? રાજસિંહાસન પર એક ખેડૂત સૂતો !

ખેડૂત તો બીજી જ પળે નસકોરાં બોલાવવા લાગ્યો. પંદરેક મિનિટે આંખ ખૂલી.

રાજાએ પ્રશ્ન કર્યો મારો એક ચોથો પ્રશ્ન હજી બાકી છે.

'શો ?'

'ભગવાન શું કરે છે ?'

'કેમ ! હજુ તમને તમારા પ્રશ્નનો જવાબ ન મળ્યો ?'

રાજા આશ્ચર્યથી કહે, 'અરે ! તમે તો ઘસઘસાટ ઊંઘતા હતા. એક શબ્દ પણ બોલ્યા નથી...'

'તો મહારાજ ! એ જ એનો જવાબ છે. હું એક સામાન્ય ખેડૂત તમારા રાજસિંહાસન પર બેઠો ને તમે મારી જગ્યાએ ઊભા રહ્યા એ જ એ કરી શકે છે. તે ધારે તે પળમાં કરે જ્યાં જળ હોય ત્યાં થળ કરે અને થળ હોય ત્યાં જળ કરે, રાજાને રંક અને રંકને રાજા બનાવે.'

વિદ્વાનો એકદમ ઊભા થઈ ગયા. ખેડૂતના ચરણમાં પડતાં તેમણે કહ્યું 'અનુભવ એ જ સાચું જ્ઞાન છે. અને અનુભવ તે જ પાંચમો વેદ છે.

*

રામનામ કલ્પનાનું તૂત નથી એનો નાદ હૃદયમાંથી લાવવો જોઈએ. એ ઈશ્વર પરની જીવંત શ્રદ્ધા છે, તથા તેના કાયદાનું જ્ઞાન છે. એ જ્ઞાન તથા એ શ્રદ્ધા બીજી કોઈ વસ્તુની સહાય વિના સંપૂર્ણપણે તંદુરસ્તીનો આધાર છે. પૂર્ણ મન પૂર્ણ હૃદયમાંથી ઉદ્‌ભવે છે. —ગાંધીજી

આનંદી અને અશાંત વિચારો એ ઉદાસી, નિરાશા વગેરે દૂઢીપંથ રોગોનું અતિ ગુણકારક ઔષધ છે માત્ર આશા એ જ કેટલાક ખરાબમાં ખરાબ માનસિક રોગની ઔષધિ છે.

અશાંત આદર્શોને વળગી રહેવાથી રોગ, નિષ્ફળતા અને 'દુઃખની દાદી'–નિરાશા દૂર થઈ જાય છે.

તમારા મનના દરવાજા પર ચોકી કરો તમારા સુખ અને કાર્યસિદ્ધિના સઘળા દુશ્મનોને દૂર રાખો. આથી અલ્પ સમયમાં તમારી શક્તિમાં અત્યંત વધારો થયેલો જોઈને, તમારું જીવન સંપૂર્ણ ફેરવાઈ ગયેલું જોઈને તમે આશ્ચર્યચકિત થઈ જશો.

ત્યારે એમ લાગશે કે, પરમાત્મા આપણને સહાય કરે છે. કારણ કે આપણા વિચારો અને આપણી ભાવનાઓ જીવન અને સત્યથી વ્યાપ્ત હોય છે. અને તેમાં સર્વશક્તિનો વાસ હોય છે.

દૌર્બલ્ય, નિષ્ફળતા, અસુખ અને રંકતાની સૂચના કરનાર સઘળા વિચારો નાશકારક અને નિરોધક હોય છે ને તેઓ આપણા શત્રુ છે. જ્યારે જ્યારે તેઓ તમારા મનમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે, ત્યારે તેમને કચરી નાખો તમે જેમ ચોરને દૂર રાખો છો, તેમ તેમને દૂર રાખો. કારણ કે તેઓ ચોર હોય છે. તેઓ જ તમારાં સુખ, શાંતિ, શક્તિ, આનંદ અને સફળતા લૂંટી લે છે.

પ્રત્યેક સત્ય, સુંદર અને પરોપકારી વિચાર એવો હોય છે કે જો તે મનમાં ધારણ કરવામાં આવે તો તે આપણી જાતમાં સત્ય, સૌંદર્ય અને પરોપકારની ઉત્પત્તિ કરે છે તે આપણા આદર્શને શુદ્ધ કરે છે અને આપણા જીવનને ઉચ્ચ બનાવે છે. પ્રોત્સાહક અને ઉત્તેજક વિચારો જ્યારે મનમાં ભરેલા હોય છે ત્યારે તેમના વિરોધી વિચારો પોતાનું ભયંકર કર્મ કરી શકતા નથી, કારણ કે તેઓ તેની સાથે રહી શકતા નથી, તેઓ સ્વભાવથી જ એકબીજાના શત્રુ છે.

જે વસ્તુને આપણે ચાહીએ છીએ અને જેની આપણે તીવ્ર ઇચ્છા ધરાવીએ છીએ તેના જેવા જ આપણે દિવસે દિવસે થતા જઈએ છીએ, અને જે વસ્તુને આપણે ધિક્કારીએ છીએ, જેના પ્રત્યે આપણે ઘૃણા ધરાવીએ છીએ અને વારંવાર જેનો અનાદર કરીએ છીએ તેના કરતાં આપણે વિપરીત થઈએ છીએ આપણે જે વસ્તુસ્થિતિને ધિક્કારીએ છીએ તે વસ્તુસ્થિતિ આપણા પરનો પોતાનો પ્રભાવ ગુમાવે છે. આપણા ચરિત્ર પરની તેની અસર દૂર થાય છે અને અંતે તે અદૃશ્ય થઈ જાય છે.

સત્ય, આશા અને સૌંદર્યના વિચાર કરવાથી આપણામાં પ્રચંડ શક્તિ આવે છે અને આપણું ચારિત્ર્ય દૃઢ થાય છે. જે માણસને આ વાતની પ્રતીતિ થાય છે તે વિશ્વના મૂળ નિયમને ગ્રહણ કરે છે. તે સ્વયં સત્ય સુધી ચઢ્યો જાય છે અને સત્યને જ પોતના જીવનમાં ઉતારે છે. અમે ખુદ પરમાત્મામાં જ વસીએ છીએ સત્યના કેન્દ્રમાં જ રહીએ છીએ એવી જેમને પ્રતીતિ થયેલી હોય છે તેમનામાં નિર્ભયતા, શક્તિ, શાંતિ અને વિશ્રાંતિની ભાવનાનો ઉદ્ભવ થાય છે

આપણે નિત્ય જે વિચાર કરીએ છીએ તે કેટલા મહત્ત્વના છે તેનું વર્ણન થઈ શકતું અશક્ય છે જેવો વિચાર તેવો જ આદર્શ હોય છે જો વિચાર હલકો હોય તો આદર્શ ઊંચો હોઈ શકતો નથી. આનંદી અને આશાવંત થવાથી સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે જે લોકો સફળતા આનંદ અને પરોપકારનું વાતાવરણ પોતાની આસપાસ ફેલાવે છે, તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પ્રકાશ ફેલાવે છે, તેઓ જગતને સહાય કરે છે, તેનો બોજો હલકો કરે છે, તેઓ આપત્તિનું બળ ઘટાડી નાખે છે, ધારતના

શા 'રુઝાવે છે અને નિરાશ થયેલાને આશ્વાસન આપે છે

ગુલાબ જેવી રીતે પોતાનું સૌંદર્ય અને સુગંધ ફેલાવે છે તેવી રીતે જ્યાં પણ જાઓ ત્યાં સર્વત્ર તમે તમારા આનંદનો પ્રકાશ ફેલાવો જ્યારે આપણે શીખીશું કે સત્ય અને પ્રેમના વિચારો રોગ નિવૃત્ત કરે છે ઘા રુઝાવે છે, શાંતિ અને સૌંદર્ય લાવી આત્માને ઉન્નત અને ઉદાર બનાવે છે અને તેના વિરોધી વિચારો સર્વત્ર મરણ, નાશ અને પ્રતિરોધ ફેલાવે છે, ત્યારે જ આપણે જીવનની સત્ય કૂચી જાણીશું

ક્રોધ, ઈર્ષ્યા, તિરસ્કાર, અદેખાઈ અને અનુદારતાના વિચારથી મનને મુક્ત રાખવું જોઈએ સંકુચિત બનાવનારી પ્રત્યેક વસ્તુથી તેને મુક્ત રાખવું જોઈએ, નહિ તો મનની કર્તૃત્વશક્તિ શિથિલ બની જશે, તેનું કામ હલકા પ્રકારનું બનશે અને તેની શાંતિ નષ્ટ થશે

એક માણસ જ્યારે અન્ય પ્રત્યે વેર અને અમિત્રતાના વિચાર કરે છે, ત્યારે તે ઉત્તમોત્તમ કાર્ય કરી શકતો નથી. આપણી શક્તિ જ્યારે શાંતિપૂર્વક કામ કરે છે ત્યારે જ માત્ર તે ઉત્તમોત્તમ કામ કરી શકે છે આપણા અંતઃકરણમાં સદ્‌ભાવનાનો વાસ હોવો જોઈએ તે વિના આપણે શારીરિક યા માનસિક કામ સારું કરી શકીશું નહી

કેટલાક લોકો કેવું સરળ કેવું સુંદર, કેવું મધુર જીવન ગાળે છે! તેમના મનઃસ્થૈર્યનો ભંગ કરે એવી વસ્તુઓ ભાગ્યે જ હોય છે! તેમના જીવનમાં અશાંતિ બિલકુલ હોતી નથી કારણ કે તેમનો સ્વભાવ શાંત હોય છે પ્રત્યેક જણ તેમને ચાહે છે તેમના કોઈ શત્રુ હોતા નથી, કારણ કે તેઓ શત્રુતા ઉત્પન્ન કરતા નથી એવા સદ્‌ગુણોને લીધે તેમને દુઃખ અથવા સંતાપ થવો ઓછો હોય છે

જેઓ મધ્યાગ્રતા, પરોપકાર અને સહાનુભૂતિના વિચાર કરે છે, જેઓ સર્વ પ્રત્યે મિત્રભાવ રાખે છે અને જેમના અંતઃકરણમાં ક્રોધ, ધિક્કાર, વેર, તિરસ્કાર હોતા નથી, તેઓ આકર્ષક, પરોપકારી અને આનંદી હોય છે

પ્રત્યેક વસ્તુ પરમાત્મશક્તિના મહાન અમર્યાદિત ભંડારમાંથી આવે છે અને તે આપણા તરફ જોઈએ તેના પૂરતા પ્રમાણમાં આવે છે જ્યારે આપણે તે અનંત શક્તિની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય પ્રાપ્ત કરીએ છીએ જ્યારે આપણે આપણામાંથી પશુવૃત્તિ હાંકી કાઢીએ છીએ અને અપ્રામાણિકતા, સ્વાર્થ તથા અપવિત્રતારૂપી કચરાને બાળી નાખીએ છીએ, ત્યારે આપણે આપણે ઈશ્વરનું દર્શન કરીએ છીએ પરમાત્મારૂપી સત્‌વસ્તુથી અજ્ઞાન રાખનારી ઉપરોક્ત વસ્તુઓથી આપણે જે સમયે દૂર રહીએ છીએ તે જ વખતે આપણે તે સત્‌વસ્તુનું દર્શન કરી શકીએ છીએ જે અંતઃકરણ પવિત્ર હોય તે જ ઈશ્વરનું દર્શન કરી શકે છે

આ પરથી પ્રતીત થશે કે, પ્રત્યેક અશાંતિ ભરેલો વિચાર તેમ જ બીજા માણસનો અન્યાયપૂર્વક લાભ લેવાનો વિચાર તથા ન્યાયપૂર્વક જે પોતાનું ન હોય તે લેવાનો પ્રયેક પ્રયત્ન માણસને લાભ કરતા હાનિ વિશેષ કરશે આ જગતમાં એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે અપ્રમાણિકતા અને સ્વાર્થીપણાનો કદી પણ જય થતો નથી એક વખત એવો આવશે કે જ્યારે કુકર્મ કરનારા સત્કાર્ય કરવું આરંભશે અને લોકો એ સુવર્ણમય નિયમને અંતઃકરણપૂર્વક અનુસરશે

*

'જાત્રાએ ગયા પછી તો આપણામાં સદ્‌ગુણો વધવા જોઈએ નહિ તો પેલું કડવું તુંબડું અનેક સરિતાઓના નીરમાં નાહીને પણ કડવું જ રહ્યું તેમ થશે મન તો તંતુ કરતા ઘણું ચેતનમય છે જાત્રા કર્યા પછી માણસમાં મેં ચાર ધામની જાત્રા કરી છે એનો જ અહંકાર વિનો વધે છે, તેમ માન પણ મળ્યા કરે એવું ઇચ્છીએ છીએ આમાં આપણે જરા પણ ગાફેલ રહ્યા તો અહંકાર વધતાં પતન થય છે'

પૃષ્ઠ ૪૩૬થી ચાલુ ]

**ફરાકકા રેલ્વે બ્રીજ**

૧૨મી નવેમ્બરે ફરાકકા રેલ્વે પુલ ગંગા નદી ઉપર ખુલ્લો મૂકાતાં, બંગાળ, આસામ અને ઉત્તર બિહાર વચ્ચે વાહન વ્યવહારની એક ખૂબ ઉપયોગી સાંકળ પુરવાર થશે પૂર્વ દિશાના વ્યવહાર માટે આ પુલ આશીર્વાદ રૂપ બની રહેશે કલકત્તા અને ઉત્તર બંગાળ વચ્ચેની મુસાફરીમાં રેલ્વે રસ્તે પચાસ કલાકનો સમય બચશે, કલકત્તા–ગૌહત્તી વચ્ચે નવ કલાક ન્યુ દિલ્હીથી સીલ્ચર સુધીની મુસાફરી ૨૧ કલાક વહેલી થશે. ઉત્તર બંગાળ, આસામ અને ત્રિપુરાના સરહદે લશ્કરી સામગ્રી અને સૈનિકોની હેરફેર માટે આ પુલ મહત્વનો છે બંગાળના બે ભાગ પડી જતાં ઉત્તર બંગાળ રેલ્વે જોડાણથી વંચિત બની ગયું હતું અને આસામ સાથેનો સંબંધ પણ તૂટી ગયો હતો પંગુથી શરૂ કરી હાવરા સુધી ગંગા નદી પાર કરવા કોઈ સુવિધા પ્રાપ્ત ન હતી એટલે એકબાજુ દક્ષિણ બંગાળ અને બીજી તરફ આસામ, મણીપુર, ત્રિપુરા નાગાલેન્ડ નેફા વગેરે પ્રદેશો વચ્ચે વિનિમય માટે જે કડી ખૂટતી હતી તે હવે સધાય છે છેક ૧૯૨૦માં ફરાકકા ખાતે બેરેજ બાંધવા માટે ભારત સરકારે નિર્ણય લીધો હતો એક અબજ રૂપિયાની આ યોજના પૂર્ણતાને આરે પહોંચવા આવી છે. ૧૯૬૬નાં રેલ્વે તરફથી સાત કરોડ રૂપિયાને ખર્ચે આ પુલ બાંધવાની શરૂઆત થઇ અને બે વર્ષમાં પૂરી થઇ આ પુલ ૨.૬ કિલોમિટર લાંબો છે અને તેમાં ૧૦૯ કમાનો છે, જે પ્રીસ્ટ્રેસ્ડ કોન્ક્રીટની બનેલી છે આ પુલને જોડતો ૮૭૦ ફીટ લાંબો કેનાલ બ્રીજ પણ આ યોજનાનો ભાગ છે આ પુલ બાંધવા માટે ૧૫ એન્જિનિયરો બે હજાર મજુરો, તેમજ ૨૬૬ કારીગરોએ સંપૂર્ણ કૌશલ દાખવી ૩૦ માસમાં કામ પૂરું કરી આપ્યું તે એક વિક્રમ સમાન છે એન્જિનિયરીંગ બાંધકામ માટે ભારતીય રેલ્વેની નિપુણતા વિશ્વમાં શ્રેષ્ઠ મનાયેલી છે પૂર્વ ભારતની આબાદીની ઉપર પ્રભાવ આ પુલ હવે તો બંગલાદેશ માટે એટલો જ ઉપયોગી નિવડશે કેમકે એ દેશનો મુખ્ય સંબંધ અને વ્યવહાર ભારત સાથે જ રહેશે

**અણુ વીજળી**

વીજળી માટે ગુજરાત રાજ્યની જરૂરિયાતોને પહોંચી વળવા માટે સૌરાષ્ટ્રના સાગરકાંઠે અણુવીજળી મથક સ્થાપવાની શક્યતાઓ વહેલી તકે અમલી થાય તે જરૂરી છે. થર્મલ મથકો ગુજરાતને પોસાય તેમ નથી કેમકે કોલસાનો પૂરવઠો છેક બંગાળથી લાવવો પડે છે. તારાપુર ખાતેના અણુવીજળી મથકે ગુજરાત અને મહારાષ્ટ્રને બે વર્ષથી વીજળી પૂરી પાડી છે. ચારસો મેગાવોટના આ સ્ટેશને અત્યાર સુધી પ્રશંસનીય કામગીરી બજાવી છે અહીં ઉત્પન્ન થતી વીજળીનો ખર્ચ દર યુનિટે ૫.૬૧ પૈસા આવે છે. અણુશક્તિથી ચાલતા આ મથકને બદલે થર્મલ મથકમાં દર વર્ષે દસ લાખ ટન કોલસો જોઇએ હવે તો આ મથકની સઘળી કામગીરી આપણા એન્જિનિયરોએ ઉપાડી લીધી છે બે રીએક્ટરોમાંથી એક ભઠ્ઠીને ફરીથી યુરેનિયમથી પ્રજ્વલિત કરવાની કામગીરી તેઓ બજાવવાના છે રેડિયોએક્ટિવ યુરેનિયમના સળિયા ૬૦ ફૂટ ઊંડા પાણીમાં ડૂબાડી રાખવામાં આવે છે આ સ્ટેશનને ફરતા ત્રણચાર માઇલના વિસ્તારમાં સખત તકેદારી રાખવામાં આવે છે. વાતાવરણમાં રેડિયોએક્ટિવ રજકણો ન પ્રસરે તે બાબત ખૂબ ધ્યાન અપાય છે તારાપુર ખાતે પ્લુટોનિયમ તથા યુરેનિયમનું પ્રમાણ જરૂરિયાતથી વધુ છે તેનો ઉપયોગ બોમ્બ બનાવવા માટે થઈ શકે પરંતુ ભારત જેવો શાંતિપ્રિય દેશ આ રસ્તે ચડવું પસંદ કરે નહીં. પ્લુટોનિયમનું બળતણમાં રૂપાંતર કરવામાં આવે છે. તારાપુરે દેશના ભાવિ અણુવિજળી ઉત્પાદન મથકો ઊભા કરવા માટે અનુભવ મૂડી તેમજ વૈજ્ઞાનિકોની જરૂરિયાત પૂરી પાડી છે તેમાં બે મત નથી સૌરાષ્ટ્રમાં આવું મથક સ્થપાય તો તારાપુરની વીજળી ગુજરાત–મહારાષ્ટ્ર વચ્ચે વિભાજીત થતી અટકે અને બન્ને રાજ્યોને એક એક મથક મળી રહે.

**શિયાળો અને ઊની કપડાં**

શિયાળો બેસવાની સાથે જ ગરમ કાપડ તેમજ કપડાંની બજારમાં હલચલ મચી રહે છે. ગરમ કાપડનો ભાવ ગરીબ તેમજ મધ્યમવર્ગના માનવીને પોસાય તેવો રહ્યો નથી આપણે ત્યાં ઊનની પેદાશ બહુ જ મર્યાદિત છે. ગુજરાત રાજ્યે આ દિશામાં જે નવું પ્રસ્થાન કર્યું છે તે સફળ થાય તેમ ઇચ્છીએ ગરમ કાપડની મીલોને પૂરતા પ્રમાણમાં ઊન મળી શકતું

નથી તે ખોટ કાંઈક અંશે પૂરી પાડવા ગુજરાત સરકારે પહેલ કરીને ૧૨ લાખ રૂપિયાને ખર્ચે રશિયાથી એક હજાર મેરીનો ઘેટાં મગાવ્યાં છે. આ ઘેટાંની મદદથી જે નવી ઓલાદ પેદા થશે તે પણ વધારે ઊન આપનારી હશે. બીજાં દસ હજાર ઘેટાં દ્વારા વર્ષે ૬૦ હજાર કીલોગ્રામ ઊન મેળવવાની સરકારની ધારણા છે. રશિયન ઘેટાંને હાલને માટે કચ્છના નળિયા ખાતે રાખવામાં આવ્યાં છે. આ અગાઉ ૧૯૬૫માં પ્રાયોગિક ધોરણે રશિયન ઘેટાંને સફળતા પૂર્વક ઉછેરવાનો અખતરો કર્યા પછી હવે તે વ્યાપક રીતે હાથ ધરાયો છે. ગુજરાત ઉપરાંત કાશ્મિર, હિમાચલ, રાજસ્થાનમાં પણ આજ રીતે રશિયન મેરીનો ઘેટાંની આયાત થનાર છે. સુધરેલી જાતના ઘેટાં વધુ ઊન આપશે—મીલો વધુ કાપડ ઉત્પન્ન કરશે અને સાથે સાથે વસતિ વધારો થતાં માંગ પણ વધતી જ રહેશે.

## પરદેશનીતિ

બંગલાદેશની મહાન સિદ્ધિ મેળવ્યા પછી ભારત સમક્ષ નવા નવા કોયડાઓ રજૂ થનાર રહેશે. આ કડવો ઘૂંટડો પાકિસ્તાનના ગળે સહેલાઈથી ઊતરશે નહીં, અને તે વધુ ઝનૂનથી શસ્ત્રાસ્ત્રો મેળવીને બળ એકઠું કરવા પ્રયત્નો કરશે. આરબરાષ્ટ્રોએ ઉગ્ર સંઘર્ષમાં પાકિસ્તાનનો પક્ષ લીધો. ઈરાન અને તુર્કીએ છડેચોક શસ્ત્ર સહાયની જાહેરાત કરી. આફ્રિકાના મુસ્લીમ દેશોએ પણ નૈતિક ટેકો પાકને આપ્યો. એટલે હવે દુનિયાના રાષ્ટ્રો તેમજ મહાસત્તાઓ નવેસરથી જે રાજરમત રમે તેમાં ભારતે કુશળતાથી દાવ ખેલવાનો રહેશે. અમેરિકા બાબતમાં એટલું સારૂં છે કે ત્યાંના લોકોની સહાનુભૂતિ ભારત પક્ષે છે. મલેશિયા ભારતથી વિમુખ અને પાકિસ્તાનની નજીક સર્યું છે તે વાત સુધારી લેવાની જરૂર છે. નેપાળ અને સિલોનને પણ આપણે પક્ષે રાખવા અને તે માટે જરૂરી પ્રયત્નો ચાલુ રાખવાની જરૂર પણ એટલીજ તાકીદની છે. ઈઝરાઈલને માન્યતા આપવા માર્ગ હવે ખુલ્લો થયો છે. આરબ રાષ્ટ્રોનું આપણે બહુ માન રાખ્યું. હવે તેઓ માંહેમાંહે કુસ્તી કરે તેવી કુટિલ નીતિ અપનાવવી પડે તો તેમાં દોષ કોઈનો નહીં હોય. શાસ્ત્રમાં પણ અમુક અપવાદોમાં ખોટું બોલવાની છૂટ આપી છે. રાષ્ટ્રના હીત માટે જે કાંઈ જરૂરી જણાય તે બધું જ થઈ શકે છે. સૌથી જટીલ પ્રશ્ન ચીનનો છે. રશિયા સાથે આપણે કરાર કર્યા તે તેને ગમ્યું નથી. કેમકે ભારત બળવાન રાષ્ટ્ર બને અને ચીનની પડખે આવાં બે બળવાન મહારાષ્ટ્રો હોય તે તેની મહત્વાકાંક્ષા આડે આવે છે. આપણે ચીનને એવી ખાત્રી કરાવવી જોઈએ કે ભારત ગમે તેટલું શક્તિશાળી બને તે કોઈને માટે જોખમરૂપ બનશે નહિ માત્ર સ્વરક્ષણ માટે જ અને ઈસ્લામના ટોળાંનું ધર્મઝનૂન તેને આભડે નહિ તે માટે જ તે શક્તિનો સંચય કરે છે. ઈન્દિરાજી પરદેશનીતિ ફરીથી કંડારશે એવી આજની શક્યતા નકારી શકાય નહિ.

## ૧૯૭૧-૭૨

૧૯૭૧ની સાલ ભૂતકાળ બની ગઈ. ઘણા શકવર્તી બનાવો આ વર્ષ દરમ્યાન બન્યા છે. સૌથી મહત્વનો બનાવ ભારતે પૂર્વ બંગાળના ૭ાા કરોડ લોકોને લશ્કરી એડી નીચેથી મુક્ત કરી તેમને આઝાદી અપાવી તે છે. દુનિયાના ઇતિહાસમાં આવું પરોપકારનું કામ કર્યાનું ચોપડે લખાયું નથી તે વિક્રમ ભારતવર્ષે રચ્યો છે. યુનો જેવી સંસ્થા અને તેની સીક્યુરીટી કાઉન્સિલ તથા જનરલ એસેમ્બલી શબ્દોના ચૂંથણાં વર્ષોથી ચૂંથે છે, પરંતુ કશાંય અન્યાય સામે પગલાં લેવા અસમર્થ બને છે, ત્યારે ભારતે જે નૈતિક ફરજ બજાવી તેથી જગત સ્તબ્ધ બનીને જોઈ રહ્યું. રાજકારણના ક્ષેત્રે નવાં વળાંકો આવ્યાં તે પણ અભુતપૂર્વ બની રહ્યાં. અમેરિકાના પ્રમુખે સામેથી ચીનની મુલાકાત શોધી. વિયેટનામમાં અમેરિકાના શસ્ત્રોને ફાવટ મળી નહિ.

ભારતે રશિયા સાથે ૨૦ વર્ષના કરાર કર્યા તે વર્ષનો યાદગાર બનાવ રહેશે. અમેરિકન ડોલર, જે અજેય ગણાતો તે આ વર્ષ દરમ્યાન ડગમગી ગયો અને તેનું અવમૂલ્યન તોળાઈ રહ્યું છે. ૧૯૭૨ની સાલ મહાસત્તાઓની ચાલબાજીના વધુ આશ્ચર્યકારક પરિણામો બતાવે તો નવાઈ નહિ. ઈઝરાઈલ–આરબ સંઘર્ષની શક્યતા આ વર્ષ માટે ઝઝૂમી રહી છે.

# અવલોકન

**મહાભારતની કથાઓ ભાગ ૬ થી ૧૧**
લે શ્રી ધૂમકેતુ પ્રકાશક ગૂર્જર
ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ
એક સાથે કિંમત રૂ ૭

અગાઉ પાંચ ભાગ વિષે લખ્યુ હતુ હવે ૬ થી ૧૧ ભાગ સુધીની વાત આવે છે 'મહાભારતની કથાઓ' એ આપણો લોકસંસ્કારી વારસો છે આપણા નૈતિક જીવનનુ એમા રહસ્ય રહ્યુ છે એ કથાએ હમેશા કિશોરો પાસે, મોટાઓ પાસે, દરેક ઘર પાસે રહેવી જોઈએ એ હેતુથી આ કથાઓ અહી ઉતારી છે ભાષા કાળજીપૂર્વક સાદી પણ કરી છે છતા મૂળના ભાવ એટલા ઉન્નત છે કે એ ગ્રહણ કરવા માટે થોડી તૈયારી વાચનાર જગતે પણ બતાવવી રહી શ્રી ધૂમકેતુએ પ્રસ્તાવનામા કહે । આ શબ્દો યથાર્થ બની રહ્યા છે અને મહાભારતની કથાઓ રજૂ કરવા પાછળની તેમની ભાવનાને વાચા આપે છે આ ૭ ભાગમા જે કથાઓ રજૂ થઈ છે તેનો ક્રમ આ પ્રમાણે છે

ભાગ ૬ (૧) યક્ષના પ્રશ્નો (૨) એકચક્રા નગરી (૩) દ્રૌપદી સ્વયવર

ભાગ ૭ (૧) રાજસૂય યજ્ઞ (૨) શિશુપાલ વધ (૩) ગુપ્તવાસ

ભાગ ૮ (૧) તેર વર્ષ પૂરાં થયા નથી (૨) શ્રીકૃષ્ણ પાસે મદદ માગવા (૩–૪) શ્રી કૃષ્ણવિષ્ટિ (૫) વિદુલાનું આખ્યાન

ભાગ ૯ (૧) અભિમન્યુ (૨) જયદ્રથવધ (૩) નરો વા કુંજરો વા

ભાગ ૧૦ (૧) છેલ્લુ યુદ્ધ (૨) બનગામનો કોર (૩) ગાંધારીનો શાપ (૪) બાણશય્યાપર ભીષ્મ (૫) પરીક્ષિતનો જન્મ

ભાગ ૧૧ (૧) પિતાપુત્રનું યુદ્ધ (૨) યાદવોનો સર્વનાશ (૩) કાબે અર્જુન લૂટિયો (૪) મહાપ્રસ્થાન

શ્રી ધૂમકેતુની "મહાભારત કથાઓ" વિષે કહી શકાય કે એક ગહન અને વિશાળ વિષયની તેમણે જે રીતે માવજત કરી છે તે કોઈ વિરલ અને આ જન્મ શબ્દસ્વામી જ સિદ્ધ કરી શકે. ખરી ખૂબી એ છે કે ક્યાય તેમણે ભાષાનો આડંબર આવવા દીધો નથી વસ્તુને ક્લિષ્ટ થવા દીધી નથી વાર્તાપ્રવાહને અટકવા દીધો નથી સરલ ભાષા કેટલી સમર્થ બની શકે છે અને ધારી ચોટ મારી શકે છે તે જોવુ હોય તો શ્રી ધૂમકેતુની મહાભારત કથાઓ, સંસ્કાર કથાઓ, લોકરામાયણ, લોકસંસ્કાર દીપાવલિ ઇત્યાદિ શ્રેષ્ઠ ઉદાહરણો છે

**શબ્દસેતુ**
લેખક શ્રી રમણલાલ જોશી પ્રકાશક વોરા એન્ડ કંપની, ગાંધી ચેમ્બર્સ, અમદાવાદ ૧ પાના ૨૩૫
મૂલ્ય રૂ ૬–૦૦

'પરિણામ' પછી શ્રી રમણલાલ જોશીનો આ બીજો વિવેચન-સંગ્રહ પ્રગટ થાય છે અને તે પણ એક વર્ષના ગાળામા, તે ગુજરાતી સાહિત્ય માટે આવકારદાયક પ્રવૃત્તિ છે સર્જનસાહિત્યની સાથે સાથે વિવેચનસાહિત્ય તાલ મેળવતુ રહે તે બહુ જરૂરી છે અગાઉ પણ 'ગોવર્ધનરામ', 'સાક્ષર નવલરામ' તેમજ 'અખેગીતા'નુ સંપાદન (શ્રી ઉમાશંકર સાથે) જેવા પુસ્તકો શ્રી રમણલાલની કલમે આપણને મળી ચૂક્યા છે તો 'અભીપ્સા' જેવો લેખસંગ્રહ પણ તેમણે આપ્યો છે

આ વિવેચન ગ્રંથમાં પણ લેખકના માનીતા પાત્રો ગોવર્ધનરામ નવલરામ ડોકિયાં કરી જાય છે 'ગુજરાતી વિવેચન સાહિત્ય'નો લેખક ૧૯૫૮માં

લખાયો છે તેનો વિસ્તૃત કર્યો હોત તો સારું હતું જેથી શ્રી સુરેશ જોશી જેવાનો સમાવેશ થઈ શકત. જો કે લેખકે પોતાના છેલ્લા બે દાયકાના લેખોને ક્રમબદ્ધ આવવા દીધો છે તેની પાછળથી સુધારાવધારાએ તેમના કથિતવ્યમાંથી ઇતિહાસનું તત્વ હરી લીધું હોત "કૌમુદી"એ ગુજરાતી વિવેચનસાહિત્યમાં આપેલો ફાળો કીમતી લેખ બની રહી છે. કાવ્યો અને કવિતા ઉપર શ્રી રમણલાલની લેખિનીએ પુસ્તકના ઉત્તર ભાગમાં ઠીક ઠીક રસદર્શન કરાવ્યું છે. પરંતુ મનસર અને લખલૂટ પ્રસન્નતાથી શ્રીસુંદરમ્‌ની વાર્તા "ઇવનિંગ ઇન પેરિસ" ઉપર તેમણે જે રસમય છણાવટ કરી છે તે શ્રી રમણલાલ જોશીની વિવેચન શક્તિની દ્યોતક બની રહે છે. ભોકતાને પણ પ્રશ્ન થાય છે–એમાં કોણ ચડે વાર્તા કે વિવેચન ?

શ્રી સુંદરમ્‌ના શબ્દોમાં: 'તેમની પાસે પ્રસાદમધુર સરળ શૈલી છે. નીરક્ષીરનો વિવેક કરતું સંવેદનશીલ ચિત્ત છે. કશી ઉગ્રતા કે ઉત્કટતા વિનાં છતાં પૂરતી મર્મગામિતાથી તે પોતાના કથનને રજૂ કરે છે અને એમના શબ્દના સેતુદ્વારા નવા નવા કિનારાઓ ઉપર લઈ જાય છે."

*

## સાપ ગયા અને લિસોટા રહ્યા

એક કહેવત છે કે સાપ ગયા અને લિસોટા રહી ગયા. એવી રીતે આપણી રૂઢિઓ અને આપણા કર્મકાંડની વિધિઓ રહી ગઇ છે, પણ તેમના હેતુ ભુલાઈ ગયા છે. આપણે ધર્મચુસ્ત અને રૂઢિચુસ્ત પ્રજા છીએ, એટલે જે ચાલ્યું આવે છે તેના હેતુ અને અર્થ જાણવાની પણ ઇચ્છા કર્યા વિના તેને અનુસરીએ છીએ લગ્નના ફેરા ફર્યા પછી વર-કન્યાને વશિષ્ઠ–અરુંધતીનું દર્શન કરાવવામાં આવે છે, ધ્રુવનો તારો બતાવવામાં આવે છે. તેની પાછળ ભાવના એ છે કે વરકન્યાનું લગ્નજીવન વશિષ્ઠ-અરુંધતી જેવું આદર્શ બને, કન્યાનું સૌભાગ્ય ધ્રુવ જેવું અવિચલ બને. પરંતુ આજે તો વરકન્યાને એ તારા બતાવનારાં બ્રાહ્મણ કે માબાપ પોતે પણ જાણતાં નથી કે આકાશમાં એ તારા કયાં આવ્યા ! કન્યાની પાલખી સાથે કન્યાનો ભાઈ હાથમાં તલવાર લઈને જાય છે એક જમાનામાં–અરાજકતાના જમાનામાં–બહાદુર ભાઈ બેનડીના રક્ષણ માટે ખરેખર તલવાર લઇને જતા અને બહેન માટે લડી જાણતો અને મરી પણ જાણતો. એ જમાનામાં વરરાજા પણ તલવાર રાખતો અને ટાણા ઉપર વાપરી જાણતો. પરંતુ આજે કટાયેલી કે ખોટી તલવાર લઇને વરરાજા કે કન્યાનો ભાઈ જતો હોય ત્યારે એ દૃશ્ય હાંસીપાત્ર લાગે છે. રિવાજો પાછળ ઊંચી ભાવના હતી. હેતુ હતો. આજે એ કંઇ નથી, અને છતાં મૂર્ખાઇભરેલા અને બિનજરૂરી રિવાજોને આપણે હજી પણ વળગી રહીએ છીએ !





## પ્રાર્થના

હે ભગવાન, સંકટ સમયે મારી રક્ષા કરો, એમ મારી પ્રાર્થના નથી, પરંતુ સંકટોને જોઈને ડરથી હું ભાગી ન જાઉં એ હું ચાહું છું. હું એ પણ નથી ચાહતો કે દુઃખસંતાપથી મારું ચિત્ત વ્યથિત થઈ જાય તો તું સાંત્વના આપે, પરંતુ દુઃખો પર હું વિજય મેળવી શકું એટલી શક્તિ મને આપ, એટલું જ હું ઈચ્છું છું.

આવશ્યક સહાયતા મને ન મળે તો હું હિંમત ન હારૂં, મારું બળ ક્ષીણ ન થઈ જાય એટલું હું ઇચ્છું છું.

વ્યવહારમાં મને નુકસાન જાય અને લોકો મને લૂંટી લે તેની પણ મને પરવા નથી; પરંતુ હિંમત હારી જઈને 'હવે શું કરૂં, મારું સર્વસ્વ જતું રહ્યું' એમ કહીને હું રોવા ન બેસું એટલું હું ચાહું છું.

—રવીંદ્રનાથ ઠાકુર

Reg. No. G. 153

શ્રી. મલ્લિકજી કૃત

અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ.... | ૧–૨૫ |
| ગીતાંજલ એક અધ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા ... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા .. | ૦–૧૫ |



# વૈષ્ણવજન

વર્ષ : ૧૦ ] ફેબ્રુઆરી ૧૯૭૧ [ અંક : ૬૧

## અનુક્રમણિકા

| પૃષ્ઠ | લેખ | લેખક |
| --- | --- | --- |
| ૪૭૩ | સર્જનનું પ્રેરક તત્ત્વ | ગુરુદેવ |
| ૪૭૪ | દીર્ઘાયુતાનું કારણ | કાકાસાહેબ |
| ૪૭૫ | પરિભ્રમણ | 'આશુતોષ' |
| ૪૭૭ | સંતોનો સંદેશ | ક્ષિતિમોહન સેન |
| ૪૭૯ | સૌંદર્ય નીરખવાની દૃષ્ટિ | શાન્તા રામચંદ્ર |
| ૪૮૧ | પ્રાર્થના | ફાધર વાલેસ |
| ૪૮૫ | મહાયોગનું બલિદાન | ના પ્રા વ્યાસ |
| ૪૮૦ | જીવનની સફળતા શેમાં ? | કાંતિલાલ પરીખ |
| ૪૯૩ | આધુનિક યુગ અને સાહિત્ય | ઉમાશંકર જોશી |
| ૪૯૪ | આ રીતે ભગવાનનું નામ શા માટે ? | ગો પુ પટેલ |
| ૪૯૬ | જીવનની શ્રેષ્ઠતા | ખિરાન ૬૭ |
| ૪૯૭ | આત્મરચના | |
| ૪૯૮ | આગાહીની યોગ્યતા | રમાનંદ દેસાઈ કાપડીઆ |
| ૪૯૯ | તે સુખના અનુભવથી મળે કદી | પદ્મ' અખ્યાન દમાથી |
| ૫૦૧ | માનવીની આચરસંહિતા | હી ધ મહેતા |
| ૫૦૫ | કામનો અંત નથી | |
| ૫૦૬ | અવલોકન | શિ |



## સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલકમાં હશે તો મોકલાશે

ગમે તે માસથી ગ્રાહક થઈ શકાય છે

•

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ એમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

'વૈષ્ણવજન'
૨ રામકૃષ્ણનગર
રાજકોટ-૨



પ્રકાશક મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણસ્થાન સરસ મુદ્રિકા રેસકોર્સ રોડ, રાજકોટ

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

## સર્જનનું પ્રેરક તત્ત્વ

કલાવાન ગુણીજનો પણ જ્યાં સાચા ગુણી હોય છે, ત્યાં તેઓ તપસ્વી છે; ત્યાં સ્વેચ્છાચાર નભી શકે નહીં, ત્યાં તો ચિત્તની સાધના અને સંયમ જ હોય. એવા સંપૂર્ણ રીતે શક્તિશાળી મનુષ્યો ઘણા જ થોડા હોય છે, જેઓ પોતાના ધર્મબોધને મોજે આના આચરણમાં ઉતારી શકે. કાંઈ ને કાંઈ ભ્રષ્ટતા આવી જ પડે છે. કારણ કે આપણે બધા હીનતામાંથી પૂર્ણતા તરફ પ્રસ્થાન કરી રહ્યા છીએ, હજુ ચરમ અવસ્થાએ આવી પહોંચ્યા નથી. પરંતુ જીવનમાં જે કાંઈ મહાન વસ્તુ સ્થાયી સ્વરૂપે આપણે ધરી શકીએ છીએ, તે આપણા અંતરની ધર્મબુદ્ધિની સહાયતા વડે જ, નહિ કે ભ્રષ્ટતાની સહાયતાથી. જ્યાં જ્યાં ગુણીજનોએ પોતાની કલા-રચના સ્થાપિત કરી છે, ત્યાં ત્યાં તેમનું ચરિત્ર જ વ્યક્ત થયું છે; જ્યાં જ્યાં જીવનને નષ્ટ કર્યું છે, ત્યાં ત્યાં ચરિત્રનો અભાવ જ વ્યક્ત થયો છે. આમ નષ્ટ થતી વખતે તેમના મનમાં ધર્મનો જે એક સુંદર આદર્શ હોય છે, તે અંદરના રિપુઓના આકર્ષણથી ભુલાઈ જવાય છે અને પરિણામે પોતે પીડિત થાય છે. કાંઈ પણ ઊભું કરવામાં સંયમની જરૂર છે, તેને નષ્ટ કરવામાં અસંયમ રહેલો હોય છે. ધારણ કરવામાં સંયમ જોઈએ, માત્ર મિથ્યા સમજણમાં અસંયમ રહેલો હોય છે.

આપણાં ધર્મશાસ્ત્રો પણ જણાવે છે કે કેવળ ધર્મને માટે નહિ, સુખને માટે પણ સંયત થવું જોઈએ : સુખાર્થી સંયતો ભવેત્. અર્થાત જો ઈચ્છાની ચરિતાર્થતા ચાહતા હો, તો ઈચ્છાને વશમાં રાખો; જો સૌન્દર્યભોગ ચાહતા હો, તો ભોગલાલસાનું દમન કરીને પવિત્ર થાઓ, શાંત થાઓ.



ગુરુદેવ

# દીર્ઘાયુતાનું કારણ

કાકાસાહેબ

એક બંગાળી કહેવત છે, મોતની યે આગળ વધીને 'તું મરી જા' એવાં વચનોથી વધારે કોઈ ગાળ કે શાપ હોઈ શકે નહિ. માણસ મૃત્યુનું નામ સુદ્ધાં સાંભળવા ઇચ્છતો નથી. રવિબાબુની નવલકથાઓમાં આ કહેવતનો ઉલ્લેખ ક્યાંક-ક્યાંક વાંચ્યો છે. પરંતુ રવિબાબુ મૃત્યુને ક્યારેય અશુભ માનતા નહિ. રવિબાબુ ખૂબ જીવ્યા. કોઈએ મને પૂછ્યું કે રવિબાબુની દીર્ઘાયુતાનું કારણ શું છે?

કવિની દીર્ઘાયુતાનું કારણ દેવું હોય તો તે વૈજ્ઞાનિક નહિ, કાવ્યમય હોવું જોઈએ. મેં કહ્યું : "રવિબાબુએ પોતાની કવિતા નિર્મિતિના આરંભથી જ જીવનસંધ્યા અને મૃત્યુ વિશે લખવાનું શરૂ કર્યું. એમનાં ચિંતનાત્મક કાવ્યોમાં મૃત્યુનો ઉલ્લેખ, પરિચય અને સ્વાગત વારંવાર આવે છે. મૃત્યુએ માન્યું કે આખી દુનિયા તો મારો તિરસ્કાર કરતી આવી છે; આ એક કવિ મને જાણનારો છે. મારા વતી મારો સાચો પ્રચાર પણ કરે છે. એને આ દુનિયામાં રહેવા દેવો જ ઠીક છે. મારો પક્ષ પણ લે અને મારો પરિચય પણ કરાવે એવું કોઈ આ દુનિયામાં રહે તો તે ઇષ્ટ જ છે.'

અથવા એવું પણ બન્યું હોય કે રવિબાબુના મુખે પોતાનાં સ્તોત્ર સાંભળીને મૃત્યુ મહાશય પ્રસન્ન થયા હશે અને એમને અહીંથી ઉપાડી જવાનું એને સૂઝ્યું નહિ હોય. જ્યાં અતિપરિચય હોય છે ત્યાં અનવધાન હોય જ છે.

હવે જ્યારે મારી ઉંમર થઈ ચૂકી છે, ત્યારે લોકો મને એ જ સવાલ પૂછે છે : 'આપની દીર્ઘાયુતાનું કારણ કહો જોઈએ. આજે પણ આપ સતત કર્મશીલ છો, લગાતાર મુસાફરી કરતા રહો છો, લગીર પણ અપ્રસન્ન કે થાકેલા માલૂમ પડતા નથી, એની પાછળ કારણ શું છે?'

પોતાને વિશે કોઈ મોટો દાર્શનિક કે ગંભીર જવાબ દેવો મારે માટે રુચિકર નથી. હું ચિરપ્રવાસી તો છું જ, એનો લાભ લઈને મેં વિનોદમાં કહ્યું : "જવાબ સહેલો છે. મૃત્યુની ચિંતા હું નથી કરતો. હવે એ બન્ને મારી પાછળ પડ્યાં છે, મને પકડવા ચાહે છે, એક 'બુઢાપો' અને બીજું છે 'મૃત્યુ'. એ બન્ને ઠીક ઠીક થાકેલાં છે, પણ પાછળ તો પડેલાં રહે જ છે. મને લેવા ક્યાંક પહોંચી જાય છે અને લોકોને પૂછે છે કે ફલાણો માણસ અહીં છે? તો લોકો કહે છે : 'અરે હજી કાલ અહીંયાં હતા, ખબર નહિ, અહીંથી ક્યાં ચાલ્યા ગયા.' પૂછપરછ કરીને, મારો સગડ મેળવી લઈને હાંફતાં હાંફતાં મને લેવા નવા સ્થળે પહોંચી જાય છે. ત્યાંય તે એમને એ જ અનુભવ થાય છે. લોકો કહે છે : "તમે થોડા જ મોડા પડ્યા. હજી આ ઘડી સુધી તો અહીં હતા. હવે ખબર નહિ, અહીંથી ક્યાં ચાલ્યા ગયા!

જ્યાં સુધી મારી જીવનયાત્રા ઝડપભેર ચાલે છે, ત્યાં સુધી 'બુઢાપો' અને 'મૃત્યુ', મને પામી શકતા નથી—એમાં હું શું કરું! એમને ટાળવાની મારી મુદ્દલ પણ કોશિશ નથી. અને એમને પામવાની પણ ઉત્કંઠા છે નહિ. જૂના મિત્રો છે, ક્યારેક મળશે તો જરૂર જેટલો સમય વધારે જશે, એટલા જ વધારે પ્રેમથી બેસીશું અને ઈશ્વર ઇચ્છા પછી તો ક્યારેય જુદા નહિ પડીએ.

જે શરીર ધારણ કરે છે, દેહમાં રહે છે. તેને 'દેહી' કહે છે, અને જેને મરવાનું છે, જે મરણને ટાળી નથી શકતા, તેને 'મર્ત્ય' કહે છે. કેટલા સાચા અને સુંદર શબ્દો છે આ!

*

તમે મૃત્યુને ટાળી શકો એમ નથી જ, પરંતુ તમે સમજપૂર્વકનું જીવન જીવો તો મૃત્યુ તમારાથી કંઈક દૂર જરૂર ભાગે છે, વર્ષોના વર્ષો સુધી એ દૂર રહે છે.

'આશુતોષ'

### નવો પ્રશ્ન

ચૌદ દિવસના યુદ્ધમાં આપણે પાકિસ્તાનની સાન ઠેકાણે લાવી દેશું એવી આગાહી કોઈપણ દૈનિકના જ્યોતિષીએ કરી ન હતી. બાંગલાદેશનું સર્જન ધાર્યા કરતાં વહેલું થયું. ભુટ્ટોએ મુજીબુરને છોડી મૂકવાનું ડહાપણ દર્શાવ્યું. બંગ નિરાશ્રિતો ધાર્યા પ્રમાણે અને મોટી સંખ્યામાં પાછા ફરી રહ્યા છે. ૩૧ માર્ચ સુધીમાં બધા જ નિરાશ્રિતો બંગલાદેશમાં જઈ ચૂક્યા હશે. પૂર્વમાં જ્યારે આ પ્રશ્નનો ઉકેલ આવી રહ્યો છે ત્યારે પશ્ચિમમાં નવો પ્રશ્ન આકાર લઈ રહ્યો છે. ત્યાં જે પ્રદેશ આપણે લીધો છે ત્યાંની વસતિ જેનો મોટો ભાગ હિંદુઓનો છે તે રાજસ્થાનમાં સ્થળાંતર કરી રહી છે. કેમકે તેને ડર છે કે જ્યારે આ પ્રદેશ પાકિસ્તાનને પાછો સોંપાશે ત્યારે તેમના ઉપર જોરજુલમ થશે. અને તેમની હત્યા કરવામાં આવશે. આ લોકો પણ લાખોની સંખ્યામાં આપણે જીતેલા પ્રદેશમાંથી આવી રહ્યા છે અને તેમને માટે છાવણીઓ ખોલવામાં આવી રહી છે. ખાસ કરીને રાજસ્થાન સરકાર ઉપર આ બોજો અત્યારે આવી રહ્યો છે. પાકિસ્તાન સરકારની દમનકારી અને પ્રજામાં ભય અને ત્રાસ વર્તાવનારી નીતિરીતિનો અંત લાવવો જોઈએ. જે સજ્જનતા ભારતે દર્શાવી છે અને જે સારસંભાળ કેદ પકડાએલા કેદીઓની ભારત લઈ રહ્યું છે તેનો તેવો જ પ્રતિભાવ પાકિસ્તાને દર્શાવવો જોઈને, અને ન દર્શાવે તો તેને ફરજ પાડવી જોઈએ. છેવટે યુદ્ધમાં જ્યારે તેના ગાલ ઉપર તમાચો ઠોક્યો ત્યારે જ પાકિસ્તાન ઠૂંઠું બન્યું. ત્યાં સરમુખત્યારશાહીના પરિપાક રૂપે ઉચ્છૃંખલતા જન્મી છે. ધર્મયુદ્ધ છેડતાં હવે ભારતે ડરવું ન જોઈએ. આતતાયીનો નાશ થવો ઘટે. પાકિસ્તાન નકશામાંથી ભૂંસાઈ જાય તો તેના પાપે હશે — તેને માટે ભારતે અશોચ્યનો શોક કરવાની જરૂર નથી. ભુટ્ટો જે રીતે કાંચીડાની પેઠે ફરતા રંગો બદલે છે તે બતાવે છે કે તેમનો કપટી સ્વભાવ હજુ કાયમ છે.

### લગ્નો ઠવરો

લગ્નગાળો ચાલી રહ્યો છે. સમૂહલગ્ન માટે આજકાલ ઠીકઠીક પ્રમાણમાં ચર્ચાઓ થાય છે અને અમુક જ્ઞાતિઓમાં તેનો અમલ પણ થતો જોવાય છે. છતાં પ્રતિષ્ઠા ખાતર ધામધૂમથી લગ્ન કરવાનો મોહ મોટા ભાગના લોકો છોડી શકતા નથી. વાસ્તવમાં એક બાજુ ઠાઠ-ઝમકો વધી રહ્યાં છે ત્યારે બીજી તરફ સાદગીની વાતો ચાલી રહી છે. આજે સોનાનો ભાવ એક તોલાના અઢીસો રૂપિયા બોલાય છે ત્યારે ઘરેણાં પહેરવાની શી જરૂર છે? એ હકીકત છે કે જુનવાણી પેઢીના વડીલો સમૂહલગ્નની વાત સ્વીકારવા રાજી ન હોય. ઘણીવાર તો કેળવાએલા અને બહાર સુધારક હોવાનો દાવો કરતાં સુધરેલાઓ પણ અંદરખાનેથી એવું ઈચ્છતા હોય છે કે લગ્ન તો એક જ વાર કરવા છે તો ભપકો શું કામ ન કરવો? દેવું કરીને અથવા કોઈ પાસેથી ઉછીના ઉધાર લઈને પણ બેંડવાજા વગાડીએ તો જ બાપ-દાદાનું નામ રહે!

આવી વ્યર્થ અને અર્થવગરની વિચારસરણીનો અસરકારક સામનો કરવા નવી પેઢીને યોગ્ય માર્ગદર્શન આપવામાં આવે અને ૫૦ કે ૧૦૦ રૂપિયામાં આદર્શ લગ્ન કરી આપે તેવી મંડળીઓ ઠેર ઠેર ઊભી કરવામાં આવે તો સામાજીક કલ્યાણનો તે મહત્ત્વનો ફાળો ગણાશે. આ વાતને વધુ આગળ વધારી એમ કહી શકાય કે સરકારે પણ સમાજ-કલ્યાણ અર્થે બેકારોની યાદીમાંથી ચૂંટી કાઢીને આવી લગ્નકાર્યકારિણી મંડળી ઊભી કરવામાં મદદ કરવી જોઈએ. કુટુંબનિયોજનના ઘનિષ્ટ કાર્યક્રમ પેઠે આને માટે પણ વિચારી શકાય. અને આ રીતે અનેક કુટુંબમાં થતો કચરો અટકાવીને, સમાજમાં સાચી અને સારી ટેવ પાડી શકાય. અને એકવાર

શરૂ થયા પછી આ વાત અટકવાની નથી. પ્રણાલિકનો ભંગ કરવા માટે જે બીરુના આપણા માનસમા પેસી ગઈ છે તેનો ત્યાગ કરવો ઘટે છે કેમકે શુદ્ધ હ્યુમેનિઝમ સિવાય બીજું કાંઇ નથી

## ચીન-જાપાન પ્રણય

ચીન અને જાપાન જો એક થાય તો અમેરિકા તથા રશિયા બન્નેને ભારે પડી જાય એમ ચીનનું માનવું છે અને તેણે એવો મત પ્રગટ પણ કર્યો છે ચીન સાથે સારા સબંધો બાંધવા જાપાને આતુરતા બતાવી પણ છે અમેરિકા જો ચીન સાથે સબંધ સુધારવા માગતું હોય તો જાપાન શા માટે ન સુધારે? ચીને કરેલું વિધાન ગંભીર વિચારણા માગી લે છે. ઔદ્યોગિક દેશ તરીકે જપાને અપૂર્વ પ્રગતિ સાધી છે. દરિયાઇ નૌકા કાફલો ઊભો કરવાની તેની શક્તિ વિશ્વભરમા બીનહરીફ છે અમેરિકાનું વર્ચસ્વ આજ દિવસ સુધી હતું તેથી અણુશક્તિ વિકાસવવામા તે પાછળ રહી ગયું છે ચીનની માનવશક્તિ અને જપાનનું જ્ઞાન એકઠા મળે તો તરખાટ મચાવી શકે એટલા માટે તો જુદો હતું પણ ચીનના ગાણા ગાય છે આરબ રાષ્ટ્રોમાં અને ભારતમા રશિયાની લાગ વગ વધી છે તેમજ દક્ષિણમાં રશિયા-અમેરિકા સામ સામે ઊભા છે તેથી તો અમેરિકા ચાઓને રાજી રાખવા પરદેશનીતિને નવો વળાંક આપી રહ્યુ છે જગતના દેશોના સર્જને અમેરિકા તથા ચીનને લાગેવળગે ધવમા મચુ ભભરાયુ છે સમગ્ર પૂર્વ ગોળાર્ધમા એક નવી પરિસ્થિતિ આકાર લઈ રહી છે, તેના તોફાનનું કેન્દ્ર ભારત છે રશિયા સાથે આપણે સબંધો વધાર્યાને ચીનને અણસારો કર્યો છે કે તમારી સાથે પણ આ રીતે સબંધ વધારશું વર્તન દ્વારા આપણા આશયને જગજાહેર કર્યો છે

## કેરળના સુવર્ણતંતુ

કાથી ઉદ્યોગ કેરળમા ખુબ જ ખીલ્યો છે દુનિયાના જે દેશો કાથી-સીદરી ઉત્પાદન કરે છે તેમા પ્રથમ સ્થાન ભારતનું આવે છે કેમકે જગતના ઉત્પાદનના ૫૦ ટકા અહીં થય છે

ભારતનું વાર્ષિક ઉત્પાદન ૧.૬૦ લાખ મેટ્રિક ટન જેટલુ છે ૧૯૭૦-૭૧માં કાથી અને તેની બનાવટો જેવી કે સાદડી, જાજમ, ધાબળાં ઈત્યાદિ દ્વારા ૨૦ કરોડ રૂપિયાના વિદેશી હુંડિયામણની કમાણી થઈ હતી આ વર્ષના પ્રથમ પાંચ માસમા અઢી કરોડ રૂપિયાની કાથીની બનાવટોની નિકાસ થઈ હતી. કાથી ઉદ્યોગ દેશના ૧૫ લાખ લોકોને રોજગારી પૂરી પાડે છે નાળિયેરના રેસાની આડ પેદાશ તરીકે આ ઉદ્યોગે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે તેવો જ બીજો હૂંડિયામણ કમાવતો ઉદ્યોગ કાજુનો છે પણ આ બાબતમા આપણે આફ્રિકાથી કાચો માલ મંગાવીએ છીએ તેટલા પૂરતું કાજુનું ઉત્પાદન ઓછું ગણાય. કેરળની પેઠે ગુજરાત સૌરાષ્ટ્રના સાગરકાંઠે નાળિયેરીનું વાવેતર હાથ ધરવામાં આવે તો ગુજરાતને પણ એક નવો ઉદ્યોગ થોડા વર્ષમા સાંપડી રહે

## અણુવૈજ્ઞાનિકોની ઊણપ

ડૉ ભાભાના આકસ્મિક મૃત્યુથી આપણે પ્રથમ કક્ષાનો અણુ વિજ્ઞાનિક ગુમાવ્યો હતો તેજ પરિસ્થિતિનું પુનરાવર્તન શ્રી વિક્રમભાઈના અવસાનથી બન્યુ ફેર એટલો કે મૃત્યુ અણધાર્યું અને કુદરતી રીતે થયુ તેમની જગા પર શ્રી શેઠનાની નિમણૂક થઇ છે અવકાશ સંશોધન માટેની સ્વતંત્ર જગા ઉપર શ્રી મૂર્તિ આવ્યા એટલે એક વાત સ્પષ્ટ બની છે કે હવે પછી વધુ સંખ્યામા અણુવિજ્ઞાનિકો તૈયાર રાખવા રાષ્ટ્રે આયોજન કરવુ પડશે અમદાવાદ માટે ત્રણ અમર સંસ્થાઓ વિક્રમભાઇ મૂકતા ગયા છે એક કાપડ સંશોધનની 'અટીરા', બીજી નેશનલ ફિઝીકલ રીસર્ચ લેબોરેટરી અને ત્રીજું ઈન્ડિયન ઈન્સ્ટીટ્યૂટ ઓફ મેનેજમેન્ટ આ ત્રણે સંસ્થાઓ દ્વારા રાષ્ટ્રને ઉત્તમ કક્ષાની માનવશક્તિ પૂરી પાડવાની એક વિરાટ હરણફાળ તેમણે ભરી બતાવી

## સાહિત્યનો પ્રચાર

'લોકમિલાપ'વાળા શ્રી મહેન્દ્ર મેઘાણી નીત નવી યોજનાઓ ચમકાવ્યા કરે છે જાન્યુઆરીના અંકમા 'એક લાખનો અનોખો પુરસ્કાર' શીર્ષક

[ અનુ૦ પૃષ્ઠ ૫૦૨

# સંતોનો સંદેશ

ક્ષિતિમોહન સેન

મનુષ્યનું મોટામાં મોટું દુર્ભાગ્ય એ છે કે જે વસ્તુઓ તેણે લોક-કલ્યાણ ને મંગલ ભાવનાથી પેદા કરી તે જ વસ્તુઓ આજકાલ તેની દુશ્મન બની ગઈ છે કરુણા સ્નેહ, મૈત્રી વગેરેની પ્રેરણા આપતો ધર્મ પાછળથી ઘૃણા, અત્યાચાર ને ખૂનામરકીનું કારણ બની ગયો યુરોપના દેશોમાં એક સમયે તેણે એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું કે તેનું સ્મરણ કરતા આપણે કંપી છૂટે છે

આ સબંધી ભારતવર્ષ થોડે વરો અંશે ભાગ્યશાળી રહ્યો છે અહીં જુદી જુદી જાતિઓ, જુદા જુદા ધર્મોના અનુયાયીઓ ઘણા પ્રાચીનકાળથી આવતા રહ્યા છે અને ભારતવર્ષે ઉદારતાપૂર્વક તેમને સ્થાન આપ્યું છે અહીં, શક, હૂણ, ખ્રિસ્તી યહૂદી, પારસી વગેરે ઘણા આવ્યા ને દરેકને યોગ્ય એવો આદર મળ્યો એ બધા વિજેતા બનીને નહોતા આવ્યા એટલે કોઈ રાજનૈતિક આધિપત્યને કારણે તેમને અહીં સ્થાન મળ્યું એમ નથી મુસ્લિમ વિજેતા ઓથી ઘણા વર્ષો અગાઉ આ દેશમાં મુસ્લિમ સંત ને સૂફીઓ આવ્યા હતા અને આ દેશમાં તેઓ આદરને પાત્ર બન્યા હતા જૈન પુરાતન પ્રબંધ પરથી જાણવા મળે છે કે તેજપાળ–વસ્તુપાળની સ્ત્રી નિરૂપાદેવીએ ૮૦ મસીદો બંધાવી હતી અને આ ભારતવર્ષમાં મુસ્લિમ વિજેતાઓ આવ્યા તે પહેલાની વાત છે ભારતવર્ષે તેમને ઉદારતાપૂર્વક સમાવ્યા હતા

ભારતવર્ષમાં મુસ્લિમ વિજેતાઓ આવ્યા પછી હિંદુઓ ને મુસ્લિમો એવા બે જૂથો દેખાયા અને આ જૂથોનું દૃષ્ટિબિંદુ ઉદાર નહોતું જે રીતે હિંદુ પંડિતોને પોતાના શાસ્ત્રના જ્ઞાનનું અભિમાન હતું તે રીતે મુલ્લાઓને પણ પોતાના મજહબની ખૂબીઓનું જ્ઞાન હોવાનો અહંકાર હતો અને પોતાને સાચા સમજતા હતા અને બંને એકબીજાને 'ખોટે માર્ગે જઈ રહ્યા છો' એમ કહેતા બંનેએ મનુષ્ય માણસને ન મળી શકે એવી એક અત્યંત ઊંચી કરતી ધર્મની દીવાલ ખડી કરી દીધી આ સમયે આપણને કેટલાક સંતોના દર્શન થાય છે તેમનો ધર્મ ભગવાન પ્રેમ હતો પ્રાણીમાત્ર પ્રતિ તેમને આત્મભાવ હતો તુલસીદાસના શબ્દોમાં કહું તો તેમને માટે -

> જાતિ ધર્મ પૂછે નહીં કોઈ,
> હરિ કો ભજે સો હરિ કો હોઈ

એ જ મોટો સિદ્ધાંત હતો આ સંતોમાં કહેવાતા ઊંચનીચ એવા અનેક વર્ણના માણસો હતા અને સમાજમાં લોકો તેમના પ્રતિ આદરની દૃષ્ટિથી જોતા આ સંતોમાં કબીર, રૈદાસ, ધન્ના, પીપા અને તે પછીની પેઢીના દાદૂ દયાળ દરિયા સાહેબ રજબ તથા અનેક સૂફી સાધકો હતા

કબીર, રવિદાસ (રૈદાસ) વગેરે સાધક રામાનંદના શિષ્યસંપ્રદાયમાં આવે છે રામાનંદ પોતે બ્રાહ્મણ હતા ને રામાનુજે શરૂ કરેલા આચારનિષ્ઠ સંપ્રદાયમાં તેઓ જોડાયા હતા પણ એ વાડામાંથી રામાનંદ બહાર આવ્યા તેણે સંસ્કૃતને બદલે લોકભાષામાં ઉપદેશ આપવો શરૂ કર્યો તેમણે જાતિ-પંક્તિના ભેદભાવને છોડી બધાને સાધનનો મંત્ર આપ્યો તેમના મુખ્ય બાર શિષ્યો પૈકી રવિદાસ ચમાર હતા કબીર વણકર હતા, સેના હજામ હતા, ધન્ના જાટ હતા ને પીપા રજપૂત હતા દક્ષિણ દેશમાંથી ઉત્તર ભારતમાં ભક્તિસંપ્રદાયને લઈ આવવાનું શ્રેય રામાનંદને ફાળે જ જાય છે કબીર તેને સર્વત્ર ફેલાવ્યો

> ભક્તિ દ્રાવિડ ઊપજી લાયે રામાનંદ,
> પ્રગટ કિયો કબીરને સપ્તદ્વીપ નૌ ખંડ

ભક્તિસંપ્રદાયના આ પ્રચારમાં નામદેવ ને સંતોના નામ પણ ઉલ્લેખનીય છે નામદેવ દરજી

હતા, જ્યારે સદના કસાઈ હતા ઉત્તર ભારતમાં કબીર મહાન ગુરુ થય ને તેમના પછી વધારે પ્રમાણમા જે સતમત પ્રચલિત થયો તે થોડેઘણે અંશે કબીરના મતવા થી પ્રભાવિત થયો છે

કબીરે હિંદુઓ ને મુસ્લિમોને ભેગા કરવાનો પ્રયાસ કર્યો પંડિતો અને મુલ્લાઓના સિદ્ધાંતોને જોઈ તેમણે કહ્યુ હતુ

દીન દે ઉન નાકે ન પાઈ

જો ખુદા મસ્જિદમા જ રહેતા હોય તો બીજા દેશ શુ તેના છે? તીર્થ ધામની મૂર્તિમાં જ જો રામનો વાસ હોય તો આ દ્વૈતભાવમા સત્ય ક્યા છે? અને પૂર્વ દિશામા હરિનો વાસ છે અને પશ્ચિમમા ખુદાનો અને દિલની અંદર શું? ઊંડી એ કેમ નથી જોતા કે રામ ને રહીમ ત્યાં જ છે

અ ર ખુદાઈ મસીત બસત હૈ,
ઔર મુલુક કિસ કેરા,
તીરથ મૂરતિ રામ નિવાસા
દુહૂ મે કિનહૂ ન હેરા
પૂરબ દિશા હરી કા બાસા
પશ્ચિમ અલહ મુકામા
દિલ હી ખોજિ, દિલૈ દિલ ભીતર,
ઈહા રહીમ ઔર રામા

દાદુનો જન્મ ઈ સ ૧૫૪૪મા રજપૂતાનામા થયો હતો તેમના જુદા જુદા રચનાઓમાં તેમના અનેક ભક્તો છે તેઓ જન્મે મુસલમાન હતા

અલ્લાહ ને રામનો તેમનો ભ્રમ છૂટી ગયો તેમનું મન હિંદુ ને મુસ્લિમ વચ્ચે કોઈ ભેદ નહોતા રહ્યો

અલહ રામ છુટા ભ્રમ મેરા,
હિંદૂ તુર્ક ભેદ કુછ નાહી

આત્મજગતમા જાતિભેદ, સંપ્રદાયભેદ, અને સ્ત્રી પુરુષ વગેરેના ભેદ મટી જાય છે ત્યાં તેનું અસ્તિત્વ હોતું જ નથી કબીરે એટલા માટે કહ્યું છે

વેદ-કુરાનમાં આ દુનિયામા ધર્મના બેને વળગી રહી આ બધી શી નામની તકરાર છે? અહી પુરુષ પણ કોણ છે ને સ્ત્રી પણ કોણ છે? એકજ બિંદુ, એક મળમૂત્ર, એક ચામડી, એક હાડ, એક જ્યોતિથી જ બધા ઉત્પન્ન થયા છે પછી એમાં બ્રાહ્મણ કોણ ને શૂદ્ર કોણ?

આ બે બાબતથી આ વિચારધારાથી મધ્યકાલીન સાધકો મુક્ત થઈ શક્યા તેનું મોટામાં મોટુ કારણ એ હતુ કે ભગવાનને મેળવવા માટે અનન્ય ભક્તિ જ એ એમને મન મોટુ સાધન હતુ ભગવાનની ભક્તિમા આ રીતે તેઓ એટલા મસ્ત બની રહેતા કે તેમને માટે આચાર શાસ્ત્ર, વેશ વગેરે કશા કામના હતા નહિ સ્વર્ગની પ્રાપ્તિ તેમને લલચાવી શકી નહિ કે નર્કનો ભય તેમને ડરાવી શક્યો નહિ પ્રેમપથના આ પથિકો શરીરને નકામુ કષ્ટ આપતા નહોતા કેમ્મના, જોકે પ્રેમ મેળવવા માટે શરીર ને મનને જુદા જુદા પ્રકારના કષ્ટોથી દૂર કરવા પડે છે તેઓ આ દેહને દેવાલય માને છે અહી દેહથી પર એવુ બ્રહ્મ વિરાજમાન છે માટી પથ્થરથી બનાવેલા મંદિરોમા પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓનું કોઈ મૂલ્ય નથી બાહ્ય ઉપચારો વગેરેથી કરેલી પૂજા વ્યર્થ છે આ સાધકોની દૃષ્ટિએ દયા, અહિંસા, મૈત્રી એ જ સૌથી સાચુ સાધન છે બંગાળના બાઉલોમા એટલા માટે આપણે આટલો સબળ ભાર જોઈ શકીએ છીએ તેમના એક ગીતમાં છે કે 'તમારો માર્ગ મંદિર ને મસ્જિદોથી ઢંકાઈ ગયો છે હે સાંઈ હુ તમારી વાણી તો સાભળુ છુ પણ તે પ્રમાણે ચાલી શકતો નથી કારણ કે સામે જ ગુરુ ને મુરશિદ રસ્તો રોકી ઊભા છે'

તોમાર પથ ઢેકે છે મંદિરે મસ્જિદે
તોમાર ડાક સુનિ સાઇ,
ચલિતે ન પાઈ રૂખે દાડાય ગુરુતે મુરશેદે

આ જ લક્ષને ધ્યાનમા રાખી કવિએ કહ્યુ હતુ કે પંડિતો વાચી વાંચી પથ્થર બની ગયા છે ને લખી લખી ઈંટ બની ગયા છે પણ પ્રેમનો એક છાંટો પણ તેમના મનમા પ્રવેશ મેળવી શકતો નથી

પઢિ પઢિ કે પાથર ભયે,
લિખિ લિખિ ભયે જુ ઈંટ,
કબીરા અંતર પ્રેમ કી
લાગી નેકુ ન છીંટ

પ્રેમ સંતોની સાધનાનું મધ્યબિંદુ છે

# સૌંદર્ય નીરખવાની દૃષ્ટિ

શાન્તા રામરાવ

જાપાનની એક પ્રાચીન વાત છે. સુંદર ફૂલોના રોપ ઉછેરનાર તરીકે એક માણસ ખૂબ ખ્યાતનામ થયો હતો. એની ખ્યાતિ જાપાનના રાજમહેલમાં પણ પહોંચી ગઈ અને રાજાએ પોતે એના ફૂલો જોવાની ઇચ્છા દર્શાવી. સૌંદર્યના દર્શનથી રાજાની આંખો ચમકી ઊઠે એવા વિચારથી પેલો માણસ રાજાના આવવા પહેલાં પોતાના બગીચામાં ગયો અને તેણે ઉછેરેલા બધા જ રોપ ઉખેડી માત્ર એક સૌથી સુંદર રોપ રહેવા દીધો.

પરદેશીઓને આ વાતનું રહસ્ય કદાચ ન સમજાય, પણ જાપાનનો માણસ તરત જ પામી જશે કે, સૌંદર્યની કદર માટે માણસની તાલાવેલી એટલી તો તીવ્ર હોય છે કે રાજા બીજાં ઓછાં સુંદર ફૂલોમાં લુબ્ધ થયા વિના માત્ર એક જ પૂર્ણ વિકસિત ફૂલનું સૌંદર્ય માણી શકે—તેની કદર કરી શકે તે માટે બીજા સેંકડો છોડને તે ઉખેડી નાખે તેમાં કશું આશ્ચર્ય નથી. મારા એક મિત્રે એકવાર મને આ વાત સમજાવી. તેણે કહ્યું: 'લગભગ દરેક માનવીમાં કળાની કંઈક તો કદરદાની હોય છે. પણ જાપાનીઓએ તો કદરદાનીની પણ કળા ખીલવી છે.'

પશ્ચિમના સમાજમાં લોકોમાં કંઈક એવી લાગણી પ્રવર્તી રહેલી દેખાય છે કે પોતાની જાતને સંસ્કારી જાહેર કરવા માટે જાગ્રતપણે કંઈક પ્રયત્ન કરી દેખાડવો. એ પ્રયત્ન પછી ભલે લેખનકાર્યમાં હોય કે ચિત્રકળામાં, સંગીતમાં હોય કે પાકશાસ્ત્રમાં. પરંતુ જે વર્ગ પુસ્તકો વાંચે છે, ચિત્રો જુએ છે, સંગીત સાંભળે છે અને ભોજન માણે છે, તેઓનું શું? તેમની લાગણીની કદર કરવી એ પણ મહામૂલી સર્જનાત્મક ભેટ છે. જાપાનના વતનીને મન તેની ખૂબ કિંમત હોય છે.

જાપાનની મુલાકાત લેનાર પરદેશીને કદરદાનીની આ ભાવના જીવન જોવાનો નવો દૃષ્ટિકોણ આપે છે. એ મૂલ્યવાન અને ગહનતાના ગુણો છે. એક અમેરિકન સૈનિકની પત્નીએ ટોકિયોમાં એક વખત મને તેના અણધાર્યા આનંદ અનુભવની વાત કરી. 'સુગંધ રસિક સમાજ' તરફથી તેમના માનની સભામાં તેને આમંત્રણ મળ્યું હતું. જાપાનના આ મહિલા મંડળે આ બાબતમાં માર્ગદર્શન મેળવવા માટે એક નિષ્ણાતની પણ નિમણૂક કરી હતી. સીડર, સાલમ, પાઈન વગેરેના લાકડાને બાળતાં તેમાંથી કેવી સુગંધ નીકળે છે, તાજા કાપેલા લાકડાની અને સો વરસના જૂના લાકડાની સુગંધમાં કેવો ફેરફાર કે વિશિષ્ટતા છે તે જાણવા અને માણવા એ મહિલાઓ એકઠી થતી હતી. આ સભામાં જવાથી મારા અમેરિકન મિત્રને રોજિંદા જીવનમાં અનુભવાતા અવાજો, સુગંધો વગેરેને જોવાની નવી દૃષ્ટિ સાંપડી હતી, કે જે દૃષ્ટિ પહેલાં તેના ધ્યાન બહાર જ રહી હતી.

વિશ્વના પ્રાપ્ય આનંદોમાં જાપાનીઓએ વ્યક્તિગત ઉપભોગની ભાવના ખીલવી છે. દાખલા તરીકે જાપાન તમને ચંદ્રદર્શન માટે પણ આમંત્રણ મળે તો નવાઈ નહિ. તમે નિરાંતે ચંદ્રોદય નીરખ્યા કરો. કોઈ સહેજ વાત પણ એ સમયે તમારી સાથે કરશે નહિ. એ સમયે ચંદ્રનો પ્રકાશ બગીચામાં, ગામડાના પાદરમાં તેમ જ છાપરાની ટોચ ઉપર પોતાની લીલા કેમ પાથરે છે તે જોવામાં તમારું સમગ્ર મન રોકાયેલું છે, એમ તેઓ સહેજે સમજી જાય છે. એ લોકો જાણતા હોય છે કે પ્રકૃતિની છટાઓને ગ્રહણ કરવામાં, ચંદ્ર અને વાદળાંની સંતાકૂકડી નિહાળવામાં અને રાત્રિના આકાશમાં ધીમેધીમે ઉદય પામતી પ્રભા જોવામાં મનને એકાગ્ર કેન્દ્રિત કરવું આવશ્યક હોય છે. કેટલાક ઘરોમાં તો ખરેખર ચંદ્રદર્શન માટે ખાસ બારીઓ પણ રાખવામાં આવેલી હોય છે.

પહેલી હિમવર્ષા તો કેટકેટલી કવિતા અને ચિત્રકળાનો વિષય બનતી હોય છે ને કલાકારોના

વ્યાયામ માટે તે એક આનંદનો ઉત્સવ બની રહે છે જોકે પશ્ચિમમાં આવું કનાકોલાહલ ઘણાના મતે સર્જક ન રહેતા નિષ્ક્રિય હોય છે ક્રિયોટોની એક સ્ત્રીએ તેના જીવનમાં આ વ્યાપક અનુભવનું શું મૂલ્ય છે તે મને પ્રત્યક્ષ કરાવ્યું હિમવર્ષાનું દર્શન ઉત્તમ રીતે માણી શકાય તે માટે તેના ઉદ્યાનમાં તેણે એક નાનો સરોવર આડો બાંધ્યો હતો ત્યાં પોતાના મિત્રો સાથે સંપૂર્ણ શાંતિમાં ધીમે ધીમે 'સેક'ના પીણાના ઘૂંટડા ભરતી તે બેસતી હતી આ પીણુ ખાસ હિમવર્ષાનું દૃશ્ય માણતી વેળાનું પીણુ છે આ પીણાથી બરફની અસર તળે પનગાની ભૂમિનું સૌંદર્ય માણવાની એર મજા મળતી હોય છે, એવું એ લોકો માને છે તેણે કહ્યું 'આવી રીતે કલા હિમવર્ષાના દર્શનથી ચિત્ત એવું સભર સંસ્મરણ પામે છે કે જેથી આખા વર્ષનું ભાથું પામી શકાય છે'

કુદરતના આકસ્મિક સુંદર સ્થળોના ઉપભોગ ઉપરાંત જાપાનના લોકોની રોજબરોજની જિંદગીની નાની નાની બાબતો પણ આ સૌંદર્યની સંસ્કારી કદરના વ્યાપક થયેલી જોવા મળે છે દાખલા તરીકે તમને જમણવારનું આમંત્રણ હોય તો ભોજનની રકાબી હેઠળ કોઈ ફૂલપાનનો સુંદર અને કલાત્મક આકૃતિમાં કાપી ગોઠવેલો ટુકડો તમને જોવા મળશે મહેમાનો ભોજનને 'ખૂબ સ્વાદિષ્ટ' અને 'ખૂબ મજેદાર' કહીને બધું ભોજન આરોગી જાય તેથી ગૃહિણી જેટલી પ્રસન્ન થાય છે, તેટલી 'અહા! કેવું સુંદર છે!' એટલું માત્ર મહેમાનો કહે અને ભલે થાળ ભોજન પણ ન લે તો તેથી પણ તે પ્રસન્ન થાય છે કોઈ દુકાનમાં જઈ તમે માત્ર સાવ થોડી વસ્તુ ખરીદ કરો તો ત્યાં પણ પેલો દુકાનદાર તમારી વસ્તુને એવી કુશળતાથી કાગળમાં લપેટીને બાંધી દેશે કે તે રંગ તમને કલાકૃતિ લાગશે તમે કોઈને માત્ર ઔપચારિક પત્ર લખશો તો તમારા હસ્તાક્ષરની પણ કોઈ મહત્ત્વના સંદેશા જેટલી જ કિંમત અંકાશે

વર્ષામાં અમુક સમયે તમારા પાડોશીઓ એમણે સંઘરેલી ઘરગથ્થુ વસ્તુઓ પાથરીને તેનો ઠાઠ જોવા તમને આમંત્રણ આપશે ત્યાં ચા પીતા પીતા તમે એ બધી વસ્તુઓ—જૂના તરેહવાર મહોરા, સુંદર ચિત્રો, બુટ્ટાદાર કીનખાબના ટુકડા, એવું બધું જોઈ જોઈને તેની મૂક પ્રશંસા કરો કે મોંએથી વાહવાહ કરતા જાઓ એ માટે ગૃહિણી પોતાનો બધો જ સંઘરો તમારી સમક્ષ રજૂ કરશે પણ થોડીક વારમાં એને એ બધી લીના પાછી સંકેલી લેવી પડે છે, કારણ કે જાપાનના નિવાસખંડોનું સૌંદર્ય એવું તો સંયમપૂર્ણ હોય છે કે આ બધી વસ્તુઓ લાંબો વખત મૂકી રાખવાથી ખંડનું આકર્ષણ નાશ પામે છે એક દસુંદર ટેબલ, એક ચિત્ર, એક દફૂલદાની અને સુવા [illegible] ચમાતા બે રેશમી ઓશીકાં—માત્ર આટલી સાધન સામગ્રીથી જાપાનના વસ્તા ખંડની સજાવટ કરેલી હોય છે આ બધી વાત પાછળ કહેવાનું રહસ્ય હજી એ જ રહે છે કે તમે આંખ, કાન અગર મનને સુંદર વસ્તુ પર કેંદ્રિત કર્યા વિના તેની કદર કરી શકો નહિ

આ બધા પ્રસંગોમાં ખોટી ઔપચારિકતાની દોડધામ હોતી નથી કોઈ સામાન્ય પ્રવૃત્તિ કે પ્રસંગના સાવ ગૌણ અંગો પ્રત્યે પણ તેમની કેવી સતત જાગ્રત કળાદૃષ્ટિ રહેતી હોય છે તે આમાંથી શીખવાનું છે આ દૃષ્ટિબિંદુ જાપાનમાં એવું તો સર્વસ્વીકૃત જેવું વ્યાપક છે કે લલિત કળાઓમાં પણ પ્રેક્ષકના સહકારની અપેક્ષા રાખવામાં આવે છે જાપાનમાં કોઈ કાવ્યવાચન કે નૃત્યમાં કવિ અગર નૃત્યકાર પોતાને રજૂ કરવાના ભાવોનું માત્ર આછેરું જ સૂચન કરી જાય છે પછી સૌંદર્યસૂઝ ગ્રહણશક્તિ, આનંદને વિશદ કરવાની શક્તિ વગેરે વડે મનમાં એ અનુભવને સાકાર કરી કોઈ વિશિષ્ટ અર્થ દ્વારા તેને સમૃદ્ધ કરવાનું કામ શ્રોતા કે પ્રેક્ષક પર છોડવામાં આવે છે આથી શ્રોતા પ્રેક્ષકનું પદ પણ ઠીક ઠીક મહત્ત્વનું બની જાય છે કાવ્ય અગર નૃત્યનું સંવેદન પોતાના મનમાં ગ્રહણ કર્યા પછી તે માત્ર નિષ્ક્રિય પ્રેક્ષક રહેતો નથી, પણ તેના સક્રિય અંગરૂપ—સાથી બની જાય છે જાપાનવાસી માને છે કે આ જ સિદ્ધાંત જીવનમાં પણ અપનાવો અને પછી તમે જોશો કે જિંદગીની યાત્રા નીરસ લાગવાને બદલે જિંદગી જીવવાનો એક પ્રેરક, સર્જક અને સક્રિય પંથ તમને પ્રાપ્ત થશે

# પ્રાર્થના

ફાધર વાલેસ

પ્રાર્થના દિલ શુદ્ધ કરવાનો પ્રયત્ન છે. વિશેષ અધ્યયન માટે એકાત્મ મને મૌન, ચિંતન અને મનન કરવાથી આત્માને જે આનંદની, દિવ્યતાની અનુભૂતિ થય છે તે અપૂર્વ હોય છે આવા એકાંતિક મનન, ચિંતન, સાધના અને મૌનથી આપણને નવો અનુભવ પ્રાપ્ત થાય છે-જીવનને નવો વળાંક મળી રહે છે

હું દર વર્ષે આઠ દિવસ આવાં મનન, ચિંતન અને સાધનાનો પ્રયોગ કરું છું હમણાં જ આ માટે અઠવાડિયું ખંડાલા રહી આવ્યો છું. આવા એકાંતિક મનન-ચિંતનથી અને એકાંતમાં ભગવાનનું ધ્યાન ધરવાથી આત્માને દિવ્ય આનંદની અનુભૂતિ થાય છે.

આ વખતે ખંડાલા ગયેલો ત્યારે સાથે બે પુસ્તકો લઈ ગયેલ. તેમાં એક પુસ્તક હતું ૯૦ વર્ષના સ્વામી રામદાસનું 'ભગવાનની શોધમાં.' આ પુસ્તકમાંથી પ્રથમ દિવસે પહેલું એક જ વાક્ય વાંચ્યુ અને મને ચિંતન-મનન માટેનો એક અઠવાડિયાનો ખમાચો મળી ગયો એ વાક્ય હતું 'એ વર્ષ પહેલાં ભગવાને રામદાસના દિલમાં એને (ભગવાનને) પામવાની તીવ્ર ઝંખના જગાડી' એકવાર ભગવાનને પામવાની સુરતા લાગે -તીવ્ર ઝંખના જાગે એટલે એમાં બધું જ આપોઆપ આવી જાય છે.

રામકૃષ્ણ પરમહંસનો પણ આ જ આગ્રહ હતો. કોઈ જિજ્ઞાસુ આવીને તેમને પૂછે કે 'સાધના માટે શું કરવું ?' તરત જ પરમહંસ કહેતા: 'એ માટેની- એને પામવાની પ્રબળ ઇચ્છા હશે તો બધું જ થશે.' આના સંદર્ભમાં તેઓ એક ચોરનો દાખલો કહી સંભળાવતા: એક મકાનમાં એક ચોર રહે છે અને બાજુના મકાનમાં સોનું ભર્યું છે આથી ચોરને ઊંઘ નહિ આવે; કારણ કે તેને બાજુના મકાનમાં રહેલ સોનું મેળવી લેવાની ચિંતા છે.

એક ગુરુ પાસે આવીને તેમનો એક શિષ્ય પૂછે છે કે પ્રભુ-પ્રાપ્તિ માટે મારે શું કરવું? ગુરુ કશો જવાબ આપ્યા વિના જ પોતાના શિષ્યને બાજુમાં વહી રહેલ નદીમાં ડુબાડે છે આથી શિષ્ય ગૂંગળાવા લાગે છે ત્યારે ગુરુ તેને કહે છે: 'તારાં પ્રશ્નો જવાબ એમાં રહેલો છે તને જવાબ મળી ગયો' શિષ્યને હજી પણ કશું સમજાતું નથી એટલે ગુરુ તેને કહે છે: નદીનાં પાણીમાં ડૂબતાં બચવા માટે શ્વાસ લેવાની જેટલી ઝંખના હતી એટલી જ તીવ્ર ઝંખના જાગે તેને ભગવદ્પ્રાપ્તિ અવશ્ય સિદ્ધ થાય છે આમ આપણી મોટી ખામી એ હોય છે કે કેટલીક વાર આપણો સંકલ્પ સાચો હોતો નથી અને તેથી સફળતા મળતી નથી સાચો સંકલ્પ હોય-દિલની સાચી ઝંખના હોય તો ભગવાન તે સિદ્ધ કરે જ છે

ચોથી સદીમાં આફ્રિકામાં થઈ ગયેલા સંત ઑગસ્ટીને તેમના આત્મકથામાં પોતાના પૂર્વાશ્રમના કરેલા વર્ણન અનુસાર તેમનો પૂર્વાશ્રમ સારો ન હતો. તેઓ એક વેશ્યાની સાથે રહેતા; પરંતુ તેમના સંસ્કારો સારા હતા તેની માતા સારાંની પ્રાપ્તિ અર્થે પ્રાર્થના કરતાં. સંત ઑગસ્ટીન પણ પોતાના ખરાબ જીવનમાં પણ સતત પ્રાર્થના કરતા. 'હે ભગવાન, મારું જીવન પવિત્ર બનાવ, પણ હમણાં નહિ. હમણાં તો પેટ ભરીને લહેર કરી લેવા દે'

ભગવાને તેમની પ્રાર્થનાનો પહેલો ભાગ સાંભળ્યો અને તેમનું જીવન પવિત્ર થઈ ગયું. એ જ રીતે આપણને પણ આમ થતું છે, જીવન પવિત્ર બનાવવું છે, પરંતુ હમણાં નહિ. આપણે આમ કરીને શું ગુમાવી બેઠા છીએ તે જ આપણે જાણતા નથી અને તેથી આપણને સદ્પ્રાપ્તિ માટે જાગવી જોઈતી તીવ્ર ઝંખના જાગતી નથી. એટલે ભગવાનની કૃપા મેળવવા-કરુણાનિધિ ભગવાનને ઓળખવા માટે તીવ્ર ઈચ્છા-તીવ્ર ઝંખના જાગવી જરૂરી છે.

રવીન્દ્રનાથ ટાગોર નાના હતા ત્યારની આ વાત છે. તેમને નાના હતા ત્યારે આંખે ઓછું દેખાતું.

તેમની આંખો નબળી હતી, પણ તેનું કારણ શું તે સમજાતુ નહોતુ તેઓ પોતાને ઓછું દેખાતુ હોવા છતા બાળપણમાં અન્ય છોકરાઓની સાથે રમતા ખેલતા અને કૂદતા તેમને પોતાની આંખની ખામી જણાતી નહોતી અને જાણે કે બધાને એવુ જ ઝાંખુ દેખાતુ હશે તેમ પોતે માનતા એવામાં એકવાર રમતમાં ને રમતમા એમણે બીજા છોકરાના ચશ્મા પહેરી લીધાં અને તેમને સ્પષ્ટ દેખાવા લાગ્યુ બાળટાગોર ખુશ થઈ ગયા અને દુનિયા કેવી સુંદર છે તેનો હવે તેમને સ્પષ્ટ ખ્યાલ આવ્યો

તેમના નાના મનમાં બે ચિત્રો—બે વિચારો—બે લાગણી જાગી એક તો એ કે દુનિયા કેટલી સુંદર છે તેની તેમને ચશ્મા નહોતા પહેર્યાં ત્યા સુધી કશી જ ખબર નહોતી પડી તેનું દુઃખ થતુ હતુ પોતે ચશ્મા વિના કેવુ અને કેટલુ બધું સુંદર ખોઈ બેઠા હતા તેનું દુઃખ થતુ હતુ અને પોતે કેવા મૂર્ખ હતા કે આ બધું ખોઈ બેઠા હતા તેનો મનમા રોષ જાગતો હતો

એ જ રીતે આપણે પણ જીવનમા જે કંઈ જોવા જેવુ હોય તે સ્પષ્ટ જોઈ શકીએ તે માટે જરૂરી ચશ્મા આપણને મળી રહે તો આપણે શું ખોઈ બેઠા છીએ તેનો સ્પષ્ટ ખ્યાલ આવે અને તે બધું જે ખોઈ બેઠા હોઈએ તેની પ્રાપ્તિ માટેની તીવ્ર ઝંખના આપોઆપ જ આપણામા પણ જાગે

આમ આપણને જો આપણી દૃષ્ટિ નબળી હોય અને યોગ્ય ચશ્મા મળી આવે તો સાચા જીવનનો ખ્યાલ આવે અને તે માટેની ઝંખના જાગે આપણે શું ખોઈ બેઠા છીએ તે સમજાય તો જ તેની પ્રાપ્તિ માટેની ઝંખના જાગે અને તો જ તેની પ્રાપ્તિ કરવા માટેના પ્રયત્નો હાથ ધરી શકીએ

અમારા સંઘના સ્થાપક સેંટ ઈગ્નેશસ સોળમી સદીમાં થઈ ગયા તેઓ બહુ કડક શિસ્તના હિમાયતી હતા તેમના કારણે અમારા સંઘના નિયમો બહુ કડક હતા અમારા સંઘમા જોડાવા ઈચ્છનારની તેમને સંઘમા પ્રવેશ આપતા પહેલાં કડક રીતે ચકાસણી કરાતી ઉમેદવાર બધી જ કસોટીમાંથી પાર ઊતરે એટલે તેને છેલ્લો પ્રશ્ન એવો પુછાતો કે ભગવાનના સાક્ષાત્કાર માટે તમને તીવ્ર ઈચ્છા છે? જો તે હા પાડે તો તેનો સ્વીકાર થાય અને ના પાડે તો તેને બીજો પ્રશ્ન એ પૂછાતો કે તમને એવી ઇચ્છા છે? કે તમને એવી ઇચ્છા જાગે તેમ છે? જો ઉમેદવાર હા પાડે તો જ તેનો સ્વીકાર કરાતો

રામદાસના દિલમા પણ બે વરસમાં ભગવાન પ્રાપ્તિ માટેની ઈચ્છા—આતુરતા તીવ્ર ઝંખના જાગેલી

કોલેજમાં આજે યુવકો અને યુવતીઓ એકબીજાને મેળવવા માટે ઝંખતા હોય છે અને કેટલીક વાર છોકરાઓ પોતાના પ્રિય પાત્રની પ્રાપ્તિની ઝંખનાના પ્રતીકરૂપે પોતાના હાથ પર તે પાત્રનુ નામ કોતરાવીને ફરતા હોય છે આવા એક છોકરાને તેના હાથ પર કોઈક નામ કોતરાવેલુ જોઈ મે તેને કહ્યુ કે તે માની લઘેલ તારુ પ્રીતિપાત્ર તો અન્યની સાથે પરણી ગયેલ છે માટે તને એ છોકરી—તારુ પ્રતિપાત્ર મેળવવાની જેટલી ઝંખના જાગી હતી તેટલી પ્રભુપ્રાપ્તિ માટેની ઝંખના જગાવ અને પછી જો કે તેનુ શુ પરિણામ આવે છે માટે સાચી વાત તો એ છે કે આપણે ભગવાનની પ્રાપ્તિ માટે પાગલ બનવુ જોઈએ

હવે પ્રાર્થના કેવી રીતે કરવી તે જોઈએ! તીવ્ર ઝંખના પછી પ્રાર્થના કરવા બેસીએ ત્યારે મારા પોતાના નિશ્ચયથી હુ પ્રાર્થના કરુ છુ એવો ખ્યાલ આવે તે બરોબર નથી પરંતુ ભગવાન (રાજા) બોલાવે છે માટે પ્રાર્થના કરુ છુ એવી ભાવના હોય તો જ પ્રાર્થનામા રસ જાગે આજ્ઞા (ભગવાનની)નો જવાબ એ જ પ્રાર્થના છે રાજાના દરબારમાં જઈએ અને રાજા જેટલી આજ્ઞા કરે તેટલું જ કરવુ પડે તેટલો જ જવાબ આપવો પડે તેમ આ તો સમગ્ર જગતનો નિયંતા તેની આજ્ઞા—તેની હાકલ વિના તેનો જવાબ કેમ અપાય? એ જ રીતે પ્રાર્થના કરતી વખતે પણ ભગવાન (રાજા) બોલાવે છે માટે જવાબમા આપણે પ્રાર્થના કરીએ છીએ તેવો ભાવ જાગવો જોઈએ અને તો જ એ જ ખરી પ્રાર્થના છે

બાઈબલમા ભગવાન ઈશુ કહે છે કે 'તમે

મને પસંદ કર્યો નથી, મે તમને પસંદ કર્યા છે તમે મને બોલાવ્યો નથી, મે તમને બોલાવ્યા છે ' તમને બોલાવ્યા છે તો પ્રતીક્ષા કરો. શા માટે બોલાવ્યા છે તે વિચારો. આ માટે દિનમા શાંતિ ધરીને મૌન બેસો તેમની (ભગવાનની) વાત સાંભળો. પોતે વાતો ન કરતા તેમનો (ભગવાનનો) અવાજ સાંભળીએ આ માટે અપણે મૌન સેવીએ મૌનની સાધના એ જીવનની નહિ પણ જ્ઞાનની સાધના છે. એથી એવી શાંતિ મળે છે કે એમનો (ભગવાનનો) અવાજ સાંભળી શકાય છે

પ્રાર્થનામા આપણે ભલે કીર્તન, ભજન વગેરે કરીએ. એ પણ જરૂરી છે, પણ આપણે જ બોલ્યા કરીએ અને એને (ભગવાનને) બોલવા જ ન દઇએ તે તો અવિવેક જ ગણાય ભગવાનને પણ બોલવાનો સમય આપીએ સામાને બોલવા ન દઇએ અને આપણે બોલબોલ કરીએ તો એ તો ભારે અવિવેક જ લેખાય માટે મૌન અને શાંતિ વચ્ચે એ (ભગવાન) જે કાંઈ બોલે તે એકાગ્ર બનીને પહેલા સાંભળીએ તે જ છે સાચી પ્રાર્થના

આપણે ઉપવાસ અને ઉપાસના કરીએ છીએ તો ઉપવાસ અને ઉપાસનાનો સાચો અર્થ સમજીએ અને પછી જ તેને આચરીએ તે યોગ્ય છે ઉપવાસનો અર્થ છે સાથે રહેવુ અને ઉપાસનાનો અર્થ છે તેની સાથે બેસવુ આથી ઉપવાસ અને ઉપાસના દરમિયાન આપણને 'એ આવે છે, એ આવે છે' એવી ભાવના થવી જોઈએ અને તેના આગમનની આપણે પ્રતીક્ષા કરીએ છીએ, કારણ કે પ્રતીક્ષાનો આનંદ અને તે બાદ મિલનનો આનંદ અનેરો છે. આ માટે રાધા કૃષ્ણની પ્રતીક્ષા અને મિલનનો દાખલો આપણને શાસ્ત્રોમાથી મળી આવે છે

ભગવાનને ભકત માટે શુ શુ કર્યું છે તેની આંખને, કાનને કે મનને ખબર નથી હોતી.

મૌનના પ્રયોગ દ્વારા ભગવાનનો જવાબ મળે છે દિલને તેની પ્રતીતિ થાય છે, અને તે માટે રામનામ સરળ સાધન છે આ સાધન ખૂબ જ ફાયદાકારક છે ભગવાનપ્રાપ્તિની પ્રતીક્ષા–પ્રાર્થના નમ્રતાથી કરવાં જોઇએ. એમાં સહેજ શુષ્કતા પણ લાગે છે – ઘડીભર ભકિત જેવુ ન પણ લાગે પરંતુ જે તીવ્ર ઝંખનાને કારણે પ્રાર્થના – પ્રતીક્ષા કરીએ છીએ તે સફળ જ થાય છે.

રામદાસે 'ૐ શ્રીરામ, જય રામ, જયજય રામ' નો જાપ કરવા કહ્યુ છે આમ સાધના વેળાએ નામજપ સાથે ઉપવાસ પણ આપણે પ્રાર્થનાના સાથી તરીકે કરીએ છીએ અને એ રીતે મનની સાથે શરીરને પણ આપણે સાધનામા જોડીએ છીએ પ્રાર્થના એ મનની પ્રવૃતિ છે શરીરને પણ તેમાં સાથે જોડવા–પ્રાર્થનામા જોડવા આપણે ઉપવાસ કરીએ છીએ આથી પવિત્રતા વધે દિલને ભારે સંતોષ થાય છે.

હુ આ બધુ લઈને ભગવાનને પ્રાર્થના કરું છુ. આપણે દિલની આરઝૂ–વિનંતિઓ લઈને ભગવાન પાસે જઇએ છીએ આને ઘણા નાનું કામ માને છે, પણ સાચી લાગણી, સાચા આદરથી અને શ્રદ્ધાથી આમ કરીએ–શ્રદ્ધાથી ભગવાન પાસે વાંછિતની માગણી કરીએ–આ માગણી એ માગણી પ્રાર્થનામાં નમ્રતા, આદર અને પ્રેમ આવે તો પછી શુ ન થઇ શકે? સર્વ કાંઈ શકય બને છે પરંતુ આપણામાં કહેવત છે ને કે 'માગ્યા વિના મા પણ પીરસતી નથી' એ મુજબ ભગવાન આપણા આંતર–મનની ભાવનાઓ જાણતા–સમજતા હોવા છતાં આપણે મનવાંછિતની તેની પાસે માગણી કરવી પડે છે

આમ થવાનુ કારણ જોઇએ એક વિદ્યાર્થી છે તે બહારગામ ભણવા જાય છે તેને બહારગામ છાત્રાલયમા રહેવા, જમવાનો તેમ જ કાપડલત્તાનો વગેરે ખર્ચ થતો હોય છે વિદ્યાર્થીને બહારગામ ભણવા મોકલતા પહેલા તેના મબાપોએ પોતાના પુત્રને માસિક કેટલો ખર્ચ આવશે–એટલે કે પોતે પુત્રને ભણવા તો મોકલ્યો, પણ માસિક કેટલા નાણાં મોકલવા પડશે તેનો ખ્યાલ તો મેળવી જ લીધો હોય છે, પરંતુ દર મહિને પુત્ર નાણાં મગાવે તે પછી જ માબાપ તેને ખર્ચના પૈસા મોકલતા હોય છે આમ કેમ? માતા પિતા પુત્રને વર્ષભરના પૈસા એકસાથે

શા માટે નથી મોકલી આપતાં ! આમ કરવા પાછળ માબાપની એ લાગણી કામ કરતી હોય છે કે દર મહિને જેમ જેમ નાણાંની જરૂર પડે તેમ તેમ પુત્ર મગાવતો રહે ને એ રીતે પુત્રે દર મહિને માબાપને યાદ કરવાં પડે છે અને એ રીતે મા-બાપની-માબાપ તરફથી મળતા પૈસાની પુત્રને પ્રતીક્ષા કરવી પડે છે, માબાપ વિસારે પડતાં નથી આમ પણ નાણાં મગાવવાં છતાં દોઢ વાર પૈસા આવવામાં મોડું થતાં પુત્રે વધુ વાર પ્રતીક્ષા કરવી પડે છે; છતાં પોતે વિસરાઈ ન જાય તે માટે માબાપો સમજીને જ પુત્રને દર મહિને તેની માગણી પ્રમાણે જ પૈસા મોકલે છે.

એ જ રીતે ભગવાન પણ ભક્ત તેને ભૂલી ન જાય સદા યાદ કરતો રહે તે માટે જે કાંઈ આપવું હોય તે મોડું કરીને જ આપે છે-ભક્ત માગે તે પછી જ આપે છે. આપણે ભગવાનને કશી પ્રાર્થના વિનંતિ કરીએ છીએ તે પછી જ ભગવાન તેની કસોટી કરીને પછી જ આપે છે.

એક મિત્ર સાથે મકાન-ફંડનો પ્રસંગ બન્યો. મેં ગમ્મતમાં કહ્યું. એમ કરો, દરરોજ એક કલાક મકાન-ફંડ એકઠું કરો અને એક કલાક પ્રાર્થના કરો. મિત્રે કહ્યું: તમારી વાત સાચી છે, પણ આ મકાનનો હેતુ પવિત્ર નથી. એ તો માત્ર કીર્તિ માટે છે આમ કોઈ પણ નિયમ કરવામાં તેનો હેતુ પવિત્ર હોય તે ખૂબ જ મહત્વનું છે

રાવણે સીતાનું હરણ કર્યું તે તો આપણે જાણીએ છીએ. રાવણ સીતાને ઉઠાવીને લંકા લઈ ગયો અને ત્યાં સીતાને એક અલાયદા સ્થળે રાખીને સીતાને મનાવવા અનેકવિધ પ્રયાસો રાવણે કર્યા પણ સીતાજી માને જ નહિ. સીતાને લલચાવવા માટે રાવણે અનેક રૂપ ધારણ કર્યું -આકર્ષક ફૂટડા યુવાનનું રૂપે પણ લીધું; પરંતુ સીતા એકના બે ન થયાં. આથી કોઈકે રાવણને એવું સૂચન કર્યું કે તમે હવે રામનું રૂપ ધારણ કરો એટલે સીતા તમને રામ માનીને તમારી જાળમાં સપડાશે

રાવણે કહ્યું: 'મેં રામનું રૂપ ધારણ કરવાની યુક્તિ પણ અજમાવી જોઈ. હું રામના ધ્યાનમાં બેઠો, પણ જ્યારે રામસ્વરૂપ બની ગયો ત્યારે મારા મનમાંની પેલી ખોટી ઇચ્છા-કામવાસના પોતે જ અદૃશ્ય બની ગઈ-જતી રહી.' આ રીતે આપણે પ્રાર્થનામાં બેસીએ ત્યારે જે એકાગ્રતા સધાય છે તેમાં આપણી વાસનાઓ નાશ પામે છે-વાસના દૂર થઇ જાય છે.

સ્ત્રી સવારમાં શૃંગાર-સજાવટ કરે છે, સુગંધી તેલ-ધૂપેલ, પુષ્પો વગેરેથી પોતાની જાતને શણગારે છે તે સાથે જ પ્રભાતના વાતાવરણને પણ સુગંધથી ભર્યું ભર્યું બનાવે છે. એવી જ રીતે પ્રાર્થના સવારના સુગંધી હવા સર્વત્ર પ્રસરાવે છે. વાતાવરણને શુદ્ધ બનાવે છે. માનવીના દિલને પવિત્ર બનાવે છે. આથી પ્રાર્થના આપણા દિલને મૃદુ બનાવે છે. આપણે લોકોની સેવા કરીએ છીએ તો લોકો માટે દિલમાં પ્રેમ જોઈએ. તે પ્રાર્થનાથી આવે છે. શાંતિ, પ્રેમ, સંતોષ બધું જ પ્રાર્થના વડે પ્રાપ્ય બને છે.

એકવાર સ્વામી રામદાસ પોતાના સાધુઓની મંડળી સાથે પ્રવાસમાં નીકળેલા. તેમની કોઈની પાસે ટિકિટ નહોતી. ટિકિટ કલેક્ટરે એક પછી એક દરેક સાધુઓને ટિકિટ વિના મુસાફરી કરવા માટે અટકાવીને ઊભા રાખ્યા. ટિકિટો લેવા માંડી. ટિકિટ કલેક્ટર ટિકિટ લે અને સાધુની જટા હલાવે. સાધુ હમે આથી રામદાસનો વારો આવી રહ્યો હતો ત્યાં જ રામદાસે જગ્યા બદલી પેલા સાધુએ ના પાડી. આમ ને આમ અડધો કલાક વીત્યો સાધુએ બાંય ચડાવી હાથ પકડ્યા પણ તેના (રામદાસના) મોંમાં રામનામ હતું ટિકિટ કલેક્ટરે બધાને જવા દીધા

આમ હોઠ પર રામનામ રમતું હોય તેનો કેવો ભવ્ય પ્રભાવ છે તે આના પરથી સમજવા જેવું છે હોઠ પર રામનામ હોય તો ટિકિટ કલેક્ટર તો શું ભલભલા શેતાનનું પણ કાંઈ ન ચાલે.

પ્રાર્થના અનુભૂતિનો વિષય છે. નમ્રતાપૂર્વક પ્રાર્થના કરીએ તો જીવન ધન્ય બને. શુભ સંકલ્પ, તીવ્ર ઝંખના વડે પવિત્રતા આવે છે, અને જીવનમાં પવિત્રતા આવે તો જીવન ધન્ય બની રહે આથી આપણે સૌ રોજ ઝંખનાપૂર્વક પ્રાર્થના કરીએ અને ભગવાનના આશીર્વાદ માગીએ. –'પ્રબુદ્ધજીવન'

# મહામોંઘુ બલિદાન

ના. પ્રા. વ્યાસ

ભારતવર્ષના પ્રાચીન પંડિતોમાં વાચસ્પતિ મિશ્રનું નામ અને સ્થાન ઉજ્જવળ છે અનોખું છે તેઓ મહાપંડિત અને સમર્થ વેદાંતી હતા આત્મા અને પરમાત્મા જીવ અને બ્રહ્મ પ્રકૃતિ અને પુરુષની અતિ ગૂઢ અને તાત્ત્વિક વિષયોની ચર્ચામાં તેઓ તલ્લીન રહેતા અધ્યયન એ એનું જીવનવ્રત હતું ગ્રંથો એમના પ્રાણ હતા ચિંતન અને મનન એ એમના સદાના સાથી હતા તત્ત્વજિજ્ઞાસા એ એમના શ્વાસોચ્છ્વાસ હતા સૂતા કે જાગતા બેસતા કે ઊઠતા પોથી તો એમના હાથમાં અચૂક હોય જ

આવા આ પંડિતજીને કોણ જાણે કેમ પણ એક વખત ગૃહસ્થાશ્રમ માંડવાના કોડ જાગ્યા એકાકી જીવન કરતાં કોઈ સહચરી હોય તો પોતે પોતાના જીવનમાં વધુ સુંદર પ્રગતિ કરી શકશે એમ એમણે માન્યું

અને વાચસ્પતિ મિશ્ર પરણ્યા, પણ એમનું પંડિત્ય તો તે ક્ષણે પણ જીવતું જાગતું જ રહ્યું એમ કહેવાય છે કે, જ્યારે કન્યાના બાપે લગ્નમંડપ વચ્ચે કન્યાનો હાથ વાચસ્પતિના જમણા હાથમાં સોંપ્યો ત્યારે પંડિતજી પોતાના ડાબા હાથમાં રહેલા પુસ્તકની કોઈ ગહન કંડિકાનો એકાગ્ર ચિત્તે અભ્યાસ કરી રહ્યા હતા પંડિતજીએ આ રીતે ગૃહસ્થાશ્રમ તો માંડ્યો, પણ તે માત્ર કહેવા પૂરતો જ બાકી તો ભલા એમના ગ્રંથો અને ભલા પોતે પત્નીભામતી એનું નામ–કરતાં પોથી એમને વધુ વહાલી લાગતી પરણ્યા હતા છતાં એમની સ્થિતિમાં જરાયે ફેર જ ન પડ્યો

જ્યારે જોઈએ ત્યારે પંડિતજી કાંઈ ને કાંઈ અધ્યયનમાં મશગૂલ જ હોય વાચતાં થાકે ત્યારે લખવું, લખતાં લખતાં વિચારવું વિચારીને લખવું ફરી સુધારવું અને અંતરના ઊંડા વિચારમાં ગરક થઈ જવું આ એમનો સતત અને એકધારો નિયમ ! દિવસ હો કે રાત્રિ સાંજ હો કે સવાર, મધ્યાહ્ન હો કે મધ્યરાત્રિ, ન થાક, ન વિશ્રાંતિ !

કહે છે કે અભ્યાસના આ પાગલપણાએ પંડિતજીના માનસપટ પર વિસ્મૃતિનો અંધારપછેડો ઓઢાડી દીધો પોથીના પરિચયે પંડિતજીને જગત અને જીવનના તમામ પરિચયો ભુલાવી દીધા અને પોતાની કલ્પી લીધેલી આ દુનિયા કરતાં બીજી એક સ્વતંત્ર દુનિયા અસ્તિત્વ ધરાવે છે એ સાવ વીસરી ગયા. આ સ્થિતિમાં પોતે એક નિર્દોષ કુમારિકાનું પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમ માંડ્યો છે તે વાત તો યાદ રહે જ શેની ?

અરે, જ્ઞાનઘેલો પંડિત !

પરણ્યા પછી ભામતીને કદી યાદ કરી નહીં, બોલાવી નહીં ! બોલાવવાનું તો બાકી રહ્યું પણ પોતાના ઘરમાં એક સ્ત્રી છે એ વાત પણ તે ભૂલી ગયા ! તેમાં સ્ત્રી–હૃદયની લાગણી અને ઉરના ધબકાર સાંભળવાનું તો રહ્યું જ ક્યાં ? જાણે પોતે કોઈ નિર્જન અને ઉજ્જડ વેરાનમાં રહેતા ન હોય ! હૃદયના કોઈ પણ સાંકડા ખૂણામાં તેનું સ્થાન રહ્યું નહિ ! અને એ રીતે એ ગભરુ બાળા વિસ્મૃતિના ઘોર અંધકારમાં હડસેલાઈ ગઈ

બિચારી ભામતી ! પિયરથી પહેલવહેલી હૃદયમાં અનેક આશાઓ અને આકાંક્ષાઓ ભરીને કુમકુમપગલે પતિગૃહે આવેલી ભામતી નવવધૂ તરીકે આવી ત્યારે તો ગૃહસ્થજીવનના મધુર સોણલાંઓ સેવતી આવી હશે પણ આગમન પછી તેનું એકેય સ્વપ્નું ફળ્યું નહિ મનની ઉમેદો અને અભિલાષાઓ સાવ પડી ભાંગી

પણ આ ભામતી અન્ય સ્ત્રીઓ જેવી સામાન્ય નારી ન હતી, દેવી હતી કુદરતે એનો દેહ કોઈ જુદી જ માટીથી ઘડ્યો હતો તેના મનનું બંધારણ કોઈ જુદા જ દ્રવ્યોથી બંધાયું હતું

સામાન્ય સ્ત્રીને જ્યાં જીવન ઝેર જેવું અકારું થઈ પડે ત્યાં ભામતીએ કોઈ અનુપમ અને ભવ્ય આદર્શથી પોતાના જીવનમાં સ્વર્ગીય મધુરતા આણી અને પોતાના જીવનનો વળાંક જુદી દિશામાં જ વાળ્યો. પોતે પોતાની જાતને પતિજીની જાતમાં એવી તો સરસ રીતે સમાવી દીધી કે પતિ કરતાં પોતાનું અસ્તિત્વ જુદું છે એ તે કલ્પી જ ન શકી. પતિની તે સાચી અર્ધાંગના બની અને પતિની ભૂલને અજબ રીતે સુધારી લીધી. એટલે પતિના આચરણનું દુઃખ પણ તેને ન રહ્યું.

પતિગૃહે આવ્યા પછી પિતૃગૃહનું નામ તે ભૂલી ગઈ. ગૃહસ્થજીવનની જટિલ સમસ્યાઓ ઉકેલવા તેણે પતિની કદી સલાહ ન માગી. જીવનની અનેક વિટંબણાઓ તેણે પતિ પાસે કદી દુઃખપૂર્વક રજૂ ન કરી. આજીવિકા રળી લાવવા પતિને કદી યાદ કરાવી ન આપ્યું. તેમાં પોતાના કોડ પૂરા કરવા પતિને પજવવાનું તો કરે જ ક્યાંથી? પતિના આ વર્તનને ભામતીએ પોતાનું મંગલ સૌભાગ્ય શ્રદ્ધાપૂર્વક માની લીધું!

ભામતીએ પોતાનો એક જ પવિત્ર આદર્શ રાખ્યો—પતિની સેવા કરવાનો અને પતિના દરેક કામમાં દૂર દૂર રહીને પણ સંપૂર્ણ સહકાર કરવાનો. પતિ જાગતા હોય ત્યાં સુધી જાગતા બેસી રહેવું. થાકીને ઊંઘે ત્યારે તેની પાસે ભોંયતળિયે આડા પડખે થવું. તે ઊઠે તે પહેલાં ઊઠી જવું. પતિના અભ્યાસ ગ્રંથો, લેખન-સામગ્રી અસ્તવ્યસ્ત હોય તે સમાં કરવાં. એમની બેઠક ઝાપટીને સાફ રાખવી. કચરો કાઢવો. પતિજી ભૂખ્યા થાય તે પહેલાં જ ભોજનનો થાળ પતિ પાસે મૂકી જવો. અને દહને દહને અવની ઉપર અંધારું ઊતરે તે પહેલાં એક નાનકડી દીવડી પેટાવીને પતિજીના અભ્યાસગૃહમાં મૂકી જવી. આમ પતિની દરેક જરૂરિયાત આગળથી કળી જઈ તેની સેવામાં હાજર કરવી એ આ નારીની દિનચર્યા હતી. એને એણે પોતાનું પરમ કર્તવ્ય માન્યું હતું.

અભ્યાસરત પતિજીને કદી ધ્યાન પણ ન આવ્યો કે આ બધું કામ કોણ કરી જાય છે? ઘરમાં અન્ન ક્યાંથી આવે છે? કોણ આ રાંધી જમાડે છે? કોણ આ સફાઈ રાખે છે? અને અંધારાં ઉલેચતી આ નાની દીવડી હંમેશાં કોણ પેટાવી જાય છે? કશો ય ખ્યાલ તેમને ન આવ્યો.

આમ ને આમ દિવસો વીત્યા! મહિનાઓ વીત્યા! અરે! નહિ રે નહિ! વરસો વીત્યાં! અને તે પણ કેટલાં? એકાદ બે? નહીં, કલમ લખતાં કંટાળે અને સાંભળનારનું મસ્તક ભમી જાય તેટલાં વરસો. પચાસથી સાઠ વર્ષ આ રીતે ભામતીનો ને વાચસ્પતિ મિશ્રનો ગૃહસ્થાશ્રમ ચાલ્યો! બંનેના જીવનમાં પચ્ચાસથી સાઠ વસંતો આવી અને વાર્ધક્યનો સંદેશો આપતી એક પછી એક રવાના થઈ.

નવરી પડતી ત્યારે ભામતી કચરો વાળીચોળી સાફ કરતી. પતિજી સૂઈ જાય ત્યારે કોઈનું દળણું દળતી, કોઈનું પાણી ભરતી, કોઈની ગાગર છડી દેતી, કોઈના કોઠા ભરતી, કોઈનું વલોણું વલોવતી, છાણાં થાપતી, આડોશપાડોશના ગેલ ભેગાં કરી કોઈ સુંદર ધર્મવાર્તા સંભળાવતી અને કથાગીતો ગાતી. આ રીતે એને મૂઠી લોટ અને ચપટી દાળ મળી રહેતાં. વારતહેવારે સારા પાડોશીઓ તરફથી ઘી ગોળ પણ કેટલીક વાર મળતાં. વધારેની તો એને જરૂર જ ક્યાં હતી? કાપડ તો સૂતર જાતે કાંતી ઉત્પન્ન કરી લેતી.

આ પ્રમાણે જીવનનાં પચાસ વર્ષો આ નારીએ ખેંચી કાઢ્યાં.

એક દિવસની વાત છે. રળિયામણી સંધ્યાએ પતિજી લેખન વ્યવસાયમાં મશગૂલ હતા. ધીમેધીમે અંધકારના શ્યામ ઓળા પૃથ્વીને આવરી લેતા હતા. તે વખતે પત્નીએ એક દીવડી પેટાવી પતિજીના અભ્યાસગૃહમાં મૂકી, પણ શું ઈશ્વરે ધાર્યું હશે તે તેલના અભાવે કે વાટના અભાવે દીવડી ઝાંખી થઈ ગઈ. ભામતી શું થયું છે તે જોવા દીવડી પાસે ગઈ. જઈને કોડિયામાં ફરી તેલ પૂર્યું, નવી વાટ બનાવીને દીવડી સતેજ કરી જ્યાં ઊઠવા જાય છે, ત્યાં ઓચિંતો તેનો હાથ દીવડીને લાગ્યો. કોડિયું તરત જ ઊંધું પડી ગયું અને ઓરડામાં અંધકાર ફેલાયો!

ભામતીએ ઝપટ કોડિયુ ઉપાડી લઈ અતિ ત્વરાથી તેમા તેલ પૂર્યું અને જલદી જલદી વાટ બનાવી પુન કોડિયુ પેટાવ્યુ ફરી કોડિયાનો પ્રકાશ ઓરડાને, ભામતીને અને પડિતજીને અજવાળવા લાગ્યો ભામતી બહાર જવા નીકળી

આ બધી ગડમથલ થતા પડિતજીનુ લેખન કાર્ય અટકી પડ્યુ દીવડીના પુન પ્રકાશે પડિતજીના હૃદયમા એક તેજ-રેખા દોરાઈ પચાસ વર્ષની ઉગ્ર યોગ-સાધના પછી જેમ કોઈ અવધૂત યોગ-સમાધિમાથી ઊઠે તેમ પડિતજી ઊઠ્યા હમેશ કરતા આજ તેમની દષ્ટિમા નવુ તેજ હતુ, જેમાં કોઈ અકથ્ય ભાવ હતો જાણે પોતે કોઈ મહા સ્વપ્નમાથી જાગૃત ન થયા હોય !

પચાસ વર્ષના દીર્ઘકાળમા અત્યારે તેના દિલમા પહેલવહેલો વિચાર આવ્યો કે હમણા બુઝાયેલી દીવડીને ફરીવાર કોણ પ્રગટાવી ગયુ ? એ કોઈ સ્ત્રી હતી ? અહી મારા ઘરમા ક્યાથી ? શા માટે એ આવી હશે ? પડિતજીના મનમાં અનેક પ્રશ્નોએ આવી જગાવી તેનો તોડ લેવા તે અધીરા બન્યા આ બધુ છે શુ ?

પડિતજીએ બહાર જતી ભામતીને રોકી અને પૂછ્યુ

"ભામતી, આપ કોણ છો ?

"આ દીવી ઓલવાઈ જતાં તેને ફરી પેટાવવા હુ આવી હતી હુ જતી રહુ છુ આપ આપનુ કામ કરો ' ભામતી બોલી.

'પણ તમે છો કોણ ? ક્યાથી આવ્યા છો ? શા માટે આવ્યા છો એ તો જણાવો ? પડિતજીએ પૂછ્યુ

'પચાસ વરસમા પહેલી જ વાર પતિ તરફથી એકાએક આ પ્રશ્નો પુછાતા ભામતી જરા મુઝાઈ શો ઉત્તર આપવો તે થોડીવાર તો તે નક્કી કરી શકી નહી !

'ભગવાન, હુ જાણુ છુ કે આપના કાર્યમા અજાણતાથી થોડોક વિક્ષેપ મારાથી થયો છે પણ એની મને દિલગીરી થાય છે આપ આપનુ કાર્ય ચાલુ કરો અને મને ક્ષમા કરો સ્ત્રી બોલી પડિતજી આ જવાબથી વિસ્મય પામ્યા, જરા ગુસ્સે પણ થયા ફરી બોલ્યા

'હુ માત્ર તમારી ઓળખાણ માગુ છુ ત્યારે તમે નાહક બિનજરૂરી વાત કરી સમય બગાડો છો મારા ઘરમા આવી રહેલાં દેવી તમે કોણ છો એ મને જણાવો '

'હુ હુ ' જવાબ આપતા ભામતી ધ્રૂજી 'હુ કોણ છુ એ જાણીને આપને કશો ફાયદો નથી. ઓળખાણ મેળવવાની હઠ આપ જતી કરો આપનો સમય નકામો બગડે છે '

આ જવાબ સાભળી પડિતજીએ પોતાની પોથી અને લેખનસામગ્રી હેઠા મૂક્યા અને જવાબ મેળવવા વધુ આતુર બન્યા તે ભામતી સામે એકીટશે જોઈ રહ્યા અને બોલ્યા

'વાતને બિનજરૂરી મહત્ત્વ આપી મારા કાર્યમાં તમે ખલેલ કરો છો જ્યાસુધી તમે તમારી સાચી ઓળખાણ ન આપો ત્યાસુધી હુ કાર્ય કરી શકુ તેમ નથી, માટે મારુ કાર્ય ચાલુ રહે એમ તમો ઈચ્છતા હો તો મને સત્વર જવાબ આપો'

'ભગવાન, હુ છુ આપની અર્ધાંગના ભામતી. આપ મારા સૌભાગ્ય-નાથ છો બહારથી વગર રજાએ આવેલી હુ કોઈ પરસ્ત્રી નથી એટલુ જ મારે વિશે જાણવા પૂરતુ છે આથી વિશેષ ઓળખની આપને જરૂર નહિ હોય તેમ માનુ છુ, આપ આપની પ્રવૃત્તિ સત્વર શરૂ કરો હુ જાઉ છુ, એમ કહી એ જવા માટે ઊઠી

ભર ઊઘમાં પડેલા માણસને કોઈ જલતો અગારે શરીરે ચાપે અને જે રીતે તે એકાએક ચમકીને ઊઠે એ રીતે સ્ત્રીના છેલ્લા જવાબથી પડિતજી ચોકી ઊઠ્યા તેનો દેહ ધ્રૂજી ઊઠ્યો, તેનો કઠ જાણે શોષાવા લાગ્યો

તુ મારી સ્ત્રી છે ? પડિતજી બોલ્યા

'હા સ્વામીનાથ

તારું નામ શું ?

'ભામતી.'

'ભામતી ? અહો કેવું કર્ણમધુર નામ !' પંડિતજી બોલ્યા. ચલચિત્રનાં દૃશ્યો પેઠે પચાસ વર્ષ પહેલાંનાં બધાં દૃશ્યો પંડિતજીના માનસ ઉપર ચિતરાવા લાગ્યાં. ભૂતકાળ તેમનાં મનોચક્ષુ સમીપ ખડો થયો. લગ્ન-મંડપ, પાણિગ્રહણ, નવવધૂ જાણે બધું ગઈ કાલે જ બન્યું હોય તે રીતે.

ભૂતકાળની વિસ્મૃતિના થર એક પછી એક ઊખળતા ગયા અને તેમ તેમ પંડિતજીની વેદના વધતી ગઈ. પચાસપચાસ વર્ષો સુધી પરણેતર સામું જોવાનું ન સાંભર્યું ! ગૃહવ્યવહાર કેમ ચાલે છે તે ન જોયું ! કોણ ચલાવે છે તેની પરવા કરી નહિ ! અધ્યયનના ઊંડા વમળમાં ગોથાં ખાવામાં આટલાં કિંમતી વરસો કઢ્યાં અને વેદિયા ઢોર જેવું જીવન ગાળ્યું પણ આ નિર્દોષ સ્ત્રીનો શો અપરાધ ? આંખો હતી. કાન હતા પણ જોયું નહિ, સંભળ્યું નહિ ! કારણ કે મન કયાંક બીજે હતું, આત્મા બીજે હતો આજે આ બધી વસ્તુઓ યાદ કરતાં પંડિતજીના દિલમાં દાહ થવા લાગ્યો.

વેદાભ્યાસના શુષ્ક અને જડ પોથામાં પોતાનું લાંબુ આયુષ્ય વિતાવ્યાનો જાણે કે આજે તેને ખેદ થયો ! ભામતીના ત્યાગ અને સમર્પણમાં તેને રસ અને ચૈતન્ય દેખાયાં. પંડિતજી વિહ્વળ બની ગયા અને પોતે ભામતીના ઘોર અપરાધી હોય તેમ દીનવદને ભામતી સામે જોઈ બોલ્યા :

'ભામતી, તું ઉતાવળી થા મા, આજે તું નિરાંતે મારી પાસે બેસ !'

ભામતી પાસે બેઠી, પંડિતજીનું દિલ ભરાઈ આવ્યું ભામતીને શું કહેવું અને શી રીતે શરૂઆત કરવી તે તેમને સૂઝયું નહિ, છતાં યે મન મજબૂત કરી બોલ્યા :

'ભામતી...ભામતી...તું ખરેખર મહાન છે. તારો ત્યાગ અનુપમ છે, અદ્ભુત છે. ત્યાગની તું અપ્રતિમ પ્રતિમા છે. આટલાં વરસો સાથે રહીને પણ તને ભૂલી જવા બદલ હું તારો ઘોર અપરાધી છું. ભામતી ! મને મારી ફરજ અને કર્તવ્ય યાદ ન રહ્યાં. તેં તારો પતિધર્મ પૂર્ણ પ્રેમ અને વફાદારીથી બજાવ્યો છે. આજે કયા શબ્દોમાં અને શી રીતે તારી ક્ષમા માગું એ, મને સૂઝતું નથી. તું કોઈ દુર્ભાગ્યે મારે પનારે પડી, પણ મેં તારો ભાવ ન પૂછ્યો, ન તારાં સુખદુઃખ પૂછ્યાં ન તારાં મનની આકાંક્ષાઓ અને અભિલાષાઓ જાણી. તો પછી એ પૂર્ણ કરવાની વાત જ કયાં રહી ? અભ્યાસની વિકટ ભુલ-ભુલામણીમાં હું મારી જાતને ખોઈ બેઠો. આજે મને યાદ આવે છે, બરાબર મને યાદ આવે છે. જ્યારે તું મોડિયો માથે મૂકી અહીં આવી ત્યારે તું કેવી જુવાન હતી ! ને આજે ? આજે તારા દેહ અને વદન પર વૃદ્ધત્વની કરચલીઓ પડી ગઈ છે.

માથે વાળ ધોળી પૂણી જેવા સફેદ થઈ ગયા છે. આજ તું વૃદ્ધા બની ચૂકી છે. તારા યૌવન અને જીવનને નિર્દયતાથી કચડી નાખનાર હું તારો ગુનેગાર છું મને ક્ષમા કર !

પંડિતજીનું હૃદય આજે ખુલ્યું હતું, પચાસ-પચાસ વર્ષ સુધી જેના હૃદય પર ખભાતી તાળાં લાગ્યાં હતાં તે હૃદય આજે ખુલ્યું હતું. પંડિતજીનું બોલવાનું ખૂટતું ન હતું. ભામતીએ તેમને બોલતા અટકાવ્યા ન હોત તો કોણ જાણે કયાં સુધી બોલ્યા કરત ! વચ્ચે જ ભામતી બોલી :

'ભગવાન ! આવું બોલી મારું દિલ દુભાવો નહિ ! આખી જિંદગી બને એ રીતે સેવા કરી મારી જાતને મેં કૃતકૃત્ય માની છે. આપના સાંનિધ્યમાં રહી જગતની બીજી સ્ત્રીઓ જે ન મેળવી શકે એવી મહામૂલી વસ્તુઓ મેં સહજ રીતે મેળવી છે. સંસારમાં રહ્યા છતાં સંસારનાં કિલ્મિષ મને સ્પર્શી શક્યાં નથી. મોહ, આડંબર અને ભપકાથી મારી જાતને હું દૂર રાખી શકી છું અને માતા ભાગીરથીના પુનિત પ્રવાહ જેવું મારું જીવન નિર્દોષ અને નિષ્પાપી વહ્યું છે. એ સૌ આપનો જ પ્રતાપ છે. એનો બદલો આ જીવનમાં હું શી રીતે વાળી શકું ? મારા જીવનનું એ અમૂલું ભાથું છે, પોતાની જાતને પતિની જાતમાં

સમર્પણ કરી દેવાનો ઉદાત્ત અને ભવ્ય આદર્શ એ એ આપણી આર્યસંસ્કૃતિનો મહામોંઘો વારસો છે. સ્ત્રીજીવનની આથી વિશેષ મહત્તા બીજી શી હોઇ શકે દેવ? કૃપાનાથ! મારી તો હજી ય વિનતિ છે કે આ બધું ફરી એકવાર ભૂલી જાઓ. ફરી એકવાર આપના કર્તવ્યમાં પરોવાઈ જાવ. અને તમારી જાતને અને મને ફરીથી ભૂલી જાવ, દેવ!'

પંડિતજી ભામતીની આ અમૃતવાણી સાંભળી રહ્યા ભામતી બોલ્યા જ કરે અને પોતે સાંભળ્યા જ કરે એવી તેમની ઈચ્છા થઇ આવી. પરંતુ ભામતી બોલતાં અટકી ગઇ. પંડિતજી સ્નિગ્ધભાવે બોલ્યા :

ભામતી! હવે તો હું તને ભૂલવા ધારું તોપણ ભૂલી શકું તેમ નથી. આ ભૂલનો ડંખ મારા જીવનના છેલ્લા શ્વાસ સુધી મને કોરતો રહેશે. વેદાંત ગહન અને અગમ્ય છે, તો તારું જીવન આજે મને તેનાથી યે ગૂઢ અને અગોચર લાગે છે. અરર! આ પોથામાંથી હું ઊંચો આવ્યો જ નહિ! માત્ર તેના જડ શબ્દોને હું વળગી રહ્યો! પણ મારી સામે વેદાંતનું નિષ્કામ જીવન જીવતી તું ભુલાઈ ગઈ. આજે મારાં ચક્ષુનાં પડળ દૂર થયાં છે. વેદાંતના અર્થ બેસાડવામાં મને જેજે ગૂંચો હતી તે તે તારું જીવન જાણ્યા પછી આપોઆપ ઉકલી ગઇ છે. વેદાંતના ગ્રંથને પાનેપાને ભરેલી ઉદાત્ત ભાવના તારામાં જ જાણે સજીવન થઇ હોય તેમ આજે મને લાગે છે. તારા સહવાસે જે જ્ઞાન સહજ સાધ્ય હતું તે જ્ઞાન મેળવવા માટે મારે પચાસ કિંમતી વરસોનો ભોગ આપવો પડયો છે, એનું આજે મને દુઃખ છે પણ દેવી! તેં જે ત્યાગ બતાવ્યો છે તે એટલો અપૂર્વ છે કે જગતમાં તારી નામના ખરે જ અમર રહેવી જોઇએ! તેં મારી પાછળ તારું યૌવન અને માતૃત્વનું મહામોંઘું બલિદાન દીધું છે. તારા ચરણની ધૂળ પણ પવિત્ર છે.' એમ કહી પંડિતજીએ સજળ નયને ભામતીની ચરણધૂળ માથે મૂકી.

'ભગવાન મને પાપમાં ન નાખો.' ભામતી બોલી. 'મને કદી અસંતોષ હતો નહિ, આજે પણ નથી આપના આ શબ્દોથી મને રંજ થાય છે. મારા દિલની હવે એક જ આશા છે દેવ! કે બની શકે તે સર્વ રીતે આપની સેવા કરતાં કરતાં મારું શેષ જીવન પૂરું કરું.'

'દેવી!' પંડિતજી બોલ્યા. 'તારા આ જ્ઞાન આગળ મેં રું જ્ઞાન કંઇ વિસાતમાં નથી. મેં જે ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત થવું કોઈ રીતે શકય નથી. છતાં યે આજે હું નિશ્ચય કરું છું કે મારા જીવનના નિચોડ સમો અને પચાસ-પચાસ વરસની સાધના ને તપશ્ચર્યા કર્યા પછી તૈયાર કરેલો આ ગ્રંથ તારા નામ સાથે જોડી જગતમાં તને અમર કરવા માગું છું અને એ રીતે તારું યોગ્ય સન્માન કરી મારી ભૂલનો બદલો ઇચ્છું છું. મારા જેવા મનુષ્યોના નામ આ જગતમાંથી ભુસાઈ અને ભુલાઇ જવાં જોઇએ અને તેને બદલે તારા જેવી ત્યાગની પવિત્ર પ્રતિમાઓનાં નામ જગતની તવારીખમાં સુવર્ણાક્ષરે લખાવાં જોઈએ અને અમર રહેવાં જોઈએ દેવી!'

કહેવાય છે કે તે દિવસથી પંડિતજીએ પોથી અને ખડિયોકલમ અભરાઈએ ચડાવી દીધાં અને ફરી કદી યે તેને હાથ અડકાડયો નહિ!

પંડિતજીએ લખેલો અને ભામતીના નામ પર ચડાવેલો વેદાંત પરના ટીપ્પણનો 'ભામતી' નામનો અપૂર્વ અને અદ્ભુત ગ્રંથ આજે પણ મશહૂર છે અને ભામતીના ત્યાગની, સમર્પણની ને તપશ્ચર્યાની કથા કહી જાય છે.



એક અધ્યયનરત પ્રોફેસર બસમાં બેઠા બેઠા વાંચવામાં એટલા બધા તલ્લીન હતા કે ચેકરે તેમની પાસે ટિકિટ માગી ત્યારે તેમને પોતાની ટિકિટ શોધવી પડી. ચેકરે કહ્યું : 'ફિકર નહિ. તમે ટિકિટ વગર મુસાફરી કરો તેવા નથી એ હું જાણું છું.'

'પણ મારે કયાં જવાનું છે તે હું નક્કી કરવા માટે હું ટિકિટ શોધી રહ્યો છું.'

# જીવનની સફળતા શેમાં ?

કાંતિલાલ પરીખ

એક મિત્રે એક વખત મને પૂછ્યું :

'જગતનો મોટો ભાગ મહેનત કરે છે. એમાંથી બહુ જ થોડા બહુ ઝડપથી પ્રગતિ કરે છે, થોડાની પ્રગતિ બહુ ધીમી હોય છે અને બાકીના તો જ્યાં હોય છે ત્યાં ઢસરડો ખેંચતા પડી રહે છે. એ સૌ મહેનત તો કરે છે, રાતદિવસ પરિશ્રમ કરે છે, છતાં આમ કેમ હશે ?'

આ પ્રશ્ન કેટલો સહેલો છે પણ કેટલા એવી રીતે વિચારે છે ?

જે માણસો પોતાનો વિકાસ કરી શકયા નથી તે એમ માને છે, કે પ્રારબ્ધ એમને સહાયભૂત થતું નથી અને નસીબને દોષ દેતા દિવસો એમ જ જાય છે. પ્રારબ્ધ કહો કે ઇશ્વરકૃપા કહો, જે હોય તે ખરું, પણ જેઓ જિન્દગીમાં 'કંઇક' કરી ગયા છે, તેમની પાસે આવા દાખલા કરતાં 'કંઈક' વિશેષ તો હશે જ. એ 'વિશેષ' શું છે તે આપણે જોઇએ :

સાધના અને જ્ઞાન એ જુદી વસ્તુ છે. માણસ ગમે તેવો જ્ઞાની હોય, બીજાને એ પોતાના જ્ઞાન-ભંડારનો સારી પેઠે લાભ આપી શકતો હોય, પણ કેવળ જ્ઞાનને કારણે જ એ જિંદગીમાં સફળ થશે એમ ન કહી શકાય.

આપણે શું કરી શકીએ છીએ અને શું કરાવી શકીએ છીએ એ આવડત ઉપર જીવનની સફળતા અવલંબે છે.

આવા માણસો જે કંઇક કરી ગયા છે તે કંઇક આવા હશે. વધુ નહિ તો કંઈક આટલું તો અવશ્ય કરવું જોઈએ :

**સૌથી પહેલાં :**

મનમાં જ્વાળામુખી ધખતો હોય તેટલો અસંતોષ તમારા કાર્યની સિદ્ધિ માટે ધખવા દો. ધ્યેય નક્કી કરો અને તરત જ તમારા શરીરમાંથી વીજળી પસાર થઈ જશે. તમને થશે કે ધ્યેય નક્કી નહોતું કર્યું માટે જ અંધારામાં અટવાતા હતા.

બહુ ઓછા માણસો ધ્યેય નક્કી કરે છે. એકાદ જાહેર ખબર આપો : સેંકડો ઉમેદવારો તમારી સામે આવી ઊભા રહેશે. વારાફરતી બધાને પૂછો, કે 'આ પહેલા શું કરતા હતા અને એ શા માટે કરતા હતા ?'.

ઉત્તરમાં કોઈ કહેશે : નોકરી સારી હતી, મેં ત્યાં સારું કામ આપ્યું છે, આટલો પગાર હતો વગેરે વગેરે. પણ એ સેંકડોમાંથી ભાગ્યે જ એકાદ પણ એમ કહેશે કે મારે તો અમુક ધંધો જાણવો હતો અને કરવો હતો એટલે એ જ્ઞાન મેળવવા રહ્યો હતો, પગાર તો ગૌણ વાત હતી.

પોતાના પુત્રને એક માતાએ કંઇક આવું કહ્યું હતું તે યાદ આવે છે : 'તારા કરતાં કોઇને હું વધારે શક્તિશાળી જોતી નથી, પણ તે શક્તિનું તું કાર્યમાં ન મૂકે ત્યાં સુધી તો એ બધાં તારા કરતાં વધારે શક્તિશાળી છે એમ મને લાગે છે.'

આમ પુરુષાર્થ એ કેટલી મોટી ચીજ છે !

સરદાર ભણતા હતા ત્યારે એમના ગામથી ચાલતા પેટલાદ જતા હતા. રસ્તામાં એક પથ્થરની ઠોકર વાગી. સરદારે પગે ક્યાં લોહી નીકળ્યું છે તે નહિ જોતાં પહેલાં તો પેલા પથ્થરને ઊંચકીને બાજુએ ફેંકી દીધો. એટલે જીવનમાં તમારા ધ્યેયની આડે જ્યાં-જ્યાં આવા પથ્થરો હોય ત્યાં નજર કરો ને પકડી પકડી બાજુએ ફેંકી, રસ્તો સાફ કરી નાખો. તમારી નજર સીધી ધ્યેય તરફ જ માંડી રાખો.

આપણે સવારથી સાંજ સુધીનાં આપણાં કાર્યોની રાત્રે સૂતી વખતે યાદી કરીએ તો જણાશે કે કેટલાં ય એવાં કાર્યો હતાં જે નિરુપયોગી હતાં અને એ ઉપર થોડો જ સમય વ્યતીત કર્યો

મોટા ભાગના માણસો કઈક આવુ કરતા હોય છે

• હરતા ફરતાં કામ કરતા ય નિરુપયોગી કલ્પનાઓમાં સમય બગાડે છે આમ કરવાને બદલે નિયત કામ લઈ બેસે તો એ જલદી પૂરુ કરી શકે

• ઘડીકમા અહીંતહીં નજર કરશે કે ઘડી કમાં હહાહીહીમા સમય કઢી નાખશે

• કોઈને મળવા જશે તો જરૂર હશે તેથી બમણો-ત્રમણો સમય બગડશે જેની જરૂર હશે તેને મળશે નહિ ને નહિ જરૂર હોય તેની સાથે ગપ્પા જ માર્યા કરશે

• જે વાંચનથી કઇ ફાયદો ન થાય તેવુ વાચશે ને જ્યા પ્રેરણા હશે ત્યા નજર પણ નહિ કરે

• જ્યારે સૂવાનો સમય હશે ત્યારે કા તો સિનેમામા દોડશે ને સિનેમા જોવાનો યોગ્ય સમય હશે તો સૂઇ જશે

• જ્યારે ઓફીસમા જરૂર હશે ત્યારે ક્યાય ફરવા જશે, ને નહિ જરૂર હોય ત્યારે મોડા સુધી બેસી રહેશે

આવુ ઘણુ બનાવી શકાય પ્રત્યેક માણસે સમય, જરૂરિયાત અને મહત્ત્વ ઓળખવા જોઈએ

હુ એવા માણસોને જાણુ છુ જે પોતે નિરાતે બેઠાબેઠા વિચારતા હોય, પણ જ્યા કામ લેવાનું હોય ત્યા યોગ્ય પાસેથી બરોબર યોગ્ય રીતે જ કામ લેતા હોય તમારી શકિતનો પૂરેપૂરો ઉપયોગ કરો તમને લાગે કે તમારા કલાકની કિંમત બે કે પાચ રૂપિયાની છે તો એથી ઓછી કિંમતનું કોઈ કામ એ કલાક માટે હાથમા ન લેશો કામ ન હોય તો એવુ કામ શોધી કાઢવાની વિચારણામા એ કલાક વીતાવો પણ એથી ઊતરતુ કામ સ્વીકારશો જ નહિ

મિત્રો પણ એક જબરી શકિત છે પણ સમાન મૈત્રી અને સામાન્ય મૈત્રી તો બધા જ કરે છે જે કઇક કરી ગયા છે તે સૌ તેમના કરતાં વધારે શકિતશાળી, પ્રભાવશાળી માણસોની જ મૈત્રીનો સબધનો વિચાર કરતા હશે આજ સુધીમા કયા કિશોરે કયા યુવાને હિંમત કરી છે ને મોગ નેતા લેખક, વેપારી કે કલાકારને જઇ પૂછ્યુ છે, કે મારે આ સિદ્ધિ મેળવવી છે માટે રસ્તો બતાવો અગર તમે આ સ્થિતિએ કેમ પહોચ્યા તે જણાવો.

પણ આપણે આવી રીતે કશુ જ વિચારતા જ નથી જેમની ગણના થાય છે તેવા 'મહા' સાથે જ સબધ કેળવતા શીખો એમનો અભ્યાસ કરો ને તમને પ્રેરણા મળ્યા કરશે

તમારા કામને કાર્યક્રમ અનુસાર ગોઠવતાં શીખો

એક કામની સાથે બીજા કામને ભેળસેળ ન કરો ટેલિફોન કરવાનો હોય તો ય બે ચાર સામટા જ્યા જરૂર હોય ત્યા એક સાથે જ કરી લો ટપાલ લખતા હો તો ટપાલ જ પતાવી લો

જેટલુ કાર્ય વહેચી શકશો, યથાસ્થિત ગોઠવી શકશો, એટલુ વધારે કામ દિવસભરમાં કરી શકશો.

કાર્યક્રમ પણ ભરચક રાખો દિવસમા અવકાશ ન રહે એવો ક્રમ ગોઠવો કર્યરત બનો પણ એનો અર્થ એવો ન કરશો કે તમે ભાગી પડો એટલું કાર્ય કરો પણ 'આજે કામ નથી હવે શુ કરવુ ?' એ સ્થિતિ તો બહુ ખરાબ આવતી કાલનો કાર્યક્રમ ગોઠવવા આવતી કાલને આવવા દેવાની જરૂર નથી કાલનો ક્રમ આજે જ ગોઠવી લો જેથી તરત કામે લાગી જવાય

જે વ્યક્તિ કાલને જોઈ શકે છે ને ક્રમ ગોઠવી શકે છે તે સફળ તો થાય છે, પણ તમારે એકલી કાલ નહિ પણ ઘણી વસ્તુઓ ઘણા સમય પહેલા કલ્પી લેતા શીખી લેવુ જોઇએ એ માટે મનને વિચારવાની ટેવ પાડો

ધધામા કોઇ દિવસ કાલના નફાથી લોભાશો નહિ ધધાનુ ત્રણ વર્ષ પછી, પાચ વર્ષ પછી અને પચાસ વર્ષ પછી શુ થશે એનો વિચાર પણ કરી લેજો કેટલાક એવા ધધાઓ છે જે આજ ઉપર જ જીવતા હોય છે. એવી દુર્બળ મનોદશામાં ન પડશો.

તમારી પ્રતિભાને ચમકાવે એવું કંઈક કરો

જીવનનું છેલ્લું પ્રકરણ કેવું હોવું જોઈએ એની કલ્પના આજે કરી લો અને એ પ્રકરણની એના જ આદર્શ ઉપર માંડણી થાય એ રીતે વચ્ચેનો ક્રમ ગોઠવતા જાવ એમ પણ કહો કે મરીશ તો પણ આમ કરીશ

અને આદર્શ વિના બધું જ ખાલી લાગશે, નિર્જીવ લાગશે તમારા ધંધામાં અને તમારા કાર્યોમાં એક એવો આદર્શ પરોવી લો, જે તમને સતત પ્રેરણા પાતો રહે અને એ રીતે જે કંઈ તે આદર્શ માટે કરો જેમ જીવનનું છેલ્લું પ્રકરણ કલ્પી લેવું જોઈએ, અને એ રીતે માંડણી કરવી જોઈએ તેમ જીવનનાં છેલ્લા વર્ષો ય મધુર બને એવું કંઈક કરો કેરી પૂરી પાકે ત્યારે જ મીઠી થાય છે તેમ આ જીવન માટે પણ થવા દો

ના કહેતા પણ શીખો કેટલાક માણસો હોય છે જે ‘ના’ બોલી શકતા નથી ના કહેવા માટે શક્તિ જોઈએ છે ના કહેવામાં હિંમતની જરૂર હોય છે ના કહેતા નિર્ણય લેતા શીખવું પડે છે પણ જે માણસો ‘કંઈક કરી ગયા છે તેમની પાસે આ શક્તિ હતી.

અને તેવી જ રીતે જે અણગમતા અઘરા કાર્યો હોય તે પહેલાં હાથમાં લેવાની ટેવ પાડો આપણે મોટા ભાગના માણસો આવા કાર્યોને ટાળી ટાળી બાજુએ મૂકીએ છીએ ને ઢગલો થવા દઈએ છીએ નિયમ તરીકે આ ક્રમને વળગી રહો અને કંટાળાજનક, વધારે મુશ્કેલ જે કામ હોય તે જ સૌથી પહેલું હાથમાં લો

આ માટે મનને-મનોશક્તિને કેળવો, ટેવ પાડો

આ હું તો કરીશ જ, એમ મન સાથે નક્કી કરી લો સોમરસેટ મોમ એક પ્રતિભાશાળી અને પ્રતિદિન લેખક ગણાય છે પણ એમણે મન સાથે નક્કી જ કર્યું હતું કે દરરોજ એકહજારથી પંદરસો શબ્દો તો લખવા જ આનો અર્થ એ છે કે કંઈક કરો-અને જ્યાં ફરજ છે ત્યાં એ સમયસર સારી રીતે અને જેવી રીતે કરવું જોઈએ તેવી રીતે જ કરો પછી ઇચ્છા કે અનિચ્છાને ત્યાં અવકાશ ન હોય.

આવી શક્તિ, આવો ઉત્સાહ કેળવવા શરીર સ્વસ્થ જોઈએ શારીરિક શક્તિ પણ એટલી જ જરૂરી છે અને એ માટે જરૂરી એવું બધું જ કરો

તમારો નિર્ણય પણ ઝડપી બનાવો નિર્બળ મનના માનવી જ અહીંતહીં-બે નિર્ણય વચ્ચે અથડાયા કરે છે ને સમય વ્યતીત કરે છે તે કરતાં તો ભૂલો કરવી ને કામ કરે જવું વધારે સારું

કેટલાક માણસો વિચાર્યા જ કરે છે કોઈ પણ પ્રશ્નનો નિર્ણય લેતાં દિવસો ચાલ્યા જાય છે અને નાનામાં નાની વિગતો ઉપર ચર્ચા કર્યા કરે છે પરિણામે સમય એ લોકો ચલાવ્યો જાય છે કે પછી કંઈ નિર્ણય લેવાનું રહેતું નથી.

કેટલાક વળી આવાં મંથન પછી ય થોડુંક કરે છે પણ એ ય ઘણું મોડું થઈ ચૂક્યું હોય છે

કેટલાક નિર્ણય જલદી લે છે, પણ એ નિર્ણયને પછી બદલી પણ જલદી નાખે છે

અને કેટલાક નિર્ણય લે છે પણ અમલ કરતા નથી જ્યાંત્યાં એ નિર્ણય શા માટે લીધો કેમ લીધો એનાં કારણોમાં જ સમય પૂરો કરી નાખે છે

પણ એક વાત તો નક્કી જ છે કે કોઈ પણ પ્રશ્નનો નિર્ણય કરતા બહુ લાંબો સમય ન લેવો જોઈએ ઘણી વખત તો દિન જ એ નિર્ણય આપી દે છે ઝડપી બનો અને ઝડપથી અમલમાં મૂકો. નિર્ણય ન જ થઈ શકતો હોય તો ‘આટલા સમયમાં હું નિર્ણય કરી લઈશ ’ એમ મન સાથે નક્કી કરી નાખો અને તે દરમિયાન જે સૂઝે તે સ્વીકારી લો

મેં એવા પણ માણસો જોયા છે જે નજીવી વાતોમાં પણ હા કે ના કહી શકતા નથી આજે આ બૂટ પહેરવા કે આજે આ કોટ પહેરવો એમાં પણ નિર્ણય કરતા સમય જાય

જેમ માણસને કશું સૂઝતું ના હોય ત્યારે હું સૂઈ જવાની સલાહ આપું, તેમ આવો નિર્ણય

ન જ ફાવે ત્યારે ચિઠ્ઠી ઉપાડવાની સલાહ આપુ દેખા જાનના !

કેઠ મેનેજરને મળો જોઈએ વિવેસમાં કેવા પ્રકારના પ્રશ્નોના નિર્ણય એ કરતો હશે ? એ પોતનુ માથુ ખોતર્યા જ કરે તો કેમ પર આવે ? એ ભૂલો ય કરે છે, પણ એ ભૂલને ય સુધારવની શક્તિ સાથે ત્યા બેઠો છે

અને માણસ પાસે પોતાનું ધ્યેય નક્કી હોય તો નિર્ણય પણ નક્કી જ હોય છે એમા બહુ સમય ન લાગે અને આવા માણસે પોતાના ધ્યેયને અનુરૂપ પ્રશ્નો તૈયાર કરી લેવા જોઈએ જેથી કોઈ પણ નિર્ણયને કસોટી ઉપર ચડાવતાં તે સ્પષ્ટ બની જાય દા ત. કોઈ ફેકટરીના મેનેજરને કશુ વિચારવાનું હોય તો આ પ્રશ્નો એ પૂછી શકે

૧ આમ કરવાથી કાર્ય હળવુ બનશે ?

૨ આમ કરવાથી પડતર ઓછુ થશે ?

૩ આમ કરવાથી કામ વ્યવસ્થિત બનશે ?

૪. આમ કરવાથી બધાને સંતોષ થશે ?

૫ આ નિર્ણય લેવાથી વેચાણ વધશે ?

એટલે વિચારતાં અને નિર્ણય કરતાં અચકાશો નહિ

આ નુ કર્યા પછી તો કાર્યશક્તિને ધક્કો મારવાનો જ રહે છે મોગ્રસયકવને 'ટીક' મારતા જે ક્રિયા કરવાની હોય છે, તે જીવનના બધા જ કાર્યો માટે કરવી જોઈએ એક ક્ષણ પણ મોડુ ન કરશો

લેખ શરૂ કરો ને એનુ પહેલુ વાક્ય ખૂબ વિચાર કરવા નેતરશે કાગળ શરૂ કરો ને તેમાથી પહેલુ વાકય સૂઝવશે પણ શરૂ કરો, પછી એ બધુ જ થઈ શકશે

અને આવી જ રીતે 'જે કંઈક કરી ગયા છે' તે જિંદગી જીતી ગયા છે તમે પણ 'ટીક' મારો અને જીવનને ગતિ મળશે

અને જીવનમા 'ગતિ' હોય પછી તો બધુ જ મળી રહેશે

*

## આધુનિક યુગ અને સાહિત્ય

જો આપણે પ્રાચીન કાળ પર દૃષ્ટિપાત કરીએ તો આપણને જણાશે કે, સાહિત્ય એક શક્તિશાળી અને કેટલીક વાર તો લોકજીવનવિધાયક પરિબળ હતુ 'ઇલિયડ', 'રામાયણ' અને 'મહાભારત' એ સૈકાઓ સુધી લોકોના મુખ્ય પ્રેરણાસ્થાન, એમની અધ્યાત્મભાવનાને નિભાવનાર મુખ્ય સાધનરૂપ રહ્યા છે આધુનિક યુગમા સવિશેષ કરીને આજે સાહિત્યે એની એ મહત્તા ગુમાવી છે

આજે માનવી જે પરિસ્થિતિમાં મુકાયો છે તે સ્થિતિમાં, જીવનનુ અસ્તિત્વ એની મુખ્ય ચિંતા બની ગઈ છે આવી પરિસ્થિતિમા સાહિત્યકારનુ પ્રદાન શુ હોઈ શકે ? સમગ્ર માનવજાતના આત્માને ઢંઢોળીને જાગૃત કરી શકે એવી કોઈ શક્તિશાળી વાણીની કલ્પના આપણે કરી શકીએ છીએ ? આપણામાના વાસ્તવવાદીઓ આપણને ખાતરીપૂર્વક કહેશે કે માનવજાતના આત્માને કશું જ થયુ નથી, પરતુ જેમના આત્માને કાટ લાગ્યો છે તે તો નિષ્ઠુર શાસક વર્ગ છે સાહિત્યકારો આજે પોતાને જેવી અસહાય સ્થિતિમા જુએ છે એવા પહેલાં ક્યારેય નહોતા —ઉમાશંકર જોશી

# આ રીતે ભગવાનનું નામ શા માટે ?

ગો પુ. પટેલ

એકવાર ટ્રેનમાં હું મુંબઈથી સુરત આવતો હતો. ગીરદી એટલી બધી હતી, કે બ્નજરૂ પાસે પણ માણસો ઊભા હતા. પાલઘરથી ગીરદી થોડી ઓછી થઈ, ટ્રેનમાં હમેશાં બને છે તેમ 'ક્યાંથી આવો છો, ક્યાં જવાના'ની પ્રશ્નોત્તરી ચાલતી હતી. તેમાં મારી બાજુમાં બેઠેલા બે ભાઈની વાતચીતથી મારું ધ્યાન ખેંચાયું, વાત નીચે મુજબ થતી હતી :

'ક્યાંથી આવો છો ?'

'પાલઘરથી'

'ક્યાં જવાના ?'

'ભાવનગર.'

'અહોહો, બહુ દૂર. પાલઘર શા માટે આવવુ થયું હતું ?'

'અમે અહી જ ધંધો કરીએ છીએ.'

'બહુ દૂર આવવું પડ્યુ. શો ધંધો કરો છો ?'

'મજૂરી કરીએ છીએ. પેટને ખાતર પરદેશ પણ જવું પડે. કંઈ છૂટકો છે ? એક ઠેકાણે ન મળે તો બીજે પણ રોટલો મળે તો ખરો ને ! ભગવાને દાંત આપ્યા છે તે કંઈ ચાવવાનું નહિ આપે ?'

છેલ્લા વાક્યથી મને નવાઈ લાગી, મે ઉત્સુકતાથી પૂછતાં તે ભાઈએ એમ જ કહ્યુ કે ભગવાન દાંત આપે એટલે ખાવા પણ આપે જ; એટલે મે તરત પૂછ્યું : 'તે ભાઈ દાંત પડી જાય ત્યારે ભગવાન ચાવવા પણ આપે ખરો કે ?' તે ભાઈ ચિડાઈ ગયા, 'તમે તે કેવા છો ? ભગવાનની પણ મશ્કરી કરો છો ?' હું ચૂપ રહ્યો પણ મને સમજ ન પડી કે એમાં મેં ભગવાનની શી મશ્કરી કરી. મને તો ઊલટું એમ લાગ્યું કે એ ભાઈ જ ભગવાનની મશ્કરી કરતા હતા; કારણકે દાંત આપ્યા તેથી ચાવવાનું આપવું જ જોઈએ એવો નિયમ ભગવાન માટે કોણે ઘડ્યો ? એવી તો ઘણી ચીજો ભગવાને આપી છે તેથી શું આવા જ નિયમો તે માટે પણ ઘડવા જોઈએ ?

પણ વાત જ જુદી લાગે છે. આપણને વાતવાતમાં ભગવાનને દોષ દેવાની કે અમુક કાર્ય માટે તેને જવાબદાર ગણવાની આદત પડી છે. કોઈને ત્યાં મરણ થાય ત્યારે દિલાસો આપનાર વ્યક્તિ મોટે ભાગે એમ જ કહે છે કે 'ભગવાનને ગમ્યું એ ખરું.' અગર કોઈ કામમાં નિષ્ફળ જતાં એમ જ કહે છે કે 'નસીબમાં જ એમ લખ્યું હશે.' નસીબ પણ ભગવાન જ ઘડે ને ! એટલે કે આવી બાબતોમાં પણ ભગવાન જ જવાબદાર ગણાય છે. આપણે આંગણે આવનાર ભિખારી પણ એવું જ કંઈક કરે છે. કોઈ ભિખારી બોલે છે : 'ભગવાનને ખાતર દયા કરો.' અગર 'ખુદા કે નામ પર એક મુઠ્ઠી ચાવલ દેદો.' દયા કરો તે પણ ભગવાનને ખાતર, નહિ કે માંગનારાના પેટને ખાતર ! અગર ખુદાના નામ પર મુઠ્ઠી ચોખા કે પૈસો આપો ! કેમ જાણે ખુદ ભગવાન જ એના પ્રતિનિધિ મારફત ભીખ મંગાવતા ન હોય ! કોઈ ભિખારી વળી એમ કહે છે કે 'એક મુઠ્ઠી આટો આપો.' અગર 'એક પૈસો આપો-ભગવાન તમારું ભલું કરે. તમને ખુદા ઘણું આપશે.' શા માટે ભાઈ, ભગવાન જ સીધો એ લોકોને ન આપતા આપણને વચમાં કમિશન એજન્ટ બનાવે ? પણ પેલી ટેવ કે સ્વાર્થને ખાતર ભગવાનને વચ્ચે બોલાવવો પડે તો વાંધો નહિ. અને આવું કંઈ એક જગ્યાએ નથી હોતું. ડગલે ને પગલે આપણા સ્વાર્થને ખાતર આપણે ભગવાનના નામનો ઉપયોગ કરીએ છીએ. દાખલા તરીકે કેટલીક હોટલ કે વીશી કે બીજી દુકાનો પરનાં પાટિયાં વાંચતાં શું નજરે પડે છે ? 'રામભરોસે હિંદુ હોટલ' શ્રીકૃષ્ણનિવાસ લોજિંગ એન્ડ બોર્ડિંગ હાઉસ,' વિષ્ણુભુવન હિંદુ લોજ,' 'શંકરવિજય પ્રિન્ટિંગ પ્રેસ.' શું ખરેખર એ હોટલો કે વીશીઓ રામને ભરોસે ચાલતી હોય છે અગર એમાં ભગવાનનો વાસ હોય છે ? પણ પહેલી ટેવ મુજબ ભગવાનને આગળ કરવાની વૃત્તિ ! બાકી એવાં નામ આપવાથી વધુ ઘરાક થતી હાય એ માની શકાય નહિ.

એવી જ રીતે સ્ત્રીઓ અને કેટલાક પુરુષોને પણ ભગવાનની માનતા માનવાની ટેવ હોય છે, કોઈ બીમાર હોય, ઝટ સારુ ન થતુ હોય અગર એવા જ કઈ કારણ માટે તે માનતા માને છે કે ભગવાન જો બીમાર વ્યક્તિને ઝટ સારુ કરી દે તો મદિરમા નાળિયેર ચઢાવી ઘીનો દીવો કરીશ' અગર 'બીમાર ને ફલાણા ગામના મદિરમા પગે લગાડીશ,' વગેરે અગર કોઈ કાર્યની સફળતા માટે પણ એવી જ માનતા લેવાય છે, કે 'અમુક કામમા સફળતા મળે તો આટલા બ્રાહ્મણ જમાડીશ કે આટલુ તેલ હનમાનને ચઢાવીશ, વગેરે મતલબ કે આપણુ અમુક કામ કે ઈચ્છા ભગવાન પૂર્ણ કરે તો આપણે બદલામા મદિરમા કઈક મૂકીએ અગર બ્રાહ્મણને મોદક ખવડાવીએ એટલે કે આ એકતરફી વેપાર થયો કારણકે જો માગણી પૂર્ણ ન થાય તો મદિરમા માનેલ ચઢાવવાની કે જે કઈ માન્યુ હોય તેમ કરવાની જરૂર રહેતી નથી જો એમ માનતા લેવાથી જ માગણી પૂર્ણ થતી હોય તો તો [કદાચ બધા જ] લોકો એમ જ માગે કે હે ભગવાન, મને જો લાખ રૂપિયા મળે તો હુ સો બ્રાહ્મણો જમાડુ અગર એક મદિર બધાવુ' મેળવવા કરતા ગુમાવવાનુ ઓછુ એટલે સરવાળે લાભ જ થાય, તો પછી દુનિયાનુ તત્ર કેમ ચાલે? કોઈ કદાચ દલીલ કરે કે આમા ત્યાગ ભાવના છે ઉત્સર્ગ કરવાનુ હોય છે, તો પછી પોતાની પ્રિય ચીજનો ત્યાગ કરવો જોઈએ જો કે તોપણ લાભ કોને થાય? ખુદ પોતાને જ! અને જ્યારે એ પ્રિય ચીજનો ત્યાગ કરવામા ય મન સાફ નથી હોતુ કારણકે આજના જમાનામા પ્રિય ચીજ કોને કહેવી? સોપારી કે પાન ન ખાવાની કે ચા ન પીવાની માનતા લે તો શુ આવી તે પ્રિય છે ખરી? એનાથી વધુ પ્રિય આજકાલના રેશનમા મળતા રેશનના ચોખા કે ખાવા ઘઉ મળે તો તે નથી? કેટલાકને તો જાણે કે મળાઈ પણ પ્રિયમા પ્રિય આ કે તો હોય છે અરે, ઘરમા વીજળીની બત્તી ન હોય અને આગળના મહિનાનુ ઘાસતેલ પણ ન મળ્યુ હોય, ત્યારે એક કે બે પીપ માસિક મળતુ હોય તો તે વધુ પ્રિય નથી શુ? તો પછી એ ચીજો કેમ મદિરમા ન ચઢાવવી?

લડાઈના જમાનામા મને એકવાર આવો જ વિચાર આવેલો કે હુ ય માનતા લઉ કે મારુ અમુક કામ થશે તો હે ભગવાન તારી મૂર્તિ આગળ એક ઘાસતેલનો શીશો અને એક વાઘછાપ કે ઘોડા છાપ દીવાસળીની પેટી ચઢાવીશ! દીવાસળી એટલા માટે કે ત્યારે એક પેટી માટે પણ 'જપ તપ, સાધન સબકુછ લાગત' જેવી સ્થિતિ સુરતમા હતી પણ રખેને મદિરનો પૂજારી આરતી લઈને મને મારવા દોડે એ બીકે મે એવી માનતા હજી લીધી નથી કોઈને સિમેંટ અગર પતરાની જરૂર હોય, પરમીટ માટે અરજી કરી હોય અને તે માનતા લે કે મને જો જલદી પરમીટ મળે તો હે ભગવાન તારા મદિરમા એક રતલ સિમેંટ કે એક છ ફૂટિયુ પતરુ ચઢાવીશ તો કેવુ લાગે? પણ આમા ય માનવીના સ્વાર્થ સિવાય શુ છે? ભગવાને કામ કરવાનુ અને ફળ પામે માણસ મદિરે ચઢાવે કે બ્રાહ્મણભોજન કરાવે તેમા ય માણસ જ ખાય છે! તેવી જ રીતે અનાજ કે કાપડ માટે લાઈનમા ઊભા રહેનાર કેટલાયને મે બોલતા સાંભળ્યા છે કે 'હે ભગવાન, હવે તો આ લપમાથી છૂટીએ તો સારુ' પણ માણસની ઉત્પન્ન કરેલી લપમાથી છૂટવા માટે એ જ ભગવાનને કહેવાનુ?

આ બધાની મતલબ એક જ કે આપણે વાતવાતમા ભગવાનને અલ્પવિરામ કે પૂર્ણવિરામની જેમ વાપરીને કે આપણા સ્વાર્થ માટે એના નામનો ઉપયોગ કરીને કે આપણી નિષ્ફળતા માટે એને દોષિત ગણીને ખૂબ જ સસ્તો બનાવી મૂક્યો છે આવી વૃત્તિથી ખાસ ચેતવાની જરૂર ઊભી થઈ છે

•

જો દુનિયાનુ તમામ ડહાપણ પ્રશ્નની નજરમા માત્ર મૂર્ખાઈ જ હોય તો સિત્તેર વર્ષની લાંબી જિંદગી કાઢવામા કાંઈ સાર્થક્ય નથી —ગટે

# જીવનની શ્રેષ્ઠતા

શિવાનંદજી

એક સન્યાસીએ બાર વર્ષ સુધી ગુફામાં રહી યોગાભ્યાસ કર્યો કુંભક, ખેચરી મુદ્રા અને અન્ય કેટલીક યોગની ક્રિયા દ્વારા તેણે એક સિદ્ધિ પ્રાપ્ત કરી.

એક દિવસ એ ઝાડની છાયામાં બેઠો હતો. તે ઝાડની ડાળી પર એક પક્ષી બેઠું હતુ. તે સંન્યાસી પર ચરકી ગયુ આથી સંન્યાસીને ઘણો જ ક્રોધ આવ્યો અને તેણે તે પક્ષી તરફ નજર કરી. સંન્યાસીના યોગના પ્રભાવથી તે પક્ષી ક્ષણમાત્રમાં બળીને રાખનો ઢગલો બની ગયુ પોતાની આ અદ્‌ભુત સિદ્ધિથી સન્યાસીને ઘણો જ હર્ષ થયો

એક વાર ભિક્ષાર્થે એ સન્યાસી નગરમા ગયો. એક ગૃહસ્થના બારણે જઈ 'નારાયણ હરિ' કરી ઊભો રહ્યો. એ ઘરની ગૃહિણી પોતાના અસ્વસ્થ પતિની શુશ્રૂષા કરી રહી હતી. તે એક ચારિત્ર્યવાન પતિવ્રતા સન્નારી હતી. તેણે ઘરમાથી જ જવાબ આપ્યો, 'મહારાજ, કૃપા કરીને ઘડીવાર થોભજો' આ સાભળી સન્યાસી ક્રોધે ભરાયો અને મનમા બબડ્યો, 'આ સ્ત્રીનો કેવો ઉદ્ધત સ્વભાવ છે ! તેણે મને થોભવાનું કહ્યું ! પરંતુ મારી સિદ્ધિની તેને ખબર નથી.' તે જ્યારે આ પ્રમાણે વિચારી રહ્યો હતો ત્યારે પેલી સ્ત્રીએ કહ્યું, મહારાજ, હુ કઈ પેલી પક્ષિણી નથી, સમજ્યા ને ? તમારી જાત વિષે વધુ પડતુ મની લઈને તમારી સિદ્ધિથી ફુલાઈ ન જશો.'

સન્યાસી તો આ સાંભળી સ્તબ્ધ થઈ ગયો. તેને હજુ થોડી વાર થોભવુ પડ્યુ છેવટે ગૃહિણી સન્યાસી માટે ભિક્ષા લઈને બહાર આવી. સંન્યાસી તેના પગમાં પડી કહેવા લાગ્યો, 'દેવી ! તમે મારા મનમાં ચાલતા વિચારો કેવી રીતે જાણી શક્યા ?' સ્ત્રીએ જવાબ આપ્યો, 'સ્વામીજી ! હું યોગની એક પણ ક્રિયા અથવા પ્રાણાયામ વગેરે કઈ જ જાણતી નથી હું મારા બીમાર પતિની સારવાર કરતી હતી એટલે આપને ખોટી કર્યા. હું તો એક અજ્ઞાન સ્ત્રી છું, પરંતુ મારા પતિની ભક્તિ હું ખરા દિલથી કરું છું: હું તેમને મારા પરમેશ્વર અને સર્વસ્વ માનું છુ; અને તેની જ સેવા કરું છું. હું ક્યાંય મંદિરોમા જતી નથી કે નથી મંત્રોચ્ચાર કરતી હુ અનન્યભાવથી તેમની આજ્ઞાનું પાલન કરી તેમના ચરણ પખાળું છુ, અને સાવિત્રી, અનસૂયા વગેરેના પગલે પગલે ચાલી પતિ સૂઈ જાય પછી જ નિદ્રા લઉં છું, અને પ્રાતઃકાળમાં તેમના ઊઠતા પહેલાં ઊઠી જાઉં છું. એઓ મારું સર્વસ્વ છે. આવી સેવાભક્તિ અને કર્તવ્યપાલન તેમ જ નિર્મળ હૃદયના પ્રતાપે હું તમારા વિચારો જાણી શકી છું આ જ મારા અભ્યાસનુ રહસ્ય છે જો તમે વધુ જિજ્ઞાસા ધરાવતા હો તો પેલા ગામમા મોટી બજારમા માંસ વેચતા કસાઈ પાસે જાઓ. એ તમને જે શીખવશે તે તમારા માટે રસભર્યું, મહત્ત્વનું અને લાભપ્રદ હશે અને તમને આનંદદાયક પણ થઈ પડશે?

પછી તો, જે ગામમા એ કસાઈ રહેતો હતો ત્યાં સન્યાસી જઈ પહોચ્યો અને સીધો તેની દુકાને ગયો. કસાઈ માંસના ટુકડા કાપતો જોઈને સંન્યાસીએ વિચાર્યું કે, 'અરે ભગવાન ! આ માણસ મને શું બોધ આપશે અને મારા હિતની શી વાત કહેશે ! આ તો સાક્ષાત્ દુષ્ટતાનો અવતાર છે'

કસાઈએ સન્યાસીના મનની વાત પામી જઈને કહ્યુ, 'અરે સ્વામીજી, પેલી સન્નારીએ જ તમને મોકલ્યા છે ને ? કૃપા કરીને આપ આ આસન પર બિરાજો હુ થોડી જ વારમાં આપની સેવામા હાજર થઈશ' કસાઈ ગ્રાહકોને પતાવ્યા પછી સંન્યાસીને લઈ દુકાનેથી પોતાને ઘેર ગયો તેણે સ્વામીજીને થોડી વાર બહાર થોભવા કહ્યુ અને ઘરમા ગયો પોતાનાં વૃદ્ધ માતાપિતાની શુશ્રૂષા કરી અને તેમના ચરણામૃતનું પાન કર્યું. તેમને પ્રેમથી જમાડીને પથારીમા સુવાડ્યા અને પછી બહાર આવી સંન્યાસીને કહ્યું, 'સ્વામીજી ! હવે હું આપની

સેવામાં હાજર છું. આપ આજ્ઞા આપો. હું આપની શું સેવા કરું ?'

સંન્યાસીએ તેને વેદાંતને લગતા કેટલાક પ્રશ્નો પૂછ્યા. એ કસાઈએ આત્મા, મોક્ષ, સાધના, સ્વાધ્યાય, જીવનમુક્ત અવસ્થા વગેરે પ્રશ્નોના એટલા તો સરસ અને સમાધાનભર્યા ઉત્તર આપ્યા કે સંન્યાસી તો અવાક્ ગઈ ગયો. કસાઈના ઉત્તરોથી પ્રસન્ન થઈ સંન્યાસીએ તેને પૂછ્યું, 'તમે આવો નિંદ્ય ધંધો કેમ કરો છો ? આવું ઉત્તમ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કર્યું ?'

કસાઈએ જવાબ આપ્યો, 'સ્વામીજી, તમે ભૂલ કરો છો. કોઈ પણ કાર્ય કે કર્મ અપવિત્ર કે નિંદ્ય નથી. દરેક કાર્યમાં પ્રભુની ભક્તિ રહેલી છે. હું મારી ફરજ નિઃસ્પૃહપણે કોઈ પણ જાતની આકાંક્ષા વગર બરાબર બજાવું છું. હું મારા માતાપિતાની દિનરાત સેવા કરું છું. તેઓ જ મારા પરમેશ્વર છે અને તેમની જ ભક્તિ હું કરું છું. હું કંઈ જ્ઞાની માણસ નથી કે નથી હું યોગાભ્યાસ જાણતો; હું તો મારી ફરજ સંતોષકારક રીતે બજાવું છું અને એ જ મારો ધર્મ છે, એ જ મારો યોગ છે. મને જે કંઈ પ્રાપ્ત થયું છે-પૂર્ણતા, પવિત્રતા અને મુક્તિ-તે આ ગૃહસ્થ તરીકેની મારી ફરજો બજાવ્યાથી તેમ જ માતા-પિતાની સેવા કરવાથી જ પ્રાપ્ત થયું છે. મારા યોગનું તથા સ્વાનુભવનું રહસ્ય આ જ છે.'

*

## આત્મવંચના

એક વાર એક મહાન વ્યક્તિની પુણ્યતિથિ નિમિત્તે એક ભાઈને વ્યાખ્યાન માટે બોલાવવામાં આવ્યા હતા. સભાગૃહમાં તે દાખલ થયા ત્યારે ધૂપ સળગતો હતો. દીવા પ્રગટાવેલા હતા. ચારે બાજુ સુગંધમય વાતાવરણ ફેલાયેલું હતું. ઝીણા સ્વરે કોઈ કીર્તન કરી રહ્યું હતું. એની સાથે આછા ધ્વનિથી એકતારો વાગતો હતો. વાતાવરણ ઘણું પ્રસન્ન હતું. વ્યાખ્યાનકારે દાખલ થઈને વ્યાખ્યાન શરૂ કરતાં કહ્યું : 'આ જે દીવા સળગાવીએ છીએ, ધૂપ પ્રગટાવીએ છીએ અને એમ કરીને પેલી જે મુખ્ય વ્યક્તિ છે એને જ હણી નાખીએ છીએ, એને આપણાથી દૂર રાખી દઈએ છીએ, એની ને આપણી વચ્ચે બાહ્ય ક્રિયાનું એક વાતાવરણ સરજી, જૂઠા આત્મસંતોષની દીવાલ ઊભી કરી દઈએ છીએ. આપણી આ પ્રત્યેક બાહ્ય ક્રિયા હકીકતમાં એનાથી દૂર જવાનું મજાનું સાધન બની જાય છે. અને તે પણ એના જ નામ નીચે. એ પુરુષની આથી વધુ મોટી બીજી વિડંબના શી હોઈ શકે ?'

સભાગૃહમાં ઘણા લોકો આ શરૂઆતથી સ્તબ્ધ થઈ ગયા હતા. અને સંયોજકોને ઘડીભર એમ પણ થયું હતું કે આને બદલે બીજી વ્યક્તિની વ્યાખ્યાનકાર તરીકે પસંદગી કરી હોત તો સારું હતું.

હકીકતમાં આમ જ બને છે. આપણી જડતાને, મિથ્યા આત્મસંતોષને, ભ્રાન્તિઓને જ્યારે કોઈ પોતાના સીધા વક્તવ્યથી ચીરી નાખે છે, ત્યારે આપણી જાતને જોવા-તપાસવાને બદલે આપણે એની પર નારાજ થઈ જઈએ છીએ-મનમાં કહીએ છીએ : આ માણસથી તો દૂર રહેવું સારું. એ તો આપણા બધા આધાર તોડી નાખે છે, આપણા મનની શાંતિ હરી લે છે.

*

# આગાહીઓની પોકળતા

પરમાનંદભાઈ કાપડીઆ

ભવિષ્ય જાણવાની ઘેલછા આપણે ત્યાં એક દેશવ્યાપી રોગ છે. આપણી પ્રજા પ્રારબ્ધવાદી છે. તેને જે કાંઈ મળ્યું છે એ પ્રારબ્ધના અકસ્માતથી મળ્યું છે એમ તે માને છે અને ભવિષ્યમાં પણ એવા આકસ્મિક સુયોગો પ્રાપ્ત થવાની આશા તેઓ સેવી રહ્યા છે. આ આશાને જોષીઓ ઊજળા ભવિષ્યકથન વડે પોષે છે અને વર્તમાન પ્રતિકૂળતાનું નક્કર પુરુષાર્થ વડે નિવારણ કરવા તરફ આપણા લોકો ભાગ્યે જ અભિમુખ બને છે. કોઈ પણ કામ શરૂ કરવામાં, ગ્રામાન્તર કે સ્થળાંતર કરવામાં, નવો સંબંધ બાંધવામાં, નવા ઘરમાં દાખલ થવામાં—દરેક બાબતમાં લોકો જોષ જોવડાવે છે. પ્રવાસ ક્યારે કરવો અને ક્યારે ન કરવો એ સંબંધમાં શુભ–અશુભ દિવસો, તિથિ, વાર અને મહિનાને લગતું એક શાસ્ત્ર ચાલતું હોય છે અને એ જ રીતે સારા–ખરાબ શુકનને લગતી અનેક માન્યતાઓ લોકજીવનમાં ફેલાયેલી માલૂમ પડે છે પણ સદ્ભાગ્યે આજે સમય વાર, તિથિ કે મહિનાની ઉપેક્ષા કરીને ટગલાબંધ ટ્રેનો અને સ્ટીમરો ચાલી રહેલ છે અને હવાઈ જહાજો આકાશમાં ઊડી રહેલ છે તેમ જ સંખ્યાબંધ માણસો દુનિયાના એક છેડાથી બીજે છેડે પ્રવાસ કરી રહ્યા છે અને એ રીતે શુભ–અશુભ દિવસો અને સારાં–ખરાબ શુકનોને લગતી માન્યતાઓ કેવળ પાયા વિનાની પુરવાર થઈ રહી છે.

ઉપર જણાવેલ જ્યોતિષને લગતો રોગ આપણે ત્યાં દક્ષિણ હિંદુસ્તાનમાં સૌથી વધારે ફેલાયેલો છે. ત્યાં તો દિવસના અમુક કલાકને 'રાહુકાળ' તરીકે ગણવામાં આવે છે અને એટલો સમય વ્યાપારીઓ વ્યાપાર બંધ રાખે છે અને લોકો કશો નવો વ્યવસાય હાથ ધરતા નથી. ત્યાં એવો માણસ ભાગ્યે જ મળશે કે જે પોતાની જન્મકુંડળી ધરાવતો ન હોય અને જેણે પોતાની જન્મકુંડળી પાંચસાત જોષીઓને દેખાડી ન હોય. આ રોગે પ્રારબ્ધવાદને અને પરિણામે અનુદ્યોગને ઉત્તેજન આપ્યું છે, આત્મવિશ્વાસને અપ્રતિષ્ઠિત બનાવ્યો છે.

આજના જમાનાની માગ છે પ્રખર કર્મયોગની. દેશમાં એની જમાવટ કરવી હોય તો ભવિષ્યકથન અને આગાહીઓ પાછળની પ્રજામાનસમાં ઘર કરી રહેલી ઘેલછા નાબૂદ થવી જોઈએ. દોરાધાગા, મંતરજંતર, શુકન-અપશુકન, ગ્રહોનો સુયોગ દુર્યોગ, આવી બાબતોને લગતી અંધશ્રદ્ધાઓ અને વહેમો સામે શિક્ષિત સ્વતંત્ર વિચારક માણસોએ જેહાદ ચલાવવી જોઈએ અને અદૃષ્ટ પાછળ દોડવાને બદલે પ્રખર પુરુષાર્થ વડે વાસ્તવિકતાનો મુકાબલો કરવા તરફ પ્રજામાનસને મક્કમપણે વાળવું જોઈએ. એકવાર વડા પ્રધાન નહેરુએ દહેરાદુનમાં મળેલી વિરાટ સભા સમક્ષ પ્રવચન કર્યું હતું કે 'ભવિષ્ય જાણવા માટે જોષીઓ પાસે જવું અનર્થજનક છે. તમારે તમારું ભવિષ્ય સખત પરિશ્રમ દ્વારા નિર્માણ કરવાનું છે. ભવિષ્યકથન કરનારાઓના આશીર્વાદથી કોઈ દેશે પ્રગતિ કરી હોય તેવો ઈતિહાસમાં એક પણ દાખલો નોંધાયેલો મારા જોવામાં આવ્યો નથી.'

## बलं हि चित्तं विकरोति

'સત્તા શાણપણને ભુલાવે છે' ('પાવર કરપ્ટ્સ ધ માઇન્ડ'), એમ લોર્ડ એક્ટને કહ્યું છે. પણ તેમની પહેલાં તો સદીઓ પૂર્વે કૌટિલ્યે કહ્યું છે કે बलं हि चित्तं विकरोति એટલે કે સત્તાને પરિણામે માનસિક વિકાર જન્મે છે, એ તર્કસિદ્ધ હકીકત આપણા દેશમાં તો લાંબા કાળથી સમજાતી આવી છે. કૌટિલ્યના સમય પછી આજે પણ એ હકીકત સાચી જ રહી છે. હજુ પણ સત્તા શાણપણને ભુલાવે છે—સત્તાધીશોના મનમાં વિકાર જન્માવે છે.

# તે ધ્રુવ ના અધ્રુવથી મળે કદી

'પદ્મ'

સાધન અને સાધ્ય એ બે શબ્દોને ગાંધીજીએ પોતાની વિશિષ્ટ રીતે ઠીક જાણીતા કર્યા છે. શબ્દો કાંઈ નવા નથી, પણ ગાંધીજીએ એમની આસપાસ જાણે કે એક નવી આભા સરજી. સાધનની વિચારણા એ સાધ્યની વિચારણા જેટલી જ મહત્ત્વની છે એમ તેમણે શીખવ્યું. સાધ્ય શુભ હોય તેટલું જ માત્ર પૂરતું નથી, સાધન પણ એટલું જ શુભ હોવું જોઈએ. હકીકતમાં સાધનશુદ્ધિ એ સાધ્યની સિદ્ધિ માટેની અનિવાર્ય પૂર્વશરત છે એ સત્ય તેમણે સમજાવ્યું અને એ સત્યના આચરણ ઉપર તેમણે ખાસ ભાર મૂક્યો.

આપણે મમમમથી કામ છે, ટપટપથી નહિ, એ આપણી સાધારણ વૃત્તિ જે પાણીએ મગ ચડે તે પાણીએ ચડાવવા. સાધ્યને કોઈ પણ રીતે હાંસલ કરી લેવું એટલો જ એક નેમ. સાધન અંગે કોઈ પણ જાતની લમણાઝીકમાં ઊતરવું એ બેવકૂફી અથવા વેવલાઈ. એવી વેવલાઈથી કામ ઊલટું વણસે માટે સાધન અંગે ચાપાચીપ અથવા ચોળાચોળ છોડીને જે માર્ગે મનનું ધાર્યું થતું હોય, તે માર્ગે ચાલવા માંડવું.

આવી વિચારસરણીના અથવા અવિચારસરણીના મૂળમાં એક જબરી ભ્રાન્તિ રહેલી છે. એ ભ્રાન્તિ એ છે કે જીવન અનેક જુદા જુદા વિભાગો વચ્ચે વહેંચાયેલું છે, અને એમાં એક વિભાગની અસર બીજા વિભાગ પર પડતી નથી. ધર્મ, સમાજ, રાજકારણ, વ્યાપાર-વાણિજ્ય, સાહિત્ય, કલા, આધ્યાત્મિક વિકાસ બધાં એકબીજાથી તદ્દન ભિન્ન અને અસ્પૃષ્ટ છે. પ્રત્યેકને એનું જુદું ખાનું છે. એને એ ખાનામાં જ રાખો. એક ખાનાની ચીજને બીજામાં ન નાખો. આમ કરશો અને જીવનને વિભાગવાર જીવ્યે જશો તો બધાંયને ન્યાય આપી શકશો અને જાનને પણ મોજમાં રાખી શકશો. ખુદાયે રાજી રહેશે અને શેતાન પણ રાજી રહેશે.

એટલે દારૂ ન પીવો એ ધર્મ અને નીતિના સૂત્ર તરીકે કબૂલ, પણ રાજકારણમાં એ ન ચાલે! 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ ભજનમાં ગણાવેલ સદ્ગુણો આદર્શ તરીકે તેની ના નહિ, પણ વ્યવહારમાં એમાંનો એક પણ અમલમાં મૂકવા જતાં દેવાળું કાઢવાનો વખત આવે. જીવનની પ્રત્યેક પ્રવૃત્તિનો હેતુ એને ઉચ્ચતર ભૂમિકાએ લઈ જવાનો એ માન્યું, પણ કલાના અને સાહિત્યના ક્ષેત્રમાં એ ન પરવડે! આરોગ્યશાસ્ત્ર શિરસાવન્દ્ય; પણ હોટલમાં બેઠા બેઠા ખટરસનો સ્વાદ માણતા હોઈએ ત્યાં પથ્યાપથ્યની ચીકણાશ નહિ! અને રાષ્ટ્રની એકતા માટે, પણ નાતને નાબૂદ કરવાની કે નબળી પાડવાની વાત નહિ સાંખીએ!

આ ખાનાવાર વિચારણાનું-વિચારતંદ્રાનું પરિણામ એ આવ્યું છે કે આપણે ભારતીય પણ છીએ અને ગુજરાતી મહારાષ્ટ્રી-બંગાળી-પંજાબી-તમિળ પણ છીએ; વિશ્વમાનવ પણ છીએ અને બ્રાહ્મણ વાણિયા-ક્ષત્રિય પણ છીએ; અને ઉપરથી વળી પુષ્ટિમાર્ગીય અને સ્વામીનારાયણી તો ખરા જ! આ ઉપરાંત, રાજકારણમાં ઉદ્દામ સામ્યવાદી, અર્થકારણમાં ઉદ્દામ દાનવાદી, ઉદ્યોગક્ષેત્રે કેવળ અર્થવાદી, ધર્મક્ષેત્રે કેવળ બ્રહ્મવાદી, કલાક્ષેત્રે કેવળ સૌન્દર્યવાદી...અને સરવાળે કેવળ શૂન્યવાદી!

જીવનનો વિચાર, આમ, વિભાગવાર થઈ જ શકતો નથી; ખાનાવાર કે સમયવાર. આપણે ભલે આપણી સગવડ માટે એને મનસ્વીપણે ગોઠવી કદીએ, પણ એ એમ વહેંચાયલું નથી. એ તો એક, અવિચ્છિન્ન અભિન્ન, અખંડ, અવિભક્ત છે, એ સત્ય આપણી સંસ્કૃતિના પ્રાચીન વિચારકો બરાબર સમજતા હતા; અને વારંવાર અનેક જુદીજુદી રીતે એ સત્ય તરફ તેઓ સૌનું ધ્યાન દોર્યા કરતા હતા. સાગરના અફાટ જલવિસ્તારમાં કોઈ પણ સ્થળે

કંઈ પણ નાખો, એની અસર બધે જ થવાની; હવામાં ક્યાંક કોઈ પણ સ્થળે ખુશબો કે બદબો ફેલાવો, આખાયે વાયુમંડળ પર એની અસર પડવાની એ હકીકત તેઓ હંમેશા ગાઈ-બજાવીને કહ્યા કરતા. કારણ કે બધીયે વાતોનો વિચાર, મૂળમાંથી, પાયામાંથી કરવાની ટેવ તેમણે કેળવી હતી.

કઠોપનિષદમાંથી લીધેલ આ લેખને મથાળે મૂકેલ શબ્દો એ ઉપરની વાતનું એક ઉદાહરણ છે. એક સાદું સીધું, અને છતાં હંમેશા નજર બહાર રહેતુ સત્ય. એ શબ્દો કહી જાય છે: 'ધ્રુવ, અધ્રુવ વડે હાંસલ નહિ થાય' સફેદ કાળા દ્વારા નહિ સિદ્ધ થાય, વાંકું સીધા દ્વારા કે સીધું વાંકા દ્વારા નહિ પ્રાપ્ત થાય—એ કહેવા જેવી જ આ વાત છે, ઊડીને આંખે વળગે એવી, સાવ સ્પષ્ટ. કહેવાની પણ જરૂર ન રહે, એટલી સ્પષ્ટ અને છતાં કોટિ વાર કહ્યા-સાંભળ્યા છતાં, કોટિ વાર વિસરાઈ જતી!

તમારે વિશ્વશાંતિ જોઈએ છે? તો તે શસ્ત્રો અને સૈન્યો અને યુદ્ધોને રસ્તે નથી. તમારે સંપ જોઈએ છે? તો કુસંપનો ત્યાગ કરી દો. એક રાષ્ટ્ર માગો છો? તો પ્રાન્તવાદ, કોમવાદ, નાતવાદ જતા કરો! જે માગો છો તે ખરેખર મેળવવા માગતા હો તો એ મળે એ જ માર્ગ લો. એનો નાશ થાય એવો માર્ગ ન લો.

કઠોપનિષદના ન ચિકેતાએ વસ્તુઓને બે ભાગમાં વહેંચી છે. જીવનને નહિ! એક અધ્રુવ, બીજી ધ્રુવ. એક અનિત્ય, બીજી નિત્ય. એક ક્ષણભંગુર, ભ્રામક; બીજી સનાતન, સત્યસ્વરૂપ. એ બેમાંથી એને સનાતન સત્ય જોઈએ છે, માટે એ ક્ષણભંગુર અને ભ્રામકનો ત્યાગ કરે છે. યમ એને ધન, વૈભવ, ઐશ્વર્ય આદિ માગવાનું કહે છે પણ એને તો સત્યનો જ સાક્ષાત્કાર કરવો છે એટલે ધનાદિની લાલચમાં એ પડતો નથી. એની વિચારસરણી સાફ છે: ધ્રુવ પ્રાપ્ત કરવું હોય તો અધ્રુવ દ્વારા નહિ થાય; તપ અને વૈભવ, સેવા અને સત્તા, ભેખ અને ભોગ, ફકીરી અને અમીરી—બંને સાથે નહિ જ રહી શકે—સિવાય કે કાં તો તમારા મનને છેતરો, અથવા તો અમીરીનો અર્થ ફકીરી કરો!

'એ મેન કેનનોટ સર્વ ટુ માસ્ટર્સ' (બે ધણીની ચાકરી કોઈ બંદો નહિ કરી શકે!) બાઈબલે પણ કહ્યું છે; અને તેથી જ શ્રીમંતાઈને સાચવી રાખીને ખુદાના ફકીર બનવા આવેલ એક મનુષ્યને ઉપનિષદના ઉપરના વચનમાં જ જાણે ઈસુએ આદેશ આપ્યો છે કે ભાઈ, પહેલાં તારે ખભે શ્રીમંતાઈનો જે બોજ છે તેને ફગાવી દે, કારણ કે તું જે વાંછે છે તે ધ્રુવ ના અધ્રુવથી મળે કદી.

*

હમણાં બે દિવસ પહેલાં મેં ઈશુની એક વાત સાંભળી. ઈશુએ નજરોનજર એક માણસને ચોરી કરતો જોયો હતો. પણ પાછળથી પેલા માણસે કહ્યું કે હું પ્રભુના સોગન ખાઈને કહું છું કે મેં ચોરી નથી કરી. ત્યારે ઈશુએ કહ્યું કે મારી આંખ કરતાં પ્રભુના નામ પર મને વધુ વિશ્વાસ છે એટલે હું તારું કહ્યું માની લઉં છું કે તેં ચોરી નથી કરી. આમ ઈશુએ નજરોનજર જોવા છતાં ઈશ્વરના નામ પર વિશ્વાસ રાખ્યો. આ વાત સાંભળતાં મન કેટલું ઉન્નત થઈ શકે છે એનો ખ્યાલ મને આવ્યો: ઈશુ જો એમ કહેત કે તું જૂઠું બોલે છે, મેં મારી સગી આંખે જોયું છે, અને પછી એને સજા કરત તો પણ ઈશુએ કંઈ ખોટું કર્યું છે એમ ન કહેવાત; કારણ એમ કરીને એણે નાગરિકનું કર્તવ્ય બજાવ્યું પરંતુ ઈશુ એવું કરત તો આજની જેમ કરોડોનું દિલ જીતી લેનાર તે ન બનત. ઈશ્વર-નામ પર આટલો વિશ્વાસ મૂકીને ચિત્ત કેવું ઉદાત્ત બની શકે છે તે એણે આપણી સમક્ષ રાખ્યું છે. વિશ્વાસ એટલે પૂર્ણ વિશ્વાસ.

—વિનોબા

આદિ કવિઓએ ગાયેલી

# માનવીની આચાર સંહિતા

દી. ધ. મહેતા

સમાજમાંના આપણા બાંધવો જોડેનો આપણો આચાર કેવો હોવો જોઇએ એ વિષે ઘણીવાર મનમાં પ્રશ્ન ઊઠતો હોય છે. આ સંબંધમાં આપણા આદિ કવિઓએ સચોટ માર્ગદર્શનો પૂરાં પાડ્યાં છે. આપણે માટે તેઓ પાસેથી આ અંગે ઘણું શીખવા સમજવા જેવું છે, જેમકે તુલસીદાસજી કહે છે:

તુલસી ઇસ સંસારમે, ભાતભાત કે લોગ,
સબસે હિલ-મિલ ચાલીયે નદી નાવ સંજોગ.

તો માનવીની વાણી અને વર્તન કેવું હેવું જાઇએ તે હવે આપણે કબીરજી પાસેથી સાંભળીએ.

તેઓ કહે છે:

ઐસી બાની બોલીએ, મનકા આપા ખોએ
ઔરનકો સીતલ કરે; આપહુ સીતલ હોએ.

અને કોઇ ભૂલેચૂકે આપણું બૂરું કર્યું હોય કે ઇચ્છ્યું હોય તો પણ તેના તરફનું આપણું વર્તન તો ભલાઇનું જ હોવું જોઇએ.

જો તાકો કાંટા બુવે, તાહિ બોત હિ ફૂલ,
તાકો ફૂલકો ફૂલ હૈ, વાકો હિ તિરસૂલ.

અને આટલું જ બસ નથી. સમાજની દરેક વ્યક્તિ પ્રત્યેનો માનવીનો વર્તાવ પણ સમદ્રષ્ટિભર્યો અને સદ્‌ભાવપૂર્ણ હોવો જાઇએ. કેવળ મોટાને માન-પાન અને નાના પ્રત્યેની ઉપેક્ષાવૃત્તિ વાજબી ન ગણાય. કવિ રહિમ કહે છે:

રહિમન દેખ બડેનકો, લઘુ ન દીજીએ ડારે,
જહાં કામ આએ સુઇ, કહા કરે તલવારી।

સમય પ્રમાણે અને કામ પ્રમાણે માણસને નાના મોટા સૌ કોઇનો ખપ પડતો રહે છે. માટે કેવળ મોટાના મોહમાં અંજાવું એ વાજબી નથી.

પરંતુ સૌ પ્રત્યે સમદ્રષ્ટિ રાખવા છતાં યે કોઈ આપણા પ્રત્યે બૂરાઈ આચરે તો? તો યે આપણી દૃષ્ટિ તો તેના પ્રતિ ભલાઈની જ રહેવી જોઇએ. આપણે આત્મપરીક્ષણ કરવું જોઇએ અને જો આપણા કોઈ દોષને કારણે જ સામી વ્યક્તિ એવું વર્તન રાખતી હોય તો આપણે દોષ નિવારવા પ્રયત્ન કરવો જોઇએ અને કદાચ આવા આત્મપરીક્ષણમાં આપણને આપણામાં કોઈ બૂરાઈ-દોષ ન જ જણાય તો પછી આપણને બૂરા સમજતો માનવી ભલે ને તેમ માનતો! તેની એવી માન્યતાથી આપણે કાંઈ થોડા જ બૂરા બની જવાના! આ સંબંધમાં કવિ જૌકની સલાહ ધ્યાનમાં રાખવા જેવી છે. તેઓ કહે છે:

તૂ ભલા હૈ તો બૂરા હો નહિ સકતા 'જૌક'
હૈ બૂરા વહી હી, જો તૂઝકો બૂરા જાનતા હૈ.
ઔર, અગર તૂહી બૂરા હૈ, તો વહ સચ કહેતા હૈ,
કયો બૂરા કહને સે તૂ ઉસકો બૂરા માનતા હૈ?

વળી, માનવસ્વભાવ પ્રમાણે ક્યારેક એવું પણ બને કે આપણે જ બીજામાં બૂરાઇ જોવા નીકળી પડીએ. પરંતુ તેમ કરતાં પહેલાં કબીરજીની પેલી સલાહ ન ભૂલીએ કે:

બૂરા જો દેખને મૈ ચલા, બૂરા ન મિલિયા કોઇ,
જો દિલ ખોજા અપના, મુજ સા બૂરા ન કોઇ.

આમ આપણે બીજાના કોઈ દોષ જોવા મથવા કરતાં પોતાના દોષો જ જાણી સમજી તેને નષ્ટ કરવા પ્રયત્ન કરવા જોઈએ. મનમાંથી બૂરાઈ જયે, નિજી દોષોથી મુક્ત બન્યે, માનવી માનસિક પ્રફુલ્લિતા અનુભવી શકશે, ચિત્તની શાન્તિ કેળવશે. બિહારીજી કહે છે:

યા અનુરાગી ચિત્તકી, ગતિ ન સમજે કોઇ,
જ્યોં જ્યો બૂડે શ્યામ રંગ, ત્યોં ત્યોં ઉજ્જ્વલ હોઈ.

મનની આવી વૃત્તિ જ કેળવી માનવીને ઉજ્જવલ જીવન અને સતોષભાવના બક્ષી શકે અને જો એ ન મેળવ્યુ તો પછી ગમે તેટલુ ધન, વૈભવ વગેરે શા કામના ? મનની શાન્તિ વિનાનો આ આમ આરામ રહે જ શાનો ? આથી આવી શાન્તિ અને સતોષની સાધનાર્થે તે માનવીનો મિજાજ કેળવવો રહે છે અને જો એ કેળવી શકીએ તો પછી જીવનમા મળવા જેવુ બધુ જ મળી ગયાની સતોષભાવના અનેરો આનંદ મળવાની શાયર 'દાગે ગાયુ છે

બશરને ખાક પાયા, લાલ પાયા,
યા ગુહર પાયા,
મિજાજ અગર અચ્છા પાયા,
તો સબકુછ ઉસને પાયા

આ જ બાબત સત કબીરદાસ આ પ્રમાણે સમજાવે છે

'ગોધન, ગજધન, બાજીધન,
ઔર રતન ધન ખાન,
જબ આવે સતોષધન,
સબ ધન ધૂલ સમાન

સતોષનો મિજાજ સાંપડતો એટલે લાલસા આપોઆપ નાશ પામવાની તન અને મનના તાર નિશ્ચિત સાથે જોડાવાના જેને આપણે અપરિગ્રહ વૃત્તિ તરીકે પણ ઓળખી શકીએ

પરતુ, ચિત્તની આવી ઉન્નત સ્થિતિ કેળવ્યા પછી પણ માનવીનું કર્તવ્ય પરિપૂર્ણ નથી બની જતુ બલ્કે આવી સ્થિતિને તેણે પોતાના ઇતર

પ્રાણીઓની પ્રગતિ સાધનાર્થે જ યોજવી રહે છે તેમ કર્યે જ જીવનની સાર્થકતા ગણાય અને તેના આ પ્રયાસોમા જો એ બી ન ત્રિ-ગુણો-પ્રાપ્ત, પ્રભુ ઉપયુક્તા અને પ દિન ભાવનાને ઉમેરી શકે તો કહેવુ જ શુ ? હકીકતમા તો પૃથ્વી પરના પ્રત્યેક જીવ પ્રત્યે સમતા, પ્રેમ અને અભ્યુદયની દૃષ્ટિ કેળવવી માનવીનો ધર્મ છે અને તેની સાધનામા શાયર ઈકબાલ કહે છે તેમ અન્ય જીવોની નહિ પરતુ માનવીની પોતાની પણ મુક્તિ રહેલી છે. તેઓ કહે છે

શક્તિ ભી, શાન્તિ ભી, ભક્તોકે ગીતમે હૈ,
ધરતીવાસિયો કી મુક્તિ ભી પ્રીતમે હૈ.

અને આ બધા આચાર ધર્મો-માનવીને આચાર વિચાર વિનાના ઉપ્રયોજનોને એક સૂત્રે બાંધ્યા છે કવિ નરસૈયએ વૈષ્ણવજન તો તેને કહીએ ના અમર ગાનમાં

આપણે આ બધા ગુણો કેળવી કેવળ આપણુ જ નહિ પરતુ આપણા સહભાવવોનું જીવન સતુષ્ટ અને સુખમય બનાવીએ આ ગુણો કેળવવાની આજે જેટલી જરૂર છે એટલી અગાઉ કદાચ કદીય ન હતી કેમકે માનવી આજે ભૌતિકવાદની ભીષણ વિકટ સ્થિતિ અનુભવી રહ્યો છે આજના સસારની તાસીરને વર્ણવતા વર્તમાન યુગની કવિયત્રી સમુદ્રા દવી ચૌહાણ લખે છે કે

કિન્તુ યહા હૈ ગ્રઝટ ભારી
શુદ્ધ ક્ષેત્ર સસાર બના,
ચિન્તા કે ચક્કર મે પડકર
જીવન ભી હૈ ભાર બના.

*

આપત્તિ, અગવડ, શોક, દુખ અને મુસીબતોનો અનુભવ થયા વિના જીવનની ઉન્નતિનો પથ હાથ આવતો નથી જગતની ઉત્પત્તિ થઇ ત્યારથી આજ સુધીમા ઇતિહાસમા જે જે માનવી-ઓએ મહત્તા હાસલ કરી છે અને જેઓ જનહિતનું કંઇ પણ રૂડું કામ કરી ગયા છે, તે બધા દુખ, શોક અને આપત્તિરૂપી વાદળીઓમાથી વરસતા વરસાદમા ભીજાઈને જ શુદ્ધતર, ઉજ્જતર અને મહત્તર બનતા આવ્યા છે

*

# કામનાનો અંત નથી

વિંધ્ય પર્વતની તળેટીમાં વિઠ્ઠલ નામનો એક વૃદ્ધ રહેતો હતો એ ઘણો ગરીબ હતો અને એની મિલકતમાં માત્ર ડાળ-પાંદડાંથી છાવરેલી એક ઝૂંપડી જ હતી વિઠ્ઠલ ઘણો આળસુ હતો એટલે જિંદગી આખી એણે દુઃખમાં જ ગુજારી હતી

પણ હમણાં હમણાં એણે સાંભળ્યું હતું કે સાધુઓ એવી યોગવિદ્યાવાળા હોય છે કે તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે દરેક વસ્તુ ઉત્પન્ન કરી શકે છે. એક દિવસ વિઠ્ઠલ કશું ય કામ કર્યા વિના આરામથી જીવવા માટે શું કરવું, એનો વિચાર કરતો બેઠો હતો એ વખતે સાધુઓની આ શક્તિનો એને વિચાર આવ્યો. એને થયું. 'હું વિંધ્ય પર્વતની ગુફાઓ તરફ જાઉં તો જરૂર કોઈ સાધુ મળી જાય અને એની પાસેથી મને જડીબુટ્ટી મળે.'

આવા હેતુથી વિઠ્ઠલ ચાલી નીકળ્યો અને આખરે, ખૂબ ખૂબ ચાલ્યા પછી એને એક સાધુ મહારાજ મળ્યા એ સાધુની પાસે ગયો અને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, સાધુએ એને આવકાર્યો અને આસન ઉપર બેસાડ્યો પછી એના આગમનનું કારણ પૂછ્યું વિઠ્ઠલે કહ્યું 'ગુરુદેવ હું ઘણો ગરીબ માણસ છું એક ઝૂંપડી સિવાય મારી પાસે કશું નથી વળી હું ઘરડો થઈ ગયો હોવાથી કમાઈ શકું તેમ નથી કૃપા કરી થોડું ધન આપો મને ખાતરી છે કે તમારી યોગવિદ્યાથી તમે ઇચ્છા મુજબ ધન પેદા કરી શકો એમ છો'

યોગી આ સાંભળી મૌન રહ્યા પણ વિઠ્ઠલે વારંવાર આજીજી કરી ત્યારે આખરે એને એક ઘાસની સાદડી આપી અને કહ્યું કે જ્યારે પણ તારે કાંઈ જોઈએ ત્યારે હાથ, પગ, મોં ધોઈને આ સાદડી પર બેસજે અને તારે જોઈતી વસ્તુનો વિચાર કરજે, તું જે વિચારીશ એ તરત આવી મળશે તારે જોઈતું હશે એ કશાય પ્રયત્ન વિના મળી જશે

વૃદ્ધાએ સાધુનો હૃદયપૂર્વક આભાર માન્યો અને સાદડી લઈને ઉતાવળો ઉતાવળો પોતાને ઘેર ગયો એક પળ પણ બગાડ્યા વિના હાથ, પગ, મોં ધોઈ સાદડી પર બેઠો, એ ખૂબ ભૂખ્યો થયો હતો, એટલે સૌ પહેલાં તો ભોજનનો વિચાર કર્યો તરત જ બત્રીશ જાતના સ્વાદિષ્ટ ભોજનના થાળ એની સમક્ષ હાજર થઈ ગયા પછી એને આરામ લેવાની ઇચ્છા થઈ એટલે એણે પલંગની ઇચ્છા કરી તરત મશરૂની તળાઈ અને રેશમી ઓશીકાં સહિત એક બાદશાહી પલંગ હાજર થઈ ગયો એણે થોડી વાર આરામ કર્યો, પણ એનું મન આજે અશાંત હતું. એ પલંગમાંથી ઊભો થઈ ગયો અને વળી પાછો સાદડી પર બેઠો એણે ઇચ્છા કરી કે મારી ઝૂંપડીની જગાએ એક મોટો મહેલ તૈયાર થઈ જાય આંખના પલકારામાં તે પેલી જૂની-પુરાણી પાંદડાંથી છાવેલી ઝૂંપડી એક ભવ્ય મહેલમાં પલટાઈ ગઈ. મહેલ જોઈને વિઠ્ઠલ ખૂબ રાજી થયો પણ એને વિચાર આવ્યો કે આવડો મોટો મહેલ, પણ એના પ્રમાણમાં ધનવૈભવ ન હોય તો નિરર્થક છે તરત જ હીરા, માણેક અને સોના-રૂપાના સિક્કાની થેલીઓ એની સમક્ષ આવી પડી એના આનંદનો તો પાર ન રહ્યો પણ થોડાં દાસ-દાસીઓ તો આવા સંપત્તિશાળીને ત્યાં હોવાં જ જોઈએ ને! એ બધાં પણ આવીને વિઠ્ઠલ સામે હાથ જોડીને હુકમની રાહ જોતાં ઊભાં રહ્યાં પણ, રે દુર્દૈવ! હજુ સાદડી પર જ બેઠો હતો અને વિઠ્ઠલ વિચારવા લાગ્યો કે કદાચ ધરતીકંપ થાય તો મારી શું દશા થાય? એકાએક ધરતીકંપ થયો અને એની જે દશા થવી જોઈએ તે થઈ મહેલ આખો જમીનદોસ્ત થઈ ગયો, વિઠ્ઠલ અને એનાં દાસ-દાસીઓ એની નીચે દટાઈ મૂઆં અને એનો બધો વૈભવ ધૂળમાં મળી ગયો.

•

શિ.

## "જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા"

ભાગ-૧

લેખક : શિવકુમાર જોશી
પ્રકાશક : વોરા એન્ડ કંપની ગાંધીમાર્ગ અમદાવાદ
પાનાં ૩૬૬ મૂલ્ય રૂ. ૧૦-૫૦

પરદેશનાં પ્રવાસ પુસ્તકોમાં 'જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા'ના પ્રથમ બે ભાગ દ્વારા શ્રી શિવકુમાર જોષીએ મહત્ત્વનું પ્રદાન કર્યું છે, અને તેમાં રસ નિષ્પન્ન કરતી નવલકથાશાહી -ઝગતી શૈલીએ કીમતી ફાળો આપ્યો છે લેખક પરદેશના પ્રવાસે ઉપડે છે ત્યારે પ્રથમ જ વાર 'બૂમેરાંગ' ચડાવી ઘરમાં તેમને આંટા મારવાનો મહાવરો પાડતા આપણે જોઈએ છીએ. જરાપણ ખચકાયા વિના લેખક કહે છે "બૂટની દોરી બાંધતા સનુએ શીખવ્યુ." મિત્રની પુત્રી આશા ટાઈ બાંધી આપવાનો પદાર્થપાઠ આપે છે! કલકત્તાથી સૌ પ્રથમ બૈરુત આવે છે કેમકે વિમાની પ્રવાસમાં કરાચી ઉતરવાનું હોતુ નથી. બૈરુતમાં પણ 'નાનું ગુજરાત—નાનું ભારત' જેમ લેખકને તેમ વાચકને દેખાય છે. અહીં પણ ભારત વાસીઓનો તોટો નથી ઉંમરમાં નોંધપાત્ર ફેરફાર દર્શાવતું મિસ્ટર અને મિસિસ વસિષ્ઠનું જોડું, એકલા પ્રવાસની મોજ માણતા વયસ્ક અમેરિકન બાનુ, અમૃતલાલ પરીખ, બૈરુતનો સાગરતટ અને ત્યાં અર્ધા ખુલ્લાં શરીરે સ્નાન કરતી મહિલાઓ, છગાલાલ જેવી ટેકરી ફેરવતો આરબ ડ્રાઈવર મુસ્તફા, ગ્રોટોની ગુફાઓ, કાસીનો રેસ્ટલમાં રાત્રિની નૃત્ય મહેફીલો, આ બધું રમ્યરંગી વાતાવરણ છોડી, લેખકની સાથે ઊડીને આથેન્સમાં પગ મૂકીએ છીએ.

અહીં પણ બૈરુતથી રવાના થતાં, એક 'મે-ડિસેમ્બરી' યુગલનો ભેટો લેખક કરાવે છે. પુરુષ ઉંમરમાં મોટો હોય અને સ્ત્રી નાની હોય તેને માટે આ વિશેષણ પ્રયોજ્યું છે. આ સ્ત્રીના નામની ખબર નથી એટલે મિસિસ 'પિન્કસાડી' અથવા 'સમમડી' કહીને લેખક કુતૂહલ જમાવી શકે છે. PENની ગ્રીક શાખાના પ્રમુખ જ્હોન કુત્સોયેન્નાસની પત્ની હેનન (Lena) લેખકનું પતિવતી સ્વાગત કરે છે ત્યાર પછી ૬૬ વર્ષના સફેદ રેશમી વાળના ગુ ફાધારી એ કવિહૃદયનો પરિચય બહુ જ અસરકારક રીતે લેખક કરાવે છે. પ્રો. આઈન્સ્ટાઈને પોતાના વેરવિખેર વાળ ઉપર કાંસકો ચીવટથી ફેરવ્યો હોય તેવા તે લાગે છે. ભુમધ્ય સમુદ્રની ક્ષિતિજને પોતાના આવાસમાંથી નિહાળતાં અને સૂર્યના અસ્તાચળમાં જતી વખતના હૃદયંગમ દૃશ્ય વખતે શિવકુમારનો હાથ પોતાના હાથમાં પકડી ભાવમાં તરબોળ બની જતા તેમને જોઈએ છીએ તેમની સાથે એક્રોપોલીસના ખંડેર જેવા ઉન્નત અવશેષો નિહાળતાં, લેખક તેમને ગૌતમબુદ્ધને યાદ કરતાં જોઈ ભાવવિવશ બને છે. તેવી જ રીતે ઈરેકથીઅમના દેવળના પ્રવેશદ્વાર પાસે એક સ્તંભ પાસે તેમને ઊભેલા જોઈ ગ્રીક ટ્રેજેડીનું કોઈ પાત્ર ઊભું થતું લેખકને લાગે છે અને પોતાના મધુર સ્વપ્નને વેરવિખેર થતું વિષાદપુર્ણ નજરે નિહાળતા ગાંધીજી લેખકની મનોભૂમિમાં ખડા થાય છે.

આગળ ચાલતાં હંગેરીનું પાટનગર બુડાપેસ્ટમાં લેખક પહોંચે છે ત્યારે કમોસમી વરસાદ અળખામણો લાગે છે. કલકત્તામાં કાલવૈશાખી પછીનાં અષાઢી વાદળાં રામગિરિ આશ્રમના ચિરવિરહી યક્ષની યાદ આપે છે. બુડાપેસ્ટની યુવતીઓ અને તેમનું નિર્વ્યાજ સૌંદર્ય લેખકને માત્ર અહીં જ નહીં, યુરોપના બધા શહેરોમાં જકડી રાખે છે 'પેન' કોન્ફરન્સના પ્રતિનિધિ હોવાથી, આગમન અગાઉ સૌ તેમને નામથી ઓળખતા હોય છે સ્વાગતસમિતિની ૨૦ વર્ષની લીઝા ભારતીય અતિથિની પાસેથી, શાકાહારમાં દરિયાઇ વનસ્પતિ માછલી પણ ન ચાલે એવું જાણે છે ત્યારે શહેરના દરેક રેસ્ટોરાંના હેડ મેનેજર ઉપર

ચિઠ્ઠી લખી આપે છે અને વાનગીમા તેમને શું શુ આપવુ તેનુ લીસ્ટ પણ સાથે! બુડા અને પેસ્ટ શહેરને જોતી ડાન્યુબ લેખકના મનમા વસી જાય છે અને ભારતની મેઘના, પદ્મા, ઇચ્છામતી તેમને યાદ આવી જાય છે અહી જોનની પત્નિ આમે રિકન નિગ્રો યુવતી પામેલી, ત્યાની અવેતન રંગભૂમિ 'લા મામા' થિયેટરનો અજાયબ ઈતિહાસ સાભળી મુગ્ધ બની જવાય છે અને નાગરી દુનિયામા પણ શૂન્યમાથી સર્જનનું સર્જન કરનારા ભેખધારી દેશદેશમા વસે છે તેની પ્રતીતિ કરાવે છે હંગેરિયન ITI ના પ્રમુખ લેખકને ભેટે છે ત્યારે પોતનો પુત્ર 'એન્ટાયર સસ્કૃત' રાખી સ્નાતક થયો છે તેમ કહી તેની સથે સસ્કૃતમા વાત કરવા શિવકુમારને વિનવે છે ત્યારે આપણી 'ઋષિભૂમિ" પ્રત્યે અહોભાવથી જોનારા વિદેશીઓની દયા પણ આવે છે।

બુડાપેસ્ટથી વિએના. મોત્સાર્ટ, બિથોવન, શુબર્ટ, બ્રાહ્મ્સની આ ભૂમિ. કલાના કંઈક ભેખ ધારીઓ અહી જન્મ્યા નાટકની તો આ ભૂમિ. ટિકિટો સહેલાઈથી તો મળે નહિ છતા ૧૩૦ શિલિંગની મોઘી ટિકિટ યજમાન લેખકને માટે મેળવી આપે છે. વિયેનાનું રાત્રિભ્રમણ કોઇ પરિપ્રદેશમા ભૂલથી આવી ચડ્યાનો અનુભવ કરાવે છે અને ગાઇડ પણ કેવો? જાણે કેઇ કવિ સેલ્સમેન બન્યો હોય તેવો! આ એક જ શહેરમા ૩૦૦ ઉપરાત આર્ટ ગેલેરી'

મુસાફરી આગળ ચાલે છે પ્રાગ, હેમ્બુર્ગ, કોપનહેગન આલ્પ્સની સોડમા પ્રાગથી થોડાજ માઇલ દૂર કોકેરીનની ખીણનું સૌંદર્ય જોઇ લેખકને ગે પાળ યાદ આવે અને પ્રદ્યુમ્ન તન્નાએ ચાર્લીનીઝ ઢબથી કરેલા *ક્ષણ ક્ષણ યાદ આવી જાય છે પ્રવાસીઓમા આગ્રહ નિર્જન* અને ઉત્સાહવિહોણુ શહેર લાગે છે. છરટ બર્લિન જતાં પ્રાગના એરપોર્ટમા જ લેખકને સિનેસૃષ્ટની મહાન વિભૂતિ સત્યજીત રે ભેટી જાય છે પૂર્વ અને પશ્ચિમ બર્લિનની સરખામણી, બન્ને વચ્ચે કૃત્રિમ દીવાલે આણેલી કરુણતા, પૂર્વ હિસ્સામે પશ્ચિમ વિભાગનુ મુક્ત અને સમૃદ્ધ વાતાવરણ અને જર્મન લોકોના હૃદયના ઊડે ઊડે ઘર કરી ગયેલી ભયવૃત્તિ વાચકને અસર કરી જાય છે ટૂરીસ્ટ તરીકે આવતા અમેરિકનો આ પરિસ્થિતિ માટે પોઈન્ટ ચાર્લી પાસે પશ્ચાત્તાપના આંસુ વહાવી જાય છે ગતયુદ્ધમા મર્યા ગયેલા સૈનિકોની વયોવૃદ્ધ વિધવાઓએ જે સામાજીક પ્રશ્ન ઊભો કર્યો છે તેની કરુણતાને લેખકે વાચા આપી છે

શહેર તરીકે કોપનહેગન વિશિષ્ટ લાગે છે. ઘરમા જીવાતી એક એક ક્ષણ સાથે કળાને કેવી સગાઈ હોઇ શકે તેનો ખ્યાલ અહીંનું મ્યુઝિયમ આપે છે જનપદીનુ શિલ્પ વચ્ચે એક કાયમ કથા રજૂ કરી દે છે ટિવોલી પાર્કમા લેખકને ભેટી જતા ગુજરાતી સજ્જન શ્રી પ્રભુદાસ શાહ એક સુંદર વિરોધાભાસ પૂરો પાડે છે આમસ્ટરડામ તો કલાસમ્રાટ રેમ્બ્રા અને વિન્સન્ટ વાનગોગની જન્મભૂમિ અને કર્મભૂમિ. ડેમાર્ક એટલે નહેરો તથા દૂધ-માખણ અને પનીરનો પ્રદેશ, ફૂલોનાં પણ ઢગલાના ઢગલા અને તેનું જાહેર લીલામ થાય કલાકારોમા ચાની પેઢીઓ વેચાય તેમ સદીઓ વીતે પણ જેમની કલા નિત્યનવીન રહે તેવા કલાસમ્રાટોના અંતરંગ જીવનની કરુણતા અને જે દારિદ્રયમાં તેઓ જીવ્યા તે જાણ્યા પછી એક મોટો નિસાસો મુખમાથી સરી પડે છે. આમસ્ટરડામમા જૂના મિત્ર પિયર સ્ટોરને ત્યાં જતા તેની પત્ની મૈના અને બે સુંદર બાળકીઓ પાછળથી ડોકિયા દેતો ડેવિડ નવ સ વર્ષનો બાળક છે મીઠો, દેખાવડો અને હાવડો તેનું કથાનક આ પ્રવાસ પુસ્તકની કરુણાન્તિકા બની રહે છે. તેના પિતા પ્રોફેસર છે અને મા છે ઓફિસ સેક્રેટરી બન્ને ખુબ મહત્ત્વાકાંક્ષી બાળક નથી જોઈતુ તેના બન્ને આગ્રહી છતા ડેવિનો જન્મ તે પ્રશ્ન પર પતિપત્નીએ છૂટાછેડા લીધા અને આ અનાથ બનેલા બાળકને સાચવવાની જવાબદારી આવી પડી મિત્ર ઉપર! આટલો પ્રવાસ પૂરો કરી લેખક લંડન જવા ઉપડે છે ત્યારે ડેવિડના જીવનની કરુણતા વાચકની આંખ ભીની કરે છે (ભાગ બીજો ચાલુ)

'ગૂર્જર સાહિત્ય"
પ્રકાશક તંત્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ફુવારા સામે, ગાધીમાર્ગ, અમદાવાદ

વાર્ષિક લવાજમ રૂા. ૩

સાહિત્ય પ્રકાશનની દુનિયામાં 'અક્ષર' પછી આ બીજું માસિક ગુજરાતને મળે છે તે ઘણા આનંદની વાત છે. ગુજરાતની એક અગ્રગણ્ય પ્રકાશન સંસ્થા ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય આ માસિકનું પ્રકાશન કરે છે તે બહુ મોટી વાત છે. હેમાં હવે અપણને પશ્ચિમની જેમ જાણીતી પ્રકાશન સંસ્થાઓના કેટલોગ નિયમિત મળતાં રહે તે બહુ જરૂરી છે. પ્રથમ વર્ષનો પ્રથમ અંક જાન્યુ ૧૯૭૨થી પ્રગટ થાય છે અને તેમાં ગૂર્જરના ખ્યાતનામ પુસ્તકોનો ઉલ્લેખ આપી જાય છે. ખાસ કરીને ધૂમકેતુ સાહિત્ય વિષે તેમની ઐતિહાસિક નવલકથાઓનું ટૂંકું મીતાક્ષરી વિવેચન દરેક શીર્ષકમાં આવતી વસ્તુ સમજવામાં મદદગાર થઈ પડે છે, અને વાચક માટે પથદર્શક બને છે. શ્રી હસિતકુમાર લિખિત 'ઉત્તરયાત્રા'નો પ્રથમ પાને ઉલ્લેખ આ દૃષ્ટિએ અનુરૂપ બની રહે છે, "ગૂર્જર સાહિત્ય"માં ગુજરાતી સાહિત્યના પરિચય ઉપરાંત સાહિત્ય વિષેના ઉત્તમ અભ્યાસ લેખો આપવાની પણ યોજના છે.

•

મારી જિંદગીમાં હમેશાં મેં તને મારાં ગીતો વડે શોધ્યો છે. તેઓ મને એક દ્વારથી બીજે દ્વારે દોરી ગયાં છે, અને તેમના વડે જ મારી દુનિયાને શોધતાં અને સ્પર્શતાં હું મારી આસપાસની વસ્તુઓનો અનુભવ કરી શક્યો છું.

જે પાઠો હું શીખ્યો છું, તે સૌ મને મારાં ગીતોએ જ શીખવ્યા છે; તેમણે મને ગુપ્ત માર્ગો બતાવ્યા છે, અને મારા હૃદયની દૃષ્ટિમર્યાદા ઉપરના અનેક તારાઓને મારી દૃષ્ટિ આગળ આણ્યા છે. આખો દિવસ તેઓ મને સુખ તથા દુઃખના દેશનાં રહસ્યો તરફ દોરી ગયાં છે; અને આખરે સાંજને વખતે મારા પ્રવાસને અંતે તેઓ કયા મહેલને દરવાજે મને લઈ આવ્યાં છે? —ટાગોર

# વૈષ્ણવજન



## અનુક્રમણિકા





સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લખનારના છે સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

વૈષ્ણવજન'માં સંસ્કૃતિ કલા શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ મૌલિક તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું

લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

'વૈષ્ણવજન
૨–રામકૃષ્ણનગર
રાજકોટ–૨

પ્રકાશક, મુદ્રક, માલિક હીરેન ગાંધી સંપાદક નવીન ગાંધી ૨ રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકરણ સ્થાન સરૂપ મુદ્રિકા દેવબાગ રોડ રાજકોટ



.. led by Mukand Exporting a variety of castings, electric cranes, rolled products of all kinds, ribbed Torsteel To several countries in Asia, Africa, the Middle and Far East, Europe and U S A.

Mukand's production is geared to the widening needs of industry, both at home and abroad Mukand's far reaching, fast increasing steel exports set new standards in leadership Have won the FICCI award for 1968 in recognition of "corporate initiative in export promotion."

**At Mukand, steel is prosperity.**

# Far-reaching, fast increasing steel exports....

**MUKAND IS STEEL**

MEMBER





Mukand Iron & Steel Works Ltd., Kurla, Bombay-70 AS

# હે કવયિત્રી

ગિરિશૃંગો અને વન-પ્રદેશની હે કવયિત્રી ! ઉચ્ચ સ્થાને ઊભાં રહીને તમારાં ગીતોના આહ્લાદક ગુંજનથી તારલાઓનાં અન્તરમાંથી કયાં રહસ્યો તમે ચૂંટી લો છો ! ખીણોમાંથી પસાર થતાં થતાં તમે તમારી આકર્ષક બંસરી વડે માનવતાનું આર્ત અને માધુર્યપૂર્ણ-કયું સંગીત વહેતું મૂકો છો !

તમારા સ્વર્ગીય સ્થાનમંથી, કુમુદવનના પ્રદેશમાંથી તમને કયો કીમિયાગર નીચે લઈ આવી વસુન્ધરાનાં વહાલાં દવલાંસમા દબાયેલા માનવસમુદાય સાથે હેળવી દે છે ?

હે સદ્‌ભાગી કવયિત્રી ! અહિંસક સંગ્રામમાં તમારી બંસરીના સ્વરો કાયરમાં શૌર્યનું, અબળાઓમાં ઓજસનું, યુવાનોમાં ઉચ્ચતમ પુરુષાર્થનું, તેમ જ વૃદ્ધજનોમાં સ્વદેશના ભાવિ વિષેના તેઓનાં સ્વપ્નાંને ફલિત કરવાની આકાંક્ષાનું સિંચન કરતા હતા; જેથી ભેદપૂર્ણ મહાલયો અને દુઃખદાયક જેલોની તેમ જ ગર્વિષ્ઠ ન્યાયાલયો અને નિર્દય સભાગૃહોની દીવાલો ધ્રૂજી ઊઠી અને ધૂળમાં રગદોળાઈ ગઈ; અને સૂર્યકિરણોને તેમ જ પ્રેમ અને આઝાદીના સુખદ તરંગોને વહેતાં મૂક્યાં; પોતાની જન્મભૂમિ પ્રત્યેનો પ્રેમ અને સમાનતાના સ્વર્ગે લઈ જનારી મનોભાવના જગાડનારી આઝાદીને સર્વજનોનાં અન્તરમાં સ્પંદિત કરી.

–ગુ. મ.



# જરાય અસંતોષ નથી

ટનુભાઈ ના પટેલ

એક વખત ભગવાન બુદ્ધ એક વિશાળ નગરીમા ચારપાચ માસથી રોકાયા હતા દિનને શાંતિ આપનાર ભગવાન બુદ્ધની અમૃત-વાણી સાભળવા માટે સેકડોની સખ્યામા માણસો તેમના મઠમા નિરતર આવ્યા કરતા તેમા સામાન્ય મજૂરથી માંડીને નગરશેઠ પણ આવતા

એક વખત ભગવાન બુદ્ધના શિષ્ય આનદે પૂછ્યુ,

'ભગવન્ ! આપની પાસે જેટલા માણસો આવે છે, તે દરેક પોતાનું કાઇક ને કાઇક દુખ કહેવા જ આવે છે તો શું આ નગરીમા કોઇ સાચો સુખી માણસ જ નહી હોય ?

ભગવાન બુધે કહ્યુ, 'ના એવુ નથી પેલો એક મજૂર જે રોજ સધ્યા વખતે આવીને સૌની પાછળ બેસે છે અને મૂગો મૂગો બધાની વાતો સાંભળીને ચૂપચાપ ચાલ્યો જાય છે, આ નગરીમા સૌથી વધારે અને સાચો સુખી માણસ છે'

આનદના ગળે આ વાત ન ઊતરી તેણે કહ્યુ ભગવન્, એ માણસ પાસે નથી પૂરતા કપડા નથી રહેવા માટે સારુ ઘર કે નથી તેને મળતુ ભર પેટ ખાવાનું, છતા ગામના નગરશેઠ તથા અન્ય શ્રીમત તેમજ સાધનસપન્ન માણસો કરતા એ વધારે સુખી શી રીતે હોઇ શકે ?

ધ્યાનમા બેસવાનો વખત થઇ ગયો હોવાથી ભગવાન બુધ્ધે એ વખતે આનદને કાંઈ જવાબ ન આપ્યો

બીજે દિવસે સધ્યા વખતે પ્રવચન પૂરુ થયા પછી એકત્રિત થયેલા શ્રોતાજનોને તથાગતે પૂછ્યુ 'જો ભગવાન તમારા ઉપર પ્રસન્ન થઇને કેઇ વસ્તુ માગવા માટે તમને કહે તો તમે કઇ વસ્તુ માગો ?

આ પ્રશ્નના જવાબમા દરેકે જુદી જુદી વસ્તુ જણાવી એક ધનિક વણિક સામાન્ય ખેડૂતનું શાતિભર્યું શ્રમમય જીવન માગ્યુ એક ખેડૂતે જમીનદારી માગી કે જેથી વગરમહેનતે પોતે એશઆરામથી જીવન વ્યતીત કરી શકે. વળી એક જમીનદારે કુટુંબકબીલાની ચાલુ જજાળમાથી જરા મુક્તિનો આનદ મળી શકે એવી આકાક્ષાથી સાધુનું નિસ્પૃહ અને ચિતારહિત જીવન માગ્યુ

એક કવિએ પોતાની સરસ્વતી દેવીની કૃપા ઊતરે એવી અભિલાષા વ્યક્ત કરી. નગરની પ્રસિદ્ધ વારાંગનાએ એક એવો સાચો પ્રેમી પ્રાપ્ત કરવાની પોતાની અતરની ઈચ્છા પ્રદર્શિત કરી કે જેના વ્યક્તિત્વમા તે પોતાનું આત્મવિલોપન કરી કૃતકૃત્યતા અનુભવી શકે

આમ ત્યાં એકઠા થયેલા બધા શ્રોતાજનોએ પોતની કાંઇક ને કાઇક એવી અભિલાષા વ્યક્ત કરી કે જેના અભાવે તેઓ પોતાને દુખી સમજતા હતા, પરતુ માત્ર એક પેલા મજૂરે પોતાની કોઈ અભિલાષા વ્યક્ત ન કરી

છેવટે ભગવાન બુધ્ધે એ મજૂરને પણ તેના અતરની ઇચ્છા અગે આગ્રહપૂર્વક પૂછ્યુ

તેણે કહ્યુ

'ભગવન્ ' મારી તો ભગવાન પાસે એક જ માગણી છે કે તે મારી અત્યારની મનોદશામા જરા પણ ફેરફાર ન કરે અત્યારે મારી પાસે જે કાંઈ છે, તથા મહેનત-મજૂરીથી હુ જે કાંઈ અત્યારે મેળવુ છુ, તેનાથી પૂરો સતોષ છે, મારો આત્મા પ્રસન્ન છે અને એ રીતે મારા અત્યારના જીવનમા મને કોઇ જાતનો અસતોષ ન હોવાથી, મને કોઈ જાતનું દુખ પણ નથી ભગવાન પાસે ફરી ફરીને મારી એટલીજ માગણી છે કે એ મારા મનમાં અસતોષના બીજનો જરાપણ પ્રવેશ ન થવા દે'

શિષ્ય આનદની શકા મજૂરનો આ જવાબ સાભળીને બિલકુલ નિર્મૂળ થઇ ગઈ તેને થયુ કે ખરેખર, સાચુ સુખ માત્ર અપાર સમૃદ્ધિમાં, શાત એકાત જીવનમાં સાચા પ્રેમીમા કે સરસ્વતીની કૃપામા નથી, પરતુ પોતાની ગમે તેવી પરિસ્થિતિમાં પણ સતોષ માનવાની મનોવૃત્તિમા જ રહેલુ છે

# પરિભ્રમણ

'આશુતોષ'

## કેસૂડાં

ફાગણનું આગમન એટલે વસંતનો ઉત્સવ. ઠંડી વિદાય લેતી હોય અને ગ્રીષ્મની ગરમી હજુ ઘણી દૂર હોય, વાતાવરણ આહ્લાદક હોય અને હવા માનવમનમોજીઓની મસ્તીને બહલાવે તેવું ઉત્તેજનાભર્યું લાગતું હોય, પર્ણ અને વૃક્ષો નવું જીવન પામી પ્રકૃતિમાં ચેતના પૂરતાં હોય, કુણી કૂંપળો, નવપલ્લવિત વૃક્ષરાજી અને ફૂલોની પમરાટ કોઈ કવિની સર્જકતાને સાદ પાડતાં હોય ત્યારે વગડામાં કેસૂડાંનો ફાન સૌંદર્ય અને સમૃદ્ધિની નિસર્ગની અભિવ્યક્તિનો પ્રશારો કરી જાય છે.

હા, શહેરોમાં કેસૂડાં દેખાતાં નથી. વનવગડે એની સમૃદ્ધિનો પાર નથી. લાલ ચટક રંગથી લચી રહેલાં કેસૂડાંનાં ઝૂમખાં જોઈને મિત્રો! માનવીની અસહાય દરિદ્રતા માટે રોવાનું મન થાય તો અજુગતું નહીં ગણાય. આવી મજાની ઋતુમાં એને વળી ચૂંદડીનો રંગ લાગ્યો છે! હાય ભૂરા, તારું કોઈ નિશાન અમર રહેવાનું નથી. તારા નામ પર તો ચોકડી મુકાઈ જવાની છે. પણ કુદરતે જે સૌંદર્ય છૂટે હાથે વેર્યું છે તેનાથી આ ઉજ્જડ દેખાતો વગડો પણ ધન્ય બનીને મલકી રહ્યો છે. એ જ નથી સમજાતું કે શા માટે કેસૂડાંનાં વન શહેરોમાં નથી ઉગાડવામાં આવતાં અને રસ્તાની બંને બાજુ રોપી દેતાં, અમારી નગરપાલિકાના પાલક પિતાઓને કોણ રોકે છે! ગુલમહોરની જેમ કેસૂડાંનો શણગાર અમારાં નગરો સજે તો

સંભવ છે અર્વાચીનકાળના નાગરિક સુંવાળા દિલના કવિઓ ભલે-કેસૂડાંને કે કવામણાંઓની દૃષ્ટિ વિશાળ બનશે-કોઈને હાથમાં પીંછી લેવાનું મન થશે-કોઈ રસિક જીવનું મન પાવરે ગીત ગાવશે-યોગીઓનો વાન વધુ ગેરો થશે. સૌંદર્ય માટે દૃષ્ટિ હોવી-અભિરુચિ હોવી એ પ્રજાની સંસ્કૃતિની પારાશીશી છે. જે સૈનિકોએ બાંગલાદેશમાં અધમતા આચરી છે તેમને કેસૂડાંના વનમાં થોડા દિવસ રાખવામાં આવે તો તેમની આંખોમાંથી પણ અશ્રુઓ ટપકવા લાગે!

પણ અફસોસ! પેલા કવિએ યોગ્ય રીતે કહ્યું છે

Full many a flower is Born
To blush unseen,
and wast its Sweetness
on the desert air

નગરો અને શહેરોમાં કેસૂડાંનું સ્થળાંતર થાય એ દિવસો ક્યારે આવશે?

## રાજસ્થાનની હડતાલ

રાજસ્થાનની રાજ્યસરકારના કર્મચારીઓએ ચૂંટણી ટાણે જ હડતાલ પાડી અને પોતાની અમુક માગણીઓના સ્વીકાર માટે જે દબાણ કર્યું છે તેની અંદરનો હેતુ આશય એવો હતો કે ચૂંટણીનું વ્યવસ્થાતંત્ર ખોરવાઈ જાય અને ચૂંટણીઓ મુલતવી રાખવી પડે. પરંતુ ઇન્દિરાજી એમ કોઈ દબાણને વશ થાય તે અશક્ય લાગતાં, રાજ્ય સરકારે સમાધાનનો માર્ગ સ્વીકારી લીધો અને નાણાકીય બોજો અસહ્ય લાગતા છતાં, વધુ મોંઘવારી ભથ્થું આપવાની સંમતિ આપી. અગાઉ પણ કેન્દ્રની સાથે સાથે આ રાજ્યને અગાઉ પોતાના નોકરોને મોંઘવારી ભથ્થું આપવું પડ્યું છે. તાજેતરમાં ગુજરાત સરકારે આપમેળે વધુ મોંઘવારી ભથ્થાંની જાહેરાત કરી હતી. એટલે ખરી રીતે કેન્દ્ર જે પગલું ભરે છે તેની અસર રાજ્યોના અર્થતંત્ર ઉપર પણ થાય છે અને કેન્દ્ર સરકારના નોકરોના પગારધોરણ ઇત્યાદિ સાથે રાજ્ય સરકારના કર્મચારીઓ પણ સમાનતા માગે જ છે, અને તે ન મળે તો રાજસ્થાનની હડતાલ જેવા

પ્રસંગો ઊભા થાય છે. આને કઈ રીતે અટકાવી શકાય ? જ્યાં સુધી ભાવો કાબૂમાં ન આવે અને ખૂબ નીચે ન જાય ત્યાં સુધી આ પ્રશ્નના નિરાકરણની રાહ જોવી રહી જીવન ધોરણનો આંક અમુક નીચી સપાટીએ સ્થિર થાય તો જ સરકાર દૃઢ પ્રતિકાર કરી શકે—અ યથા નહી

અલમ્ અતિ

શેખ મુજીબુર રહેમાન માટે ભારતના અખબારો વધુ પડતી પ્રશસાનો સૂર કાઢે છે તે યોગ્ય છે કે નહી તે જુદો પ્રશ્ન છે છેલ્લા યુદ્ધમા પાકિસ્તાનને હરાવવા માટે ભારતે કેવા જોખમોનો સામનો કર્યો અને કેટલા સૈનિકો યુદ્ધમા હોમી દીધા તેમજ કેટલુ નુકસાન યુદ્ધમા સહન કર્યુ તેનો ખ્યાલ કરીએ છીએ ત્યારે પાક જેલમાથી બગલાદેશના સિહાસન પર આરૂઢ થનાર મુજીબની એવી કેઈ પ્રતિમા ઉપસતી નથી કે તેના ઉપર અહેનિશ પુષ્પાજલિ શબ્દાજલિ —ચિત્રાજલિ કર્યા જ કરવી પડે આ ભ ય અને વિરાટ પુરુષાર્થમા હિસ્સો ભારતનો અને ભારતના લશ્કરનો હતો હજુ એ કહેવુ બહુ જ વહેલુ થશે કે બગલાદેશની આવતીકાલ કેવી હશે અથવા પાચ-દસ વર્ષ પછી ભારત સાથે તેના સબધો કયા અને કેવા સ્તર પર સ્થપાએલા રહેશે આજે તો શુભેચ્છાનો તોટો નથી આ કિસ્સામાં ભારતે માત્ર સિદ્ધાત ખાતર ધર્મયુદ્ધ ખેલ્યુ અને તેનું પરિણામ બગલાદેશના સર્જનમાં આવ્યુ પરતુ ઇતિહાસ તો એની અનોખી છટાથી રચાતો આવે છે મુજીબ આવતી કાલે હોય કે ન હોય, બીજો કોઈ નેતા ત્યા ઊભો થશે અથવા જ્યારે પણ નેતાગીરી રાહ બદલશે ત્યારે ભારતે તકેદારી એટલી જ રાખવી પડશે જેટલી આજે પશ્ચિમ મોરચે રાખવામાં આવે છે

મનની દીવાલ

નિકસનસાહેબે ચીનની બે હજાર માઈલ લાંબી દીવાલ જોઈને એવી આશા પ્રગટ કરી હતી કે દેશ-દેશ વચ્ચેની દીવાલો ભૂસાઇ જાય અને બધા જ આ વિશ્વમાં એક પ્રકારની મોકળાશ અનુભવે તેવા દિવસો તેઓ ઝખી રહ્યા છે એશિયાને આજ દિવસ સુધી ન સમજવા બદલ, અને તેમાંયે એશિયાના એક મહાન રાષ્ટ્ર ચીનને સમજવાની જે તાલાવેલી શબ્દોમા વર્ણવી તેથી એમ લાગે કે ખરેખર અમેરિકાના પ્રમુખ હૃદયમાંથી જ બોલતા હશે વાસ્તવમા તો અમેરિકાના બધા જ પ્રમુખો ઉપદેશની ભાષામાં એટલા પાવરધા હોય છે કે જગતની મોટા ભાગની વસતિ તેમના શબ્દોની કિમત તેજ રીતે આકવા લાગે છે પણ આ બધુ તેમની મુસદ્દીગીરીનો એક ભાગ હોય છે નહીતર બગલાદેશના હત્યાકાડ માટે અમેરિકા જેવા લોકશાહી સરકાર એક હરફ ન ઉચ્ચારે તે બને કેમ ? ચાઉ-એન-લાઈનો કોટ ઉતારતા નિકસનને જોઈને કોઈને એમ થાય ખરુ કે તેમણે જ સાતમો કાફલો ભારત સામે મોકલ્યો હશે ? હજુ તો હમણા જ તેઓ બોલ્યા છે કે અમારી નીતિ પાક-તરફી, ભારત-તરફી પણ સૌથી વધુ તો શાતિની તરફદારી કરનારી હશે અને ત્યા જ બીજો સૂર નીકળવા લાગ્યો કે પાકિસ્તાનને શસ્ત્રસજ્જ કરવા અમેરિકાનો નિર્ધાર છે ચીન-અમેરિકા મત્રણા દરમ્યાન ઇન્દિરાજીએ સતત ચેતવણી આપ્યા જ કરી હતી કે તમારે મૈત્રીસબધો બાધવા હોય તો ખુશીથી બાધો પણ બીજા કોઇ રાષ્ટ્રને વચ્ચે સડોવશો નહિ. જે ગુપ્તતાથી આ મત્રણાઓ પૂરી થઈ અને જે કાંઈ બહાર પાડવામા આવ્યુ છે અને જે કાઇ છાનું રાખવામાં આવ્યુ છે તેના ઉપરથી એક વાત દીવા જેવી સ્પષ્ટ છે કે નિકસન સાહેબ દેશ દેશ વચ્ચેની દીવાલો દૂર કરવાની જાહેરાતો ભલે કરે પણ મનની જે દીવાલો ઊભી છે તે તો વધારે તોતીગ બનતી જાય છે ચીન સાથે બાજી સુધારી લીધા પછી, દેખાવ માટે પણ અમેરિકા ભારત સાથે વાટાઘાટો ચલાવશે અને નખરા કરશે તેને ત્યા કારખાનાઓ જે જગી પ્રમાણમા શસ્ત્રોનું ઉત્પાદન કરી રહ્યા છે તે દુનિયાના રાષ્ટ્રોને—ખાસ કરીને પોતાની લાગવગ નીચેના—આપવા સિવાય કોઇ વિકલ્પ નિકસન અથવા તેને ઠેકાણે આવનાર બીજા કોઇ પ્રમુખ માટે છે નહી એટલે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જે પરિવર્તન આવ્યુ છે તેનાથી રાષ્ટ્રોના નેતાઓ વચ્ચે માનસિક દીવાલો વધુ પ્રમાણમાં ઊભી થતી જાય છે

## અન્વર સાદત

ઇજીપ્તના સ્વ. પ્રમુખ નાસરની સરખામણીમાં હાલના પ્રમુખ અન્વર સાદત કૂટ રાજનીતિજ્ઞ પુરુષ લાગે છે. એકવાર તેમણે કહેલું કે ૧૯૭૧નું વર્ષ ફેસલો કરનારું નીવડશે. ઈઝરાઇલને લાગેવળગે છે ત્યાં સુધી 'ઈસપાર કે ઉસપાર' નક્કી થઇ જશે. પરંતુ ડિસેમ્બરમાં પાક-ભારત યુદ્ધે તેમની આંખ ઉઘાડી નાખી અને યુદ્ધ કેવું ખતરનાક નીવડી શકે તેનો ખ્યાલ આવી ગયો. પડકારો ફેંકી કહેલા કે આજથી આગલા દિવસે હું રણમેદાનમાં લડતો હોઈશ. એ પડકારોનું નામનિશાન પણ ન રહ્યું એટલે અન્વર સાદત ત્યારથી બીજી ભાષામાં હવે બોલે છે. ફેંસલો કરી નાખવાની વાત તેમણે છોડી દીધી છે. યુદ્ધમાં કેવી ખુવારી સહન કરવી પડે છે અને કેવાં આધુનિક શસ્ત્રો જરૂરી બને છે, તેવી ડહાપણભરી વાતો કરે છે રશિયની મુલાકાત પછી પણ ઇઝરાઇલ સામેનો સંયમ તેમણે તોડ્યો નથી. ભારતને લાગે વળગે છે ત્યાં સુધી અન્વર સાદતે, નાસરના વખતનું પ્રશંસાત્મક વલણ છોડી દીધું છે. પાકિસ્તાન તરફ ખુલ્લંખુલ્લા પક્ષપાત દર્શાવતા તેઓ અચકાતા નથી. બંગલાદેશના પ્રશ્ને આપણે ઘણું કહ્યું છતાં તેમણે મચક આપી નહી—આજ સુધી ઇન્ડોનેશિયાએ તેનું વલણ સુધારી લીધું પણ ઇજીપ્તે નહીં. કટ્ટર કોમવાદી હોવાનો અન્વર સાદત આભાસ કરાવે છે. સંભવ છે કે ઇજીપ્ત પોતાનો દેશ છે અને તેના પ્રત્યેની વફાદારીને લીધે આ બધું તેમને કરવું પડતું હોય. એક ખાસ બાબત તો એ છે કે પોતાના જ પ્રશ્નોમાં રમ્યા રહેવાની ઇજીપ્તને ફરજ પડે છે. પોતાના પ્રશ્નો ઉકલે નહીં ત્યાં સુધી બીજાના ઉછીના લેવા જેવી મુર્ખાઈ ન કરવા જેટલું દુન્યવી ડહાપણ સાદતમાં છે. પ્રશ્ન એ છે કે ભારત પ્રત્યે તેમની સહાનુભૂતિ કેવી અને કેટલી છે!

## કોણ મારું – કોણ તારું ?

સાચા મિત્રો શોધવા માટે આપણે ઘણાં વર્ષો ગાળ્યાં. અમેરિકા વિશ્વની અગ્રગણ્ય પડતી લોકશાહી છે તેમ માની તેની સાથે ઘનિષ્ઠ સંબંધો કેળવી જોયા. હવે એ ભ્રમ ભાંગી ગયો છે. આજે અમેરિકા-પાકિસ્તાન અને ચીન ભારત વિરોધી છાવણીમાં છે. રશિયા સાથે પ્રેમગોષ્ઠિ શરૂ કરી છે પણ હંગેરી અને ઝેકોસ્લોવેકિયામાં તેણે જે કર્યું તે પછી, રશિયા પાસેથી ભવિષ્યમાં નિરાંત સાંપડે તો નવાઈ નહી. આવતી કાલે પાકિસ્તાન રશિયા સાથે સંબંધો સુધારી લે તો પણ તે નવા મિત્રનું વલણ અશંકા જન્માવે. આરબો સાથે મિત્રો તરીકે રહેવાના આપણા પ્રયાસો કેવળ હાસ્યાસ્પદ રહ્યા છે. કેટલાકને મિત્રો કરવામાં અમે માનતા નથી. આટલા વર્ષોના એકલવાસ પછી ચીન આજે વિશ્વમાં ઉન્નતમસ્તકે પોતાની લાગવગનો વિસ્તાર વધારી રહ્યું છે ભારતે હવે, રફતરફતાને ચીનની જેમ, પોતાની શક્તિઓ કેંદ્રિત કરીને ભવિષ્યનો સામનો કરવો જોઈએ ખાસ કરીને લડાયક શક્તિની જ અહીં વાત છે દરિયામાં, ભૂમિ ઉપર અને આકાશમાં યુદ્ધો ખેલવાની તાકાત વધારવી જોઈએ– આવી પડનાર યુદ્ધમાં નુકસાની સહન કરવાની શક્તિ વધારવી જોઈએ–અને અણુશક્તિના શાંતિ સિવાયના બીજા ઉપયોગો કરતાં પણ શીખી લેવું જોઈએ. નહીં કે આ બધું દુષ્ટ છે એટલા માટે પણ આપદ્ધર્મ જ્યારે પણ ફરજ પાડે ત્યારે લડી લેવા માટે. છેલ્લા ધર્મયુદ્ધ પછી આવી શક્યતાનો હકીકત તરીકે સ્વીકાર કરવો જોઈએ. દુનિયામાં આપણું કોઈ ન હોય ત્યારે આપણે આપણા હોઈએ તે અત્યંત જરૂરનું છે.

## પુસ્તકો

યુનેસ્કોએ ૧૯૭૨ના વર્ષને પુસ્તકોને અર્પણ કર્યું છે જગતના બધાજ દેશો આ વર્ષે પુસ્તક પ્રદર્શનો યોજીને લોકમત એની તરફેણમાં જાગૃત કરશે. અમદાવાદને આંગણે રેણુઆર્ટના ઉપક્રમે આવતાદિવસોમાં ગુજરાતી ભાષાના પુસ્તકોનું પ્રદર્શન યોજાઇ ગયું–પ્રકાશકો દ્વારા તે અમદાવાદ માટે નવો અનુભવ તો ખરો જ ને! ફેશનશો હોય, અન્નોત્સવ હોય, સંગીતનૃત્ય નાટિકા રાગરંગ થિયેટરમાં હોય, સાડીઓ અથવા રેડિયો મિલના કાપડનું પ્રદર્શન

હોય, એ બધું તો સમજ્યા પણ પુસ્તકોનું પ્રદર્શન હોઇ શકે તે વાત મહત્વની છે

પુસ્તકો એક મિત્રોની ગરજ સારે છે. માનવ મિત્રો ઉછું દગ શકે–પુસ્તકો ક્યારેય નહી આપે જે માનવી પુસ્તકો પસંદ કરી જાણે છે તે જીવનનો જંગ પણ જીતી શકે છે ગુજરાતની પ્રજા પુસ્તકપ્રેમી નથી પુસ્તકો ઉધાર–ઉછીના અથવા લાઇબ્રેરીમાંથી મળે તો વધુ કાવડિયા ખર્ચવા તેની તૈયારી નથી પુસ્તકો જે રીતે જેટલી સંખ્યામાં બહાર પડી રહ્યા છે તે પણ ખરીદનારાઓ માટે એક પડકાર છે. એટલે શિષ્ટ અને અમુક પ્રકારના રસને સંતોષે એવા પુસ્તકો ઘરમાં વસાવવા માટે નોકરી મેળવવાનો સમય ક્યારનો પાકી ગયો છે દરેક કુટુંબે પોતાને પરવડે એવું પુસ્તકાલય પોતાના ઘરમાં વસાવવું જરૂરી છે તે અશક્ય પણ નથી 'મિલાપ' માસિક જેવી યોજનાઓ ગુજરાતમાં કામ કરતી થાય તો ઘેરઘેર ગોવર્ધનરામ મુનશી નાનાલાલ, ધૂમકેતુ કલાપી, ર. વ. દેસાઈ ઇત્યાદિના પુસ્તકો ફરતા થઇ જાય ગુજરાતીઓમાં એવી રુચિ જાગૃત કરવી જોઈએ એકાદ સિનેમા ન જોઇએ–ટેરીકોટન કે ટેરેલીનને બદલે સુતરાઉ કાપડથી ચલાવીએ ગધાગી બેય પોતાને નાકે ઊભા રહી ન ખાઇએ–એટલે પુસ્તક આવી ગયું અને એ પુસ્તક કાયમ ઘરમાં રહેવાનું બાપ વાંચે –એનો દીકરો વાંચે દીકરાનો વહુ વાંચે અને વાચનાશોખ હશે ત્યારે પૌત્રો પણ વાંચે પુસ્તક સારું હોય તો ધૂમકેતુના શબ્દોમાં "એને કોઈ દિવસ મરણ થતું નથી" આજે તો ઉત્તમ અને સસ્તા પુસ્તકો ઉપલબ્ધ છે–તેની જાહેરાત માટે અકશરો પણ

માસિકો કાઢતા થયા છે–કેટલીક શ્રેણીઓ અને ગ્રંથમાળાઓ ચાલી રહી છે–કોઇ વાતે ત્રુટિ નથી વાચક વર્ગ વધુ વિશાળ બને અને અભિરુચિ કેળવતો થાય તેમાં મદદરૂપ થવા લેખકો પ્રકાશકો, શાળાઓ પુસ્તકાલયો અને માસિકો હેતુથી સાથ દેવાનો છે પોકેટબુકોના રાષ્ટ્રીયકરણે જેમ પગલા લીધા અને સારા પુસ્તકો સસ્તી કિંમતે મળવા લાગ્યા એવી જ શકયતા સાહિત્યના દરેક સારા પુસ્તક માટે ઊભી કરવી આપણા જ હાથની વાત છે

રોકાઇ જાવને, કડીબાઈ !

અખબારો ઘણીવાર કડીબાઇને, ગરમીબાઇને તથા વર્ષાઋતુમાં ઇન્દ્રદેવને ઉદ્દેશી લખતાં હોય છે વરસાદ ન આવે તો પ્રાર્થના કરવા અને ખૂબ પડે તો ખમૈયા કરવા તંત્રીનોંધો લખાય છે થોડા સમય પહેલાં રાજકોટના "ફૂલછાબ"માં કડીબાઈને ભાર ભરી વિદાય આપવા માટે શબ્દોના સાથિયા પૂરીને "આવતે વર્ષે વહેલા આવજો" એમ સૂચક શબ્દો જવાનો ઉલ્લેખ વાંચ્યો ત્યારે જ શંકા થઈ હતી કે કડીબાઇ સ્ટેશનેથી પાછા આવશે તો? અને બન્યું પણ એમજ પાછા આવ્યા જમાવ્યો અને હોળીના તાપણાં તાપીને જશે એવા પોતાનો નિર્ધાર બતાવવા ફરીથી સૂસવાટો મોકલી દીધો કડીબાઇ કે તેમના પૂર્વજો સાથે આપણે કોઇ વેર નથી એપ્રિલ મે અને જૂન મહિનાનો ગ્રીષ્મનો અકળાવનારો ગજો સામે છે ત્યારે કડીબાઇને કહીએ જતા નહીં, ગોકાઇ જાવ અને દ્વિતીય વૈશાખમાં લગનગાળાના મંગળ ગીતો સાંભળીને પછી જ જજો–ત્યાં સુધી નહીં–જાવ તો તમને હિમાદ્રિના સોગંદ છે!]

પૃષ્ઠ ૪૪૦ થી ચાલુ ]

હિંદ પશ્ચિમની સંસ્કૃતિથી અંજાયા વિના પોતાની પુરાણી સંસ્કૃતિ અપનાવે તેમાં જ તેની ઉન્નતિ અને આબાદી છે પશ્ચિમની સંસ્કૃતિએ પદાર્થો ઉપર ઘણો કાબુ મેળવ્યો છે, જ્યારે હિંદની સંસ્કૃતિ આંતરિક રિપુઓ પર વિજય મેળવવાનું કહે છે પશ્ચિમની સંસ્કૃતિ પ્રેયસની પ્રાપ્તિના સાધનો વધારવા પ્રતિ વલણ ધરાવે છે, જ્યારે હિંદી સંસ્કૃતિ શ્રેયસની પ્રાપ્તિ અર્થે પુરુષાર્થ કરવાનું કહે છે.

હિંદમાં પશ્ચિમની સંસ્કૃતિ પોતાનું પ્રધાન સ્થાન પ્રાપ્ત કરે તે પહેલા આપે આપનું ધ્યેય નક્કી લેવાનું રહે છે આપ આપનું ધ્યેય શ્રેયસની પ્રાપ્તિ રાખવા ઇચ્છો છો કે પ્રેયસની? જો શ્રેયસ ઇચ્છતા હો તો આપે આપના હૃદયમાં મંગળદીપ પ્રગટાવો જોઈએ અને રિપુઓ પર વિજય મેળવવો પડે, ત્યારે તમે શ્રેયસ પ્રાપ્ત કરી શકો અને માનવજીવન સાર્થક કરી શકશો

છીએ, તેમ જ વધારી પણ શકીએ છીએ. પ્રેમ ઈશ્વરનું સ્વરૂપ છે, તેનું દર્શન કોઈ પણ મંદિરમાં કરી શકાય છે, પણ એ શરતે કે આપણામાં ભક્તિભાવના અને શ્રદ્ધાભાવ જરૂર હોવાં જોઈએ. જ્યાં વિશ્વાસ હોય છે ત્યાં–તે મંદિરમાં ઈશ્વરનો નિવાસ છે. તમારે માટે બનાવેલો પ્રેમ પરમેશ્વરનું પવિત્ર મંદિર છે; જો તમે ઉપાસના કરશો તો પ્રેમ–પરમેશ્વરને એ મંદિરમાં મેળવશો; નહિ તો મંદિરમાં પથ્થર જ તમારા જોવામાં આવશે. એ પથ્થરનો દોષ નથી, તમારો જ દોષ છે.

પ્રેમનો પહેલો અનુભવ એ કાંઈ મોટી વાત નથી. અનુભવ કરેલો બધો પ્રેમ સાચો પ્રેમ નથી હોતો. જીવમાત્ર પોતાના અજ્ઞાનના સ્વરૂપ તેજને પ્રેમના રૂપમાં વ્યક્ત કરશે. કોઈ કોઈ વાર આપણે એ પણ જોઈએ છીએ કે તે વિવેક દ્વારા અસત્યને દૂર કરી સાચા પ્રેમને પિછાણે છે. તોપણ બેઉ પ્રેમપાત્રોમાં સમાન પ્રેમ ઉત્પન્ન નથી થતો. જીવન તો ત્યાં જ ટકી શકે છે કે જ્યાં બેઉ તરફથી સ્વાભાવિક અને જોર–જબરદસ્તી બતાવ્યા વિના પ્રેમ ઉત્પન્ન થાય. એવા પુણ્યપર્વનો સંયોગ તો કોઈ સારા નસીબવાળાને જ મળે છે. પણ એક વાત છે. સ્વાભાવિક રીતે પાણી પૂરતું ન પડી શકાય તેમ હોય તોપણ આપણે જમીનને ખેડ્યા ને વાવ્યા સિવાય નથી રહેતા. કૂવો ખોદીને કે ઈશ્વરને વરસાદ મોકલવાની પ્રાર્થના કરીને પણ ખેતી કરીએ છીએ. એ રીતે ખેતી દ્વારા મીઠા સ્વાદિષ્ટ કંદમૂળ અને સુગંધિત ફળ–ફૂલ મેળવી શકીએ છીએ, પરંતુ આળસ દૂર કરીને મન પરોવીને ખેતી કરવામાં આવે તો જ. સાચા પ્રેમનો અનુભવ કરવો એ જરા વધુ ઊંચી પગથી પર ચાલવા સમાન છે; એ જ રીતે પ્રેમનાન પણ મુશ્કેલ છે. માટે યુવકોની એ ફરજ છે કે અનુભવ કરવા પ્રેમનું રક્ષણ કરવું, શુભ તથા વ્યાપક પ્રેમધનને વ્યક્ત કરીને તેને વધારીને પત્નીને જીવનસંગિની બનાવવાની કોશિશ કરવી. એ માટે ઈશ્વરની મોટી કૃપા જોઈએ અને આપણી મહેનત.

પ્રેમનો અર્થ છે મટી જવું એમાં આપણો અહંભાવ મટી જવો જોઈએ. જેમાં મટી જવાની શ્રદ્ધા નથી તેનો પ્રેમ તુચ્છ છે; એ જ સાચો મૂળમંત્ર છે.

*

# પિંજર ને હંસલો

પૂંજાજી જાતના ઠકરાઈ હતા એટલે બધા એમને દરબાર કહેતા. દરબાર જેમ એમના વિનોદી સ્વભાવ માટે લોકપ્રિય હતા તેમ પોતાની ધર્મપ્રિયતા અને ચારિત્ર્ય માટે પણ પંકાયેલા હતા. એમના આવા સ્વભાવને લઈને લોકહૃદયમાં સારું સ્થાન પ્રાપ્ત કર્યું હતું સીધે રસ્તે જવું અને આવવું એ એમનો સ્વભાવ બની ગયો હતો. વહેલી સવારે વગડે નીકળી જાય બપોરે ઘેર આવે, ફરી નીકળી જાય તે સાંજે ઘેર આવે. ઘેર આવી ગવની ગાય સાથે કાલી ઘેલી વાતો કરે, થોડીવાર પ્રભુભજન કરે અને સૂઈ જાય, આ એમનો જીવનક્રમ.

હંમેશની માફક તે દહાડે પણ દરબાર વગડે ગયેલા આવ્યા ત્યારે દર્દ લેતા આવેલા. ઘર આવીને એમણે ગવની ગાયનું છાણ મંગાવી, માણસ સૂઈ શકે એટલામાં લિંપાવ્યું. ઘરના લોકો આકાંક્ષાથી આ બધું નાટક જોતા હતા પરંતુ જ્યારે દરબારે જવ–તલ મંગાવ્યા ત્યારે સૌનાં હૃદયમાં ધ્રાસકો પડ્યો. પરંતુ દરબાર તો આજ ખુશમિજાજમાં હતા.

જવ–તલ છાંટી પાઘડી અને જોડા ઉતારી તેઓ લહેરથી સૂતા અને પોતાના માથા પાસે ઘીનો દીવો કરવા કહ્યું, ત્યારે ઘરના લોકો ખરેખર ગભરાયા અને પડોશીઓને, સગાંને બોલાવ્યાં બધા આવ્યાં એટલે દરબારે બધાંને હાથ જોડીને ભૂલની ક્ષમાયાચના કરી અને પ્રેમભાવ છે એવો જ રાખવા કહ્યું. દરબારે વધારે આગ્રહ કર્યો એટલે ઘીનો દીવો કરાયો છેલ્લે દરબારે ત્રણચાર વાર રામનામ લીધું ત્યાં મોઢું ફાટી ગયું, આંખ ઢળાઈ ગઈ અને ખંખેર દેવળમાંથી નાનો શો હંસલો ઊડી ગયો!

—લક્ષ્મણરાવ દે. રા.

# અનિષ્ટ સાથેની રમત

ચ. રાજગોપાલાચારી

એક વાર એક ધનિક ગૃહસ્થ શ્રી રામકૃષ્ણ પરમહંસ પાસે આવ્યો અને બોલ્યો : 'મહાત્મન્! મેં મારું બધું ધન મારા કુટુંબીજનોને આપી દીધું છે. હવે હું કશો ધંધો કરતો નથી છતાં મને ભગવાનનાં દર્શન થતાં નથી. લોકો કહે છે કે જે માણસ પોતાનું સર્વસ્વ ત્યજી દે છે તેને ભગવાન દર્શન આપે છે.'

પરમહંસે જવાબ આપ્યો : 'તમે જાણતા હશો કે તેલની કુપ્પીમાંથી બધું તેલ કાઢી નાખીએ તોપણ તેમાં થોડું તેલ ચોંટેલું રહે છે. કુપ્પીમાં ઘણા દિવસ સુધી તેલ રાખ્યું હોય તો કુપ્પી (ચામડાની)એ જે તેલ ચૂસી લીધું હોય છે તે છૂટું પાડી શકાતું નથી. તેને ગમે તેટલી ધુઓ તોપણ તેલની ગંધ તો તેમાં જરૂર રહી જાય છે. એ રીતે સાંસારિક જીવનની વાસનાઓથી સહેલાઈથી છૂટી શકાતું નથી. તમે બધું ધન વહેંચી દીધું; તોપણ તમારા મનમાંથી સાંસારિક મોહ સહેલાઈથી દૂર નહિ થઈ શકે.'

પોતાનું સર્વસ્વ ત્યજી દેવાથી કોઈ માણસ સંન્યાસી નથી બની જતો. કેવળ ધનસંપત્તિની વ્યવસ્થાની ચિંતાથી બચવાને માટે જ આપણે એ માર્ગ લઈએ છીએ. પરંતુ અર્થ અને કામની વાસનાથી પોતાની જાતને મુક્ત કરવી અને ભક્તિથી ઉત્પન્ન થનો વિવેક પ્રાપ્ત કરવો એ તદ્દન જુદી જ વસ્તુ છે.

હૃદયને શુદ્ધ કર્યા વિના ત્યાગ કરવો અને ત્યજેલી સંપત્તિની ચિંતા કરતાં કરતાં પણ લોકાપવાદના ભયથી વિરક્તિનો ઢોંગ કરવો, એ સાચો ત્યાગ નથી.

જો આપણા ઘરમાં સાપનો રાફડો હોય છે તો આપણે કેટલી સાવધાનીથી રહીએ છીએ; એવી સાવધાનીથી આપણે આ સંસારમાં રહેવું જોઈએ, કે જે સંસારમાં કામ અને લોભરૂપી સર્પો ભર્યા પડ્યા છે. જેમ સર્પ પોતાના છૂપા રાફડામાંથી અચાનક નીકળીને કરડે છે અને પ્રાણ હરી લે છે, તેમ જ લોભ અને કામ પણ અકસ્માત જ માણસને પતિત કરે છે. તેથી આપણે ગમે તેટલા સમજુ હોઈએ, તોપણ જાગ્રત રહેવું જોઈએ. હૃદયમાં આપણે નિરંતર ભગવાનનું ધ્યાન કરતા રહેવું જોઈએ. જૂના સમયમાં જો ઘરમાં સાપ પેસી જતો તો લોકો એક મંત્રનો જાપ કરતા. તેનો અર્થ એવો હતો કે, 'નાગદેવતા! આપની ફેણ ઊંચી કરશો નહિ!' એથી નાગ ચાલ્યો જતો. હૃદયમાં વસેલા કામ અને લોભને પણ નાગ જ સમજવા. તેનાથી દૂર રહેવું હિતકર છે. એમ માની લેવું કે, 'હું હોશિયાર છું, મને તેથી શું થઈ જવાનું છે? હું નિયતહદમાં જ રહીને વર્તીશ અને તેથી આગળ નહિ વધું, પછી ફિકર શી છે!' એ મૂર્ખતા છે. જો તમે સાપની પાસે જાઓ અને તેને છંછેડવા પ્રયત્ન કરો તો તે જરૂર તમને કરડવાનો.

અને બીજો ધનિક ગૃહસ્થ રામકૃષ્ણ પરમહંસ પાસે જઈને બોલ્યો : 'ભગવન્, હું આપને ખૂબ ધન અર્પણ કરવા ઇચ્છું છું. એને આપ સ્વીકારો અને આપના કામમાં વાપરજો.'

ધનિકે ખૂબ સદ્ભાવથી એ વિનંતિ કરી હતી, તોપણ પરમહંસે ધન સ્વીકાર્યું નહિ અને તેને કહ્યું : 'ભાઈ! જો હું એ રૂપિયા લઉં તો મારે તેની ચિંતા રાખવી પડે. તેથી મારું મન મૂંઝાવા લાગશે અને ભટકવા લાગી જશે.'

પણ ધનિકે આગ્રહ ચાલુ જ રાખ્યો : 'હું ઇચ્છું છું કે આ ધનથી હું આપના જેવી સાચી સુપાત્ર વ્યક્તિને સહાયતા કરું, તો પછી આપ મને કેમ રોકો છો! આપને હાથે રૂપિયાને સ્પર્શ પણ નહિ કરવો પડે. હું ઇચ્છું છું કે આપની સેવા

સારી રીતે થયા કરે રકમ હુ આપના કોઈ સબ-ધીને નામે એકમાં રાખી દઇશ એટલી અનુમતિ તો આપ આપો '

પરમદ્દસે એનો પણ અસ્વીકાર કર્યો અને કહ્યુ 'તમારી પહેલી અને બીજી વાતમા અતર જ ક્યા છે? શુ સત્યને પગ ઉતરી શકાય ખરુ? માનો કે તમારી બીજી વાત હુ સ્વીકારુ, તો શુ મને તેની ચિંતા નહિ થાય કે તમે એને કેટલા પૈસા આપેલા અને હવે તેની પાસે કેટલા બાકી છે? એમ મને તેની ચિંતા થયા કરવાની ના ભાઇ, એ તકલીફ મને ન જોઈએ! તમારા પૈસા તમારી પાસે રાખો!'

તોપણ એ ધનિક વળગી જ રહ્યો તેણે નવી યુક્તિ રજૂ કરી 'આપને તો કોઈ વસ્તુનો મોહ નથી, આસક્તિ નથી આપનુ હૃદય તો જળ પર તરતા તેલની પેઠે નિર્લિપ્ત છે આપે પોતે જ કહ્યુ છે કે, ચારે તરફ કામિની-કાચનનો સાગર ભલે લહેરાતો હોય, તોપણ આપ તેલની પેઠે તેનાથી નિર્લિપ્ત જ રહેવાના, તેનો લેપ આપને લગારે થવાનો નહિ '

પરમહંસ સ્મિત કરીને બોલ્યા 'ભાઈ, વિરક્ત મનુષ્યનુ હૃદય પાણીમાં પડેલા તેલની પેઠે અલિપ્ત રહી શકે છે, પણ તમે જાણો છો કે ઊચામા ઊચુ તેલ પણ લાંબો વખત પાણીમા પડી રહે તો તે સડી જાય છે અને તેમાંથી દુર્ગંધ નીકળે છે!'

ખરેખર, અનિષ્ટની સાથે રમત કરવી સારી નથી હોતી

## બિન્દુમા સિધુ

એક દિવસ એક સત પુરુષ મહાકવિ ઇકબાલને મળવા આવ્યા વાતચીત દરમ્યાન ઇકબાલે કહ્યુ

બાબા, મારા માટે કઈ દુવા કરજો

સતે પૂછ્યુ 'શુ તમને ધન-દોલત જોઇએ છે?'

'ના, બાબા!' ઇકબાલે કહ્યુ 'હુ તો ફકીર માણસ છુ અને મારી જરૂરિયાત પૂરતુ ખુદા મને આપ્યા કરે છે '

'તો શુ તમને ખ્યાતિ અને ઉચ્ચ હોદ્દો જોઈએ છે?'

'ખ્યાતિ તો ખુદાએ મેળવી જ આપેલ છે,' ઇકબાલે કહ્યુ 'અને ઉચ્ચ હોદ્દાની તો મને જરાય લાલસા નથી'

'ત્યારે શુ ખુદાને મળવાની ઇચ્છા છે?' આખરે સતે પૂછી જ નાખ્યુ

'ખુદાને મળવાની ઇચ્છા! હુ એને શી રીતે માગી શકુ, બાબા? હુ તો એનો એક અદનો બદો છુ અને એની સાથે મારો માત્ર બદગીનો જ સબધ છે ખુદા પોતે મને મળવા આવે તોય હુ એનાથી વીસ ગાઉ દૂર નાસી જાઉ! કારણ કે જો સિધુ બિન્દુને આવી મળે તો તો બિન્દુનુ અસ્તિત્વ જ નષ્ટ થઈ જાય, અને મારી ખુદી (અસ્મિતા) નષ્ટ પામે એમ હુ નથી ઇચ્છતો હુ તો એને જીવન પર્યંત ટકાવી રાખવા માગુ છુ હા, એક બિન્દુની માફક મારી જાતને કાયમ રાખીને સિધુના સર્વ ગુણો ગ્રહણ કરી લેવાની મારી આકાક્ષા જરૂર છે

એ ઉત્તર સાભળીને પેલા સત પુરુષ તો અભા જ બની ગયા પછી કહેવા લાગ્યા, 'ઇકબાલ બાબા! તમે બહુ ઊડા રહસ્યભેદુ છો કોઇની દુવાની તમને જરૂર પણ ક્યાં છે?'

—અજુમ

'હા; આજે પાસા પોબાર છે.' દુર્ગાદાસે કહ્યું. મોહને ગજવામાંથી એક કાગળ કાઢી દુર્ગાદાસના હાથમાં મૂકતાં કહ્યું: 'તો તો મારી આટલી ભૂલ તમે માફ કરશો. આ કાગળ અમારી ટપાલ ભેગો અકસ્માતે ઉપર નાખી ગયેલો; પણ બાપા બહારગામ ગયા છે એટલે પેઢીના કામની જંજાળમાં હું તમને આપવાનું ભૂલી ગયેલો, આજે એ ય વખત હું તમને એ જ આપવા પ્રયત્ન કરતો હતો, પણ તમે બહુ જ ઉતાવળમાં પડ્યા હતા.'

પણ આ દરમ્યાન તો દુર્ગાદાસે કાગળ વાંચવા માંડ્યો હતો, અને તેની આંખ સામે, જાણે પ્રારબ્ધના લખ્યા કપરા લેખ હોય એવા શબ્દો તરતા હતા :

'આપની હીરાની વીંટીની પોલીસીની ઉઘરાણી મુદત તા. ૨૯મી જુલાઈએ પૂરી થાય છે. તે જો ફરી ચાલુ રાખવા ઇચ્છતા હો તો અમને જણાવશો; નહિતર....'



અકબર માટે પ્રચલિત બનેલો નીચેનો એક પ્રસંગ જાણવા જેવો છે:

એક વખત એક સાંઈ દરબારમાં આવ્યો, એ અજબ કીમિયો જાણતો હતો. કહે છે કે, સાંઈ પોતાની કરામતથી હજારો રૂપિયા બનાવી શકતો. અકબરે એ સાંઈને કીમિયો બતાવવાનું કહ્યું, પણ તે તો નમકકર જ ગયો. એટલે સ્વભાવ પ્રમાણે અકબરે સત્તાવાહી સ્વરે કહ્યું :

'સાંઈ, ત્રણ મહિનાની અંદર તમારો કીમિયો મને નહીં બતાવો તો હું તમને ફાંસીએ લટકાવી દઈશ.'

'બળજબરીથી હું કદી ય કશું નહીં બતાવું.'

'તો કેદખાનું તૈયાર છે તમારે માટે !'

સાંઈ ખૂબ મક્કમ રહ્યો. દિવસો વીતવા લાગ્યા. અંતે એકાદ અઠવાડિયું બાકી રહ્યું. અકબર સમજ્યો કે કોઈ પણ સંયોગોમાં સાંઈ પાસેથી કીમિયો મળવાનો નથી. એણે યુક્તિ યોજી. વેશપલટો કરી સાંઈ પાસે જઇ એ એની ખૂબ ખૂબ સેવાચાકરી કરવા લાગ્યો. અંતે એક જ દિવસ બાકી રહ્યો. ત્યારે ફકીરે સેવાથી પ્રસન્ન થઇ કહ્યું : 'તારી ચાકરીથી હું ખૂબ ખુશ થયો છું. કાલે ફાંસીએ જાઉં તે પહેલાં મારી પાસે એક કીમિયો છે તે જાણી લે.' અને અકબરે એ કરામત જાણી લીધી.

બીજે દિવસે ફાંસી માટે ફકીરને હાજર કરવામાં આવ્યો ત્યારે રુઆબભેર અકબરે પૂછ્યું :

'કેમ, હજી ય તક છે, બતાવે છે કે ફાંસીએ ચડવું છે ?'

તો ય પણ સાંઇ મક્કમ રહ્યો ત્યારે અકબર બોલ્યો :

'તમારે ન બતાવવો હોય તો તમારી મરજી, પણ મેં તો એ જાણી લીધો છે !'

સાંઈએ પુરાવો માગતાં વેશપરિવર્તન કરી બાદશાહે જે જાણી લીધું હતું તે બધું કરી દેખાડ્યું, એટલે સાંઇ બોલ્યો :

'બેટા, આ વિદ્યા જબરદસ્તીથી નહીં, કોઈની પગચંપી કરીને લીધી હશે !'

અકબર ઝંખવાણો પડી ગયો.

# રખડેલ

કાન્તિ દોશી

જુગતને અમારો મિત્ર કહેવડાવવામાં પણ અમારે નીચું જોવું પડતું અને છતાંયે તેની સાથે અમારી મિત્રાચારી ટકી રહી હતી.

એક જ ન્યાતના અને એક જ મહોલ્લાના હોઈ અમે તો નાનપણથી જ દિલોજાન દોસ્ત હતા, પણ મોટા થતા જેમ જેમ ભાઈ સાહેબની ખ્યાતિ વધતી ચાલી, તેમ તેમ મેં ઇરાદાપૂર્વક અમારા બન્નેનું અંતર વધારવા માંડ્યું.

દુગ્ગી લગાવતા લગાવતા માંડ માંડ જુગતે મેટ્રિકની પરીક્ષા આપી, પણ પરીક્ષકોથી જુગતને પ્રસન્ન ન જ થવાયું અને રજકોષ્ટ મેં ટર નંબર ૨૫૧૦૫ બહુ એ બે ત્રણ વખત પણ છાપામાં જડ્યો નહિ ત્યારે કંઈક આર્થિક અકળામણ અને કંઈક ઉંમર વધી જવાથી જુગતે ભણતરને નવ ગજના નમસ્કાર કરીને મિલમાં નોકરી લીધી.

આ જ વરસે તેના સ્વજનોમાં જે ગણો તે માત્ર કૈબા જ હતા — તેમનો કાળ થયો. પડોશી એ કહેતા કે આ રખડેલની હાયવોયમાં ડોશીની જિંદગીનો અંત આવ્યો હતો. તો જુગતને નિરંકુશ જીવન મળ્યું. અત્યાર સુધી તો નાટક-સિનેમા જોઈ રાતના બે વાગે પણ ડેલી ઠોકતા જુગતને પડોશીઓ સાંભળતા, પણ હવે તો રાતોની રાત ઘરના બારણે તાળું જ દેખાતું, અને કદીક ચાર-છ દિવસે ભાઈ સાહેબ એકાદ વાર ઘેર આવી જતા.

કોઈ કોઈ વખત મિરાદર મારે ત્યાં ચડી આવતા, અને તેની સાથે સંબંધ વધુ નહિ વધારવાના નિશ્ચયવાળો હું પણ નાનપણની દોસ્તીના કુદરતી સંબંધે તેનો સારો એવો સત્કાર કરી બેસતો, પણ પાછળથી શ્રીમતીનો સખત ઠપકો સાંભળવો પડતો. તેમને આ મિત્રાચારી અણગમતી હતી, અને 'આવા રખડેલ સાથે દોસ્તી વધારતા ભવિષ્યમાં કદીક ખત્તા ખાઈ બેસશો' એવો તેનો ઉગ્ર અભિપ્રાય હતો.

જુગારી અડ્ડાઓમાં જુગતનું સ્થાન માનવંતું હતું. પોકરને કેવી રીતે ચાપ આપવી અને ચાંગ પાડી સદ્ગૃહસ્થોની આબરૂ પર હાથ નાખવા બદલ સખત જાગ્રતી રાખવી એ એની વિશિષ્ટતા હતી. નાટક તેનો પ્રિય શોખ હતો. અમને વારંવાર આગ્રહ કરતો કે 'ચાલ ને, દોસ્ત! ક્યાં પૈસા પડે છે? આપણે તો મેનેજર મિ. સાથે બહુ જ સંબંધ છે' પણ અમે બહાના કાઢી યુક્તિપૂર્વક છટકી જતા.

એકવાર તો સાવેસાવ નાટકના થિયેટર પર જ ભટકાઈ પડ્યા. તે રાત્રે 'એક જ ભૂલ'નો સામાજિક ખેલ હતો. ટિકિટબારી પર રૂા. દસની નોટ મૂકી 'બે ઓરકેસ્ટ્રા' બોલું છું ત્યાં તો ભાઈ સાહેબે પાછળથી કૉલર પકડ્યો. 'બસ, આમ જ ને? ચાલ ચાલ હવે! એ ય માસ્તર, ટિકિટ નહિ આપતા' અને માસ્તરે 'ક્યો સાહેબ!' કહી નોટ પાછી ધકેલી.

જુગત અમને 'ઓરકેસ્ટ્રા ફ્રન્ટ' રોમાં લઈ ગયો અને પછી તો તેની વાગ્ધારા ચાલુ થઈ 'અરે યાર! મને કહ્યું જ નહિ ને? આપણે તો આ કંપની સાથે ઘર જેવો સંબંધ છે ભાની! તમે પણ જુદા જ ગણો છો ને? આમ તે હોય?' અને ભાભીને મન તો આ માનવી અછૂત હોય તેમ તેની સામે નજર પણ કરવાની ફુરસદ ક્યાં હતી? આગામી ખેલના પોસ્ટર્સ જોવામાં જ એ મશગૂલ થઈ ગઈ હતી પણ છતાં યે જુગતને મન કશું ય ખરાબ લાગ્યું નહિ. કંપની સાથેનો તેનો સંબંધ પુરવાર કરવા માટે જ મેનેજર અમારી પાસે આવ્યા અને 'ઓહ, મિ. જુગલકિશોર! તમારા ગેસ્ટ છે ને? સારું સારું! સાહેબ, શું લેશો? ચા, કોફી કે લેમન-લેમન?' અને હજુ તો હું જવાબ આપું ત્યાં તો કદમ બોયે બે કપ ચા લાવી મૂક્યો અને અમારે તેનો સ્વીકાર કરવો જ પડ્યો.

ખેલ શરૂ થઈ ગયો ત્યારથી તે અંક પડ્યો—

બીજે અને ત્રીજે સમાપ્ત થતા એન પૂરો થયો તો પણ ફરીથી જુગલ દેખાયો જ નહિ

ન્યાતમા તો જુગનની આબરૂ તદ્દન હલકી ગણાતી કોઇ તેને ઘરમા પગ મૂકવા દેવા પણ ઈચ્છતા નહિ અને કદીક જરૂરી કામ હોય તો પણ બહારથી જ પતાવતા તેના વિષે કઇંક વાતો થતી કહેવાતુ કે હવે તો જુગન સમાજની અધારી ગલીમા પણ જતો થઇ ગયો છે માણસોને તો આવી વાતો કહેવામા અને સાભળવામાં ઓર મજા પડતી

આમ તો જુગન સર્વવ્યાપી હતો રવિવાર-ની રજાના દિવસે તમે તેને અમુક હોટલમા ચા પીતો જુઓ, થોડીવારમા બીજે સ્થળે પણ તમોને ટેશન પાસે દેખાય જ! નજરે પડ્યા તો માર્યા જ સમજવા, હોટલમા પરાણે ઘસડી જ જાય, અને આપણી પાછળ એકાદ રૂપિયાનુ ખર્ચ કરી કઇ ને કઇ વાતો કરી આપણને ગૂચવાવી જ નાખે — ત્યારે જ તેને સતોષ થાય! તેનો પગાર એવો સારો ન હતો, છતા આટલી છૂટથી પૈસા ઉડાડતો જોતા જ આપણને તેની 'સ્પેશિયલ ટ્રિક્સ'નો ખ્યાલ આવી જાય

અમારા ઘરથી થોડે દૂર તેનુ ઘર હતુ કોઇક વખત બારણુ ઊઘાડુ હોય અને અમો મિત્રોને ત્યાંથી પસાર થતા જુએ તો તે અમોને ત્યાંથી પોતાના ઘરમા તેડી જ જાય અને ધૂળના થર જામેલી ખુરશી ઓ પર અમારે ન છૂટકે બેસવુ જ પડે અને તેની 'ચાઈ' પીવી જ પડે! અમે કહીએ 'જુગન, ઘર કઈક સરખુ રાખતો હો તો!' પણ તે તુરત જ જવાબ આપતો 'અરે યાર, મારે ક્યા ઘરમા ઠરીને બેસવુ' તુ, તે એ બધી માથાફોડ કરુ! લોજ એ આપણુ રસોડુ અને સારુ શહેર એ આપણુ ઘર જ છે ને!'

'અરે પણ જુગન! હવે આમ એકલા ક્યા સુધી રહેવુ છે? એકાદ અનાથાશ્રમમાથી લઇ આવ ને?'

'ના રે ભાઈ! મારે રખડેલને વળી એ શા બધન? એવી જ જજાળમા ક્યા પડવુ?' આમ જુગન હસતાં હસતાં કહેતો અને અમે તેના હિતેચ્છુઓ ( ) પણ બહાર નીકળ્યા પછી તેની ટીકા કરતા કે, 'અનાથાશ્રમવાળા પણ આવા રખડેલને છોકરી શાના આપે?' આમ અમારા મિત્રોની નજરમાં પણ જુગન નુ સ્થાન નીચુ અને નીચુ જતુ હતુ

° ° °

પણ એક દિવસે તો જ્યારે હુ તેના ઘર પાસેથી નીકળ્યો ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો! ડેલી ઉઘાડી હતી આંગણુ સ્વચ્છ હતુ અને અદર ની દરેક દરેક વસ્તુને જાણે કે ઓપ ચઢાવ્યો હોય તેવી ચળકતી જોઈને મને નવાઈ થઈ! હુ ઘરમાં ગયો, પણ ત્યા તો ઓસરીમાં એક સત્તરેક વરસની સુદર તરુણીને જોઈને મારા આશ્ચર્યની અવધિ જ આવી ગઇ

મને જોઈને તે શરમાઇને અદર ચાલી ગઇ અને મને પણ ત્યા એકલા ઊભુ રહેવુ અજુગતુ લાગતા હુ બહાર નીકળ્યો જરાક આગળ મારો મિત્ર કિસન ભટકાઇ પડ્યો 'કા દોસ્ત! જુગનનુ જુનજુન જોવા ગયો હોઇશ, ખરુ ને?'

મને તો આ ગોગળો લાગ્યો અને અદરની વાત જાણવા મે કિસન તરફ પ્રશ્નાર્થ-દષ્ટિ કરી કિસને તેની લાક્ષણિક ઢબે ચલાવ્યુ 'અરે યાર, ક્યાંકથી ઉપાડી આવ્યો લાગે છે! પણ ત તેને જોઈ કે નહિ? નરી સ્વર્ગની અપ્સરા જ છે ને?' અને કિસનની એ પરીકથા હજુ તો ક્યાયે લબાત પણ મારે જરૂરી કામ હોઈ હુ તેનાથી છુટો પડયો

દિવસો ગયા પણ અમને જુગનનો પત્તો મળ્યો નહિ જ્યારે ત્યાથી નીકળીએ ત્યારે એ સુદરી ઘરમાં એકલી જ હોય! આ વાતનો તાગ મેળવવા અમે બહુએ પ્રયત્નો કર્યા, પણ પરિણામમા શૂન્ય! સુમન તો એકવાર હિમત કરી અદર ગયો અને પેલી યુવતીને પૂછ્યુ 'કેમ ભાભી સાહેબ! અમારા જુગ ભાઈ કઈ બહારગામ ગયા લાગે છે હુ તો તેનો બાળપણનો મિત્ર છુ, જો તમે એકલા જ હો તો ગભરાશો નહિ, વિના સકોચે જોઇતુ કારવતુ હોય તો કહે જો, હુ લાવી આપીશ'

સુદરી ખરેખર ગભરાઇ ગઇ, અને ઓરડામા એકદમ સરકી ગઈ સુમન ડેલીમા પાએક કલાકની

તપશ્ચર્યા કરી ધોયેલ મૂળા જેવો પાછો આવ્યો ત્રણેક માસ વીતી ગયા પણ આશ્ચર્યનો ઉકેલ અમે મેળવી શક્યા નહિ

એક દિવસે અચાનક અમને જુગલ મળી ગયો તે બહુ જ કામમા હોય તેમ સાઇકલ પર જતો હતો અમને જોઇ તે અમારી તરફ વળ્યો અમે બધા મિત્રો હુ, કિસન, સુમન, અવિનાશ વિરાજ બધા જ સાથે સિનેમા જોવા જતા હતા અમારી પાસે આવી ફક્ત એક જ મિનિટ સાઈકલ થોભાવી ઉતાવળથી અમને બધાને સંબોધીને બોલી ગયો દોસ્તો! ઠીક થયા મળી ગયા! આવતી કાલે રાત્રે આઠ વાગે લગ્ન સમારંભમા જરૂર મારે ત્યાં પધારજો જોજો મિત્રના આમંત્રણને પાછુ ઠેલતા નહિ હો ને? અને અમે પ્રશ્નોની પરંપરાની શરૂઆત કરીએ ત્યા તો તે 'હવે ત્યારે, સાહેબજી! હુ જરા ધમાલમા છુ જરૂર હો!' કહી સાઇકલ બીજી દિશામા મારી મૂકી અદૃશ્ય થઈ ગયો

અમે તો આશ્ચર્યચકિત થઇ ગયા! આ ભાઈ સાહેબ વળી લગ્નનો દેખાવ કરવા કેમ તૈયાર થઈ ગયા તે અમને સમજાયુ નહિ સાથે સાથે એ સ્વર્ગની અપ્સરા જેવી સુંદરીના ખ્યાલે અમને જુગલની ઇર્ષ્યા આવી

'શુ કરશુ કિસન? આ તો ભારે કરી! એક કોયલ જેવી બાળાને પરણીને આ રખડેલ તેને શુ સુખ આપવાનો હતો? મને તો લાગે છે કે એ બિચારીનો ભવ બગડી જશે! મને એ સુંદરીની દયા આવી અને આમ દરેકે પોતાના બળાપા કાઢ્યા, અને તે સુંદરીની ચિંતામા સવા ગરકાવ થઇ ગયા

'એ સુંદરી માટે જુગલ કવાલિફાઇડ નથી' છે હો!' વિરાટે પોતાનો અભિપ્રાય જણાવ્યો અને તેની સુધા એટલી સુંદર હોત તો એ ખ્યાલે તેના મુખ પર નિરાશા છવાઈ

સિનેમા જોતા પણ અમને તેરે ને એ સુંદરીનુ આકર્ષક મુખડુ જ દેખાયુ અને બીજે દિવસે સમયસર દરેકે જુગલને ઘેર પહોંચી જવુ એમ નિશ્ચય કરી અમે છૂટા પડ્યા

બીજે દિવસે સવારે મને પણ કામ ન હતુ છતાં પણ હુ જુગલના ઘર બાજુ ગયો, પણ આશ્ચર્ય વચ્ચે ઘર બંધ હતુ અને અલીગઢી તાળુ લટકી રહ્યુ હતુ બપોરે હુ અને કિસન વારાફરતી એ બાજુ લટાર મારી આવ્યા, પણ ત્યારે ય એનું એ તાળુ! હવે અમને લાગ્યુ કે નક્કી જુગલે આપણને બનાવ્યા અને છતા યે રાત્રે આઠ વાગ્યે તો જવુ જ એમ અમે નિશ્ચય કર્યો

રાત્રે સાડા સાત વાગ્યે અમે બધા મિત્રો ભેગા થઈ ગયા અને સર્વે જ જુગલને ત્યા જવા ઉપડ્યા અત્યારે ઘર ખુલ્લુ હતુ લગ્નની ખાસ ટાપટીપ દેખાતી ન હતી માત્ર મંગલસૂચક આસોપાલવનું તોરણ બાંધેલુ લાગતુ હતુ આંગણામા એક સાદો મંડપ ઊભો કરવામા આવ્યો હતો અમે અંદર ગયા કે તરત જ જુગલે અમારો ભાવભીનો સત્કાર કર્યો અમે આજુબાજુ દૃષ્ટિ ફેરવી તો ઓરડામા પેલી સુંદરી લગ્નવસ્ત્રમા સજ્જ થઇ બેઠી હતી બે ત્રણ અંતરંગ યુવકો અને યુવતીઓ પણ દેખાતા. ગોર મહારાજ કાંઇ મંત્રોચ્ચાર કરી રહ્યા હતા, પણ હજુ જુગલ તો એના એ મેલા ઘેલા વેશમા અહીંતહીં ફરી રહ્યો હતો અમે બાજુની પરસાળ પર બિછાવેલ ગાદી પર બેઠા એક છોકરો અમારી સામે ચાનાસ્તાનો મૂકી ગયો અને અમે વગર બોલ્યે તેને ઈન્સાફ આપવા માંડ્યો

અંતે અમારો નરસો પની ન રહ્યો કિસનની સહનશીલતા આ આશ્ચર્યની દુનિયા વચ્ચે હવે વધુ મૌન સેવી શકે તેમ ન હતી પણ તેના મોઢા માંથી શબ્દો બહાર નીકળે ત્યાર પહેલા તો એક દમામ ભર્યા મોટર બારણાં પાસે આવી ઊભી અંદરથી એક વિશાળ લલાટવાળો તેજસ્વી યુવક નીચે ઊતર્યો જુગલ દોડતો સામે ગયો અને 'પધારો વિનયકુમાર!' કહી તે યુવકને અંદર લઇ આવ્યો.

આ સમયે ગોર મહારાજે મંડપમાંથી બૂમ પાડી 'જુગલભાઇ, સમય થઇ ગયો છે ચાલો વરરાજા, મંડપમા પધારો!' અને અમારા આશ્ચર્ય વચ્ચે જુગલ પેલા વિનયકુમારને મંડપમા લઇ ગયો

અને વિનયકુમાર વરરાજાના આસને બેઠા સુંદરીને એક યુવતી મંડપમાં લઈ આવી અને વરરાજા સામેના આસન પર બેસાડી ગઈ

ત્યાર પછી તો યથા વિધિ હસ્તમેળાપ, સપ્તપદી વગેરે ગોર મહારાજે પતાવ્યું અને બાધા બની જોઈ રહ્યા છેવટે ગોર મહારાજે વર–વધૂને આશીર્વાદ આપ્યા

સુંદરી જુગનને નમન કરવા આવી અને એકાએક જુગલના પગ પાસે બેસી ગઈ અશ્રુથી તેનું સુંદર મુખ વધુ સુંદર બની ગયું હતું હૃદયગમ દશ્યે જુગનને પણ રડાવી દીધો આંસુને ખાળવાનો યત્ન કરતા તે બોલ્યો 'નિરુ! મારી વહાલી બહેન! સુખી થજે! અને તારા આ ધર્મના ભાઈને ભૂલી ન જતી આ તારો રખડેલ ભાઈ તારા લગ્નપ્રસંગે બીજું તો કાંઈ આપી શકતો નથી, પણ મારા અંતરના આશીર્વાદ પાઠવું છું કે તું સદા સુખી રહેજે, મારી બેનડી! અને જુગન અશ્રુપૂર્ણ નયને વિનયકુમાર તરફ ફર્યો 'વિનયકુમાર તમે તો સરકારી છો તમોને શું કહું? છતાંયે મારી લાડીલી નિરુને સાચવજો! અને નિરુ, મારી વહાલમોયી બેન! તારા આ રખડેલ ભાઈની જરૂર પડે ત્યારે વિના સંકોચે ખબર મોકલાવજે! મોતના મુખમાંથી પણ તારી પાસે આવી જઈશ બેન! આવજે! વિનયકુમાર, પધારજો!'

વર–વધૂને અશ્રુભીની આંખે જુગને વિદાય આપી બેના યુવક–યુવતીઓ પણ રજા લઈ ચાલતા થયા નિરુને લઈ જતી મોટર જ્યારે દૃષ્ટિપથથી દૂર થઈ ત્યારે તે લથડતે પગને અમારી તરફ આવ્યો

અને અમે તો શરમ અને આશ્ચર્યમાં ડૂબી ગયા અમે શું જોયું? એ અક્કડ પાષાણહૃદય અમારી પાસે આવી ઢગલો થઈને પડી ગયો તેની આંખોમાંથી અશ્રુની ધારા વહી રહી હતી અમે પણ અવાક્ થઈ ગયા હતા આખું વાતાવરણ ક્ષુબ્ધ થઈ ગયું અશ્રુને રોકતાં ખોખરા અવાજે જુગન બોલ્યો 'દોસ્તો! નિરુ મારી ધર્મની બહેન હતી. આજથી ચારેક માસ પર મેં એ નિરાધાર બાળાને ઉઠાવગીરોના પંજામાંથી બચાવી ને ધર્મની બેન માનીને મારી સાથે રાખી હતી — ખરેખર એ પ્રેમાળ સદ્ગુણી બાળા હતી વિનય મારો પરિચિત સંસ્કારી તેજસ્વી યુવક છે એટલે નિરુને જરૂર તે સુખી કરશે

કિસનથી અંતે મૂંગા ન રહેવાયું 'તારે દોસ્ત જુગન! એ સદ્ગુણી બાળા સાથે તેં શા માટે લગ્ન ન કર્યાં? તારા સંસારને સ્વર્ગ બનાવી દેત એ દેવાંગના!'

થોડીવાર જુગન અમારી સામે જોઈ રહ્યો પછી આંખો લૂછતો તે બોલ્યો 'મિત્રો! સમજની તો મને પડી નથી, પણ ક્યાં એ આશાભરી સદ્ગુણી બાળા, અને ક્યાં સમાજમાં સ્થાનવિહોણો એવો હું! મારા રખડેલ જીવન સાથે તેના અણીશુદ્ધ જીવનને જોડી તેનું સ્થાન પણ હીણું કરવાનું પાપ હું શા માટે વહોરું? અને મિત્રો! મારી જાતને હું ભાગ્યશાળી માનું છું કે આ સૂકા અરણ્ય જેવા ઉજ્જડ જીવનમાં અમૃતનાં ઝરણાં સરખી એ વહાલસોયી બેન મને મળી! ઠીક, દોસ્તો! પધારો! આપે આજે આ રખડેલ મિત્રનું આમંત્રણ સ્વીકારી ખરેખર આભારી કર્યો છે, નમસ્તે!

અને અમારા મસ્તક એ સમાજની દૃષ્ટિએ 'રખડેલ' માનવી તરફ નમી પડ્યા.

*

એક વખત કોઈએ ગાંધીજી આગળ સરદાર વિષે ફરિયાદ કરી કે સરદાર આમ કરે છે ને તેમ કરે છે એટલે ગાંધીજીએ તરત જ સરદારને બોલાવ્યા ને કહ્યું 'જુઓ, તમારી સામે ફરિયાદ આવી છે, બોલો તમારે શું કહેવું છે?'

સરદારે કહ્યું, 'જુઓ બાપુ, તમે રહ્યા હંસ ને હું રહ્યો કાગડો કાગડો હંસની ચાલે ચાલવા જાય તો હંસની ચાલ તો આવડે જ નહિ, પણ પોતાની ચાલ પણ ભૂલી જાય એટલે અમને અમારી રીતે જ કામ કરવા દો.'

ગાંધીજી આ સાંભળીને ખડખડાટ હસી પડ્યા

# પરિવર્તન

કંદર્પ દેસાઈ

સ્ટેશન આવવાની તૈયારી જોઈ હરીન્દ્ર ઊભો થઈ સામાન દરવાજા પાસે એકઠો કરવા લાગ્યો માધવીને સ્ટેશન આવવાની ખબર નહોતી એ કંઈક ઊંડા વિચારમાં મગ્ન બની હતી ટ્રેઈનમાં છેલ્લા બે કલાકથી પતિ પત્ની વચ્ચે કશી ય વાતચીત થઈ નહોતી હરીન્દ્ર વકીલ હતો

'શું વિચાર કરે છે માધવી? તને અહીં આવ્યા આઠ વર્ષ થયા ખરું?' હરીન્દ્રે માધવીને પૂછ્યું

'હે હા' ઊંડો નિશ્વાસ નાખતી માધવી બોલી

હવે તો ઘણું ખરું બદલાઈ ગયું હશે નહિ?' બારી બહાર જોતા ફરીથી હરીન્દ્રે સવાલ કર્યો

માધવીએ સ્વીકૃતિમાં માથું હલાવ્યું

સ્ટેશન આવ્યું બન્ને સામાન હાથમાં લઈ પ્લેટફોર્મ પર ઊતર્યાં

'સ્ટેશનથી ગામ કેટલું દૂર છે?'

'ત્રણેક માઈલ હશે'

'તો-તો વાહનની સગવડ હશે ખરી' હરીન્દ્ર બોલ્યો

'પહેલાં તો અહીં એવું કંઈ નહોતું કહેવાય હવે બે ગાડી જેવું કંઈક મળતું હોવું જોઈએ' માધવીએ સ્ટેશનના મુખ્ય દ્વાર તરફ નજર નાખતા કહ્યું સામેથી રઘુડોકાકાને આવતા જોઈ તેને આશ્ચર્ય થયું

'કેમ છો માધવીબહેન?' નમસ્તે વકીલ સાહેબ રસ્તામાં કશી તકલીફ તો નથી પડીને! રઘુડોકાકાએ હાથ જોડતા પૂછ્યું

'તમે તમે અહીં ક્યાંથી?' મોં પરનો આશ્ચર્યનો ભાવ અને બચપણની યાદ માધવીને આવી ગઈ

જવાબ ન આપતા રઘુડોકાકાએ સાથે આવેલ માણસોને માધવીનો સામાન ઊંચકવા કહ્યું

સૌ સ્ટેશન બહાર નીકળ્યા

'તમારો તાર આજ સવારે જ મળ્યો હતો પહેલા તો ખુદ નાનાભાઈ અહીં આવવાના હતા, પણ પછી કોણ જાણે કેમ મને મોકલી આપ્યો ચાલો ચાલો-' કહેતા રઘુડોકાકાએ ધીમા નીચે ઊભેલી જીપ તરફ પગ ભર્યાં

'ચાલ ચાલ, કેમ ઊભી રહી? શું વિચારમાં પડી છો?' હરીન્દ્રે સ્તબ્ધ ઊભેલી માધવીને કહ્યું તે તાર કરીને ઘણું સારું કર્યું, નહિ તો આ અજાણ્યા ગામમાં'

'ના, સારું નથી કર્યું હવે લાગે છે કે તાર ન કર્યો હોત તો સારું હતું આ લોકો' માધવી અચકાતા બોલી

તું કોની વાત કરે છે? શું આ લોકો કેમ તારા માણસો છે?'

'હા' કહી માધવીએ રઘુડોકાકા તરફ ફરી 'કાકા!'

'શું છે માધવી? કાંઈ રહી ગયું કે શું?' રઘુડોકાકા બોલ્યા

'ના કંઈ રહી ગયું નથી હું તો એમ કહેતી હતી કે એક ટાંગાનો પ્રબંધ થઈ શકે તો'

'કેમ? હું આ જીપ લઈને આવ્યો છું ને!' રઘુડો કાકાના મોં પર આશ્ચર્યના ભાવ પથરાયા

'ના, ના, એની જરૂર નથી ટાંગાનો પ્રબંધ કરી આપો'

'પણ-પણ માધવી, આ-આ-' રઘુડો કાકા બોલતા અટકી ગયા

'હું પૂછું એનો જવાબ આપો શું અહીં

ટાંગો નહિ મળે !' માધવીનો કંઈક ઉગ્ર સ્વર થયો.

જવાબ ન આપતાં રણછોડકાકા એકાદ મિનિટ મૂંગા રહ્યા, પછી ખિસ્સામાંથી એક ચિઠ્ઠી કાઢી માધવીને આપતાં કહ્યું : 'આ તમારે માટે છે.'

'શું છે ? કોણે આપી ?' માધવીએ પૂછ્યું.

'નાનાભાઈએ.'

'એ તમારી પાસે રાખો. મારે એની જરૂર નથી. એક ટાંગો લાવી આપો તો બસ !' કઠોર અવાજે માધવી બોલી.

'ગાડી પણ આવી જશે' રણછોડકાકા બોલ્યા. તમે પહેલાં આ ચિઠ્ઠી વાંચી લ્યો નીકળતી વખતે નાનાભાઈએ કહ્યું હતું કે માધવી આવવાને માટે ન જ માને તો આ ચિઠ્ઠી આપજે.'

બીજી બાજુ મોં ફેરવતાં માધવી બોલી: 'એમાં વળી બીજું શું લખ્યું હશે ? જીપમાં આવવાનું લખ્યુ હશે, પણ મારે એમા આવવું નથી.'

'લાવો ભાઈ, એ ચિઠ્ઠી મને આપો.' લાંબો હાથ કરતાં હરીન્દ્ર બોલ્યો

રણછોડના હાથમાંથી ઝડપથી ચિઠ્ઠી ખૂંચવી લેતાં માધવી બોલી: 'રણછોડ કાકા ! તમે જીપમાથી સામાન નીચે ઊતરાવી દો, અને ટાંગાનો બંદોબસ્ત ન થઇ શકે તેમ હોય તો અમે બને ચાલીને ગામમાં પહોંચી જઇશું. કેમ ખરું કહું છુ ને હરીન્દ્ર?'

'હા, હા, કેમ નહિ, પણ...' હરીન્દ્ર બોલ્યો. 'પણ એ ચિઠ્ઠીમાં શું લખ્યું છે એ જરા જોઇ જાય તો...'

'એનું કંઇ જોવાની જરૂર નથી, ને તમે એમાં નહિ સમજી શકો !'

'દુનિયાની એક પણ પત્ની પોતાના પતિને સમજદાર કે ડાહ્યો સમજતી જ નથી.' પરાણે હસતાં હરીન્દ્રે કહ્યું.

'અરે ના ! એ વાત નથી. આ તો આપણે જે માણસો સાથે લડવા આવ્યા છીએ એની જ કૃપાના...અનુમદના..' માધવી થોડું હસતા બોલી.

'છોડો, છોડો, આ બધું-શું મારી સમજમાં આવે ખરું ?' હરીન્દ્ર બોલ્યો.

રણછોડ જીપમાંથી સામાન ઉતારવા ગયો હતો. પણ હજુ ઉતાર્યો ન હતો. વિચારતો હતો કે કદાચ માધવી ફરી નિર્ણય બદલાવી નાખશે !

'રણછોડકાકા !' હરીન્દ્ર એની પાસે આવતાં બોલ્યો. 'તમે માધવીના કાકા છો તો એ રીતે મારા પણ કાકા થાઓ...કેમ ખરું કે નહિ ?'

'ના, ના, વકીલ સાહેબ, હું માધવીનો કાકો નથી એ તો નાનપણથી જ મારી ગોદમાં રમી છે એટલે કાકા કહે છે આમ તો હું ડ્રાઈવર છું. ત્રીસ વર્ષથી આ એક જ પેઢાનું અન્ન ખાઉં છું.'

'એમ છે ત્યારે ! તમે જીપમાંથી સામાન નીચે ઉતારી નાખો અને બીજો કોઈ ઉપાય શોધો. માધવી જિદ્દી છે, તે તો તમે જાણતાં હશો ?' હરીન્દ્રે કહ્યું.

'જાણું છું સાહેબ, ! બહેનનો એ તો જૂનો સ્વભાવ છે.' કહેતાં રણછોડકાકાએ માણસોને સામાન ઉતારવાનું કહ્યું. અને એક ટાંગાનો પ્રબંધ કરવા તે આગળ ચાલ્યા.

*

માધવી અને હરીન્દ્ર શિવશંકરને ત્યાં ઊતર્યાં હતાં. શિવશંકર માધવીના પિતાના જૂનાં મિત્ર હતાં. એમને કોઈ સંતાન ન હતું તેમ જ પત્ની પણ વર્ષો પહેલાં મરી ચૂકી હોવાથી એકલા જ અહીં રહેતાં હતાં.

રાત્રે સૂતા પહેલાં શિવશંકરે હરીન્દ્રને કહ્યું : 'સામે આ ઝરૂખામાંથી જે મકાન દેખાય છે, તે જ મકાન માધવીના પિતા કેદારનાથજીની જમીન પર બનેલું છે.'

'અત્યારે ત્યાં કોઈ રહે છે ખરું ?' હરીન્દ્રે પૂછ્યું.

'ના, રહેતું કોઈ નથી, પણ અવારનવાર હેમંતના માણસો ત્યાં આવતાં જોઉં છું, બાકી ઉપયોગ કરે છે કે નહિ તેની ખાસ મને ખબર

નથી હવે તો તમે એને માટે જે જાણવા માગતા હશો તેનો સવારે બધો પ્રબંધ જરૂર કરી આપીશ' શિવશંકર બોલ્યા

હરીન્દ્રે માધવી સામે જોયું એની આંખો બંધ હતી 'હા, હા, સવારે એ વિશે વિચાર કરીશું' કહેતા હરીન્દ્રે લાંબુ બગાસું ખાધું.

'ઠીક ત્યારે, હવે તમે આરામ કરો' કહેતા શિવશંકર ઊઠ્યા

માધવી અને હરીન્દ્ર સૂતા આખા દિવસના કંટાળાજનક પ્રવાસ અને થાકથી હરીન્દ્રને, તુરત ઊંઘ આવી ગઈ, પણ માધવી ભૂતકાળના પડછાયાને આંખો સામે ઊભેલા જોતી હતી

રાતના કેટલા વાગ્યા હશે તેનો પણ માધવીને ખ્યાલ રહ્યો નહિ અચાનક કોઈના હાથનો સ્પર્શ થયો માધવી એ સ્પર્શથી જાણી ગઈ કે હેમંતની મોટી બહેન છે

'મોટી બહેન'

'ધીરેથી બોલ'

'તે ક્યાં છે?'

'ઉપર'

'મારે ત્યાં જવું છે લઈ જાઓ'

વધુ કંઈ પણ બોલ્યા વિના માધવી અને મોટી બહેન બહાર આવ્યા, હાથ અને આંખના ઇશારાથી ઉપરની જગ્યા મોટી બહેન બતાવી ચૂપચાપ બાજુના ઓરડામાં ચાલ્યા ગયા. માધવી ઉપર ગઈ

'હેમંત?'

કશો જવાબ મળ્યો નહિ હેમંતનું મોં આકાશ તરફ મંડેલું હતું

'હેમંત!' માધવી ધીરે અવાજે ફરી બોલી શું વિચારે છે? હું તારે યોગ્ય નથી મારો તિરસ્કાર કરી છોડી દે' હેમંતની સન્મુખ આવી માધવી ઊભી રહી 'ને, આમ જો, મારા માટે જીવન ન બગાડ મોટાભાઈ શું વિચારતા હશે એ જ ને કે આ ઘરમાં માધવીને પણ પોષીને મોટી કરી અને આજે સાપ બનીને દંશ દેવા આવી છે! મારા પર આ કલંક ન આવવા દે હું જ્યાં રહીશ ત્યાં સુખેથી રહીશ મારી ચિંતા ન કર!'

'નહિ' હેમંત ચિત્કાર કરી ઊઠ્યો

'આમ જોરથી ન બોલ મારા પર ક્રોધ આવ્યો છે?'

'તને અહીં કોણે બોલાવી છે? જા, ચાલી જા અહીંથી' કહેતા હેમંત ઉશ્કેરાઈ ગયો

'હું એમ નહિ જાઉં પહેલા મને તારે એ વચન આપવું પડશે કે તું મારા માટે જે ઇદલાને બેઠો છે તે છોડી દઈશ!' માધવી કંપતા સ્વરે બોલી

'માધવી!' હેમંતનો અવાજ તરડાઈ ગયો 'માધવી, તું શું મારી સાથે ભાગી નહિ શકે?'

'ના'

'ઠીક છે તો પછી અહીં તારે આવવાની જરૂર નહોતી જા ચાલી જા'

'હેમંત, હેમંત, તને હું કેમ સમજાવું?' રડતાં રડતાં માધવી બોલી

'જો તને સમજદારી આવશે ત્યારે સમજી લઈશ, પણ તું અત્યારે જા માધવી! ઘણા કઠોર અવાજે હેમંત બોલ્યો

હેમંતના આવા વ્યવહારથી માધવી ફરી રોઈ પડી.

*

'માધવી, એ માધવી!' હરીન્દ્ર માધવીના પલંગ પાસે આવી ઊભો હતો 'તું કમજોર રોઈ રહી હતી સપનું જોઈ રહી હતી કે શું?'

માધવી સફાળી બેઠી થઈ 'હા ના' કહી એ ઊભી થઈ ને બારી પાસે જઈ ઊભી રહી

હરીન્દ્ર વિશેષ કંઈ ન પૂછતા નહાવા માટે ચાલ્યો ગયો

બને હજુ ચા-પાણીથી પરવાર્યાં ત્યાં દરવાજા

પરથી અવાજ આવ્યો 'શિવશંકરભાઈ છે?'

ઉત્તરમાં હરીન્દ્ર બહાર આવ્યો. શિવશંકર મંદિરે ગયા હતા. આવનાર યુવાન હતો. દાઢી-મૂછ વધારેલા હતા, આંખો પર ચશ્મા હતા. ખાદીના કપડામાં સજ્જ થયેલાં એ યુવાને હરીન્દ્રને પૂછ્યું

'તમે મુંબઈથી આવો છો? તમે હરીન્દ્ર વકીલ. વકીલ સાહેબ!' કહી વિનમ્રતાથી તેણે હાથ જોડ્યા. 'રસ્તામાં કશી તકલીફ તો નહોતી પડી ને? આ નાનકડા ગામમાં તમારા લાયક જેવું કશું નહિ મળે.'

'આવો, અંદર આવો' હરીન્દ્રે આવકાર આપ્યો. એ એ ન વિચારી શક્યો કે આટલી આત્મીયતાથી વાત કરનાર આ માણસ કોણ છે? તમે '

'કાલે તાર મળ્યો હતો.' આછું હસતા એ યુવાન બોલ્યો. 'એ પહેલાં એક પત્ર પણ મળ્યો હતો, અને કેસની નોટિસ પણ મળી હતી. તમે તો વકીલ છો. કાયદા-કાનૂન જાણો છો. પરંતુ હું હજુ કંઈ જાણું વિચારું તે પહેલા તો તમે આવી ગયા. ખેર, જે થયું તે. પણ આ કેસની વાત વચ્ચે ન હોત તો તમે ભલા આ જીવનમાં અહીં ક્યાંથી આવત?'

સામે બેઠેલ વ્યક્તિ હેમંત છે જાણી એ દ્વિધામાં પડી ગયો. એણે માધવીને બોલાવી. 'માધવી, જો તો આ આવ્યા છે.'

માધવી બારણા પાસે આવતાં જ અટકી ગઈ. હેમંતના દિદાર જોઈ એના મો પર દુઃખની રેખા પથરાઈ ગઈ.

'શું છે?' પતિ પાસે આવતા માધવી બોલી.

'આ હેમંતભાઈ આવ્યા છે.'

'શું કહે છે?'

હરીન્દ્ર બોલે તે પહેલા હેમંત જ બોલી ઊઠ્યો. 'બીજું કંઈ કહેવાનું નથી. તમે જમીન માટે જે કેસ કર્યો છે તે વિશે જ હું કહીશ. માધવીના પિતા મારા ગુરુ હતા, પૂજ્ય હતા. મારા પિતાજી ગુજરી ગયા ત્યારે એમણે જ અમિત્ર મારો અને જમીન, સંપત્તિનો ખ્યાલ રાખ્યો હતો. મારા પિતાજીએ જ એમને એ જમીન આપી હતી. કદાચ એને કંઈ લખાણું પણ હશે. ઘણાં લોકો માનો, મારા મોટા બહેનને તથા માધવીને ગુરુના જ સંતાન માનતા હતાં. બહુ થોડા માણસોને એ જાણ હતી કે ગુરુની એક માત્ર સંતાન માધવી જ છે. પણ શું તમારી પાસે એ જમીન વિષેનો કોઈ કાગળ છે ખરો?'

હરીન્દ્રે વકીલની દૃષ્ટિથી હેમંત સામું જોયું. શું બોલવું એ હજુ વિચારતો હતો.

'અવશ્ય કંઈ લખાણું તમારી પાસે હોવું જોઈએ અને કેસમાં એવા કાગળો તો જોઈએ જ. જો ન જ હોય તો નવું લખાણું બનાવી નાખજો. હું સહી કરી આપીશ.'

'શું તમે એમ કરી શકશો?' અવિશ્વાસના અવાજે હરીન્દ્રે પૂછ્યું.

'એમાં નવો શું હોઈ શકે? જમીન ગુરુજીની હતી, હા એના પર મકાન મેં બનાવ્યું એ ખરું, પણ એ મકાન મારા માટે નહિ પણ માધવી માટે બનાવ્યું છે. મારા પિતાજી એવું વસિયતમાં લખી ગયાં છે.' હેમંતે એકવાર માધવી તરફ જોયું. 'તમારે જે કાંઈ જરૂર હોય તેવું લખાણું લખી મને મોકલી આપજો અને મારે જે કંઈ કરવાનું હોય તે કહેજો, એ હું કરી આપીશ. હું આવા ઝઘડામાં પડવા માગતો નથી. જેમનું છે તે તેમને મળવું જોઈએ એ જ સિદ્ધાંતમાં હું માનું છું. ઠીક, હવે મને રજા આપો. સાંજે પાછો આવીશ.' કહી હેમંત ઉત્તરની રાહ જોયા વગર ચાલતો થયો.

હરીન્દ્ર આશ્ચર્યચકિત નેત્રે તેને જતો જોઈ રહ્યો. તેને દરવાજા સુધી વળાવવા જવાનું પણ એને યાદ ન આવ્યું.

*

હેમંતની વાત સાંભળી માધવી અવાક્ થઈ ગઈ. અંદર રૂમમાં જઈ એણે સામાન તૈયાર કરવા

માંડયો. હરીન્દ્રે અંદર આવતાં આ જોયું. તેણે પૂછ્યું

'કેમ, ક્યાં જવું છે?'

'આપણા મકાને-ને...' માધવી આગળ કશું ન બોલી.

હરીન્દ્ર વધુ કશું ન પૂછતાં જરા ગામમાં લટાર મારવા નીકળી પડ્યા.

હરીન્દ્ર પાછો ફર્યો ત્યારે ટાંગામાં સામાન મૂકાતો જોઈ અચકાયો. 'કેમ શું વાત છે?'

'જવું છે' માધવી બોલી.

'ક્યાં?' 'પેલા મકાનમાં'

'પહેલાં ચાનો તો ખરા, પૂછી પૂછીને શા માટે મગજ મથુ પકવો છો?'

હરીન્દ્ર માધવીની સાથે ટાંગામાં બેસી ગયો. ટાંગો ચાલ્યો. મકાન તરફની બાજુએ ટાંગો વળવાની તૈયારીમાં હતો ત્યાં જ માધવીએ ટાંગાવાળાને કહ્યું

'સ્ટેશને જવાનું છે.'

'અરે!' માધવીનું આ પરિવર્તન જોઈ હરીન્દ્રના મુખમાંથી આ શબ્દ નીકળી પડ્યો.

'હા, મારે કોઈની ભીખ પર જીવવું નથી, કોઈનું દાન મારે જોઈતું નથી.' અને એટલું કહેતાં તો માધવીની આંખમાંથી ટપ ટપ આંસુ વહેવા લાગ્યાં.

*

## પાપની ભાગીદારી

હમણાં હું ટ્રેનમાં આવતો હતો. વડોદરાનું સ્ટેશન આવ્યું ત્યારે મારા ડબ્બામાં એક બહેને બહારથી વેણી ખરીદી ને પોતાના માથામાં નાખી માણું, મને થયું કે આ વેણી પાછળ શું કામ નાખી હશે! જો મારે ઓળખાણ હોત તો તો હું એને પૂછત કે બહેન! તેં આ વેણી નાખી તે તને એ વેણી દેખાય છે? જો તને એ દેખાતી નથી તો પછી એ વેણી તેં કોના માટે માથામાં નાખી છે? પણ હું કંઈ બોલ્યો નહિ. પણ ઘણાં વર્ષો પહેલાંનો એક પ્રસંગ મને યાદ આવી ગયો.

નાનુંસરખું એક ગામ હતું. સાંજ પડ્યે બધા વેપારીઓ પોતપોતાને ઘેર જતા હતા. એક વેપારીએ પોતાની સિક્કાની થેલી બગલમાં નાખી દીધી અને ઉપરથી એક ઉપરણું પણ ઓઢી દીધું. મેં એને પૂછ્યું 'ભાઈ ભરબજારે તને ચોરીની બીક લાગે છે તે બગલમાં થેલી નાખી ઉપર કપડું ઓઢ્યું ને વળી પાછું ઓઢવાનું!' તો કહેવા લાગ્યો, 'ના મહારાજ, ચોરીની બીકે નહીં, પણ પાપની બીકે. મારા એ પૈસા ઉપર કોઈની દૃષ્ટિ પડે અને નજર બગડે તો એ પાપનો ભાગીદાર હું થાઉં!'

એ વેપારીની જેમ બહેનોને જ્યાં સુધી આ વાત નહિ સમજાય કે બીજાના પર પડતી કુદૃષ્ટિમાં પોતે પણ ભાગીદાર છે ત્યાં સુધી સ્ત્રીસ્વાતંત્ર્ય સહશિક્ષણ વગેરે વાતોમાં કંઈ જોર નથી આવવાનું.

શ્રી રવિશંકર મહારાજ

*

# નિરક્ષરતા, વહેમ અને રિવાજો

'વાચસ્પતિ'

આપણા દેશમા નિરક્ષરતાનું પ્રમાણ ઘણું મોટુ છે દેશમા બહુ મોટી વસ્તી નિરક્ષર છે. તેમાં યે સ્ત્રીઓમા આ પ્રમાણ વધારે છે આથી આપણી સરકારે નિરક્ષરતાનિવારણ માટે યોજનાઓ ઘડી છે. પણ નિરક્ષરતા એટલે શુ ? એની નાબુદીથી દેશને શો લાભ ? એવા પ્રશ્નો પણ કેટલાક પૂછે છે. કેટલાક એમ પણ કહે છે કે કહેવાતા અભણ લોકો તમારા ભણેલા કરતા વધુ શાણા હોય છે અને વધુ સરકારી પણ હોય છે એટલે આ પ્રશ્નો સમજી લેવાને, આપણે નિરક્ષરતા અને નિરક્ષરતાનિવારણના આપણા ખ્યાલો સ્પષ્ટ કરવા જોઈએ

નિરક્ષરતાનો અર્થ અભણ સ્થિતિ એમ કરીને શરૂઆતમા પ્રૌઢોને વાચતા લખતા અને થોડુક ગણિત કરતા આવડી જાય એટલે નિરક્ષરતાનુ નિવારણ થઈ ગયુ એમ આપણે માનતા પણ જેમ જેમ એ દિશામા આપણે આગળ વધતા ગયા તેમ તેમ આપણને ખબર પડવા લાગી કે આ પ્રશ્ન તો ઘણો વિશાળ છે

અભણ કે નિરક્ષર માણસને વાંચતાં લખતા તો નથી જ આવડતુ. પણ પરિણામે એને સમાજ જીવનના વિવિધ પાસાઓની માહિતી પણ મળી શકતી નથી એને સામાન્ય આરોગ્યના નિયમોની ખબર હોતી નથી. એને પોતાના શરીરની ઓળખ હોતી નથી એટલે કે પાચનક્રિયા, રુધિરાભિસરણ, શ્વાસતંત્ર વગેરેનો ખ્યાલ પણ એને હોતો નથી. એને આપણુ રાજ્ય કેમ ચાલે છે તેની ખબર હોતી નથી એને ખેતીની સુધારેલી રીતોની ખબર હોતી નથી એને બાળઉછેર અને માતાની માવજતના સાચા માર્ગોની ખબર હોતી નથી અભણ માણસ જીવનના અનુભવને લીધે ડહાપણવાળો હોય એ બને, કદાચ ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાનના મૂળ તત્ત્વને કોઠાસૂઝથી જાણતો હોય એમ પણ બને. પણ આગળ કહેલા સમાજજીવનના પોષક અંગોથી એ સાવ અજાણ હોય છે એને પોતાના ગામની અને આસપાસની ભૂગોળ સિવાય બીજી ભૂગોળની ખબર હોતી નથી એને ઇતિહાસના ખ્યાલો હોતા નથી. વિજ્ઞાનની મૂળભૂત સાદી વાતોનો ખ્યાલ તો એને હોય જ ક્યાંથી ? એ રોગ અને ઘીરધારની નવી રીતોની ખબર તો એને હોય જ નહી.

આમ નિરક્ષરતાનિવારણ એટલે માત્ર વાચતા લખતાં શીખવવુ એમ નહી, પણ આ બધા અંગોની પ્રાથમિક કેળવણી એમ આપણે હવે સમજતા થયા છીએ માટે નિરક્ષરતાનિવારણને હવે આપણે સમાજ-શિક્ષણ કહીએ છીએ પોતે જે સમાજમાં રહે છે તે સમાજમા જે કંઈ બને છે તેમા સમજપૂર્વક ભાગ લઈ શકે એવુ શિક્ષણ દરેક પ્રૌઢને આપવુ જોઈએ એમ આપણે ગણીએ છીએ.

નિરક્ષરતાનિવારણ કે સમાજશિક્ષણની આ વ્યાપક ભાવના સમજીએ એટલે તરત જ ખ્યાલ આવશે કે આ કામમા કોલેજના અને યુનિવર્સિટી-ઓના વિદ્યાર્થીઓ, ધારે તો, ઘણી મદદ કરી શકે

સરકાર તો સમાજશિક્ષણ માટે ઘણી યોજ-નાઓ ઘડે છે વેતન આપીને નિરક્ષરતાનિવારણનું કામ કરે એવા માણસો પાસે સરકાર આવુ કામ કરાવે છે પ્રાથમિક શાળાના ઘણા શિક્ષકો આ કામમા ભાગ લે છે પણ મારુ એમ માનવુ છે કે જો દરેક યુનિવર્સિટી આ કામને પોતાનું ગણે અને કોલેજના વિદ્યાર્થીઓ દ્વારા આ કામ હાથમા લઈ લે તો ઘણુ કામ થાય આ કામ તાકીદનું છે આપણા સ્વતંત્ર દેશમાં આપણે જેમ ફરજિયાત પ્રાથમિક શિક્ષણ માટે સમયમર્યાદા નક્કી કરી છે તેમ સમાજશિક્ષણ માટે પણ આપણે સમયમર્યાદા નક્કી કરવી જોઈએ. આપણે પંચાયતરાજનો આરંભ કર્યો છે એટલે એના સંદર્ભમા વ્યાપક સમાજ-શિક્ષણની જરૂરત તકીદે ઊભી થઇ છે

એટલે, વિનાવિલંબે દરેક યુનિવર્સિટીએ પોતાને ત્યાં સમાજશિક્ષણ વિભાગ ખોલવો જોઈએ અને સમાજશિક્ષણ યોજના ઘડી કાઢવી જોઈએ યુનિવર્સિટી પોતાની દરેક કોલેજમાં સામાજશિક્ષણ મંડળ ઊભાં કરે. સમાજશિક્ષણને માટે આગળ જણાવ્યા તે અને હવે વાત કરશું તે વહેમ, રૂઢિ રિવાજો જેવા બીજા બધા જ વિષયોની યાદી કરી, યુનિવર્સિટીએ સાદી સરળ ભાષામાં આવા બધા જ વિષયો પર ટૂંકા મુદ્દાસર વાર્તાલાપો લખાવી તૈયાર કરાવવા જોઈએ. વિદ્યાર્થીઓના સમાજશિક્ષણ મંડળો પોતાના વિદ્યાર્થીસભ્યોને અમુક લત્તાઓ કે ગામડાઓ સોંપી દે અને આવા વિદ્યાર્થીઓ લત્તે લત્તે અને ગામે ગામે જઈ લોકોને લખતાં વાચતાં ગણતાં શીખવે અને ઉપરાંત આ બધા વાર્તાલાપો દ્વારા વિવિધ વિષયોની સમજ પાડે. આ કામમાં વિદ્યાર્થિનીઓ પણ બહુ મોટો ફાળો આપી શકે હજી આપણા ગ્રામપ્રદેશમાં બહેનો સભાઓમાં ખસ જતી નથી. જો વિદ્યાર્થિનીઓ આ કામ હાથમાં લે તો બહેનોનો સંકોચ ઓછો થાય અને એ બહાર આવતી થાય.

યુનિવર્સિટીઓ અને કોલેજો સરકારની યોજનાઓનો લાભ લઇ આર્થિક મદદ મેળવી શકે અને આ કામ હાથમા લઇ શકે પણ આવી યોજનાના પરિણામો તો વિદ્યાર્થીઓના પોતાના ઉત્સાહ અને નિષ્ઠા ઉપર આધાર રાખશે મારા દેશમાં કોઈ પણ ભાઇ બહેન અજ્ઞાનતામા નહીં રહે, મારા દેશને બેઠો કરવામાં મારે મારો ફાળો આપવો જ જોઈએ એવી ધગશથી જો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ આ કામ હાથમા લે તો એનાં પરિણામો સુંદર આવે. એટલે મારું તો સૂચન એ છે કે વિદ્યાર્થીઓએ આ કાર્યનું મહત્ત્વ સમજીને કોલેજો અને યુનિવર્સિટીઓ પાસે આવા કામ માટે માગણી કરવી જોઈએ.

સમાજશિક્ષણ દ્વારા જે એક વાતની નાબૂદી આપણે કરવી જોઈએ તે વહેમની વાત છે. વહેમ અભણ માણસમાં જ હોય છે એમ નથી. ઘણા સુધરેલા દેશોમાં અને ઘણા ભણેલા માણસોમાં વહેમ હોય છે. વહેમ એ શ્રદ્ધા નથી. સમજણપૂર્વક નિર્મળ મનથી જ્યારે આપણે એક વાતમાં વિશ્વાસ મૂકીએ ત્યારે ત્યાં શ્રદ્ધા હોય છે. પણ સમજણ વગર, કોઇએ કહ્યું એટલે ગતાનુગતિક ન્યાયે કોઇ વાતમાં વિશ્વાસ મૂકીએ ત્યારે ત્યાં વહેમ હોય છે આજે ગામડાઓમાં અને શહેરોમાં અનેક પ્રકારના વહેમો પ્રચલિત છે. એ બધાની પાછળ ઘણું ખરું સત્ય જ્ઞાનનો અભાવ તે જ મુખ્ય કારણ છે. જંતરમંતર, દોરાધાગા, બાધા, બાવાસાધુ ઉપર આંધળો વિશ્વાસ વગેરે વહેમ જ છે. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સમાજમથી વહેમને નાબૂદ કરવાને ઘણું કરી શકે સમાજમાં જ્યા જ્યાં વહેમ હોય ત્યાં ત્યાં એનો અભ્યાસ કરી લેવો જોઈએ વહેમ કેવી રીતે જન્મે છે, શા કારણે જન્મે છે તે સમજી લેવું જોઈએ અભણ અને અજ્ઞાન લોકોને આરોગ્ય અને સ્વચ્છતાના નિયમો સમજાવવાથી કેટલાક વહેમોને નાબૂદ કરી શકાય. વિદ્યાર્થીઓ પોતાની ટુકડીઓ પાડી, આવા વહેમોનો અભ્યાસ કરી, એની નાબૂદી માટે હેતુ જ્ઞાન આપવું જોઈએ તે સમજી લઈ, ગ્રામજનો પાસે જઈ, ખરું જ્ઞાન આપે અને સમજાવે તો સમાજમાંથી આ વહેમ નાબુદ થાય. સ્ત્રીઓમાં વહેમનું પ્રમાણ વધારે હોય છે, તો ભણેલી બહેનો આ કામને હાથમાં લઈ શકે. સમાજમાનસને અને પરિણામ વ્યક્તિનાં માનસને નિર્મળ કરીએ તો સમાજજીવન સ્વસ્થ બને અને દરેક વ્યકિત સમાજ અને રાષ્ટ્રમાં ઘડતરનાં કામમાં વિમલ મનથી ફાળો આપી શકે આ માટે કોલેજોએ અને યુનિવર્સિટીઓએ કાર્યક્રમો ઘડીને વહેમની નાબૂદીનું કાર્ય હાથ ધરવુ જોઈએ.

કેટલીકવાર ભણેલામાં પણ વહેમ હોય છે. પરીક્ષામાં પાસ થવા માટે દેવદેવીની બાધા લેતા વિદ્યાર્થીઓ હોય છે. ભણેલા માણસો પણ દોરા ધાગામાં અને બાવાસાધુના ચમત્કારોમાં માને છે. આની પાછળ સ્વાર્થની દષ્ટિ માણસને કાયર બનાવે છે તે કારણ હોય છે. આનો ઇલાજ તો તર્ક અને બુદ્ધિની ખીલવણી તે એક જ છે. માણસ દરેક વાતને બુદ્ધિ અને તર્કપૂર્વક સમજતો થાય અને બુદ્ધિ જે નિર્ણય કરે તેને અમલમાં મૂકતા જેટલું

મનોબળ કેળવી લે તો આવા વહેમો નાબૂદ થાય. બુદ્ધિ અને તર્કની કસોટીએ ન ઊતરે તેને ઝટ લઈને માની ન લેવાની વૃત્તિ કેળવવી જોઈએ. આધ્યાત્મિક બાબતો બુદ્ધિથી પર હોય છે તે જવા દઈએ તો બીજી બાબતોને બુદ્ધિથી કસવાની ટેવ પાડવી જોઈએ.

વહેમ જેવી જ વાત રૂઢિ રિવાજોની છે વહેમ તો ખરાબ જ છે રૂઢિરિવાજ ખરાબ પણ હોય અને સારા પણ હોય ઘણાખરા રિવાજો અને ઘણીખરી રૂઢિઓ, આરમ્ભમાં શુભ હેતુથી ઊપજી હોય છે. પણ જે સ્થળકાળના સંદર્ભમા એ રૂઢિ ઊપજી હોય તે બદલાઇ જાય તો પણ જો એ રૂઢિ ચાલુ રહે તો એ રૂઢિ અનિષ્ટ પણ ઉપજાવે. એકની એક રૂઢિ કાલાન્તરે જડ બની જાય છે બુદ્ધિથી સંસ્કારાતી રહેતી રૂઢિ નિર્મળ રહે છે જડ બનતી નથી. નાત જમાડવાની રૂઢિ, લગ્નમા ખર્ચ કરવાની રૂઢિ, મરણ પાછળ ખર્ચ કરવાની રૂઢિ વગેરે રૂઢિઓ, એક કાળે સારી હોય તો પણ આજે એ અનિષ્ટકારી છે. આવી રૂઢિઓ સમાજ વહેલી તકે છોડે તેમ સારું.

પણ આ બાબતમાં એક સત્ય સમજી લેવુ જોઈએ. કે સમાજનો ઘણો મોટા ભાગ રૂઢિ ઉપર એટલે પરંપરા ઉપર જ નભે છે. પરંપરા એમના જીવનને મોટો ટેકો છે. એનાથી એને બળ મળે છે. પરંપરા એની જીવનનૌકાનું સુકાન છે એટલે જ્યારે જ્યારે રૂઢિ જડ બની જાય ત્યારે ત્યારે એને સંસ્કારવી જોઈએ. રૂઢિને કાઢીને રૂઢિ ઉગાડવી જોઈએ. રૂઢિ તોડી પાડીએ અને એની જગાએ બીજું કોઈ યોગ્ય આલંબન આપીએ નહીં તો વ્યક્તિજીવનમાં અને સમાજજીવનમાં શૂન્યાવકાશ પેદા થાય. આવી દશા ભયંકર છે. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય ત્યારે ત્યારે તે ગ્લાનિ પામેલા ધર્મને સંસ્કારીને નવો ધર્મ પ્રચલિત કરવો તે આપણા દેશની પ્રથા છે. એમ નહીં કે, સમાજને ધર્મ વગરનો કરી નાખવો. ભણેલા વિદ્યાર્થીઓ ઘણી વખત આવી ભૂલ કરે છે. યૌવનના થનગનાટમાં એ રૂઢિઓ તોડવા તૈયાર થાય છે પણ એની જગ્યાએ બીજી નિર્મળ રૂઢિ એ મૂકી શકતો નથી. આથી સમાજની ચાલુ રચના તૂટી પડે છે અને નવી થતી નથી. ગીતામાં બુદ્ધિ ભેદ ન જન્માવવાની જે વાત કહી છે તે આ દૃષ્ટિએ સમજી લેવી જોઈએ.

રૂઢિ, પરંપરા, પ્રથા ઉપર તો સમાજ નભે છે કુટુમ્બની પરંપરા અને રાષ્ટ્રની પરંપરા એને ટકાવી રાખે છે. રઘુકુળ રીતિ હોય તો જ પ્રાણુ જાય પણુ વચન ન જાય એવું જીવન જીવી શકાય. ઈંગ્લંડ જેવા કેટલાક દેશ તો પરંપરાને ઘણું મહત્ત્વ આપે છે. આપણે આપણા દેશના જીવનમાં દરેક પાસામા નિર્મળ નીરોગી પરંપરાઓ ઊભી કરવી પડશે. અને એવી પરંપરાઓ જડ ન બની જાય તે માટે એને સંસ્કારતા રહેવુ પડશે પરંપરાનુ ગૌરવ આપણા વિદ્યાર્થીઓએ જ સમજી લેવું પડશે અને એને ખતર પ્રાણુ આપતાં શીખવું પડશે વર્ગની પરંપરા હોય, શાળાની પરંપરા હોય, વિદ્યાપીઠની પરંપરા હોય-એ નિત્ય સંસ્કારાતી અને પોષાતી પરંપરાઓ ઉપર સંસ્થાઓ નભે. મ્યુનિસિપાલિટી, પંચાયતો જેવી આપણી નવજાત સંસ્થાઓએ તેમજ વિધાનસભા લોકસભાદિ સંસ્થાઓએ પણ પોતાની વિશુદ્ધ પરંપરાઓ ઊભી કરવાની છે. જેટલી વિશુદ્ધ આ પરંપરાઓ તેટલું વિશુદ્ધ આપણું રાષ્ટ્રજીવન બનશે.



'રવીન્દ્રનાથ ટાગોર એકવાર ચીન જાપાનના પ્રવાસે ગયા હતા, ત્યારે ત્યાંના લોકોએ તેમને કહ્યું હતું કે ભારત જેવી ધર્મભૂમિમાં કોઈ અસત્ય નહિ જ બોલતું હોય! કોઈ અનહકનું લેવા નહીં જ ચાહતું હોય! કોઇ કોઈને સતાવતું કે દબતું નહિ હોય! આ સાંભળી કવિવરની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. તેમણે કહ્યું: 'તમે ધારો છો તેવું ભારત આજે નથી. ત્યાં આવા બધા યે દોષો વ્યાપક બનેલા છે.'

# આત્માને અનંત શાંતિ કેમ મળે ?

એક દિવસે એક શ્રીમંતે પોતાના બે પુત્રોની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. પોતાના બે પુત્રોમાં જે ડાહ્યો હોય તેને પોતાની બધી સંપત્તિ સોંપવાનો તેણે નિશ્ચય કર્યો.

શ્રીમંતે પોતાના બે પુત્રો માટે બે નાની કોટડી બનાવી દીધી. બન્નેને ઓછામાં ઓછા પૈસા આપ્યા અને કહ્યું : 'આ પૈસા વડે આખી કોટડી તમારે ભરી આપવાની છે, જે સારી રીતે કોટડી ભરી આપશે તેને હું મારી મિલકત સોંપવાનો છું.'

મોટા પુત્રમાં બુદ્ધિની થોડી ખામી હતી, તેણે વિચાર્યું : 'આટલા પૈસામાં કેટલી ચીજ આવે અને તેટલામાં કોટડી ભરાય કેવી રીતે ?' તેણે સસ્તામાં સસ્તી ચીજ ખરીદવાનો વિચાર કર્યો. તે બજારમાં ગયો અને કચરાની ગાડી ખરીદી લાવ્યો. તે વડે આખી કોટડી ભરી દીધી.

નાનો પુત્ર બુદ્ધિશાળી હતો. તે બજારમાં ગયો અને એ પૈસામાંથી દસ માટીના કોડિયા ખરીદ્યા, વાટ, તેલ અને દીવાસળી ખરીદી. માટીના દસ કોડિયાંને દસે દિશામાં ગોઠવી દીધા અને દીવાસળી વડે દીવો પ્રગટાવીને, આખી કોટડીને પ્રકાશથી ભરી દીધી.

પિતા પુત્રોની પરીક્ષા લેવા આવ્યા અને પ્રથમ મોટા પુત્રની કોટડીએ ગયા તો કચરાથી ભરેલી કોટડી જોઈ. કોટડીમાંથી દુર્ગંધ આવી રહી હતી અને પિતા જરા પણ બોલ્યા વિના ત્યાંથી જતા રહ્યા.

ત્યાંથી આવ્યા નાના પુત્રની કોટડીએ. કોટડી મંગળ પ્રકાશથી દેદીપ્યમાન જોવામાં આવી. નાના પુત્રની બુદ્ધિથી શ્રીમંત પિતા ખુશી થયો અને પોતાની બધી મિલકત તેને સોંપી દીધી.

કહેવાનું તાત્પર્ય એ છે, કે કુદરતે માનવને એક એક શરીરરૂપી કોટડી આપી છે અને ધનાઢ્ય પિતાની જેમ તે પણ દરેકની પરીક્ષા કરી રહેલ છે. માનવી જો નાના પુત્રની જેમ શરીરરૂપી કોટડીને મંગળ પ્રકાશથી શોભાયમાન બનાવશે તો કુદરત તેને આત્માનંદનો ખજાનો બક્ષશે અને મોટા પુત્રની જેમ કચરાથી તે ભરી દેશે તો તેને કંઈ પણ મળશે નહિ. સૌ કોઈએ પોતાની જાતનું આત્મનિરીક્ષણ કરવું ઘટે છે કે પોતાના હૃદયમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરરૂપી કચરો ભરી રહેલ છે કે દાન, દયા, કરુણા, મૈત્રી વગેરેના પ્રકાશથી હૃદયને પ્રકાશિત કરી રહેલ છે ? કોઈએ ખરાબ કામ કર્યું હોય તો તે આંખ વડે જોવું, કોઈની કાન દ્વારા નિંદા સાંભળવી અને જીભ દ્વારા અસત્ય બોલવું તે ઇંદ્રિયો દ્વારા હૃદયમાં કચરો ભરવા જેવું છે. કોઈના ઉપર ક્રોધ કરવો વગેરે પ્રવૃત્તિ હૃદયરૂપી પવિત્ર કોટડીને કચરાથી ભરી દેવા સમાન છે. કુદરતના અનંત ખજાનાના જેમણે વારસદાર થવું હોય તેમણે આ બધી પ્રવૃત્તિઓ ત્યાગવી જોઈએ. તમો મોટા પુત્રની જેમ દુઃખી બનવા ઈચ્છો છો કે નાના પુત્રની જેમ સુખી બનવા ઈચ્છો છો ? જો તમો સુખી થવા ઈચ્છતા હો અને ઉન્નતિ સાધવા માગતા હો તો કુધ્યાનનો અને કુપ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઈએ.

દરેકને સુખની અભિલાષા છે. કીડીથી કુંજર સુધી અને રાજાથી રંક સુધી. સૌ કોઈ સુખ ઈચ્છે છે. પશુ હોય કે મનુષ્ય, નારકી હોય કે દેવતા—કોઈને દુઃખ પ્રિય નથી. સુખ સૌ કોઈ ઈચ્છે છે, માત્ર તફાવત છે સુખના માર્ગમાં, સુખની કલ્પનામાં. કોઈ વસ્તુમાંથી સુખ મેળવવા પ્રયત્ન કરે છે, કોઈ આત્મામાંથી સુખ મેળવવા પ્રયત્ન કરે છે. કોઈ ધનમાં સુખ માને છે, કોઈ ભોગમાં અને અધિકારમાં, કોઈ મહેનતમાં વસવામાં, તો કોઈ કીર્તિમાં સુખ માને છે, પરંતુ વસ્તુમાંથી મળતું સુખ બાહ્ય સુખ છે, જ્યારે આત્મામાંથી મળતું સુખ આંતરિક સુખ છે. વસ્તુજન્ય સુખ ક્ષણિક છે, વીજળીના ચમકારા

ની જેમ થોડો વખત દેખાય છે અને જતું રહે છે, જ્યારે આત્મામાંથી મળતું સુખ ,રથાયી સુખ છે, સૂર્યના પ્રકાશની જેમ શાશ્વત છે. વસ્તુ પોતે ક્ષણિક છે, એટલે તેમાંથી મળતુ સુખ પણ ક્ષણિક હોય તે સ્વાભાવિક છે. જે લોકો વસ્તુજન્ય સુખમાં રચ્યા-પચ્યા રહે છે તે લોકો પોતાની પ્રિય વસ્તુ જતી રહે કે નાશ પામે ત્યારે દુઃખી થાય છે. મદિરામાં સુખ માન્યું હોય તો તે જતો રહે ત્યારે દુઃખ થાય છે; ધનમાં કે કીર્તિમાં સુખ માન્યું હોય તો તે જતી રહે ત્યારે દુઃખ અનુભવાય છે; તેથી જ આત્મામાંથી મળતું સુખ અવિનાશી છે અને વસ્તુમાંથી મળતું સુખ વિનાશી છે. માણસ જો સ્થાયી સુખ મેળવવા ઈચ્છતો હોય તો તેણે સ્થાયી સાધન વડે તે મેળવવા પ્રયત્ન કરવો જોઈએ.

ઉપનિષદમાં એક દૃષ્ટાંત આવે છે. નચિકેતાના પિતા વાજશ્રવાએ યજ્ઞ કર્યો. દાનમાં પોતાને પ્રિય વસ્તુ આપવાની હોય છે. વાજશ્રવાએ પોતાની પ્રિય વસ્તુ તરીકે ગાયોનું દાન કર્યું.

આથી પુત્રે પિતાને કહ્યુ : 'પિતાજી ! તમે દાનમાં બધું આપો છો, પરંતુ પુત્રનું દાન કેમ આપતા નથી ? પ્રિય વસ્તુનુ યજ્ઞમાં દાન કરવાનું હોય છે, પરંતુ પુત્ર તમોને પ્રિય હોવા છતાં તેનું દાન કેમ કરતા નથી ?'

પિતા પાસે આ પ્રશ્નનો જવાબ ન હતો; તે નિરુત્તર રહ્યા.

પુત્રે તે જ પ્રશ્ન ફરીથી પૂછ્યો, પરંતુ તેનો જવાબ પિતાએ આપ્યો નહિ.

પુત્રે ત્રીજી વાર ફરી તે ને તે જ પ્રશ્ન પૂછ્યો. પિતાને ક્રોધ ચડયો અને ક્રોધમાં ને ક્રોધમા તેમણે કહ્યું : 'જા, હું તને યમને દાનમાં આપું છું.'

નચિકેતા તો પિતાની આજ્ઞા મુજબ યમ પાસે ગયો. યમ ઘેર નહોતો. નચિકેતા તેની રાહ જોઈને બારણાં પાસે બેસી રહ્યો. ખાધાપીધા વિના ત્રણ દિવસ પસાર થઇ ગયા. યમ ચોથે દિવસે આવ્યો. નચિકેતા પાસેથી બધી વાત જાણીને, યમ તેના પર ખુશી થયો અને કહ્યું; 'તારે ત્રણ દિવસના ઉપવાસ થયા, માટે હું તને ત્રણ વરદાન આપું છું; તારે જોઈએ તે માગ.'

નચિકેતાને પોતાને માટે કશું માગવાની ઈચ્છા ન હતી. તેણે કહ્યું :

'યજ્ઞમાં મારા પિતાને ક્રોધ થયો હતો તેનું (ક્રોધનું) ફળ નિષ્ફળ જાઓ. એ પહેલું વરદાન હું માગું છું.'

યમે કહ્યું : 'તથાસ્તુ !'

'યજ્ઞમાં મારા પિતાને મોહ રહ્યો હતો અને તેથી તેમણે પ્રિય વસ્તુનું દાન કર્યું નહિ; તેમ છતાં તેમને યજ્ઞનું પૂરું ફળ મળે.'

'તથાસ્તુ !' યમે કહ્યું.

નચિકેતાએ ત્રીજું વરદાન માગતાં કહ્યું : 'મૃત્યુનું રહસ્ય મને સમજાવો.'

યમે કહ્યું : 'હજુ તારી ઉંમર નાની છે; મૃત્યુનું રહસ્ય સમજવા માટે હજુ તને ઘણીવાર છે. તારે જોઈએ તેટલું ધન માગી લે. જોઈએ તેટલી સમૃદ્ધિ માગી લે. તે વડે સુખ ભોગવ. આનંદમાં દિવસો પસાર કર'

યમે નચિકેતાને ખૂબ સમજાવ્યો; પરંતુ તે માન્યો નહિ. તેણે તો એક જ વાત કરી : 'મૃત્યુનું રહસ્ય શું છે અને આત્માને અનંત શાંતિ કેમ મળે ? તે જ જાણવાની મારી ઈચ્છા છે.'

આખરે યમે તેને મૃત્યુનું રહસ્ય સમજાવ્યું.

સંસારમાં પણ આ મુજબ બે પ્રકારના માણસો જોવામાં આવે છે : એક છે નચિકેતાની જેમ આત્માની સમૃદ્ધિમાં રચ્યાપચ્યા રહેનારા; બીજા નચિકેતાના પિતાની જેમ સાંસારિક વસ્તુઓના મોહમાં ફસાયેલા. દુનિયામાં બે જાતની વસ્તુઓ રહેલી છે, તે છે શ્રેયસ અને પ્રેયસ. જે વડે આત્માનું કલ્યાણ થાય તે શ્રેયસ; જે વડે સાંસારિક સુખ વધે પરંતુ સાથેસાથે સંસાર પણ વધે, ભવભ્રમણ પણ વધે તે પ્રેયસ. વિવેકી મનુષ્ય શ્રેયસ પસંદ કરે છે, જ્યારે 'આ ભવ મીઠો તો પરભવ કોણે દીઠો ?' એ સિદ્ધાંતમાં માનનાર

પૌદ્ગલિક સુખમા રચ્યોપચ્યો રહેનાર 'પ્રેયસ' પસંદ કરે છે.

સ્વયંવરમા જેમ કન્યાને પોતાની ઈચ્છા મુજબ પતિ પસંદ કરવાનો હોય છે તેમ આ સંસાર પણ સ્વયંવરના મંડપ જેવો છે અને તેમા શ્રેયસ કે પ્રેયસની પસંદગી કરવાની રહે છે. ૮૪ લાખ જીવ યોનિમાં આ રીતે પસંદગી કરવાનો અધિકાર કોઈને હોય તો તે માત્ર મનુષ્ય છે, મનુષ્ય સિવાય કોઈને તે અધિકાર નથી; તેટલા માટે જ મનુષ્યભવ દેવને પણ દુર્લભ કહેવામા આવેલ છે. મનુષ્યના એક હાથમાં સ્વર્ગ રહેલું છે અને બીજા હાથમા નરક. આ બેમાથી ગમે તે મુઠી તે ઉઘાડી શકે છે. મોટા પુત્રની જેમ હૃદયરૂપી કોટડીમા કચરો ભરશે તો નરક મેળવશે અને બીજા છોકરાની જેમ જ્ઞાનમય મંગળદીપ પ્રગટાવશે તો સ્વર્ગ મેળવી શકશે.

મનુષ્ય પાસે આ બે જ માર્ગો છે: એક છે શ્રેયસનો, બીજો છે પ્રેયસનો. પહેલાની વિદ્યા શ્રેયસને માર્ગે લઈ જનારી હતી. આજની વિદ્યા પ્રેયસ પ્રતિ રુચિ વધારનારી છે. 'सा विद्या या विमुक्तये। જે ત્રિવિધ મુક્તિ અપાવે તે જ વિદ્યા.' પ્રાચીન વિદ્યા આવી હતી. જ્યારે આજની વિદ્યાઓ મનુષ્યને મુક્ત કરવાને બદલે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરરૂપી ૭ રિપુઓથી બાંધી રાખેલ છે. આજની જેમ તે વખતે શહેરોમા શિક્ષણ અપાતુ નહોતું; પ્રાચીન સમયમા જંગલો જ વિદ્યાપીઠ સમાન હતાં અને રંક હોય કે રાય, સૌને ત્યા ભણવા જવું પડતુ. શિક્ષકો પણ આદર્શ જીવન જીવતા હતા અને તેમનું જીવન જ વિદ્યાર્થીઓને આદર્શ પાઠો શીખવી શકતુ. આવા શિક્ષકો 'सा विद्या या विमुक्तये'નુ આદર્શમય શિક્ષણ આપી શકતા.

આજની વિદ્યાએ ઉપર કહ્યા તે ૭ રિપુઓને એટલા બધા છૂટા મૂકી દીધા છે કે તેને અંકુશમા લેવાનું કાર્ય મુશ્કેલ બની ગયેલ છે, ષડરિપુઓ ક્રમશ કેમ છૂટા થઈ ગયા છે તે આપણે જોઈએ:

જે જમાનામા ધર્મપ્રાણ વીર લોકાશાહ થઈ ગયા તે જ જમાનામા યુરોપમા માર્ટીન લ્યુથર થઈ ગયા. તેમણે પ્રોટેસ્ટન્ટ પંથની સ્થાપના કરી. તે સમયે કેથોલીક પંથમાં સંયમના નિયમો એટલા બધા કડક હતા કે તેનુ પાલન પાદરીઓથી થઈ શકતું નહોતુ અને તેથી રોમન કેથોલીક સંપ્રદાયમા સડો પેસી ગયો હતો. આ કડક નિયમોમા માર્ટીન લ્યુથરે છૂટ-છાટ કરીને, 'પ્રોટેસ્ટન્ટ' નામનો નવો પંથ સ્થાપ્યો.

માર્ટીન લ્યુથરે કહ્યુ, કે જેઓ બ્રહ્મચર્ય પાળી ન શકે તેઓ વિવાહિત જીવન ગાળી શકે છે. આ છૂટછાટ મૂકવામા તેનુ ધ્યેય સડો સાફ કરવાનુ હતુ. તેનુ આ ધ્યેય તો પાર પડ્યુ; પરંતુ આ છૂટછાટને પરિણામે પ્રોટેસ્ટન્ટ ધર્મમા સ્વચ્છંદ વધ્યો. જેઓ બ્રહ્મચર્ય ન પાળી શકે તેઓને માટે જ વિવાહિત જીવન ગાળવાની છૂટ મૂકવામા આવી હતી. તેને બદલે સૌ કોઈની એ માન્યતા થઈ ગઈ કે વિવાહિત જીવન પસાર કરવામા વાંધો નથી. આને પરિણામે તે સંસ્થામા ૭ રિપુઓ પૈકી 'કામ' છૂટો થયો.

કામ છૂટો થયો, એટલે વાસના સંતોષવા પૈસાની પણ જરૂર પડવા માંડી; પરિણામે ઉદ્યોગો શરૂ થયા અને તેમાથી લોભ વધ્યો. આ રીતે 'લોભ' નામનો બીજો રિપુ પણ મુક્ત બન્યો.

લોભવૃત્તિને સંતોષવા માટે, બીજા દેશોની બજારો કબજે કરવાની જરૂરિયાત જણાવા લાગી. બીજી બજારો કબજે કરવા માટે, બીજા દેશોમાથી લૂંટ ચલાવવા માટે બળની આવશ્યકતા જણાવા લાગી અને તે માટે પાશવી બળની વૃદ્ધિ કરવી પડી. પાશવી બળની વૃદ્ધિ ક્રોધમાથી જ થાય છે. આ રીતે ક્રોધનો જન્મ થયો.

ક્રોધને મુક્તિ મળ્યા બાદ, મોહનો જન્મ થયો. આ દેશ મારો અને અન્ય દેશો બીજાના. આ સ્વ અને પરની ભાવનાએ 'મોહ'રૂપી ચોથા રિપુને છૂટો કર્યો. રાષ્ટ્રવાદ નામે ઓળખાતી ભાવના 'મોહ'નું જ સ્વરૂપ છે.

આ રીતે કામ, લોભ, ક્રોધ અને મોહ છૂટા થયા. આ ચાર રિપુઓનુ સામ્રાજ્ય હોય ત્યાં મદ તો હમેશા પોષાય જ છે. 'ઈશ્વર વહેમ છે, શરીર

સુખોપભોગ માટે જ છે, આ લોક સિવાય બીજુ કંઈ નથી, પરલોક કોણે જોયેલ છે ?' વગેરે ભાવના પશ્ચિમના દેશોમા પોષાય છે તે 'મદનુ જ પરિણામ છે ઐશ્વર્ય ભોગવવા માટે જ અમે જન્મ્યા છીએ સામ્રાજ્ય ચલાવવાનો અમારો જ અધિકાર છે એ ભાવના મદની મુક્તિમાથી જ જન્મી છે શાહીવાદની ભાવનાનો જન્મ મદમાથી થયેલો છે

આ રીતે જ્યારે કામ, લોભ, ક્રોધ, મોહ અને મદ છૂટા થયા ત્યારે મત્સર શા માટે છૂટો ન થાય ? છેવટે મત્સરે પણ મુક્તિ મેળવી 'બોલ્શેવીઝમ એ મત્સરનુ જ સ્વરૂપ છે

ધર્મ કહે છે, 'તારો ભાઈ ભૂખ્યો હોય ત્યા સુધી તારાથી ખાઈ ન શકાય' ત્યારે બોલ્શેવીઝમ કહે છે કે 'હુ ભૂખ્યો છુ ત્યા સુધી તેને સુખે ખાવા નહિ દઉ હુ ઉઘાડો છુ ત્યા સુધી રેશમી કપડા પહેરવાનો કોઈને અધિકાર નથી આ રીતે મત્સરનું સામ્રાજ્ય સ્થપાયુ

હિંદની સસ્કૃતિ કહે છે, કે 'તારો પાડોશી ભૂખ્યો હોય તો તેને જમાડીને તુ જમ' જ્યાસુધી હિંદની એકએક વ્યક્તિને પેટપૂરતુ ખાવાનુ અને જરૂરિયાત પૂરતુ પહેરવા ન મળે ત્યા સુધી અર્ધનગ્ન રહેવાની મહાત્મા ગાધીજીએ પ્રતિજ્ઞા કરી હતી આ છે હિંદની સસ્કૃતિ પશ્ચિમની સસ્કૃતિ તદન જુદી જ છે, તે સસ્કૃતિ કહે છે કે 'મને ખાવા નથી મળતુ, ત્યારે મારા પડોશીને હુ કેમ ખાવા દઉ ?' વાત એક જ છે પરતુ ધર્મ એ જ વાત બીજી રીતે કહી છે બન્નેની ભાવનામા પૂર્વ-પશ્ચિમ જેટલો તફાવત છે

એકવાર એક ભાઈ નાગપુર શ્રી પકવાસાને મળવા ગયા તેઓએ ચાર દિવસ અને ચાર રાત્રિ એક જ બાબત પર ચર્ચા કરી અને તેનો સાર આ હતો

'આજે હિંદની પુરાણી સસ્કૃતિ જતી રહી છે અને પશ્ચિમની સસ્કૃતિની અસર હિંદ પર ઝડપભેર થઈ રહી છે પરિણામે હિંદ પર આફત ઊતરી આવશે એમ લાગે છે'

હિંદની સસ્કૃતિ કહે છે, કે 'તમે ભલે બિછાનામા સૂઓ પરતુ અમને ઘાસની પથારી મળે તો બસ છે, તમોને મિષ્ટાન ભલે મળે, અમોને જાર બાજરાનો રોટલો મળે તો પણ બસ છે, બીજા રેશમી વસ્ત્રો ભલે પહેરે, અમોને વલ્કલ પહેરવામા આનદ છે' આ છે પુરાણી સસ્કૃતિ, પરતુ આજે આ ભાવનાનો લોપ થઈ રહ્યો છે આજે શ્રીમતોએ ચેતવાની જરૂર છે, જો તેઓ આજના પવનને નહિ ઓળખે તો આવતી કાલે સૌ માટે બૂરી છે.

આ વાતના સમર્થનમા શ્રી પકવાસાએ આપેલો દાખલો વાસ્તવિક પરિસ્થિતિનો યથાર્થ ખ્યાલ આપે છે નાગપુરમા ઊનનો અને સૂતરનો વેપાર વિશેષ છે, તેથી ત્યા હાથસાળો પણ ઘણી છે ગરીબ માણસો સૂતર ખરીદે અને કાતે પછી હાથસાળ પર કાપડ વણે આ રીતે પુષ્કળ માણસોની રોજી ચાલે છે સૂતરના વેપારીઓએ એક સમયે કાળાબજાર કરવા માડયા લોકોને તે ભાવે સૂતર ખરીદવુ પોષાય તેમ નહોતુ સૂતર વિના કપડુ કેમ વણાય ? કપડ વણ્યા વિના રોજી ક્યાથી મળે ? લોકોની રોજી બધ થઈ ગઈ અને લોકો વેપારી પર ઉશ્કેરાઈ ગયા

એક વેપારી—મારવાડી વેપારી કાળાબજાર કરતા પકડાયો તેનો દડ કરવામા આવ્યો, બીજીવાર પકડાયો, ત્યારે પણ દડ કરવામા આવ્યો, ત્રીજીવાર પકડાયો ત્યારે તેને હાથકડી પહેરાવીને ખુલ્લી બજારમા ફેરવવામા આવ્યો તે વેપારીનો વકીલ શ્રી પકવાસા પાસે ગયો અને કહ્યુ 'વેપારીનો કેસ ચલાવ્યા વિના અને તે ગુનેગાર ઠર્યા વિના બેડી પહેરાવીને તેને બજાર વચ્ચે કાઢવામા સરકારે અન્યાય કર્યો છે' શ્રી પકવાસાએ જવાબ આપ્યો 'જો તે વેપારીને તેવી રીતે બજારમા ફેરવવામા ન આવ્યો હોત તો તેની જિંદગી જોખમમા હતી આ ખબર મને મળ્યા અને તેથી તેની જિંદગી બચાવવા માટે સરકારને તેમ કરવુ પડયુ છે લોકો તે વેપારી પર એટલા ઉશ્કેરાઈ ગયા હતા કે તેનુ ખૂન કરવા તેને શોધતા ફરતા હતા તેને આ રીતે ફેરવવાથી, લોકોનો ગુસ્સો શમી ગયો અને તેથી સતોષ પામ્યા.'

[ અનુ૰ પૃ૦ ૫૧૮

# આધેડવયનું આક્રમણ

ઈન્દુલાલ ગાંધી

હુ આજનો દરેક વિદ્યાર્થી જાણે છે કે માણસ જ્યારે વાનપ્રસ્થ અવસ્થામા પ્રવેશ કરે, જ્યારે એની ઉમરની સખ્યા વનમા આવે, ત્યારે તેણે બધા વ્યવસાયોમાથી નિવૃત્ત થઈ વનમાં જઈને રહેવાનું હોય છે મે પણ મારી વિદ્યાર્થી અવસ્થામા આ વાત જાણી હતી જો કે તે વખતે મને વનમા જઈને શા માટે વસવુ જોઈએ તે સમજાયુ નહોતુ એકાદ મે શમેરચ્છોએ એમ સમજાવેલુ કે વનપ્રદેશ, એટલે જગલમા જઈને વસવુ એમ નહિ પણ ગુજરાતીમા એકાવનથી અઠ્ઠાવન સુધીના સખ્યા કોમા જે વન આવે છે તેમા પ્રવેશ કરવો એવો એનો અર્થ કરવાનો છે મે સામો પ્રશ્ન કર્યો કે તો પછી જે ભારતીય ભાષાઓમા પચાસથી સાઠ સુધીના અકોમા વન આવતુ ન હોય તેના ભાષાભાષી લોકો વાનપ્રસ્થ કેવી રીતે થતા હશે ? પણ તેનો ઉત્તર એ મુરબ્બીએ આપ્યો નહિ

ત્યાર પછી ઘણે લાંબે વખતે મને પોતાને જ ખાતરી થઈ ગઈ કે વાનપ્રસ્થ લોકોએ વનમા જઈને જ રહેવુ જોઈએ, તેવુ નક્કી કરી જનાર પૂર્વજો મૂર્ખા નહોતા

વાત એમ બની કે એક મોટા શહેરમા મારી બદલી થતાં, મારે એક નિવૃત્ત જીવન ગાળતા સજ્જનના ઘરમા ભાડુત તરીકે વસવાનો પ્રસગ આવ્યો મને કહેવામા આવેલુ કે માણસ ઘણા જ સારા છે અને તે અમારી દરેક બાબતમા સભાળ લેશે એટલે ઘણા ઉમગભેર અમે ત્યા રહેવા ગયા તે સાંજે તો સામાન છોડ્યા વિના બિસ્તરાનો ઉપયોગ કરીને અમે રાત ગુજારી બીજે દિવસે વહેલી સવારે

(બારણા પર જોરથી ધડાધડ અવાજ)

અરે, ઊઠ, ઊઠ જોને ખરી બહાર આ ગાજવીજ ને કડાકા શેના સભળાય છે ? મારી તો જીવ ઊડી ગયો

પત્ની બહાર કોઈ ફટાકિયા ફોડતુ હોય તેમ લાગે છે

હુ ફટાકિયા ? ફટાકિયા ફોડવા અત્યારે કોણ નવરુ હોય ? દિવાળી ને દેવદિવાળી તો ક્યારની એના ઘર ભેગી થઈ ગઈ

(ફરી જોરથી ધાધડ અવાજ)

મકાન માલિક – અરે મહેરબાન ઘરમા છો કે ? ઊઠો ઊઠો ભલા માણસ અત્યાર સુધી તે સૂઈ રહેવાતુ હશે ? બપોર થવા આવ્યા સાહેબ

પત્ની – અરે આ તો કોઈ આપણુ બારણુ ભભડાવે છે એ ઊભા રહેજો ઉઘાડુ છુ.

(બારણુ ઉઘડવાનો અવાજ)

મકાન માલિક – તમે ય શુ મારા સાહેબ કાલ સાંજના આવ્યા છો પણ મોઢુ જ દેખાડ્યુ નહિ.

હુ – પણ – પણ – આપ ?

મકાન માલિક – મને ન ઓળખ્યો ? હુ અહીં તમારી બાજુમાં જ રહુ છુ. આ મકાન પણ મારુ જ છે પણ ઘરધણી કે ભાડુત જેવા સબધમાં હુ માનતો જ નથી હુ તો અહીં આવીને જે રહે તેને મારા પોતાના જ ગણુ છુ.

હુ – એમ કે ? તો તો બહુ સારુ.

મકાન માલિક અને જુઓ અહીંની હવા બહુ સારી છે સવારના મોડે સુધી સૂઈ રહેવુ સારુ નહીં

હુ – પણ દેશમા તો

મકાન માલિક – દેશમા તમે ગમે તેમ કરતા હો પણ અહીં તો વહેલા ઊઠી ત્રણ ચાર માઈલ ચાલવાથી તબિયત સારી રહે જુઓને હુ દરરોજ

ગૃહસ્થ ' વધારે મારા સાહેબ, હજી આખો દિવસ પડ્યો છે શી ઉતાવળ છે તમારે ?

હું સારું—ત્યો વાંચો—હું જરાક ન્હાઈ લઉં

આમ છાપું એમના હાથમાં મૂકીને હું ન્હાવાની ઓરડીમાં ગયો ત્યાં પેલા ગૃહસ્થે બારણું ઠોક્યું મારા મનને થયું કોઈનો તાર આવ્યો હશે એટલે મેં બારણું ઉઘાડીને પૂછ્યું કેમ ? શું કોઈ તાર આવ્યો છે ?

ગૃહસ્થ ના રે, તાર કોનો આવે ? આ તો હું એકલો હતો એટલે થયું કે ચાલો વાતો કરીએ

હું પણ મેં તમને છાપું વાંચવા આપ્યું હતું ને ?

ગૃહસ્થ એ તો તમે જરાક જોરથી વાંચો તો એટલે હું સાંભળી લઉંશ મારે બીજું શું કામ છે ? તમને આખો દિવસ "કંપની" આપતો રહીશ કેમ ગમશે ને ? (હસતા) કે કેમ બોલ્યા નહિ મારા સાહેબ !

હું મારો અણગમો શબ્દોમાં જાહેર કરવાની મારી હિંમત ચાલી નહિ આમ આ એક જ અનુભવ પરથી મારો હવે દૃઢમત બંધાઈ ગયો છે કે નિવૃત્ત પાંગળી એ એટમબોમ્બ જેવી જ ત્રાસદાયક ચીજ છે કેટલીક જગ્યાએ નોકરોને પંચાવન વરસ પછી પણ નિવૃત્ત ન કરવાની પ્રવૃત્તિ થાય છે તેથી નોકર ઉપર ઉપકાર થતા હશે તેની કરતા ઘણો વધારે ઉપકાર આસપાસના રહેનારા ઉપર થાય છે આ ઉપરથી ત્યાં જૂના વખતની કહેવતોમાં નવરો બેઠો નખ્ખોદ વાળે તે પણ નિવૃત્ત જીવનના આવા કડવા અનુભવમાંથી નીકળી હશે એમ મારું ચોક્કસ માનવું છે



પેરિસના 'એપેરાના રસ્તા (Avenue de l opera) ઉપર કેટલાક વર્ષો પહેલા હું લટાર મારતો હતો ત્યાં બાજુના ભોજનગૃહમાં વચ્ચે કોની વચ્ચે ડૉ આઈન્સ્ટાઈનનું ભવ્ય લાક્ષણિક માથું મેં દીઠું મેં તરત એમની પાસે જઈને નમસ્કાર કર્યા એમના મોં ઉપર તકલીફ ને ચિંતા દેખાતા હતા એમણે મને કહ્યું ભાઈ, અહીં મેં હું મુશ્કેલીમાં પડ્યો છું રસ્તો ભૂલ્યો છું મારી હોટેલની આસપાસ જ થોડીવાર ફરીને પા કલાકમાં પાછો ફરીશ એમ ધારી હું હોટેલમાંથી નીકળ્યો હતો શ્રીમતી આઈન્સ્ટાઈનને લઈને મારે પ્રધાન બ્રાયોને ત્યાં બાર વાગે જમવા જવાનું છે આ મકાનની મેં ત્રણચાર પ્રદક્ષિણા કરી પણ મને મારી હોટેલ જડતી નથી

'પ્રોફેસર સાહેબ તમારી હોટેલનું નામ શું છે ? મેં પૂછ્યું

'એ જ ખરી મુશ્કેલી છે ને' એમણે જવાબ વાળ્યો 'હોટેલના નામની જ ખબર નથી હું હવે શ્રીમતીને કેવી રીતે પાછો મળી શકીશ ?

'આપણે શ્રીમતીજીને ખોળી કાઢીશું જ,' એમ કહી બાજુના રસ્તા ઉપરથી એક પોલીસમેનને મેં બોલાવ્યો એને મેં કહ્યું 'તમે પોલીસના વડાને ફોન કરીને કહોને કે પરદેશીઓની નોંધ રાખનારા ખાતાને પૂછી જુએ કે પ્રોફેસર આઈન્સ્ટાઈન કઈ હોટેલમાં ઉતર્યા છે ? આ રહ્યા એ પ્રોફેસર સાહેબ પણ એ હોટેલનું નામ ભૂલી ગયા છે અને એમને પાંચ મિનિટની અંદર શ્રીમતીજીને લઈને પરદેશખાતાના પ્રધાનને ત્યાં જવું છે

ચકિત થયેલા પોલીસમેને ફોન ખોળી કાઢ્યો, ને થોડી જ વારમાં પાછો આવી અમને કહેવા લાગ્યો કે પ્રોફેસર આઈન્સ્ટાઈન તો હોટેલ ડુ લુવ્ર નામની હોટેલમાં ઉતર્યા છે' એમ કહી રસ્તાની આરપાર સામે જ આંગળી કરી પ્રોફેસર સાહેબ પોતાની જ હોટેલની સામે અર્ધો કલાક તાકતા બેસી રહ્યા હતા !

શિ.

'ન રસ્તો ન વળાંક'
લેખક શ્રી. ઈન્દુકુમાર જોશી
પ્રકાશક : જનતા પબ્લીશર્સ, રાજકોટ
પાનાં ૪૪૦ રૂા ૧૨—૫૦

સાહિત્યક્ષેત્રે પોતાની પ્રથમ નવલકથા દ્વારા પ્રવેશનાર શ્રી ઇન્દુકુમાર દે. જોશી સમાજને આંચકો આપે તેવા વિષયને ઈન્સાફ આપવા બહાર પડ્યા અને પરિણામે કલાકૃતિ તરીકે સફળ સર્જક નીવડ્યા છે. જટાશંકર ફોજદારના પાત્રથી શરૂ થતી આ કથા, તેમની વિધુરાવસ્થા, અને પુનર્લગ્નથી શરૂ થાય છે. તેમને જે સંતાનો થાય છે તેમાં એક પુત્રી જ—અજવાળી અને આગળ જતાં અંજુ— જીવતી રહે છે અને કથાની નાયિકા બને છે. મદ્રાસમાં વેપાર કરતા દામુ શેઠ અને રતન શેઠાણી પ્રભાસપાટણ આવે છે ત્યાંથી હરિયા (આગળ જતાં હરિવદન) ને મદ્રાસ ઉપાડી જાય છે, અને પુત્રની જેમ રાખી પોતાની પેઢીમાં જ સમાવી લે છે, અને પેઢીનો સ્તંભ બની રહે છે. તેનું લગ્ન માધવપુરની કન્યા દમયંતી સાથે થાય છે. અને સૌરાષ્ટ્રની લાડી લંકાને પાદર રહેવા જાય છે અને હરિવદન-દમયંતીનો ઘર સંસાર મદ્રાસમાં ઠરીઠામ થાય છે. તેમને થતા બાળકોમાં પુત્ર તુષાર એક જ મોટો થાય છે દમયંતીનું અચાનક હૃદયરોગના હુમલાથી મૃત્યુ થાય છે થોડો સમય વીત્યા બાદ જટાશંકર ફોજદારની પુત્રી અંજુ સાથે હરિવદનનુ પુનર્લગ્ન ગોઠવાય છે ત્યારે તુષાર કૉલેજમાં અભ્યાસની પૂર્ણતાને આરે પહોંચેલો યુવાન બન્યો હોય છે. પિતાના કારભારમાં તુષાર ભારોભાર રસ લેતો હોય છે. અને એક બે યુવતીઓ સાથે પ્રણયરંગમાં રંગાઈ ચૂક્યો હોય છે. યુવાન અપરમાતા સાથે ગાઢ સંપર્કમાં આવતાં તેની મનોવૃત્તિ સંયમની લક્ષ્મણરેખા ઓળંગે છે તેમાં સંજોગોનો પણ વાંક હોય છે. કેમકે હરિવદન વેપારના કામકાજમાં એટલો ગળાડૂબ રહે છે કે અંજુ તરફ તે બેદરકાર રહે છે. દામુ શેઠ અને રતન શેઠાણીનું અવસાન થતાં હરિવદન ઉપર કામકાજનો બોજો ખૂબ વધી પડે છે તુષાર બનો જ કારભાર સંભાળવામા ઉદ્યુક્ત હોય છે જ અને નવી યુવાન માતા પણ તેમા સહકાર આપે છે. આ બધાનુ પરિણામ માત્ર આકર્ષણ નહીં, દૈહિક સંબંધ સુધી પહોંચી જાય છે, જેના પરિણામે અંજુને બાળકો પણ થાય છે. હરિવદનની હયાતીમાં તો આ સવાલ પ્રશ્નાર્થ ચિન્હ બનીને ઊભો થતો નથી. તુષારનુ લગ્ન મુંબઈની કન્યા મોનલ સાથે ગોઠવાય છે. પરંતુ તે કોઈની પ્રેયસી હોય છે જ અને તુષાર–અંજુ વચ્ચેના સબંધોમા તેને શંકા આવે છે તેથી તે એક દિવસ મુંબઈ જાય છે– સદાયને માટે અને નવલકથા પૂરી થાય છે ત્યારે બે પાત્રો તુષર અને અંજુ જીવનના એવા રાહ ઉપર આવી ઊભા હોય છે જ્યા નથી કોઇ રસ્તો, નથી કોઈ વળાંક એકબીજાનાં જીવનસાથી બનવા સિવાય ત્રીજી કોઈ શક્યતા તેમને માટે રહેતી નથી.

શ્રી ઇન્દુકુમાર જોષીની પ્રથમ નવલકથા હોવા છતાં તેમણે એક ચર્ચાસ્પદ અને ગળે ન ઊતરે તેવી વાતને ગ્રાહ્ય બનાવવા સફળ પ્રયોગ કર્યો છે. નવલકથામાં સૌરાષ્ટ્ર અને મદ્રાસ એમ બે ધ્રુવપ્રદેશોનું વાતાવરણ નવીનતા અર્પે છે સંવાદો ઘણા જ ચોટદાર રહ્યા છે અને વાર્તારસ આદિથી અંત સુધી એક સરખો, અસ્ખલિત વહી જાય છે તુષાર અને હરિવદનના પ્રણયપ્રસંગો આલેખવામા કોઈ મર્યાદાનો લેખકે સ્વીકાર રાખ્યો નથી તેથી અમુક વાચક વર્ગ તેમના પર ફીદા થશે તો અમુક નાકનું ટેરવું પણ ચઢાવશે. જે સામાજીક વિષયને ન્યાય આપવા લેખકે પ્રયત્ન કર્યો છે તે સમાજમાં અસ્તિત્વ ધરાવે જ છે, અને છાનેખુણે ચાલતી વિષમતાઓને છતી કરવામાં શ્રી ઇન્દુકુમારે જે હિંમતપૂર્વકનું બંડ ઉઠાવ્યું છે તેના પરિપાકરૂપે આ કલાકૃતિ જન્મી છે. તેમની શૈલી અને હથોટી પરિપકવતાની પ્રતીતિ કરાવે છે. જટાશંકર ફોજદારનું પાત્ર પહેલેથી છેલ્લે સુધી અસ્તિત્વમાં રહી આખા કથાને સહેતુક પાર્શ્વભૂ પૂરી

પાડે છે દામોદરદાસ, રતશેઠાણી હરિવદન અને દમયંતી એક તરફ અને તુષાર રાજલક્ષ્મી સુનયના અને અર્જુનને બીજી તરફ ત્રાજવામાં મૂકીએ તો કથાના સર્જક તરીકે લેખકે કાંટો બરોબર અધવચ્ચે ઊભો રહે તેવી રીતે પાત્રોને ન્યાય આપ્યો છે શ્રી ઇન્દુકુમારે બીજી નવનકથાઓ આપવી પડશે એમ લાગ્યા વગર રહેતુ નથી જોડણીના દોષોનું પ્રમાણ કણાની મફક ખૂચે છે

જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા
લેખક શિવકુમાર જોષી
પ્રકાશક વોરા એન્ડ કું અમદાવાદ,
પાના ૦૩૨ રૂા ૧૦–૦૦

પુસ્તકના બીજા ભાગના શરૂઆતમા જ લંડનના હીથરો એરપોર્ટ ઉપર લેખકની સાથે ઊતરીએ છીએ તેમનો ભત્રીજો અતુલ અને નવોઢા મીના સેવન્ટીફાઈવ ફોર્ડની મોટરમા કાકાને લેવા આવ્યો હોય છે અને ગ્રામ્ય પ્રદેશમા તેનું મોટરિંગ વાચકને પણ નવીન પ્રદેશની ઓળખાણ આપે છે સ્ટેધામમાં તો 'ગરવી ગુજરાત' ઊભી થઇ જાય છે બ્રિટનની દક્ષિણ તહસીનનો ચઢઊતર પ્રદેશ પસાર કરી લેખક બ્રાઈટનના જગવિખ્યાત સાગર તટ ઉપર સફર કરાવે છે તેમની પાસે કૅમેરા તો છે જ અને પ્રેમી જોડુ ક્યાંક તો એમની નજરે ચડી જ આવે છે અને ભગ્ન અરણ્યના ધ્યાન વચ્ચે પણ તેમનો હાથ ચાવંદના વતો દેખાય છે લંડનના રોકાણ વિશે નાટકો વિશે, થિએટર વિશે શેક્સપિયર અને બ્રેખ્ટ, નટય અને નાટ્યકાર, મોંઘી રટિકિટો અને અનુગામા પૂરપ્રવીણ જોશીનું શિવકુમાર સાથે મિલન' લંડનમા જ મુંબઈ ઊભું થઇ જાય છે તરનાબેન લંડનમા 'હાંડવો' જમાડે છે ત્યારે લેખકના સદ્ભાગ્ય માટે ઈર્ષા પણ થાય છે લંડન પછી પેરિસનું પણ મનોહર વર્ણન આવે છે વરસાઈનો રાજમહેલ જોતી વખતે ફ્રેન્ચ વિપ્લવ અને લૂઈ સોળમાની પત્ની સાથે નેપોલિયનનો ઉદ્ભવ અને રાષ્ટ્રગીત માર્સેલી પણ ચમકી જાય છે 'તીર્થો–ત્તમ લુવ્ર' અને 'કલાનો અબ્રૂ' એ બે પ્રકરણો કલા વિશે જેમ ઊંડી સમજ મતવે છે તેમ વાચકને પણ ઠીક સામગ્રી પીરસે છે ફ્રાંસ પછી આવે છે સ્વિટ્ઝર્લેન્ડ'સના સરોવરિયાં અને હંસોની હાર! જ્યૂરિકમા પણ સ્વામીનાથન અને એક ગુજરાતી ગૃહિણી લેખકને ભેટવાનાં જ, અને તે પણ એવા કે જેમણે શિવકુમારની નવનકથાઓ વાંચી હોય

માઉન્ટ પિલેટસનો રોમાંચક અનુભવ અને સાનહજાર ફૂટ ઊંચાઈની હોટેલમા વેજીટેબલ ખાણું–ટોકળી અને ખાંડીની ક્રોસથીડ જેવી કોઇ ચીજ ઈટાલીઅન રસોઇઆની બનાવેલી આરોગીને, સ્વામીનાથનની રૂદ્રી હોટેનમા પેના હિંદી વિદ્યાર્થીની પુરુષ–વેશ્યાગીરીની વાત સાંભળતા પણ લેખક લઇ જાય છે ખરા ઝ્યૂરિક પછી આવે છે જીનિવા અને ત્યા પણ મોં બ્લાની યાત્રા ત્યાં પણ વડેદરાને યાદ કરનાર ૭૦ વર્ષની સ્વીસ મહિલા વુડિની મળી જાય છે! મોં બ્લાનું કુદરતી સૌંદર્ય લેખકને ભારતના આવા જ સૌંદર્યધામો કાશ્મીર ડેલ્હુ મનાલી, દાર્જિલિંગ કાંચનજંઘા, અને નંદાદેવીની યાદ આપી જાય છે ત્યાંથી ફ્લોરેન્સ આવતા જ ભારતની રીત રસમોનો ઈટાલીમાં અનુભવ થાય છે અહીની આર્ટ ગેલેરીની કમનીય કલાકૃતિઓ યુફિઝિ ગેલેરીમા જોવા મળે છે માઈકલ એન્જેલોનો પરિચય, અને પિસાનો ટાવર તો ખરો જ પણ જે રીતે શિવકુમાર કરાવે છે તેનાથી ઇટાલીની કલાની પાર્શ્વભૂનો ખ્યાલ પણ મળી રહે છે રોમમા પણ લેખકની સાથે ફરતાં ખૂબ મઝા આવે છે સેંટ પિટર્સનું દેવળ, અને તેમાયે પેનો રિએટાનો શિલ્પી અને માઈકલ એન્જેલોની વાત હોય પછી લેખકના હાથ ઝાલ્યા રહે? એવું જ કોલોઝિયમના 'ભૂતવર્તમાન' પ્રકરણમાં બને છે વેટિકન મહેલમા પણ રાફાયેલ જેવા કલાકારનો પરિચય થાય છે, અને છેવટે કેટકોમ્બ્સનું ભૂગર્ભ સ્મશાન અને રોમની સાથે જ લેખકનો પચાસ દિવસનો પંદર યુરોપના શહેરોનો પ્રવાસ પૂરો થાય છે અહીથી અમેરિકાની યાત્રા આગળ વધે છે પણ તેને માટે ત્રીજા ભાગની રાહ જોવી રહી

પ્રવાસ પુસ્તકો ઘણાં લખાયા છે પરંતુ શ્રી શિવકુમાર જોષીએ તેને નવું પરિમાણ આપ્યું છે પ્રવાસના પુસ્તકમા નવલકથા જેટલો જ રસ, સાતત્ય અને પાત્રોની વિધવિધતા દ્વારા કુતૂહલ અને રસવૃત્તિ બન્નેને સંતોષે તેવી કથાકૃતિનું નિર્માણ તેમણે કર્યું છે કવિ અને કથાકાર શિવકુમાર પણ અવારનવાર ઝળકી જાય છે

# ગ્રાહક બન્ધુઓને

ઘણાખરા ગ્રાહકોનું લવાજમ એપ્રિલ ૧૯૭૨ થી માર્ચ ૧૯૭૨ સુધીનું હતું. આપને બધા મળીને કુલ બાર અંકો મળી ગયા હશે.

નવા વર્ષનું લવાજમ રૂપિયા આઠ મનીઓર્ડરથી વૈષ્ણવજન કાર્યાલય ૨. રામકૃષ્ણનગર રાજકોટને સરનામે એપ્રિલની દસ તારીખ સુધીમાં મોકલી આપશો જેથી અંક મોકલવાનું ચાલુ રાખી શકાય.

કેટલાક ગ્રાહક મિત્રોએ ગયા વર્ષનું લવાજમ પણ ભર્યું નથી તેઓ બે વર્ષનું લવાજમ રૂપિયા સોળ મોકલી આપશે તો આભારી થશું.

વ્યવસ્થાની સરળતા ખાતર મનીઓર્ડરથી અથવા ચેકથી લવાજમ મોકલી આપવા વિનંતી છે. વી. પી. થી વધુ ખર્ચ થાય છે એટલે મ. ઓ. થી લવાજમ મોકલવાની સહુ કાળજી રાખે એવી ફરી વિનંતી છે

આશા રાખીએ છીએ આપ ગ્રાહક તરીકે ચાલુ રહી પૂરો સહકાર આપશો.

---સંપાદક

---

## 'વૈષ્ણવજન' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન


૧. પ્રસિદ્ધસ્થાન : વૈષ્ણવજન કાર્યાલય, યાજ્ઞિક રોડ, રેઈસકોર્સ, રાજકોટ

૨. પ્રસિદ્ધિ ગાળો : માસિક

૩ : ૪ : ૬ : મુદ્રક, પ્રકાશક, તથા માલિકનું નામ - ધીરેન ગાંધી

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું ૨, રામકૃષ્ણનગર રાજકોટ-૨

૫ સંપાદક નવીન ગાંધી

રાષ્ટ્રીયતા - ભારતીય

સરનામું : ૨. રામકૃષ્ણનગર રાજકોટ-૨

હું ધીરેન ગાંધી આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે

તા. ૨૮-૨-૭૨

પ્રકાશકની સહી : ધીરેન ગાંધી

Reg. No G. 153

શ્રી. મલ્લિકજી કૃત
અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગાંધીગુરુ... | ૧–૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન ... | ૧–૨૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા.... | ૦–૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા... | ૦–૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા.... | ૦–૧૫ |